# કુરઆને મજીદ

નું

ગુજરાતી ભાષાંતર



પ્રકાશકઃ—

ધી હબીબ ઈસ્માઈલ મેમોરીઅલ ટ્રસ્ટ

પાયધુની—મુંબઈ.

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

# બીજી આવૃત્તિ વિષે થોડુંક.

અલ્લાહની હમ્દ અને તેના પ્યારા હબીબની સના બાદ અલ્લાહના લાખ લાખ શુક્ર છે કે અમે કુરઆને પાકના ગુજરાતી ભાષાંતરની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાને શક્તિમાન થયા છીએ.

અમારો વિચાર પહેલાં તો આ આવૃત્તિમાં અરબી ટેક્ષ્ટ આમેજ કરવાનો હતો, પરંતુ અનિવાર્ય સંજોગોને લઇને એમ બની શકયું નથી. ઈન્શાઅલ્લાહ હવે પછીની આવૃત્તિ અરબી ટેક્ષ્ટ સાથે બહાર પાડવા ઉમ્મેદ છે.

પહેલી આવૃત્તિ ૧૯૩૮ માં બહાર પાડયા પછી જનતા તરફથી જે કદર થઇ છે તે જણાવવાને અમે અશક્ત છીએ, અને લોકો તરફથી માગણી એટલી મોટી હતી કે અમારો વિચાર બીજી આવૃત્તિ ઘણીજ જલદીથી બહાર પાડવાનો હતો, પરંતુ એમાં પણ અમને ઘણી મુશ્કેલીઓ હતી, અને પ્રતિકુળ સંજોગોને લઇને એ કામ પાંચ વર્ષ પર્યંત થઇ શકયું નહિ. આખરે અમે આ બીજી આવૃત્તિ જનતાના હાથમાં મૂકવાને ભાગ્યશાળી થયા છીએ એ બદલ અમે પાક પરવરદિગારનો અહેસાન માનીએ છીએ.

આ આવૃત્તિમાં પહેલી આવૃત્તિ કરતાં કેટલાક સુધારા દાખલ કરવામાં આવ્યા છે. પરંતુ એટલું તો જણાવી દઇએ છીએ કે કુરઆને પાકની અરબી ઈબારતનો તરજુમો શબ્દશઃ કર્યો છે. જ્યારે કેટલીક ઇતીહાસીક અને બોધદાયક ફૂટનોટનો વધારો કરવામાં આવ્યો છે.

પહેલી આવૃત્તિમાં રહી ગએલી છાપખાનાની ભૂલો આ આવૃત્તિમાં ચીવટપૂર્વક સુધારવાની કોશીશ કરવામાં આવી છે, છતાં પણ નજર ચૂકથી કોઇ ભૂલ રહી ગઈ હોય તો વાંચક વર્ગને એ ભૂલ પ્રત્યે અમારૂં ધ્યાન ખેંચવા ખાસ ભલામણ કરીએ છીએ.

અત્રે અમે ફરી એકવાર અનુવાદકનો ખરા અંતઃકરણપૂર્વક આભાર

માનીએ છીએ, અને બીજી આવૃત્તિમાં પણ એમણે જે મહેનત લઈ સમજણ અને ફૂટનોટ આપી છે તેનો જો ઉલ્લેખ ન કરીએ તો ખરેખર નગુણાજ કહેવાઇએ.

અંતમાં જનતાનું ફરી ધ્યાન ખેંચીએ છીએ કે આ સઘળી કોશીશો તોજ સાર્થક થઇ ગણાશે કે જ્યારે વાંચકવૃંદ વર્ષમાં એકવાર તો જરૂરજ આ ભાષાંતર વાંચવાનો મહાવરો રાખશે, અને અમને આશા છે કે તેથી જરૂર ફાયદો મેળવશે.

મુંબઈ,
તા. ૧૫મી શાબાન
હીજરી સન ૧૩૬૨

લી. સેવકો,
**હબીબ ઇસ્માઇલ મેમોરીયલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ.**

તા. ૧૮-૮-૧૯૪૩

# પહેલી આવૃત્તિનું નીવેદન.

## બે બોલ.

અલ્લાહ પાકના ફઝલો કરમ અને તેના પ્યારા હબીબના તુફયલથી કુરઆનને કરીમનું આ ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ કરવાને અમે સામર્થ્યવાન નીવડયા છીએ.

આ ભાષાંતરને શુદ્ધ અને તેના મુળ આશય મુજબ રજુ કરવામાં બની શકે તેટલા સર્વે પ્રયત્નો કરવામાં આવ્યા છે. એ અમારા સંતોષનું એક મુખ્ય કારણ છે.

આ ભાષાંતરનું કામ સને ૧૯૩૨ ના આગસ્ટ માસમાં મુળ અરબી ભાષા પરથી આરંભાયું હતું અને તે બાદ લગભગ છ વખત ઇસ્લાહ (પુનરાવર્તન) ની એરણ પર ચઢાવવામાં આવ્યું હતું, એમ કરતાં ફારસી, ઉર્દુ, અંગ્રેજી તેમજ ગુજરાતી ભાષાંતરો સાથે આ ભાષાંતરને સરખાવી જોવામાં આવ્યું હતું, અને તે પછી છેવટની ઇસ્લાહ (પુનરાવર્તન) મુંબઇના શેખ હાજી મોહમ્મદ હસન સાહેબ નજફી, મુજતહેદ પાસેથી કરાવી તેની શુદ્ધી માટેની ખાત્રી કરી લેવામાં આવી છે.

આ ભાષાંતરને સાદું, સરળ, ગુંચવાડા રહીત બનાવવાની પૂરતી કાળજી રાખવામાં આવી છે કે જેથી ગુજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન ધરાવનાર મુસ્લીમ કે ગેર મુસ્લીમ પણ તે સહેલાઇથી સમજી શકે.

કુરઆને શરીફનાં બીજાં ભાષાંતરોમાં અનુવાદકો મોટા પ્રમાણમાં ફૂટ નોટનો ઉપયોગ કરે છે; પણ આ ભાષાંતરના અનુવાદકે જ્યાં ચાલી શકયું નથી ત્યાંજ ફૂટનોટનો ઉપયોગ કર્યો છે, અને આ ભાષાંતરના વાંચનાર જોઇ શકશે કે પુષ્કળ ફૂટનોટ વીના પણ તે અધુરૂં લાગે તેમ નથી.

છતાં જો આટલેથી ભાષાંતરનું મનન કરનારાઓનો હેતુ સરી નહીં શકે તો ઇનશાઅલ્લાહ આ પછીની બીજી આવૃત્તિમાં પૂરતા પ્રમાણની ફૂટનોટસ આમેજ કરવામાં આવશે. આ બીજી આવૃત્તિ અરબી ટેક્ષ્ટ અને ગુજરાતી ભાષાંતર સાથેની હશે. કેટલેક ઠેકાણે આ ભાષાંતરમાં નજર ચૂકથી કે પછી છાપખાનાવાળાની નીષ્કાળજીથી નાની મોટી થોડીક ભૂલો રહી જવા પામી છે કે જે આ ભાષાંતરની છેવટે શુદ્ધી પત્રિકાદ્વારા દૂર કરવામાં આવી છે.

અનુવાદક અરબસ્તાનમાં જનમ્યા હતા અને તેમની માદરી જબાન અરબી છે, તેમણે લગભગ ૫૦ વર્ષ સુધી અરબી ભાષાનો સંપુર્ણ અભ્યાસ અને ખાસ કરીને કુરઆને શરીફ ટેક્ષ્ટ બુક તરીકે સ્ટડી કર્યા પછી કુરઆને શરીફનું ભાષાંતર કરવાનો પ્રયત્ન કર્યો છે. તેમણે હીંદુસ્થાનમાં ગુજરાતી, ઉર્દુ, ફારસી અને અંગ્રેજી ભાષાઓનો પણ બહોળો અભ્યાસ કર્યો છે, અનુવાદકની આ ૬ વર્ષની રાત દીવસની નિશ્વાર્થ સેવા માટે અમો અત્રે તેમનો અત્યંત આભાર માનીએ છીએ, અને અલ્લાહ પાક પાસે દુઆ ગુજારીએ છીએ કે તે રહ્માનીર રહીમ તેમને આ દુનિયામાં તેમજ આખેરતમાં ઉચ્ચ દરજાઓ અતા કરે.

અનુવાદકે આ ભાષાંતર કરી ગુજરાતી જાણનારી આલમને એક મોટા કરજમાં મુકી છે; કારણ કે ગુજરાતી, અરબી, ઉર્દુ, ફારસી અને અંગ્રેજીનો એક માણસનો આટલો સારો અભ્યાસ હોવો મુશકેલ છે અને જે વિના કુરઆનનું ભાષાંતર સુંદર રીતે થઇ શકવું અશક્ય છે. અનુવાદકનું નામ જાહેર કરવાની અમારી સંપુર્ણ ખાહિશ છતાં તેમની અનિચ્છાને વશ થઈ તેમની આ ઝબરદસ્ત સેવાને જોતાં તે જાહેર ન કરવાની અમને ફરજ પડી છે.

મુંબઇના શેખ હાજી મોહમ્મદ હસન નજફી સાહેબ મુજતહેદ કે જેઓ આજે વિદ્વાનોમાં એક અજોડ સ્થાન ધરાવે છે તેમણે આ તરજુમા માટે જે મહેનત લીધી છે તે માટે તેમનોય અમે આભાર માનીએ છીએ.

એ સઘળી કોશીશોનું ફળ તો ત્યારેજ મળ્યું કહેવાશે કે જ્યારે આ કિતાબ લેનાર વર્ષમાં ઓછામાં ઓછું એકવાર આ ભાષાંતર પુરૂં વાંચી મનન કરશે.

અંતમાં અમે ખુદાએ બરતરથી આશા રાખીએ છીએ કે તે અમારા આ પ્રયાસમાં રહેલી ખામીઓ કે ભૂલોને દરગુજર કરે અને તેના હબીબે પાકના તુફયલથી આ ભાષાંતરનું મનન કરનારાઓને નુરે હીદાયત અને ફતેહ અર્પણ કરે. આમીન.

મુંબઇ, તા. ૨૫-૮-૧૯૩૮

લી. સેવકો,
હબીબ ઇસ્માઇલ મેમોરીયલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓ.

# પ્રસ્તાવના.

સૃષ્ટિના આરંભ કાળથી કુદરતના ચાલતા આવેલા કાનૂન મુજબ જ્યારે જ્યારે પૃથ્વી ઉપરથી તોહીદ પરસ્તી (એકેશ્વર વાદ) ના સ્થાને કુફ્ર (નાસ્તીક વાદ) અને ગુમરાહીનું સામ્રાજ્ય વ્યાપી રહે છે, ત્યારે ત્યારે માર્ગ ભૂલેલા નાચીઝ ઈન્સાનોને સન્માર્ગ દેખાડવા અને સારા નરસાનો ભેદ સમજાવી હિદાયતની પ્રેરણાનું પાન કરાવવા સૃષ્ટિનો સર્જનહાર પોતાના ખાસ પ્રતિનીધીઓ તેઓમાં મોકલતો રહ્યો છે. અલ્લાહના એ પ્રતિનીધીઓ નબીઓ કહેવાય છે. અલ્લાહના આ પવિત્ર પ્રતિનીધીઓ જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાંની ભાષા સાથે જુદા જુદા સ્થળોમાં પેદા થઇ લોકોને તેમના જીવનનો ઉદ્દેશ અને જીવન વિતાવવાનો ઉત્તમ માર્ગ દેખાડતા રહ્યા. નબીઓ મોકલવાનો આ કુદરતી ક્રમ હઝરત ઈસા પછી લાંબા વખત સુધી (૭૦૦ વર્ષ) મૌકુફ રાખવામાં આવતાં લોકો નબીઓના શિક્ષણ અને હિદાયતને ભૂલી બેઠા, અને દુનિયા પર એવો વખત આવી લાગ્યો કે જ્યારે માનવતા વહેમ અને તર્કની ગુલામ બની ગઈ. ચોમેર કલ્પના, તર્કવિતર્ક, વહેમ અને ગુમાનનું અનુકરણ થવા માંડ્યું. જે જગતને નબીઓની અણથક કોશીશોએ ઉન્નતિની ટોચે ચઢાવ્યું હતું તે પાછું પડતીના ખાડામાં ગબડી ગયું, અને તે અંધકારમય દેખાવા લાગ્યું.

મરહુમ મૌલાના હાલીએ એ સમયનો આબેહુબ ચિતાર નીચે મુજબ રજુ કર્યો છે.

ઝલાલતને થા નવએ ઈન્સાં કો ઘેરા, એક અંધેર થા રૂબ્એ મસ્કુ મેં છાયા
હરેક કૌમ પર થા તનઝ્ઝુલ કા સાયા, બલંદી સે થા જીસ્ને સબ કો ગીરાયા

વો નેશન જો હૂંય આજ ગર્દું કે તારે
ધુંધલ કે મેં પસ્તી કે પિન્હાં થે સારે

ન વો દૌર દૌરા થા ઈબ્રાનીયોં કા, ન વો બખ્તો ઈકબાલ નસરાનીયોં કા
પરાગંદા દફ્તર થા યુનાનીયોં કા, પરેશાં થા શીરાઝા સાસાનીયોં કા

જહાઝ અહલે રૂમા કા થા ડગમગાતા
ચિરાગ અહલે ઈર્કીં કા થા ટમટમાતા

ઈધર હિંદ મેં હર તરફ થા અંધેરા, કે થા ગ્યાન ગુનકા લદા યાંસે ડેરા
ઉધર થા અજમ કો જહાલતને ઘેરા, કે દિલ સબને કેશો કનસ સે થા ફેરા

ન ભગવાન કા ધ્યાન થા ગ્યાનીઓં મેં
ન યઝદાં પરસ્તી થી યઝદાનીયોં મેં
હવા હરતરફ મૌજઝન થી બલા કી, ગલોં પર છુરી ફિર રહી થી જફા કી
ઉકુબત કી હદ થી ન પુરસિશ ખતા કી, પડી લુટ રહી થી વદીઅત ખુદા કી
ઝમીં પર થા અબ્રે સિતમ કા ડરેરા
તબાહી મેં થા નવએ ઈન્સાં કા બેડા
વોહ કૌમેં જો હૈં આજ ગમખારે ઈન્સાં, દરિન્દોં કી ઔર ઉન્કી તીનત થી યકસાં
જહાં અદલ કે આજ જારી હૈ ફરમાં, બહુત દૂર પહોંચા થા વ્હાં ઝુલ્મો તુગ્યાં
બને આજ જો ગલ્લાબાં હું ય હમારે
વો થે ભેડીએ આદમી ખ્વાર સારે

આ તો જગતની સામાન્ય પરિસ્થિતિ હતી, પરંતુ અરબસ્તાનનો રંગ કં જુદોજ હતો. એ વિષે મૌલાના હાલી આગળ ચાલતાં જણાવે છે :—

અરબ જીસ્કા ચર્ચા હૈ યે કુછ વો કયા થા, જહાં સે અલગ એક જઝીરા નૂમા થા
ઝમાને સે પયવન્દ જીસ્કા જુદા થા, ન કિશ્વર સિતાં થા ન કિશ્વર કુશા થા
તમદ્દુન કા ઉસ પર પડા થા ન સાયા
તરકકી કા થા વાં કદમ તક ન આયા
ન આબો હવા ઐસી થી રૂહ પરવર, કે કાબિલહી પૈદા હોં ખુદ જીસ સે જૌહર
ન કુછ અયસે સામાં વહાં થે મયસ્સર, કંવલ જીસ સે ખિલ જાયેં દિલ કે સરાસર
ન સબ્ઝા થા સહરા મેં પયદા ન પાની
ફકત આબે બારાં પે થી ઝિન્દગાની
ઝમીં સંગલાખ ઔર હવા આતિશ અફશાં, લુઓં કી લપટ બાદે સર સરકે તુફાં
પહાડ ઔર ટીલે શરાબ ઔર બિયાબાં, ખજુરોં કે ઝુંડ ઔર ખારે મુગીલાં
ન ખેતોં મેં ગલ્લા ન જંગલ મેં ખેતી
અરબ ઔર કુલ કાએનાત ઉસ્કી યે થી
કહીં આગ પુજતી થી વાં બે મુહાબા, કહીં થા કવાકિબ પરસ્તી કા ચર્ચા
બહુત સે થે તસલીસ પર દીલ સે શૈદા, બુતોં કા અમલ સુબસુ જાબજા થા
કરિશ્મોં કા રાહિબ કે થા સૈદ કોઈ
તિલિસ્મોં મેં કાહિન કે થા કૈદ કોઈ

વો દુન્યા મેં ઘર સબ સે પહેલા ખુદા કા, ખલીલ એક મેઅમાર થા જીસ બિના કા
અઝલ સે મશીયતને થા જીસકો તાકા, કે ઇસ ઘર સે ઉબલેગા ચશ્મા હુદા કા

વો તીરથ થા એક બુત પરસ્તોં કા ગોયા
જહાં નામે હક કા ન થા કોઇ જોયા

કબીલે કબીલે કા એક બુત જુદા થા, કિસીકા હુબુલ થા કીસી કા સફા થા
યહ ઉઝ્ઝા પે વહ નાએલા પે ફિદા થા, ઇસી તર્હ ઘર ઘર નયા એક ખુદા થા

નિહાં અબ્રે ઝુલ્મત મેં થા મહરે અન્વર
અંધેરા થા ફારાન કી ચોટીયોં પર

જો હોતી થી પૈદા કીસી ઘર મેં દુખ્તર, તો ખૌફે શમાતત સે બેરહમ માદર
ફિરે દેખતી જબ થી શૌહર કે તેવર, કહીં ઝીંદા ગાડ આતી થી ઉસકો જા કર

વો ગોદ અયસી નફરત સે કરતી થી ખાલી
જને સાંપ જય સે કોઇ જનનેવાલી

જૂવા ઉન્કી દિન રાત કી દિલ્લગી થી, શરાબ ઉન્કી ઘુટ્ટી મેં ગોયા પડી થી
તઅય્યુશ થા, ગફલત થી, દિવાનગી થી, ગરઝ હર તરહ ઉન્કી હાલત બુરી થી

બહુત ઇસ તરહ ઉન પે ગુઝરીં થી સદીયાં
કે છાઇ હુઇ નેકીઓં પર થી બદીયાં

યકાયક હૂઈ ગૈરતે હક કો હરકત, બઢા જાનિબે બુકબીસ અબ્રે રહમત
અદા ખાકે બત્હાને કી વહ વદીઅત, ચલે આતે થે જીસ્કી દેતે શહાદત

દુઆએ ખલીલ ઔર નવીદે મસીહા
હુવે પહેલુએ આમિના સે હુવૈદા

એ મહાન નબી હ. મોહમ્મદ મુસ્તફા સ. અ. વ. ના આગમન વખતે જગતની કેવી પરિસ્થિતિ હતી એ ઉપર કહેવાઇ ચૂકયું છે, એટલે તે વિષે લંબાણુ કરવું એ નિરર્થક પૂનરૂકિત છે. અલબત એટલું લક્ષમાં રાખવું ઘટે છે કે હઝરતની પહેલાં થઇ ગયેલા બધા પયગમ્બરો એમની કોમના પયગમ્બર હતા, એમને મળેલો ઇલાહી પેગામ એમની કોમ પૂરતો હતો. હઝરત આખી જગત પર મબઉસ થયા હતા, છતાં જ્યારે અન્ય નબીઓએ તેમની આખી જીંદગી કોમને ઉપદેશ આપવામાં વીતાડી તો પણ કોમને રાહે રાસ્ત પર લાવવામાં કામયાબ થયા ન હતા, અને જોઇએ તેટલી સંખ્યામાં લોકોને

દુરાચારથી અટકાવી શકયા ન હુતા ત્યારે હઝરત એમની હયાતી દરમીયાનજ અરબસ્તાનની જંગલી અને નરાધમ કોમને ન માત્ર રાહે રાસ્ત પર લાવી શકયા હતા પણુ એ સિવાય અન્ય કોમોને પણુ રાહે રાસ્ત પર લાવી શકયા હુતા અને જગતમાં શાંતિનું રાજ્ય સ્થાપી શકયા હુતા. ખુદાએ તેમને રહમતુલ લિલ આલમીનનો માનદ ખિતાબ આપ્યો હતો, અને ખરેખર એમનું આગમન જગત માટે રહેમત પુરવાર થયું હતું. એમનું ધર્મ શિક્ષણુ અને એમની તાલીમ આ વાતના પુરતા પુરાવા છે. ઇસ્લામની આછી રૂપરેખા અમે નીચે આપી છે તેનાથી વાચકને આ કથનની સત્યતાની પ્રતિતિ થઈ જશે.

ઇસ્લામની પહેલાં મનુષ્યમાત્ર એમ સમજતા હતા કે મઝહબ એવા શિક્ષણુ અને માર્ગદર્શક, તાલીમ અને હિદાયતનું નામ છે કે જેમાં બુદ્ધી અને સમજશકિતને સ્થાન નથી; એની ગહનતાને બુદ્ધિ કે સમજશકિત પામી શકતાં નથી; વળી એ શિક્ષણુનો પ્રચાર અને તેનું પાલન કરવા માટે દબાણુ એટલા માટે કરવામાં આવે છે કે તેથી માણુસની સ્વાભાવિક શક્તિઓનું દમન થાય; એ શકિતઓ દબાવી દેવાય, નફસને રિબાવી શકાય; આ રીતે એવી આશા રાખવામાં આવતી હતી કે માણુસ બુદ્ધિનો ઉપયોગ કરતો અટકે. એ વખતે લોકો માનતા હતા કે બુદ્ધિનો દમન સદાચાર છે અને બુદ્ધિનો ઉપયોગ ફસાદોનું મૂળ છે, એમાંથીજ ખરાબીઓ પેદા થાય છે.

આ વિચારોની અસર એ થવા પામી હતી કે માણુસ પતિત બન્યો હતો, માનસિક ગુલામીમાં સપડાયો હતો, એમાં ઓશિયાળાપણું દાખલ થયુ હતું, અને પરિણામે તે અશરફુલમખલુક—સૃષ્ટિ શ્રેષ્ઠ—તરીકેના એના ઉચ્ચ આસન પરથી ગબડી પડયો હતો અને સામાન્ય પ્રાણીઓની હરોળમાં આવી ગયો હતો. ઇન્સાનની ગરદનમાં ઈન્સાની ગુલામીની ધુંસરી પડી હતી, એ નાશકારક રીત રીવાજોની બેડીમાં જકડાયો હતો, તે પાદરી અને પૂરોહિતોનો અંગત ભકત બન્યો હતો, નજુમીઓ અને જ્યોતિષીઓનો દાસ બન્યો હતો, જાદુગરો અને મેલી વિદ્યા જાણુનારા નઝરબંદોનો શિકાર બન્યો હતો; તેની વિચાર શકિત બુઠ્ઠી પડી ગઇ હતી, એની બુદ્ધિ દમનના દોરથી બહેર મારી ગઈ હતી, એ પોતે કંઈ વિચારી

શકતો નહિ, વિચારો માટે બીજાનો ઓશિયાળો હતો. પરિણામે એ વહેમોનો ભોગ બન્યો હતો, અનુમાનોનું અનુપાલન કરતા શિખ્યો હતો, કુદરતની દરેક વસ્તુ કે તેના તરફથી પ્રગટ થતા કાર્યોથી તે ભયભિત થતો હતો, સદીઓ જુના રીત રીવાજોની ગુલામી એના મગજમાં જડ ઘાલી બેઠી હતી, એનો એ અંધ અનુયાયી હતો. એના પુરોહિતો, પંડિતો, અને ધર્મગુરૂઓ એના માટે જે માર્ગ નકકી કરતા તેને એ જીવનની પેઠે વળગી રહેતો, તેનાથી જરા આમ તેમ થવું તેને રૂચતું નહિ. લકીરનો એ ફકીર બન્યો હતો, ટુંકમાં ખુદાએ મનુષ્યને આપેલી મહાન નેઅમત બુદ્ધીને હાથથી ખોઇ બેસીને એ વહેમ પરસ્તીનો શિકાર બન્યો હતો. એની વિશિષ્ઠતાઓ એણે ગુમાવી દીધી હતી, કુદરતે તેને આપેલી શકિતઓનો ઉપયોગ કરવાને બદલે જંત્ર મંત્રનો એ આશ્રિત બન્યો હતો, અને તેની ગુલામીથી છટકવાનું તેના માટે લગભગ અશકય બની ગયું હતું.

હઝરત વિશ્વ પર રહેમત એટલા માટે હતા કે આ માનસિક ગુલામીમાંથી તેમણે માણુસને છોડાવ્યા અને એવી પ્રાણવાન તાલીમ તેમને આપી કે જેથી અટકી ગયેલી માનવ પ્રગતિને ફરીથી વેગ મળ્યો. આપે ઇન્સાન સમક્ષ અલ્લાહની હિદાયત પેશ કરી, તેમને ઇલ્મ અને હિકમતનો પાઠ ભણાવ્યો, અને સદીઓથી જે રીત રીવાજોમાં માનવ જાતિ પીસાઇ રહી હતી તેમાંથી તેને મૂકિત અપાવી. આપે જગતને દિવ્ય સંદેશો સુણાવતા કહ્યું કે "હે લોકો! હું તમને ઇસ્લામની દાવત આપું છું કે જે ખુદાઈ મઝહબ છે, જેના સિદ્ધાંત સ્વાભાવિક સિદ્ધાંતો છે, જે બુદ્ધિ, ચિંતવન અને હિકમતનો દીન છે, જે ખાત્રીપૂર્વકની દલીલો અને મકકમ પ્રમાણોથી ભરપુર છે, જે આઝાદી અને ખુદ મુખત્યારીનો ઝંડા ધારી છે, જે મનુષ્યને તેના જીવન અને આત્માને તમામ મખલુકની ગુલામીમાંથી છોડાવી કેવળ એક ખુદાએ બરહકની ચોખટ પર ઝુકાવનાર અને માત્ર એકજ ખુદાનો ગુલામ બનાવી તેને તમામ દુનિયાની ગુલામીથી છોડાવનારો દીન છે." આગલા નબીઓના સંબંધમાં આપે ફરમાવ્યું કે "તે લોકો ઇન્સાની આત્માઓને પોતાના ગુલામ બનાવવા માટે મોકલવામાં

# પ્રકરણ ૧ લું

## સુરતુલ ફાતેહા.

### આરંભ.

મક્કામાં ઉતરેલી જેની ૭ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. સઘળા વખાણ દુનિયાઓના[1] પાલનકર્તા અલ્લાહનેજ માટે છે.

૨. (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૩. (તથા જે) ન્યાયના દિવસનો ધણી છે.

૪. અમે તારીજ બંદગી કરીએ છીએ અને તારીજ મદદ માગીએ છીએ.

૫. અમને સીધા માર્ગ ઉપર કાયમ રાખ.

૬. એવા લોકોનો માર્ગ કે જેમને તેં નેઅમતોથી નવાજ્યા છે.[2]

૭. તેમનો માર્ગ નહિ જેમના ઉપર તેં કોપ ઉતાર્યો છે[3] તથા જેઓ અવળે રસ્તે ગયા છે.[4]

---

૧. દુનિયાઓ અર્થાત આલમે ઈન્સાન, આલમે જીનાત, આલમે મલાએકા (ફરિશ્તા) વિગેરે.

૨. જેમના ઉપર નવાજીશ કરવામાં આવી છે તે ચાર તરેહના લોકો છે (૧) નબીઓ (૨) સત્યવાદીઓ (૩) સદાચારીઓ અને (૪) શહીદો (ધર્મ અર્થે પ્રાણ આપનારાઓ.)

૩. તે કોમો કે જે અલ્લાહની આજ્ઞાઓનો ભંગ કરી અલ્લાહના પયગામ પહોંચાડનારાઓને વિના કારણે મારી નાખતી હતી એટલે યહુદીઓ.

૪. જે લોકો અલ્લાહને છોડી બીજાઓની પુજા કરતા હતા એટલે ખ્રિસ્તિઓ.

# ભાગ ૧ લો.

## પ્રકરણ ૨ જું.

## સુરતુલ બકરહ.

### ગાય.

મદીનામાં ઉતરેલી જેની ૨૮૬ આયતો અને ૪૦ રકૂઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ્. લામ. મીમ.[૧]

૨. આ કિતાબ એવી છે જેમાં કોઈ પણ પ્રકારની શંકા નથી.[૨] તે ગુન્હાઓથી બચનારાઓ માટે સન્માર્ગદર્શક છે.

૩. જેઓ અદ્રષ્ય[૩] (બાબતો)માં માને છે તથા નમાઝ કાયમ કરે છે અને અમોએ તેમને જે કાંઇ આપ્યું છે તેમાંથી (અમારા માટે) ખરચ કરે છે.

૪. અને (હે રસુલ!) જે (કુરઆન) તારા પર ઉતારવામાં આવ્યું છે, તથા જે (ઈલાહી કિતાબો) તારી પહેલાં ઉતારવામાં[૪] આવી છે, તેના ઉપર તેઓ ઈમાન લાવે છે અને કયામતના દિવસમાં (પણ) તેઓ સંપૂર્ણ વિશ્વાસ રાખે છે.

૫. એજ લોકો પોતાના પરવરદિગારના સરળ માર્ગ ઉપર છે અને તેઓજ સફળતા પામનારા છે.

---

૧ મજકુર મૂળાક્ષરોનો ખરો અર્થ અલ્લાહ અને તેના રસુલ સીવાય બીજો કોઈ જાણતો નથી. એજ પ્રમાણે બીજી સુરાઓ જે અરબી મૂળાક્ષરોથી શરૂ થાય છે તેનો અર્થ પણ.

૨. આ કિતાબ અલ્લાહ તરફથી ઉતરેલી છે તેમાં કોઈ પણ પ્રકારની શંકા નથી.

૩. જે વસ્તુઓ હસ્તી ધરાવે છે પણ દેખી શકાતી નથી તે; જેમકે અલ્લાહ, ફરિશ્તા, જીન્નાત વિગેરે.

૪. તારી પહેલાં એટલે હઝરત મોહમ્મદ સ. અ. વ. ની પહેલાં થઈ ગએલા નબીઓ ઉપર ઉતારવામાં આવેલાં આકાશી પુસ્તકો તોરેત, ઝબુર, ઈન્જીલ વિગેરે.

૬. નિસંશય જેઓ (સમજ્યા છતાં) માનતા નથી, તું તેમને ડરાવે કે ન ડરાવે એ તેમના માટે સરખું (જ) છે; તેઓ (હરગીઝ) ઈમાન લાવશે નહિ.

૭. તેમના અંતઃકરણો ઉપર તથા તેમના કાનો ઉપર અલ્લાહે મોહોર મારી દીધી છે, અને તેમની આંખો ઉપર પડદો છે, અને તેમના માટે ઘણી મોટી શિક્ષા છે.

૮. અને લોકોમાંથી (કેટલાક) એવા છે જેઓ (જાહેરમાં) રુકુ ૨
કહે છે કે અમે અલ્લાહ તથા કયામતના દિવસ પર ઈમાન લાવ્યા છીએ, જોકે (ખરૂં જોતાં) તેઓ ઈમાન લાવ્યા નથી.

૯. (આમ કરીને) તેઓ અલ્લાહને તથા જેઓ ઈમાન લાવ્યા છે તેમને છેતરવા માગે છે; પણ (ખરૂં જોતાં) તેઓ પોતાના સિવાય બીજા કોઈને છેતરતા નથી, પરંતુ તેમને (તેનું) ભાન નથી.

૧૦. તેમના અંતઃકરણોમાં (એક પ્રકારનો) રોગ છે તેથી અલ્લાહે તેમના (તે) રોગમાં વધારો કર્યો, અને તેમના માટે દુઃખદાયક શિક્ષા છે, કારણ કે તેઓ જુઠું બોલતા હતા.

૧૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે પૃથ્વી પર વેર-ભાવ ફેલાવો નહિ, ત્યારે તેઓ કહે છે કે અમે તો (લોકોમાં) માત્ર સુલેહ કરાવનાર છીએ.

૧૨. ખબરદાર! નિસંશય એજ લોકો વેરભાવ ફેલાવનારા છે, પરંતુ (તેનું) તેમને ભાન નથી.

૧૩. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે જેમ બીજા લોકો ઈમાન લાવ્યા છે તેમ તમે પણ ઈમાન લાવો ત્યારે તેઓ કહે છે કે શું અમે એવી રીતે ઈમાન લાવીએ કે જેવી રીતે તે મૂર્ખાઓ ઈમાન લાવ્યા છે? ખબરદાર! એ લોકો પંડેજ મૂર્ખ છે પણ (તે) તેઓ જાણતા નથી.

૧૪. અને જ્યારે તેઓ ઈમાન લાવનારાઓની મુલાકાત કરે છે ત્યારે કહે છે કે અમે ઈમાન લાવ્યા છીએ, અને જ્યારે એકાંતમાં પોતાના શેતાનો (આડે માર્ગે દોરવનારા આગેવાનો) ને મળે છે ત્યારે કહે છે કે ખચીતજ અમે તો તમારીજ સાથે છીએ, અમે તો (તે મુસલ-

માનોની) માત્ર મજાક કરીએ છીએ.

૧૫. અલ્લાહ (પણ) તેમની મજાક કરે છે તથા તેમને તેમના (અધર્મીપણાની) ઉદ્ધતાઇમાં આંધળાઓની જેમ ભટકતા રહેવા દે છે.

૧૬. આ લોકો તેજ છે જેમણે ખોટો રસ્તો ખરા રસ્તાના બદલે વેચાતો લીધો છે, તેથી ન તો તેમના (આ) વેપારે તેમને નફો પહોંચાડ્યો છે અને ન તો તેઓ સાચો રસ્તો પામેલા છે.

૧૭. તેમનો દાખલો તે (માણસ)ના જેવો છે કે જેણે આગ સળગાવી, પછી જ્યારે આગથી ચોમેર અજવાળું થયું ત્યારે અલ્લાહે તેમની (આંખોની) રોશની લઇ લીધી અને તેમને એવા એક અંધકારમાં છોડી દીધા કે (જેથી હવે) તેમને કાંઇ પણ સુજતું નથી.

૧૮. (તેઓ) બહેરા, ગુંગા (અને) આંધળા છે, તેથી (હવે અધર્મથી) તેઓ (ખરા માર્ગ ઉપર) પાછા ફરશે નહિ.

૧૯. અથવા તેમનો દાખલો (આકાશમાંથી પડતા એવા એક) ધોધમાર વરસાદના જેવો છે કે જેમાં અંધકાર હોય તથા ગર્જના તથા વીજળી પણ; કડાકાઓનો અવાજ સાંભળી મૃત્યુના ભયથી તેઓ પોતાના કાનોમાં આંગળા ખોસી દે છે; અને અલ્લાહ નાસ્તિકોને (પોતાની શક્તિથી) ઘેરી રાખે છે.

૨૦. એ સમય પાસે છે કે વીજળી (ના ચમકારા) તેમની આંખોની રોશનીને છીનવી લઇ જાય; જ્યારે જ્યારે પણ તે (વીજળી) તેમને પ્રકાશ આપે છે ત્યારે ત્યારે તેમાં તેઓ ચાલી નીકળે છે અને તેમના ઉપર અંધકાર થઇ જતાં તેઓ ઉભા રહી જાય છે;[1] અને જો અલ્લાહ ચાહતે તો તેમની સાંભળવાની તથા જોવાની શક્તિ જરૂર છીનવી લેતે; નિસંશય અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૨૧. હે લોકો! તમે તમારા પરવરદિગારની બંદગી કરો જેણે

---

૧. મુનાફિકો આત્મિક અંધકારમાં પડેલા છે, તેઓ જ્યારે છટાદાર બોધ સાંભળે છે ત્યારે તેમને નસીહતની લાગણી થાય છે, પણ તેથી તેમને કાંઈ પણ લાભ થતો નથી. જેવી રીતે મુસાફરોને અંધારી રાત્રે માર્ગ સુજતો નથી, પરંતુ વિજળી થાય છે ત્યારે તેની રોશનીમાં ત્રણ ચાર પગલાં ચાલે છે, પછી થંભી જાય છે.

તમને તથા જેઓ તમારી અગાઉ હતાં તેમને પેદા કર્યાં છે, કે કદાચને તમે (ગુન્હાથી) બચો.

૨૨. જેણે જમીનને તમારા માટે બીછાનું બનાવ્યું તથા આકાશને એક છત્ર; અને જેણે આકાશમાંથી પાણી ઉતાર્યું પછી તે વડે તમારી રોજી માટે ફળો પેદા કર્યાં; માટે જાણી જોઇને અલ્લાહના બરોબરીઓ બનાવો નહિ.

૨૩. અને અમોએ જે (કુરઆન) અમારા બન્દા ઉપર ઉતાર્યું છે, તેમાં કદાચને તમને શંકા હોય (કે તે અલ્લાહ તરફનું નથી) તો તેના જેવું એક પ્રકરણ તમે પણ (રચી) લાવો, અને અગર તમે સાચા હો તો અલ્લાહ સિવાય તમારા શાક્ષીઓ લઇ આવો.

૨૪. પછી જો તમે (તેમ) ન કરી શકો–અને તમે તે કોઇ કાળે કરી શકશો નહિ–તો તે આગથી ડરો કે જેનું બળતણ માણસો તથા પત્થરો છે, જે (ખાસ કરીને) નાસ્તિકો માટે તૈયાર કરવામાં આવી છે.

૨૫. અને (હે રસુલ!) તે લોકોને, કે જેઓ ઈમાન લાવ્યા છે તથા સત્કાર્યો કર્યાં છે, ખુશખબર આપ કે તેમના માટે બગીચાઓ (તૈયાર કરવામાં આવ્યા) છે જેની નીચે થઇને નદીઓ વહે છે. જ્યારે જ્યારે પણ તેમને તેમાંથી ખાવાને માટે કોઈ ફળ આપવામાં આવશે, ત્યારે ત્યારે તેઓ કહેશે કે આના જેવા અમને પહેલાં પણ મળી ચુકયાં છે, જો કે (ખરી રીતે તો માત્ર) તે દેખાવમાંજ[1] તેનાં જેવાં હતાં. અને તેમના માટે એ (બગીચાઓ) માં પવિત્ર જોડાં પણ હશે અને તેઓ તેમાં હંમેશ માટે રહેનાર છે.

૨૬. બેશક અલ્લાહ એક મચ્છર જેવાનો અથવા તે કરતાંય વધારે નજીવા (જંતુ) નો દાખલો વર્ણવતા શરમાતો નથી;[2] પછી જેઓ ઇમાન લાવ્યા છે તેઓ તો જાણે છે કે તે (દાખલો) તેઓના પરવરદિગાર

---

૧. સ્વર્ગના ફળો જોકે દેખાવમાં દુનિયાનાં ફળો જેવાં હશે પણ ખાવામાં ઘણા વધારે સ્વાદીષ્ટ.

૨. નાસ્તિકોએ જ્યારે કુરઆને શરીફમાં કીડી અને કરોળીયાનું વર્ણન જોયું ત્યારે તેમણે ટીકા કરતાં કહ્યું કે આવા નજીવા જીવોનું વર્ણન કરવામાં અલ્લાહનો શો હેતુ છે, તેના જવાબમાં આ આયત ઉતરી છે.

તરફથી છે (તેમજ) સત્ય છે. પણ જેઓ માનતા નથી તેઓ કહે છે કે આ દાખલાથી અલ્લાહનો શો હેતુ છે? (પણ અલ્લાહ) એવાજ (દાખલાઓ) થી ઘણાઓને આડે માર્ગે લઈ જાય છે, અને (વળી) ઘણાઓને તે વડે સન્માર્ગે (પણ) લઇ જાય છે. અને તે માત્ર નાફરમાનોને તે વડે આડે માર્ગે લઇ જાય છે:

૨૭. જેઓ અલ્લાહ સાથેનો કરાર તેના નક્કી થયા પછી તોડી નાખે છે,[૧] અને જે વસ્તુઓ અલ્લાહે જોડવાને ફરમાવ્યું છે તેને કાપી નાખે છે[૨] અને પૃથ્વી પર ફસાદ કરતા રહે છે, તેજ લોકો નુકસાનમાં રહેનાર છે.

૨૮. અને શા આધારે તમે અલ્લાહનો ઇન્કાર કરો છો? જ્યારે તમે જીવ વગરના હતા ત્યારે તેણે તમને જીવ આપ્યો, પછી તમને મૃત્યુ આપશે અને ફરીથી (બીજીવાર) તમને સજીવન કરશે પછી તમે તેની તરફ પાછા ફેરવવામાં આવશો.

૨૯. તે (અલ્લાહ) એજ છે કે જેણે જમીનની સઘળી વસ્તુઓ તમારા માટે પેદા કરી, પછી આકાશ તરફ ધ્યાન આપ્યું, પછી તેમાંથી સંપૂર્ણ સાત આકાશો બનાવ્યા; અને તે સઘળી વસ્તુઓનો સંપૂર્ણ રીતે જાણનાર છે.

૩૦. અને (હે રસુલ!) તારા પરવરદિગારે જ્યારે ફરિશ્તાઓને કહ્યું કે પૃથ્વી ઉપર હું (મારો) એક પ્રતિનિધી નીમનાર છું ત્યારે તેમણે અરજ કરી કે શું તું એવા (પ્રતિનિધી) ની નીમણુક કરશે કે જે તે (પૃથ્વી) ઉપર ફસાદ અને ખૂનરેઝી કર્યા કરશે? જોકે (ખરેખર તો અમારામાંથીજ પ્રતિનિધી બનાવવો જોઇએ કારણકે) અમે (સાચા અંતઃકરણથી) તારા ગુણ ગાઇએ છીએ તથા તારી પવિત્રતા વર્ણવીએ છીએ. (અલ્લાહે) ફરમાવ્યું કે નિસંશય જે હું જાણું છું તે તમે જાણતા નથી.

૩૧. અને આદમને સઘળા નામો શીખવ્યા, પછી તે (નામો)

---

૧. આ તે કરાર છે કે જે દરેક કોમે પોતાના નબી મારફતે અલ્લાહની સાથે તેની આજ્ઞા પાળવાને કર્યો હતો.

૨. એટલે કે સગપણનો સંબંધ તોડી નાખે છે.

ફરિશ્તાઓ સામે રજુ કરતાં ફરમાવ્યું, જો તમે (તમારા દાવામાં) સાચા હો તો તે (વસ્તુઓ) ના નામોની મને ખબર આપો.

૩૨. (ફરિશ્તાઓએ) અરજ કરી કે તું (દરેક એબથી) પાક અને પાકીઝા છે! અમને જે તેં શીખવ્યું છે તે ઉપરાંત અમને કાંઇ જ્ઞાન નથી; બેશક (દરેક) જ્ઞાનનો સંપૂર્ણ જાણનાર અને સત્ય અસત્યનો નિર્ણય કરનાર તુંજ છે.

૩૩. (અલ્લાહે) ફરમાવ્યું કે હે આદમ! તે (વસ્તુઓ) ના નામો તેમને બતાવી દે. પછી જ્યારે આદમે તે નામો તે (ફરિશ્તા) ઓને બતાવી દીધા, ત્યારે (અલ્લાહે) ફરમાવ્યું કે શું મેં તમને કહ્યું નહતું કે નિસંશય હુંજ આકાશો તથા જમીનના છુપા ભેદોનો જાણનાર છું અને જે કાંઇ તમે જાહેર કરો છો તથા જે કાંઇ તમે છુપાવી રાખો છો તેનાથી (પણ) હું સારી પેઠે વાકેફ છું.

૩૪. અને જ્યારે અમોએ ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો ત્યારે સર્વેએ સિજદો કર્યો સિવાય ઇબ્લીસે (શેતાને); તેણે અભિમાનથી ઇન્કાર કર્યો અને તે નાફરમાનો માંહેનો થયો.

૩૫. અને અમોએ હુકમ કર્યો કે હે આદમ! તું અને તારી પત્નિ સ્વર્ગમાં વાસ કરો અને તેમાં જ્યાંથી પણ તમારૂં મન ચાહે પેટ ભરીને ખાઓ, પણ આ ઝાડ પાસે જશો નહિ, નહિ તો તમે જુલમગારો માંહેના થઈ જશો.

૩૬. પછી શેતાને તે બન્નેને તે (ઝાડના ફળ ખાવા) માટે લપસાવ્યા, જેથી (તેણે) જે સ્થિતિમાં તેઓ હતા તે (સ્થિતિ) માંથી તેમને કઢાવ્યા અને અમે હુકમ કર્યો કે નીચે ઉતરી જાઓ, તમારા-માંથી કેટલાકો કેટલાકોના શત્રુ છે, અને એક સમય સુધી જમીન પરજ તમારૂં સ્થાન અને જીંદગીનું સાધન રહેશે.

૩૭. પછી આદમે તેના પરવરદિગાર તરફથી (દુઆ માગવામાં) થોડાંક વાકયો શીખી લીધાં[1] જેથી (અલ્લાહે) તેની તોબા કબુલ કરી; બેશક

---

૧. તે વાકયો આ હતાં "હે અમારા પરવરદિગાર! નિસંશય અમે અમારા પોતા ઉપર જુલમ કર્યો, જો તું અમને ક્ષમા નહિ કરે અને અમારા ઉપર દયા નહિ કરે તો અમે ખચીતજ નુકસાન ભોગવનારાઓ માંહેના થઇ જશું."

તે મહાન તોબા કબુલ કરનાર અને દયા કરનાર છે.

૩૮. (અને) અમોએ આજ્ઞા કરી કે તમે સઘળા અહીંથી ઉતરી જાઓ, પછી મારા તરફથી તમને હિદાયત પહોંચશે જરૂર, (પછી) જે મારી હિદાયતને અનુસરી ચાલશે તેમને ન તો કાંઇ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૩૯. અને જેમણે અમારી આયતો (આજ્ઞાઓ) નો ઇન્કાર કર્યો તથા તેમને જુઠલાવી તેઓ જહન્નમવાસી છે; તેઓ હંમેશને માટે તેમાંજ રહેનાર છે.

૫ ૪૦. હે ઈસરાઇલના[1] વંશજો! મારી તે બક્ષિસોને યાદ કરો કે જે મેં તમને અર્પણ કરી હતી[2] અને પુરો કરો મારા કરારને (જેથી) હું પુરો કરૂં તમારા કરારને અને ડરો તો માત્ર મારાથીજ.

૪૧. અને ઇમાન લાવો તે (કુરઆન) ઉપર જે મેં ઉતાર્યું છે (અને) જે તમારી પાસે (કિતાબો) છે તેની સત્યતા બતાવનાર છે અને તમે સૌથી પહેલાં તેનો ઇન્કાર કરનારા બનો નહિ, તથા મારી આયતોના બદલામાં (સંસારી લાભ માટે) નજીવી કિમ્મત મેળવો નહિ, અને ધાસ્તી રાખો તો માત્ર મારીજ.

૪૨. અને સત્યને અસત્યની સાથે ભેળવી નાખો નહિ, અને સત્યને જાણી જોઇને સંતાડો નહિ.

૪૩. અને નમાઝ (હંમેશા) પઢતા રહો તથા ઝકાત[3] આપતા રહો અને નમનારાઓ સાથે નમન કરો.

૪૪. શું તમે લોકોને તો નેકી (ના કાર્યો) કરવાની આજ્ઞા કરો છો અને પોતાને ભૂલી જાઓ છો? જો કે તમે પણ કિતાબ (તૌરેત) પઢો છો; શું ત્યારે તમે એટલું (પણ) સમજતા નથી?

---

૧. હઝરત યાકુબ અ. સ. નું બીજું નામ ઇસરાઈલ હતું.

૨. અલ્લાહે ઈસરાઈલના વંશજોને તેમના ઉપર કરેલ પોતાની કૃપા યાદ દેવરાવી છે; અને એ કોમમાં જે મોઅજીઝાઓ (ચમત્કારો) જાહેર થએલ તેનું વર્ણન કર્યું છે, અને તે લોકોની શંકાઓ અને બેહુદગીઓનો આ લંબાણ કિસ્સાદ્વારા રદીયો આપ્યો છે.

૩. ઝકાત એટલે આવકમાંથી સેંકડે ૨॥ ટકા ગરીબોને આપવાનો અલ્લાહે હુકમ કર્યો છે તે.

૪૫. અને ધીરજ તથા નમાઝ વડે (અમારી) મદદ માગતા રહો[1] અને બેશક તે (નમાઝ પઢવી) એક ભારે (કાર્ય) છે, સિવાય તે લોકોના માટે કે જેઓ નમ્ર છે:

૪૬. કે જેઓ પોતાના પરવરદિગારની મુલાકાતની તેમજ તેની તરફ પાછા રજુ થવાની સંપુર્ણ ખાતરી રાખે છે.

૪૭. હે ઇસ્રાઇલના વંશજો! મારી તે બક્ષિશોને યાદ કરો કે જે ૨
મેં તમને અર્પણ કરી હતી તથા એ વાતને (પણ યાદ કરો) કે મેં તમને આખા જગત ઉપર સરસાઈ આપી હતી.[2]

૪૮. અને તે દિવસથી ડરો કે જે દિવસે કોઇ પણ વ્યક્તિ બીજી કોઈ વ્યક્તિના (બદલા તરીકે) કોઈપણ પ્રકારે કામમાં આવશે નહિ, તેમજ કોઈની તેના માટે ભલામણ કબુલ કરવામાં આવશે નહિ, તથા કોઇ પણ જાતનો બદલો તેની પાસેથી લેવામાં આવશે નહિ, અને કોઈ પણ જાતની મદદ તેમને કરવામાં આવશે નહિ.

૪૯. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ તમને ફિરઔનીઓના હાથથી છુટકારો આપ્યો; તેઓ તમને દુષ્ટ (અને ભયંકર) શિક્ષા કરતા હતા, તમારા પુત્રોને કાપી નાખતા હતા તથા તમારી પુત્રીઓને જીવતી રહેવા દેતા હતા;[3] અને તેમાં તમારા પરવરદિગાર તરફથી તમારા માટે ઘણી મોટી કસોટી હતી.

૫૦. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ તમારા માટે સમુદ્રને ચીરી નાખ્યો (તેમાં તમને માર્ગ કરી આપ્યો), અને (તેમ કરીને) તમને (ફિરઔનીઓના હાથમાંથી દરિયા પાર ઉતારી) છુટકારો આપ્યો, અને તમારા દેખતાં દેખતાંજ ફિરઔનીઓને ડુબાડી દીધા.

૫૧. અને (તે પણ યાદ કરો) જ્યારે અમોએ મુસાને ચાલીસ

---

૧. અર્થાત દરેક હાજત અને મુસીબત વખતે.

૨. અર્થાત તે જમાનાના લોકો ઉપર.

૩. ફિરઔનીઓનું એ બાળકોને મારી નાખવાનું મુળ કારણ એ હતું કે નજુમીઓએ ફિરઔનને ભવિષ્યવાણી કહેલ હતી કે ઇસરાઈલના વંશમાં એક એવા બાળકનો જન્મ થશે કે જે ફિરઔનનું તખ્ત ઉથલાવી પાડવામાં કારણરૂપ થશે.

રાત્રીઓનો વાયદો આપી (તૂર પર બોલાવ્યો)[1] પછી તમે તેની ગેરહાજરીમાં વાછરડાને (અલ્લાહ તરીકે) પૂજવા લાગ્યા અને (તેમાં) તમેજ જુલમગાર હતા.

૫૨. આ છતાંય તેના પછી અમોએ તમારાથી દરગુજર કરી કે કદાચને તમે આભાર માનવા લાગો.

૫૩. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ મુસાને તે કિતાબ (તૌરેત) તથા ફુરકાન (સત્ય અસત્યનો નિર્ણય કરનાર નિયમો) અર્પણ કર્યા કે કદાચને તમે સન્માર્ગે ચાલો.

૫૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે હે મારી કોમ! નિસંશય તમોએ વાછરડાને પૂજી હાથે કરી તમારા પોતાપર જુલમ કર્યો છે, હવે તમારા પેદા કરનારની હજુરમાં તૌબા કરો અને (તમારાજ હાથે) તમારામાંના (વાછરડાને પૂજનારા) ઓને કતલ કરી નાખો; એજ તમારા પેદા કરનાર પાસે તમારા હકમાં બેહતર છે; પછી તમારી તૌબા (અલ્લાહે) સ્વીકારી; બેશક તે મહાન તૌબાનો સ્વીકારનાર (અને) દયા કરનાર છે.

૫૫. અને જ્યારે તમોએ કહ્યું કે હે મુસા! જ્યાં સુધી અમે અલ્લાહને નરી આંખે જોઇ ન લઇએ ત્યાં સુધી તારા પર હરગીઝ ઇમાન લાવશું નહિ, ત્યારે તમારા દેખતાં દેખતાંજ તમને વીજળીએ પકડી પાડ્યા.[2]

૫૬. પછી અમોએ તમારા (આ) મરણ બાદ તમને (પુનઃ) સજીવન કર્યા કે કદાચને તમે (અમારો) આભાર માનો.

---

૧. અલ્લાહે હઝરત મુસા અ. સ. ને ચાલીસ રાત્રી દિવસ સુધી "સીના" ના પહાડ ઉપર રહીને ઇબાદત કરવાનું ફરમાવ્યું હતું અને તે બાદ તૌરેત આપવાનું જણાવ્યું હતું; એ મુદ્દત દરમીયાન ઈસરાઈલના વંશજોએ સામરી નામના શખસના ભમાવ્યાથી "ગોપૂજા" કરવી શરૂ કરી. હઝરત મુસા અ. સ. ના પાછા આવ્યા બાદ અલ્લાહે હુકમ આપ્યો કે તમારામાંના જે લોકોએ ગોપૂજા કરી તેમને મારી નાખો; બસ એજ તેમની તૌબા છે.

૨. હઝરત મુસા અ. સ. ઈસરાઈલના વંશજોમાંથી ૭૦ માણસોને પોતાની સાથે લઈ ગયા કે તેઓપણ અલ્લાહની વાણી (કલામ) સાંભળે; અલ્લાહના કલામ સાંભળ્યા પછી તેઓએ અલ્લાહના દિદાર કરવાની ખાહેશ કરી, તેથી અલ્લાહે તેઓને વીજળીથી બાળી નાખ્યા, પછી હઝરત મુસા અ. સ. ની દુઆથી તેમને સજીવન કર્યા.

૫૭. અને અમોએ તમારા પર વાદળાની છાયા કરી તથા તમારા માટે મન્ના તથા સલ્વા[1] (નામના ખોરાકો) ઉતાર્યાં; (અને તમને હુકમ કર્યો કે) જે સ્વચ્છ ચીજોની રોજી અમોએ તમને આપી છે તેમાંથી ખુબ ખાઓ પીઓ; અને (આ છતાં તમે ઉપકાર માનનારા બન્યા નહિ) આમ કર્યાથી તેઓએ અમારૂં કશું બગાડયું નહિ બલ્કે તેઓએ પોતાનાજ ઉપર જુલમ કર્યો.[2]

૫૮. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ કહ્યું કે આ શહેરમાં દાખલ થાઓ અને તેમાં જ્યાંથી જે કાંઇ ચાહો તે ખુબ ખાઓ પીઓ અને આ દરવાજામાંથી સિજદો કરતા તથા 'ક્ષમા' 'ક્ષમા' બોલતા દાખલ થાઓ, (એટલે) અમે તમારા ગુન્હા માફ કરી દઇશું અને (તમારામાંના) જે સદાચારીઓ હશે તેમને જલદીથી ઉન્નતિ આપીશું.

૫૯. પછી જાલિમોએ જે કાંઈ તેમને કહેવામાં આવ્યું હતું તેને જુદાજ બોલોમાં બદલી નાખ્યું,[3] આથી અમોએ જેમણે જુલમ કર્યો હતો તેમના ઉપર આકાશમાંથી એક કહેર ઉતાર્યો કારણકે તેઓ નાફરમાની કરતા હતા.

---

૧. "મન્ના" માટે એમ કહેવાય છે કે રાત્રે ઝાકળ રૂપે ઝાડના પાંદડાઓ પર ચોક્કસ પદાર્થ જામી જતો જે સવારે ભેગો કરી લેવામાં આવતો અને તેનો સ્વાદિષ્ટ ખોરાક તરીકે ઉપયોગ થતો. જ્યારે "સલ્વા" એક પ્રકારનું પક્ષી હતું તેના ટોળે ટોળાં જ્યાં પણ બની ઇસરાઈલનો પડાવ રહેતો ત્યાં ઉતરી પડતાં હતાં.

૨. ઈસરાઈલના વંશજોને "અમાલ્કા" શહેરની જેહાદ કરવાનો હુકમ થયો, પણ તેઓએ તેની દરકાર કરી નહિ, તેથી તેમના ઉપર અઝાબ થયો કે જેથી તેઓ ચાળીસ વર્ષ સુધી જંગલમાં ભટકતા રહ્યા, ત્યાં તેમને ખાવા પીવાનું કે તંબુ નસીબ ન થયા. એટલે અલ્લાહે હઝરત મુસા અ. સ. ની દુઆથી તેમનાં માટે "મન્ના" અને "સલ્વા" (નામના ખોરાકો) મોકલ્યા અને પત્થરમાંથી પાણીના બાર ઝરા વહેતા કર્યા, અને વાદળાઓને તેમની છાયા માટે મુકરર કર્યાં, એ લોકોએ આ નેઅમતોની કદર ન કરી અને અનુપકારી થયા. એ આખા કીસ્સાનો આ આયતમાં ઈશારો છે.

૩. બની ઈસરાઈલને તેમના ગુન્હાઓની માફી માગવા માટે "હિત્તતુન" એટલે 'ક્ષમા' 'ક્ષમા' એવા શબ્દો બોલતાં બોલતાં તે શહેર કે જે હ૦ મુસા અ૦ સ૦ ના વખતમાં ફતેહ થયું હતું તેમાં દાખલ થવાનું ફરમાવવામાં આવ્યું ત્યારે તેમણે "હિત્તતુન" શબ્દને બદલે "હીન્તતુન" બોલવા માંડયું. કે જેનો અર્થ ઘઉં તથા બીજી જાતના અનાજ ઉપરાંત મરી મસાલો એવો પણ થાય છે, તેમ કરીને તેમનો હેતુ અલ્લાહના શબ્દોની હાંસી કરવાનો હતો.

૬૦. અને (તે સમયને યાદ કરો) જ્યારે મુસાએ પોતાની કોમ માટે પાણી માગ્યું ત્યારે અમોએ કહ્યું કે આ પત્થર ઉપર તારી લાકડી માર; (તેમ કરવાથી) તેમાંથી બાર ઝરા ફુટી નીકળ્યા; દરેક ટોળાએ પોતપોતાની પીવાની જગ્યા ઓળખી કાઢી;[1] (પછી અમોએ હુકમ કર્યો કે) અલ્લાહે તમને આપેલી રોજીમાંથી ખાઓ અને પીઓ અને ફિત્નાખોર બની પૃથ્વી પર બુરાઇ કરતા ફરો નહિ.

૬૧. અને (તે સમયને યાદ કરો) જ્યારે તમોએ કહ્યું કે હે મુસા! અમે એકજ પ્રકારના ખોરાક ઉપર કદી પણ સંતોષ પકડીશું નહિ માટે તું તારા પરવરદિગાર પાસે દુઆ કર કે જમીનમાંથી જે જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે (જેવીકે) શાક, ભાજી, કાકડી, ઘઉં, મસુર અને ડુંગળી (વિગેરે) અમારા માટે પણ ઉત્પન્ન કરે; (મુસાએ) ફરમાવ્યું કે શું તમે ઉમદા વસ્તુઓને સાધારણ વસ્તુઓથી બદલવા ચાહો છો? (જો એમ હોય) તો કોઇ શહેરમાં ઉતરી પડો કે (જેથી) જે વસ્તુઓનો તમોએ સવાલ કર્યો છે તે નિસંશય તમને (ત્યાં) મળશે; અને તેમના પર હીણપત અને કંગાલીયત આવી પડી અને તેમણે (હાથે કરીને) પોતાના પર અલ્લાહનો કોપ વ્હોરી લીધો; આ એટલા માટે કે અલ્લાહની નિશાનીઓનો તેઓ ઇન્કાર કરતા હતા અને નબીઓને નાહક કતલ કરી નાખતા હતા; (વળી) એટલા માટે કે તેઓ નાફરમાની કરતા હતા અને હદ ઉપરાંત અત્યાચાર કરતા હતા.

૬૨. નિસંશય! જેઓ ઇમાન લાવ્યા છે અને જેઓ યહુદીઓ અને ખ્રિસ્તિઓ અને સાબેઇન (સીતારાઓને પૂજનારા) છે, જે કોઇ અલ્લાહ તથા કયામતના દીવસ પર ઇમાન લાવશે તથા સત્કાર્યો કરશે તો તેનો બદલો તેમના માટે તેમના પરવરદિગાર પાસે હશેજ; અને તેમને ન તો કાંઇ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.[2]

---

૧. ઇસરાઇલના વંશજોનાં બાર કબીલા (ટોળાં) હતાં, તેથી દરેક કબીલા માટે એકેક ઝરો મુકરર થયો.

૨. માણસ મૂળ ગમે તે ફિર્કા (પંથ) નો હોય પણ જો અલ્લાહ તથા કયામત ઉપર ઈમાન લાવે અને નેક કાર્યો કરે તો તે સફળતા પામે છે.

૬૩. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ તમારી પાસેથી વચન લીધું તથા (સીના) પર્વત તમારા માથા ઉપર ઉચકી ધરી રાખ્યો; (અને હુકમ કર્યો કે) જે કાંઇ (તૌરેતની આજ્ઞાઓ) અમોએ તમને આપી છે તેને દ્રઢતા પૂર્વક વળગી રહો, અને જે તેમાં છે તે ધ્યાનમાં રાખો કે કદાચને તમે પરહેઝગાર બનો.

૬૪. આ પછી પાછા તમે ફરી ગયા, પણ જો અલ્લાહની કૃપા તથા તેની દયા તમારા ઉપર ન હોત તો તમે ખચીતજ હાની ભોગવનારાઓ માંહેના થઈ જતે.

૬૫. અને તમારામાંથી જેઓ સબ્ત (શનિવાર પાળવાના હુકમનું ઉલ્લંઘન કરવા)[1] માં હદ બહાર ગયા (તેમની શી વલે થઇ) તે તમે ખચીતજ જાણી ચુક્યા છો. આથી અમોએ તેમને કહ્યું કે તમે હડધુત થતા વાંદરા બની જાઓ.

૬૬. પછી અમોએ આ (બનાવ) ને તેમના સાથીઓ તથા (તેમની) પાછળ આવનારાઓ માટે ધડારૂપ, અને પરહેઝગારો માટે બોધપાઠ બનાવ્યો.

૬૭. અને (તે સમયને યાદ કરો) જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે નિસંશય અલ્લાહ તમને એક ગાય ઝબેહ કરવાનો હુકમ કરે છે (ત્યારે) તેમણે કહ્યું કે શું તું અમારી મશ્કરી કરે છે? (મુસાએ) કહ્યું કે અલ્લાહ ન કરે કે હું અજ્ઞાનિઓ માંહેનો થાઉં.

૬૮. તેમણે કહ્યું કે તું તારા પરવરદિગારને અમારા માટે વિનંતી કર કે તે ગાય કેવી છે તે ખુલાસાથી અમારા માટે વર્ણવે; (મુસાએ) કહ્યું કે નિસંશય (અલ્લાહ) ફરમાવે છે કે તે એક ગાય છે જે નથી ઘરડી કે નથી જુવાન પણ બન્નેની વચ્ચેની છે; જેથી તમને જે આજ્ઞા આપવામાં આવી છે તેનું પાલન કરો.

૬૯. તેમણે (પાછું) કહ્યું કે તારા પરવરદિગારને અમારા માટે વિનંતી કર કે તેનો રંગ કેવો છે તે અમોને સાફ સાફ જણાવી દેય. (મુસાએ) કહ્યું કે નિસંશય (અલ્લાહ) ફરમાવે છે તે ગાય એવા ઘેરા પીળા રંગની છે કે જોનારાઓને ખુશ કરી નાખે.

૭૦. તેમણે (ફરીથી) કહ્યું કે તારા પરવરદિગારને અમારા માટે વિનંતી કર કે તે ખુલાસાથી વર્ણવે કે તે ગાય કેવી છે, નિસંશય તે ગાય

---

૧. ઇસરાઈલના વંશજોના ધર્મમાં શનિવારે માછલીનો શિકાર કરવો હરામ હતો.

ઓળખી કાઢવામાં અમે શંકાશીલ છીએ; અને નિસંશય જો અલ્લાહ ચાહશે તો અમે જરૂર ખરા માર્ગ ઉપર આવી જઇશું.

૭૧. (મુસાએ) કહ્યું કે નિસંશય (અલ્લાહ) ફરમાવે છે કે તે ગાય એવી છે કે જેને જમીન ખેડવા અથવા ખેતરોને પાણી પાવા માટે હજી પલોટી (કામે લગાડી) ન હોય; (તેમજ) સાજી તંદુરસ્ત (અને) ખોડ ખાંપણ વિનાની હોય; (આથી) તેઓ બોલ્યા હવે તેં ઠીક ઠીક જણાવ્યું; પછી તેમણે તે (ગાય) ને ઝબેહ કરી, જો કે તેઓ આ કાર્ય કરશે એવી આશા ન હતી. (કારણ કે તેની તેમને ઘણી વધારે કિમ્મત આપવી પડી.)

૭૨. અને (તે સમયને યાદ કરો) જ્યારે તમોએ એક શખસને મારી નાખ્યો પછી તેના (ખુનીના) સંબંધમાં તમે મતભેદ કર્યો અને જે કાંઇ તમે સંતાડતા હતા તે તો અલ્લાહ જાહેર કરનાર હતોજ.

૭૩. પછી અમોએ કહ્યું કે આ (ઝબેહ કરેલી) ગાયનો એક ભાગ (લઇને) તેના શબ પર મારો (જેમ કરતાં તે સજીવન થઇ ગયો);[1] એવી રીતે અલ્લાહ મરણ પામેલાઓને સજીવન કરે છે અને તમને પોતાની નિશાનીઓ દેખાડે છે કે કદાચને તમે સમજો.

૭૪. તે બાદ તમારા દિલો પાછા સખત થઇ ગયાં છેવટે તે પત્થર જેવાં (સખત) થયાં અથવા તેથી પણ વધારે સખત; અને નિસંશય પત્થરોમાંથી કેટલાક એવા હોય છે કે જેમાંથી પાણીનાં ઝરણાં ફુટી નીકળે છે, અને નિસંશય તેમાંથી કેટલાક એવા હોય છે કે જે ફાટી જાય છે પછી તેમાંથી (પણ) પાણી નીકળે છે, અને નિસંશય તેમાંથી કેટલાક એવા પણ હોય છે કે અલ્લાહના ભયથી ગબડી પડે છે; અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ અજાણ નથી.

---

૧. બની ઇસરાઇલમાંનો એક શખસ કતલ થએલો જોવામાં આવ્યો, કતલ કરનારો કોણ હતો તેની કોઇને ખબર ન હતી, અલ્લાહે હુકમ આપ્યો કે એક ગાય ઝબેહ કરો અને તેના શરીરના એક ભાગથી કતલ થએલા માણસને મારો એટલે તે સજીવન થશે અને પોતાના કાતીલનું નામ બતાવશે, તેથી મોટી રકમ ખરચી એક ગાય ખરીદ કરવામાં આવી, અને તેને ઝબેહ કરી તેના શરીરનો એક ભાગ તે કતલ થએલા શખસના શબ પર માર્યો, તે તરતજ જીવતો થયો, અને પોતાને મારી નાખનાર તરીકે પોતાના કાકાના પુત્રોનું નામ જણાવ્યુ આથી મજકુર કાતીલો પાસેથી ખુનનો બદલો ખુન લેવામાં આવ્યો

૭૫. (હે મુસલમાનો) શું તમારી એવી ઇચ્છા છે કે તેઓ તમારૂં માને ? જ્યારે તેઓ માંહેનું એક ટોળું એવું છે કે તે અલ્લાહનો કલામ (બોલ) સાંભળે છે, પછી તેઓ તેને સમજી ચુકયા બાદ પણ જાણી જોઈને તેમાં ફેરફાર કરી નાખે છે.

૭૬. વળી જ્યારે તેઓ મોમીનો સાથે મુલાકાત કરે છે ત્યારે કહે છે કે અમે ઈમાન લઈ આવ્યા છીએ, પણ જ્યારે એકાંતમાં આપસમાં મળે છે ત્યારે કહે છે કે શું તમે તેમને તે વાતો[1] કહીદો છો કે જે અલ્લાહે તમને જણાવી દીધી છે કે જેથી તેઓ તમારા પરવરદિગારની હજુરમાં એજ વડે તમારા ઉપર દલીલો કાયમ કરે ? શું તમે (એટલું પણ) સમજતા નથી ?

૭૭. શું તેઓ નથી જાણતા કે તેઓ જે કાંઇ સંતાડે છે તથા જે કાંઇ જાહેર કરે છે તે અલ્લાહ જાણે છે ?

૭૮. અને તેઓ માંહેના કેટલાક એવા અભણ છે કે જેઓ કિતાબ (તૌરેત) ને સમજતા નથી પણ આ કે તે (તૌરેત) તેમની ઇચ્છાઓ પ્રમાણે છે અને આ તેઓની માત્ર એક અટકળ છે.

૭૯. માટે અફસોસ છે તેમના માટે જેઓ કિતાબ પોતાનેજ હાથે લખે છે, અને પછી કહે છે કે આ અલ્લાહના તરફથી છે કે જેથી તેને થોડીક કિમ્મતમાં (પોતાના સ્વાર્થ માટે) વેચી શકે; વળી અફસોસ છે તેમના માટે કે જે તેમના હાથોએ લખ્યું અને અફસોસ છે તેમને તે (વસ્તુ) માટે કે જે તેઓ કમાય છે.

૮૦. અને તેઓ કહે છે કે અમને તો ગણ્યાં ગાંઠ્યા દિવસો સિવાય (જહન્નમની) આગ કોઇ કાળે અડકશે નહિ; (હે રસુલ !) તું કહે કે શું તમોએ અલ્લાહ પાસેથી કોઇ વચન લઇ લીધું છે ? (જો એમ હોય તો) અલ્લાહ પોતાના વચન વિરૂદ્ધ કદી પણ વર્તશે નહિ, અથવા શું તમે જાણ્યા સમજ્યા વિના અલ્લાહ વિરૂદ્ધ વાતો ઘડી કાઢો છો ?

૮૧. હા, જેણે કોઇ દુષ્ટ કમાઇ કરી અને તેને તેના ગુન્હાઓએ ઘેરી

૧. આખર જમાનાના નબી હઝરત મોહમ્મદ સ. અ. વ. ના વખાણ જેનું વર્ણન તૌરેતમાં છે.

લીધો (તો) તેઓજ જહન્નમવાસીઓ છે, જેમાં તેઓ હંમેશ માટે રહેનાર છે.

૮૨. અને જેઓ ઇમાન લાવ્યા છે અને સત્કાર્યો કરે છે તેઓજ સ્વર્ગવાસીઓ છે, જેમાં તેઓ હંમેશ માટે રહેનાર છે.

મ ૦ ૮૩. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ ઇસરાઇલના વંશજો પાસેથી વચન લીધું કે તમે અલ્લાહ સિવાય અન્યની ઇબાદત કરશો નહિ, અને માબાપની સાથે ભલાઇથી વર્તતા રહેશો અને સગાંવહાલાં તથા અનાથો તથા નિરાધારોની સાથે પણ; અને લોકો સાથે વિવેકથી વાત કરો અને નમાઝ પઢતા રહો તથા ઝકાત આપતા રહો; (પણ) પાછળથી તમારામાંના થોડાકો સિવાય (સઘળાજ) ફરી ગયા, અને તમે મોઢું ફેરવો એવા જ છો.

૮૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ તમારી પાસેથી વચન લીધું કે તમે માંહોમાંહે ખૂનરેજી કરશો નહિ તેમજ તમારા માંહેના (લોકો) ને તમારા શહેરોમાંથી કાઢી મૂકશો નહિ, પછી તે તમોએ કબુલ કર્યું અને તમે (તે વખતે) હાજર પણ હતા.

૮૫. તે છતાંય તમે એજ છો કે પોતાનાઓને મારી નાખો છો, તથા તમારા માંહેના એક ટોળાને તેમના ઘરોમાંથી કાઢી મૂકો છો, અને તેમની વિરૂદ્ધ ગુન્હા તથા અત્યાચાર કરવામાં એક બીજાને મદદ આપો છો; અને જ્યારે તેમને તમારી સામે બંદીવાન બનાવીને લાવવામાં આવે છે ત્યારે તમે બદલો આપીને તેમને છોડવો છો, જો કે તેમને કાઢી મુકવાનું (કૃત્યજ) તમારા માટે હરામ ઠરાવવામાં આવ્યું હતું; શું ત્યારે તમે કિતાબના અમુક ભાગને માનો છો અને અમુક (ભાગ) ને માનતા નથી? માટે તમારામાંથી જે કોઇ આવું કરે તેના માટે આ લોકની જીંદગીમાં નામોશી સિવાય બીજો શો બદલો છે? અને કયામતના દિવસે (પણ) તેમને ઘણી સખત શિક્ષા તરફ ફેરવવામાં આવશે; અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ અજાણ નથી.

૮૬. આ એજ લોકો છે કે જેઓ આખેરતના બદલે દુનિયાની જીંદગી ખરીદે છે, માટે તેમની સજા હરગીઝ હળવી કરવામાં આવશે નહિ તેમજ તેમને કોઇ પ્રકારની રૂહાય પણ કરવામાં આવશે નહિ.

૮૭. અને ખચીતજ અમોએ મુસાને કિતાબ અર્પણ કરી તથા તેના પછી બીજા પયગમ્બરો એક પછી એક મોકલ્યા, અને અમોએ મરિયમના પુત્ર ઇસાને ખુલ્લી નિશાનીઓ આપી તથા રૂહુલકુદુસ (જીબ્રાઇલ) દ્વારા તેની મદદ કર્યા કરી: પણ શું (એવું નથી બન્યું કે) જ્યારે જ્યારે કોઇ રસુલ તમારી પાસે તમારી ઇચ્છા વિરૂદ્ધનો હુકમ લઇ આવ્યો ત્યારે ત્યારે તમે અહંકાર કરતાજ રહ્યા, પછી કેટલાકને જુઠા પાડયા, (ત્યારે) કેટલાકને કતલ કરી નાખ્યા.

૮૮. અને તેઓ કહે છે કે અમારા અંતઃકરણો પર પડદા છે;[1] (એમ નથી) બલ્કે અલ્લાહે તેમની બેઇમાનીના કારણે તેમને ફિટકાર્યા છે, માટે ઘણાજ થોડા ઇમાન લાવશે.

૮૯. અને જ્યારે તેમની પાસે અલ્લાહની એક કિતાબ (કુરઆન) આવી કે જે તેમની પાસે (જે કિતાબ) છે તેની સત્યતા બતાવનાર છે, (ત્યારે તેઓએ તેને માની નહિ) જોકે પ્રથમ તેઓ પોતે નહિ માનનારાઓ વિરૂદ્ધ (આવનાર પયગમ્બરની સહાયતાથી) વિજય મેળવવા માટે પ્રાર્થના કરતા હતા,[2] પણ જ્યારે તેમની પાસે તે (પયગમ્બર) આવ્યો ત્યારે તેમણે (તેને) ઓળખ્યો નહિ અને તેના પર ઇમાન લાવ્યા નહિ; માટે (તે) ઇમાન ન લાવનારાઓ પર અલ્લાહની ફિટકાર હો જો.

૯૦. કેવી ભુંડી છે તે વસ્તુ કે જેના બદલામાં તેમણે પોતાના આત્મા વેચી નાખ્યા છે, (અને તે એ માટે) કે અલ્લાહે જે કાંઇ ઉતાર્યું છે તેનો તેઓ ઇન્કાર કરે, આ ઇર્ષા એટલા માટે કે અલ્લાહ પોતાના બન્દાઓમાંથી ચાહે છે તેના ઉપર પોતાની કૃપા[3] ઉતારે છે (અને તેઓ ચાહે

---

૧. યહુદીઓ કહેતા હતા કે અમારા અંતઃકરણ ઉપર પડદા છે એટલે અમે અમારા ધર્મ ઉપર એટલા મજબુત રીતે કે અમને કાંઇ શંકા રહેતી નથી, અને તેથી અમે બીજા ધર્મની દલીલો સાંભળવા માગતા નથી, પણ તેઓ ઇસ્લામ ધર્મ કબુલ કરતા ન હતા તેનું કારણ ઇર્ષા અને અજ્ઞાનતા હતું, નહિ કે પરહેજગારી.

૨. ખયબરના યહુદીઓ ગત્ફાન તાયફાની સાથે વારંવાર લડાઇ કરતા હતા, પરંતુ દરેક વખતે હારી જતા હતા, છેવટે તેઓએ અલ્લાહ પાસે દુઆ માગી કે હે અમારા પરવરદિગાર! આખર જમાનામાં આવનાર "ઉમ્મી" (અભણ) નબી હઝરત મોહમ્મદ સ. અ. વ. ના વાસ્તાથી અમને વિજય આપ. ત્યાર પછી તેઓ ફતેહ પામ્યા.

૩. અહીંઆ કૃપા એટલે હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ની નબુવત તરફ ઇશારો છે.

છે તેના ઉપર નહિ), આથી તેઓ કોપ ઉપર કોપના હકદાર બન્યા; અને ઇન્કાર કરનારાઓ માટે ફજેત કરનારી શિક્ષા છે.

૯૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે જે કાંઇ અલ્લાહે ઉતાર્યું છે તેના પર ઇમાન લાવો ત્યારે કહે છે કે અમારા પર જે કાંઇ ઉતારવામાં આવ્યું છે તેને તો અમે માનીએ છીએ અને તે ઉપરાંત તેઓ બીજું જે કાંઇ છે તેનો ઇન્કાર કરે છે, જોકે તે (કુરઆન) સત્ય છે, અને જે કાંઇ (તૌરેત) તેમની પાસે છે તેની પણ સત્યતા બતાવનાર છે; માટે કહે કે જો તમે (ખરેખર) ઇમાન લાવનારા હતા તો આ પહેલાં (આવેલા) નબીઓને શા માટે કતલ કરતા હતા?

૯૨. અને ખચીતજ મુસા તમારી પાસે ખુલ્લી દલીલો લઇને આવ્યો, પછી તેની ગેરહાજરીમાં તમે વાછરડાને પૂજવા લાગ્યા અને તેમાં તમેજ જુલમગાર હતા.

૯૩. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ તમારી પાસેથી પાકું વચન લીધું અને (સીના) પર્વતને તમારા માથા પર ઉચકી ધરી રાખ્યો, (અને હુકમ કર્યો કે) જે કાંઇ અમોએ તમને આપ્યું છે તે દ્રઢતા પૂર્વક પકડી લો અને ધ્યાન દઇ સાંભળો; ત્યારે તેમણે કહ્યું કે અમોએ સાંભળી લીધું પરંતુ અમોએ નાફરમાની કરી; અને તેમની નાફરમાનીના કારણે તેમના અંતઃકરણોમાં વાછરડાનો પૂજ્યભાવ પેસી ગયો; (હે રસુલ!) તું કહે કે જો તમે (એવા) ઇમાન લાવનારા હો તો તમારૂં ઇમાન તમને (ખરેજ) ઘણી ખરાબ આજ્ઞા કરે છે.

૯૪. (અને એ પણ કહે) કે જો આખેરતનું ઘર અલ્લાહને ત્યાં ખાસ તમારા માટેજ છે અને બીજા લોકો માટે નથી તો (એમ કહેવામાં) જો તમે સાચા હો તો મૃત્યુ માગી લો.[1]

૯૫. પરંતુ તેઓ પોતાના હાથે જે આગળ મોકલી ચુકયા છે તે કારણે તેઓ તે (મૃત્યુ) ની હરગીઝ ઇચ્છા કરશે નહિ; અને અલ્લાહ જુલમગારોથી સારી પેઠે વાકેફ છે.

---

૧. યહુદીઓ આ પણ કહેતા હતા કે સ્વર્ગમાં યહુદીઓ સિવાય અન્ય કોઇ દાખલ થશે નહિ પરંતુ સ્વર્ગ મેળવવાની નિશાની અલ્લાહની સમક્ષ રજુ થવાની છે, જ્યારે તેઓ તો મૃત્યુથી ડરતા હતા.

૯૬. અને તને ખચીતજ માલમ પડશે કે તેઓ સર્વે માણસો કરતાં (સંસારી) જીંદગીના અત્યંત લોભિષ્ટ છે, એટલા બધા પ્રમાણમાં કે મુશરીકો કરતાંય વધારે, તેઓ માંહેનો દરેક એવું ઇચ્છે છે કે તે પોતે હજાર વર્ષ જીવે પરંતુ તેનું મોટી વયનું થવું (પણ) તેને (અમારી) શિક્ષાથી બચાવી શકનાર નથી; અને જે (વર્તન) તેઓ કરે છે તે અલ્લાહ સારી પેઠે નિહાળે છે.

૯૭. (હે રસુલ!) તું કહે કે જે કોઇ જીબ્રાઇલનો દુશ્મન હશે રૂકુઅ ૧૨
(તે અલ્લાહનો દુશ્મન છે)[1] કારણ કે તે (જીબ્રાઇલ) તે છે કે જેણે અલ્લાહના હુકમથી તારા દિલ પર તે (કુરઆન) ઉતાર્યું છે, જે (કુરઆન) પોતાની આગમચની (કિતાબોની) સત્યતા બતાવનાર છે અને ઇમાન લાવનારાઓ માટે હિદાયત અને ખુશખબર છે.

૯૮. જે કોઇ અલ્લાહ તથા તેના ફરિશ્તા તથા તેના રસુલો તથા જીબ્રાઇલ તથા મીકાઇલનો દુશ્મન છે તો નિસંશય અલ્લાહ પણ તે નહિ માનનારાઓનો દુશ્મન છે.

૯૯. અને (હે રસુલ!) ખરેખર અમોએ તારી પાસે ખુલ્લી નિશાનીઓ મોકલી છે, અને તેનો દુરાચારીઓ સિવાય કોઇ ઇન્કાર કરશે નહિ.

૧૦૦. શું જ્યારે જ્યારે તેઓએ કોઇ એક કરાર કર્યો ત્યારે ત્યારે તેઓ માંહેના એક પક્ષે તેને તોડી નથી નાખ્યો? (શું એમ કરવું તૌરેતને અનુસરતું છે? નહિ) બલ્કે તેઓ માંહેના ઘણાખરા (તૌરેતનેજ) માનતા નથી.

૧૦૧. અને જ્યારે અલ્લાહના તરફથી એવો એક રસુલ આવ્યો કે જે તેમની પાસેની વસ્તુઓ (તૌરેત વિગેરે) ને પણ સત્ય બતાવનાર છે ત્યારે જેમને કિતાબ આપવામાં આવી હતી, તેઓ માંહેના એક ટોળાએ અલ્લાહની કિતાબને એવી રીતે પીઠ પાછળ ફેંકી દીધી કે જાણે તેઓ (તેને) જાણતાજ ન હતા.

૧૦૨. અને સુલયમાનની હુકુમત દરમિઆન જે મંત્ર શેતાનો ભણતા હતા તેને અનુસરીને તેઓ ચાલવા લાગ્યા, જોકે સુલયમાન

---

૧. યહુદીઓ જીબ્રાઇલને દુશ્મન સમજતા હતા કારણ કે તે આગલી ઉમ્મતો પર અઝાબ લઈ આવેલ. પણ જીબ્રાઇલ તો માત્ર અલ્લાહની આજ્ઞા ઉઠાવનાર છે તેનો પોતાના અખતીયાર કાંઇજ નથી.

તરફથી નાસ્તિકપણાની કોઇ વાત બનવા પામી ન હતી બલ્કે શૈતાનોએજ નાસ્તિકપણું કર્યું, તેઓ માણસોને જાદુ શીખવતા હતા; અને તે (જંત્ર મંત્ર શીખવતા) કે જે બાબિલ (શહેર) માં (બંદીવાન બનેલા) હારૂત અને મારૂત (નામના) બે ફરિશ્તાઓને પ્રકટ કરવામાં આવ્યાં હતાં;[1] જો કે તે બન્ને ફરિશ્તા કોઇને (કાંઇ પણ) શીખવતા ન હતા જ્યાં સુધી એવું કહી ન દેતા કે (સંભાળજો) અમે તો (માણસો માટે) માત્ર કસોટી છીએ, માટે (હે માનવી!) તું નાસ્તિકપણું કર નહિ; તો પણ તે (લોકો) પતિ પત્નિ વચ્ચે વિયોગ પડાવે તે (વો જાદુ) તેમની પાસેથી શીખતા; જો કે અલ્લાહુના હુકમ સિવાય તેઓ તેનાથી કોઇને પણ હાનિ પહોંચાડી શકતા ન હતા; (ઉલટું) જે તે શીખતા તે તેમનાં (માટે) નુકશાનકારક હતું અને લાભદાયક નજ હતું; વળી તેઓ આ પણ સારી પેઠે જાણતા હતા કે જે કોઇ આ (જાદુઇ વસ્તુઓ) નો ખરીદનાર હશે તેના માટે આખેરતમાં કાંઇ પણ લાભ નહિ હોય; અને ખરેજ તે ઘણી ખરાબ કિમ્મત હતી (કે જે) વડે તેઓ પોતાના આત્મા વેચી નાખતા હતા; જો તેઓ આ જાણતે તો.

૧૦૩. અને જો તે લોકો ઇમાન લાવ્યા હોત તથા પરહેજગારી કરી હોત તો ખરેજ અલ્લાહુ તરફથી જે સવાબ તેમને મળતે તે બેહતર હતે; જો તેઓ આ જાણતે તો.

રૂઅ ૧૩ ૧૦૪. હે ઇમાન લાવનારાઓ! (રસુલને) "રાએના"[2] (શબ્દથી)

---

૧. માણસોની નજીવી નેકીના બદલામાં મોટો બદલો મળતો દેખી ફરિશ્તાઓએ અલ્લાહને અરજ કરી કે અમે માણસોના પ્રમાણમા તારી ઘણીજ વધારે ઇબાદત કરતા હોવા છતાં તેમનો દરજ્જો શા માટે વધારવામાં આવે છે? જવાબમાં જણાવવામાં આવ્યું કે દુનિઆની માયામાં લપટાએલા રહી અલ્લાહની યાદ કરવી એ ઘણું મુશ્કેલ છે. પછી હારૂત અને મારૂત નામના બે ફરિશ્તાઓને માનવવિકાર સાથે પૃથ્વી પર કસોટી માટે મોકલવામાં આવ્યા. પણ તેઓ જગત સુધારવાને આવેલા હોવા છતાં સંસારના મોહજાળમાં ફસાયા અને આ લોકમાંજ કરણીની શિક્ષા તેમને ભોગવવી પડી.

૨. યહુદીઓ હજરત મોહમ્મદ સ. અ. વ. ની બેઠકમાં આવી તેમને "રાએના" શબ્દથી સંબોધતા હતા. આ શબ્દનાં બે અર્થ થાય છે ૧. હે અમારા ભરવાડ! ૨. અમારા ઉપર નિગાહ કર. તેથી અલ્લાહે આ શબ્દને બદલે "ઉન્ઝુર્ના" (જેનો માત્ર એકજ અર્થ "અમારા તરફ નિગાહ કર" થાય છે) કહી સંબોધવાની આજ્ઞા કરી.

સંબોધી બોલાવો નહિ અને "ઉન્ઝુરના" કહી બોલાવ્યા કરો, અને (આ હુકમ ધ્યાનથી) સાંભળો; અને (આ હુકમ) ન માનનારાઓ માટે દુઃખદાયક શિક્ષા છે.

૧૦૫. કિતાબવાળાઓમાંથી જેઓ નાસ્તિક છે તેમને તથા મૂર્તિ-પૂજકોને આ પસંદ નથી કે તમારા પરવરદિગાર તરફથી તમારા પર (કોઈ) ભલાઇ ઉતરવા પામે; જો કે અલ્લાહ જેને ચાહે છે તેનેજ પોતાની રહેમત માટે ચુંટી કાઢે છે; અને અલ્લાહ મહાન કૃપાળુ છે.

૧૦૬. અમે કોઇ આયતને રદ કરતા નથી અથવા વીસરાવી દેતા નથી જ્યાં સુધી કે તેનાથી વધારે સારી અથવા તેનાજ જેવી બીજી એક (આયત) ઉતારીએ; શું તને ખબર નથી કે અલ્લાહ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનાર છે?

૧૦૭. શું તું નથી જાણતો કે આકાશો અને જમીનનો માલિક અલ્લાહજ છે, અને અલ્લાહ સિવાય કોઇ તમારો મિત્ર અથવા મદદગાર નથી?

૧૦૮. શું તમારો એવો ઇરાદો છે કે તમે (પણ) તમારા રસુલને એવાજ સવાલ કરો જેવા કે આ પહેલાં મુસાને (તેની કોમ તરફથી) કરવામાં આવ્યા હતા? અને જે કોઇ ઇમાનને બેઇમાનીથી બદલી નાખશે તો ખચીતજ તે સન્માર્ગથી રવડી જશે.

૧૦૯. કિતાબવાળાઓમાંથી ઘણા ખરા એવી ઇચ્છા ધરાવે છે કે તમને તમારા ઇમાન (લાવ્યા) પછી પણ પાછા નાસ્તિકપણાની હાલતમાં ફેરવી નાખે, તેઓને સત્ય જાહેર થયાં છતાં (એમ કરવાનું કારણ માત્ર) તેમના અંતઃકરણો માંહેની અદેખાઇજ છે; પણ તમે (તેમને) માફ કરી દો તથા દરગુજર કરો, અહિં સુધી કે અલ્લાહ પોતાના હુકમને પોતેજ જાહેર કરી દેખાડે: બેશક અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૧૧૦. અને નમાઝ પઢતા રહો તથા ઝકાત આપતા રહો; અને જે નેકી તમે તમારા પોતાના માટે આગળથી મોકલશો તેને તમે અલ્લાહ પાસે જરૂર મોજુદ જોશો: બેશક અલ્લાહ તમારા સઘળા કાર્યોને નિહાળે છે.

૧૧૧. અને તેઓ કહે છે કે જેઓ યહુદી હશે અથવા (ખ્રિસ્તિઓ કહે છે કે) જેઓ ખ્રિસ્તિ હશે તેમના સિવાય (બીજા) કોઇ હરગીઝ જન્નતમાં દાખલ થશે નહિ; આ (માત્ર) તેમની ખોટી કલ્પનાઓજ છે; તું કહે કે જો તમે સાચા હો તો તમારી દલીલ રજુ કરો.

૧૧૨. હા, જે પોતાના (સર્વે કાર્યોમાં) અલ્લાહનેજ આધીન થયો વળી તે પરોપકારી પણ હોય તો તેનો બદલો તેના પરવરદિગાર પાસે છેજ, અને તેમને ન તો કાંઇ ભય રહશે અને ન તો તેઓ ઉદાસ થશે.

રૂકુઅ ૧૪ ૧૧૩. અને યહુદીઓ કહે છે કે ખ્રિસ્તિઓ (નો ધર્મ) કોઇ (સિધ્ધાંત) ઉપર નથી, અને ખ્રિસ્તિઓ કહે છે કે યહુદીઓ (નો ધર્મ) કોઇ (સિધ્ધાંત) ઉપર નથી, જો કે તેઓ બન્ને (અલ્લાહનીજ) કિતાબ પઢે છે; જે (મૂર્તિપૂજક અરબ) લોકોને (ઇશ્વરી) જ્ઞાન નથી તેઓ પણ તે (યહુદી તથા ખ્રિસ્તિ) ઓના જેવીજ વાતો (બનાવી) કહે છે, (ત્યારે હે ખ્રિસ્તિ અને યહુદીઓ ! તમારામાં તથા તેમનામાં તફાવતજ શો.) પછી અલ્લાહ કયામતના દિવસે તેમની વચ્ચે તેઓ જે (વાતો) માં મતભેદ કરી રહ્યા છે તેનો નિર્ણય કરી દેશે.

૧૧૪. અને એથી વધારે જાલિમ કોણ છે કે જે અલ્લાહની મસ્જીદોમાં તેના નામનો ઝિકર થતો અટકાવે તથા તે (મસ્જીદો) નો નાશ કરવાનો પ્રયત્ન કરે? આવા લોકો માટે ભય રાખ્યા વિના મસ્જીદોમાં દાખલ થવું યોગ્ય નથી; તેમના માટે આ લોકમાં મોટી હિણપત તથા પરલોકમાં ઘણી મોટી શિક્ષા છે.

૧૧૫. પૂર્વ અને પશ્ચિમ અલ્લાહનાંજ છે, માટે તમે જે દિશા તરફ મોઢું ફેરવશો ત્યાં અલ્લાહ તમારી સામેજ છે; બેશક અલ્લાહ, સર્વવ્યાપી (અને) સર્વજ્ઞ છે.

૧૧૬. અને તે (ખ્રિસ્તિ તથા યહુદી) ઓ કહે છે કે અલ્લાહને પોતાને માટે એક પુત્ર છે (પણ) તેની જાત (આવી વાતોથી) પાક છે;[1] બલ્કે આકાશો તથા જમીનમાં જે કાંઇ છે તે (સઘળું) તેનુંજ

૧. યહુદીઓ હઝરત ઓઝયરને અને ખ્રિસ્તિઓ હઝરત ઇસા અ. સ. ને અલ્લાહના પુત્ર તરીકે માને છે.

છે; અને સર્વે તેનાંજ ફરમાબરદાર છે.

૧૧૭. આકાશો તથા પૃથ્વીનો આરંભ કરનાર તેજ છે; અને જ્યારે તે કોઇ મામલાનો નિર્ણય કરે છે ત્યારે તેને માત્ર એટલુંજ ફરમાવે છે "કુન" (થા) એટલે (તે તરતજ) થઈ જાય છે.

૧૧૮. અને અજ્ઞાનીઓ કહે છે કે અલ્લાહ અમારી સાથે વાતો કેમ કરતો નથી અથવા અમારી પાસે (અમે માગીએ તેવી) એકાદ નિશાની કેમ આવતી નથી? એજ પ્રમાણે તેમની પહેલાનાં (અજ્ઞાનિ) ઓ પણ તેમના જેવીજ વાતો કરતા હતા; તેઓ સર્વેનાં અંતઃકરણો એક સરખાં છે; બેશક દ્રઢ વિશ્વાસ રાખનારા લોકો માટે અમે દલીલો સ્પષ્ટ કરીને વર્ણવી ચુક્યા છીએ.

૧૧૯. નિસંશય અમોએ તને સત્ય (કુરઆન) ની સાથે ખુશ ખબર આપનાર અને ડરાવનાર (બનાવી) મોકલ્યો છે અને તારાથી જહન્નમવાસીઓ સંબંધી પુછપરછ કરવામાં આવશે નહિ.

૧૨૦. અને યહુદીઓ તથા ખ્રિસ્તિઓ તારાથી હરગીઝ રાજી થશે નહિ જ્યાં સુધી કે તું તેમના ધર્મ ઉપર ચાલે; કહે કે નિસંશય અલ્લાહની હિદાયત એજ (સાચી) હિદાયત છે; અને જો તને (અંતર) જ્ઞાન પ્રાપ્ત થઇ ગયા પછી (પણ) તું તેમની ઇચ્છાઓને અનુસરશે તો તને (અલ્લાહના કોપથી બચાવનાર) કોઇ દોસ્ત કે મદદગાર રહેશે નહિ.

૧૨૧. જે લોકોને અમોએ કિતાબ (તૌરેત) આપી છે (તે માંહેના જેઓ) તેને એવી રીતે પઢે છે કે જેવી રીતે તેને પઢવાનો હક છે, તેઓ તે (કુરઆન) ને પણ માને છે[1] અને જે તેનો ઇન્કાર કરે છે તો તેઓજ નુકસાન ભોગવનારા છે.

૧૨૨. હે ઇસરાઇલના વંશજો! મારી તે બક્ષિશો યાદ કરો કે રૂકુઅ
જે મેં તમને અર્પણ કરી હતી, અને આ (પણ યાદ કરો) કે મેં ૧૫
તમને આખી દુનિયાપર શ્રેષ્ઠતા આપી હતી.

---

૧. યહુદીઓમાં કેટલાક ઇન્સાફપસંદ લોકો પણ હતા જેઓ પોતાના ધાર્મિક પુસ્તક તૌરેતને સમજીને વાંચતા હતા તેઓ કુરઆન પર ઇમાન લાવ્યા. તેઓનો એક આલીમ નામે અબ્દુલ્લાહ બીન સલામ હતો, તેમની સાથે બીજા કેટલાક યહુદીઓ પણ મુસલમાન થઇ ગયા.

૧૨૩. અને તે દિવસનો ભય રાખો કે જે દિવસે કોઇ પણ વ્યક્તિ બીજી કોઇ વ્યક્તિને કાંઇ કામ લાગશે નહિ તેમ તેના તરફથી કોઇપણ (જાતનો) બદલો સ્વીકારવામાં આવશે નહિ, અને ન કોઇની ભલામણ તેને લાભ આપી શકશે અને ન તો તેમને બીજી કોઇ રીતે સહાય કરવામાં આવશે.

૧૨૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમની તેના પરવરદિગારે થોડાક શબ્દોથી પરિક્ષા લીધી અને ઇબ્રાહીમ તેમાં પૂરો ઉતર્યો: (અલ્લાહે) ફરમાવ્યું કે નિસંશય હું તને મનુષ્ય માત્રનો ઇમામ (ધર્મનેતા) બનાવનાર છું; (ઇબ્રાહીમે અરજ કરી) અને મારી ઓલાદમાંથી પણ? (અલ્લાહે) ફરમાવ્યું જે જાલિમ હશે તે મારા આ વચનમાં શામિલ નથી.[1]

૧૨૫. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ આ ઘર (કાબા) ને સઘળા માણસો માટે જાત્રાનું મથક અને સલામતીનું સ્થળ બનાવ્યું; (અને આજ્ઞા કરી કે) ઇબ્રાહીમના (ઉભા રહેવાના) સ્થાનને (તમારી) નમાઝની જગ્યા બનાવો; અને ઇબ્રાહીમ તથા ઇસ્માઇલને અમોએ હુકમ કર્યો કે તમે બન્ને મારા ઘરને જાત્રાળુઓ માટે અને ત્યાં રહીને બંદગી કરનારાઓ તથા રૂકુઅ તથા સિજદો કરનારાઓ માટે પાક અને સાફ રાખો.

૧૨૬. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમે અરજ કરી કે હે મારા પરવરદિગાર! આ (સ્થળ) ને સલામતીનું શહેર બનાવ

---

૧. ઇસરાઇલના વંશજો આ વાત પર મગરૂર હતા કે અમે હઝરત ઇબ્રાહીમ અ. સ. ની ઓલાદમાં છીએ, અને અલ્લાહે હઝરત ઇબ્રાહીમ અ. સ. ને વચન આપ્યું છે કે નબુવત અને બુઝુર્ગી તારાજ ઘરમાં રહેશે, અને અમે હઝરત ઇબ્રાહીમ અ. સ. ના ધર્મ ઉપર છીએ અને તેનો ધર્મ સર્વ કોઇ માને છે.

આ આયતમાં અલ્લાહ તે લોકોને સમજાવે છે કે અલ્લાહનું વચન હઝરત ઇબ્રાહીમની તે ઓલાદને માટે છે કે જે સન્માર્ગે ચાલે. હઝરત ઇબ્રાહીમના બે પુત્રો નબી હતા અમુક મુદત સુધી હઝરત ઇસહાક અ. સ. ના વંશમાં બુઝુર્ગી રહી, પછી હઝરત ઇસ્માઇલ અ. સ. ના વંશમાં આવી. તેની દુઆ બન્ને માટે છે. અને ફરમાવે છે કે ઇસ્લામ ધર્મ હંમેશા એક છે, સઘળા નબીઓ અને બધી ઉમ્મતો તે ધર્મ ઉપર રહી, તે એ છે કે અલ્લાહ જે હુકમ નબી મારફતે મોકલે તેને અનુસરીને ચાલવું, મુસલમાનો તે એજ પ્રમાણે ચાલે છે પણ (યહુદીઓ) તમે ફરી ગયા છો

અને તેના રહેવાશીઓમાંથી જેઓ અલ્લાહ તથા કયામતના દિવસ પર ઇમાન લાવે (તેમને) ફળફળાદિની રોજી પહોંચાડ; (અલ્લાહે) ફરમાવ્યું-પણ (તેઓમાંથી) જેઓ નહિ માનનારા હશે તેમને થોડા સમય માટે સુખ ભોગવવા દઇશ પછી તેમને લાચાર બનાવી આગની ભયંકર શિક્ષા તરફ હાંકી કાઢીશ; અને તે એક ઘણુંજ ખરાબ રહેઠાણ છે.

૧૨૭. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ તે ઘર (કાઅબા) નો પાયો ચણી રહ્યા હતા; (અને આ વિનંતી કરતા જતા હતા કે) હે અમારા પરવરદિગાર! અમારી (આ સેવા) કબુલ કર; બેશક તું મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૧૨૮. અને હે અમારા પરવરદિગાર! અમો બન્નેને તારા મુસ્લીમ (એટલે તારી આજ્ઞાનુ પાલન કરનારા) બન્દા બનાવ અને અમારી ઓલાદમાંથી પણ એક મુસ્લીમ (એટલે તારી આજ્ઞાનું પાલન કરનારી) ઉમ્મત (પ્રજા) ઉભી કર.

૧૨૯. હે અમારા પરવરદિગાર! તેઓમાંથીજ એક રસુલ તેમનામાં ઉભો કર જે તારી આયતો તેમને વાંચી સંભળાવે તથા કિતાબ અને હિકમત (સદ્‌બુધ્ધિ) નું તેમને શિક્ષણ આપે અને તેમને પવિત્ર બનાવી દે; બેશક તું ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૧૩૦. અને એવો કોણ છે જે ઇબ્રાહીમના ધર્મથી મોઢું ફેરવે, રૂકુઅ ૧૬
સિવાય તેના કે જેણે પંડેજ પોતાને મૂર્ખ બનાવ્યો હોય; અને ખચીતજ અમોએ તે (ઇબ્રાહીમ) ને દુનિયામાં ચુંટી કાઢયો હતો, અને બેશક આખેરતમાં પણ તે સદાચારીઓમાંથીજ છે.

૧૩૧. (હે રસુલ! તે સમયને યાદ કર). જ્યારે તેને તેના પરવરદિગારે ફરમાવ્યું કે મુસ્લીમ થા (યાને મારી આજ્ઞાને આધીન થા) ત્યારે તેણે અરજ કરી કે હું સર્વ સૃષ્ટિના પાલનહારને આધીન થાઉ છું.

૧૩૨. અને ઇબ્રાહીમે પોતાના પુત્રોને આ વસિયત કરી, અને યાકુબે પણ કે હે મારા પુત્રો! અલ્લાહે બેશક તમારા માટે આ

(ઇસ્લામ)[1] ધર્મને પસંદ કર્યો છે જેથી તમે મુસ્લીમ[2] થયા સિવાય હરગીઝ મરી જતા નહિ.

૧૩૩. શું તમે તે વખતે હાજર હતા કે જ્યારે યાકુબની મોત આવી? તે વખતે તેણે પોતાના પુત્રોને પુછ્યું હતું, કે તમે મારી પછી કોની ઇબાદત કરશો? તેમણે અરજ કરી કે અમે તારા માઅબુદ (પૂજ્ય) તથા તારા દાદા ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ તથા ઇસ્હાકના માઅબુદ (માત્ર) એકજ અલ્લાહની ઇબાદત કરીશું, અને તેનેજ અમે આધીન છીએ.

૧૩૪. તે લોકો હતા જેઓ ગુજરી ગયા છે, તેમનું કર્યું તેમના માટે અને તમારૂં કર્યું તમારા માટે છે, અને તેઓ જે કાંઇ કરતા હતા તે સંબંધી તમને સવાલ કરવામાં આવશે નહિ.

૧૩૫. અને તે (ખ્રિસ્તિ તથા યહુદી) ઓ (મુસ્લીમોને) કહે છે કે યહુદી અથવા ખ્રિસ્તિ થઇ જાઓ તો હિદાયત મેળવશો; (હે રસુલ!) તું કહે, નહિ! નહિ! બલ્કે અમે (તો) ઇબ્રાહીમના ધર્મ ઉપરજ ચાલીએ છીએ કે જે (ઇબ્રાહીમ) એકજ અલ્લાહને માનનાર હતો; અને તે મુશ્રીકો માંહેનો ન હતો.

૧૩૬. (હે મુસલમાનો!) કહો કે અમે અલ્લાહ પર ઇમાન લાવ્યા છીએ તથા જે કાંઇ અમારા ઉપર ઉતારવામાં આવ્યું છે તેના ઉપર તથા જે કાંઇ ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ તથા ઇસ્હાક તથા યાકુબ અને તેમના વંશજો ઉપર ઉતારવામાં આવ્યું છે તે ઉપર પણ; અને જે કાંઇ મુસા તથા ઇસાને આપવામાં આવ્યું છે અને જે કાંઇ બીજા નબીઓને તેમના પરવરદિગાર તરફથી મળ્યું છે તેના પર (પણ ઇમાન લાવ્યા છીએ); અને (અમે) તે (નબી) ઓ માંના કોઇ વચ્ચે (કાંઇ પણ) ભેદભાવ[3] રાખતા નથી, અને અમે તે (અલ્લાહ) નેજ આધીન રહેનારા છીએ (એટલે મુસ્લીમજ છીએ).

---

૧. ઇસ્લામ એટલે અલ્લાહની મરજીને આધીન થવું.

૨. મુસ્લીમ એટલે અલ્લાહની મરજીને આધીન રહેનાર.

૩. મુસલમાનો સર્વે કોમના નબીઓને અલ્લાહ તરફથી મોકલાવેલા માને છે.

૧૩૭. પછી જો તેઓ પણ એવીજ રીતે ઇમાન લાવે કે જેવી રીતે તમે તે (અલ્લાહ)ના ઉપર ઇમાન લાવ્યા છો તો બેશક તેમણે હિદાયત મેળવી, પણ જો તેઓ મોઢું ફેરવે તો બેશક (જાણી લો કે) તેઓ (તમારા) વિરોધીજ છે, પણ અલ્લાહ તમને તેમના (છળકપટ) થી બચાવવાને પુરતો છે, અને તે મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૧૩૮. (અમે અલ્લાહના રંગમાં રંગાએલા છીએ અને) આ અલ્લાહનો રંગ છે, અને અલ્લાહ કરતાંય વધારે ચોકખો રંગ તે કોનો હશે?[૧] અને અમે તેનીજ ઇબાદત કરનારા છીએ.

૧૩૯. (હે રસુલ!) કહે કે શું અલ્લાહ સંબંધી તમે અમારી સાથે હઠ કરો છો? જો કે તે અમારો પરવર્દિગાર છે અને તમારો (પણ), અને અમારા કર્મો અમારા માટે છે અને તમારા કર્મો તમારા માટે છે, અને અમે તેનેજ નિર્મળ મને માનનારા છીએ.

૧૪૦. (હે યહુદીઓ તથા ખ્રિસ્તિઓ) શું તમે (એમ) કહો છો કે નિસંશય ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ તથા ઇસ્હાક તથા યાકુબ તથા તેમના વંશજો યહુદી અથવા ખ્રિસ્તિ હતા? (હે રસુલ!) તું કહે કે શું તમે વધુ જાણનારા છો કે અલ્લાહ? અને એથી વધુ જાલિમ કોણ હશે કે જે અલ્લાહ પાસેથી પોતાને મળેલી સાબિતીઓને સંતાડે; અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ અજાણ નથી.

૧૪૧. તે લોકો હતા જેઓ ગુજરી ગયા છે, તેમનું કર્યું તેમની સાથે (ગયું) અને તમારૂં કર્યું તમારી સાથે (આવશે), અને તેઓ જે કાંઇ કરતા હતા તે માટે તમને પુછવામાં આવશે નહિ.

---

૧. ખ્રિસ્તિઓમાં આ રિવાજ હતો કે જ્યારે તેઓ કોઇને પોતાના ધર્મમાં લેતા ત્યારે પીળા રંગનું પાણી તેના શરીર ઉપર છાંટતા (બેપ્ટીઝમ આપતા) હતા, તેથી અલ્લાહે તેના રદીયામાં આ આયત ઉતારી.

—: ૦ :—

## ભાગ ૨ જો.

અ ૭ ૧૪૨. (તે સમય) પાસે છે કે લોકો માંહેના મૂર્ખાઓ કેહશે કે જે કિબ્લા (બયતુલ મુકદ્દસ) તરફ એ (મુસ્લીમ) લોકો નમાઝ પઢયા કરતા હતા (હવે) તેમને (તેમ કરતાં) કઈ વસ્તુએ ફેરવી નાખ્યા?[1] (હે રસુલ!) કહે કે પૂર્વ અને પશ્ચિમ (બન્ને) અલ્લાહનાં છે; તે જેને ચાહે છે (તેને) સન્માર્ગની હિદાયત કરે છે.

૧૪૩. અને એવી રીતે અમોએ તમને વચલું (ન્યાયી) મંડળ બનાવ્યું છે કે જેથી તમે લોકો ઉપર સાક્ષી રહો અને રસુલ તમારા ઉપર સાક્ષી રહે, અને જે કિબ્લા તરફ તું નમાઝ પઢ્યા કરતો હતો તે અમોએ એ માટે નક્કી કર્યો હતો કે (જ્યારે કિબ્લો બદલવામાં આવે) ત્યારે રસુલનું કોણ અનુકરણ કરે છે અને કોણ પાછલા પગે ફરી જાય છે તેમને જાણી લઇએ; અને એ (કિબ્લાનું બદલવું) સઘળાઓ માટે ભારે થઇ પડયું હતું, સિવાય તેમના કે જેમને અલ્લાહે સન્માર્ગની સુબુદ્ધિ આપી છે; અને અલ્લાહ એવો નથી કે તમારા ઇમાનને બરબાદ કરે; બેશક અલ્લાહ સર્વ લોકો પર મોટો માયાળુ (અને) દયા કરનાર છે.

૧૪૪. તારૂં આકાશ તરફ મોઢું ફેરવવું અમે ખચીતજ નિહાળીએ છીએ, જેથી જરૂર અમે તારૂં મુખ એવા એક કિબ્લા તરફ ફેરવી દઇશું કે જેથી તું ખુશ થશે, ત્યારે હવે તું તારૂં મુખ મસ્જીદુલહરામ (કાબા) તરફ ફેરવ; અને જ્યાં પણ તમે હો તેનીજ તરફ તમારૂં મુખ ફેરવો; અને નિસંશય જેમને કિતાબ આપવામાં આવી છે તેઓ સારી પેઠે જાણે છે કે તે (કિબ્લાનું બદલવું) તેમના પરવરદિગાર તરફથી છે અને તે સત્ય છે; અને જે કાર્યો તેઓ કરી રહ્યા છે તેનાથી અલ્લાહ અજાણ નથી.

૧૪૫. અને જેમને કિતાબ આપવામાં આવી છે તેમની સામે અગર

---

૧. હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ તેમની રીસાલત દરમિયાન મક્કામાં હતા ત્યાં સુધી મુખ બયતુલ મુકદસ (જેરૂસલમ) તરફ કરીને નમાઝ પઢતા હતા. ત્યાર પછી મદીનામાં પણ આશરે સોળ મહિના સુધી બયતુલ મુકદ્દસ તરફજ મુખ કરી નમાઝ પઢતા હતા, ત્યાર પછી અલ્લાહના હુકમને અનુસરીને બયતુલ મુકદસનો કિબ્લો બદલી નાખ્યો અને મક્કા તરફ મુખ કરીને નમાઝ પઢવા લાગ્યા.

તું (દરેકે) દરેક નિશાની રજુ કરે તો પણ તેઓ તારા કિબ્લાને અનુસરશે નહિ, તેમજ તું પણ તેમના કિબ્લાને અનુસરનાર નથી, અને તેઓ માંહેનો કોઈ (પક્ષ) બીજા કોઈ (પક્ષ) ના કિબ્લાને અનુસરનાર નથી; અને તને જે જ્ઞાન મળી ચુકયું છે તે પછી પણ જો તું તેમની ઇચ્છાઓને અનુસરશે તો એ સ્થિતિમાં તું પણ ખરેખર જુલમગારો માંહેનો ઠરશે.

૧૪૬. જેમને અમોએ કિતાબ આપી છે તેઓ તે (રસુલ) ને એવી રીતે ઓળખે છે કે જેવી રીતે તેઓ પોતાનાં ફરજંદોને ઓળખે છે; અને બેશક તેઓ માંહેનો એક ભાગ એવો છે કે જે જાણી જોઇને સત્યને સંતાડે છે.

૧૪૭. આ સત્ય તારા પરવરદિગાર તરફથીજ છે માટે તું કદી પણ શંકા કરનારાઓ માંહેનો થઇશ નહિ.

૧૪૮. અને દરેક ટોળા માટે એક દિશા (ઠરાવેલી) છે કે જે દિશા રૂકુ
તરફ તેઓ મુખ કરે, માટે તમે સત્કાર્યોમાં એક બીજા સાથે હરીફાઈ ૧
કરો; જ્યાં પણ તમે હશો (ત્યાંથી) અલ્લાહ તમો સર્વને (કયામતના દિવસે) ભેગાં કરી લાવશે; નિસંશય અલ્લાહ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવે છે.

૧૪૯. અને ગમે તે જગ્યાએથી તું બહાર નીકળે તો તારૂં મોહું મસ્જીદુલહરામ તરફ કરતો રહે, બેશક આ (આજ્ઞા) તારા પરવરદિગાર તરફથી છે અને તે સત્ય છે: અને અલ્લાહ તમારા કર્મોથી અજાણ નથી.

૧૫૦. અને જ્યાંથી (પણ) તું નીકળે તારૂં મોહું મસ્જીદુલહરામ તરફ કર; અને તમે ગમે ત્યાં હો તમારૂં મોહું તેનીજ તરફ કરો. જેથી લોકોના આક્ષેપ તમારા પર ટકી શકે નહિ, સિવાય તેમના કે જેઓ તેમાંથી જુલમગાર છે, (તેઓ તો આ જાણ્યા છતાં આક્ષેપો કરશેજ) માટે (તમે) તેમનાથી ડરો નહિ અને મારાથીજ ડરતા રહો, આ એ માટે કે હું મારી નેઅમતો તમારા ઉપર પૂરી કરી દઉં અને એ માટે કે તમે સન્માર્ગ મેળવો.

૧૫૧. (કિબ્લાનું બદલવું એક એવી નેઅમત છે) જેવી કે અમોએ તમારામાંથી એક રસુલ તમારામાં મોકલ્યો જે અમારી આયતો તમને વાંચી સંભળાવે છે તથા તમને પવિત્ર કરે છે અને તમને કિતાબ તથા

હિકમત (ખરૂં ખોટું પારખવાનાં જ્ઞાન) નું શિક્ષણ આપે છે અને જે તમે જાણુતા ન હુતા તે તમને શીખવાડે છે.

૧૫૨. માટે તમે મારી યાદ કરતા રહો કે હું તમારી યાદ કરૂં, અને કૃતઘ્ન (નગુણા) બનો નહિ.

રૂકુઅ ૧૯ ૧૫૩. હે ઈમાન લાવનારાઓ! ધીરજ અને નમાઝ વડે મારી મદદ માગતા રહો; બેશક અલ્લાહુ ધીરજ ધરનારાઓની સાથેજ છે.

૧૫૪. અને જે લોકો અલ્લાહુના માર્ગમાં માર્યા જાય છે તેમને મરણ પામેલા કહો નહિ; બલ્કે તેઓ હયાત છે પરંતુ તેનું તમને ભાન નથી.

૧૫૫. અને અમે તમારી થોડાક ભયથી અને થોડીક ભૂખથી તથા માલ તથા પ્રાણુ અને ફળો (ફરજંદો)ના નુકસાનથી અજમાયશ કરીશું; અને (હે રસુલ!) તે સબર કરનારાઓને ખુશ ખબર સંભળાવી દે:

૧૫૬. કે જેઓ સંકટ આવી પડતાં કહે છે કે બેશક અમે અલ્લાહુનાજ છીએ અને અમે તેનીજ હુઝુરમાં પાછા ફરીને જનાર છીએ.

૧૫૭. એ તેજ લોકો છે કે જેમના ઉપર તેમના પરવરદિગાર તરફથી આશીર્વાદ અને રેહુમત હોય છે; અને તેઓજ સન્માર્ગને પામેલા છે.

૧૫૮. બેશક "સફા" તથા "મરવા" અલ્લાહુની નીશાનીઓમાંથી છે, માટે જે કોઈ બયતુલ્લાહ (કાબાની) હજ અથવા ઉમરો[1] અદા કરે તેના માટે તે (સફા અને મરવાની) વચ્ચે તવાફ કરવામાં કાંઈ દોષ નથી;[2] અને જે પોતમેળે નેકી કરે છે તો બેશક અલ્લાહુ કદર કરનાર અને જાણુનાર છે.

---

૧. "હજ" અને "ઉમરો" એકજ જાતની ક્રિયા છે, પરંતુ "હજ" માટે ઝીલહજ મહિનાની નવમી તારીખ ખાસ ઠરાવવામાં આવી છે, જ્યારે "ઉમરા"ને માટે તેમ નથી "ઉમરા"ની ક્રિયા ગમે ત્યારે કરી શકાય છે.

૨. સફા અને મરવા નામે બે પહાડ છે, મક્કા શહેરમાં અરબ લોકો હઝરત ઇબ્રાહીમ અ૦ સ૦ના સમયથી હજ કરવા આવતા હતા, પણ અજ્ઞાનતાના જમાનામાં કેટલીક અણુ ઇસ્લામી રૂઢીઓ પડી ગઈ, એ બે પહાડો ઉપર બે મૂર્તિઓ પધરાવેલી હતી. હજમાં ત્યાં પણ તવાફ કરવામાં આવતો, પણ લોકો મુસલમાન થયા ત્યારે તેમને જણાયું કે આ કુફ્રના સમયની રૂઢી છે તેથી ત્યાં જવું ન જોઇએ આ ઉપરથી અલ્લાહે આ આયત ઉતારી.

૧૫૯. અને નિસંશય જે લોકો અમારી ઉતારેલી ખુલ્લી નિશાનીઓ અને સન્માર્ગની વાતો (કે જે અમોએ) સર્વે માણસો (ના લાભ) માટે કિતાબ (કુર્આન તથા તૌરેત) માં સ્પષ્ટ કરીને વર્ણવી દીધા પછી (પણ) સંતાડે છે, તો એવા લોકો પર અલ્લાહ ફિટકાર કરે છે, અને ફિટકાર કરનારાઓ (પણ) તેમના ઉપર ફિટકાર કરે છે.

૧૬૦. પરંતુ જેમણે પશ્ચાતાપ કર્યો અને બગાડેલું સુધાર્યું અને (અમોએ જે સત્ય પ્રગટ કર્યું હતું તેને) સપષ્ટ (કરીને) વર્ણવી દીધું તો એવા લોકોની તૌબા હું કબુલ કરી લઇશ, અને હું તૌબાનો મહાન કબુલ કરનાર (અને) દયા કરનાર છું.

૧૬૧. બેશક જે લોકો (સમજ્યા છતાં) ઈમાન લાવ્યા નહિ અને બેઈમાનીની સ્થિતિમાંજ મરી ગયા તેમના ઉપર અલ્લાહનો, સઘળા ફરિશ્તાઓનો તેમજ સર્વ માણસોનો ફિટકાર છે.

૧૬૨. જેમાં તેઓ હંમેશને માટે રહેશે, તેમનો અઝાબ હરગીઝ હળવો કરવામાં આવશે નહિ, તેમ તેમને મોહલત (પણ) આપવામાં આવશે નહિ.

૧૬૩. અને તમારો માઅબુદ એકજ માઅબુદ છે, તે રેહમાન તથા રહીમના સિવાય અન્ય કોઈ માઅબુદ નથી.

૧૬૪. નિસંશય આકાશો તથા પૃથ્વીના સર્જનમાં તથા રાત અને દીવસના ક્રમમાં અને તે વહાણોમાં (કે) જે સમુદ્રમાં લોકોપયોગી (સામાન)ની સાથે તરતાં ફરે છે અને તે પાણીમાં કે જે અલ્લાહ આકાશમાંથી ઉતારે છે, પછી જે વડે પૃથ્વીને તેના મરણ પછી પુન: સજીવન કરીને દરેક પ્રકારના પ્રાણી માત્રને તેમાં (મોટી સંખ્યામાં) ફેલાવી દે છે, અને વાયુઓના ફેરફારમાં તથા તે વાદળાંઓમાં કે જે આકાશો અને પૃથ્વી વચ્ચે (અલ્લાહની) આજ્ઞાને આધીન રહી છવાઈ રહે છે (એ સર્વેમાં) સમજ ધરાવનાર લોકો માટે (ઘણી) નિશાનીઓ મોજુદ છે. રુકુઅ ૨૦

૧૬૫. અને લોકોમાંથી એવા પણ છે કે જેઓ અલ્લાહને છોડી બીજાઓને પણ અલ્લાહના જેવાજ ગણે છે, જેમના માટે પણ તેઓ (એકજ) અલ્લાહના જેવી ચાહના ધરાવે છે; પણ જેઓ ઈમાન લાવ્યા છે

તેમને (સૌ કરતાં) વધુ મહોબ્બત અલ્લાહ પ્રત્યેની હોય છે અને જો આ જુલમગારોને તે અત્યારે જ સુઝી આવતે તો કેવું સારૂં થતે કે જે (તેઓને) અઝાબ દેખ્યા પછી સુઝી આવશે, કે સપૂર્ણ શક્તિ અલ્લાહનીજ છે, અને આ પણ કે અલ્લાહ સખત આઝાબ આપનાર છે.

૧૬૬. જ્યારે (કયામતના દિવસે) તેઓ કે જેમની તાબેદારી કરવામાં આવી હતી, તેઓ તેમની તાબેદારી કરનારાઓ પ્રત્યે ઘૃણા (બેઝારી) દર્શાવશે અને અઝાબ તેમની નજરે પડશે અને તેમના છુટકારાના સર્વે સાધનો તુટી જશે.

૧૬૭. અને (ત્યારે) તાબેદારી કરનારાઓ કહેશે કે કદાચને અમને (દુનિયામાં) પાછું જવાનું મળે તો અમે પણ તેમના પ્રત્યે એવીજ બેઝારી ચાહીએ જેવી કે અત્યારે તેમણે અમારી પ્રત્યે ચાહી છે; આ પ્રમાણે અલ્લાહ તેમના કર્મો તેમને ખેદ ઉપજાવનારા બનાવીને દેખાડશે, અને તેઓ જહન્નમમાંથી નીકળવા પામશે નહિ.

રૂકુઅ ૨૧ ૧૬૮. હે લોકો જમીનમાંથી (નીકળતી) હલાલ તથા પાક વસ્તુઓ ખાઓ, અને શેતાનના પગલે ચાલો નહિ; બેશક તે તમારો ખુલ્લો દુશ્મન છે.

૧૬૯ (એ) સિવાય (બીજું) કાંઈજ નથી. (કે) તે તમને દુષ્ટ કાર્યો કરવાની તથા નિર્લજજપણે (વર્તવા)ની આજ્ઞા કરે છે અને વળી અલ્લાહના સંબંધમાં એવું કહેવાની આજ્ઞા કરે છે કે જેની તમને સમજ નથી.

૧૭૦. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે કાંઈ ઉતાર્યું છે તેને અનુસરો ત્યારે તેઓ કહે છે કે અમે તો તેનેજ અનુસરીશું કે જેને અમારા બાપદાદાઓને અનુસરતા અમોએ દીઠા છે; જો કે તેમના બાપદાદા કોઈ વસ્તુની સમજ ધરાવતા ન હતા (તેમજ) હિદાયત (પણ) પામેલા ન હતા તે છતાંય શું (તેઓ તેમને અનુસરશે?)

૧૭૧. અને ઈમાન નહિ લાવનારાઓનો દાખલો તે (શખસ) ના દાખલા જેવો છે કે જે એવી વસ્તુઓને પોકારે છે કે જે (માત્ર) બૂમ બરાડા સિવાય કાંઈજ સાંભળતા નથી; (કેમકે તેઓ) બહેરા મુંગા

(અને) આંધળા છે માટે તેઓ કાંઈજ સમજતા નથી.[1]

૧૭૨. હે ઈમાન લાવનારાઓ! જે પાક વસ્તુઓની અમોએ તમને રોજી આપી છે તેમાંથી ખાઓ પીઓ અને અલ્લાહનો આભાર માનો અગર તમે તેનાજ (નિસ્વાર્થ) બન્દા હો!

૧૭૩. તેણે તમારા ઉપર મરી ગએલાં જાનવર તથા લોહી તથા સુવ્વરનું માંસ અને અલ્લાહનું નામ (લીધા) વિના ઝબેહ કરેલું હરામ કર્યું છે, પછી જે કોઈ ભૂખમરાથી (લાચાર બની ગયો) હોય પણ નાફરમાની કરતો ન હોય તેમ હદથી આગળ વધી જનાર ન હોય (અને આ વસ્તુઓ પૈકી કોઈનું સેવન કરે) તો તેના માટે કાંઈ ગુન્હો નથી; બેશક અલ્લાહ મહાન ક્ષમા કરનાર (અને) દયા કરનાર છે.

૧૭૪. બેશક જે લોકો અલ્લાહે ઉતારેલી કિતાબમાંના કોઈ ભાગને સંતાડે છે અને (દુનિઆના સ્વાર્થ માટે) તેના બદલામાં થોડી કિમ્મત મેળવે છે તેઓ બીજું કાંઈ નહિ પણ પોતાના પેટમાં અંગાર ભરે છે અને અલ્લાહ કયામતના દિવસે તેમની સાથે વાત કરશે નહિ તથા તેમને પવિત્ર પણ કરશે નહિ, અને તેમના માટે દુ:ખદાયક અઝાબ છે.

૧૭૫. આ તે (લોકો) જ છે કે જેમણે (આ લોકમાં) હિદાયતને બદલે ગુમરાહી અને (પરલોકમાં) ક્ષમાને બદલે અઝાબ ખરીદયા છે, તો તેઓ જહન્નમની આગનો સામનો કરવા (માટે) કેવા (એક) ધૈર્યવાન છે!

૧૭૬. આ એ માટે કે ખરેખર આ કિતાબ અલ્લાહે સત્ય પૂર્વક ઉતારી છે; અને જે લોકોએ આ કિતાબમાં મતભેદ કર્યો છે તેઓ નિસંશય હદ ઉપરાંતની વિરૂદ્ધતામાં પડયા છે.

૧૭૭. તમે તમારા મુખ પૂર્વ અથવા પશ્ચિમ તરફ કરો એમાં રૂકુઅ
સદ્‌ગુણ નથી બલ્કે સદ્‌ગુણ તો એજ છે કે અલ્લાહ પર તથા કયામતના ૨૨
દિવસ પર તથા ફરિશ્તાઓ પર તથા (આકાશી) કિતાબો પર અને નબીઓ પર ઈમાન લાવવું, અને અલ્લાહની મોહબ્બતમાં (પોતાના)

---

૧. પોકારનાર શખસને હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ની સાથે સરખાવે છે, અને જેમને પોકારે છે તે ઇમાન નહિ લાવનારાઓને જંગલના જનાવરોની સાથે સરખાવે છે કે જેઓ બુમ બરાડા સિવાય કાંઇજ સાંભળતા નથી.

સગાં વહાલાંને તથા અનાથોને તથા મોહતાજોને તથા મુસાફરોને તથા સવાલ કરનારાઓને અને ગર્દનો છોડાવવામાં માલ (ની સહાય) આપવી, તથા નમાઝ કાયમ કરવી તથા ઝકાત આપવી, અને જ્યારે તેઓ (કોઈ વાતનો) વાયદો કરે છે ત્યારે પોતાના વાયદાને પાળનાર હોય છે, અને તંગીમાં તથા મુસીબતમાં અને લડાઈની સખતાઈ વખતે ધીરજ ધરનારા હોય છે; આ એજ લોકો છે કે જેઓ (ધર્મને અનુસરી) સત્ય બોલ્યા છે; અને તેઓજ (અલ્લાહથી) ડરીને ચાલનારા છે.

૧૭૮. હે ઈમાન લાવનારાઓ! જેઓ (વિના કારણે) કતલ કરવામાં આવ્યા હોય તેમના વિષે બદલો લેવાનું તમારા ઉપર વાજીબ કરવામાં આવ્યું છે; (એટલે કે જો) આઝાદ (માર્યો ગયો હોય તો) તેને બદલે આઝાદ તથા ગુલામના બદલે ગુલામ તથા સ્ત્રીને બદલે સ્ત્રી;[૧] પછી જે (ખુની) ને તેના (મોમીન) ભાઈ તરફથી કાંઈ માફ કરવામાં આવે તો (માફ કરનારાએ) બદલો માગવામાં યોગ્ય રીતે વર્તવું અને તે (બદલો) તે (મરનારના વારસો) ને ઉપકારવશ થઈ આપવો. આ તમારા પરવરદિગાર તરફથી સુગમતા અને મહેરબાની છે; પછી તે બાદ (તે બન્ને પૈકી) કોઈ હદ બહાર જાય તો તેના માટે દુઃખદાયક અઝાબ છે.

૧૭૯. અને હે બુધ્ધિશાળીઓ! બદલા (ને લગતી આજ્ઞા) માં તમારા માટે જીવન છે કે જેથી તમે ગુનાહ કરતાં અટકો![૨]

૧૮૦. (વળી) તમારા ઉપર આ પણ લખી દેવા (વાજીબ કરવા) માં આવ્યું છે કે જ્યારે તમારામાંથી કોઇનો મરણ (સમય) આવી પહોંચે (અને) જો તે કાંઈ મિલ્કત મૂકી જાય તો પોતાના માબાપ તથા

---

૧. ઇસ્લામ પૂર્વે જયારે બે કબીલાઓ વચ્ચે લડાઇ થતી ત્યારે જે કબીલો "નસબ" અર્થાત જ્ઞાતિમાં ઉચ્ચ હોય તે નીચા નસબ વાળા કબીલામાંના આઝાદને ગુલામના બદલામાં અને પુરૂષને સ્રીના બદલામાં અને બે પુરૂષોને એક પુરૂષના બદલામાં મારી નાખતો હતો. હીજરત પછી લોકોએ ઉપલા રિવાજ સંબંધી હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ને પુછપરછ કરી તેના જવાબમાં આ આયત ઉતરી છે.

૨. દરેક જાતના ગુ૰હા અટકાવવા માટે જેમ જુદી જુદી શિક્ષાઓ ઠરાવવામાં આવી છે તેમ ખુનનો બદલો ફાંસી રાખવામાં આવી છે, આ એટલા માટે કે લોકો પોતાના પ્રાણ બચાવવા માટે બીજાઓના પ્રાણ લેતા અટકે. અને તેમ થતાં તેઓ પોતાના પ્રાણ પણ બચાવી શકે.

અતલગના સગાંઓના લાભમાં શરીઅત (ધર્મ નિયમો) ને અનુસરી વસિયત કરે, પરહેઝગારો પર (આ પણ) એક ફરજ છે.

૧૮૧. પછી જે કોઈ તે (વસિયત) સાંભળ્યા પછી તેને બદલી નાખે તો તેનો ગુન્હો તેમનાજ શીરે રહેશે કે જેઓ તેને બદલી નાખશે; બેશક અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૧૮૨. પછી જે કોઇને વસિયત કરનાર તરફથી તેની વસિયતમાં કાયદા વિરૂદ્ધ (હોવા) નો અથવા અન્યાય થવાનો ભય હોય અને (તેથી) જો તે માંહોમાંહે સલાહ કરાવી આપે તો તેના પર કાંઈ ગુન્હો નથી;[1] બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૧૮૩. હે ઇમાન લાવનારાઓ! તમારા ઉપર રોજા રાખવાનું એવીજ રીતે વાજીબ કરવામાં આવ્યું છે કે જેવી રીતે તમારા પૂર્વજો પર વાજીબ કરવામાં આવ્યું હતું, આ એ માટે કે તમે પરહેઝગાર બનો: રૂકુઅ ૨૩

૧૮૪. (તે રોજા અમુક) ગણુતરીના દિવસો (છે); પણ તમારામાંથી જે કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તો તે બીજા દિવસોમાં (છુટી ગએલા રોજા રાખીને) ગણુતરી પુરી કરે; અને તે લોકો કે જેઓ (રોજા) રાખી શકે છે (અને ન રાખે તો) તે તેના બદલામાં એક મિસ્કીનને ખાવાનું ખવડાવે; પછી જે કોઈ પોતાની ખુશીથી (નેકી) કરે તો તે તેના માટે વધુ સારૂં છે;[2] પણ જો તમે સમજો તો ગમે તે સ્થિતિમાં રોજા રાખવા એ તમારા માટે સારૂંજ છે.

૧૮૫. રમઝાનનો (મુબારક) મહીનો તે છે (કે) જેમાં આ કુરઆન ઉતારવામાં આવ્યું જે સર્વ મનુષ્યોનો માર્ગદર્શક છે અને (તેમાં) સન્માર્ગની સ્પષ્ટ દલીલો તથા (સત્ય અસત્યના) નિર્ણયના (નિયમો છે,) માટે તમારામાંથી જે કોઈ આ મહીનામાં (ઘરે) હાજર હોય તો તેણે તે (મહીના) ના રોજા રાખવાજ જોઇએ; અને જે શખસ માંદો હોય અથવા મુસાફરીમાં હોય તો તે બીજા દિવસોમાં (રોજાની) ની ગણુતરી

---

૧. વસિયત કરનારાએ જો વસિયત કરવામાં અન્યાય કર્યો હોય તો તેવા સંજોગોમાં વસિયત સાંભળનાર શરીઅત પ્રમાણે ફેરફાર કરી શકે છે.

૨. રોજા પણ રાખે તેમ મિસ્કીનોને પણ ખવડાવે તો એ તેના માટે વધુ હિતકારક છે.

પુરી કરે; અલ્લાહ તમારા સંબંધમા આસાની ઇચ્છે છે અને સખ્તાઈ ઇચ્છતો નથી, અને તમે આ ગણુતરીને પુરી કરી નાખો એમ ઇચ્છે છે અને જે સન્માર્ગ તમને દેખાડી દીધો છે તે માટે અલ્લાહની મોટાઈ વર્ણવતા રહો અને શુક્રગુઝાર બનો.

૧૮૬. અને જો મારો (કોઇ) બન્દો તને મારા વિષે પૂછે (કે હું ક્યાં છું?) તો (કહે કે) ખચીતજ હું (તેની) પાસેજ છું; આજીજીથી પોકારનારાઓ (દુઆ કરનારાઓ) જ્યારે પણ મને પોકારે છે ત્યારે હું (તરતજ) તેમને જવાબ આપું છું માટે તે લોકોને જોઇએ કે (તેઓ પણ) મારી આજ્ઞાઓ માને તથા મારા પર ઈમાન લાવે કે જેથી તેઓ સન્માર્ગને પામે.

૧૮૭. રોજાના દિવસોમાં રાત્રીના સમયે તમારી સ્ત્રીઓ પાસે જવું તમારા માટે જાઇઝ ઠરાવવામાં આવ્યું છે; તે (સ્ત્રી) ઓ તમારી શોભા છે અને તમે તેમની શોભા છો; (આ સંબંધી) તમે પોતાને છેતરતા હતા તે અલ્લાહ જાણતો હતો જેથી તે તમારા પ્રત્યે માયાળુ પણે વર્ત્યો, અને તમને દરગુજર કર્યા, માટે હવે તમે તેમની સાથે સંભોગ કરો, અને અલ્લાહે તમારા માટે જે (ઓલાદ) નિર્માણ કરી છે તેની ઈચ્છા કરો, અને ખાઓ પીઓ અહીં સુધી કે સવારનું અજવાળું (રાત્રીના) અંધકારથી જુદું દેખાઈ આવે, પછી રાત્રીના આરંભમાં રોજો પૂરો કરો, અને જ્યારે મસ્જીદોમાં બંદગીની હાલતમાં હો ત્યારે તેમને રાત્રે પણ છુઓ નહિ; આ અલ્લાહની નક્કી કરેલી હદો છે માટે તેનું ઉલ્લંઘન કરશો નહિ; આવી રીતે અલ્લાહ પોતાના હુકમો લોકો માટે સ્પષ્ટ કરી વર્ણવે છે કે જેથી તેઓ ગુન્હાઓથી બચે.

૧૮૮. અને માંહોમાંહે એક બીજાનો માલ અયોગ્ય રીતે ખાઈ ન જાઓ તેમજ તેને લગતા કજીયા હાકેમો પાસે એ માટે ન લઈ જાઓ કે નાહક જાણી જોઇને લોકોના માલ (માં) થી જે કાંઈ (હાથ લાગે) તમો (તે) ખાઈ જાઓ.

રૂકુઅ ૨૪ ૧૮૯. લોકો તને પહેલી રાતના ચાંદ માટે પૂછે છે; કહે કે તે લોકો (ના ફાયદા) માટે તથા હજના માટે નક્કી કરેલા વખતો

(દેખાડનાર નિશાનીઓ) છે; અને તમે મકાનોમાં તેની પાછળથી (એહરામની હાલતમાં) દાખલ થાઓ એ સદ્‌ગુણ નથી[1] પણ સદ્‌ગુણ તો એ છે કે ગુન્હાઓથી બચીને ચાલવું, અને મકાનોમાં તેમના દરવાજાઓમાંથી દાખલ થાઓ અને અલ્લાહથી ડરતા રહો જેથી તમે સફળતા પામો.

૧૯૦. અને અલ્લાહના માર્ગમાં તે લોકો સાથે લડો કે જેઓ તમારી સાથે લડે પણ (તેમાં) હદ બહાર જાઓ નહિ; બેશક અલ્લાહ હદ બહાર જનારાઓને દોસ્ત રાખતો નથી.

૧૯૧. અને જ્યાં તમને તેઓ મળે ત્યાં તેમને કતલ કરો અને જ્યાંથી તમને તેઓએ કાઢી મુકયા હતા ત્યાંથી તમો પણ તેમને કાઢી મુકો અને (યાદ રાખો કે) ફસાદ (ફિત્નો) એ કતલ કરતા વધુ ભયંકર છે, અને મસ્જીદુલ હરામ પાસે તેમની સાથે લડો નહિ જ્યાં સુધી તેઓ તમારી સાથે એ સ્થળે લડે નહિ, પણ જો તેઓ તમારી સાથે લડે તો તમે પણ તેમને મારી નાખો; નાસ્તિકોની એજ સજા છે.

૧૯૨. પણ જો તેઓ (લડતાં) અટકી જાય તો (તમે પણ અટકી જાઓ) નિસંશય અલ્લાહ મહાન ક્ષમા કરનાર (અને) દયા કરનાર છે.

૧૯૩. અને તેમની સાથે એટલી હદ સુધી લડો કે ફિત્નો બાકી રહેવા ન પામે અને દીન માત્ર અલ્લાહનો જ થઇને રહે; પછી જો તેઓ અટકી જાય તો જાલિમો સિવાય બીજા કોઇથી દુશ્મનાઈ કરવી નહિ.

૧૯૪. હુરમતવાળા[2] મહિનાને બદલે હુરમતવાળો મહિનો તથા હુરમતવાળી વસ્તુઓનો પણ એવીજ રીતનો બદલો (નિર્માણ) કરવામાં આવ્યો છે; પછી જે કોઈ તમારા પર સખ્તાઈ કરે તો તમે પણ એવીજ સખ્તાઈ તેનાપર કરો જેવી કે તેણે તમારા પર સખ્તાઈ કરી હોય

---

૧. ઇસ્લામ પહેલાના અરબો વહેમી હોવાથી તેઓ એહરામની હાલતમાં ઘરમાં દાખલ થવાની જરૂર પડે ત્યારે ઘરની પછવાડેથી આવતા. પણ અલ્લાહે તેમને તેમ કરવાની ના પાડી.

૨. હુરમતવાળા એટલે પવિત્ર મહીના ચાર છે, રજબ, ઝીલકાદ, ઝિલહજ્જ અને મહોરરમ આ ચાર મહિનાઓમાં લડાઇ કરવાની મનાઇ હતી.

અને (તેમાં) અલ્લાહથી ડરતા રહો અને જાણો કે બેશક અલ્લાહ પરહેઝગારોની સાથે છે.

૧૯૫. અને અલ્લાહના માર્ગમાં ખરચ કરો અને હાથે કરીને પોતાને મુસીબતમાં ન નાખો, અને નેકી કરતા રહો, બેશક અલ્લાહ નેકી કરનારાઓને દોસ્ત રાખે છે.

૧૯૬. અને ખાસ અલ્લાહના માટે હજ તથા ઉમરો પુરા કરો; પણ જો તમે ઘેરાઈ ગયા હો તો જે પણ કુરબાની (નું પ્રાણી) મળી આવે (તે આપો) અને જ્યાંસુધી (તે) કુરબાની તેના હલાલ થવાના સ્થાને પહોંચી ન જાય (ત્યાંસુધી) તમારા માથા મુંડાવો નહિ; પછી જે કોઈ તમારામાંથી બીમાર હોય અથવા તેના માથામાં કોઈ પ્રકારનું દરદ હોય તો તેનો બદલો રોજા અથવા દાન અથવા કુરબાની છે, પછી જ્યારે તમે નિર્ભય થઈ જાઓ તો જે કોઈ ઉમરાનો હજની સાથે લાભ લેવા ચાહે તો જે મળી આવે તેની કુરબાની કરે, પણ જેને કાંઈજ ન મળી શકે તો હજના દિવસોમાં ત્રણ રોજા રાખે અને જ્યારે તમે પાછા (સ્વદેશ) આવી જાઓ ત્યારે (બીજા) સાત દિવસના (રોજા રાખો); એ સર્વ મળી પુરા દસ રોજા થયા; આ (હુકમ) તેના માટે છે કે જેના બાલ બચ્ચા મકકામાં[1] ન હોય; અને અલ્લાહથી ડરતા રહો અને જાણો કે અલ્લાહ સખત અઝાબ આપનાર છે.

રુકુઅ ૨૫ ૧૯૭. ખચીતજ હજના મહીનાઓ જાણીતા છે, માટે જે કોઈ તેમાં હજનો ઈરાદો કરે તો તે હજ (ની મુદ્દત) માં ન સંભોગ કરે ન બદકારી કરે ન માંહોમાંહે લડાઈ ઝગડો કરે; અને જે નેકી તમે કરશો તેથી અલ્લાહ વાકેફ છે; અને રસ્તાનું ભાથુ સાથે લઈ લો, જો કે રસ્તાનું ઉત્તમ ભાથું તો પરહેઝગારી છે, અને હે બુદ્ધિશાળીઓ! મારાથી ડરતા રહો.

૧૯૮. (અને હજના સમયે) તમે તમારા પરવરદિગાર પાસે રોજી પણ માગો (વેપાર પણ કરો) તો તેમાં તમારા ઉપર કોઈ દોષ

૧. મક્કાની ૫૦ માઇલ અંતરાફ રહેતા ન હોય તેઓ.

નથી; પછી જ્યારે તમે અરફાતથી પાછા ફરો તો મશ્અરૂલ હરામ (મુજદલફા) પાસે અલ્લાહને યાદ કરો, અને તમને શીખવ્યું છે તેવી રીતે તેની યાદ કરો અને ખરેજ તમે આ પહેલાં ગુમરાહો માંહેના હતા.

૧૯૯. પછી પાછા ફરો ત્યાંથી કે જ્યાંથી (સઘળા) લોકો પાછા ફરે છે અને અલ્લાહથી ક્ષમા માગો; બેશક અલ્લાહ મહાન ક્ષમા કરનાર (અને) દયાળુ છે.

૨૦૦. પછી જ્યારે તમે હજની ક્રિયાઓથી પરવારી જાઓ ત્યારે અલ્લાહને એવી રીતે યાદ કરો કે જેવી રીતે તમારા બાપદાદાઓને યાદ કરો છો અથવા તે કરતાંય વધારે; પછી લોકોમાંથી કેટલાક એવા છે કે જેઓ કહે છે કે હે અમારા પરવરદિગાર! અમને દુનિઆમાંજ (લાભ) આપી દે તો એવા (લોકો) માટે પરલોકમાં કાંઈ પણ ભાગ નથી.

૨૦૧. અને તેઓમાંથી કેટલાક એવા (પણ) છે કે જેઓ કહે છે કે હે અમારા પરવરદિગાર! આ લોકમાં અમારૂં ભલું કર તથા પરલોકમાં પણ અમારૂં ભલું કર અને અમને (દોઝખની) આગના અઝાબથી બચાવજે.

૨૦૨. આ એજ લોકો છે કે જેમને પરલોકમાં તેમણે દુનિઆમાં જે કાંઈ કમાવ્યું છે તેમાંનો ભાગ (ફળ) મળશે; અને અલ્લાહ ઝડપી હિસાબ લેનાર છે.

૨૦૩. અને ગણતરી કરેલા (મિનાના ત્રણ) દિવસોમાં અલ્લાહનું સ્મરણ (ઝિક્ર) કરતા રહો; પછી જે કોઈ બેજ દિવસમાં (મીનાથી) ચાલી નીકળે તો તેના માથે કાંઈ ગુન્હો નથી, અને જે કોઈ પાછળ રહે તો તેના ઉપર પણ કાંઈ ગુન્હો નથી, આ છુટ જે કોઈ (અલ્લાહથી) ડરીને ચાલશે તેનાજ માટે છે; અને તમે અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે તમે (કયામતના દિવસે) તેની હજુરમાં અવશ્ય એકઠા કરવામાં આવશો.

૨૦૪. અને (હે રસુલ!) લોકોમાંથી એવો પણ છે કે જેની સંસારી જીવનને લગતી વાતો તને આશ્ચર્ય પમાડે છે અને જે

(ભાવના) તેના અંતઃકરણમાં છે તેના પર અલ્લાહ વટીકને તે સાક્ષી બનાવે છે, જો કે (ખરી રીતે તો) તે (તારા દુશ્મનો માંહેનો) એક કટ્ટો દુશ્મન છે.[૧]

૨૦૫. અને જ્યારે તે પીઠ ફેરવે છે ત્યારે પૃથ્વી પર ફસાદ કરવાના પ્રયત્ન કરે છે, એ માટે કે ખેતી વાડી અને આબાદી (પ્રાણી માત્ર)ના બીજનો નાશ કરી નાખે; અને અલ્લાહ બગાડ (ફિત્ના)ને પસંદ કરતો નથી.

૨૦૬. અને જ્યારે તેને કહેવામાં આવે છે કે તું અલ્લાહથી ડર ત્યારે તેનો અહંકાર તેને વધુ ગુન્હા કરવાને દોરવે છે માટે તેના માટે દોઝખ (નો અઝાબ) પુરતો છે; અને ખરેજ તે ઘણુંજ બુરૂં રહેઠાણ છે.

૨૦૭. અને લોકોમાંથી (કોઈ) એવો (પણ) છે જે અલ્લાહની ખુશી સંપાદન કરવા (માટે) પોતાનો જીવ પણ વેચી નાખે છે;[૨] અને અલ્લાહ સર્વે બન્દાઓપર માયાળુ છે.

૨૦૮. હે ઈમાન લાવનારાઓ! તમે સઘળા એકી સાથે ઈસ્લામમાં દાખલ થાઓ, (અલ્લાહને એકી સાથે આધીન થાઓ) અને શેતાનના પગલે ચાલો નહિ; બેશક તે તમારો ખુલ્લો દુશ્મન છે.

૨૦૯. પછી તમારી પાસે સ્પષ્ટ દલીલો આવ્યા બાદ (પણ) જો તમે ડગમગશો તો જાણી લો કે બેશક અલ્લાહ સમર્થ (અને) હિકમતવાળો છે.

૨૧૦. શું તેઓ આ વાતની રાહ જુએ છે કે અલ્લાહ વાદળાઓની છાયામાં તેમની પાસે આવે અને ફરિશ્તાઓ (પણ) આવે અને સઘળા મામલાનો ફેંસલો થઈ જાય (યાને કરણીનું ફળ મળી જાય)? જો કે (એ સર્વે) મામલાઓ (નિર્ણય માટે) અલ્લાહુનીજ તરફ રજુ થાય છે.

૫ ૨૧૧. (હે રસુલ!) બની ઈસરાઈલને પુછ કે અમોએ તેમને કેટલી બધી પ્રત્યક્ષ નિશાનીઓ આપી હતી અને જે (કોઈ) અલ્લાહે

---

૧. આ આયતમાં અખનસ બીન શુરૈખ નામના એક મુનાફીક તરફ ઇશારો છે.

૨. હીજરતના રાત્રે હઝરત અલી અ૦ સ૦ નબી સાહેબના બીછાના પર તેમના આજ્ઞાથી દુશ્મનોના ઘેરા વચ્ચે પોતાની જાનના જોખમે સુઇ રહ્યા ત્યારે આ આયત ઉતરી.

આપેલી નેઅમતને તેની પાસે આવ્યા પછી બદલી નાખે છે તો નિસંશય અલ્લાહ અઝાબ આપવામાં ઘણોજ સખત છે.

૨૧૨. દુનિઆની જીંદગી ઈમાન ન લાવનારાઓની નજરમાં સુશોભીત બનાવવામાં આવી છે અને તેઓ ઈમાન લાવનારાઓની મશ્કરી કરે છે; જો કે જેઓ પરહેઝગાર હશે તેઓ તો કયામતના દિવસે તેમના પર સરસાઈ ધરાવશે અને અલ્લાહ જેને ચાહે છે તેને બે હિસાબ રોજી અર્પણ કરે છે.

૨૧૩. (શરૂઆતમાં) સઘળા લોકો એકજ પંથના હતા; પછી અલ્લાહે ખુશખબર આપનારા તથા ડરાવનારા નબીઓ મોકલ્યા, તથા તેમની સાથે સાથે સત્યતાવાળી કિતાબ (પણ) મોકલી કે તે (કિતાબ) લોકો વચ્ચે જે વિષે તેઓ મતભેદ કરતા હતા તેનો નિર્ણય કરે; અને તેમાં બીજા કોઇએ મતભેદ કર્યો નહિ પણ તેમણે કે જેમને તે (કિતાબ) આપવામાં આવી હતી (અને) તે (મતભેદ) પણ સ્પષ્ટ દલીલો તેમની પાસે આવી ગયા પછી અને તે માત્ર અરસ પરસની દુશ્મનાઇને લીધેજ (કર્યો હતો), પછી અલ્લાહે ઈમાન લાવનારાઓને પોતાના હુકમથી તે સત્ય દેખાડી દીધું કે જેના વિષે તેઓ મતભેદ કર્યા કરતા હતા; અને અલ્લાહ જેને ચાહે છે તેને સન્માર્ગે લઈ જાય છે.

૨૧૪. શું તમોએ એમ ધારી લીધું છે કે તમે જન્નતમાં ચાલ્યા જશો જ્યારે અત્યારસુધી તમારાપર એવું વીત્યું નથી જેવું કે તમારા પૂર્વજો પર વીતી ગયું છે? (અર્થાત) તેમના ઉપર (એવી) સખ્તાઈ તથા દુઃખ આવી પડ્યાં કે તેઓ ધ્રુજી ગયા હતા, અહીં સુધી કે રસુલ તથા તેની સાથે ઈમાન લાવનારાઓ બોલી ઉઠ્યા કે (હવે) અલ્લાહની મદદ કયારે આવશે? (અલ્લાહ તરફથી કહેવામાં આવ્યું કે) ગભરાઓ નહિ નિસંશય અલ્લાહની મદદ નઝદીક છે.

૨૧૫. (હે રસુલ!) લોકો તને પુછે છે કે તેઓ દાનમાં શું આપે; તું કહે કે માલમાંથી તમે જે કાંઈ ખરચ કરો તે માબાપ માટે તથા અતલગના સગાં વહાલાંઓ માટે તથા યતીમો માટે તથા મોહતાજો અને મુસાફરો માટે હોવો જોઇએ; અને જે (પણ) નેકી તમે કરો છો તે નિસંશય અલ્લાહ સારી પેઠે જાણે છે.

૨૧૬. તમારા ઉપર જેહાદ (ધર્મયુધ્ધ) વાજીબ કરવામાં આવ્યું છે જો કે તે તમને નાપસંદ છે, પણ કદાચને તમે એક વસ્તુ નાપસંદ કરો પણ તે તમારા માટે સારી હોય, અને (બીજી) એક વસ્તુ તમે પસંદ કરો (પણ) તે તમારા હકમાં બૂરી હોય; અને અલ્લાહ જાણે છે અને તમે જાણતા નથી.

રૂકુઅ ૨૭ ૨૧૭. (લોકો) તને પવિત્ર મહિનાઓમાં જેહાદ કરવા સંબંધી પુછે છે; કહે કે તેમાં જેહાદ કરવી (એ) બહુ મોટો ગુન્હો છે; તેમ (લોકોને) અલ્લાહના માર્ગથી રોકવા તથા (પંડે પણ) અલ્લાહનો ઈન્કાર કરવો અને મસ્જીદુલ હરામથી (લોકોને) અટકાવવા અને તે (મસ્જીદો)ની સાથે સંબંધ ધરાવનારાઓને તેમાંથી કાઢી મુકવા (તે) અલ્લાહની પાસે તેથી પણ વધારે ગંભીર (ગુન્હો) છે, અને ફિત્નો એ લોહી રેડવા કરતાંય વધારે ગંભીર ગુન્હો છે; અને તે (મુશ્રીકો) તમારાથી સતત લડયા કરશે એટલે સુધી કે જો તેમનું ચાલી શકે તો તેઓ તમને તમારા આ દીનથી ફેરવી નાખે; અને તમારામાંથી જે પોતાના દીનથી ફરી જશે અને બેઈમાનીની હાલતમાં મરી જશે તો તેવા લોકોના કર્મો આ લોક તેમજ પરલોકમાં નષ્ટ થઈ જશે, અને તેઓજ આગના રહેવાસીઓ છે, જેમાં તેઓ હંમેશને માટે રહેશે.

૨૧૮. બેશક જે લોકો ઈમાન લાવ્યા છે તથા જેમણે હિજરત (સ્વદેશ ત્યાગ) કરી છે અને અલ્લાહના માર્ગમાં જેહાદ કરી છે તેઓજ અલ્લાહની કૃપાના ઉમેદવાર છે; અને અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૨૧૯. (હે રસુલ!) લોકો તને મદિરા (દારૂ) તથા જુગાર સંબંધી પુછે છે; કહે કે એ બન્નેમાં મોટો ગુન્હો છે અને લોકો માટે (તેમાં) ફાયદાઓ પણ છે, છતાં એ બન્નેમાંનો ગુન્હો તેના ફાયદાઓ કરતાં વધારે છે; અને તને પુછે છે કે અલ્લાહની રાહમાં તેઓ શું ખરચ કરે? કહે કે (યોગ્ય ખરચ કરતાં) બાકી રહેલું; આવી રીતે અલ્લાહ તમારા માટે (પોતાના) હુકમો સ્પષ્ટ કરીને વર્ણવે છે કે જેથી તમે મનન કરો:

૨૨૦. આ લોક તથા પરલોક સંબંધી; અને તેઓ તને યતીમો સંબંધી

પુછે છે; કહે કે તેમની (હાલત) સુધારવી સત્કાર્ય છે; અને જો તમે તેમને ભાગીદારીમાં લો તો તેઓ તમારા (ધર્મ) બંધુ છે; અને અલ્લાહ (યતીમોની હાલત) બગાડનાર તથા સુધારનાર કોણ છે તે સારી પેઠે જાણે છે; અને જો અલ્લાહ ઇચ્છતે તો તે તમને મુશ્કેલીમાં નાખી દેતે; બેશક અલ્લાહ સમર્થ (અને) હિકમતવાળો છે.

૨૨૧. અને મુશ્રીક સ્ત્રીઓ ઈમાન લાવે નહિ ત્યાં સુધી તેમની સાથે નિકાહ કરો નહિ; ખચીતજ એક ઈમાનવાળી લોંડી (આઝાદ) મુશ્રીક સ્ત્રી કરતાં બેહતર છે પછી ભલેને તે (મુશ્રીક) સ્ત્રી ગમે તેટલી પણ તમને સારી કેમ ન લાગતી હોય, અને મુશ્રીકો જ્યાં સુધી ઈમાન લાવે નહિ ત્યાં સુધી (મુસ્લીમ સ્ત્રીઓ) તેમના નિકાહ-માં તમે ન આપો; અને ખચીતજ એક મોમીન ગુલામ (આઝાદ) મુશ્રીક કરતાં બેહતર છે પછી ભલેને તે (મુશ્રીક ગમે તેટલો) તમને સારો કેમ ન લાગતો હોય; તે (મુશ્રીકો) તમને (જહન્નમની) આગ તરફ બોલાવે છે, અને અલ્લાહ પોતાના હુકમથી સ્વર્ગ અને ક્ષમા તરફ બોલાવે છે, અને લોકો માટે પોતાના હુકમો સ્પષ્ટ કરીને વર્ણવે છે કે જેથી તેઓ બોધ ગ્રહણ કરે.

૨૨૨. અને (હે રસુલ!) તેઓ તને (સ્ત્રીઓની) માસીક માંદગી વિષે પૂછે છે; કહે કે તે એક નાપાકી છે, માટે તમે માસીક માંદગીના સમયે તમારી સ્ત્રીઓથી અળગા રહો, અને જ્યાં સુધી તેણીઓ પાક ન થાય ત્યાં સુધી તેમની પાસે જાઓ નહિ, પછી જ્યારે તેણીઓ નાહી લે તો જ્યાંથી તમને અલ્લાહે ફરમાવ્યું છે ત્યાંથી તેમની પાસે જાઓ; નિસંશય અલ્લાહ તૌબા કરનારાઓને તથા પાક રહેનારાઓને દોસ્ત રાખે છે.

૨૨૩. તમારી સ્ત્રીઓ તમારી ખેતી છે, જેથી તમારી ખેતીઓમા તમારૂં મન ચાહે ત્યારે જાઓ, અને તમે તમારા પોતાના માટે અગાઉથી નેકી મોકલતા રહો; તથા અલ્લાહથી ડરતા રહો અને આ જાણી લો કે તમે તેને અવશ્ય મળનાર છો; અને મોમીનોને ખુશ ખબર આપ.

૨૨૪. અને (હે મુસલમાનો!) તમારા નિરર્થક સોગંદોને લઇને

નેકી કરવા તથા પરહેઝગારીથી વર્તવા અને લોકો વચ્ચે સુલેહ શાંતી ફેલાવવામાં અલ્લાહને અટકાયતનું કારણ ઠરાવો નહિ. અને અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૨૨૫. અલ્લાહ તમને તમારી અનિશ્ચિત પ્રતિજ્ઞાઓ માટે પકડશે નહિ પણ તમારા અંતઃકરણોએ જે નિર્ધાર્યું હશે તેના માટેજ પકડશે; અને અલ્લાહ મહાન ક્ષમા કરનાર (અને) સહનશીલ છે.

૨૨૬. જે લોકો પોતાની પત્નિઓ પાસે નહિ જવાની પ્રતિજ્ઞા લે છે તેઓએ ચાર માસની રાહ જોવી, પછી જો તેઓ (તે મુદ્દત દરમિઆન પ્રતિજ્ઞાઓથી) ફરી જાય તો ખરેખર અલ્લાહ મહાન બક્ષનાર (અને) દયાળુ છે.

૨૨૭. પણ જો તેઓ તલાકનો નિશ્ચય કરી લેય તો નિસંશય અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૨૨૮. અને જે સ્ત્રીઓને તલાક આપવામાં આવી હોય તેઓએ પોતાના માટે ત્રણ અટકાવ સુધી રાહ જોવી જોઇએ; અને જો તેઓ અલ્લાહ તથા કયામતના દિવસ પર ઈમાન ધરાવતી હોય તો તેમના માટે તેમના ગર્ભાશયમાં અલ્લાહે જે કાંઈ પેદા કર્યું હોય તેને સંતાડવું હરગીઝ જાઇઝ (યોગ્ય) નથી; અને જો તે દરમિયાન તેમના પતિઓ સમાધાનની ઈચ્છિા કરે તો તેમને તે સ્ત્રીઓને પાછી લેવાનો (બીજાઓ કરતાં) વધુ હક છે; અને શરીઅત (ધર્મ નિયમો)ની રૂએ સ્ત્રીઓને જે હક પુરૂષો પર છે તેટલોજ હક પુરૂષોનો સ્ત્રીઓ પર છે, અલબત્ત પુરૂષોનો દરજ્જો સ્ત્રીઓ કરતાં વધારે છે, અને અલ્લાહ સમર્થ (અને) હિકમતવાળો છે.

૨૨૯. તલાક (રદ થઈ શકનાર) બે વખત છે, તે પછી તે (સ્ત્રી) ઓને યોગ્ય રીતે રાખવી અથવા ભલાઈની સાથે તેમને જવા દેવી; અને આ તમારા માટે હલાલ નથી કે જે કાંઈ તમે તેમને આપી ચુક્યા હો તેમાંથી (અર્થાત મહેરમાંથી) કાંઈ પાછું લઈ લો, સિવાય એ હાલતમાં કે બન્નેને આ વાતનો ભય હોય કે બન્ને અલ્લાહની હદ (ના નિયમો) પર કાયમ રહી શકશે નહિ; (હે મુસલમાનો!) પછી જો તમને તે (વાત)નો ભય હોય કે બન્ને પક્ષો અલ્લાહની હદ પર કાયમ રહેશે નહિ,

તો જો સ્ત્રી પોતાના છુટકારા માટે કાંઈ બદલો આપી દે તો બન્ને ઉપર કાંઈ દોષ નથી;[1] આ અલ્લાહની હદો છે જેથી તેને ઓળંગી જાઓ નહિ, અને જેઓ અલ્લાહની હદો ઓળંગી જાય છે તેઓજ જુલમગાર છે.

૨૩૦. પછી જો તેણીને (ત્રીજી) તલાક (બાઈન) આપે તો તે બાદ તેણી તેના માટે હલાલ રહેશે નહિ જ્યાં સુધી તેણી તેના સિવાય બીજા કોઈ મરદ સાથે નિકાહ કરે નહિ; પછી જો તે (બીજો ધણી પણ) તેણીને તલાક આપે તો તેઓ એક બીજાને ફરીથી પરણે (એમ કરવામાં) તેમના ઉપર કાંઈ દોષ નથી, આ શરતે કે તેઓ બન્ને એમ ધારે કે તેઓ અલ્લાહના નિયમો જાળવી શકશે; અને આ અલ્લાહની હદો છે જે તે તે લોકો માટે વર્ણવે છે કે જેઓ સમજ ધરાવે છે.

૨૩૧. અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપો અને તેઓ પોતાની ઈદ્દત (પુર્ણ કરવા) ની નજીક જઈ પહોંચે ત્યારે અગર તો વાજબી રીતે તેઓને રોકી લો અથવા યોગ્ય રીતે વર્તી રવાના કરો, અને તેમને હાનિ પહોંચાડવાના હેતુસર રોકો નહિ કે જેથી તમે અત્યાચારી બનો, અને જે એમ કરશે તેણે ખરેખર પોતાનાજ (જીવ) ઉપર જુલમ કર્યો અને અલ્લાહની આયતોને હસી કાઢો નહિ અને અલ્લાહે જે નેઅમતો તમને અર્પણ કરી છે તે અને જે કિતાબ તથા હિકમત (ધર્મ નિયમો) તમારા પર ઉતાર્યાં છે તે યાદ કરતા રહો, તમને તે દ્વારા તે શિખામણ આપે છે; અને અલ્લાહથી ડરો અને જાણો કે અલ્લાહ દરેક વસ્તુની જાણ ધરાવે છે.

૨૩૨. અને જ્યારે તમોએ સ્ત્રીઓને તલાક આપી દીધી હોય અને તેમણે પોતાની ઈદ્દત પુર્ણ કરી દીધી હોય તો તેમને પોતાના આગલા ખાવિંદો સાથે જો તેઓ પરસ્પર યોગ્ય રીતે રાજી થઈ જાય તો–પરણતી

---

૧. ઇદ્દત દરમિયાન સોહબત સંબંધી નિયમો ન જાળવી શકાય અથવા અરસ પરસ અણગમાને લીધે માઠું પરીણામ આવવાનો ભય હોય તો સ્ત્રી પોતાની આખી મહેર અથવા તેનો કાંઈ ભાગ જતો કરી છુટકારો મેળવી શકે છે.

સ્ત્રીને તલાક આપ્યા પછી ચાર માસ અને દસ દિવસની મુદ્દત સુધી રાહ જોવી તેને ઇદ્દત કહે છે.

અટકાવો નહિ;[1] તે દ્વારા તમારામાંના તે (લોકો) ને નસીહત કરવામાં આવે છે કે જેઓ અલ્લાહ તથા કયામત પર ઈમાન રાખે છે; આ (પ્રમાણે વર્તવું) તમારા માટે વધુ લાભદાયક (અને) પાક છે; અને અલ્લાહ જાણે છે અને તમે જાણતા નથી.

૨૩૩. અને (તલાક મેળવેલી) માતાઓએ પોતાના બાળકોને પૂરાં બે વર્ષ સુધી દૂધ પીવડાવવું જોઇએ, આ તેના માટે છે કે જેઓ ધવડાવવાની મુદ્દત પુરી કરવા (કરાવવા) ચાહતાં હોય; અને તે (દૂધ પીવડાવનારી સ્ત્રીઓ)ના ખોરાક તથા પોશાકનો ખર્ચ યોગ્ય રીતે (બાળકના) બાપના શીરે છે; કોઈ વ્યક્તિને તેના ગજા ઉપરાંત તકલીફ આપવામાં ન આવે (એટલે કે) ન માને તેણીના બાળકના કારણે હાની પહોંચાડવામાં આવે, ન બાપને તેના બાળકના કારણે હાની પહોંચાડવામાં આવે, અને બાપના સ્થાને ઉભા રહેનારના માથે (પણ) એજ ફરજ છે, પછી જો બન્ને (મા બાપ) ની રાજી ખુશીથી અને પરસ્પરની સલાહથી દૂધ છોડવી લેવા ચાહે તો બન્ને ઉપર કાંઈ દોષ નથી; અને જો તમે તમારા બચ્ચાંઓને (ધાવનું) દૂધ ધવરાવવાને ઈચ્છતા હો તો તેમ કરવામાં પણ તમારા ઉપર કાંઈ દોષ નથી, એ શર્તે કે તમે જે ઠરાવ્યું હોય તે વાજબી રીતે તેણીને આપો; અને અલ્લાહથી ડરો અને જાણી લો કે જે કાંઈ તમે કરો છો તે અલ્લાહ નિહાળે છે.

૨૩૪. અને તમારામાંથી જે લોકો મરી જાય અને (પોતાની પાછળ) સ્ત્રીઓ મુકી જાય તો તે સ્ત્રીઓ ચાર મહીના અને દસ દિવસ (ઈદ્દત) રાહ જુએ, પછી જ્યારે તેઓ પોતાની ઈદ્દત (ની મુદ્દત) પુરી કરે ત્યારે જાઈઝ રીતે પોતાના માટે જે કાંઈ કરે તે માટે તમારા ઉપર કાંઈ દોષ નથી; અને તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ જાણકાર છે.

૨૩૫. અને આ વિષે તમારા માટે કાંઈ ગુન્હો નથી કે આ (ઈદ્દત વાળી) સ્ત્રીઓને પરણવા માટે ખુલ્લી માગણી કરો અથવા એ

---

૧. એટલે કે બાન્ને ખાવિંદ પણ તેને તલાક આપે અને તે ઇદ્દત પુરી કર્યા બાદ પોતાના આગલા ખાવિંદ સાથે પરસ્પરની ખુશીથી નિકાહ કરવા રાજી હોય તો તેને તેમ કરતાં અટકાવવી નહિ.

વિચારને તમારા મનમાં સંતાડી રાખો; (કેમકે) અલ્લાહ જાણે છેજ કે નજીકમાં તમે તેમને યાદ કરશો (અર્થાત પરણુશો), પરંતુ છુપી રીતે તેમને વચન આપશો નહિ, સિવાય કે તેમની સાથે જાઇઝ વાતચીત કરો; અને જ્યાં સુધી ઠરાવેલી ઇદ્દત (ની મુદ્દત) પુરી ન થાય ત્યાં સુધી પરણુવાનો નિશ્ચય કરો નહિ; અને જાણી લો કે તમારા મનમાં જે કાંઈ છે તે અલ્લાહ જાણે છે માટે તેનાથી ડરતા રહો, અને જાણી લો કે અલ્લાહ મહાન ક્ષમાવાન (અને) સહનશીલ છે.

૨૩૬. જો તમે તે (નિકાહમાં લાવેલી) સ્ત્રીઓને કે જેમને તમે રૂકુઅ
અડકયા નથી અથવા જેમની મહેર હજી તમોએ નક્કી કરી નથી (તેમને) ૩૧
છોડી દો તો તમારા ઉપર કાંઈ દોષ નથી, પણ તેમને કાંઈ નફો પહોંચાડો (ભરણ પોષણ માટે કાંઈ આપો) તવંગર પોતાના ગજા પ્રમાણે તથા ગરીબ તેના ગજા પ્રમાણે યોગ્ય પ્રમાણમાં આપે, એહસાન કરનારાઓ ઉપર આ એક ફરજ છે.

૨૩૭. અને જો તેમને સ્પર્ષ કર્યા પહેલાં-એવી હાલતમાં કે તેમની મહેર નક્કી કરી ચુકયા હો-તલાક આપી દો તો જે કાંઈ (મહેર) તમોએ નક્કી કરી હોય તેની અર્ધી આપવી, સિવાય કે સ્ત્રીઓ પંડે માફ કરી દે અથવા તે માફ કરી દે કે જેના હાથમાં નિકાહની સત્તા હતી; અને જો તમે (હે સ્ત્રીઓ!) આખી (મહેર) માફ કરી દો તો તે પરહેઝગારીની વધુ પાસે છે (વધારે નીતી ભરેલું છે); અને અરસ પરસમાં ઉદારતા દેખાડવાને ભૂલતા નહિ; બેશક જે કાંઈ તમે કરો છો તે અલ્લાહ નિહાળે છે.

૨૩૮. (હે મુસલમાનો!) સઘળી નમાઝો (નો સમય) સાચવો ખાસ કરીને વચલી નમાઝ (નો), અને અલ્લાહની હજુરમાં આજ્ઞાંકિત પણે ઉભા રહો.

૨૩૯. પણ જો તમને ભય હોય તો પગે ચાલતાં અથવા ઘોડા ઉપર (જે હાલતમાં હો તે હાલતમાં નમાઝ અદા કરો), પછી જ્યારે તમે નિર્ભય થઈ જાઓ ત્યારે અલ્લાહને એવી રીતે યાદ કરો કે જેવી રીતે તેણે તમને (પોતાના રસુલ દ્વારા) શીખવ્યું છે, જે તમે પ્રથમ

જાણતા ન હતા.

૨૪૦. અને તમારામાંથી જે લોકો મરણ પામે અને પાછળ (વિધવા) સ્ત્રી મૂકી જાય, તો (તેમને જોઇએ કે) પોતાની સ્ત્રીઓ માટે એક વર્ષ સુધી (ના નિર્વાહના) સાધન પુરાં પાડવા તથા ઘરમાંથી બહાર કાઢી મુકવી નહિ એવી વસિયત તેઓએ કરવી, પછી જો તે (સ્ત્રીઓ ખુશીથી) નીકળી જાય અને પોતાના માટે કાયદેસર જે કાંઇ કરે તો તે માટે તમારા માથે કાંઈ દોષ નથી; અને અલ્લાહ સમર્થ અને હિકમતવાળો છે.

૨૪૧. અને તલાક આપવામાં આવેલી સ્ત્રીઓ માટે (પણ) કાંઇક વાજબી લાભ પહોંચાડવો જોઇએ; એ પરહેઝગારો પર એક ફરજ છે.

૨૪૨. એવીજ રીતે અલ્લાહ તમારા માટે પોતાના હુકમો સ્પષ્ટ કરીને વર્ણવે છે કે કદાચને તમે સમજો.

૨૪૩. (હે રસુલ!) શું તેં તે (લોકોના સંબંધમાં) વિચાર્યું નથી કે જેઓ મૃત્યુના ભયથી પોતાનાં ઘરોનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા? અને તેઓ હજારો (ની સંખ્યામાં) હતા, પછી અલ્લાહે તેમને હુકમ કર્યો કે મરી જાઓ; (એટલે મરી ગયા) પછી તેણે તેમને સજીવન કર્યા;[1] બેશક અલ્લાહ લોકો પર કૃપાળુ છે પણ ઘણા લોકો શુક્ર કરતા નથી.

૨૪૪. અને (હે મુસલમાનો!) અલ્લાહની રાહમાં લડો અને જાણી લો કે અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૨૪૫. છે કોઈ એવો જે અલ્લાહને કર્ઝે હસના આપે[2] કે જેથી અલ્લાહ તેને અસંખ્ય ગણું વધારી આપે; અને અલ્લાહજ રોજી તંગ કરે છે અને વિશાળ કરે છે, અને તેનીજ તરફ તમારૂં પાછું ફરવું થશે.

૨૪૬. (હે રસુલ!) શું તેં મુસા પછીના બની ઈસરાઈલીઓના

---

૧. એ લોકો બની ઈસરાઇલમાંના હતા, તેઓ મરકીની ચેપી બીમારીથી ડરી જઈ જંગલમાં ચાલ્યા ગયા હતા, ત્યાં તેઓ અલ્લાહના કોપથી મરણ પામ્યા હતા. પરંતુ પછીથી તેઓ હઝરત મુસા અ૦ સ૦ ના ત્રીજા ખલીફા હિજકિલની દુઆથી પુનઃ સજીવન થઈ ગયા.

૨. "કર્ઝે હસના" એટલે પાછું મેળવવાની આશા રાખ્યા વિના રાજી ખુશીથી ધીરવું.

આગેવાનોના એક ટોળા પર દ્રષ્ટિ નથી નાખી? જ્યારે તેમણે તેમના પયગમ્બર (અરમુયલ) ને કહ્યું કે અમારા માટે એક બાદશાહ કાયમ કર (જેથી) અમે અલ્લાહના માર્ગમાં લડીએ; તેણે ફરમાવ્યું કે જો એવું બને કે તમારા પર જેહાદ વાજીબ કરવામાં આવે અને તમે જેહાદ ન કરો એ શું સંભવિત નથી? તેમણે કહ્યું કે જ્યારે અમને અમારા ઘરોમાંથી કાઢી મુકવામાં આવ્યા છે તથા અમને અમારા (બાળ) બચ્ચાંઓથી વિખુટા પાડી દેવામાં આવ્યા છે તો પછી અમારા માટે શું કારણ છે કે અમે અલ્લાહના માર્ગમાં ન લડીએ! પછી જ્યારે તેમના પર જેહાદ વાજીબ કરવામાં આવ્યું ત્યારે તેઓમાંના થોડાક સિવાય સઘળાજ પાછા ફરી બેઠા; અને અલ્લાહ જાલીમોથી સારી પેઠે વાકેફ છે.

૨૪૭. અને જ્યારે તેમને તેમના નબીએ કહ્યું કે બેશક અલ્લાહે તમારા માટે તાલુતને બાદશાહ નીમ્યો છે ત્યારે તેઓ કહેવા લાગ્યા કે તે અમારા પર હકુમત કેવી રીતે કરી શકે જ્યારે હકુમત (ચલાવવા) માટે અમે તેના કરતાં વધુ લાયક છીએ, (વળી) તેને ધનનું પણ જોર આપવામાં આવ્યું નથી; (નબીએ) ફરમાવ્યું કે બેશક અલ્લાહે તેને તમારા ઉપર ચુંટી કાઢયો છે અને તેને જ્ઞાન અને શારિરીક બળમાં પુષ્કળ વધારી દીધો છે; અને અલ્લાહ પોતાની હકુમત જેને ચાહે છે તેને અર્પણ કરે છે; અને અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે.

૨૪૮. અને તેમને તેમના નબીએ (આ પણ) કહ્યું કે તેની (અલ્લાહ તરફની) બાદશાહતની ઓળખ એ છે કે તમારી પાસે તે પેટી પહોંચશે કે જેમાં તમારા પરવરદિગાર તરફની સકીના (શાંતીનું કારણ) અને મુસા તથા હારૂનની ઓલાદે પાછળ મૂકેલી (પવિત્ર) વસ્તુઓ માંહેની બાકી રહેલી વસ્તુઓ મોજુદ હશે (અને) ફરિશ્તાઓએ તે (પેટી) ને ઉચકેલી હશે; નિસંશય તમારા માટે તેમાં એક નિશાની છે, જો તમે ઇમાન ધરાવતા હો તો.

૨૪૯. પછી જે વેળા તાલુત લશ્કર લઇને (એલીયાથી) ચાલ્યો રૂકુ
ત્યારે તેણે કહ્યું કે બેશક અલ્લાહ એક નહેર (ના પાણી) થી તમારી ૩૩

કસોટી કરનાર છે, પછી જે તે (પાણી) માંથી પી લેશે તે મારો નથી, અને જે તેને ચાખશે નહિ તે ખરેખર મારો છે, સિવાય કે જે પોતાના હાથે (એક) ઘુંટડા જેટલું પી લેશે, આ છતાં તેઓમાંથી (ગણતરીના) થોડાક (લોકો) સિવાય સઘળાઓએ (મનાઈ કરેલું પાણી) પી લીધું; પછી જ્યારે તે તથા તેના ઈમાનદાર સાથીઓ તે (નહેર) ને ઓળંગી ગયા, ત્યારે તે (મોમીનો સિવાયના) ઓએ તેને કહ્યું કે આજે તો અમારામાં જાલૂત અને તેના લશ્કરનો મુકાબલો કરવાની શક્તિ નથી; અને જેઓને અલ્લાહની મુલાકાતની ખાત્રી હતી તેઓએ કહ્યું કે ઘણાય નાના ટોળા મોટા ટોળા પર અલ્લાહના હુકમથી વિજય મેળવી ગયા છે; અને અલ્લાહ ધીરજ ધરનારાઓની સાથે છે.

૨૫૦. (સારાંશ કે) જ્યારે તે (મોમીન સાથી) ઓએ જાલૂત અને તેના લશ્કરનો સામનો કર્યો ત્યારે તેમણે દુઆ કરી કે હે અમારા પરવરદિગાર! અમારા પર ધૈર્યની વૃષ્ટિ વરસાવ અને અમારા કદમ અવિચળ (મજબુત) બનાવ અને તે નાફરમાન કોમની વિરૂદ્ધ અમારી સહાય કર.

૨૫૧. પછી તેમણે અલ્લાહના હુકમથી તે (શત્રુ) ઓને નસાડી મુકયા; અને દાઉદે[1] જાલૂતને મારી નાખ્યો અને તે (દાઉદ) ને અલ્લાહે સલ્તનત તથા હિકમત અર્પણ કરી અને (જે) કાંઈ (ઈલ્મ હુન્નર) યોગ્ય ધાર્યું તે તેને શીખવ્યું; અને જો અલ્લાહ કેટલાક માણસો (ના ફિત્ના) ને કેટલાકો દ્વારા દફે કરતો ન રહે તો ખરેજ સઘળી ભૂમી પર ફિત્નો પ્રસરી જાય પરંતુ અલ્લાહ સર્વ દુનિયાવાળાઓ ઉપર કૃપાળુ છે.

૨૫૨. (હે રસુલ!) આ અલ્લાહની (સાચી) આયતો (નિશાનીઓ) છે જે અમે તને સત્ય પૂર્વક પઢીને સંભળાવીએ છીએ; અને બેશક તું રસુલો માંહેનો છે.

---

૧. તાલુતના લશ્કરમાં દાઉદ નામે એક સૈનીક હતો. તાલુતે જાલુતને કતલ કરનારને પોતાની દિકરી તથા અર્ધું રાજ્ય ઇનામમાં આપવાનું જાહેર કર્યું હતું. જે દાઉદને મળ્યું અને તાલુતના મરણ બાદ તમામ સલ્તનતનો બાદશાહ બન્યો, અને અલ્લાહે પણ તેને નબુવત અર્પણ કરી પયગમ્બર બનાવ્યો.

## ભાગ ૩ જો

૨૫૩. આ રસુલોમાંથી અમોએ કેટલાકોને કેટલાકો ઉપર શ્રેષ્ઠતા આપી છે; તેઓમાંથી એવા પણ છે જેમની સાથે અલ્લાહે વાતચીત કરી છે તથા તેઓ માંહેના કેટલાકોના દરજ્જા વધાર્યા છે; અને મરિયમના પુત્ર ઈસાને અમોએ ખુલ્લા મોજીઝા આપ્યા તથા રૂહુલકુદ્દુસ (જીબ્રઈલ) દ્વારા તેને સબળ બનાવ્યો; અને જો અલ્લાહને મંજુર હતે તો તે (પયગમ્બરો)ના પછીના લોકો તેમની પાસે ખુલ્લી નિશાનીઓ આવી ચુકયા બાદ માંહોમાંહે લડી મરતે નહિ, પરંતુ તેમણે મતભેદ કર્યો, પછી તેઓમાંથી કોઈ ઈમાન લાવ્યો અને તેઓમાંથી કોઈએ ઈન્કાર કર્યો; અને જો અલ્લાહ ચાહેતે તો તેઓ માંહોમાંહે લડતે નહિ; પરંતુ અલ્લાહ જે ધારે છે તે કરે છે.

૨૫૪. હે ઈમાન લાવનારાઓ! અમોએ તમને જે કાંઈ આપ્યું છે તેમાંથી તે દિવસ આવી પહોંચે તે પહેલાં (અમારી રાહમાં કાંઈક) ખરચ કરો કે જે (દિવસ)માં ન તો લેવડ દેવડ હશે ન મિત્રાચારી અને ન ભલામણ; અને ઈન્કાર કરનારાઓ પોતેજ જુલમગાર છે. રૂકુઅ ૩૪

૨૫૫. અલ્લાહ તે છે કે જેના સિવાય અન્ય કોઈ પૂજ્ય નથી, તે હંમેશ જીવતો (અને) સ્વબળથી કાયમ રહેલો છે, ન તેને ઝોંકુ આવે છે અને ન ઉંઘ; જે કાંઈ આસમાનોમાં અને જે કાંઈ જમીનમાં છે તે (સઘળું) તેનુંજ છે; કોણ એવો છે જે તેની આજ્ઞા વિના તેની હજુરમાં (કોઈના માટે) ભલામણ કરી શકે; તે તે (લોકો)ના ભવિષ્ય તથા ભૂતકાળની હકીકત જાણે છે, અને તેઓ તેનાં જ્ઞાનમાંના તણખા બરાબર (જ્ઞાન)ની પણ હદ બાંધી શકતા નથી, સિવાય તેના કે જેટલું તે ચાહે, તેનું રાજ્યાસન આકાશો અને જમીનમાં ફેલાએલું છે, અને એ બન્નેનું રક્ષણ તેને (જરાય) બોજારૂપ લાગતું નથી, અને તે ઉચ્ચ મોભા (અને) બુઝુર્ગીવાળો છે.

૨૫૬. ધર્મમાં કોઈ જાતની ઝબરદસ્તી નથી, ખરેજ હિદાયત (સન્માર્ગ) ગુમરાહી (કુમાર્ગ)થી જુદી (જાહેર) થઈ ચુકી છે, પછી

જે કોઈ જુઠા ખુદાઓ (ખુતો) નો ઈન્કાર કરે અને અલ્લાહ પર ઈમાન લાવે તો ખચીતજ તેણે અલ્લાહના મજબુત હાથાને પકડી લીધો, કે જે કદી તુટનાર નથી; અને અલ્લાહ સંપૂર્ણ સાંભળનાર (તથા) જાણનાર છે.

૨૫૭. જે લોકો ઈમાન લાવ્યા અલ્લાહ તેમનો હિમાયતી છે, તે તેમને (ગુમરાહીના) અંધકારમાંથી કાઢી (હિદાયતના) પ્રકાશમાં લઈ આવે છે; અને જેઓએ (સત્ય ધર્મનો) ઈન્કાર કર્યો તેમના હિમાયતી શેતાનો છે જે તેમને (ઈમાનના) પ્રકાશમાંથી કાઢી (નાસ્તિકપણાના) અંધકારમાં લઈ જાય છે; આ (લોકો) જ આગના રહેવાસી છે, જેમાં તેઓ હંમેશને માટે રહેનાર છે.

૨૫૮. (હે રસુલ!) શું તેં તે (નમરૂદ) ની સ્થિતિ પર નજર નથી નાખી જેણે ઈબ્રાહીમ સાથે તેના પરવરદિગાર સંબંધી દુરાગ્રહ કર્યો એટલા માટે કે તે (નમરૂદ) ને અલ્લાહે સલ્તનત આપી હતી. જ્યારે ઈબ્રાહીમે કહ્યું કે મારો પરવરદિગાર તે છે જે જીવાડે છે અને મારે (પણ) છે (ત્યારે) તેણે કહ્યું કે હું પણ જીવાડું છું અને મારૂં છું;[1] (પછી) ઈબ્રાહીમે કહ્યું કે નિસંશય અલ્લાહ સૂર્યને પૂર્વ બાજુએથી ઉગાડે છે (તો) તું તેને પશ્ચિમ બાજુએથી ઉગાડ, આથી તે નાસ્તિક ગુંચવાડામાં પડયો; અને અલ્લાહ જુલમગાર લોકોને માર્ગ દેખાડતો નથી.

૨૫૯. અથવા (હે રસુલ! તેં) તે (ઉઝયર નબીના જેવા શખસની સ્થિતિ) પર (નજર નાખી નથી) જે એક વસ્તી પાસેથી પસાર થયો જે પોતાના છાપરાંઓ પર ઉંધી વળી ગઈ હતી, (તે જોઈને) તે કહેવા લાગ્યો કે અલ્લાહ આ વસ્તીના નાશ (પામ્યા) પછી તેને પાછી કેવી રીતે સજીવન કરશે? આથી અલ્લાહે તેને સો વર્ષ માટે મૃત્યુ આપ્યું પછી તેને સજીવન કર્યો; (પછી) પુછયું કે તું (આ સ્થિતિમાં) કેટલી મુદ્દત થોભ્યો? જવાબ આપ્યો કે એક દિવસ અથવા એક દિવસથી (પણ) ઓછું થોભ્યો; (અલ્લાહે) ફરમાવ્યું (નહિ), બલ્કે તું સો

---

૧. નમરૂદ સત્તાધારી હોવાથી ગમે તેને મારી નાખે કે ફાંસીને માંચડેથી બચાવી લે એ બનવા જોગ હતું.

વર્ષ થોભી રહ્યો હવે તારા ખોરાક તથા પાણી તરફ નજર કર, વર્ષો વીત્યાં છતાં તેમની સ્થિતી બદલાઈ નથી; અને તારા ગધેડા તરફ (પણ) જો; અને (અમે ઇચ્છીએ છીએ કે) તને લોકો માટે એક નિશાની બનાવીએ, અને તે (ગધેડા)ના હાડકાં તરફ જો કે અમે તેમને કેવી રીતે (પાછા) જોડી દઇએ છીએ, પછી (કેવી રીતે) તેના ઉપર માંસ ચઢાવીએ છીએ; સારાંશ કે જ્યારે તેની સામે આ વાત ઉઘડી ગઈ, ત્યારે તે કહેવા લાગ્યો કે હું જાણું છું કે ખરેજ અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૨૬૦. અને (હે રસુલ! તે સમયને યાદ કર) જ્યારે ઈબ્રાહીમે અરજ કરી કે હે મારા પરવરદિગાર! તુ મુવેલાઓને કેવી રીતે સજીવન કરે છે તે મને દેખાડ; ફરમાવ્યું શું તું માનતો નથી? અરજ કરી, હા (હું માનું છું) પણ એટલા માટે (દેખાડી દે) કે મારા મનનું સમાધાન થઈ જાય; ફરમાવ્યુ ત્યારે પક્ષીઓમાંથી ચાર (પક્ષીઓ) લે, પછી તેમને તારા ઉપર હેળવી લે (પછી તેમના કટકે કટકા કરી) જુદા જુદા પહાડ ઉપર તેમનામાંથી એકેક કટકો મૂક પછી તેમને બોલાવ તેઓ તરતજ તારી પાસે દોડતા આવશે; અને આ સમજી લે કે ખરેજ અલ્લાહ સમર્થ (અને) હિકમતવાળો છે.

૨૬૧. તે (લોકો)નો દાખલો કે જેઓ પોતાનો માલ અલ્લાહના રૂકુઅ ૩૬
માર્ગમાં ખરચ કરે છે એક કણના દાખલા જેવો છે કે જેમાંથી સાત ડુંડા ઉગે છે કે (જેના) દરેક ડુંડા (કણસાં)માં સો દાણા હોય છે; અને અલ્લાહ જેના માટે ચાહે છે બમણા ચોમણા કરી દે છે; અને અલ્લાહ સર્વવ્યાપી (અને) સર્વજ્ઞ છે.

૨૬૨. જે લોકો પોતાનો માલ અલ્લાહના માર્ગમાં ખરચ કરે છે પછી જે ખરચ્યું છે તેનો ઉપકાર ચઢાવતા નથી તેમ (દાન સ્વીકારનારને) કાંઈ ઈજા (પણ) પહોંચાડતા નથી, તેમના માટે તેમના પરવરદિગાર પાસે (સુંદર) બદલો છે, અને તેમને ન તો કાંઈ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૨૬૩. માયાળુ શબ્દો અને ક્ષમાવૃતિ એવા એક દાન કરતાં બહેતર

છે કે જે (દાન)ની પાછળ ઈજા હોય; અને અલ્લાહુ બેપરવાહ (અને) સહનશીલ છે.

૨૬૪. હે ઈમાન લાવનારાઓ! તમે તમારા સદકા (દાન-ધર્મ)ને ઉપકાર ચઢાવીને કે (લેનારને) ઈજા પહોંચાડીને વ્યર્થ કરો નહિ, તેની જેમ કે જે પોતાની દોલત લોકોને દેખાડવા કાજે (દાનમાં) ખરચે છે અને અલ્લાહુ તથા કયામત પર ઈમાન રાખતો નથી; જેથી તેનો દાખલો એક લીસા પત્થરની શીલા જેવો છે કે જેના ઉપર માટી (ચઢી ગઈ) હોય, પછી તેના ઉપર ધોધમાર વૃષ્ટિ થાય અને તેને સફાચટ (કરી) છોડી જાય; એવી રીતે તેઓએ જે કાંઈ કમાવ્યું છે તેના કોઈ પણ ભાગ ઉપર (તેઓ) સત્તા ધરાવતા નથી;[1] અને અલ્લાહુ નાસ્તિકોનાં ટોળાને (કદીપણ) સન્માર્ગ દેખાડતો નથી.

૨૬૫. અને તે લોકોનો દાખલો કે જેઓ પોતાનો માલ (કેવળ) અલ્લાહુની ખુશી પ્રાપ્ત કરવા માટે અને પોતાના દિલોને મજબુત બનાવવા માટે ખરચ કરે છે એક (એવા હર્યા ભર્યા) બગીચાના જેવો છે કે જે ઉંચાણમાં હોય અને તેના પર ધોધમાર વરસાદ વરસે પછી તે બમણાં ફળ આપે. પછી જો તેના પર જોરથી વૃષ્ટિ ન થાય તો હલકાં ઝરવડીઆજ બસ છે;[2] અને જે તમે કરો છો તે અલ્લાહુ નિહાળે છે.

૨૬૬. શું તમારામાંથી કોઈ પણ આ પસંદ કરશે કે તેના (માટે) ખજુર તથા દ્રાક્ષનો એકેકો બગીચો હોય (કે) જેની હેઠળ નદીઓ વહેતી હોય, જેમાં તેના માટે દરેક પ્રકારના ફળ (ફળાદિ) હોય, અને તેને ઘડપણ આવી ગયું હોય અને તેની સંતતી કમજોર હોય, પછી એકાએક તે (બગીચા)માં એક વાવાઝોડું આવી પડે જેમાં આગ (પણ) હોય કે જેનાથી તે (બગીચો) બળી (ભસ્મ) થઈ જાય; આવી રીતે અલ્લાહુ (પોતાની) આયતો તમારા (લાભ) માટે સ્પષ્ટ કરીને વર્ણવે છે કે જેથી તમે મનન કરો.

રૂકુઅ ૭ ૨૬૭. હે ઈમાન લાવનારાઓ! તમોએ જે કાંઈ નેક કમાણી

૧. તેના કોઇ પણ ભાગથી તેમને ફાયદો પહોંચતો નથી.

૨. આનો ભાવાર્થ એ છે કે નિર્મળ હૃદયવાળાઓને તેમનું કાર્ય લાભદાયી નીવડે છે.

કરી છે તથા અમોએ તમારા માટે જમીનમાં (જે) કાંઈ ઉત્પન્ન કર્યું છે તેમાંથી અલ્લાહના માર્ગમાં ખરચ કરો, અને તેમાંથી એવી ખરાબ વસ્તુ કે જે (તમારા ઉપયોગમાં) આંખ મીચામણાં કર્યા વગર તમે પોતે લ્યો નહિ તેવી વસ્તુ દાનમાં આપવાનો વિચાર (સરખોય) કરશો નહિ; અને આ સમજી લો કે ખરેજ અલ્લાહ બેપરવાહ (અને) સ્તુત્ય છે.

૨૬૮. શેતાન તમને (દાન આપવાથી) ગરીબ થઈ જશો એમ બીવરાવે છે અને નિર્લજ્જપણે (એટલે કંજુસાઈથી) વર્તવાની આજ્ઞા કરે છે, અને અલ્લાહ પોતાના તરફથી ક્ષમા અને ભરપુર રોજીનો વાયદો કરે છે; અને અલ્લાહ સર્વવ્યાપી (અને) સર્વજ્ઞ છે.

૨૬૯. તે જેને ચાહે છે હિકમત (સદબુદ્ધિ) આપે છે, અને જેને (અલ્લાહના તરફથી) હિકમત અર્પવામાં આવી તો ખરેજ તેને ખુબીઓની મહાન દોલત આપવામાં આવી; અને બુદ્ધિશાળીઓ સિવાય અન્ય કોઈ બોધ ગ્રહણ કરતું નથી.

૨૭૦. અને તમોએ (અલ્લાહના માર્ગમાં) જે દાન આપ્યું અથવા જે કાંઈ (પણ) માનતા તમોએ માની તો બેશક અલ્લાહ તે જાણે છે; અને જાલીમોનો કોઈ મદદગાર નથી.

૨૭૧. જો તમે (તમારા) સદકા ખુલ્લી રીતે આપો તો તે સારૂં છે, અને જો તમે છુપું રાખીને મોહતાજોને આપો તો તે તમારા હકમાં બેહતર છે; અને તે (છુપી રીતે આપવું) તમારા કેટલાક ગુન્હાઓનું નિવારણ કરી દેશે; અને તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ માહિતગાર છે.

૨૭૨. (હે રસુલ!) તેમને સન્માર્ગે ચઢાવવું તારા માથે નથી પણ અલ્લાહ જેને ચાહે છે તેને સન્માર્ગે પહોંચાડી દે છે; અને તમે જે કાંઈ દાનમાં વાપરો તે તમારા પોતાનાંજ (લાભ) માટે છે; અને તે (દાન કેવળ) અલ્લાહની ખુશી સંપાદન કરવા સિવાય બીજા કોઈ હેતુસર કરો નહિ: અને તમારા માલમાંથી જે કાંઈ પણ તમે દાનમાં વાપરશો તેનો પૂરેપુરો બદલો તમને આપવામાં આવશે અને તમને જરાપણ અન્યાય કરવામાં આવશે નહિ.

૨૭૩. આ ખેરાત એવા મોહતાજોનો હક છે કે જેઓ અલ્લાહના માર્ગમાં ઘેરાઈ ગયા હોય અને કોઈ પણ રીતે પૃથ્વી પર (રોજી મેળવવાને) જઈ શકતા ન હોય; અજ્ઞાની માણસો તેમને તેમના સ્વમાનના કારણે (સવાલ ન કરતા હોવાથી) શ્રીમંત ધારે છે, (પણ) તું તેમની મુખમુદ્રા પરથી તેમને ઓળખી કાઢશે (કે ખરેખર તેઓ મોહતાજ છે), તેઓ લોકો પાસે કરગરીને સવાલ કરતા નથી; અને તમારા માલમાંથી જે કાંઈ ખરચ કરશો તો બેશક અલ્લાહ તેનાથી વાકેફ છે.

રૂકુઅ ૩૮ ૨૭૪. જે લોકો રાત દિવસ પોતાનો માલ છૂપી રીતે અને ખુલ્લી રીતે (અલ્લાહના માર્ગમાં) વાપર્યા કરે છે, તેનો બદલો તેમના પરવરદિગાર પાસે તેમને (પ્રાપ્ત) થશે અને તેમને (કયામતમાં) ન તો કાંઇ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૨૭૫. જે લોકો રિબાઅ (ભારે વ્યાજ) ખાય છે તેઓ (કબરમાંથી નીકળી) ઉભા થશે નહિ પણ તેની જેમ કે જેને શેતાને અડકીને ચકભ્રમ કરી નાખ્યો હોય; આ (શિક્ષા) એ માટે કે તેઓ કહેતા હતા કે વેપારના મામલા પણ રિબાઅના જેવાજ છે; જોકે ખરી રીતે તો અલ્લાહે વેપારને હલાલ કર્યો છે અને રિબાઅને હરામ ઠરાવ્યો છે; માટે જે શખસ પાસે તેના પરવરદિગાર તરફથી નસીહત આવી અને તે (રિબાઅ ખાતાં) અટકી ગયો તો જે કાંઇ (આ) પહેલાં થઈ ગયું છે તે માટે દરગુજર કરવામાં આવશે; અને તેનો મામલો અલ્લાહને હસ્તક છે; અને જેણે ફરીથી એવુંજ કર્યું (તો) તેઓજ આગના રહેવાશીઓ છે, જેમાં તેઓ હંમેશ રહેનાર છે.

૨૭૬. અલ્લાહ રિબાઅને નાબુદ કરી દે છે અને ખેરાતને વધારી દે છે; અને અલ્લાહ કોઇ પણ અનુપકારી ગુન્હેગારને દોસ્ત રાખતો નથી.

૨૭૭. બેશક જે લોકો ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યા તથા નમાઝ પઢી અને ઝકાત આપી તેમના માટે તેનો બદલો તેમના પરવરદિગાર પાસે હશે, અને તેમને ન તો કાંઈ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૨૭૮. હે ઇમાન લાવનારાઓ! જો તમે મોમીન હો તો અલ્લાહથી ડરીને ચાલો અને રિબાઅમાંથી બાકી રહેલું છોડી દો.

૨૭૯. પછી જો તમે તેમ ન કરો તો અલ્લાહ તથા તેના રસુલ સાથે લડવાને તૈયાર થઈ જાઓ, અને જો તમે તોબા કરી લો તો તમને તમારી મૂળ રકમ મળશે, ન તમે અન્યાય કરો ન તમારા પર અન્યાય કરવામાં આવે.

૨૮૦. અને જો તે (દેવાદાર) તંગદસ્ત હોય તો (તેનો) સારો સમય (આવે ત્યાં) સુધીની મોહુલત આપવી; અને જો તમે (અસલ લેણું પણ) દાન તરીકે જતું કરો તો તે તમારા માટે વધુ સારૂં છે અગર તમે જાણતા હો તો.

૨૮૧. અને તે દિવસથી ડરો કે જે દિવસે અલ્લાહુની હજુરમાં તમે પાછા ફેરવવામાં આવશો; પછી દરેક જણને તેની કમાણીનો પૂરેપુરો બદલો મળશે અને તેમના ઉપર અન્યાય કરવામાં આવશે નહિ.

૨૮૨. હે ઇમાન લાવનારાઓ! જ્યારે તમે કોઇ ઠરાવેલી મુદ્દત માટે પરસ્પર કરજની લેવડદેવડ કરો તો તે લખી લ્યો; અને એક લખનાર તમારી વચ્ચે ન્યાયસર લખે, અને લખનાર લખવા માટે ઈન્કાર કરે નહિ બલ્કે જેવી રીતે અલ્લાહે તેને શીખવ્યું છે તેવીજ રીતે લખી નાખે, અને જે કરજ લેનાર હોય તે લખાવતો જાય અને તેને લાજીમ છે કે અલ્લાહુથી ડરીને લખાવે અને કરજ આપનારનો કોઈ હક ઓછો કરે નહિ; પછી જો તે કરજ લેનાર કમઅકકલ અથવા કમજોર હોય અને તે લખાવી શકતો ન હોય તો તેનો વાલી ન્યાયસર લખાવે; અને તમારામાંથી બે પુરૂષોને સાક્ષી રાખો, પછી જો બે પુરૂષો (હાજર) ન હોય તો એક પુરૂષ અને બે સ્ત્રીઓ જે તમે સાક્ષી માટે પસંદ કરો તેને સાક્ષી બનાવો કે જેથી તે માંહેની એક ભૂલી જાય તો બીજી તેને યાદ દેવડાવે; અને (જ્યારે) તે સાક્ષીઓને (હાકેમો સામે સાક્ષી માટે) બોલાવવામાં આવે ત્યારે (હાજર થવાને) તેઓ ઇન્કાર કરે નહિ; અને તમે નાના કે મોટા મામલામાં (પણ કરજની) મુદ્દત વટીક લખવાને આળસ કરો નહિ; આ અલ્લાહ પાસે વધુ ન્યાયસર છે અને પુરાવા (માટે) ની વધારે સબળ સાબેતી છે અને આ વાતને વધુમાં વધુ પાસે છે કે તમને (પાછળથી) શંકા ઉત્પન્ન થાય નહિ, સિવાય કે જ્યારે રોકડ

રૂકુ: ૩૯

(નાણાની) લેવડદેવડ હોય જે તમે માંહોમાંહે કરો તે કદાચને તમે લખો નહિ તો તે માટે તમારા ઉપર કાંઈ દોષ નથી; અને જે વેળા તમે આપસમાં લેવડદેવડ કરો ત્યારે (પણ) સાક્ષીઓ રાખો, અને લખનાર તથા સાક્ષીને કાંઈ હાની પહોંચાડવામાં આવે નહિ; અને (છતાંય) જો તમે તેમ કરશો તો નિસંશય તમોએ નાફરમાની કરી કહેવાશે; અને અલ્લાહુથી ડરો; અને અલ્લાહુ તમને (પોતાની આજ્ઞા) શીખવાડે છે; અને અલ્લાહુ દરેક વસ્તુની સંપૂર્ણ જાણ રાખે છે.

૨૮૩. અને જો તમે મુસાફરીમાં હો અને કોઇ લખનાર ન મળે તે (કરજ લેનાર પાસે જે વસ્તુ હાજર હોય) તે ગીરવી (રાખી) લેવામાં આવે; પણ જો તમારામાંથી એક (પક્ષ) બીજાને વિશ્વાસપાત્ર સમજે તો જેને વિશ્વાસપાત્ર સમજવામાં આવ્યો હોય તેને લાજીમ છે કે આપનારની અનામત પાછી દેય અને અલ્લાહુથી કે જે તેનો પરવરદિગાર છે ડરે; અને તમે પુરાવાને સંતાડો નહિ; અને જે તે (પુરાવા)ને સંતાડશે તેનું અંતઃકરણ નિસંશય પાપિષ્ટ છે; અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહુ માહિતગાર છે.

૨૮૪. જે કાંઇ આકાશોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે અલ્લાહુનુંજ છે; અને જે કાંઇ તમારા અંતઃકરણોમાં છે તે તમે જાહેર કરો યા સંતાડો (પણ) અલ્લાહુ (તો) તેનો હિસાબ તમારી પાસેથી લેશે; પછી જેને ચાહુશે માફ કરી દેશે અને જેને ચાહુશે શિક્ષા કરશે; અને અલ્લાહુ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૨૮૫. (અમારો) રસુલ (મોહુમ્મદ સ૦ અ૦ વ૦) તેના પર ઇમાન લાવ્યો છે જે તેના પર પરવરદિગાર તરફથી ઉતારવામાં આવ્યું છે અને મોમીનો (પણ); તેઓ સઘળા અલ્લાહુ પર તથા તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તથા તેના રસુલો પર ઇમાન લાવ્યા છે; (એમ કહીને કે) અમે તેના રસુલોમાંથી કોઇની વચ્ચે કાંઇ ભેદભાવ રાખતા[૧]

૧. યહુદીઓ તથા બીજા આકાશી કિતાબવાળા અમુક નબીઓને માને છે અને અમુકને માનતા નથી. એવો ભેદભાવ મુસલમાનો રાખતા નથી, અને સર્વ નબીઓને અલ્લાહુ તરફના મોકલેલા માને છે.

નથી: અને તેઓ વળી એમ પણ કહે છે કે અમોએ સાંભળ્યું તથા હુકમ માથે ચઢાવ્યો, હે અમારા પરવરદિગાર! અમે તારીજ ક્ષમા ચાહીએ છીએ અને (અમારૂં) તારીજ તરફ પાછું ફરવાનું છે.

૨૮૬. અલ્લાહ કોઇ નફસ (વ્યક્તિ) ને તેના ગજા ઉપરાંત તકલીફ આપતો નથી, તેણે જે સારી કમાઇ કરી છે તેનો (નફો) તેનાજ માટે છે અને જે બુરી કમાઈ કરી છે તેનો ગેરલાભ પણ તેનાજ માટે છે; હે અમારા પરવરદિગાર! જો અમે ભૂલી જઇએ અથવા કોઇ ચૂક કરી બેસીએ તો તે માટે અમને પકડજે નહિ, અને હે અમારા પરવરદિગાર! અમારા પર એવો બોજો નાખજે નહિ જેવો કે અમારી પહેલાં થઈ જનારાઓ પર નાખ્યો હતો, અને હે અમારા પરવરદિગાર! અને અમારાથી એટલું ન ઉચકાવ કે જે (ઉચકવા) ની અમારામાં શક્તિ નથી, અને અમારાથી દરગુજર કર, અને અમને માફ કરી દે, અને અમારા પર દયા કર, તું (જ) અમારો માલિક છે માટે નાસ્તિકોના મુકાબલામાં અમારી સહાય કર.

---

## પ્રકરણ ૩ જું.

## સુરએ આલે ઇમરાન.

### ઇમરાનના વંશજો.

મદીનામાં ઉતરેલી જેની ૨૦૦ આયતો અને ૨૦ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ. લામ. મીમ.[1] રૂકુઅ ૧

૨. અલ્લાહ તે છે કે જેના સિવાય અન્ય કોઇ પૂજ્ય નથી, તે હંમેશ જીવતો (અને) સ્વબળથી કાયમ રહેલો છે.

૩. તેણે તારા ઉપર આ કિતાબ સત્યતાપૂર્વક ઉતારી છે જે તેની આગમચ ઉતરેલી (ઇલાહી) કિતાબોને ટેકો આપે છે અને તેણે તે અગાઉ લોકોની હિદાયત માટે તૌરેત તથા ઇનજીલ ઉતારી હતી, અને

---

૧. અલિફ, લામ, મીમનો ખરો અર્થ અલ્લાહ અને તેના રસુલ સિવાય અન્ય કોઈ જાણતો નથી.

ફુર્કાન (કુરઆન) પણ તેણેજ ઉતાર્યું; બેશક જે લોકો અલ્લાહુની નિશાનીઓનો ઇન્કાર કરે છે તેમના માટે સખત શિક્ષા છે; અને અલ્લાહુ ઝબરદસ્ત વેર લેનાર છે.

૪. નિસંશય અલ્લાહુ એજ છે કે જેનાથી જમીન તથા આકાશની કોઇ પણ વસ્તુ છુપી નથી.

૫. એજ તે છે કે જે માના ગર્ભાશયમાં જેવી ચાહે છે તેવી તમારી સુરતો બનાવી દે છે; તે ઝબરદસ્ત હિકમતવાળા સિવાય અન્ય કોઈ પૂજ્ય નથી.

૬. (હે રસુલ!) એજ તે (અલ્લાહુ) છે કે જેણે તારા ઉપર આ કિતાબ ઉતારી છે જેની કેટલીક આયતો સાફ (સાફ અને એક અર્થી) છે અને એજ આયતો કિતાબનું મૂળ છે અને બીજી બહુઅર્થી છે; હવે જે લોકોના અંતઃકરણોમાં અવળાઈ છે તેઓ તે (કિતાબ) માંની બહુઅર્થી આયતોને અનુસરે છે (અને તે કેવળ) ફિત્નો ફેલાવવાના હેતુથી, અને તેનો અર્થ (પોતાની) ઇચ્છા મુજબ કરવાના હેતુથી, જો કે તેનો (ખરો) અર્થ અલ્લાહુના અને તેમના સિવાય કે જેઓ જ્ઞાનમાં પ્રવીણ છે અન્ય કોઇ જાણતું નથી; અને તે (પ્રવિણ લોકો) કહે છે કે અમે તેના પર ઇમાન લાવ્યા, દરેક (દાખલા તથા આજ્ઞાઓ) અમારા પરવરદિગાર તરફથી છે, અને બુદ્ધિશાળીઓ સિવાય અન્ય કોઇ બોધ ગ્રહણ કરતા નથી.

૭. હે અમારા પરવરદિગાર! અમને સન્માર્ગે દોર્યા પછી અમારા અંતઃકરણોને આડે માર્ગે જવા દેજે નહિ અને અમને તારી પાસેથી રહેમત અર્પણ કર, બેશક તું સૌથી મોટો (રહેમત) અર્પણ કરનાર છે.

૮. હે અમારા પરવરદિગાર! નિસંશય તું તે (ક્યામતના) દિવસે માણસોને ભેગાં કરનાર છે કે જે (દિવસ) ના વિષે કાંઇજ શંકા નથી (ત્યારે અમારા પર કૃપાદ્રષ્ટિ રાખજે); બેશક અલ્લાહુ વચન ભંગ કરતો નથી.

૯. બેશક જેઓ ઇમાન લાવ્યા નથી તેમની સંપત્તિ તથા સંતતિ તેમને અલ્લાહુ (ની શિક્ષા) થી જરાય બચાવી શકશે નહિ અને તેઓજ

જહન્નમનું બળતણ બનશે:

૧૦. ફિરઔનવાળા તથા તેમની આગમચવાળાઓની પેઠે; તેમણે પણ અમારી આયતો જુઠલાવી હતી, પછી અલ્લાહે તેમના ગુન્હાઓના બદલે તેમની ધરપકડ કરી; અને અલ્લાહ સખત સજા કરનાર છે.

૧૧. (હે રસુલ!) જેઓ ઇમાન લાવ્યા નથી તેઓને કહે કે તરતમાંજ તમે (મુસ્લિમોના મુકાબલામાં) પરાજય પામશો તથા તમે જહન્નમ તરફ હાંકી લઈ જવામાં આવશો; અને તે એક ઘણુંજ ખરાબ રહેઠાણ છે.

૧૨. ખચીતજ તમારા સમજવા માટે તે બે (વિરોધી) ટોળાના સંબંધમાં (કે) જેઓ (જંગે બદરમાં)[1] સામસામા થયા (હતા તેમાં રસુલની સચ્ચાઈનો) એક મોઅજીઝો હતો; (અર્થાત) એક ટોળું તો અલ્લાહના માર્ગમાં લડતું હતું અને બીજું ઈન્કાર કરનારૂં હતું કે જેમને દેખતી આંખે તે (મુસલમાનો) પોતાના કરતાં બમણા જોઇ રહયા હતા (પણ અલ્લાહે મુસલમાનોનેજ વિજય આપ્યો); અને અલ્લાહ પોતાની મદદથી જેને ચાહે છે તેને બળવાન બનાવે છે; બેશક આ (બનાવ) માં (અંતર) ચક્ષુ ધરાવનારાઓ માટે બોધપાઠ છે.

૧૩. સ્ત્રીઓ અને બાળકો અને સોના ચાંદીનો ભેગો કરેલો ખજાનો અને ચુનંદા ઘોડા અને ઢોરઢાંખર અને ખેતીવાડી એ (સઘળી વસ્તુઓ) ની ઇચ્છાઓની માયા લોકોની નજરમાં સુશોભિત બનાવી દેવામાં આવી છે; (જો કે) આ વસ્તુઓ (નાશવંત) જીંદગીના સાધનો છે, અને ઉત્તમ રહેઠાણ તો અલ્લાહનીજ પાસે છે.

૧૪. (હે રસુલ!) કહે કે શું હું તમને એ કરતાંય વધુ સારી વસ્તુઓની જાણ કરી દઉં? જેમણે પરહેઝગારી ગ્રહણ કરી છે તેમના માટે તેમના પરવરદિગાર પાસે બગીચા છે જેમની હેઠળ નદીઓ વહેતી

---

૧. જંગે બદરમાં કુલ ૩૩૦ મુસ્લિમો હતાં જ્યારા સામા પક્ષ અર્થાત અબુજહલનાં ૯૫૦ માણસો હતાં, અલ્લાહે મુસલમાનોને વાયદો કર્યો હતો કે એક મુસલમાન બે નાસ્તિકો ઉપર પ્રબળતા મેળવશે. એ વાયદો જંગે બદરમાં પ્રત્યક્ષ રીતે પુરો કરી દેખાડયો, અને નાસ્તિકો ત્રણુ ગણા હોવા છતાં મુસ્લિમોએ તેમના ઉપર વિજય મેળવ્યો.

ફરે છે જેમાં તેઓ હંમેશને માટે રહેનાર છે; (તેમાં) પાક સાફ જોડાં છે અને અલ્લાહની પ્રસન્નતા (પણ) છે અને અલ્લાહ (સર્વ) બન્દાઓને નિહાળનાર છે.

૧૫. જેઓ કહે છે કે હે અમારા પરવરદિગાર! બેશક અમે ઇમાન લાવ્યા છીએ માટે અમારા ગુન્હા માફ કરી દે અને અમને જહન્નમની આગના અઝાબથી બચાવી લે.

૧૬. (તેઓ) ધીરજ ધરનારા તથા સત્ય કહેનારા તથા અલ્લાહની આજ્ઞા માનનારા તથા અલ્લાહના માર્ગમાં ખરચ કરનારા અને પ્રભાતના સમયે ક્ષમા યાચનારા (છે).

૧૭. અલ્લાહ (પંડે) સાક્ષી આપે[1] છે કે તેના (પોતાના) સિવાય અન્ય કોઈ પૂજ્ય નથી, અને તે (સર્વ સૃષ્ટિને) ન્યાયથી કાયમ રાખી રહ્યો છે (તેવીજ સાક્ષી) સઘળા ફરિશ્તાઓ તથા જ્ઞાનીઓ (પણ પુરે છે); તે ઝબરદસ્ત હિકમતવાળા (અલ્લાહ) સિવાય અન્ય કોઇ પૂજ્ય નથી.

૧૮. નિસંશય પસંદ કરેલો દીન તો અલ્લાહની પાસે ઇસ્લામજ છે; અને જેમને (તૌરેત ઇન્જીલ વિગેરે) કિતાબ આપવામાં આવી હતી તેમણે (આ પસંદ કરેલા દીનમાં) મતભેદ કર્યો નહિ પણ તેમને જ્ઞાન આવી ગયા પછી (અને તે માત્ર) આપસની ઇર્ષાના કારણેજ; અને જે કોઇ અલ્લાહની આયતોનો ઇન્કાર કરશે (તે તે જાણી લે કે) બેશક અલ્લાહ ઝડપી હિસાબ લેનાર છે.

૧૯. (હે રસુલ!) છતાં જો તેઓ તારી સાથે તકરાર કરે તો કહે કે મેં તથા મારા અનુયાયીઓએ અલ્લાહની સામે (તાબેદારીનું) શીશ નમાવી દીધું છે; અને તે લોકોથી કે જેમને કિતાબ આપવામાં આવી છે (તેમને) તથા અભણોને પૂછી લે કે શું તમે પણ ઇમાન લાવ્યા? પછી જો તેઓ ઇસ્લામ લઈ આવે તો ખરેજ તેમણે સન્માર્ગ મેળવ્યો, અને જો પાછા ફરે તો તારા શિરે તો માત્ર (અલ્લાહનો) સંદેશો પહોંચાડવાનું છે; અને અલ્લાહ સર્વ બન્દાઓનો નિહાળનાર છે.

૨૦. નિસંશય જે લોકો અલ્લાહની નિશાનીઓનો ઇન્કાર કરે છે

૧. અર્થાત જાહેર કરી દીધું છે.

અને નબીઓને નાહક મારી નાખે છે અને માણસોમાંથી તેઓને (પણ) મારી નાખે છે કે જેઓ અદલ ઇન્સાફની આજ્ઞા કરે છે તો તેઓને (હે રસુલ! તું) દુઃખદાયક શિક્ષાની ખુશખબર સંભળાવ.

૨૧. તેઓ એજ (હતભાગી લોકો) છે કે જેમના કર્મો આલોક તથા પરલોકમાં વ્યર્થ જશે, અને તેમનો કોઇપણ મદદગાર થશે નહિ.

૨૨. (હે રસુલ!) શું તેં તે લોકો (યહુદી આલીમો) ને નથી દીઠા કે જેમને (અલ્લાહુની) કિતાબનો થોડોક ભાગ આપવામાં આવ્યો છે? જ્યારે તેમને અલ્લાહુની કિતાબ (તૌરેત) તરફ બોલાવવામાં આવે છે કે તે (તૌરેત) તેમની વચ્ચે ફેંસલો કરે ત્યારે તેઓ માંહેનું એક ટોળું મોઢું ફેરવી પાછું ચાલ્યું જાય છે.

૨૩. આ એ કારણે કે તે લોકો કહે છે કે આગ અમને તો ગણ્ય ગાંઠયા દિવસો સિવાય હરગીઝ અડકશે નહિ, અને જે અસત્ય તેઓ જોડી કાઢતા હતા તે (અસત્ય) જ તેમને તેમના ધર્મ સંબંધી છેતર્યા છે.

૨૪. પછી જ્યારે તે દિવસે કે જે દિવસ વિષે કાંઇ પણ શંકા નથી અમે તેમને ભેગાં કરી લઇશું ત્યારે તેમની કેવી (દશા) થશે, અને દરેક જણને તેની કમાઇનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તેમના પર (કોઈ પ્રકારનો) જુલમ કરવામાં આવશે નહિ.

૨૫. (હે રસુલ!) કહે કે હે અલ્લાહ! હે સલ્તનતના માલિક! જેને તું ચાહે છે સલ્તનત આપે છે, જેની ચાહે છે (તેની) સલ્તનત ખુંચવી લે છે અને જેને તું ચાહે છે ઇઝઝત આપે છે અને જેને ચાહે છે તેને તું હલકો પાડે છે; જે કાંઈ પણ તું કરે છે તે સારૂંજ કરે છે; બેશક તું દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનાર છે.

૨૬. તું રાત્રિને દિવસમાં ભેળવી નાખે છે અને દિવસને રાત્રિમાં ભેળવી નાખે છે, તું મરણ પામેલાઓમાંથી જીવતાંઓ કાઢી લાવે છે અને અને જીવતાંઓમાંથી મરેલાઓને કાઢે છે, અને જેને ચાહે છે બેહિસાબ રોજી પહોંચાડે છે.

૨૭. મોમીનો મોમીનોને મૂકી નાસ્તિકોને મિત્ર ન બનાવે, અને

જે એમ કરશે તો તેનો અલ્લાહ સાથે કાંઈ સંબંધ નથી સિવાય એ હાલતમાં કે તમે તેમના (તરફ)થી કોઇ જાતનો ભય રાખતા હો; અને અલ્લાહ તમને પોતાનાથીજ ડરવાનું ફરમાવે છે; અને (સર્વનું) અલ્લાહ તરફજ પાછું ફરવાનું છે.

૨૮. (હે રસુલ!) કહે કે જે કાંઇ તમારા અંતઃકરણોમાં છે તે ચાહે સંતાડો યા તે જાહેર કરો અલ્લાહ તે (સઘળું) જાણે છે; અને જે કાંઇ આસમાનોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે પણ જાણે છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૨૯. (અને તે દિવસને યાદ રાખો કે) જે દિવસે દરેક શખસ જે કાંઈ તેણે (દુનિઆમાં) નેકી કરી છે અને જે કાંઈ બદી કરી છે તેને હાજર (થયેલી) જોશે, (ત્યારે બદી કરનાર) ઇચ્છશે કે તેની અને તે દિવસ વચ્ચે કદાચને એક લાંબી મુદ્દત હોત (તો કેવું સારૂં); અને અલ્લાહ તમને પોતાથી ડરતા રહેવાનું ફરમાવે છે; અને અલ્લાહ સર્વે બન્દાઓ પર અતિ મહેરબાન છે.

રૂકુઅ ૪ ૩૦. (હે રસુલ!) કહે કે જો તમે અલ્લાહને મિત્ર ધરાવતા હો તો મારા પગલે ચાલો કે જેથી અલ્લાહ તમને મિત્ર રાખે અને તમારા ગુન્હા માફ કરે; અને અલ્લાહ મહાન માફ કરનાર (અને) દયા કરનાર છે.

૩૧. (હે રસુલ!) કહે કે તમે અલ્લાહ તથા રસુલની આજ્ઞા માનો, પછી જો તેઓ મોઢું ફરવી લે તો નિસંશય અલ્લાહ આજ્ઞા નહિ માનનારાઓને (હરગીઝ) દોસ્ત રાખતો નથી.

૩૨. નિસંશય અલ્લાહે આદમ તથા નૂહને અને ઈબ્રાહીમના વંશજોને તથા ઈમરાનના વંશજોને સઘળી દુનિઆવાળાઓ ઉપર ચુંટી કાઢયા (છે):

૩૩. તેઓ એકબીજાના વંશમાંથી કેટલાકોને; અને અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૩૪. (હે રસુલ! તે સમયને યાદ કર) જ્યારે ઈમરાનની સ્ત્રી (હન્ના) એ (અલ્લાહને) અરજ કરી કે હે મારા પરવરદિગાર! નિસંશય મારા પેટમાં જે (બાળક) છે તેને મેં (સંસારી જંજાળોમાંથી) મુક્ત

કરી તારા માટે અર્પણ કરવાની માનતા કરી છે[૧] માટે તું મારા તરફથી (તે) સ્વીકારી લે, બેશક તુંજ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૩૫. પછી જ્યારે તેણીએ તે (બાળક)ને જન્મ આપ્યો ત્યારે (આશ્ચર્યથી) કહેવા લાગી કે હે મારા પરવરદિગાર! (હવે હું શું કરૂં) મેં તો આ છોકરી જણી છે; જોકે અલ્લાહ સારી પેઠે જાણતો હતો કે તેણીએ શું જણ્યું છે; અને (વળી તેણીએ એ પણ અરજ કરી કે) છોકરો છોકરીના[૨] જેવો હોતો નથી, અને મેં તેનું નામ મરિયમ પાડયું છે અને નિસંશય હું તેને તથા તેના વંશને પત્થરથી મારેલા (લાનત પામેલા) શેતાન (ના ફરેબ)થી બચાવવા તારી પનાહમાં આપું છું.

૩૬. ત્યારે તેના પરવરદિગારે તેનો માનપૂર્વક સ્વીકાર કર્યો અને તે (બાળા)ને સારી પેઠે ઉછેરી અને અલ્લાહે તેણીને ઝકરીઆ (નબી)ના (વાલીપણામાં) હવાલે કરી દીધી; જ્યારે જ્યારે ઝકરીઆ તે બાળા (મરિયમને જોવા માટે) મસ્જીદમાં દાખલ થતો ત્યારે ત્યારે તેણીની પાસે કોઇ ખાવાની વસ્તુ (હાજર) જોતો, (આથી) તે (આશ્ચર્ય પામી) પુછતો કે હે મરિયમ! આ વસ્તુઓ તારી પાસે કયાંથી? તે કહેતી કે તે અલ્લાહ પાસેથી છે; બેશક અલ્લાહ ચાહે છે તેને બેહિસાબ રોજી અર્પણ કરે છે.

૩૭. (આ જવાબ સાંભળી) ઝકરીયાએ ત્યાંજ પોતાના પરવરદિગાર પાસે દુઆ કરી, અને અરજ કરી કે હે મારા પરવરદિગાર! મને પણ તારી પાસેથી નેક વંશ (પુત્ર) અર્પણ કર, નિસંશય તું દુઆનો મહાન સાંભળનાર છે.

૩૮. હજી તો તે (ઝકરીયા) મસ્જીદમાં (દુઆ કરતો) ઉભોજ હતો (ત્યાં) ફરિશ્તાઓએ તેને આવાજ આપ્યો (અને કહ્યું) કે અલ્લાહ તને યહયા (ના પેદા થવા)ની ખુશખબરી આપે છે જે અલ્લાહના કલ્મા (શબ્દ[૩]) (અર્થાત ઈસા)ને સત્ય ઠરાવનાર તથા (લોકોનો) સરદાર

---

૧. અર્થાત માતપિતાની સેવા માફ કરી.

૨. અર્થાત છોકરી મસજીદની સેવા માટે પાત્ર નથી હોતી.

૩. આ શબ્દ "કુન" અર્થાત "થા" છે. હઝરત ઈસા અ૦ સ૦ નો પિતા ન હતો, અલ્લાહે તેને "કુન" હુકમથી પેદા કર્યો.

તથા વાસનાઓથી પાક અને સદાચારી નબીઓમાંહેનો (એક નબી) થશે.

૩૯. (ઝકરીઆએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મારે છોકરો ક્યાંથી થશે જ્યારે કે હું વૃદ્ધાવસ્થાએ પહોંચી ગયો છું અને મારી પત્ની વાંઝણી છે, ફરમાવ્યું કે અલ્લાહ એવી સ્થિતિમાં (પણ) જે ઇચ્છે છે કરી દે છે.

૪૦. (ઝકરીઆએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મારી (ખાત્રી) માટે કોઈ નિશાની નકકી કર; ફરમાવ્યું તારી નિશાની આ છે કે તું ત્રણ દિવસ સુધી લોકો સાથે ઈશારા સિવાય વાતચીત કરી શકશે નહિ; અને (તેના આભારમાં) તારા પરવરદિગારને વધુ પ્રમાણમાં યાદ કર અને સાંજ સવાર તેના ગુણ ગા.

રૂકુઅ ૫ ૪૧. (અને હે રસુલ! તે સમયને યાદ કર) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે હે મરિયમ! અલ્લાહે બેશક તને ચુંટી કાઢી છે અને તને પવિત્ર બનાવી છે અને તને જમાનાની સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ બનાવી છે.

૪૨. માટે હે મરિયમ! (એના આભારમાં) તું તારા પરવરદિગારની ફરમાબરદારી કર અને રૂકુઅ તથા સિજદા કરનારાઓની સાથે રૂકુઅ (અને સિજદા) કર.

૪૩. (હે રસુલ!) આ અદ્રષ્ય વાતો (માંહેની એક છે કે જે) અમે તને વહી દ્વારા જણાવીએ છીએ; અને મરિયમની દેખરેખ કોણ કરે એ નક્કી કરવા માટે તેઓ (નદીમાં) પોતાની કલમો નાખતા હતા[1] ત્યારે તું તેમની પાસે હાજર ન હતો, અને જ્યારે તેઓ (એ વિષે) આપસમાં ઝગડતા હતા ત્યારે પણ તું તેમની પાસે ન હતો.

૪૪. (તે સમયને યાદ કર) જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે હે મરિયમ! નિસંશય અલ્લાહ તને પોતાના એક કલ્મા (શબ્દ–ઈસા) ની ખુશખબર આપે છે જેનું નામ મસીહ, (યાને) મરિયમનો પુત્ર, ઈસા હશે (જે) આલોક તથા પરલોકમાં માનવંત અને (અલ્લાહના) નિકટ બન્દાઓ માંહેનો થશે:

---

૧. જેવીરીતે કોઈ વાંધા પડતી બાબતનો પરસ્પર સમજુતીથી નિકાલ કરવા માટે ચિઠ્ઠીઓ કાઢવામાં આવે છે તેમ અગાઉના વખતમાં કલમોનો ઉપયોગ કરવામાં આવતો હતો.

૪૫. અને તે લોકો સાથે તે બાળવય (પારણા) માં તેમજ વૃદ્ધાવસ્થામાં (પણ સમાન) વાતો કરશે અને તે સદાચારીઓમાંથી હશે.

૪૬. (આ સાંભળી આશ્ચર્યથી તેણીએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મને બાળક ક્યાંથી થશે એવી હાલતમાં કે જ્યારે કોઇ પુરૂષ મને અડક્યો પણ નથી? ફરમાવ્યું, આવી સ્થિતિમાં પણ અલ્લાહ જે વસ્તુ ચાહે છે પેદા કરી દે છે; જ્યારે તે કોઇ મામલાનો નિશ્ચય કરી લે છે ત્યારે તેને માત્ર (એટલુંજ) કહી દે છે કે "કુન" (અર્થાત થા) અને તે થઇ જાય છે.

૪૭. અને (અલ્લાહ) તે (ઇસા) ને કિતાબ તથા હિકમત (સારા નરસાની સમજ) અને તૌરેત તથા ઇન્જીલનું શિક્ષણ આપશે:

૪૮. અને બની ઇસરાઇલ તરફ એક રસુલ (બનાવી મોકલશે અને તે કહેશે) કે હું તમારા પરવરદિગાર તરફથી (મારી નબુવતની) નિશાની લઇને આવ્યો છું, હું તમારા માટે પલળેલી માટી (માં) થી પક્ષી જેવો આકાર બનાવીશ પછી તેમાં ફુંકીશ જેથી તે અલ્લાહના હુકમથી (જીવતું જાગતું) પક્ષી થઇ જશે, અને હું જન્મથી આંધળા તથા કોઢીલાઓને સાજા કરીશ, અને હું અલ્લાહના હુકમથી મરી ગએલાઓને સજીવન કરીશ, અને તમે તમારા ઘરોમાં જે કાંઈ ખાઓ (પીઓ) છો તથા જે કાંઇ સંગ્રહ કરો છો તેની તમને જાણ કરી દઇશ; જો તમે મોમીન છો તો નિસંશય તેમાં તમારા માટે (મારી નબુવતની) નિશાની મોજુદ છે.

૪૯. અને (હું એ માટે આવ્યો છું કે) મારી પહેલાની તૌરેતને સમર્થન આપું અને એ માટે કે કેટલીક વસ્તુઓ કે જે તમારા ઉપર હરામ કરવામાં આવી છે (તેને) તમારા માટે હલાલ ઠરાવું અને તમારા પરવરદિગાર પાસેથી એક નિશાની (મોજીઝો) લઇને આવ્યો છું માટે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞા માનો.

૫૦. બેશક અલ્લાહ મારો પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે જેથી તેનીજ ઇબાદત કરો; સીધો માર્ગ એજ છે.

૫૧. પછી જ્યારે ઇસાએ તેમની તરફથી ઇન્કાર અનુભવ્યો ત્યારે

તે બોલ્યો કે અલ્લાહના માર્ગમાં મારા મદદગાર કોણ છે? હવારીઓ[1] બોલ્યા કે અલ્લાહના (દીનના) મદદગાર અમે છીએ, અમે અલ્લાહ પર ઇમાન લાવ્યા છીએ, અને (હે ઇસા! તું) સાક્ષી રહેજે કે નિસંશય! અમે મુસલમાન (ફરમાબરદાર) છીએ.

૫૨. હે અમારા પરવરદિગાર! તેં જે કાંઇ ઉતાર્યું છે તેના પર અમે ઇમાન લાવ્યા અને અમોએ (તારા) રસુલનું અનુકરણ કર્યું, જેથી તું (સત્યની) સાક્ષી આપનારાઓની[2] સાથે અમને (પણ) લખી લે.

૫૩. અને તે (યહુદી) ઓ (ઇસા સાથે) એક ચાલ ચાલ્યા અને અલ્લાહ પણ (તેમની વિરૂદ્ધ) એક ચાલ ચાલ્યો; અને અલ્લાહ સૌથી શ્રેષ્ઠ ચાલ ચાલનારો છે.

રૂકુઅ ૬ ૫૪. (અને તે સમયને યાદ કર) જ્યારે અલ્લાહે ફરમાવ્યું કે હે ઇસા! હું તારી (દુનિયામાં રહેવાની) મુદ્દત પુરી કરનાર છું અને તને મારી તરફ ઉઠાવી લેનાર છું અને નાસ્તિકોની ગંદકીથી તને પાક પવિત્ર રાખનાર છું અને જે લોકોએ તારી તાબેદારી કરી છે તેમને કયામત પર્યંત નાસ્તિકો પર ચઢીયાતા રાખનાર છું, પછી તમો સર્વેનું પાછું ફરવું મારી તરફ થશે પછી (તે દિવસે) તેમાંના જે વિષય સંબંધી તમે મતભેદ કરતા હતા તેમાં હું તમારી વચ્ચે ચુકાદો આપીશ.

૫૫. પછી જે લોકોએ ઇન્કાર કર્યો છે તેમને દુનિયા તથા આખેરતમાં સખત શિક્ષા કરીશ, અને તેમનો મદદગાર કોઇ પણ હશે નહિ.

૫૬. અને જેઓ ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યા તો (અલ્લાહ) તેમને તેમના બદલા પૂરેપુરા આપશે; અને અલ્લાહ જુલમગારોને દોસ્ત રાખતો નથી.

૫૭. (હે રસુલ!) અમે તને (અમારી) આયતો તથા આ હિકમતવાળા વર્ણન (કુરઆન) માંથી આ બયાન પઢી સંભળાવીએ છીએ.

---

૧. હઝરત ઇસા અ૦ સ૦ ઉપર શરૂઆતમાં ઇમાન લાવનારા ૧૨ શખસો હવારી કહેવાય છે જે માંહેના કેટલાક ધોબી અને કેટલાક રંગરેજ હતા.

૨. શહાદતનો કલમો પઢનારા અર્થાત અલ્લાહ એક છે અને તે વખતનો નબી બરહક (સત્ય) છે, એવી સાક્ષી આપનારા.

૫૮. બેશક અલ્લાહની પાસે ઇસાનો દાખલો આદમના જેવો છે; તેને માટીથી પેદા કર્યા પછી તેને ફરમાવ્યું "થઇ જા" અને તે થઇ ગયો.

૫૯. આ ખબર તારા પરવરદિગાર તરફથી સાચી છે માટે તું શંકા કરનારાઓ માંહેનો થજે નહિ.

૬૦. તથાપિ તે (ઇસા) વિષે જે જ્ઞાન તને મળી ચૂકયું છે તે પછી પણ જે કોઇ તારી સાથે તે (ઇસા)ના સંબંધમાં તકરાર કરે તો તું કહે કે આવો અમે અમારા પુત્રોને બોલાવીએ અને તમે તમારા પુત્રોને બોલાવો અને અમે અમારી બેટીઓને બોલાવીએ અને તમે તમારી બેટીઓને (બોલાવો) અને અમે પોતાના નિકટનાંઓને બોલાવીએ તથા તમે તમારા નિકટનાંઓને બોલાવો;[1] પછી આપણે (અલ્લાહ પાસે) કરગરીને દુઆ કરીએ અને જુઠું બોલનારાઓ પર અલ્લાહની ફિટકાર કરીએ.

૬૧. નિસંશય આ સાચું વર્ણન છે, અને અલ્લાહના સિવાય અન્ય કોઇ પૂજ્ય નથી; અને બેશક અલ્લાહ એજ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૬૨. પછી જો (આ છતાંય) તેઓ મોઢું ફેરવે તો બેશક અલ્લાહ ફિત્નાખોરોને સારી પેઠે જાણે છે.

૬૩. (હે રસુલ!) કહે કે હે કિતાબવાળાઓ! એક એવી વાત તરફ રૂકુઅ ૭
આવી જાઓ જે અમારી તથા તમારી વચ્ચે સમાન છે (અને તે એ) કે આપણે અલ્લાહના સિવાય કોઇની બંદગી કરીએ નહિ તથા કોઇને તેનો શરીક બનાવીએ નહિ અને અલ્લાહને મૂકી આપણામાંથી કોઇએ

---

૧. નજરાનના ખ્રિસ્તિઓ હઝરત મોહમ્મદ (સ૦ અ૦ વ૦) સાથે હઝરત ઇસા અ૦ સ૦ સંબંધી વાદવિવાદ કર્યો હતો. અલ્લાહે આ આયતો હઝરત ઇસા અ૦ સ૦ સંબંધી નાઝીલ કરી. આયતોમાં આવેલું હઝરત ઇસા અ૦ સ૦ નું વર્ણન ખ્રિસ્તિઓએ કબુલ ન રાખતા હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ એ તેઓને મુબાહેલાનું આમંત્રણ આપ્યું; એ લોકોએ તેનો સ્વીકાર કર્યો. પરંતુ જ્યારે મુબાહિલામાં પંજતન પાક (અ૦ સ૦) ને આવતા જોયા તો ખ્રિસ્તિઓ પર તેમનો એવો પ્રભાવ પડયો કે તેઓએ મુબાહિલા કરવાની ના પાડી અને જઝીઓ આપવા કબુલ થયા.

બીજાઓને ખુદા માનવા નહિ; આ છતાં જો તેઓ મોઢું ફેરવી લે તે કહી દો કે આ (વાત) ના સાક્ષી રહેજો કે અમે તો મુસલમાન છીએ

૬૪. હે કિતાબવાળાઓ! ઇબ્રાહીમ સંબંધી (જાણી જોઇને) શા માટે તકરાર કરો છો? જ્યારે તૌરેત અને ઇન્જીલ ઉતારવામાં આવ્ય ન હતાં પણ તે (ઇબ્રાહીમ)ના પછીજ; છતાં તમે સમજતા નથી.?

૬૫. હે લોકો! તમે એજ તો છો કે જેઓ હમણાં જે વિષે થોડુ ઘણું જ્ઞાન ધરાવો છો તેના સંબંધમાં કજીયો કરતા હતા પછી જે વિ તમને જ્ઞાનજ નથી તે વિષે શાને લડવા લાગો છો? અને અલ્લાહ જાણે છે અને તમે જાણતા નથી.

૬૬. ઇબ્રાહીમ ન યહુદી હતો ન ખ્રિસ્તી; બલ્કે તે (દ્રઢતાપૂર્વક એક અલ્લાહને માનનાર મુસ્લીમ હતો; અને મુશ્રીકો માંહેનો ન હતો.[1]

૬૭. નિસંશય સઘળા લોકોની સરખામણીમાં ઇબ્રાહીમ (સાથે) ને વધુ સંબંધ તે લોકોને છે કે જેઓ તેના અનુયાયી છે અને (ખાસ કરીને આ નબીને છે તથા તે લોકોને છે કે જેઓ ઇમાન લાવ્યા છે; અ અલ્લાહ સર્વે મોમીનોનો કાર્યસાધક છે.

૬૮. (હે મુસલમાનો!) કિતાબવાળાઓના એક ટોળાએ ઘણ ખાહેશ કરી કે તેઓ તમને ગુમરાહ કરે; (પરંતુ ખરી રીતે જોતાં તેઓ પોતાના સિવાય બીજા કોઇને ગુમરાહ કરતા નથી પણ (તેનું તેમને ભાન નથી.

૬૯. હે કિતાબવાળાઓ! અલ્લાહની આયતોનો શા માટે ઇન્કા કરો છો જ્યારે કે તમે પોતેજ (તેની સત્યતાની) સાક્ષી પણ આપ રહ્યા છો.

૭૦. હે કિતાબવાળાઓ! સત્યને અસત્યની સાથે શા માટે ભેળવ નાખો છો? અને જાણી જોઇને સત્યને શા માટે સંતાડો છો?

રૂકુઅ ૮ ૭૧. અને કિતાબવાળાઓના એક ટોળાએ કહ્યું કે ઇમાન લાવ નારાઓ પર જે કાંઇ ઉતર્યું છે તેના પર દિવસના પ્રથમ ભાગમાં તમે

---

૧. ખ્રિસ્તીઓ હઝરત ઇબ્રાહીમને ખ્રિસ્તી માનતા ત્યારે યહુદીઓ તેમને યહુદી ગણાવ આમ થતાં બન્ને કોમોનો ભ્રમ ભાંગવા માટે આ આયતમાં ખુલાસો કરવામાં આવ્યો છે.

પણ ઇમાન લાવો અને તેના પાછલા ભાગમાં (તેનાથી) ફરી જતા રહો (આમ કરવાથી) કદાચને તે (મુસલમાનો) પોતાના ધર્મથી પાછા ફરી જાય.[1]

૭૨. (અને યહુદીઓ કહે છે કે) જેઓ તમારા ધર્મ અનુસાર ચાલ્યા છે તેમના સિવાય બીજાનું (કહ્યું) માનવું નહિ; (હે રસુલ!) તું કહે કે નિસંશય (મૂળ) હિદાયત અલ્લાહનીજ હિદાયત છે (અને યહુદીઓએ આપસમાં કહ્યું કે આ પણ માનશો નહિ) કે જે (ઉમદા ધર્મ) તમને આપવામાં આવ્યો છે તેના જેવોજ બીજા કોઈને પણ આપવામાં આવે અથવા તમારા પરવરદિગારની પાસે તેઓ તમારાથી (ચઢિયાતા રહીને) કાંઇ વાદવિવાદ કરી શકે; (હે રસુલ!) કહે કે નિસંશય શ્રેષ્ઠતા આપવી અલ્લાહનાજ હાથમાં છે, તે ચાહે છે તેને આપે છે; અને અલ્લાહ મહા ઉદાર (અને) સર્વજ્ઞ છે.

૭૩. તે જેને ચાહે છે પોતાની રહેમત માટે ખાસ ચુંટી કાઢે છે; અને અલ્લાહ મહાન કૃપાળુ છે.

૭૪. અને કિતાબવાળાઓમાંથી કેટલાક એવા છે કે જો તેમની પાસે તું (નાણાંનો) ઢગ અમાનત રાખે તો તે તને (જ્યારે જોઈએ ત્યારે) પાછો આપી દેશે, અને તેમનામાંથી કેટલાક એવા છે કે જો તું એક દીનાર પણ તેમને સોંપે તો (જ્યાં સુધી) તેમના માથે સતત ઉભો રહી તકાજો ન કરે ત્યાં સુધી તને પાછો આપશે નહિ; તેનું કારણ આ છે કે તેઓ કહે છે કે અમારા માથે આ જાહીલોના (અર્થાત મુસલમાનોના) (નાણા લઈને પાછા ન આપવાના) સંબંધમાં કાંઇ ગુન્હો નથી, અને તેઓ જાણી જોઈને અલ્લાહ વિરૂદ્ધ ખોટું બોલે છે.

૭૫. અલબત્ત જેણે પોતાનો વાયદો પુરો કર્યો તથા (ગુન્હાથી) બચીને ચાલ્યો તો નિસંશય અલ્લાહ (પણ ગુન્હાથી) બચનારાઓને દોસ્ત રાખે છે.

૭૬. બેશક જે લોકો અલ્લાહને (આપેલા) વાયદા તથા પોતાની

---

૧. મતલબ કે આવી રીતે આપણને ડગમગતા જોઇ કદાચને તેઓ પણ ઇસ્લામ ધર્મથી ડગમગી પાછા નાસ્તિક થઈ જાય.

સોગંદોના બદલામાં નજીવી કિમ્મત લઇ લે છે (તેઓ) એજ તો છે કે જેમના માટે આખેરતમાં કાંઈ ભાગ નથી અને ન અલ્લાહ તેમની સાથે વાત કરશે અને ન કયામતના દહાડે તેમને (માયાળુ નજરે) નિહાળશે અને ન તેમને (ગુન્હાઓની ગંદકીથી) પાક કરશે, અને તેમના માટે દુ:ખભરી સજા છે.

૭૭. અને નિસંશય તેઓ માંહેનું એક ટોળું એવું છે કે તે કિતાબ (ના વાંચન)માં પોતાની જબાન એવી રીતે વાળે છે કે તમે તે (વાંચન) ને કિતાબનો વિભાગ છે એમ માની લો, પણ (ખરૂં જોતાં તો) તે કિતાબનો (વિભાગ) નથી, અને એમ પણ કહે છે કે તે અલ્લાહ પાસેથી છે જો કે તે અલ્લાહ તરફથી છેજ નહિ, એમ (કહીને) તેઓ અલ્લાહ વિષે જાણી જોઇને જુઠું બોલે છે.

૭૮. કોઈ પણ માણસને કે જેને અલ્લાહ કિતાબ તથા હિકમત અને નબુવત આપે, પછી તે (સર્વે) લોકોને એમ કહે કે તમે અલ્લાહને છોડી મારા બન્દા બની જાઓ એ તેને છાજતું નથી; અલબત્ત (આ કહી શકે છે કે) તમે પણ ખુદાપરસ્ત બની જાઓ, કેમકે તમે કિતાબનું શિક્ષણ (બીજાઓને) આપતા અને તમે પોતે પણ લેતા રહો છો:

૭૯. અને તે તમને એવો પણ હુકમ ન કરે કે તમે ફરિશ્તા તથા પયગમ્બરોને ખુદા બનાવો; શું તે તમને મુસલમાન બની ચૂકયા પછી નાસ્તિકપણાની આજ્ઞા કરશે?

૮૦. અને (તે સમયને યાદ કરો) જ્યારે અલ્લાહે પયગમ્બરો પાસેથી વચન[1] લીધું કે હું તમને કિતાબ તથા હિકમત જરૂર આપીશ પછી (હે ઉમ્મતીઓ!) એક રસુલ[2] તમારી પાસેની વસ્તુઓને સમર્થન આપતો આવે તો તમે જરૂર જરૂર તેના પર ઇમાન લાવજો અને જરૂર જરૂર તેની મદદ કરજો; (પછી અલ્લાહે) ફરમાવ્યું કે શું તમોએ આ (વાતો)ને એકરાર કર્યો અને તેના સંબંધમાં મારી આજ્ઞા માન્ય કરી?

---

૧. આ આયતમાં જણાવેલ વચન અલ્લાહે સૃષ્ટિનાં નિર્માણ પહલાં અર્વાહો (આત્માઓ)ને ભેગાં કરી તેમની પાસેથી લીધું હતું.

૨. એક રસુલ અર્થાત આખર જમાનાના નબી હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦.

ત્યારે સઘળાઓએ કહ્યું કે અમોએ એકરાર કર્યો; (અલ્લાહે) ફરમાવ્યું કે ત્યારે હવે તમે (એક બીજાના) સાક્ષી રહેજો અને હું પણ તમારી સાથે સાક્ષી પૂરનાર માંહેનો છું.

૮૧. પછી જે આ (એકરાર) પછી પણ ફરી જશે તો તેઓજ વચન ભંગ કરનારા છે.

૮૨. શું તેઓ અલ્લાહના દીન સિવાય અન્ય કોઇ દીન ચાહે છે? જ્યારે આકાશો અને જમીનમાં જે કાંઈ છે તે ઇચ્છા કે અનિચ્છાએ તેને તાબે થાય છે અને તેનીજ તરફ પાછા ફેરવવામાં આવશે.

૮૩. (હે રસુલ!) કહે કે અમે અલ્લાહ પર ઇમાન લાવ્યા છીએ અને અમારા પર જે ઉતર્યું છે તેના ઉપર પણ, અને તેના ઉપર કે જે ઈબ્રાહીમ તથા ઈસ્માઇલ તથા ઈસ્હાક તથા યાકુબ તથા અસ્બાત (યાકુબના વંશજો) પર ઉતર્યું હતું, અને તે ઉપર કે જે મુસા તથા ઈસા અને (અન્ય) પયગમ્બરોને તેમના પરવરદિગાર તરફથી આપવામાં આવ્યું હતું; અને અમે (નબુવતની રૂએ) તેઓ માંહેના કોઇની વચ્ચે કાંઇ તફાવત કરતા નથી અને અમે તે (અલ્લાહ) નેજ આધીન રહેનાર છીએ.

૮૪. અને જે કોઇ ઇસ્લામ સિવાય બીજા કોઇ ધર્મની ઇચ્છા કરે તો તે (દિન) તેનાથી હરગીઝ સ્વીકારવામાં આવશે નહિ, અને તે કયામતના દહાડે નુકસાન ઉઠાવનારાઓ માંહેનો હશે.

૮૫. અલ્લાહ એવા લોકોને હિદાયત કેવી રીતે કરે કે જેઓ ઇમાન લાવ્યા પછી નાસ્તિક થઇ ગયા છે? અને (વળી આ પછી કે) તેઓ સાક્ષી પણ આપી ચૂકયા હતા કે (પયગમ્બરે આખેરૂઝઝમાન) રસુલે બરહક (સત્ય) છે તથા તેમની પાસે પ્રત્યક્ષ નિશાનીઓ પણ આવી ચુકી હતી; અને અલ્લાહ જાલિમ (અન્યાયી) લોકોને હિદાયત કરતો નથી.

૮૬. તેમનો બદલો એજ છે કે તેમના પર અલ્લાહનો તથા સઘળા ફરિશ્તાઓનો અને સર્વે માણસોનો ફિટકાર છે:

૮૭. હંમેશા તેઓ એ (ફિટકાર) માંજ રહેશે; ન તેમનો અઝાબ હળવો કરવામાં આવશે અને ન તેમને મોહલત આપવામાં આવશે:

૮૮. સિવાય તેના કે જે તે પછી તોબા કરે અને (અપકૃત્યોની) સુધારણા કરે તો બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૮૯. નિસંશય જે લોકો પોતે ઈમાન લાવ્યા પછી બેઈમાન થયા, પછી (દિવસે દિવસે) બેઈમાનીમાં આગળ વધી ગયા તેમની તોબા હરગીઝ કબુલ કરવામાં આવશે નહિ, અને તેઓજ ગુમરાહ છે.

૯૦. બેશક જેઓ ઈમાન નથી લાવ્યા અને બેઈમાનીની સ્થિતિમાંજ મરી ગયા છે તેઓમાંથી અગર કોઈ એટલું સોનું (મુક્તિના) બદલામાં આપવા ચાહે કે જેનાથી આખી ભૂમિ ભરાઈ જાય તો તેનો એ બદલો પણ સ્વીકારવામાં આવશે નહિ; એ તેઓજ છે કે જેમના માટે દુઃખદાયક અઝાબ છે અને તેમનો કોઈ મદદગાર થશે નહિ.

---

## ભાગ ૪ થો.

૯૧. (હે લોકો!) જે વસ્તુઓ તમને અતિ વહાલી છે તેમાંથી રૂકુઅ ૧૦
જ્યાં સુધી (અલ્લાહના માર્ગમાં) ખરચશો નહિ ત્યાં સુધી તમે નેકી (ના દરજ્જા) એ હરગીઝ પહોંચશો નહિ. અને જે કાંઈ વસ્તુ પણ તમે (અલ્લાહના માર્ગમાં) ખરચ કરો છો તે નીસંશય અલ્લાહ સારી પેઠે જાણે છે.

૯૨. દરેક જાતનો ખોરાક બની ઈસ્રાઈલ માટે હલાલ હતો સિવાય તેના કે જે ઈસરાઈલે તૌરેત ઉતરવા પહેલાં પોતાના માટે હરામ કરી લીધો હતો; (હે રસુલ!) તું (યહુદીઓને) કહે કે જો તમે (તમારા દાવામાં) સાચા હો તો તૌરેત લાવો અને તેને પઢો (પછી સાબીત કરો કે તેમ ન હતું).

૯૩. પછી જે કોઇ (તૌરેતમાં સાબીત ન થાય) તે પછી પણ અલ્લાહ પર આક્ષેપ મૂકે તો (જાણી લે કે ખરેખર) તેઓજ જુલમગાર છે.

૯૪. (હે રસુલ!) કહે કે અલ્લાહે સાચું ફરમાવ્યું છે માટે તમે ઈબ્રાહીમના ધર્મ (ઇસ્લામ) ને અનુસરો કે જે એક અલ્લાહને માનનાર હતો; અને તે મુશ્રીકો માંહેનો ન હતો.

૯૫. બેશક (દુનિઆમાં) સૌથી પહેલું (અલ્લાહનું) ઘર કે જે લોકો (ની ઇબાદત) માટે બનાવવામાં આવ્યું તે એજ (કાઅબા) છે જે મક્કામાં છે તે (ઘર) બરકતવાળું છે તેમ તે સઘળી દુનિઆવાળાઓ માટે સન્માર્ગદર્શક છે.

૯૬. (વળી) તેમાં પ્રત્યક્ષ નિશાનીઓ પણ છે (તે માંહેની એક) મકામે ઇબ્રાહીમ[1] છે, અને જે કોઇ તેમાં પ્રવેશ કરશે તે નિર્ભય થઇ જશે; અને તે લોકો કે જેમને ત્યાં સુધી પહોંચવાનું સામર્થ્ય હોય તેમના ઉપર અલ્લાહના માટે એ ઘરનું હજ કરવું વાજીબ કરવામાં આવ્યું છે; અને જેઓ (સામર્થ્યવાન હોવા છતાં તે નેઅમત તરફ)

---

૧. હઝરત ઇબ્રાહીમ અ૦ સ૦ ખાનએ કાઅબામાં જે સ્થળે ઉભા રહી ઇબાદત કરતા હતા તે સ્થળ મકામે ઇબ્રાહીમના નામે ઓળખાય છે.

અનુપકારી થાય અને (હજ કરવા ન જાય) તો નિસંશય અલ્લાહ સઘળી દુનિઆવાળાઓથી બેપરવાહ છે.

૯૭. (હે રસુલ!) કહે કે હે કિતાબવાળાઓ! તમે અલ્લાહની આયતોનો શા માટે ઇન્કાર કરો છો? જોકે તમે જે કાંઇ કરો છો તેનો અલ્લાહ સાક્ષી છે.

૯૮. (હે રસુલ!) કહે કે હે કિતાબવાળાઓ! જે ઇમાન લાવે છે તેને આડે (માર્ગે) લઇ જવાના હેતુથી અલ્લાહના માર્ગથી કેમ રોકો છો[1] જ્યારે કે તમે પોતે (એ વાતના) સાક્ષી છો (છતાં)? અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ અજ્ઞાત નથી.

૯૯. હે ઇમાન લાવનારાઓ! જો તમે તે લોકો કે જેમને (આ પહેલાં) કિતાબ આપવામાં આવી છે તેઓ માંહેના કોઈ ટોળાનું કહ્યું માનશો તો તેઓ તમારા ઇમાન લાવ્યા પછી તમને પાછા બેઇમાન બનાવી દેશે.

૧૦૦. અને તમે કંવી રીતે ઇન્કાર કરનારા બની શકો જ્યારે તમને અલ્લાહની આયતો વાંચી સંભળાવવામાં આવે છે, અને વળી તમારામાં તેનો રસુલ પણ મોજુદ છે; અને જે કોઇ અલ્લાહના (ધર્મને) દ્રઢતાથી વળગી રહ્યો તો ખરેજ તેને સન્માર્ગની સુબુદ્ધિ મળી ચૂકી.

૧૦૧. હે ઇમાન લાવનારાઓ! અલ્લાહથી એવા ડરો જેવો કે તેનાથી ડરવાનો હક છે અને હરગીઝ મૃત્યુ પામો નહિ પણ એવી હાલતમાં કે તમો (દીને) ઇસ્લામ પર હો.

૧૦૨. અને એકત્ર થઇને સર્વે (જણા) અલ્લાહની રસ્સી (ધર્મ) ને મજબુત પકડી લો અને (માંહોમાંહે) ભંગાણ પાડો નહિ, અને અલ્લાહની નેઅમત જે તેણે તમારા ઉપર ઉતારી છે તેને યાદ કરતા રહો, (તે નેઅમત એ) કે જ્યારે તમે એક બીજાના દુશ્મન હતા ત્યારે તેણે તમારા મનમાં (એક બીજા માટે) પ્રેમ ઉત્પન્ન કર્યો જેથી તેની મેહરબાનીથી તમે એક બીજાના ભાઈ ભાઈ બની ગયા; અને (વળી)

---

૧. અર્થાત સત્ય માર્ગમાં ખાંપા જોઈને શક લાવો છો એવા હેતુથી કે લોકો સમજે કે તે આડો માર્ગ છે.

તમે આગના ખાડાના કાંઠે હતા પછી તેણે તમને (તેમાં ગબડતાં) બચાવી લીધા; આવી રીતે અલ્લાહ તમારા માટે પોતાની નિશાનીઓ સ્પષ્ટ કરીને વર્ણવે છે કે કદાચને તમે સન્માર્ગ મેળવો.

૧૦૩. અને લાઝિમ છે કે તમારા માંહેના થોડાક લોકો એવા હોવા જોઈએ કે જે (બીજાઓને) નેકી તરફ બોલાવે તથા નેક કાર્યોની આજ્ઞા કરે તથા બૂરા કાર્યોની મના કરે; અને તેઓજ સફળતા પામનારા છે.

૧૦૪. અને તે લોકો (યહુદી તથા ખ્રિસ્તિ)ના જેવા થાઓ નહિ કે જેઓ તેમની પાસે ખુલ્લી દલીલો આવ્યા પછી છિન્નભિન્ન થઈ ગયા અને (માંહોમાંહે) મતભેદ કરવા લાગ્યા; તેમના માટે મહાન અઝાબ છે.

૧૦૫. (તે દિવસથી ડરો કે) જે દિવસે કેટલાક ચહેરા સફેદ થઈ જશે અને કેટલાક ચહેરા કાળા થઈ જશે, પછી જેમના ચહેરા કાળા થયા હશે (તેમને કહેવામાં આવશે કે) તમે ઈમાન લાવ્યા પછી ઈન્કાર કરનારા થઈ ગયા હતા ને? તો હવે તમે ઇન્કાર કર્યો તે કારણે અઝાબ ચાખો.

૧૦૬. રહ્યા તે લોકો કે જેમના ચહેરા સફેદ હશે, તેઓ અલ્લાહની રહેમતમાં દાખલ થશે (અને) તેમાં હંમેશ માટે રહેશે.

૧૦૭. (હે રસુલ!) આ અલ્લાહની આયતો છે જે અમે તને સત્યતાપૂર્વક વાંચી સંભળાવીએ છીએ, અને અલ્લાહ દુનિયાવાળાઓ પર જુલમ કરવાની ઈચ્છા રાખતો નથી.

૧૦૮. અને જે કાંઈ આસમાનોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે સર્વ અલ્લાહનુંજ છે; અને સઘળા મામલા છેવટ (ના ફેંસલા માટે) અલ્લાહનાજ તરફ રજુ થશે.

૧૦૯. જે ઉમ્મતો લોકોની હિદાયત માટે પેદા કરવામાં આવી છે રૂકુઅ
તેઓમાં તમે સર્વ શ્રેષ્ઠ હોવાના કારણે (લોકોને) નેકી કરવા માટે ૧૨
આજ્ઞા કરો છો તથા બદીથી મના કરો છો તથા અલ્લાહ પર ઈમાન રાખો છો; અને જો કિતાબવાળાઓ પણ ઈમાન લઈ આવતે તો તેમના માટે વધારે સારૂં થતે; તેઓ માંહેના કેટલાક તો માનનારા છે અને તેઓ માંહેનાં ઘણાખરા આજ્ઞાનો અનાદર કરનારા છે.

૧૧૦. (હે મુસલમાનો!) સ્હેજસાજ ઈજા પહોંચાડયા ઉપરાંત તેઓ તમારૂં કાંઇ બગાડશે નહિ; અને જો તમારાથી લડશે તો ખચીતજ પીઠ દેખાડશે, પછી તેમની હરગીઝ મદદ કરવામાં આવશે નહિ.

૧૧૧. તેઓ જ્યાં પણ મળી આવશે તેમના માટે હીણપત હશે, સિવાય કે (કરારની રૂએ) અલ્લાહની પનાહમાં અને લોકોની પનાહમાં આવી જાય (તો જુદી વાત છે), અને તેમણે હાથે કરીને અલ્લાહનો કોપ પોતાના પર વ્હોરી લીધો છે અને તેમના પર કંગાલીયતની માર પડી છે; આ (શિક્ષા) એ માટે કે તેઓ અલ્લાહની આયતોનો ઇન્કાર કરતા હતા અને નબીઓને વિના કારણે મારી નાખતા હતા; વળી એ માટે કે તેઓ નાફરમાની કરતા હતા તથા હદ કૂદાવી જતા હતા.

૧૧૨. તેઓ સઘળા સમાન નથી; કિતાબવાળાઓ માંહેનું એક ટોળું તો રાત્રી (ના સમય) માં અલ્લાહની આયતો નમાઝમાં ઉભું રહીને પઢતું રહે છે અને (અલ્લાહને) સિજદો કરતું રહે છે.

૧૧૩. તેઓ અલ્લાહ અને કયામતના દિવસ પર ઇમાન રાખે છે અને નેકીની આજ્ઞા કરે છે તથા બદીથી મના કરે છે તથા સત્કાર્યોમાં એકમેક કરતાં આગળ વધી જવામાં ઉતાવળ કરે છે; અને તેઓ સદાચારી લોકો માંહેના છે.

૧૧૪. અને જે પણ નેકી તેઓ કરે છે તેની કદર હરગીઝ થયા વિના રહેશે નહિ; અને અલ્લાહ પરહેઝગારોથી સંપૂર્ણ વાકેફ છે.

૧૧૫. બેશક જેઓ ઇમાન નથી લાવ્યા તેમનો માલ તથા તેમની ઓલાદ તેમને અલ્લાહ (ના અઝાબ) થી (બચાવવાને) જરાએ કામ લાગશે નહિ; અને તેઓજ આગના રહેવાસીઓ છે, જેમાં તેઓ હંમેશ રહેનાર છે.

૧૧૬. આ સંસારી જગતમાં તેઓ જે કાંઇ ખરચે છે તેનો દાખલો એક એવા વાયુ જેવો છે કે જેમાં સખત ટાઢ (હિમ) હોય અને તે એક કોમની ખેતીવાડી ઉપર આવી પડે કે જેણે પોતાના જીવો ઉપર (પંડેજ) જુલમ તોડયો હોય, પછી તે તે (ખેતીવાડી) નો નાશ કરી નાખે; અને અલ્લાહે તો તેમના પર કાંઇ જુલમ કર્યો નહિ,

બલ્કે તેઓ પંડેજ પોતાના જીવ ઉપર જુલમ કરતા હતા.

૧૧૭. હે ઇમાન લાવનારાઓ! પોતાના (માણસો) સિવાય અન્યોને વિશ્વાસુ મિત્ર બનાવો નહિ (કારણકે) તેઓ તમારી પાયમાલીમાં (કાંઇ) કમી કરશે નહિ; (ઉલ્ટું) તમારા સંકટમાં તેઓ આનંદ પામશે; તેમની વાતવાતમાં શત્રુતા તરી આવે છે, અને જે કાંઇ (કીન્નાખોરી) તેમના અંતઃકરણોમાં છુપેલી છે તે આ કરતાં કેટલીએ વધારે છે; ખરેજ અમોએ તમારા માટે નિશાનીઓ સ્પષ્ટ કરીને વર્ણવી દીધી છે, જો તમે સમજો તો.

૧૧૮. ખબરદાર થાઓ! તમેજ છો કે જે તેમની સાથે મોહબ્બત કરો છો અને તેઓ તો તમારી સાથે મોહબ્બત કરતા નથી, વળી તમે સંપૂર્ણ કિતાબ ઉપર ઇમાન રાખો છો, અને જ્યારે તેઓ તમને મળે છે ત્યારે કહે છે કે અમે પણ ઇમાન લાવ્યા છીએ, અને જ્યારે એકલા હોય છે ત્યારે તમારી વિરૂદ્ધ ક્રોધે (ભરાઇ) પોતાના આંગળા દાંતો વચ્ચે કરડે છે; (હે રસુલ!) કહે કે તમે તમારા ક્રોધમાંજ મરી જાઓ; બેશક અલ્લાહ અંતઃકરણોના હાલથી સંપૂર્ણ વાકેફ છે.

૧૧૯. (હે ઇમાનદારો!) અગર તમને કાંઇ લાભ મળે છે તો તેમને દુઃખ થાય છે, અને જો તમારા ઉપર કોઈ મુસીબત (આવી) પડે છે ત્યારે તેનાથી તેઓ અનંદ પામે છે; અને જો તમે ધીરજ ધરશો તથા તેમનાથી બચતા રહેશો તો તેમના કાવત્રાં તમને સ્હેજ પણ નડશે નહિ; એમાં શક નથી કે જે કાંઈ પણ તેઓ કરે છે તે (સઘળું) અલ્લાહની જાણમાં ઘેરાએલું છે.

૧૨૦. (હે રસુલ! ઓહદની[1] લડાઇમાં તે સમયને યાદ કર) રૂકુઅ ૧૩

---

૧. આ અને આની પછીની આયતોમાં ઓહદની લડાઇમાં જે બાબતો બની તેનું વર્ણન કરવામાં આવ્યું છે. હીજરી સન ૩ માં અબુ સુફીયાન ૩૦૦૦ માણસનું લશ્કર લઇ મદીના આવ્યો અને ઓહદ નામનો ડુંગર જે મદીનાથી ચાર માઇલ દૂર છે ત્યાં પડાવ નાખ્યો. હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ તેનો મુકાબલો કરવા ૭૦૦ માણસનું લશ્કર લઈ મદીનાથી બહાર નીકળ્યા; પહેલાં તો દુશ્મનોને વીખેરી નાખવામાં આવ્યા, પણ ૫૦ મુસ્લીમ તીરંદાજો કે જેમને એવા મોકાની જગામાં ગોઠવવામાં આવ્યા હતા કે જેથી દુશ્મનો નાસી ન શકે, તેમણે ભૂલ કરી અને દુશ્મનોનો પીછો કરવાના હેતુથી પોતાની જગા છોડી દીધી. દુશ્મનોએ પાછો મુસલમાનો પર હલ્લો કર્યો, કે જેઓ પોતાની મોકાની જગા છોડી છિન્નભિન્ન થઈ ગયા હતા, અને મુસલમાનોને કેટલુંક નુકસાન પહોંચાડી મુસ્લીમોના પીછાથી સુરક્ષિત રહીને મેદાન છોડી ચાલ્યા ગયા.

જ્યારે તું પરોઢિઆમાંજ તારા બાલબચ્ચા વચ્ચેથી નીકળીને મોમીનોને લડાઇના મોરચાઓમાં ગોઠવવા લાગ્યો હતો; અને અલ્લાહ સંપૂર્ણ સાંભળનાર (અને) જાણનાર છે.

૧૨૧. (તે સમયને યાદ કર) જ્યારે તમારા માંહેના બે ટોળા હિંમત હારી દેવાની અણી પર હતા, પણ (પાછા તરતજ હિંમતવાન થઇ ગયા હતા, કારણ કે) અલ્લાહ તે બન્નેની મદદે હતો; અને મોમીનોએ અલ્લાહ ઉપરજ ભરોસો કરવો જોઇએ.

૧૨૨. ખચીતજ અલ્લાહે બદર (ના યુદ્ધ) માં તમારી સ્હાય કરી હતી જ્યારે કે તમે (શત્રુઓની સરખામણીમાં) તદ્દન નિર્માલ્ય હતા, માટે અલ્લાહથી ડરો કે કદાચને તમે આભાર માનનારા થઈ જાઓ.

૧૨૩. (હે રસુલ! તે સમયને યાદ કર) જ્યારે તું મોમીનોને કહેતો હતો કે શું આ વાત તમારા માટે પૂરતી નહિ થાય કે તમારો પરવરદિગાર (આકાશ પરથી) ત્રણ હજાર ફરિશ્તાઓ નીચે મોકલી તમારી મદદ કરે?

૧૨૪. હા, જો તમે ધીરજ ધરશો અને (રસુલની) વિરૂદ્ધતા કરતા અટકશો (તો તેમ અવશ્ય થશે) અને જો (તે સ્થિતિમાં) દુશ્મનો ઓચિંતા તમારા પર આવી પડે તો તમારો પરવરદિગાર પાંચ હજાર સજ્યા સજાવ્યા (હથિયાર બંધ) ફરિશ્તાઓ દ્વારા તમારી મદદ કરશે.

૧૨૫. અને અલ્લાહે આ મદદ તમારા માટે ખુશખબર થાય એ સિવાય બીજા (હેતુ) માટે નકકી કરી નથી અને (વળી) એ માટે કે તમારા મન તેનાથી શાંત થઈ જાય; અને પ્રત્યેક મદદ ઝબરદસ્ત હિકમતવાળા અલ્લાહ તરફનીજ હોય છે:

૧૨૬. (આ મદદ એ માટે કરવામાં આવી) કે જેથી નાસ્તિકોના એક ટોળા (નું બળ) કાપી નાખે અથવા તેમને એટલા હલકા પાડે કે નિષ્ફળતા સાથે પાછા ફરી જાય.

૧૨૭. (હે રસુલ!) એ વિષયમાં તારો કાંઇ અધિકાર નથી કે અલ્લાહ તેમની તોબા કબુલ કરે યા તેમને અઝાબ આપે કારણકે તેઓ જુલમગારજ છે.

૧૨૮. અને જે કાંઈ આસમાનોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે સઘળું અલ્લાહનુંજ છે; તે જેને ચાહે છે તેને માફ કરી દે છે અને જેને ચાહે છે શિક્ષા કરે છે, અને અલ્લાહ મોટો ક્ષમા કરનાર (અને) દયા કરનાર છે.

૧૨૯. હે ઇમાન લાવનારાઓ! બમણું ચોગણું વ્યાજ ન ખાઓ અને અલ્લાહથી ડરો કે જેથી તમે સફળતા પામો. રૂકુઅ ૧૪

૧૩૦. અને તે અગ્નિથી ડરો કે જે (ખાસ) નાસ્તિકો માટે તૈયાર કરવામાં આવી છે.

૧૩૧. અને અલ્લાહ તથા રસુલની આજ્ઞા માનો કે જેથી તમારા પર રહેમ કરવામાં આવે.

૧૩૨. અને તમારા પરવરદિગારની ક્ષમા તરફ દોડયા જાઓ અને તે જન્નત તરફ પણ કે જેની પહોળાઇ સઘળા આકાશો અને સઘળી જમીનની બરાબર છે, (અને) જે તે પરહેઝગારો માટે તૈયાર કરવામાં આવી છે:

૧૩૩. કે જે (પરહેઝગાર) લોકો છૂટ અને તંગીમાં (અલ્લાહના માર્ગમાં) ખરચ કરતા રહે છે તથા ક્રોધને પી જનારા છે અને લોકોના (અપરાધ) થી દરગુજર કરનારા છે; અને અલ્લાહ ઉપકાર કરનારાઓને દોસ્ત રાખે છે.

૧૩૪. અને તે લોકો કે જેઓ જ્યારે કોઈ નિર્લજ કૃત્ય કરી બેસે છે અથવા પોતાના જીવ ઉપર જુલમ કરે છે ત્યારે અલ્લાહને સંભારી પોતાના અપરાધોની માફી માગે છે; અને અલ્લાહ સિવાય ગુન્હાઓ કોણ માફ કરી શકે છે? અને જે કાંઇ તેઓ કરી ચુકયા છે તે ફરી કરવાને જાણી જોઇને આગ્રહ ધરતા નથી (તેવું કૃત્ય ફરીને કરતા નથી).

૧૩૫. તેમનો બદલો તેમના પરવરદીગાર તરફથી ક્ષમા છે તથા બાગ બગીચા છે જેની હેઠળ નદીઓ વહે છે, જેમાં તેઓ હંમેશ રહેનાર છે; અને સત્કાર્ય કરનારાઓ માટે (આ) કેવો ઉત્તમ બદલો છે!

૧૩૬. તમારી પહેલા ઘણાંય દ્રષ્ટાંતો બની ગયા છે, જેથી જમીનમાં હરો ફરો અને જુઓ કે (પયગમ્બરોને) જુઠલાવનારાઓનું કેવું પરિણામ આવ્યું!

૧૩૭. માણસો માટે આ એક (સાફ સાફ) વર્ણન છે અને પરહેઝગારો માટે હિદાયત અને નસીહત છે.

૧૩૮. અને હિમ્મત હારતા નહિ તથા (આ અણધારી હારથી) દિલગીર થતા નહિ અને જો તમે મોમીન છો તો તમેજ ચઢિયાતા રહેશો.

૧૩૯. જો તમને (જંગે ઓહદમાં) ઘા લાગ્યો છે તો તે લોકોને પણ એવોજ ઘા (જંગે બદરમાં) લાગી ચૂકયો છે; અને આવા દિવસો અમે લોકો વચ્ચે વારા ફરતી લાવ્યા કરીએ છીએ, અને (આ અણધારી હાર) એ માટે (હતી) કે ઇમાન લાવનારા કોણ છે તે અલ્લાહ જાણી લે અને તમારામાંથીજ અમુક (લોકો) ને સાક્ષી કરી લે; અને અલ્લાહ જુલમગારોને દોસ્ત રાખતો નથી:

૧૪૦. અને એ માટે પણ કે અલ્લાહ ઇમાન લાવનારાઓને કસોટી કરીને અલગ પાડી નાખે અને નાફરમાનોને (પોતાના) આશીર્વાદથી વંચિત રાખે.

૧૪૧. (હે મુસલમાનો!) શું તમોએ એમ ધારી લીધું છે કે તમે જન્નતમાં ચાલ્યા જશો? જ્યારે હજુ સુધી અલ્લાહે (તમારી કસોટી કરીને) તમને જાણી લીધા નથી કે તમારામાંથી કોણે કોણે જેહાદ કર્યો છે અને વળી તમારામાંથી ધૈર્યવાન કોણ રહ્યા છે.

૧૪૨. (મૃત્યુની) મુલાકાત કરવા પહેલાં તમે મૃત્યુ (શહાદત) ની ઇચ્છા (વ્યક્ત) કરતા હતા, પછી તો તમોએ તેને નરી આંખે જોઇજ લીધું (તો હવે લડાઇથી દૂર કેમ નાસો છો?)

૧૪૩. મોહમ્મદ (સ૦ અ૦ વ૦) માત્ર એક રસુલ છે, જેની પહેલાં ઘણાંય રસુલો થઈ ગયા છે; અગર તે મરી જાય અથવા માર્યો જાય તો શું તમે તમારા પાછલા પગે ફરી જશો? (યાદ રાખો) કે જે પોતાના પાછલા પગે ફરી જશે તે અલ્લાહનું કાંઇ પણ બગાડી શકશે નહિ અને નજીકમાંજ અલ્લાહ આભાર માનનારાઓને સારો બદલો આપશે.

૧૪૪. અને કોઇ જીવ અલ્લાહના હુકમ સિવાય મરણ પામતો નથી અને તે પણ ઠરાવેલા સમયેજ; અને જે આલોકનો બદલો માગશે તો અમે તેને તેમાંજ આપીશું, અને જે પરલોકનો માગશે તેને

ત્યાં આપીશું; અને નજીકમાંજ અમે આભાર માનનારાઓને સારો બદલો આપીશું.

૧૪૫. અને (હે મુસલમાનો! માત્ર તમેજ નહિ પણ) ઘણાય નબીઓ હતા કે જેમની હિમાયતમાં અલ્લાહવાળાઓ (ઘણી) મોટી સંખ્યામાં લડયા હતા, અને પછી અલ્લાહની રાહમાં તેમના પર જે મુસીબત પડી હતી તેનાથી ન તેઓ હિમ્મત હાર્યા હતા ન કાયરતા જાહેર કરી હતી, તેમજ (દુશ્મનો સામે) ગળગળા (પણ) બન્યા ન હતા; અને (એવી) ધીરજ ધરનારાઓનેજ અલ્લાહ દોસ્ત રાખે છે.

૧૪૬. અને (વળી ખૂબી તો એ છે કે) તેમનું કહેવું આ સિવાય કાંઇ ન હતું કે હે અમારા પરવરદિગાર! અમારા ગુન્હાઓને તથા અમારા તે મામલાઓને કે જેમાં અમે હદ બહાર ગયા હોઇએ માફ કરી દે તથા અમારા કદમ જમાવી રાખ અને તે નાસ્તિકો વિરૂદ્ધ અમારી સહાય કર.

૧૪૭. જેથી અલ્લાહે તેમને દુનિયાનો બદલો આપ્યો અને આખેરતનો બદલો તો તેનાથી પણ સરસ આપ્યો; અને અલ્લાહ નેકી કરનારાઓને દોસ્ત રાખે છે.

૧૪૮. હે ઈમાન લાવનારાઓ! જો તમે નાસ્તિકોની આજ્ઞા માનશો તો રૂકુઅ ૧૬
તેઓ તમને તમારા પાછલા પગે ફેરવી દેશે પછી તમે હાનિ ભોગવી પાછા ફરશો.

૧૪૯. બલ્કે અલ્લાહ તમારો હિમાયતી છે અને તે સૌથી સારો મદદગાર છે.

૧૫૦. નજીકમાંજ અમે નાસ્તિકોના મનમાં (તમારો) પ્રભાવ નાખી દઇશું કારણકે તેમણે એવાને અલ્લાહનો શરીક ઠરાવ્યો છે કે જેના વિષે અલ્લાહે કોઈ સનદ ઉતારી નથી, અને તેમનું ઠેકાણું જહન્નમ છે; અને જાલિમોનું રહેઠાણ ઘણુંજ ખરાબ હશે.

૧૫૧. અને ખચીતજ અલ્લાહે તમારી સાથે (કરેલો) વિજયનો વાયદો (જંગે ઓહદ) માં સાચો કરી દેખાડયો જ્યારે કે તમે તેના હુકમથી તેમને (પહેલાજ હુમલામાં) વીણી વીણીને કતલ કરતા હતા અહીં સુધી કે જ્યારે તમે હિચકારા બની ગયા અને (મોરચાઓ પરથી નહિ ખસવાની

આજ્ઞા સંબંધી) માંહોમાંહે કજીયો કરવા લાગ્યા (હતા) અને જે વસ્તુ (યાને જીત) ની તમે અપેક્ષા રાખતા હતા તે અલ્લાહે (પ્રત્યક્ષ) દેખાડયા પછી (પણ) તમોએ (રસુલની) નાફરમાની કરી; તમારામાંથી કેટલાક દુનિયાને ચાંહનારા હતા અને તમારામાંથી કેટલાકો આખેરતને ચાહનારા હતા, પછી તેણે તમારૂં મોઢું તે (નાસ્તિકો)ની તરફથી ફેરવી નાખ્યું (અને તમે નાસવા લાગ્યા) કે જેથી તે (અલ્લાહ) તમારી કસોટી કરે, અને ખરેખર અલ્લાહે તમારાથી દરગુજર કરી; અને અલ્લાહ મોમીનો પર મહા કૃપાવંત છે.

૧૫૨. (તે સમયને યાદ કરો) જ્યારે તમે આગળને આગળ નાસી જતા હતા અને પાછા વળીને પણ કોઇને જોતા ન હતા અને પાછળથી રસુલ તમને બોલાવી રહ્યો હતો, પછી અલ્લાહે તમારા પર દુઃખ ઉપર દુઃખ નાખ્યું, આ એટલા માટે કે જ્યારે કદી પણ તમારા હાથમાંથી એકાદ વસ્તુ જતી રહે અથવા તમારા ઉપર એકાદ સંકટ આવી પડે તો તેના પર અફસોસ કરો નહિ; અને જે કાંઇ કરણી તમે કરો છો અલ્લાહ તેનાથી ખબરદાર છે.

૧૫૩. પછી અલ્લાહે તે દુઃખ બાદ તમારા ઉપર નિર્ભયપણું ઉતાર્યું (જે) એક શાંતિદાયક નિદ્રા હતી જે તમારા માંહેના એક ટોળા ઉપર પથરાઇ ગઈ, અને એક ટોળાવાળા (કે જે દાંભિકો હતા તેઓ) પોતાના જીવની ચિંતામાંજ ફસી પડયા હતા અને અજ્ઞાનતાના કાળના જેવી ખોટી કલ્પનાઓ અલ્લાહ વિષે કરવા લાગ્યા;[૧] (અને) કહેતા હતા કે આ મામલામાં અમારો પણ કાંઇ અધિકાર છે? (હે રસુલ!) કહે, નિસંશય (દરેક) મામલાનો (ફેંસલો કરવો) સંપૂર્ણ રીતે અલ્લાહના હાથમાં છે; તેઓ પોતાના મનમાં એવું કાંઇ સંતાડી રહ્યા છે જે તારા પર જાહેર કરતા નથી; (અને) કહે છે કે જો આ મામલામાં અમારો કાંઇ અધિકાર

૧. જંગે ઓહદ માટે જ્યારે આમ વર્ગનો અભિપ્રાય લેવામાં આવ્યો ત્યારે કેટલાકોએ મદીનાની અંદર રહીને અને કેટલાકોએ બહાર મેદાનમાં નીકળીને દુશ્મનોનો મુકાબલો કરવાનું જણાવ્યું; વધુમતી મેદાનમાં જવા માટેની હોવાથી જે લોકો તેની વિરૂદ્ધ હતા તેમણે જ્યારે મુસ્લીમોને આપુધારી હાર મળી ત્યારે આવી રીતે ટાણો માર્યો અને કહ્યું કે જો અમારૂં કહ્યું માની મદીનામાંજ રહીને બચાવ કર્યો હોત તો આ આફત આવને નહિ.

હોત તો અમે આ સ્થળે માર્યા જતે નહિ; (હે રસુલ!) કહે કે જો તમે તમારા ઘરોમાં પણ હોત તો પણ જેના માટે માર્યા જવાનું લખાઈ ચૂક્યું હતું તેઓ પોતાના માર્યા જવાના સ્થાને જરૂર નીકળી આવતે, અને આ એટલા માટે કે અલ્લાહ જે તમારા દિલોમાં છે તેની કસોટી કરી લે, તથા જે કાંઈ તમારા અંતઃકરણોમાં છે તેનું માપ કાઢી લે; અને અલ્લાહ મનની હાલતોથી ખૂબ વાકેફ છે.

૧૫૪. નિસંશય (ઓહદની લડાઈમાં) બે લશ્કરોએ એક બીજાનો મુકાબલો કર્યો તે દિવસે (તમારામાંથી) જે લોકોએ મોઢું ફેરવ્યું (અને નાસી ગયા) તેનું કારણ એ સિવાય બીજું કાંઈ ન હતું કે તેમણે કરેલા કુકર્મો માંહેના કેટલાકને લીધે શેતાને તેમને ડગમગાવ્યા હતા અને ખચીતજ (તે છતાં) અલ્લાહે તેમના (કસુર)થી દરગુજર કરી; બેશક અલ્લાહ મોટો ક્ષમા કરનાર (અને) સહનશીલ છે.

૧૫૫. હે ઈમાન લાવનારાઓ! તમે તેમના જેવા ન થાઓ કે જેઓ રૂકુઅ ૧૭
(ઈમાનથી) ફરી ગયા છે અને પોતાના ભાઈબંધોના સંબંધમાં જ્યારે કે તેઓ મુસાફરીમાં ગયા (હોય) અથવા જેહાદ કરવામાં રોકાએલા (હોય ત્યારે) આ કહેવા લાગે છે કે જો તેઓ અમારી પાસે (રહ્યા) હોત તો ન મૃત્યુથી મરણ પામતે અને ન માર્યા જતે, તેમના મનમાં (અલ્લાહે આ વિચાર એ માટે ઉત્પન્ન કરી દીધો) કે અલ્લાહ તેમના અંતઃકરણોમાં (જીંદગી પર્યંત) તેને ખેદ (નું કારણ) બનાવી દેય; જો કે અલ્લાહજ જીવાડે છે અને મારે છે; અને જે કર્મો તમે કરો છો તે સઘળા અલ્લાહ નિહાળે છે.

૧૫૬. અને તમે અલ્લાહના માર્ગમાં માર્યા જાઓ અથવા તમારા મોતે મરી જાઓ તો જે કાંઈ તેઓ ભેગું કરતા રહે છે તેનાં કરતાં અલ્લાહની ક્ષમા તથા રહેમત વધારે સારી છે.

૧૫૭. અને જો તમે (તમારા મોતે) મરી જાઓ અથવા મારી નાખવામાં આવો તો પણ અલ્લાહની હજુરમાં ભેગાં તો ખચીતજ કરવામાં આવશો.

૧૫૮. પછી (હે રસુલ!) અલ્લાહની રહેમતના કારણે તેં તેમની

સાથે નમ્ર વર્તન ચલાવ્યું, પણ જો તું તુંદમિઝાજ અને સખત દિલનો હોત તો તેઓ તારી પાસેથી (ક્યારનાય) વીખેરાઈ ગયા હોત, જેથી હજી પણ તું તેમના (ઓહુદની લડાઈમાંથી નાસી જવાના અપરાધ)થી દરગુજર કર અને તેમના માટે ક્ષમાની યાચના કર તથા તેમની સાથે (પહેલાંની જેમ) મામલાઓમાં સલાહ કર્યા કર, અને (સલાહ કર્યા પછી) જ્યારે કોઈ વાતનો દ્રઢ નિશ્ચય તું કરી લે તો બેશક અલ્લાહ પર ભરોસો રાખીને તેમ કર; નિસંશય અલ્લાહ ભરોસો રાખનારાઓને દોસ્ત રાખે છે.

૧૫૯. (હે મુસલમાનો! યાદ રાખો કે) અગર અલ્લાહ તમારી મદદ કરશે તો તમારા ઉપર કોઇ પણ વિજય મેળવનાર નથી, અને જો તે તમને તજી દેશે તો પછી એવો કોણ છે જે (તેની વિરૂદ્ધ) તમારી મદદ કરશે? અને મોમીનોને લાઝીમ છે કે અલ્લાહ ઉપરજ આધાર રાખતા રહે.

૧૬૦. અને કોઈ નબીનું એ કાર્ય નથી કે તે (ગનીમતના માલમાંથી) કોઈ વસ્તુ (અપ્રમાણિકપણે) પચાવી પાડે;[1] અને જે કોઈ છુપી રીતે કોઈ વસ્તુ પચાવી પાડશે તો કયામતના દિવસે તે તેને જાહેર કરવી પડશે, પછી દરેકને તેના કર્મોનો પૂરેપુરો બદલો આપવામાં આવશે અને તેમના પર કાંઈ પણ જુલમ કરવામાં આવશે નહિ.

૧૬૧. શું તે શખસ જે અલ્લાહની મરજીને અનુસરી ચાલે છે તે તેના જેવો હોય છે કે જેણે અલ્લાહની નારાજી વ્હોરી લીધી હોય અને તેનું ઠેકાણું જહન્નમ હોય? અને તે ઘણુંજ ખરાબ પાછા ફરવાનું રહેઠાણ છે.

૧૬૨. તેમના તો અલ્લાહની પાસે મોટા દરજ્જા છે; અને તેઓ જે કાંઈ કરે છે તે અલ્લાહ નિહાળે છે.

૧૬૩. બેશક અલ્લાહે મોમીનો પર (મહાન) ઉપકાર કર્યો જ્યારે તેઓમાં તેઓમાંથીજ એક નબી ઊભો કર્યો જે તેમની સમક્ષ અલ્લાહની આયતો પઢે છે તથા તેમને પાક કરે છે અને કિતાબ તથા હિકમત

૧. હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ગનીમતના માલની વહેંચણી કરતા હતા ત્યારે આ આયત નાઝીલ થઈ, એટલા માટે કે કોઇ માણસ હઝરત તરફ અપ્રમાણિકતાનો ખ્યાલ ન લાવે.

(સારૂ-નરસું પારખવાનું જ્ઞાન) શીખવે છે, જોકે તેઓ આ આગમચ ખુલ્લી ગુમરાહીમાં હતા.

૧૬૪. (હે મુસલમાનો!) શું જ્યારે તમારા ઉપર (જંગે ઓહદમાં) એવી મુસીબત આવી પડી કે જેનાથી ખરેખર બમણી (મુસીબત બદરની લડાઈમાં) તમે પોતેજ (નાસ્તિકોને) પહોંચાડી ચૂકયા હતા ત્યારે (ગભરાઈ જઇને) તમે એવું કહેવા લાગ્યા છો કે આ (મુસીબત) ક્યાંથી આવી પડી? (હે રસુલ!) તું કહે કે એ તમારા પોતાની તરફની છે; (કારણ કે જો તમે રસુલની નાફરમાની ન કરતે તો આ મુસીબત આવી પડતે નહિ); બેશક અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૧૬૫. અને જે કાંઈ મુસીબત તમારા ઉપર તે દિવસે પડી કે જે (જંગે ઓહદના) દિવસે બે ટોળા સામસામે આવી ગયા હતા તે અલ્લાહના હુકમથી આવી હતી અને (તે એ માટે હતી) કે અલ્લાહ મોમીન કોણ છે તે જાણી લે:

૧૬૬. અને તેમને પણ જાણી લે કે જેઓ મુનાફીક હતા અને તેમને કહેવામાં આવ્યું કે આવો (અને) અલ્લાહની રાહમાં લડો અથવા (દુશ્મનોને) ટાળો; ત્યારે કહેવા લાગ્યા કે જો અમને લડતાં આવડતું હોત તો ખચીતજ અમે તમારો સાથ આપતે, તે (મુનાફીકો) તે દિવસે ઇમાન કરતાં કુફ્ર (બેઈમાની) ની વધુ પાસે હતા, તેઓ પોતાના મોઢેથી (એવું) કહે છે જે કાંઇ તેમના મનમાં નથી (હોતું); જોકે તેઓ જે કાંઈ સંતાડે છે તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૧૬૭. જે લોકો પડે લડાઈ (કરવા)થી બેસી રહી (લડાઈમાં માર્યા ગએલા) પોતાના ભાઈબંધો સંબંધી કહેવા લાગ્યા કે જો તેઓ અમારૂં કહેવું માનતે તો માર્યા જતે નહિ; (હે રસુલ!) તું તેમને કહે કે જો તમે સાચા હો તો તમારા પોતા (પર) થી મૃત્યુને ટાળી દો.

૧૬૮. અને જે લોકો અલ્લાહની રાહમાં માર્યા ગયા છે તેમને હરગીઝ હરગીઝ મરણ પામેલા સમજો નહિ; બલ્કે તેઓ પોતાના પરવરદિગાર પાસે જીવતા હોઈ (ઉત્તમ) રોજી મેળવે છે:

૧૬૯. અલ્લાહે પોતાની કૃપાથી તેમને જે કાંઈ આપ્યું છે તેનાથી તેઓ ખુશ છે, અને જે લોકો પાછળ રહી ગયા છે અને અત્યાર સુધી તેમને (જઈ) મળ્યા નથી તેમના વિષે (આ) ખુશખબર મેળવી આનંદ માને છે કે તેમના પર કોઇ જાતનો ભય નથી તેમજ તેઓ દિલગીર થશે નહિ.

૧૭૦. અલ્લાહુની નેઅમતો તથા કૃપાની ખુશખબરો સાંભળી ખુશ થાય છે અને (એ પણ સાંભળીને કે) અલ્લાહ મોમીનોનો કોઈ બદલો વ્યર્થ જવા દેતો નથી.

૧૭૧. (જંગે ઓહુદમાં) જેમને ઘા લાગી ચૂકયા પછી પણ અલ્લાહ તથા રસુલની આજ્ઞા માની લીધી તેઓમાંથી જેમણે સત્કાર્યો કર્યા અને પરહેઝગારી કરી તેમના માટે ઘણો મોટો બદલો છે.

૧૭૨. આ તે (લોકો) છે કે જેમને લોકોએ કહ્યું કે નિસંશય (દુશ્મન) લોકોએ તમારા (મુકાબલા) માટે (ભારે) લશ્કર ભેગું કરી લીધું છે માટે તેમનાથી ડરતા રહો ત્યારે (ભય પામવાને બદલે) આ ખબરે તેમના ઇમાનને વધુ વધારી મૂકયું, અને તેઓ કહેવા લાગ્યા કે અલ્લાહ અમારા માટે બસ છે અને તે સર્વોત્તમ કાર્યસાધક છે.

૧૭૩. જેથી તેઓ અલ્લાહુની બક્ષિશ તથા કૃપા સહ (લડાઈમાં) થી પાછા ફરી આવ્યા અને તેમને કાંઈ પણ ઇજા પહોંચી નહિ અને વળી તેઓ અલ્લાહની ખુશીને પણ અનુસર્યા; અને અલ્લાહ મહાન કૃપાળુ છે.

૧૭૪. આ તો માત્ર શેતાન છે, જે પોતાના મિત્રોથી તમને બીવરાવ્યા કરે છે, માટે અગર તમે મોમીન હો તો તેમનાથી ડરો નહિ, કેવળ મારાથીજ ડરતા રહો.

૧૭૫. અને (હે રસુલ!) જે લોકો નાસ્તિકોની મદદ કરવાની શોધમાં દોડયા જાય છે તે વાતથી તને દુઃખ થવા ન પામે, ખરેજ તેઓ અલ્લાહનું કાંઈ બગાડી શકશે નહિ: (બલ્કે) અલ્લાહનો એવો ઈરાદો છે કે આખેરતમાં તેમનો કાંઈ પણ (ભાગ) રાખે નહિ, અને તેમના માટે મોટો અઝાબ છે.

૧૭૬. બેશક જે લોકોએ ઈમાનના બદલે કુફ્ર ખરીદી લીધું તેઓ

હરગીઝ અલ્લાહનું કાંઈ નુકસાન કરશે નહિ, અને તેમના માટે દુઃખદાયક અઝાબ છે.

૧૭૭. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ કદી પણ એવું ગુમાન ન કરે કે અમે જે મોહલત તેમને આપીએ છીએ તે તેમના માટે લાભદાઈ છે; (નહિ, બલ્કે) અમે તેમને (મોહલત) માત્ર એટલા માટે આપીએ છીએ કે ગુન્હેગારીમાં તેઓ વધુ વધી જાય, અને તેમના માટે નાલેશીભર્યો અઝાબ છે.

૧૭૮. (હે મુનાફીકો!) અલ્લાહ એવો નથી કે જે સ્થિતિમાં તમે છો તેજ સ્થિતિમાં મોમીનોને (તમારી સાથે એકઠાં મળી) રહેવા દે, અહીં સુધી કે તે નાપાકને પાકથી જુદા પાડી ન નાખે, વળી અલ્લાહ એવો પણ નથી કે તમો (સર્વ) ને ગેબની વાતોથી વાકેફ કરે, પણ (અલબત્ત) અલ્લાહ પોતાના રસુલોમાંથી જેને ચાહે તેને ચુંટી કાઢે છે, માટે તમે અલ્લાહ તથા તેના રસુલો પર ઈમાન લાવો, અને અગર તમે ઈમાન લાવશો અને પરહેઝગારી ધારણ કરશો તો તમારા માટે ઘણો મોટો બદલો છે.

૧૭૯. અને જેમને અલ્લાહે પોતાની કૃપાથી જે કાંઈ આપ્યું છે તેના સંબંધમાં જેઓ કંજુસાઈ કરે છે તેઓ એવું ગુમાન ન કરે કે તેમની આ (કંજુસાઇ) તેમના માટે સારી છે; બલ્કે તે તેમના માટે (ઘણીજ) બુરી છે; જે વસ્તુઓના સંબંધમાં તેઓ કંજુસાઈ કરતા હતા (એજ વસ્તુઓ) કયામતના દિવસે તૌક બનાવી તેમને પહેરાવવામાં આવશે; અને સઘળા આકાશો તથા જમીનનો વારસ અલ્લાહજ છે; અને જે કાંઈ તમે કરો છો તે સર્વનો અલ્લાહ સંપૂર્ણ જાણકાર છે.

૧૮૦. ખચીતજ અલ્લાહે તે લોકોનું બકવું સાંભળ્યું છે જેમણે કહ્યું રૂકુઅ ૧૯
કે અલ્લાહ તો મોહતાજ છે, અને અમે તવંગર છીએ; તેમણે જે કાંઈ કહ્યું છે તે અને તેમનું નબીઓને નાહક મારી નાખવું અમે અવશ્ય લખી લઇએ છીએ, અને કહીશું કે ધગધગતી આગની સજાની મજા ચાખો.

૧૮૧. તમારા હાથોએ જે આગળથી મોકલ્યું છે તેનોજ આ બદલો છે અને અલ્લાહ (પોતાના) બન્દાઓના હકમાં જરાએ જુલમગાર નથી.

૧૮૨. જેઓ આ કહે છે કે અલ્લાહે અમારી પાસેથી વચન લઈ લીધું છે કે અમે કોઈ પણ રસુલ પર ઈમાન ન લાવીએ જ્યાં સુધી કે તે (રસુલ) અમારી સામે એવી એક કુરબાની રજુ ન કરે કે જેને આગ ખાઈ જાએ (યાને ભસ્મ કરી નાખે); (હે રસુલ!) તું કહે કે મારી પહેલાં (ઘણાય) રસુલો પ્રત્યક્ષ દલીલો લઈને તમારી પાસે આવ્યા હતા અને તમે (અત્યારે) જે કાંઈ કહો છો તે પણ લાવ્યા હતા પછી જો તમે સાચા છો તો તમોએ તેમને શા માટે કતલ કર્યા હતા?

૧૮૩. (હે રસુલ!) પછી પણ જો તેઓ તને જુઠલાવે તો (તું દિલગીર ન થા કારણ કે) તારી પહેલાં એવા (ઘણાય) રસુલો જુઠલાવવામાં આવ્યા હતા કે જેઓ ખુલ્લી નિશાનીઓ લાવ્યા હતા તથા નસીહતના પુસ્તકો (સહીફા) તથા રોશન કિતાબ પણ.

૧૮૪. દરેક જીવ મૃત્યુનો સ્વાદ ચાખનાર છે; અને કયામતના દિવસે તમને માત્ર તમારી (કરણીઓ)નાં પ્રમાણમાંજ બદલો આપવામાં આવશે; માટે જે કોઈ જહન્નમની આગથી બચાવી લેવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો તો ખરેજ તેનું કાર્ય સિદ્ધ થયું; અને આલોકનું જીવન ધોકો આપનાર વૈભવ સિવાય બીજું કાંઈજ નથી.

૧૮૫. (હે મુસલમાનો!) તમે તમારા માલ અને જાનથી અવશ્ય અજમાવ્યા જશો, અને તમારી આગમચ જે લોકોને કિતાબ આપવામાં આવી છે તેમનાથી અને જેઓ શિર્ક કરનારા થઈ ગયા છે તેમનાથી તમે ઘણીયે મેણાં ટોણાની વાતો અવશ્ય સાંભળશો; પણ જો તમે ધીરજ ધરશો તથા પરહેઝગાર રહેશો તો નિસંશય તે મહાન હિમ્મતવાળા કાર્યો માંહેનું એક ગણાશે.

૧૮૬. અને (તે સમયને યાદ કરો) કે જ્યારે જેમને કિતાબ આપવામાં આવી હતી તેમની પાસેથી અલ્લાહે વચન લીધું કે તમે તે (કિતાબ)ને લોકો સામે અવશ્ય સ્પષ્ટ રીતે વર્ણવજો તથા તેને સંતાડજો નહિ, તથાપિ તેમણે અલ્લાહ (સાથે)ના તે (વચન)ને પીઠ પાછળ ફેંકી દીધું તથા તેના બદલામાં નજીવી કિમ્મત લઈ લીધી; માટે તે એક કેવી બુરી કિમ્મત છે જે તેઓ લઈ રહ્યા છે!

૧૮૭. (હે રસુલ!) જે લોકો પોતાની કરણી પર ખુશ થાય છે તથા એવું ચાહે છે કે જે કાંઈ તેમણે નથી કર્યું તે માટે પણ તેમના બણગાં ફૂંકવામા આવે તો તેઓ સંબંધી હરગીઝ એવું ગુમાન કરીશ નહિ કે તેઓ અઝાબથી બચી જશે, બલ્કે તેમના માટે દુ:ખદાયક અઝાબ છે.

૧૮૮. અને સઘળા આકાશો તથા જમીનની બાદશાહત અલ્લાહને માટેજ છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર (સંપૂર્ણ) કાબુ ધરાવનાર છે.

૧૮૯. બેશક આકાશો તથા જમીનની ઉત્પત્તિમાં અને રાત્રિ તથા દિવસના ક્રમમાં બુદ્ધિશાળીઓ માટે અવશ્ય (અલ્લાહની કુદરતની) નિશાનીઓ મોજુદ છે: રૂકુઅ ૨૦

૧૯૦. કે જેઓ ઉભા ઉભા અને બેઠા (બેઠા) તથા પડખે પડયા પડયા અલ્લાહને યાદ કરતા રહે છે અને આકાશ તથા પૃથ્વીની ઉત્પત્તિ પર ચિંતવન કરે છે, (અને કહે છે કે) હે અમારા પરવરદિગાર! તેં આ વ્યર્થ પેદા કર્યા નથી, તારી જાત પાક છે માટે તું અમને દોઝખની આગથી બચાવી લે.

૧૯૧. હે અમારા પરવરદિગાર! બેશક જેને તું આગમાં દાખલ કરશે તો તેને તેં ખરેજ ફજેત કર્યો; અને જુલમગારોનો કોઈ પણ હિમાયતી બનશે નહિ.

૧૯૨. હે અમારા પરવરદિગાર! બેશક અમોએ એક સાદ કરનાર (ઉપદેશક) નો સાદ સાંભળ્યો કે જે ઈમાન (લાવવા) માટે (એવો) સાદ કરતો હતો કે તમે તમારા પરવરદિગાર પર ઈમાન લાવો જેથી અમે ઈમાન લાવ્યા; માટે હે અમારા પરવરદિગાર! તું અમારા ગુન્હા માફ કરી દે અને અમારી બુરાઈઓને અમારાથી વેગળી કરી દે અને અમને સદાચારીઓની સાથે મૃત્યુ આપ.

૧૯૩. હે અમારા પરવરદિગાર! જેના તેં તારા રસુલો મારફત અમને વાયદા કર્યા છે તે અમને અર્પણ કર અને અમને કયામતના દિવસે ફજેત કરજે નહિ; બેશક તું વાયદાનો ભંગ કરતો નથી.

૧૯૪. જેથી તેમના પરવરદિગારે તેમની દુઆ કબુલ કરી (અને ફરમાવ્યું) કે હું તમારામાંથી કોઈ (સદ્) કાર્ય કરનારનું કાર્ય વ્યર્થ

જવા દઈશ નહિ પછી તે (સત્કાર્ય કરનાર) પુરૂષ હો કે સ્ત્રી, (કેમ કે) તમે એક બીજામાંથી છે, માટે જેઓએ હિજરત કરી અને પોતાના દેશમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને જેમને મારા માર્ગમાં ઈજા પહોંચાડવામાં આવી અને જેઓએ નાસ્તિકો સામે જેહાદ કર્યો અથવા માર્યા ગયા તો હું જરૂર તેમની બુરાઈઓ તેમનાથી વેગળી કરી દઈશ અને તેમને અવશ્ય જન્નતોમાં દાખલ કરીશ જેમની હેઠળ નદીઓ વહેતી ફરે છે, અલ્લાહ તરફથી આ એક (ઉમદા) બદલો હશે અને સૌથી સારો બદલો અલ્લાહજ પાસે છે.

૧૯૫. જે લોકો ઈમાન નથી લાવ્યા તેમની નચિંતાઈ ભરી (એક બીજા) શહેરની આવજા તને હરગીઝ ધોકામાં ન નાખે.

૧૯૬. આ (ક્ષણભંગુર) વૈભવ થોડા દિવસનું છે, છેવટ તેમનું ઠેકાણું જહન્નમજ છે, અને તે ઘણુંજ ખરાબ ઠેકાણું છે.

૧૯૭. પરંતુ જે લોકો પોતાના પરવરદિગારથી ડરે છે તેમના માટે બગીચા છે જેની હેઠળ નદીઓ વહેતી ફરે છે તેઓ તેમાં હંમેશને માટે રહેનાર છે (આ) અલ્લાહ તરફની એક (મહાન) પરોણાગત હશે; અને અલ્લાહ પાસે જે છે તે સદાચારીઓ માટે બેહતર છે.

૧૯૮. અને બેશક કિતાબવાળાઓમાંથી કેટલાક લોકો એવા છે કે જેઓ અલ્લાહની સામે નમ્ર રહીને અલ્લાહ પર અને જે તમારા પર ઉતારવામાં આવ્યું છે તેના પર ઈમાન રાખે છે, અને તેના પર પણ કે જે તેમના ઉપર ઉતારવામાં આવ્યું છે, તેઓ અલ્લાહની આયતોના બદલામાં નજીવી કિમ્મત લેતા નથી; આ તેઓજ છે જેમના માટે તેમના પરવરદિગાર પાસે (નેક) બદલો છે; બેશક અલ્લાહ ઘણો ઝડપી હિસાબ કરનાર છે.

૧૯૯. હે ઈમાન લાવનારાઓ! ધીરજ ધરો અને સહનશીલતામાં એક બીજાની હરિફાઈ કરો અને (જેહાદ માટે) કમર કસી લો; અને અલ્લાહથી ડરતા રહો કે કદાચને તમે સફળતાને પામો.

---

## પ્રકરણ ૪ થું.

## સુરતુન્ નિસા.

### સ્ત્રી.

**મદીનામાં ઉતરેલી જેની ૧૭૭ આયતો અને ૨૪ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હે લોકો! તમે તમારા પરવરદિગારથી ડરતા રહો કે જેણે તમને રૂકુઅ ૧
એકજ જીવમાંથી પેદા કર્યા છે અને તેમાંથીજ તેનું જોડું બનાવ્યું છે અને અલ્લાહ પ્રત્યેની તમારી ફરજમાં પછાત પડશો નહિ કે જેનો હવાલો આપી તમે પરસ્પર (તમારા હકોની) માગણી કરો છો અને કુટુંબીઓ પ્રત્યેની (તમારી ફરજમાં) પણ (પછાત પડશો નહિ); બેશક અલ્લાહ તમારા પર હંમેશ દેખરેખ રાખનાર છે.

૨. અને યતીમોને તેમનો માલ આપી દો અને ખરાબ (વસ્તુઓ યાને હરામ) ને સારી (વસ્તુઓ યાને હલાલ) થી બદલો નહિ, અને તેમનો માલ તમારા માલની સાથે (વધારો કરવાના હેતુથી) ભેળવી નાખી પચાવી પાડો નહિ; નિસંશય એ ઘણો મોટો ગુન્હો છે.

૩. અને જો તમને એવો ભય હોય કે યતીમોનાં (માલનાં) સંબંધમાં તમે ન્યાય કરી શકશો નહિ તો એવી સ્ત્રીઓમાંથી તમને જે પસંદ પડે તે બબ્બે ત્રણ ત્રણ ચચ્ચાર સાથે નિકાહ કરી લો, પણ જો તમને એવો ભય હોય કે તેમની વચ્ચે (સરખી રીતે) ઈનસાફ કરી શકશો નહિ[1] તો પછી એકજ પત્ની કરવી અથવા (લોંડીઓ) કે જે તમારી મિલ્કત હોય (તેની સાથે નિકાહ કરી લો); આ (યુક્તિ) તમને અન્યાયથી બચાવવા માટે વધારે અનુકુળ થઈ પડશે.

૪. અને સ્ત્રીઓને તેમની મહેર ખુશીની સાથે આપી દો; પણ જો

---

૧. ઓહદની લડાઇમાં ઘણા મુસલમાનો માર્યા ગયા હોવાથી તેમની વિધવાઓ અને બાળકોને આશ્રય આપવા માટે આ આયત ઉતારવામાં આવી હતી.

તેઓ સ્વખુશી તેમાંથી કાંઈ આપી દે તો તે (સુખેથી) ખાઈ લો તે તમને રૂચે પચે.

૫. અને અણુસમજુઓને તમારો માલ કે જે અલ્લાહે તમારો (જીવન) આધાર બનાવ્યો છે તે સોંપો નહિ પણ તેમાંથી તેમને ખવડાવો તથા પહેરાવો અને તેમની સાથે દયાભાવથી વાતચીત કરો.

૬. અને યતીમોને (કામ ધંધે લગાડી) અજમાવતા રહો જ્યાં સુધી કે તેઓ લગ્નની વયે પહોંચી જાય; પછી જો તમે તેમનામાં કાંઈ (સંસાર વહેવારની) લાયકાત જુઓ તો તેમનો માલ તેમને સોંપી દો, અને (તે દરમિઆન) એ માલને ઉડાઉપણે ખરચીને તથા જલદીથી ખાઈ ન જાઓ એવા વિચારથી કે યતીમો મોટા થઈ જશે (તો હિસાબ માગશે); અને જે (વાલી અથવા રક્ષક) માલદાર હોય તો તે યતીમોના માલથી (તદ્દન) પરહેઝ કરે, અને મોહતાજ હોય તો તે વ્યાજબી રીતે ખાય; પછી જ્યારે તમે તેમનો માલ તેમને હવાલે કરો ત્યારે તે ઉપર સાક્ષી રાખી લો; જોકે અલ્લાહ હિસાબ લેવા માટે પુરતો છેજ.

૭. માબાપ તથા નજીકનાં સગાં જે વારસો મૂકી જાય તેમાં પુરૂષોનો ભાગ છે, અને માબાપ તથા નજીકનાં સગાંઓ જે વારસો મૂકી જાય તેમાં સ્ત્રીઓનો પણ ભાગ છે, પછી તે થોડો હોય કે વધારે (યાને અલ્લાહ તરફથી) નક્કી કરેલો ભાગ.

૮. અને જો (દૂરનાં) સગાંવહાલાં તથા યતીમ અને નિરાધારો વારસાની વહેંચણી વખતે હાજર (હયાત) હોય તો તેમાંથી (થોડુંક) તેમને પણ આપી દો અને તેમની સાથે માયાળુપણે બોલો ચાલો.

૯. અને તે લોકોએ (આ વાતથી) ડરવું જોઇએ કે જેઓ પોતાની પાછળ જો કમજોર (નાના) બાળકો મૂકી જાય તો (તેમના પાયમાલ થવાનો) તેમને કેવો ભય લાગે! માટે લાઝિમ છે કે તેઓ અલ્લાહથી ડરે અને સીધી રીતે વાતચીત કરે.

૧૦. નિસંશય જેઓ જોરજુલમથી યતીમોનો માલ ખાઈ જાય છે તેઓ પોતાના પેટમાં અંગારાજ ભરે છે; અને ટુંક વખતમાં તેઓ ધગધગતી આગ (નો અઝાબ) પામશે.

૧૧. અલ્લાહ તમને તમારી ઓલાદના સંબંધમાં વસિયત કરે છે; પુરૂષ માટે બે સ્ત્રીઓની બરોબર ભાગ છે, પછી જો (બે અથવા) બે કરતાં વધારે છોકરીઓ હોય તો તે મરનાર જે કાંઈ મૂકી જાય તેનો બે તૃતીઆંસ ભાગ તેમનો છે, અને જો એકજ છોકરી હોય તો તેના માટે અર્ધો ભાગ છે; અને જો તે (મરનાર) ને કોઈ ઓલાદ હોય તો તે (મરનાર) ના માબાપ પૈકી દરેકને માટે તે મૂકી જાય તેનો છઠ્ઠો ભાગ છે પણ જો તેને કોઈ ઓલાદ ન હોય અને (માત્ર) માબાપજ તેના વારસ થયા હોય તો તેની મા માટે વારસાનો ત્રીજો ભાગ છે; અને જો તેના ભાઈ બ્હેન પણ હોય તો તેની માનો છઠ્ઠો ભાગ છે, જે વસિયત તે (મરનારે) કરી હોય તે પ્રમાણે વર્ત્યા પછી અથવા કરજ ચૂકવ્યા પછી; તમારા બાપદાદા અને તમારા પુત્રપૌત્ર હોય તો તેઓમાંથી તમને લાભ પહોંચાડવા માટે કોણ વધારે પાસે છે તે તમે જાણતા નથી; આ અલ્લાહ તરફથી નક્કી થએલો હુકમ છે; બેશક અલ્લાહ સર્વજ્ઞ (અને) મહાન હિકમતવાળો છે. રૂકુઅ ૨

૧૨. તમારી સ્ત્રીઓ જે કાંઈ મૂકી જાય—જો તેમની કાંઈ ઓલાદ ન હોય તો—તેમાંથી અર્ધું તમારૂં છે, પણ જો તેમને કાંઈ ઓલાદ હોય તો તેણીઓ જે મૂકી જાય તેનો ચોથો ભાગ તમારો છે, જે વસિયત તેણીઓએ કરી હોય તે પ્રમાણે વર્ત્યા પછી અથવા કરજ ચૂકવ્યા પછી; અને જો તમારે કાંઈ ઓલાદ ન હોય તો તમે જે કાંઈ મૂકી ગયા હો તેમાંથી તેમના (યાને તમારી પત્નીઓ) માટે ચોથો ભાગ છે, પણ જો તમને ઓલાદ હોય તો તમે જે કાંઈ મૂકી ગયા હો તેમાંથી આઠમો ભાગ તેમનો છે, જે વસિયત તમે કરી હોય તે પ્રમાણે વર્ત્યા પછી અથવા કરજ ચૂકવ્યા પછી; અને જો કોઈ પુરૂષ અથવા સ્ત્રીના વારસ માબાપ અથવા ઓલાદ ન હોય અને તેનો કોઈ ભાઈ અથવા બ્હેન હોય તો તેમાંથી દરેકને માટે છઠ્ઠો ભાગ છે, અને જો તે એ કરતાંય વધારે હોય તો ત્રીજા ભાગમાં તેઓ સઘળા સરખા ભાગીદારો છે (અલબત્ત) જે વસિયત કરવામાં આવી હોય તેમ વર્ત્યા પછી અથવા કરજ ચૂકવ્યા પછી, એવી શરતે કે (મરનાર તરફથી) કોઈને

નુકસાન ન પહોંચે,[૧] આ અલ્લાહુ તરફથી નક્કી થએલો નિયમ છે; અને અલ્લાહુ મહાન જાણનાર અને સહનશીલ છે.

૧૩. આ અલ્લાહુની નક્કી કરેલી હદો છે; અને જે અલ્લાહુ તથા રસુલની આજ્ઞા પાળશે તેને તે (અલ્લાહુ) જન્નતોમાં દાખલ કરશે જેની હેઠળ નદીઓ વહેતી ફરે છે તેમાં તેઓ હંમેશને માટે રહેશે; અને એજ મોટી સફળતા છે.

૧૪. અને જે અલ્લાહુ તથા તેના રસુલની નાફરમાની કરશે તથા તેના નિયમોનું ઉલ્લંઘન કરશે તો તેને તે દોઝખની આગમાં દાખલ કરશે જેમાં તે હંમેશને માટે રહેશે, અને તેના માટે નામોશી ભરેલી સજા હશે.

રૂકુઅ ૩ ૧૫. અને તમારી સ્ત્રીઓમાંથી જેઓ બદકારી (વ્યભિચાર) કરે તેમની વિરૂદ્ધ તમારામાંના ચાર શખ્સોની સાક્ષી માગો, પછી જો તેઓ સાક્ષી આપે તો તે (સ્ત્રી) ઓને (ત્યાં સુધી) ઘરમાં કેદ રાખો[૨] જ્યાં સુધી કે મૃત્યુ તેમનો અંત આણે અથવા અલ્લાહુ તેમના માટે કોઈ (બીજો) માર્ગ કાઢી આપે.

૧૬. અને જે બે માણસો તમારામાં એવી (બદી) કરે તો તેમને ઇજા પહોંચાડો, પછી જો તેઓ તોબા કરે તથા પોતાની વર્તણુંક સુધારે તો તેમને જતા કરો; બેશક અલ્લાહુ મોટો તોબાનો કબુલ

---

૧. કુરઆનમાં જણાવેલ વારસાને લગતો કાયદો સરળ છે. કુલ મીલ્કતમાંથી મરનારનું દેવું બાદ કરવું, પછી વસિયતનામામાં જો જણાવેલ હોય તો તે પ્રમાણે સખાવત અને બક્ષીસો કરવી, પછી પત્ની અથવા પતિને તેનો ભાગ સોંપવો, પછી જે બાકી રહે તેમાંથી મરનારના માબાપને તેમનો ભાગ સોંપવો, અને બાકી જે વધે તે ઓલાદને સોંપવું—દરેક પુત્રને દરેક પુત્રી કરતાં બમણું આપવું. જો મરનારને ઓલાદ ન હોય તો માબાપનો હિસ્સો વધારવો અને અમુક ભાગ ભાઇ બ્હેનોને આપવો; જો મરનારને માબાપ અથવા ઓલાદ ન હોય તો મરનારની મીલ્કતની વહેંચણી ભાઈ બ્હેનો વચ્ચે પ્રકરણ ૪ થા ની આયત ૧૭૭ પ્રમાણે કરવી.

૨. આ હુકમ ઇસ્લામની શરૂઆતના સમયમાં આવ્યો હતો પરંતુ પછીથી સુરતુન નુરની આયત ૨૪ માં આ હુકમ આવ્યો કે "હદબારી કરવામાં આવે" અર્થાત અવિવાહીત સ્ત્રી અથવા પુરૂષે વ્યભિચાર કર્યો હોય તો દરેકને સો ફટકા મારવા અને જો વિવાહીત સ્ત્રી અથવા પુરૂષે વ્યભિચાર કર્યો હોય તો તેને "સંગસાર" કરવો એટલે કમર સુધી જમીનમાં દાટીને પત્થરો મારીને મારી નાખવા.

રનાર (અને) દયાળુ છે.

૧૭. અલ્લાહ તે લોકોની તોબા સ્વીકારે છે કે જેઓ નાદાનીથી દી કરે છે પછી નજીકમાંજ (મૃત્યુ પહેલાં) તોબા કરી લે છે તો એવાઓની તોબા અલ્લાહ કબુલ કરી લે છે; અને અલ્લાહ મહાન ણનાર (અને) હિકમતવાળો છે.

૧૮. અને એવાઓની તોબા કબુલ થશે નહિ કે જેઓ બદીઓ યેજ જાય છે, અહીં સુધી કે જ્યારે તેમનામાંથી કોઇનું મૃત્યુ આવી ય છે ત્યારે કહે છે કે હવે હું તોબા કરૂં છું અને ન તેમની કે જેઓ સ્તિકપણાની હાલતમાં મરણ પામે છે; તેમના માટે અમોએ દુઃખદાયક શિક્ષા તૈયાર કરી છે.

૧૯. હે ઈમાન લાવનારાઓ! આ તમારા માટે હલાલ નથી કે તમે જબરીથી સ્ત્રીઓને પણ વારસામાં લઈ લો;[1] અને ન એ હેતુસર મને તંગ કરી રાખો કે જે કાંઈ પણ તમે તેમને આપી ચૂકયા હો માંથી કાંઈ તેમની પાસેથી ખુંચવી લો, સિવાય કે તેમણે ખુલ્લી દકારી કરી હોય, અને તેમની સાથે ભલાઈથી વર્તો, પણ જો તમને મના પ્રત્યે અણગમો હોય તો કદાચને તમે જે એક વસ્તુથી અણગમો ખતા હો તેમાં કદાચને અલ્લાહે પુષ્કળ ખુબીઓ રાખી હોય.

૨૦. અને જો તમે એક સ્ત્રીને બદલે બીજી સ્ત્રી કરી લેવા ચાહતા અને તેઓ માંહેની એકને ઘણો માલ આપી ચૂકયા હો તો તેમાંથી ઇ પણ પાછું લેજો નહિ; શું તમે આરોપ મૂકીને અને પ્રત્યક્ષ પાપની ત કરીને તે પાછું લઈ લેશો?

---

૧. ઇસ્લામના પૂર્વે તેમજ આરંભકાળમાં અરબોમાં એવો બેહુદો રિવાજ હતો કે જ્યારે પુરૂષ મરી જતો તો તેનો જે વારસદાર થતો તે મરનારની સ્ત્રીના માથા ઉપર કપડું નાખી ીના આગલા પતિની મહેર ઉપર તેણીને પોતાની સ્ત્રી બનાવી લેતો, અથવા તો તેણીના ાહ બીજા કોઇની સાથે કરાવી દઇ તેણીની મહેર પોતે ખાઇ જતો અથવા તેણીને કેદ કરતો. ાં સુધી કે તેણી પોતાના મરહુમ પતિ તરફથી વારસામાં મળેલ માલ આપી દઇ પોતાનો કારો મેળવતી અથવા કેદમાંજ મરણને શરણ થતી અને તેણીનો બધો માલ તે (વારસદાર)ના ામાં જતો.

૨૧. અને તમે તે કેવી રીતે (પાછું) લઈ શકો જ્યારે કે તમે એક બીજામાંથી લાભ લઈ ચૂકયા છો તથા તેણીઓ તમારાથી (ભરણ પોષણ વગેરેનું) પાકું વચન લઈ ચૂકી છે.

૨૨. અને જે સ્ત્રીઓ સાથે તમારા બાપ દાદા નિકાહ કરી ચૂકયા હોય તેમની સાથે તમે નિકાહ કરશો નહિ સિવાય કે જે પ્રથમ થઈ ચૂકયું હોય; બેશક આ એક મોટી બેહયાઈ અને ધિક્કારવાજોગ કાર્ય અને ખરાબ રિવાજ છે.

રૂકુઅ ૪ ૨૩. (હે મુસલમાનો!) તમારા પર તમારી માતાઓ તથા તમારી પુત્રીઓ તથા તમારી બ્હેનો તથા તમારી ફોઈઓ તથા તમારી માસીઓ તથા ભત્રીજીઓ તથા ભાણેજીઓ અને તમારી (તે) માતાઓ કે જેમણે તમને દુધ પાયું છે અને તમારી દુધબ્હેનો તથા તમારી સાસુઓ અને જે સ્ત્રીઓ સાથે તમે સમાગમ કરી ચૂકયા હો તેમની (આગલી) પુત્રીઓ કે જે તમારા ખોળા (ભરણ પોષણ) માં હોય તે (સઘળી) હરામ કરવામાં આવી છે, પણ જો તમોએ તેમની સાથે સંભોગ કર્યો ન હોય તો (તેમની આગલી પુત્રીઓ સાથે નિકાહ કરવામાં) તમારા ઉપર કાંઈ દોષ નથી, અને તમારા તે પુત્રોની સ્ત્રીઓ કે જે તમારા પેટે (અવતરેલા) હોય (તમારા માટે હરામ છે), અને એ (પણ હરામ કરવામાં આવ્યું છે) કે એકજ વખતે બે બ્હેનોની (સાથે નિકાહ કરી) ભેગી કરી લો સિવાય કે જે આ પહેલાં થઈ ચુકયું હોય; બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

---

## ભાગ ૫ મો.

૨૪. અને પતિવાળી સ્ત્રીઓ પણ તમારા માટે હરામ છે સિવાય કે (જેહાદમાં નાસ્તિકો પાસેથી મળી આવતાં) જે તમારી મિલ્કત બની ગઈ હોય; (આ) તમારા માટે અલ્લાહનો નક્કી કરેલો નિયમ છે અને એ સિવાય સઘળી (સ્ત્રીઓ) તમારા માટે હલાલ કરવામાં આવી છે એવી શર્તે કે તમે તમારો માલ ખર્ચીને નિકાહમાં લેવાના હેતુથી તેમની ખાહેશ કરો, ન કે કામ વાસના (તૃપ્ત કરવા) ના હેતુસર; પછી તેણીઓમાંથી જેની સાથે તમોએ સંભોગ કર્યો હોય તો તેમની ઠરાવેલી મહેર તેમને ચુકવી દો; અને મહેર નક્કી થયા પછી કદાચને તમે માંહોમાંહે કાંઈ ઓછું વધતું કરવાને રાજી થઈ જાઓ તો તમારા માથે કાંઇ ગુન્હો નથી; બેશક અલ્લાહ મહાન જાણનાર (અને) હિકમતવાળો છે.

૨૫. અને તમારામાં જે (કોઇ) આઝાદ મોમીન સ્ત્રીઓ સાથે નિકાહ કરવાની પહોંચ ન ધરાવતો હોય તો તે મોમીન લોંડીઓ કે જે તમારા કબજામાં હોય (તેની) સાથે નિકાહ કરે અને અલ્લાહ તમારા ઈમાનથી સારી પેઠે વાકેફ છે; તમે એક બીજામાંથી છો માટે તમે તેમના માલિકોની પરવાનગીથી તેમની સાથે નિકાહ કરો અને તેમની (ઠરાવેલી) મહેરો વ્યાજબી રીતે આપી દો, એવી સ્થિતિમાં કે તેણીઓ શિયળવંતીઓ હોય ન કે વ્યભિચારીણીઓ, અને ન ચોરી છુપીથી મિત્રો રાખનારીઓ, પછી જ્યારે તેણીઓ નિકાહમાં આવી જાય અને જો બદકારી કરે તો તેમના માટે આઝાદ સ્ત્રીઓનાં પ્રમાણમાં અર્ધી સજા છે; આ (આજ્ઞા) તેમના માટે છે કે તમારામાંથી જેઓ (વાંઢાપણાના કારણે) પાપ કર્મમાં ફસી જવાની ધાસ્તી રાખતા હોય; પણ જો તમે સબર કરો તો તે તમારા માટે બેહતર છે; અને અલ્લાહ મોટો ક્ષમા કરનાર (અને) દયાળુ છે.

૨૬. અલ્લાહ તમારા માટે તમારી આગમચવાળાઓના નીતી રૂકુઅ ૫
નિયમો સ્પષ્ટ કરી વર્ણવવાનો અને તે પ્રમાણે ચલાવવાનો હેતુ રાખે છે અને તમારી સાથે દયાળુપણે વર્તવા ચાહે છે; અને અલ્લાહ મહાન જાણનાર (અને) હિકમતવાળો છે.

૨૭. અને અલ્લાહ તમારી સાથે દયાળુપણે વર્તવા ચાહે છે, અને જે લોકો મનોવિકારને અનુસરે છે તેઓ તમે (સન્માર્ગથી) એકદમ રવડી જાઓ એવું ઇચ્છે છે.

૨૮. અલ્લાહ તમારો બોજો હલકો કરી નાખવાનો ઈરાદો ધરાવે છે, અને ઇન્સાન માત્ર કમજોર પેદા કરવામાં આવ્યો છે.

૨૯. હે ઈમાન લાવનારાઓ! તમે આપસમાં એક બીજાનો માલ નાહક ખાઈ જાઓ નહિ સિવાય તે (નફો) કે જે એક બીજાની રાજી ખુશીથી કરેલા વેપારમાં થએલો હોય, અને તમારા માંહેનાઓનો ઘાત કરો નહિ; બેશક અલ્લાહ તમારા પર અતિ રહેમ કરનારો છે.

૩૦. અને જે કોઈ બળજબરી અથવા જુલમ કરીને તેમ કરશે તો તેને અમે જહન્નમની આગમાં પહોચાડીશું; અને આ વાત અલ્લાહ માટે તદ્દન સ્હેલી છે.

૩૧. જો મોટા ગુન્હાઓ કે જેમની તમને મનાઈ કરવામાં આવી છે તેનાથી બચતા રહેશો તો અમે તમારા નાના ગુન્હાઓને દૂર (દરગુજર) કરી દઇશું અને અમે તમને કિર્તીવંત પ્રવેશસ્થાનમાં દાખલ કરીશું.

૩૨. અને તમારામાંથી કેટલાકોને કેટલાકો પર અલ્લાહે જે સરસાઈ આપી છે તેની ઈર્ષા કરો નહિ; પુરૂષોને તેમની કમાઈ પ્રમાણે ભાગ મળશે અને સ્ત્રીઓને તેમની કમાઈ પ્રમાણે ભાગ મળશે; અને અલ્લાહ પાસે રોજીના સંબંધમાં તેની કૃપા ચાહતા રહો; બેશક અલ્લાહ દરેક વસ્તુનો સંપૂર્ણ જાણકાર છે.

૩૩. અને જે (માલમતા) માબાપ અને સગાંવહાલા (પોતાની પાછળ) મૂકી જાય છે તેના માટે અમે દરેકના (વાલી) વારસ નક્કી કર્યા છે; અને જેમની સાથે તમારા જમણા હાથે કરાર કર્યો હોય તેમને પણ તેમનો ભાગ આપી દો;[1] બેશક અલ્લાહ દરેક વસ્તુનો સાક્ષી છે.

---

૧. હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ના હાથે કેટલાક એવા લોકો મુસલમાન થયા હતા કે જેમના સગાંસંબંધીઓએ તેમનો સાથ આપ્યો ન હતો, જેથી તેઓ એકલા અટુલા બની ગયા હતા, જેથી હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ એ તેમને બીજા મુસલમાનોના ભાઈ ગનાવ્યા હતા, જેથી તેઓ સગા ન હોવા છતાં આવી રીતે ગનેલા ભાઇ તરીકે વારસાના હકદાર બનવા પામ્યા.

૩૪. પુરૂષો સ્ત્રીઓ ઉપર સત્તા ધરાવનારા છે (એક તો) એ મોટાઈના કારણે કે જે અલ્લાહે એકમેક ઉપર આપી છે અને બીજું પોતાનો માલ (સ્ત્રીઓ માટે) ખરચતા હોવાના કારણે; સદાચારીણી સ્ત્રીઓ તેજ છે કે જેઓ ફરમાબરદારી કરે છે અને અલ્લાહે તેમનું (તેમના પતિદ્વારા જેવું) રક્ષણ કર્યું છે તેવું (તેમના પતિની) ગેરહાજરીમાં પણ તેઓ દરેક વાતનું રક્ષણ કરે છે; અને તે સ્ત્રીઓ કે જેમની નાફરમાનીનો તમને ભય હોય તેમને નસિહત કરો અને તેમને તેમની પથારીઓ પર એકલી છોડી દો અને તેમને મારો, પછી જો તેઓ તમારી આજ્ઞા માની લે તો તેમના પર કોઈ પણ રીતે (સખ્તાઈનો) રસ્તો શોધો નહિ; બેશક અલ્લાહ ઉચ્ચ દરજ્જાવાળો (અને) મોટો છે. રૂકુઅ ૬

૩૫. અને જો તમને તે (ધણી ધણીઆણી) ની વચ્ચે બગાડ થવાનો ભય હોય તો તે (પુરૂષ) ના સ્નેહીઓમાંથી એક પંચ નીમો અને એક પંચ તે (સ્ત્રી) ના સ્નેહીઓમાંથી; જો તે બન્ને (પંચો) સલાહનો ઈરાદો રાખશે તો અલ્લાહ તે બન્નેમાં સંપ કરાવી દેશે; બેશક અલ્લાહ મહાન જાણનાર (અને) ખબરદાર છે.

૩૬. અને અલ્લાહનીજ ઈબાદત કરો તથા કોઈ પણ વસ્તુને તેની બરોબરીની ઠરાવો નહિ તથા માતપિતા સાથે ભલાઈથી વર્તો તથા નજીકના સગાંવહાલાં તથા યતીમો તથા મીસ્કીનો તથા પાડોશી કુટુંબીઓ તથા પાડોશી ત્રાહીતો અને બાજુમાં બેસનારા મિત્રો તથા મુસાફરો તથા લોંડી ગુલામો સાથે (પણ ભલાઈથી વર્તો); બેશક જેઓ અભિમાની (તથા) શેખીખોર હોય છે તેમને અલ્લાહ દોસ્ત રાખતો નથી:

૩૭. જેઓ પોતે કંજુસાઈ કરે છે અને લોકોને પણ કંજુસ બનવાની આજ્ઞા આપતાં રહે છે અને અલ્લાહે પોતાની કૃપાથી તેમને જે કાંઈ આપ્યું છે તેને સંતાડે છે; અને અમોએ (અમારી આજ્ઞાઓની) અવગણના કરનારાઓ માટે હીણપત ભર્યો અઝાબ તૈયાર કર્યો છે:

૩૮. અને જેઓ (કેવળ) લોકોને દેખાડવા માટે પોતાનું ધન ખરચે છે અને અલ્લાહ તથા કયામત (ના દિવસ) પર ઈમાન ધરાવતા નથી; અને જેમનો મિત્ર શેતાન છે તો તે કેવો બુરો મિત્ર છે!

૩૯. અગર તેઓ અલ્લાહ અને કયામત ઉપર ઈમાન લાવતે અને અલ્લાહે તેમને જે કાંઈ આપ્યું છે તેમાંથી (અલ્લાહના માર્ગમાં) ખરચ કરતે તો તેમનું શું (બગડી) જતે? અને અલ્લાહ તેમનાથી સારી પેઠે વાકેફ છે.

૪૦. બેશક અલ્લાહ રતી બરાબર પણ જુલમ કરતો નથી, બલ્કે જે કાંઈ નેકી હોય છે તે બમણી ચોગણી કરી આપે છે અને પોતાની પાસેથી ઘણો મોટો બદલો આપે છે.

૪૧. પછી જ્યારે અમે દરેક ઉમ્મતમાંથી એક સાક્ષી બોલાવીશું અને તે સઘળાઓ ઉપર (હે મોહમ્મદ સ૦ અ૦ વ૦) તને એક સાક્ષી તરીકે બોલાવીશું ત્યારે (તેમની) કેવી દશા થશે?

૪૨. તે દિવસે જેઓ ઈમાન લાવ્યા ન હશે અને જેમણે રસુલની નાફરમાની કરી હશે તેઓ (એવું) ઇચ્છશે કે જો તેઓ જમીનદોસ્ત થઈ જાય તો કેવું સારૂં; અને તેઓ (તે દિવસે) અલ્લાહથી કોઈ વાત છુપાવી શકશે નહિ.

રૂકુઅ ૭ ૪૩. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમે નશા (કેફની) ની હાલતમાં હો તો જ્યાં સુધી તમે જે કાંઈ કહો છો તે સમજવા લાગો નહિ અને જ્યારે નાપાકીની હાલતમાં હો—સિવાય કે તમે મુસાફરીમાં હો—તો જ્યાં સુધી તમે નાહિ ન લો ત્યાં સુધી નમાઝની પાસે જશો નહિ; અને જો તમે બીમાર હો અથવા મુસાફરીમાં હો અથવા તમારામાંથી કોઈ પાયખાનાથી (પરવારીને) આવ્યો હોય અથવા તમે સ્ત્રીઓને અડકયા હો, પછી જો તમને પાણી ન મળી શકે તો પાક માટી વડે તયમ્મુમ કરી લો, પછી તમારા ચહેરાનો મસો[1] કરી લો અને તમારા હાથોનો પણ; બેશક અલ્લાહ મોટો દરગુજર કરનાર (અને) ક્ષમાવાન છે.

૪૪. શું તેં તે લોકો તરફ નજર નથી નાખી કે જેમને (અલ્લાહની) કિતાબનો કેટલોક ભાગ આપવામાં આવ્યો છે? તેઓ ગુમરાહી ખરીદે છે અને ઇચ્છે છે કે તમે પણ સન્માર્ગથી ભટકી જાઓ.

૪૫. અને અલ્લાહ તમારા શત્રુઓથી સારી પેઠે વાકેફ છે; અને

૧. મસો કરવો અર્થાત હાથ ફેરવવો.

અલ્લાહ (તમારા) હિમાયતી તરીકે બસ છે, અને અલ્લાહ (તમારા) મદદગાર તરીકે બસ છે.

૪૬. (હે રસુલ!) જે લોકો યહુદીઓ છે તેઓ માંહેના કેટલાકો (અલ્લાહના) શબ્દો તેમના (મૂળ) સ્થાનેથી બદલી નાખે છે અને દીનમાં ટાણો મારવાના હેતુથી કહે છે કે અમે સાંભળ્યુ અને નાફરમાની કરી અને તું સાંભળ એવું થાય કે તું સાંભળવા ન પામે અને પોતાની જીભ વાંકીવાળી "રાએના" (શબ્દ વાપરે છે);[1] પણ જો તેઓ આ કહેતે કે અમોએ સાંભળ્યું અને આજ્ઞા માથે ચઢાવી અને તું સાંભળ અને (રાએનાના બદલે) ઉન્ઝુરના કહેતે તો (આ) તેમના માટે વધુ સારૂં અને વધુ યોગ્ય થતે; પરંતુ અલ્લાહે તેમની નાફરમાનીના કારણે તેમના પર ફિટકાર કરી છે માટે થોડાક સિવાય ઈમાન લાવશે નહિ.

૪૭. હે તે લોકો! કે જેમને કિતાબ આપવામાં આવી છે અમોએ જે (કુરઆન) ઉતાર્યું છે તેના પર તમે ઈમાન લાવો કે જે (કુરઆન) તમારી પાસે જે (કિતાબ) છે તેને પણ સમર્થન આપે છે, એ પહેલાં કે અમે ચહેરા બગાડી નાખીએ અને પછી તેમને પીઠ તરફ ફેરવી દઈએ અથવા તેમના પર એવી લાનત કરીએ જેવી કે અમોએ અસ્હાબે સબ્ત[2] પર કરી હતી, અને અલ્લાહનો હુકમ (પૂર્ણ) થઈનેજ રહેશે.

૪૮. અલ્લાહ તેની સાથે કોઈને શરીક કરવામાં આવે એ હરગીઝ માફ કરશે નહિ અને તે સિવાયનો કોઈ પણ ગુન્હો જેના માટે ચાહશે તેને માફ કરી દેશે, અને જેણે અલ્લાહની સાથે બીજા કોઈને શરીક કર્યો તેણે ખરેજ એક ઘણો મોટો ગુન્હો ઘડી કાઢયો.

૪૯. (હે રસુલ!) શું તેં તેમને નથી દીઠા કે જેઓ પોતાને પાક

---

૧. યહુદીઓ હંમેશા કોઇને કોઇ રીતે હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ને ઇજા પહોંચાડતા, બીજું કાંઈ ન બની શકે તો આપની સાથે દ્વિઅર્થી ભાષામાં વાતો કરતા જેથી આપને દુઃખ થતું અને તેઓ છટકી પણ શકતા. આવી રીતે તેઓ વાતચીત કરતા તેનું વર્ણન આ આયતમાં કરવામાં આવ્યું છે.

૨. યહુદીઓને શનિવારનો દિવસ પાળવા અને તે દિવસે માછલાં વગેરેનો શિકાર કરવાની મનાઇ કરવામાં આવી હતી, તથાપિ તેઓએ તે મનાઇનો ભંગ કર્યો અને અઝાબે ઇલાહીને પાત્ર ઠર્યાં.

ઠરાવે છે? બલ્કે અલ્લાહ જેને ચાહે છે તેનેજ પાક કરે છે અને તેમના પર સૂતરના તાંતણા બરાબર પણ જુલમ કરવામાં આવશે નહિ.

૫૦. (હે રસુલ!) જો તો ખરો! અલ્લાહ ઉપર તેઓ કેવાં ખોટાં (આળ) ચઢાવે છે? અને એક પ્રત્યક્ષ ગુન્હા માટે એ (શીર્ક) જ પૂરતું છે.

રૂકુઅ ૫૧. (હે રસુલ!) શું તેં તે લોકોને નથી દીઠા કે જેમને અલ્લાહની
૮ કિતાબનો કેટલોક ભાગ આપવામાં આવ્યો છે? તેઓ મૂર્તિઓ તથા ખોટા ખુદાઓને માને છે અને જેઓ ઈન્કાર કરનારા થઈ ગયા છે તેમના સંબંધમાં કહે છે કે આ લોકો તે ઈમાન લાવનારાઓ કરતાં વધુ સન્માર્ગે છે.

૫૨. (હે રસુલ!) આ તેજ (લોકો) છે કે જેમના પર અલ્લાહે ફિટકાર કરી છે, અને અલ્લાહ જેના પર ફિટકાર કરે છે તેનો કોઈ મદદગાર તું જોશે નહિ.

૫૩. શું (અલ્લાહની) સલ્તનતમાં તેમનો કાંઈ ભાગ છે? જો હોતે તો પણ તેઓ લોકોને તલ ભાર પણ આપતે નહિ.

૫૪. અથવા શું તેઓ તે લોકોની કે જેમને અલ્લાહે પોતાની કૃપાથી જે કાંઈ આપ્યું છે (તે માટે) અદેખાઈ કરે છે? તો બેશક અમોએ ઈબ્રાહીમની ઓલાદને કિતાબ અને મહાન બુદ્ધિ અર્પણ કરી હતી તથા તેમને ઘણી મોટી સલ્તનત આપી હતી.

૫૫. પછી તેઓમાંથી કેટલાકો તે (ઈબ્રાહીમ) પર ઈમાન લાવ્યા અને કેટલાકો તેને (માનતા) અટકી ગયા; અને તે (અટકી જનારાઓ માટે) ધગધગતી આગ પૂરતી છે.

૫૬. નિસંશય જે લોકોએ અમારી આયતોનો ઈન્કાર કર્યો છે તેમને નજીકમાં જહન્નમની આગમાં પહોંચાડી દઈશું; જ્યારે જ્યારે તેમની ચામડીઓ બળી ગળી જશે ત્યારે ત્યારે તેઓ અઝાબની (બરાબર) મજા ચાખે એ માટે અમે બદલીને તેમને બીજી ચામડી આપીશું; બેશક અલ્લાહ જબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૫૭. અને જે લોકો ઈમાન લાવ્યા છે તથા સત્કાર્યો કરે છે

તેમને નજીકમાં જન્નતોમાં દાખલ કરી દઇશું જેની હેઠળ નદીઓ વહેતી ફરે છે; તેમાં તેઓ હુંમેશ હુંમેશને માટે રહેશે; તેમાં તેમના માટે પવિત્ર જોડાં હશે, અને અમે તેમને ગીચોગીચ છાયામાં દાખલ કરી દઇશું.

૫૮. (હે મુસલમાનો!) બેશક અલ્લાહ તમને (તમારી પાસેની) અમાનતો તેમના માલીકોને સોંપી દેવાની આજ્ઞા કરે છે; અને જ્યારે લોકો વચ્ચે (કોઇ વાતનો) ફેંસલો કરો તો ન્યાયની સાથે ફેંસલો કરો; એ બાબતમાં અલ્લાહ તમને જે નસિહત કરે છે તે બેશક ઘણી ઉત્તમ છે; નિસંશય અલ્લાહ મહાન સાંભળનાર (અને) જોનાર છે.

૫૯. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહની આજ્ઞા માનો તથા તેના રસુલની આજ્ઞા માનો અને તમારામાંના સત્તાધારીઓની પણ; પછી જો કોઈ બાબતમાં તમારી વચ્ચે કોઈ ઝગડો પડે તો તેને અલ્લાહ તથા રસુલની તરફ રજુ કરો અગર તમે અલ્લાહ તથા કયામતના દિવસ પર ઈમાન ધરાવતા હો; (ન્યાય માટેની) તે બેહુતર (પદ્ધતી) છે અને પરિણામની દ્રષ્ટીએ પણ ઉત્તમ છે.

૬૦. (હે રસુલ!) શું તેં તે લોકોને નથી દીઠા કે જેઓ એવું ગુમાન કરે છે કે જે કાંઈ તારા ઉપર અને તારી આગમચ ઉતારવામાં આવ્યું હતું તેના પર ઇમાન લાવ્યા છે? તેઓ ચાહે છે કે પોતાના મામલાઓને પોતાના એક શેતાન (યાને કઅબ બિન અશરફ નામે યહુદી) પાસે ફેંસલા માટે લઇ જાય, જોકે તેમને તે (શેતાન) ને નકારવાની આજ્ઞા કરવામાં આવી હતી; અને શેતાન એવું ઈચ્છે છે કે તમને (સન્માર્ગથી) ભટકાવી દૂરની ગુમરાહીમાં નાખી દે. રૂકુઅ ૬

૬૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે કાંઈ ઉતાર્યું છે તેની અને તેના રસુલ તરફ આવો તો તું મુનાફીકોને તારી પાસેથી મોટી ઘૃણા (અભાવ) સાથે ખસી જતા જોશે.

૬૨. પણ તેમની દશા કેવી થશે જ્યારે તેમના હાથે કરેલા (કૃત્યો) ના કારણે તેમના પર કોઇ મુસીબત (આવી) પડશે? ત્યારે તો તેઓ અલ્લાહની સોગંદ ખાતા તારી પાસે કહેતા આવશે કે અમારો ઈરાદે

નેકી તથા ઐકય સાધવા સિવાય અન્ય કાંઇ ન હતો.

૬૩. આ લોકો એજ છે કે જે કાંઇ (ફસાદ) તેમના મનમાં છે તે અલ્લાહ સારી પેઠે જાણે છે, માટે તું પણ તેમને જતા કર અને તેમને નસિહત કર અને તેમના દિલોમાં અસર કરે તેવી વાતો કર.

૬૪. અને અમોએ કોઈ પણ રસુલને (બીજા કશા માટે) નથી મોકલ્યો પણ એ માટે કે અલ્લાહના હુકમથી તેની આજ્ઞા માનવામાં આવે; અને અગર આ લોકો એજ વખતે જ્યારે તેમણે પોતાના પર જુલમ કર્યો હતો તારી પાસે આવી જતે અને અલ્લાહથી માફી માગતે અને રસુલ પણ તેમના માટે ક્ષમા યાચતે તો તેઓ ખચીતજ અલ્લાહને મોટો તોબા કબુલ કરનાર (અને) દયાળુ પામતે.

૬૫. પણ તેવું છેજ નહિ; અને તારા પરવરદિગારની કસમ! એ લોકો ઇમાન લાવ્યા છે એમ કદી પણ તું માનજે નહિ જ્યાં સુધી કે તે ઝગડાઓમાં કે જે તેમની વચ્ચે પડયા છે (તેના નિર્ણય માટે) તને તેઓ સરપંચ બનાવે; પછી તું જે કાંઇ ચુકાદો આપે તેનાથી પોતાના મનમાં (લેશપણ) ઓછું લાવે નહિ અને તે (ચુકાદાનો) સંપૂર્ણ સ્વીકાર કરે.

૬૬. અને જો અમે તેમના પર આ વાજીબ કરી દેતે કે તમે તમારા પ્રાણોનું (અલ્લાહની રાહમાં) બળીદાન આપો અથવા તમારા ઘરોમાંથી નીકળી જાઓ (હિજરત કરો) તો તેમનામાંના થોડાક ગણ્યા ગાંઠયા સિવાય તેઓ તે કરતે નહિ; અને જો તેમને જે નસિહત કરવામાં આવી હતી તે મુજબ તેઓ વર્તતે તો તેમના માટે વધારે સારૂં થતે અને (તેમના ઇમાનની) વધુ દ્રઢતાનું કારણ બનતે.

૬૭. અને તે વેળા અમે પણ તેમને અમારા તરફથી અવશ્ય ઘણો મોટો બદલો આપતે:

૬૮. અને ખરેજ! અમે તેમને સન્માર્ગ દેખાડી દેતે.

૬૯. અને જેઓ અલ્લાહ તથા તે(ના) રસુલની આજ્ઞા પાળે છે તો તેઓ તેમની સાથે હશે કે જેમના પર અલ્લાહે બક્ષીશો કરી છે કે જેઓ કેટલાક પયગમ્બરોમાંથી તથા સત્યવાદીઓમાંથી તથા શહીદોમાંથી

અને સદાચારીઓમાંથી છે; અને એજ લોકો મિત્રતા માટે ઉત્તમ છે.

૭૦. આ અલ્લાહ તરફની કૃપા છે; અને અલ્લાહનું સર્વજ્ઞ હોવું પૂરતું છે.

૭૧. હે ઈમાન લાવનારાઓ! (જેહાદના સમયે) તમારા રક્ષણની વ્યવસ્થા કરો પછી છુટી છવાઈ ટુકડીઓ બની નીકળો અથવા એકી સાથે નીકળી પડો. રૂકુઅ ૧૦

૭૨. અને નિસંશય તમારામાંથી કોઈ કોઈ ખચીતજ એવો છે કે જે (જાણી જોઈને) પાછળ રહી જાય છે; પછી કદાચને તમારા ઉપર કોઈ મુસીબત આવી પડે તો કહે છે કે ખરેજ અલ્લાહે મારા પર ઉપકાર કર્યો કે હું તેમની સાથે હાજર ન હતો.

૭૩. અને જો તમારા પર અલ્લાહની કૃપા થઈ જાય તો જાણે તમારી અને તેની વચ્ચે કાંઈ પ્રેમજ ન હોય (તેમ) જરૂર એમ કહેતે કે કેવું સારૂં થતે કે હું પણ તેમની સાથે હોત કે જેથી મને પણ ઘણો મોટો લાભ થતે.

૭૪. માટે તે લોકો કે જેઓ પરલોકના બદલામાં આલોકની જીંદગી વેચી નાખે છે તેમને લાઝીમ છે કે લડે; અને જે કોઈ અલ્લાહના માર્ગમાં લડે (અને) તે માર્યો જાય અથવા વિજય મેળવે તો અમે તેને ઘણો મોટો બદલો આપીશું.

૭૫. અને (હે મુસલમાનો!) તમને શું થઈ ગયું છે કે તમે અલ્લાહના માર્ગમાં લડતા નથી? એ સ્થિતિમાં કે પુરૂષોમાંના તથા સ્ત્રીઓમાંના અને બાળકોમાંના અશક્તો (કે જેઓને રોકી લેવામાં આવ્યાથી) પોકારી રહ્યા છે કે હે અમારા પરવરદિગાર! અમને આ વસ્તી (મક્કા) માંથી કે જેના રહેવાશીઓ જાલિમ છે કાઢી લઈ જા અને તારા તરફથી અમારો કોઈ હિમાયતી ઉભો કર, અને તારા તરફથી અમારો કોઈ મદદગાર પણ પેદા કર.

૭૬. જેઓ ઈમાન લાવ્યા છે તેઓ તો અલ્લાહનાજ માર્ગમાં લડે છે, અને જેઓ ઈમાન લાવ્યા નથી તેઓ તાગુત (શેતાન) ની રાહમાં લડે છે. માટે તમે શેતાનના મિત્રો સામે લડો; નિસંશય શેતાનનો

મક્કર પોકળ છે.

રૂકુઅ ૧૧ ૭૭. (હે રસુલ!) શું તેં તેમને નથી દીઠા કે જેમને કહેવામાં આવ્યું (હતું) કે તમારા હાથ (જંગથી[1]) રોકી લો તથા નમાઝ પઢતા રહો અને ઝકાત આપતા રહો? પછી જ્યારે તેમના પર જેહાદ વાજીબ કરવામાં આવ્યું ત્યારે તેઓ માંહેનું એક ટોળું લોકોથી એવું ડરવા લાગ્યું જેમકે અલ્લાહુથી ડરવું જોઇએ અથવા તે કરતાંય વધારે, અને તેઓ કહેવા લાગ્યા કે હે અમારા પરવરદિગાર! તેં અમારા પર શા માટે ધર્મયુદ્ધ વાજીબ કર્યું? અમને વધુ થોડાક દિવસની મોહુલત કેમ ન આપી? તું કહે કે આલોકનો વૈભવ ક્ષણ માત્રનો છે, અને પરલોક (ની જીન્દગી) પરહેઝગારો માટે બેહુતર છે; અને તમારા પર એક સુતરના તાંતણા બરાબર પણ અન્યાય કરવામાં આવશે નહિ.

૭૮. (યાદ રાખો) જ્યાં પણ તમે હશો મૃત્યુ તમને (અવશ્ય) પકડી પાડશે, પછી ભલેને તમે મજબુત કિલ્લાઓમાં પણ કેમ ન હો. અને (તેમની સ્થિતિ એવી છે) કે જો તેમને કાંઇ લાભ થાય છે તો કહે છે કે આ અલ્લાહુ તરફથી છે, અને જો તેમને કાંઇ નુકસાન પહોંચે છે તો કહે છે કે આ તારા તરફથી છે; (હે રસુલ!) તું કહે કે સઘળું અલ્લાહુ તરફથીજ છે; પછી આ લોકોને શું થઇ ગયું છે કે આટલી (સરળ) વાત પણ સમજવાના પ્રયત્નો કરતા નથી?

૭૯. (હે માનવી!) જે લાભ તને પહોંચે છે તે તો અલ્લાહુ તરફથીજ છે, અને જે નુકસાન તને પહોંચે છે તે તારા પોતાના તરફથી છે; અને (હે રસુલ!) અમોએ તને તમામ લોકો માટે સંદેશો પહોંચાડનાર બનાવી મોકલ્યો છે; અને અલ્લાહુ સાક્ષી માટે બસ છે.

૮૦. જેણે રસુલની આજ્ઞા માની તેણે ખરેખર અલ્લાહુની આજ્ઞા માની; અને જે ફરી બેઠો તો અમોએ તને તેમના ઉપર રખેવાળ તરીકે નથી મોકલ્યો.

૮૧. અને (તેમની હાલત એવી છે કે) તેઓ (મોઢેથી તો) કહે છે

---

૧. હિજરતની પહેલાં જ્યારે મુસલમાનો મકકામાં હતા અને નાસ્તિકો તેમને ઇજા પહોંચાડતા હતા ત્યારે અલ્લાહે સ્વબચાવમાં પણ નાસ્તિકો સાથે લડવાની મના કરી હતી.

કે અમે આજ્ઞાંકિત છીએ, પણ જ્યારે તારી પાસેથી બહાર ચાલ્યા જાય છે ત્યારે તેઓ માંહેનું એક ટોળું રાત્રી (ના વખતે) જે કાંઈ તું કહે છે તેથી જુદીજ રીતે વર્તવાનો નિર્ણય કરે છે; અને રાત્રે તેઓ જે કાંઈ નિર્ણય કરે છે તે અલ્લાહ લખતો જાય છે, માટે (હવે) તું (તેમની પરવા ન કરતાં) તેમનાથી મોઢું ફેરવી લે અને અલ્લાહ ઉપર ભરોસો રાખ; અને અલ્લાહ કાર્ય સાધકતા માટે પુરતો છે.

૮૨. તો શું તેઓ કુરઆન પર મનન કરતા નથી? અને જો તે અલ્લાહના સિવાય બીજા કોઇની પાસેથી આવ્યું હોત તો ખરેજ તેમાં ઘણોજ તફાવત જણાઈ આવતે.

૮૩. અને જ્યારે તેમને નિર્ભયતા અગર ભયની કોઈ વાત માલમ પડી જાય છે તો તે સર્વત્ર ફેલાવી દે છે; પણ જો તેઓ તે (વાત)ને પોતાના રસુલ અને તેઓ માંહેના સત્તાધારીઓ સામે રજુ કરી દેતે તો તેઓમાંથી જેઓ વાતની ઉંડાણમાં પહોંચી જનારાઓ છે તેઓ તે (ની વસ્તુ સ્થિતિ) પારખી કાઢતે, અને જો તમારા પર અલ્લાહની કૃપા તથા દયા ન હોત તો તમે ઘણાં થોડાક સિવાય સઘળાજ શેતાનના અનુયાયીઓ બની ગયા હોત.

૮૪. માટે (હે રસુલ!) તું અલ્લાહના માર્ગમાં લડ, અને તારી જાત સિવાય તું બીજા કોઇનો જવાબદાર નથી અને મોમીનોને (જેહાદ માટે) જાગૃત કરતો રહે; સંભવિત છે કે અલ્લાહ ઇમાન નહિ લાવનારા-ઓના બળને રોકી દે; અને અલ્લાહ બળનાં પ્રમાણમાં સૌથી વધારે બળવાન છે અને ધડારૂપ શિક્ષા કરવામાં સૌથી વધારે સખત છે.

૮૫. જે કોઈ સારી ભલામણ કરશે તેમાંથી તેને પણ ભાગ મળશે, અને જે કોઇ બુરી ભલામણ કરશે તો તેમાંથી પણ તેને ભાગ મળશે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૮૬. અને જ્યારે તમને સલામ કરવામાં આવે ત્યારે તમે તે કરતાંય ઉમદા રીતે સલામ કરો અથવા તેના (જેવોજ) જવાબ વાળો; બેશક અલ્લાહ દરેક વસ્તુનો પૂરો હિસાબ લેનાર છે.

૮૭. અલ્લાહ કે જેના સિવાય અન્ય કોઈ પૂજ્ય નથી—કયામતના

દિવસે તમો સઘળાઓને તે અવશ્ય ભેગાં કરશે કે જેના વિશે સ્હેજ પણ સંદેહ નથી; અને વાતોમાં અલ્લાહુથી વધારે સાચું (બોલનાર) કોણ છે?

રૂકુઅ ૧૨ ૮૮. (હે મુસલમાનો!) તમને શું થઇ ગયું છે કે દાંભિકોના સંબંધમાં બે પક્ષો થઈ ગયા છો, જો કે અલ્લાહે તેઓની કમાઇના કારણે તેમની બુદ્ધિ ઉલ્ટાવી નાખી છે (તેઓને નાસ્તિકપણા તરફ પાછા ફેરવી દીધા છે)? શું તમે એવો ઇરાદો રાખો છો કે અલ્લાહે જેમને આડે માર્ગે રહેવા દીધા છે તેમને તમે સન્માર્ગે લઇ આવો? અને જેનાથી અલ્લાહ હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે તેના માટે તું હરગીઝ કોઇ માર્ગ મેળવી શકશે નહિ.

૮૯. તેઓની તો એવી ઇચ્છા છે કે જેવી રીતે પંડે ઇમાન નથી લાવ્યા તેવી રીતે તમે પણ ઇમાન નહિ લાવનારા બની જાઓ કે જેથી તમે સર્વ સરખા થઇ જાઓ; માટે તમે તેમનામાંથી (કોઇને પણ) મિત્ર ન બનાવો જ્યાં સુધી કે તેઓ અલ્લાહના માર્ગમાં સ્વદેશનો ત્યાગ ન કરે; પછી જો તેઓ મોઢું ફેરવી લે તો તેઓ જ્યાં પણ તમને મળે ત્યાં તેમને પકડી લો અને મારી નાખો, અને તેઓમાંથી ન કોઇને મિત્ર બનાવો અને ન મદદગાર:

૯૦. સિવાય કે જેઓ એવી કોમ સાથે જઈ મળ્યા હોય કે તમારી અને તે કોમ વચ્ચે કોલ કરાર થયા હોય અથવા તમારી પાસે એવી હાલતમાં આવે કે તમારી સાથે લડવામાં અથવા પોતાની કોમ સાથે લડવામાં તેમના મન સંકોચાતાં હોય (તો તેમને ઇજા ન પહોંચાડો); અને જો અલ્લાહ ચાહતે તો તેમને અવશ્ય તમારા પર સત્તાવાન કરી દીધા હોત, પછી તેઓ તમારી સાથે અવશ્ય લડયા હોત; માટે જો તેઓ તમારાથી અલગ રહે તથા તમારી સાથે ન લડે અને તમને સુલેહ (કરવા) માટે સંદેશો મોકલે તો (તેમના પર સખ્તાઈ કરવાનો) અલ્લાહે તમારા માટે કોઈ માર્ગ રાખ્યો નથી.

૯૧. નજીકમાં તમે બીજા કેટલાકોને જોશો કે તેઓ તમારાથી નિર્ભય રહેવા ઇચ્છે છે તેમ પોતાની કોમથી પણ બચ્યા રહેવાનું ઇચ્છે

છે; જ્યારે પણ તેમને ફિત્ના તરફ બોલાવવામાં આવે છે ત્યારે આંખો મીંચીને તેમાં કૂદી પડે છે; માટે જો તે લોકો તમારાથી અળગા ન થાય અને તમારાથી સુલેહની માગણી ન કરે તથા (લડાઈ કરતાં) પોતાના હાથ ન રોકે તો તેમને પકડી લો અને જ્યાં તેમને જુઓ મારી નાખો; અને તેમના ઉપર અમોએ તમને ખુલ્લી સત્તા આપી મુકી છે.

૯૨. અને કોઈ પણ મોમીનને આ છાજતું નથી કે તે કોઇ મોમીનને મારી નાખે સિવાય કે ભૂલથી, અને જે કોઈ અજાણતામાં કોઈ મોમીનને મારી નાખે તો તેના માટે એક ઇમાનદાર ગુલામ આઝાદ કરવાનું છે તથા તે (માર્યા ગએલા)ના વારસોને ખૂનનો આર્થિક બદલો આપવાનું છે સિવાય કે તેઓ માફ કરી દે; પણ જો માર્યો ગએલો કોઈ એવી કોમનો હોય કે જે તમારી દુશ્મન છે છતાં મોમીન હોય તો (પણ ખૂનીને માથે) એક ઈમાનદાર ગુલામ આઝાદ કરવાનું છે; અને જો એવી કોમનો હોય કે તેની અને તમારી વચ્ચે સંધી હોય તો તેના વારસોને ખૂનનો સંપૂર્ણ આર્થિક બદલો આપવો તથા એક ઈમાનદાર ગુલામ પણ આઝાદ કરવો; પછી જેને (ગુલામ આઝાદ કરવાને) ન મળે તો અલ્લાહ તરફથી (નિર્માણ કરેલા) પશ્ચાતાપ કરવા માટે તેના શીરે લાગલાગટ બે માસના રોજા છે; અને અલ્લાહ મોટો જાણનાર (અને) હિકમતવાળો છે. રૂકુઅ ૧૩

૯૩. અને જો કોઈ જાણી જોઇને કોઈ મોમીનને મારી નાખે તો તેની સજા જહન્નમ છે તેમાં તે હંમેશ માટે રહેશે અને અલ્લાહ તેના પર કોપ ઉતારશે અને તેના ઉપર ફિટકાર કરશે અને (તે ઉપરાંત) તેના માટે મોટો અઝાબ તૈયાર કરશે.

૯૪. હે ઇમાન લાવનારાઓ! જ્યારે તમે અલ્લાહના માર્ગમાં (જેહાદ માટે) મુસાફરી કરતા હો તો ખાત્રી કરી લીધા સિવાય જેણે તમને સલામ કરી હોય તેને (લુટવાના હેતુથી) "તું મોમીન નથી" એમ કહી દેતા ના. તમે આ લોકની જીંદગીનાં લાભ શોધો છો પણ અલ્લાહની પાસેજ પુષ્કળ લાભો છે; તમે પણ પ્રથમ એવાજ હતા પછી અલ્લાહે તમારા પર ઉપકાર કર્યો જેથી ખાત્રી કરી લેતા રહો;

નિસંશય તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૯૫. મોમીનોમાંથી તેઓ કે જેમને કોઇ જાતની ઇજા પહોંચી ન હોય છતાં ઘેર બેસી રહે તેઓ તથા અલ્લાહના માર્ગમાં પોતાના જાન માલથી જેહાદ કરનારાઓ (અલ્લાહ પાસે દરજ્જામાં) સમાન નથી; (બલ્કે) પોતાના જાનમાલથી જેહાદ કરનારાઓને અલ્લાહે બેસી રહેનારાઓ પર દરજ્જામાં શ્રેષ્ઠતા આપી છે; જો કે સારા બદલાનો વાયદો તો દરેકથી કર્યો છે; અને અલ્લાહે જેહાદ કરનારાઓને ઘણો મોટો બદલો આપીને તેમને બેસી રહેનારાઓ પર શ્રેષ્ઠતા આપી છે.

૯૬. આ તેના તરફના દરજ્જા અને ક્ષમા અને દયા છે; અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

રૂકુઅ ૧૪ ૯૭. બેશક જે લોકો પોતાના જીવ પર જુલમ કરતા રહ્યા તેમનો અંત ફરિશ્તાઓ આણ્યા બાદ તેમને કહેશે કે તમે (તમારૂં જીવન) કેવી સ્થિતિમાં (વિતાડતા) હતા? તેઓ જવાબ આપશે કે અમને જમીન પર અશક્ત બનાવી દેવામાં આવ્યા હતા; (ત્યારે ફરીથી) ફરિશ્તાઓ પૂછશે કે શું અલ્લાહની ભૂમી વિશાળ ન હતી કે જેમાં તમે હિજરત કરી જતે? માટે એજ લોકો છે કે જેમનું ઠેકાણું જહન્નમ છે; અને તે (ઘણીજ) ખરાબ પાછા ફરવાની જગા છે:

૯૮. સિવાય તે પુરૂષો તથા સ્ત્રીઓ અને બાળકોમાંહેના જે ખરેખરા લાચાર હોય તથા કોઇ (લડાઈના) સાધનની શક્તિ ધરાવતા ન હોય અને ન (પોતાના છુટકારા માટે) કોઈ માર્ગ મેળવી શકતા હોય:

૯૯. તો તેવાઓથી કદાચને અલ્લાહ દરગુજર કરે; અને અલ્લાહ દરગુજર કરનાર (અને) મહા ક્ષમાવાન છે.

૧૦૦. અને જે કોઇ અલ્લાહના માર્ગમાં હિજરત કરશે તો તે ભૂમીમાં (રહેવા માટે) ઘણી આરામની જગા તથા ખાવા માટે પુષ્કળ સામગ્રીઓ મેળવશે; અને જે અલ્લાહ તથા રસુલ તરફ હિજરતના ઇરાદાથી પોતાના ઘરથી (ચાલી) નીકળે પછી તેને મૃત્યુ આવી જાય તો તેનો બદલો ખરેખર અલ્લાહના શીરે ઠરી ચૂકયો; અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૧૦૧. અને જ્યારે પૃથ્વી પર મુસાફરી કરતા હો અને ઈમાન નહિ લાવનારાઓ (તમને નમાઝમાં રોકાએલા દેખી) ઈજા પહોંચાડશે એવો તમને ભય હોય તો તમે નમાઝમાં કમી (કસર) કરી દો, તેમ કરવામાં ખરેજ તમારા ઉપર કાંઈ દોષ નથી; બેશક ઈમાન નહિ લાવનારાઓ તમારા ખુલ્લા દુશ્મન છે. રૂકુઅ ૧૫

૧૦૨. અને (હે રસુલ!) જ્યારે તું તેમનામાં (મોજુદ) હોય અને તું (લડાઈ ચાલુ હોય તે વખતે) તેમને નમાઝ પઢાવવા માંડે તો લાઝિમ છે કે તેઓ માંહેનું એક ટોળું તારી સાથે નમાઝ પઢવા ઉભું થઈ જાય અને પોતાના હથિયાર પણ સાથે રાખે; પછી જ્યારે તેઓ સિજદો કરી ચૂકે (યાને નમાઝ પૂરી કરી ચૂકે) તો તેમને લાઝિમ છે કે તમારી પાછળ આવી જાય, અને બીજું ટોળું કે જેણે હજી નમાઝ નથી પઢી તે આગળ આવે પછી તે તારી સાથે નમાઝ પઢે અને તેમને પણ લાઝિમ છે કે તેઓ સ્વરક્ષણની વસ્તુઓ તથા શસ્ત્રો સાથેજ રાખે; ઈમાન નહિ લાવનારાઓ (એવું) ઇચ્છે છે કે જો તેઓ તમને શસ્ત્ર અને સામાન રહીત જુએ તો તેઓ એકી સાથે ઓચિંતો તમારા પર હુમલો કરી દે; અને જો તમને વરસાદથી તકલીફ થતી હોય અથવા તમે માંદા હો તો તમે હથિયાર (નમાઝ વખતે) મૂકી દો તો તેમાં તમારા પર કાંઈ દોષ નથી, અને (એજ મુજબ) તમારૂં રક્ષણ કરો; બેશક અલ્લાહે ઈમાન નહિ લાવનારાઓ માટે ફજેત કરનારો અઝાબ તૈયાર કર્યો છે.

૧૦૩. પછી જ્યારે તમે નમાઝ પૂર્ણ કરી ચુકો તો ઉભા ઉભા અને બેઠા બેઠા અને પડખાભેર પડ્યા પડ્યા અલ્લાહની યાદ કરતા રહો; પછી જ્યારે તમે નિર્ભય થઈ જાઓ ત્યારે (પૂરે પુરી) નમાઝ પઢો; બેશક મોમીનો પર ઠરાવેલા સમયે નમાઝ પઢવાનું વાજીબ કરવામાં આવ્યું છે.

૧૦૪. અને તે (દુશ્મન) લોકોની પૂંઠ પકડવામાં હિમ્મત હારો નહિ; જો તમને કાંઈ કષ્ટ ખમવું પડે છે તો તેમને પણ એવીજ રીતે કષ્ટ ખમવું પડે છે જેવી રીતે કે તમને ખમવું પડે છે, પણ તમે

અલ્લાહ (પાસે)થી (કૃપાની) જે આશા રાખો છો તેવી આશા તેઓ રાખતા નથી; અને અલ્લાહ મહાન જાણનાર (તથા) હિકમતવાળો છે.

રૂકુઅ ૧૬ ૧૦૫. (હે રસુલ!) બેશક અમોએ તારી તરફ આ કિતાબ સત્યતા સહીત ઉતારી છે કે જેથી અલ્લાહે તને દેખાડયું છે તે મુજબ તું માણસો વચ્ચે ન્યાય કરે; અને તું વિશ્વાસઘાત કરનારાઓનો પક્ષ ખેંચનાર થા નહિ:

૧૦૬. અને અલ્લાહથી ક્ષમા માગ; બેશક અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૧૦૭. અને જેઓ પોતાના અંતઃકરણોનો વિશ્વાસઘાત કરે છે તેવાઓનો પક્ષ લઈ તું (લોકો સાથે) તકરાર કર નહિ; બેશક અલ્લાહ તેમને દોસ્ત રાખતો નથી કે જેઓ વિશ્વાસઘાતિ (અને) ગુન્હેગાર છે;

૧૦૮. તેઓ (પોતાના પાપકર્મો) લોકોથી સંતાડે છે અને અલ્લાહથી સંતાડતા નથી, જો કે જ્યારે રાત્રે તેઓ એવી વાતોની સલાહ કરે છે જે અલ્લાહને પસંદ નથી ત્યારે અલ્લાહ તેમની પાસે હોય છે; અને જે કાંઇ તેઓ કરે છે તેને અલ્લાહ (પોતાના જ્ઞાનથી) ઘેરી રાખે છે.

૧૦૯. (હે મુસલમાનો!) આ તમેજ છો કે જેઓ દુનિયાની જીંદગીમાં તેમનો પક્ષ લઇ તકરાર કરો છો, પણ કયામતના દિવસે તેમના તરફથી અલ્લાહ સામે કોણ તકરાર કરશે અથવા તેમનો વકીલ કોણ બનશે?

૧૧૦. અને જે કોઈ અપકૃત્ય કરે અથવા પોતાની જાત પર કાંઇ જુલમ કરે, પછી અલ્લાહથી માફી માગે તો અલ્લાહને મોટો માફ કરનાર (અને) રહેમ કરનાર પામશે.

૧૧૧. અને જે કોઈ પાપ કરે છે તો તે પોતાનાજ માટે કરે છે; અને અલ્લાહ મહાન જાણનાર (તથા) હિકમતવાળો છે.

૧૧૨. અને જે કોઈ ભૂલ અથવા પાપ કરે છે પછી તેનું આળ બીજા કોઈ નિર્દોષ ઉપર ચઢાવે તો તે ખચીતજ એક ખોટાં આળ અને ખુલ્લા ગુન્હાનો બોજો પોતાની (ગરદન) ઉપર ઉપાડે છે.

૧૧૩. અને (હે રસુલ!) અગર તારા પર અલ્લાહની કૃપા અને દયા રૂકુઅ ૧૭
ન હોત તો તેઓમાંથી એક ટોળાએ તો તને રખડાવી મારવાનો નિશ્ચય કર્યોજ હતો, જો કે (ખરૂં જોતાં) તેઓ પોતાનેજ રખડાવતે અને તારૂં કાંઈ પણ બગાડતે નહિ; અને અલ્લાહે તારા ઉપર કિતાબ તથા હિકમત ઉતારી છે અને તું જે જાણતો ન હતો તેનું શિક્ષણ તને આપ્યું છે; અને અલ્લાહની કૃપા તારા ઉપર ઘણી મોટી છે.

૧૧૪. તેમની (ખાનગી) ચર્ચાઓમાંથી ઘણીખરીમાં ભલાઈનો જરાય અંશ નથી, સિવાય તેમની તે (ખાનગી ચર્ચાઓમાં) કે જેમાં તેઓ સદકો આપવા અથવા નેકી કરવા અથવા લોકો વચ્ચે મેળાપ કરાવી આપવાનાં સંબંધમાં આજ્ઞા કરે છે; અને જે કોઈ અલ્લાહની ખુશી સંપાદન કરવા માટે આમ કરશે તેને અમે ઘણો મોટો બદલો આપીશું.

૧૧૫. અને જે કોઈ તેના ઉપર સત્ય ઉઘડી ગયા પછી રસુલની વિરૂદ્ધતા ધારણ કરશે, અને મોમીનોના માર્ગ સિવાય બીજો માર્ગ પકડશે, તો અમે પણ તેને એજ (માર્ગ પર) ચલાવીશું કે જે તેણે (પોતે) પસંદ કર્યો છે અને તેને જહન્નમમાં પહોંચાડીશું; અને તે ઘણીજ ખરાબ પાછા ફરવાની જગ્યા છે.

૧૧૬. બેશક અલ્લાહ તેની સાથે કોઈને શરીક કરવાનો ગુન્હો રૂકુઅ ૧૮
નહિજ માફ કરે અને એ (શિર્ક) સિવાયના ગુન્હા જેને ચાહશે તેને માફ કરી દેશે; અને જેણે અલ્લાહથી શિર્ક કર્યું તો તે ખરેજ (સન્માર્ગથી) રવડી ઘણો દૂર ભટકી ગયો.

૧૧૭. તેઓ અલ્લાહના સિવાય નથી પોકારતા કિંતુ દેવ દેવીઓને અને નથી પોકારતા કિંતુ ઉદ્ધત શેતાનને:

૧૧૮. જેના પર અલ્લાહે લાનત કરી છે; અને તેણે કહ્યું હતું કે હું તારા બન્દાઓમાંથી એક ચોક્કસ ભાગ જરૂર લઈશ:

૧૧૯. અને હું તેમને જરૂર સન્માર્ગથી ભટકાવીશ અને તેમને જુઠી આશાઓથી અવશ્ય લોભાવીશ. અને હું તેમને જરૂર (એવી) આજ્ઞા પર ચલાવીશ કે જેથી તેઓ ચોપગા (પ્રાણી) ઓના કાન ચીરી

નાખશે, અને હું તેમને જરૂર આજ્ઞા કરીશ (કે) જેથી તેઓ અલ્લાહુની સર્જતને જરૂર બદલી નાખશે;[1] અને જે કોઈ અલ્લાહુને તજી શેતાનને મિત્ર બનાવશે તે ખરેજ ખુલ્લી હાનિ ભોગવશે.

૧૨૦. તે (શેતાન) તેમને વાયદા કરે છે અને તેમને ખોટી આશામાં નાખે છે; અને શેતાન તેમને વાયદો નથી કરતો પણ કેવળ ધોકોજ આપે છે.

૧૨૧. એજ લોકોનું ઠેકાણું જહન્નમ છે, જેમાંથી નાસવાની તક તેઓ કદી પણ મેળવશે નહિ.

૧૨૨. અને જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમને અમે નજીકમાં બગીચાઓમાં દાખલ કરી દઈશું જેની હેઠળ નદીઓ વહેતી ફરે છે, (અને) તેમાં તેઓ હંમેશ હંમેશને માટે રહેશે; અલ્લાહુનો વાયદો સાચો છે; અને વચનના સંબંધમાં અલ્લાહુ કરતાં વધારે સાચો કોણ હશે?

૧૨૩. તમારી ખોટી આશાઓ તથા કિતાબવાળાઓની ખોટી આશાઓને (અલ્લાહુના એ વાયદા સાથે) કાંઈ સંબંધ નથી; જે કોઈ બદી કરશે તેને તે (બદી)નો બદલો મળશે, અને અલ્લાહુના સિવાય તે ન કોઇને પોતાનો હિમાયતી જોશે અને ન મદદગાર.

૧૨૪. અને જે કોઈ કાંઈ નેકી કરશે એવી સ્થિતિમાં કે તે મોમીન પણ હોય, પછી ભલેને તે પુરૂષ હોય કે સ્ત્રી—તેઓજ તો જન્નતમાં દાખલ થશે, અને તેમના પર તલભાર પણ જુલમ કરવામાં આવશે નહિ.

૧૨૫. અને જેણે પોતાને અલ્લાહુની તાબેદારી માટે જુકાવી દીધો હોય અને વળી તે પરોપકારી પણ હોય અને નિખાલસપણે ઇબ્રાહીમના ચુસ્ત ધર્મનો અનુયાયી પણ થઈ ગયો હોય તો તેના કરતાં ધર્મના સંબંધમાં વધુ ઉત્તમ કોણ હશે? અને અલ્લાહે ઇબ્રાહીમને પોતાનો મિત્ર કરી લીધો છે.

૧૨૬. અને જે કાંઈ આકાશોમાં છે તથા જે કાંઈ જમીનમાં છે તે

---

૧. પ્રાણીઓના કાન ચીરવા, તેમને બાંડા બનાવવા, તેમજ ચોટલીઓ રાખવી, છુંદણા છુંદવા વિગેરે કૃત્યો કુદરતની મૂળ રચનાને બદલવા જેવાંજ છે.

સઘળું અલ્લાહનુંજ છે; અને અલ્લાહે દરેક વસ્તુને (પોતાના જ્ઞાનથી) ઘેરી રાખી છે.

૧૨૭. અને (હે રસુલ!) લોકો (નાવારસ) સ્ત્રીઓ સંબંધી તારી પાસે ફત્વો માગે છે; તું કહે કે અલ્લાહ (તેમનાં) સંબંધમાં તમને (નિકાહ માટેની પરવાનગીનો) ફત્વો આપે છે, અને (કુરઆનમાં) જે (હુકમ અગાઉ) તમને વાંચી સંભળાવવામાં આવ્યો છે તે ખરેખર એવી અનાથ (નાવારસ) સ્ત્રીઓ સંબંધી છે કે જેમને તમે (તેમનાં હક) જે તેમને માટે ઠરાવવામાં આવ્યા છે તે આપતા નથી, અને (તેમ છતાં પણ) તેમની સાથે નિકાહ કરવાની ઇચ્છા ધરાવો છો, અને એજ પ્રમાણે અશક્ત[1] બાળકોના સંબંધમાં (હુકમ આપે છે), અને તે આ કે તમે યતીમોના સંબંધમાં ન્યાયપૂર્વક વર્તતા રહો; અને જે પણ નેકી તમે કરશો અલ્લાહ તેનાથી ખચીતજ જાણકાર છે. રૂકુઅ ૧૯

૧૨૮. અને જે કોઈ સ્ત્રીને પોતાના ધણી તરફથી ગેરવર્તન અથવા બેદરકારીનો અંદેશો હોય તો જો તેઓ કોઈ રીતે પરસ્પર સમાધાન કરી લે તો તેમના પર કાંઈ દોષ નથી; અને સમાધાન કરવું એ વધારે સારૂં છે; અને (મનુષ્ય માત્રના) સ્વભાવમાં કૃપણતાનું તત્વ (ધન લોભ) સમાએલું હોય છે; અને જો તમે ભલાઈ કરો અને પરહેઝગાર રહો તો જે કાંઈ તમે કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૧૨૯. અને તમે ગમે તેટલું ઇચ્છશો તો પણ તમારી (સઘળી) સ્ત્રીઓ વચ્ચે તમે ન્યાયથી હરગીઝ વર્તી શકશો નહિ, માટે તમે તદ્દન (એકજ સ્ત્રી તરફ) વળી જતા નહિ કે જેથી તે (બીજી સ્ત્રીઓ) ને લટકતી સ્થિતિમાં લાવી મૂકો; અને જો તમે સમાધાન કરો તથા બુરાઇથી બચો તો બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૧૩૦. અને જો તેઓ બન્ને જુદા થઇ જાય તો અલ્લાહ દરેકને પોતાના વિશાળ (ખજાનામાં)થી માલદાર કરી દેશે; અને અલ્લાહ

---

૧. અર્થાત મજકુર નાવારસ સ્ત્રીઓ કે જેમને તમે નિકાહમાં લઈ લીધી હોય તેમના આગલા પતિઓના બાળકો

મહાન દાતા (અને) હિકમતવાળો છે.

૧૩૧. અને જે કાંઇ આકાશોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે બધળું અલ્લાહનુંજ છે; અને ખચીતજ અમે તે લોકોને કે જેમને તમારી પહેલાં કિતાબ આપવામાં આવી હતી અને ખુદ તમને પણ આ તાકીદ આપી છે કે અલ્લાહથી ડરતા રહો; પણ જો તમે અનુપકારી બનશો તો આકાશો તથા જમીનમાં જે કાંઇ છે તે તો અલ્લાહનુંજ છે; અને અલ્લાહ બેપરવાહ (અને) સ્તુત્ય છે.

૧૩૨. અને જે કાંઈ અકાશોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે અલ્લાહનું છે; અને કાર્ય સાધકતા માટે અલ્લાહ પૂરતો છે.

૧૩૩. હે લોકો! જો તે ચાહે તો તમને ફના કરી નાખે અને તમારા બદલે બીજાઓને લાવી વસાવે; અને અલ્લાહ તેમ કરવા માટે સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

૧૩૪. જે કોઈ દુનિયાનો બદલો ચાહે છે તો અલ્લાહની પાસે દુનિયાનો બદલો હાજર છે અને આખેરતનો પણ; અને અલ્લાહ મહાન સાંભળનાર (અને) નિહાળનાર છે.

રૂકુઅ ૨૦ ૧૩૫. હે ઈમાન લાવનારાઓ! તમે હંમેશા ન્યાયને વળગી રહી અલ્લાહ માટે સાક્ષી આપનારા બનો, પછી ભલેને તે (સાક્ષી) તમારા પોતાની અથવા (તમારા) માબાપ અને સ્નેહીઓ વિરૂદ્ધ કેમ ન હોય; જો (તેમનાંમાં કોઇ) ધનવાન હોય કે મોહતાજ, દરેક હાલતમાં અલ્લાહ (મહેરબાની કરવામાં) બન્નેને સૌ કરતાં વધુ નજીક છે; માટે તમે તમારી મનોવાસનાને આધીન થાઓ નહિ, કે જેથી તમે ઇન્સાફ કરી ન શકો; પણ જો તમે સાક્ષી આપવામાં જીભ દબાવશો અથવા મોઢું ફેરવી લેશો, તો જે કાંઈ પણ તમે કરશો તેનાથી અલ્લાહ બેશક સારી પેઠે વાકેફ છે.

૧૩૬. હે ઈમાન લાવનારાઓ! તમે અલ્લાહ પર તથા તેના રસુલ પર અને તે કિતાબ પર જે તેણે પોતાના રસુલ પર ઉતારી છે અને તે કિતાબ પર કે જે તેણે પ્રથમ ઉતારી છે ઈમાન લાવો; અને જે કોઈ અલ્લાહનો તથા તેના ફરિશ્તાઓનો તથા તેની કિતાબોનો તથા તેના

રસુલોનો અને છેલ્લા દિવસનો ઇન્કાર કરશે, તે ખરેજ સન્માર્ગથી ઘણે વેગળે ભટકી જશે.

૧૩૭. નિસ્સંશય જે લોકો ઈમાન લાવ્યા (અને) પાછા ઈમાનથી ફરી ગયા, પછી પાછા ઈમાન લાવ્યા અને પાછા ઈમાનથી ફરી ગયા, પછી પોતાના નાસ્તિકપણામાં વધારો કર્યો તો અલ્લાહ એવો નથી કે તેવાઓને માફ કરે અને ન એ કે તેમને સન્માર્ગે પહોંચાડે.

૧૩૮. (હે રસુલ!) તે દાંભિકોને આ ખુશખબર સંભળાવી દે કે ખરેજ તેમના માટે દુ:ખદાયક અઝાબ છે:

૧૩૯. કે જેઓ મોમીનોને છોડી નાસ્તીકોને મિત્ર બનાવે છે; શું તેઓ તેમની પાસે ઈઝ્ઝત શોધે છે? પણ નિસ્સંશય સઘળી ઈઝ્ઝત તો અલ્લાહને માટેજ છે.

૧૪૦. અને ખરેજ તે તમારા ઉપર કિતાબમાં આ હુકમ ઉતારી ચૂકયો છે કે જે વખતે તમે સાંભળો કે અલ્લાહની આયતોનો ઈન્કાર કરવામાં આવે છે અને તેની હાંસી ઉડાડવામાં આવે છે, તો તમે એવા લોકો પાસે બેસી ન રહો જ્યાં સુધી કે તેઓ બીજી કોઇ વાતચીત શરૂ કરે નહિ; નહિતર તમે પણ તે હાલતમાં તેમનાજ જેવા થઇ જશો; બેશક અલ્લાહ સઘળા દાંભિકો અને નાફરમાનોને જહન્નમમાં ભેગાં કરનાર છે:

૧૪૧. જેઓ (તમારા પર કોઇ મુસીબત આવી પડવાની) વાટ જોતા રહે છે; પછી જ્યારે અલ્લાહ તરફથી તમારો વિજય થાય છે ત્યારે કહે છે કે શું અમે તમારી સાથે ન હતા? અને જો નાફરમાનોને લાભ મળી જાય છે ત્યારે કહે છે કે શું અમે તમારા પર વિજયી થઇ ગયા ન હતા?[1] અને (તે પછી) શું અમોએ તમને મોમીનોથી

---

૧. દાંભિકો મુસલમાનોની સાથે રહીને અને જો તેઓની જીત થાય તો ગનીમતના માલમાંથી ભાગ પડાંવવા માટે કહેતા કે શું અમે તમારી સાથે ન હતા અને જ્યારે નાસ્તિકોને કાંઇ લાભ મળતો તો તેઓ પાસેથી પણ ભાગ પડાવવા માટે કહેતા કે શું મુસલમાનો તમારા પર વિજયી થઇ જતા ન હતા, અને શું અમે તમને તેમનાથી બચાવ્યા નહિ. માટે અમને પણ તમારા લાભમાંથી ભાગ આપો.

બચાવ્યા ન હતા? પછી અલ્લાહ કયામતના દિવસે તમારી વચ્ચે ફેંસલો કરી દેશે; અને અલ્લાહ ઈમાન ન લાવનારાઓને મોમીનો પર હરગીઝ તક આપશે નહિ.

રૂકુઅ ૨૧ ૧૪૨. બેશક દાંભિકો અલ્લાહને ધોકો આપવાના પ્રયત્ન કરે છે પણ તે (અલ્લાહ) તેમનેજ ધોકો આપનાર છે; અને જે વેળા તેઓ નમાઝ માટે ઉભા થાય છે તો આળસાઇથી ઉભા થાય છે; લોકોને દેખાડવા માટેજ ઉભા થાય છે અને અલ્લાહનો ઝિક્ર ઘણાજ થોડો કરે છે:

૧૪૩. તેઓ (ઇમાન અને બેઇમાની)ની વચ્ચે ડામાડોળ છે, ન આ તરફ છે ન પેલી તરફ; અને જેનાથી અલ્લાહ હિદાયતની તોફીક ખુંચવી લે છે તો તું તેના માટે હરગીઝ કોઇ માર્ગ મેળવી શકશે નહિં.

૧૪૪. હે ઈમાન લાવનારાઓ! મોમીનોને મૂકી નાસ્તિકોને મિત્ર બનાવો નહિ; શું તમે એમ ચાહો છો કે તમારી પોતાની વિરૂદ્ધ અલ્લાહના માટે ખુલ્લી દલીલ ક્રાયમ કરી લો?

૧૪૫. નિસંશય દાંભિકો જહન્નમનાં સૌથી હેઠળનાં તબક્કામાં હશે, અને તું તેમના માટે કોઇ મદદગાર જોશે નહિ:

૧૪૬. સિવાય તેમના કે જેઓ તોબા કરી લે અને સુધારણાં કરે તથા અલ્લાહને દ્રઢતાપૂર્વક વળગી રહે અને અલ્લાહનાજ માટે પોતાના ધર્મને નિર્મળ કરી રાખે તો તેઓજ મોમીનોની સાથે રહેશે; અને અલ્લાહ મોમીનોને ઘણો મોટો બદલો આપશે.

૧૪૭. જો તમે શુક્ર કરો અને ઈમાન લાવો તો અલ્લાહ તમને શા માટે અઝાબ આપે? અને અલ્લાહ કદર કરનાર (અને) સર્વજ્ઞ છે.

---

# ભાગ ૬ ઠો.

૧૪૮. કોઇ ખુલ્લી રીતે કોઇને માટે બુરૂં બોલે તે અલ્લાહ પસંદ કરતો નથી સિવાય કે જેના ઉપર અન્યાય કરવામાં આવ્યો હોય; અને અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૧૪૯. જો તમે કોઈ નેકી જાહેરમાં કરો અથવા છુપી રીતે કરો અથવા કોઇ બુરાઇથી દરગુજર કરો તો નિસંશય અલ્લાહ પણ મહાન દરગુજર કરનાર (અને) સત્તાવાન છે.

૧૫૦. બેશક જે લોકો અલ્લાહનો તથા તેના રસુલોનો ઇન્કાર કરે છે તથા અલ્લાહ અને તેના રસુલો વચ્ચે જુદાઇ પાડવા ઇચ્છે છે અને કહે છે કે અમે કેટલાક (રસુલો)ને માનીએ છીએ અને કેટલાકોનો ઈન્કાર કરીએ છીએ, અને તેઓ આ બન્ને (કુફ્ર તથા ઇમાન) વચ્ચેનો (બીજો) એક માર્ગ ગ્રહણ કરવા ઇચ્છે છે:

૧૫૧. તેઓજ ખરેખરા નાસ્તિક છે; અને અમોએ નાસ્તિકો માટે નામોશીભર્યો અઝાબ તૈયાર કર્યો છે.

૧૫૨. અને જેઓ અલ્લાહ તથા તેના (સઘળા) રસુલો પર (એક સરખી રીતે) ઇમાન લાવ્યા છે અને તે (રસુલો) માંથી કોઇની વચ્ચે ભેદભાવ રાખતા નથી[1] તો તે (અલ્લાહ) તેમને તેમના બદલા અવશ્ય આપશે; અને અલ્લાહ મહાન ક્ષમા કરનાર (અને) દયા કરનાર છે.

૧૫૩. (હે રસુલ) કિતાબવાળાઓ તારાથી સવાલ કરે છે કે તું આકાશ પરથી તેમના ઉપર કોઇ કિતાબ ઉતારી લાવે; તો ખરેજ મુસાને (પણ) તેઓ આ કરતાંય ભારે સવાલ કરી ચૂકયા છે અર્થાત તેમણે કહ્યું હતું કે અમને અલ્લાહ પ્રત્યક્ષ દેખાડી દે; જેથી તેમના (આ) જુલમના કારણે તેમને વીજળી (ના કડાકા) એ પકડી પાડયા. વળી તેમની પાસે (તૌહીદના) પ્રત્યક્ષ પુરાવા આવી ગયા પછી પણ તેઓ વાછરડું પૂજવા લાગ્યા, છતાં અમોએ તે (ગુન્હા) થી પણ દરગુજર કરી; અને મુસાને ખુલ્લી સતા અર્પણ કરી. રૂકુઅ ૨૨

---

૧. સઘળા રસુલો અલ્લાહ તરફથી મોકલવામાં આવ્યા છે એમ માને છે.

૧૫૪. અને તેમનાથી વચન લેવા માટે તેમના પર તે (સીના) પર્વતને ઉંચો કરી (ધરી રાખ્યો) અને તેમને અમોએ કહ્યું કે (આ શહેરના) દરવાજામાંથી સિજદો કરતા દાખલ થાઓ તથા તેમને (આ પણ) કહ્યું કે "સબ્ત"[1] (શનીવાર ના દિવસ) માં અમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરો નહિ; અને (આ વિષે) અમોએ તેમની પાસેથી દ્રઢ વચન લીધું હતું.

૧૫૫. પછી તેઓના પોતાના વચન ભંગ કરવાના કારણે અને અલ્લાહની આયતોનો ઇન્કાર કરવાના કારણે અને નબીઓને વિના કારણે મારી નાખવાના કારણે (અમોએ પણ તેમને ફીટકાર્યા); વળી તેમના આ બોલો કહેવાના કારણે કે અમારા અંતઃકરણો પર પડદો છે, (જો કે તેમ નથી) બલ્કે અલ્લાહે તેમના નાસ્તિકપણાના કારણે તેમના અંતઃકરણો પર મોહોર લગાડી દીધી છે, માટે તેઓમાંથી ઘણા થોડાક સિવાય ઈમાન લાવશે નહિ.

૧૫૬. વળી તેમની નાફરમાનીના કારણે અને મરિયમ ઉપર ગંભીર આળ મુકવાના કારણે:[2]

૧૫૭. અને તેમના આ કહેવાના કારણે કે નિઃસંશય અમોએ અલ્લાહના રસુલ મરિયમના પુત્ર, ઈસા, મસીહને મારી નાખ્યો છે, જો કે તેમણે તેને ન મારી નાખ્યો અને ન શુળીએ ચઢાવ્યો પરંતુ તેમને તે (ઈસા)ના જેઓ લાગ્યો હતો; અને નિસંશય જે લોકો આ બાબતમાં મતભેદ કરે છે (અને સમજે છે કે ઈસાને શુળી પર ચઢાવવામાં આવ્યો) તો આ બાબતમાં ખરેજ તેઓ મોટી શંકામાં (પડયા) છે; કેવળ ગુમાનના અનુકરણ સિવાય તેમને આ (બાબત) માં કાંઈ જ્ઞાન નથી, અને આ તો ખાત્રીપૂર્વક છે કે તેમણે તેને કતલ કર્યો નથી:

૧૫૮. બલ્કે તેને અલ્લાહે પોતાની તરફ ઉચકી લીધો છે; અને

---

૧. યહુદીઓને શનિવારના દિવસે માછલા પકડવાની મનાઈ કરી તે દિવસને અલ્લાહની ઈબાદત માટે પાળવાની આજ્ઞા કરવામાં આવી હતી, પરંતુ તેઓ માછલાં પકડવાની લાલચને રોકી ન શકયા અને અલ્લાહના આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું.

૨. યહુદીઓએ મરિયમ ઉપર વ્યભિચારીણી હોવાનું ગંભીર આળ મુકયું હતું.

અલ્લાહ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૧૫૯. અને કિતાબવાળાઓમાંથી કોઇ પણ એવો નહિ હશે કે જે તે (મસીહ)ના મરણ પહેલાં તેના પર ઇમાન નહિ લાવે,[1] અને કયામતના દિવસે તે (મસીહ) તેમની વિરૂદ્ધ સાક્ષી આપશે.

૧૬૦. પછી યહુદીઓના જુલમોના કારણે તેમના માટે જે હલાલ વસ્તુઓ હતી તેમાંથી ઘણીએ વસ્તુઓ તેમના માટે અમોએ હરામ કરી નાખી તેમજ ઘણા લોકોને અલ્લાહના માર્ગથી રોકવાના કારણે પણ:

૧૬૧. અને વ્યાજ ખાવાના કારણે, જોકે તેની તેમને ખચીતજ મનાઇ કરવામાં આવી હતી અને લોકોનો માલ ગેરવાજબી રીતે ખાઇ જવાના કારણે (ઘણી પાક વસ્તુઓ તેમના માટે હરામ કરી દીધી); અને તેઓમાં જે ઇન્કાર કરનારા છે તેમના માટે અમોએ દુ:ખદાયક અઝાબ તૈયાર રાખ્યો છે.

૧૬૨. પરંતુ તેઓમાંથી જેઓ ધાર્મિક જ્ઞાનમાં પ્રવીણ છે તથા જેઓ ઇમાન ધરાવનારા છે તેઓ જે કાંઇ તારા પર ઊતારવામાં આવ્યું છે તેને અને જે કાંઇ તારી પહેલાં ઊતારવામાં આવ્યું છે તેને માને છે અને નમાઝ પઢનારા તથા ઝકાત આપનારા અને અલ્લાહ તથા કયામતના દિવસ પર ઇમાન લાવનારા છે તેમનેજ અમે નઝદીકમાં ઘણો મોટો બદલો આપનાર છીએ.

૧૬૩. નિસંશય અમોએ તારા ઉપર એવી રીતે વહી મોકલી છે કે જેવી રીતે નુહ પર અને તેના પછીના નબીઓ પર મોકલી હતી, અને જેવી રીતે અમોએ ઇબ્રાહીમ તથા ઇસ્માઇલ તથા ઇસ્હાક તથા યાકુબ તથા અસ્આત (ઇસ્રિાઇલના વંશજો) તથા ઇસા તથા ઐયુબ તથા યુનુસ તથા હારૂન તથા સુલયમાન પર વહી મોકલી હતી, અને દાઊદને અમોએ ઝબુર અર્પણ કરી હતી. રૂકુઅ ૨૩

૧૬૪. અને (બીજા) રસુલો (ઉપર પણ કે) જેમના કિસ્સા અમે તને પહેલાં વર્ણવી ચૂક્યા છીએ અને એવા રસુલો પણ કે જેમના

---

૧. અર્થાત જ્યારે ઇસા પાછા દુનિઆમાં આવશે ત્યારે સઘળા કિતાબવાળાઓ મુસલમાનોની જેમ તેના ઉપર ઇમાન લાવશે.

કિસ્સા અમે તને (હજી) વર્ણવ્યા નથી; અને મુસા સાથે અલ્લાહે વાતો કરવા જોગ વાતો કરી.

૧૬૫. આ રસુલો (ને અમોએ) ખુશખબર આપનારા તથા ડરાવનારા (બનાવી મોકલ્યા) હતા કે જેથી રસુલો આવ્યા બાદ અલ્લાહના શીરે માણુસોની કોઇ દલીલ ન રહેવા પામે;[1] અને અલ્લાહ ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૧૬૬. (હે રસુલ! અગર કિતાબવાળા ન માને તો પણ) અલ્લાહ તારા પર જે કાંઈ ઉતાર્યું છે તેની સાક્ષી આપે છે કે તે તેણે પોતાની જાણથી ઉતાર્યું છે, અને ફરિશ્તાઓ પણ (એ વાતની) સાક્ષી આપે છે; અને અલ્લાહની સાક્ષી પુરતી છે.

૧૬૭. બેશક જે લોકો ઇમાન નથી લાવ્યા અને જેઓ (બીજા લોકોને) અલ્લાહના માર્ગથી રોકે છે તેઓ ખરેજ ગુમરાહ થઇ ઘણે દૂર ભટકી ગયા છે.

૧૬૮. નિસંશય જે લોકોએ નાસ્તિકપણું ધારણ કર્યું તથા જુલમ પણ કર્યો તેમને અલ્લાહ હરગીઝ માફ કરશે નહિ, અને ન તેમને કોઇ માર્ગની હિદાયત કરશે:

૧૬૯. સિવાય કે જહન્નમના માર્ગની કે જેમાં તેઓ સદાને માટે રહેશે; અને અલ્લાહને માટે આ સ્હેલ છે.

૧૭૦. હે લોકો! ખરેખર (આ) રસુલ (મોહમ્મદ સ૦ અ૦ વ૦) તમારા પરવરદીગાર તરફથી તમારી પાસે સત્ય (ધર્મ) લઇને આવ્યો છે માટે તેના પર ઇમાન લાવો, (એ) તમારા માટે બેહતર છે; પણ જો તમે ઇમાન નહિ લાવો તો નિસંશય આકાશો તથા જમીનમાં જે કાંઇ છે તે સર્વ અલ્લાહનું છે; અને અલ્લાહ સર્વજ્ઞ (તથા) હિકમતવાળો છે.

૧૭૧. હે કિતાબવાળાઓ! તમારા દીનના સંબંધમાં અતિશયોક્તિ કરો નહિ અને અલ્લાહના સંબંધમાં સત્ય સિવાય બીજું કાઇ પણ કહો નહિ; મસીહ, મરિયમનો પુત્ર ઇસા અલ્લાહના એક રસુલ સિવાય

---

૧. અલ્લાહના શીરે કોઇ દલીલ રહેવા ન પામે અર્થાત તેઓને કહેવાની તક ન મળે કે અમારો વાંક નથી કારણ કે અમારી પાસે કોઈ નબી આવ્યો ન હતો.

અન્ય કોઇ નથી અને તે માત્ર તે (અલ્લાહ) નો એક (આજ્ઞાર્થક) બોલ ("કુન") છે, જેને તેણે મરિયમ તરફ ફેંકયો હતો અને તેની પેદા કરેલી એક રૂહ (આત્મા) છે; માટે અલ્લાહ તથા તેના રસુલો પર ઇમાન લાવો, અને "સલાસા" (ત્રણ ખુદા) છે એમ કહો નહિ, (અને એમ કહેવાથી) બચો એ તમારા માટે બેહતર છે; અલ્લાહ તો એક એકલો માઅબુદ છે; તે એથી પાક છે કે તેને કોઇ પુત્ર હોય; આકાશો તથા જમીનમાં જે કાંઇ છે તે તેનુંજ છે; અને અલ્લાહ કાર્યસાધકતા માટે બસ છે.

૧૭૨. મસીહ અલ્લાહનો બન્દો બનવામાં હરગીઝ હલકાઇ સમજતો નથી તેમજ નિકટના ફરિશ્તાઓ પણ; અને જે કોઇ તે (એક અલ્લાહ) ની ઇબાદત કરવાને હલકાઈ ગણે છે અને અહંકાર કરે છે તો નજીકમાંજ તે તેમને પોતાની પાસે ભેગાં કરી લેશે. રૂકુઅ ૨૪

૧૭૩. પછી જે લોકો ઈમાન લાવ્યા છે તથા સત્કાર્યો કરે છે તેમને તે તેના બદલા પૂરે પૂરા આપશે, વળી પોતાની કૃપાથી તેમને કાંઈ વધારી પણ આપશે; અને જે લોકો (અલ્લાહના બન્દા હોવામાં) હલકાઇ ગણે છે અને અભિમાન કરે છે તો તે તેમને દુ:ખદાયક અઝાબ આપશે.

૧૭૪. અને અલ્લાહ સિવાય તેઓ અન્ય કોઇને પોતાનો મિત્ર કે મદદગાર જોશે નહિ.

૧૭૫. હે લોકો! બેશક તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી (સત્યધર્મની ખુલ્લી) દલીલ આવી ચૂકી છે અને અમોએ તમારા તરફ સત્ય ખુલ્લું કરી દેખાડી દેનાર નુર (કુરઆન) ઉતાર્યું છે.

૧૭૬. પછી જે લોકો અલ્લાહ પર ઈમાન લાવ્યા તથા તે (કુરઆન) ને દ્રઢતાપૂર્વક વળગી રહ્યા, તેમને નઝદીકમાં તે પોતાની દયા તથા કૃપામાં દાખલ કરશે અને તેમને પોતાની તરફનો સીધો માર્ગ દેખાડશે.

૧૭૭. (હે રસુલ!) તેઓ તારી પાસે ફત્વો માગે છે; તું કહે કે અલ્લાહ તમને "કલાલહ"[1] ના સંબંધમાં ફત્વો આપે છે; કે જો

---

૧. "કલાલહ" અર્થાત જે પુરૂષ અથવા સ્ત્રીને મરણ સમયે માબાપ અથવા ઓલાદ ન હોય તે.

કોઈ પુરૂષ ઓલાદ (અથવા માબાપ) વિના મરણ પામે અને તેની (માત્ર) એક બ્હેન હોય તો તેને જે તે મૂકી જાય તેનો અર્ધો ભાગ મળશે, અને એવીજ રીતે તે શખસ તે બ્હેનનો વારસ થશે જો તેણીને ઓલાદ (અથવા માબાપ) નહિ હોય; પણ જો બે બ્હેનો હોય તો બન્નેને જે તે મૂકી જાય તેનો બે તૃતિઆંસ ભાગ મળશે; અને જો ભાઇ બ્હેનો હોય તો પુરૂષને બે સ્ત્રીઓની બરાબર મળશે; અલ્લાહ તમારા માટે (આ) એ કારણે સ્પષ્ટ કરીને વર્ણવે છે કે તમે ભટકી જાઓ નહિ; અને અલ્લાહ દરેક વસ્તુથી ખબરદાર છે.

---

## પ્રકરણ ૫ મું.

## સુરતુલ માએદાહ.

## ખોરાક.

મદીનામાં ઉતરેલી જેની ૧૨૦ આયતો અને ૧૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે ઇમાન લાવનારાઓ! (આપેલા) વાયદા પુરા કરો. ચોપગાં જનાવરો તમારા માટે હલાલ કરવામાં આવ્યા છે સિવાય કે જે (ની મનાઇ) તમને વાંચી સંભળાવવામાં આવી છે, પણ જ્યારે તમે એહરામ (હજના વસ્ત્રો પરિધાન કરેલી) ની હાલતમાં હો તો શિકાર (કરવા) ને હલાલ સમજશો નહિ; બેશક અલ્લાહ જેવો ચાહે છે તેવો હુકમ આપે છે.

૨. હે ઇમાન લાવનારાઓ! અલ્લાહની (નક્કી કરેલી) નિશાનીઓની અવગણના ન કરો અને ન હુરમતવાળા મહીનાની અને ન ભેટ ધરેલી કુરબાનીની અને ન ચટાપટા (હાર પહેરાવેલી) વાળી કુરબાનીની અને ન તે લોકોની કે જેઓ પોતાના પરવરદિગારની મહેરબાની તથા તેની ખુશી મેળવવાની ઇચ્છાથી તે હુરમતવાળા ઘર તરફ જતા હોય; અને જ્યારે તમે એહરામ ઉતારી નાખો ત્યારે (ભલે) શિકાર કરો; અને કોઈ કોમે તમને

મસ્જીદુલ હરામથી રોકયા તેથી તે (કોમ) પ્રતિ (ઉત્પન્ન થએલો) દ્વેષભાવ તમને ઉશ્કેરીને એ વાતનું કારણ ન બને કે તમે અત્યાચારી બની બેસો; અને નેકી તથા પરહેઝગારીમાં એક બીજાને સ્હાય કરો, અને ગુન્હા તથા શત્રુતામાં એકમેકની સ્હાય કરો નહિ અને અલ્લાહથી ડરો; બેશક અલ્લાહ સખત અઝાબ આપનાર છે.

૩. (હે લોકો!) તમારા પર મુરદાર તથા લોહી તથા સુવ્વરનું માંસ હરામ કરવામાં આવ્યું છે, અને તે જનાવર કે જેના (ઝબેહ કરવા) ઉપર અલ્લાહ સિવાય બીજા કોઈનું નામ લેવામાં આવ્યું હોય, અને જે ગર્દન મચડીને મારી નાખવામાં આવ્યું હોય અને જે પીટી પીટીને મારી નાખવામાં આવ્યું હોય, અને જે ઉંચાણ પરથી પડી મરણ પામ્યું હોય અને જે શીંગડા (લાગવા)થી મરી ગયું હોય, અને જેને હિંસક પ્રાણીઓએ ફાડી ખાધું હોય સિવાય કે જેને તમોએ (જીવ બાકી હોવાની હાલતમાં) ઝબેહ કર્યું હોય, અને જે (દેવ દેવીઓની) વેદી પર ઝબેહ કરવામાં આવ્યું હોય અને એ પણ કે જે શરત બકીને બાણો વડે ભાગ પાડી લેવામાં આવ્યું હોય; એ સર્વે આજ્ઞા ભંગ (કરવા સમાન) છે. (હે મુસલમાનો!) આજના દિવસે નાસ્તિકો તમારા દીનથી નિરાશ થઈ ગયા છે માટે તમે તેમનાથી ડરો નહિ અને મારાથીજ ડરો. આજે મેં તમારા માટે તમારો દીન પરીપૂર્ણ કરી દીધો છે અને મારી નેઅમત તમારા પર સંપૂર્ણ કરી દીધી છે અને દીને ઇસ્લામ તમારા માટે પસંદ કરી લીધો છે; પણ જે કોઈ ભૂખના કારણે વ્યાકુળ બનીને (છતાં) ગુન્હાનો હેતુ ન રાખતાં (મજકુર હરામ વસ્તુઓનો ઉપયોગ કરે) તો બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૪. (હે રસુલ!) લોકો તને પૂછે છે કે તેમના માટે શું શું હલાલ કરવામાં આવ્યુ છે? તું કહે કે તમારા માટે સઘળી પાક વસ્તુઓ હલાલ કરવામાં આવી છે, અને તમોએ શિકાર માટે કેળવેલા જનાવરોએ પકડેલા પ્રાણીઓ પણ (હલાલ છે કે જે જનાવરોને તમોએ) અલ્લાહના જણાવ્યા મુજબ કેળવ્યા હોય, માટે તેમણે પકડેલા પ્રાણીઓ પર અલ્લાહનું નામ લઇ (ઝબેહ કરી) તે ખાઓ; અને અલ્લાહથી ડરતા

રહો; નિસંશય અલ્લાહ ઘણો ઝડપી હિસાબ લેનાર છે.

૫. આજના દિવસે તમારા પર સઘળી પાક વસ્તુઓ હલાલ કરવામાં આવી છે; અને તે લોકોનો ખોરાક પણ કે જેમને કિતાબ આપવામાં આવી છે તે તમારા માટે હલાલ છે, અને તમારો ખોરાક તેમના માટે હલાલ છે; અને શિયળવંતી મોમીન સ્ત્રીઓ અને જેમને તમારી આગમચ કિતાબ આપવામાં આવી હતી તે માંહેની શિયળવંતી સ્ત્રીઓ પણ (હલાલ છે[1]), એ શર્તે કે તમોએ તેમની મહેર આપી દીધી હોય, નિકાહમાં લેવાના હેતુથી, નહિ કે વ્યભિચાર કરવા અથવા છુપો સંબંધ ધરાવવાના હેતુથી; અને જે કોઈ ઈમાનનો ઇન્કાર કરનાર હશે તેના સઘળા કર્મો એળે જશે, અને તે પરલોકમાં હાનિ ભોગવનારાઓ માંહેનો થશે.

રૂકુઅ ૨ ૬. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમે નમાઝ માટે તૈયાર થઇ જાઓ ત્યારે તમારા મોઢાં ધોઈ નાખો અને તમારા હાથ કોણીઓ સુધી (ધુઓ), અને તમારા માથાનો તથા ઘુંટી સુધી (બન્ને) પગનો મસો કરી લો; અને જો તમે (નાપાકીની હાલતમાં) નાહ્યા વિનાના હો તો (પ્રથમ) નાહી લો; અને અગર તમે માંદા હો અથવા મુસાફરીમાં હો અથવા તમારામાંથી કોઈ પાયખાનામાંથી આવ્યો હોય અથવા સ્ત્રીઓને અડકયો હોય પછી જો તમને પાણી ન મળે તો પાક માટી વડે તયમ્મુમ કરી લો અને તે વડે તમારા મોઢાં તથા તમારા બેઉ હાથનો મસો કરી લો; અલ્લાહ તમને અગવડતામાં મુકવા નથી ચાહતો બલ્કે તે તમને પવિત્ર કરવા તથા તમારા પર પોતાની નેઅમત પૂર્ણ કરવા ચાહે છે કે જેથી તમે આભારી બનો.

૭. અને અલ્લાહની જે નેઅમતો તમને (અર્પણ) થઈ છે તેની યાદ કરતા રહો અને તેનું તે વચન જે તેણે તમારી સાથે પાકું કરી લીધું છે (તે વખતે) જ્યારે તમોએ આ કહી દીધું હતું કે અમોએ સાંભળ્યું અને કબુલ કર્યું (એ પણ યાદ કરતા રહો), અને અલ્લાહથી ડરતા રહો; બેશક અલ્લાહ અંતઃકરણની વાતોથી સંપૂર્ણ માહીતગાર છે.

---

૧. અર્થાત યહુદી અને ખ્રિસ્તિ સ્ત્રીઓ સાથે પણ નિકાહ કરવા જાયજ છે એ શર્તે કે તે શિયળવંતી હોય.

૮. હે ઇમાન લાવનારાઓ! અલ્લાહના માટે ન્યાયસર સાક્ષી બનવાને તૈયાર રહો, અને ખબરદાર! કોઈ કોમની (ગમે તેવી) સખત દુશ્મનાઇ પણ તમને એ વાત ઉપર ન ઉશ્કેરે કે તમે ન્યાય ન કરો; ન્યાયથીજ વર્તો, તે પરહેઝગારીની વધુ પાસે છે, અને અલ્લાહથી ડરતા રહો; બેશક તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ સંપૂર્ણ માહીતગાર છે.

૯. જેઓ ઇમાન લાવ્યા છે અને સત્કાર્યો કરે છે તેમને અલ્લાહે વાયદો કર્યો છે કે તેમના માટે ક્ષમા તથા ઘણો મોટો બદલો છે.

૧૦ અને જે લોકો ઇન્કાર કરનારા છે અને અમારી આયતોને જુઠલાવે છે તેઓ જહન્નમવાસીઓ છે.

૧૧. હે ઇમાન લાવનારાઓ! તમારા પરની અલ્લાહની તે બક્ષીસ યાદ કરો કે જ્યારે એક કોમે પોતાના હાથો તમારા તરફ (જુલમ કરવાના હેતુથી) લંબાવવાનો ઇરાદો કર્યો હતો પણ તેણે તમારાથી તેમના હાથો રોકી દીધા હતા, અને અલ્લાહથી ડરતા રહો; અને મોમીનોએ અલ્લાહજ ઉપર ભરોસો રાખવો જોઇએ.

૧૨. અને ખચીતજ અલ્લાહે બની ઇસ્રાઇલિ પાસેથી વચન લીધું રૂકુઅ ૩
હતું અને તેમનામાં અમોએ બાર સરદારો ઉભા કર્યા હતા; અને (તેમને) અલ્લાહે ફરમાવ્યું હતું કે બેશક હું તમારી સાથે છું; અગર તમે નમાઝ પઢતા રહેશો તથા ઝકાત આપતા રહેશો તથા મારા રસુલો પર ઇમાન લાવશો તથા તેમની મદદ કરશો અને અલ્લાહને કર્ઝે હસના આપતા રહેશો તો ખચીતજ હું તમારી બુરાઇઓથી દરગુજર કરીશ અને તમને જરૂર જન્નતોમાં દાખલ કરીશ જેની હેઠળ થઇને નદીઓ વહેતી ફરે છે, છતાં ત્યાર બાદ તમારામાંથી જે કોઇ (આ આજ્ઞાઓની) અવગણના કરશે તો તે ખચીતજ સીધા માર્ગથી રવડી જશે.

૧૩. પછી તેમના વચન ભંગ કરવાના કારણે અમોએ તેમના પર ફીટકાર કર્યો અને તેમના અંતઃકરણોને સખત કરી દીધા, કારણ કે તેઓ (અમારા) શબ્દોને તેમના સ્થાનેથી બદલી નાખતા હતા અને જે વસ્તુની તેમને નસિહત કરવામાં આવી હતી તેનો કેટલોક ભાગ ભૂલી ગયા હતા, અને તેઓ માંહેના થોડાકો સિવાય બીજા સઘળાઓની કાંઇ

નહિ તો એકાદ પણ વિશ્વાસઘાતની ખબર તો તને હંમેશા મળતીજ રહેશે, છતાં તું તેમને માફ કર અને દરગુજર કર; બેશક અલ્લાહ ઉપકાર કરનારાઓને દોસ્ત રાખે છે.

૧૪. અને તે લોકોમાંથી જેઓ એમ કહે છે કે અમે નસારા (ખ્રિસ્તી) છીએ તો અમે તેમનું વચન લઇ લીધું હતું, પણ તેમને જે કાંઇ ઉપદેશ કરવામાં આવ્યો હતો તેનો એક (મોટો) ભાગ (રિસાલતે મોહમ્મદી) વીસરી ગયા છે; આથી અમોએ તેમની વચ્ચે કયામતના દિવસ સુધીની દુશ્માનાઇ અને દ્વેષ ઉભાં કરી દીધાં છે; અને તેઓ શું શું (ચાલાકી) કરતા હતા તે અલ્લાહ તેમને જણાવી દેશે.

૧૫. હે કિતાબવાળાઓ! ખરેજ અમારો રસુલ તમારી પાસે આવ્યો છે, કિતાબમાંથી જે તમે સંતાડયા કરતા હતા તેમાંથી તે તમારા પર ઘણું ખરૂં જાહેર કરી દે છે અને ઘણા ખરાથી (તમારી લાગણી ન દુખાય એ માટે) દરગુજર કરે છે; ખચીતજ તમારી પાસે અલ્લાહ તરફથી નુર અને સ્પષ્ટ કિતાબ આવી ચુકી છે:

૧૬. જે દ્વારા અલ્લાહ તે લોકોને કે જેઓ તેની મરજીનું અનુકરણ કરે છે તેમને સલામતીનો માર્ગ દેખાડે છે તથા તેમને (કુફ્રના) અંધકારમાંથી કાઢી પોતાના હુકમથી (ઇમાનની) રોશની તરફ લઇ આવે છે અને તેમને સીધા માર્ગ સુધી પહોંચાડી દે છે.

૧૭. ખરેખર! જેઓ કહે છે કે મરિયમનો પુત્ર મસીહ એજ અલ્લાહ છે તેઓએ નાસ્તિકપણું કર્યું; તું કહે કે જો અલ્લાહ મરિયમના પુત્ર મસીહ તથા તેની માને તથા જમીનમાં જે જે (કાંઇ) છે તે સર્વનો નાશ કરવાનો નિશ્ચય કરે તો તેને તેમ કરતાં કોણ રોકી શકનાર છે? અને આકાશો તથા જમીનમાં તથા જે કાંઈ તેમની વચ્ચે છે તેનો અધિકાર અલ્લાહનેજ છે; જે ચાહે છે તે પેદા કરે છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૧૮. અને યહુદીઓ તથા નસારાઓ કહે છે કે અમે અલ્લાહના પુત્રો તથા તેના પ્યારા છીએ; તું કહે કે (જો એમજ છે તો) પછી તે તમને તમારા ગુન્હાઓ બદલ કેમ શિક્ષા કરે છે? (તેમ નથી) બલ્કે

તમે પણ તેના પેદા કરેલા (ઇન્સાનો) માંહેના ઇન્સાન છો; તે જેને ચાહે છે તેને માફ કરે છે અને જેને ચાહે છે સજા કરે છે; અને સઘળા આકાશો તથા જમીન અને તેમની વચ્ચે જે કાંઈ છે તેની સત્તા અલ્લાહનેજ છે, અને (સર્વનું) છેવટનું પાછું ફરવું તેનીજ તરફ થશે.

૧૯. હે કિતાબવાળાઓ! બેશક અમારો રસુલ (અમારી આજ્ઞાઓ) તમને સ્પષ્ટ કરીને વર્ણવી સમજાવવા માટે તમારી પાસે પયગમ્બરોનું આવવું ઘણો વખત મુલત્વી રહ્યા પછી આવ્યો છે, એ માટે કે તમે એમ ન કહો કે અમારી પાસે તો ખુશખબર આપનાર તથા ડરાવનાર કોઇજ આવ્યો ન હતો, માટે હવે તો તમારી પાસે ખુશખબર આપનાર તથા ડરાવનાર ખરેજ આવી ચુકયો છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૨૦. અને (તે સમયને યાદ કરો) જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે હે મારી કોમ! અલ્લાહે તમારા પર કરેલી તે નેઅમતને યાદ કરો કે જ્યારે તમારામાં નબીઓ બનાવ્યા તથા તમને બાદશાહ બનાવ્યા અને તમને તે સઘળું આપ્યું કે જે દુનિયામાંના કોઇને પણ આપ્યું ન હતું. રૂકુઅ ૪

૨૧. હે મારી કોમ! તમે આ પવિત્ર ભૂમિમાં દાખલ થાઓ જે અલ્લાહે તમારા માટે લખી દીધી છે અને (શત્રુઓના મુકાબલા વખતે) પીઠ તરફ પાછા ફરો નહિ, નહિ તો હાનિ ભોગવનારા થઈ જશો.

૨૨. તેમણે કહ્યું કે હે મુસા! નિસંશય એ (ભૂમિ) માં તો બળવાન લોકોની એક કોમ છે, અને જ્યાં સુધી તેમાંથી તેઓ નીકળી નહિ જાય ત્યાં સુધી અમે હરગીઝ (તેમાં) દાખલ થઇશું નહિ; પણ (હા) જો તેઓ તેમાંથી નીકળી જશે તો અમે જરૂર દાખલ થઇશું.

૨૩. તેઓ માંહેના બે શખસોએ કે જેઓ (અલ્લાહથી) ડરતા હતા અને જેમને અલ્લાહે નેઅમત અર્પણ કરી હતી કહ્યું કે દરવાજામાંથી તેમના પર ધસી જાઓ, કારણ કે જ્યારે તમે તે (પવિત્ર ભૂમિ) માં દાખલ થશો તો નિસંશય તમેજ વિજયી નિવડશો, અને અગર તમે મોમીન હો તો અલ્લાહ ઉપરજ ભરોસો રાખો.

૨૪. (ફરીથી) તેમણે કહ્યું કે હે મુસા! જ્યાં સુધી તેઓ અંદર છે અમે તો અંદર નહિજ જઈએ; જેથી તું અને તારો પરવરદિગાર જાઓ અને બન્ને (જણ તેમની સાથે) લડો; અમે તો અહીંજ બેસી રહીશું.

૨૫. (મુસાએ) કહ્યું કે હે મારા પરવરદિગાર! હું કેવળ મારી જાત (પોતા)નો તથા મારા ભાઈનો અધિકાર ધરાવું છું; માટે તું અમને તે નાફરમાન લોકોથી જુદા પાડી દે (કે જેથી તેમના પાપના છાંટા અમને ન ઉડે).

૨૬. (અલ્લાહે) ફરમાવ્યું કે તેમના માથે નિસંશય તે ભૂમિ ચાલીસ વર્ષ સુધી હરામ કરી દેવામાં આવશે, (જેથી) તેઓ પૃથ્વી પર (માર્યા માર્યા) ભટકયા કરશે; માટે તું તે નાફરમાન લોકોની (અવદશા) પર ખેદ કરીશ નહિ.

રૂકુઅ ૫ ૨૭. અને (હે રસુલ!) તું તેમને આદમના બન્ને બેટાઓની ખરી હકીકત વાંચી સંભળાવ કે જ્યારે તેમણે (પોત પોતાની) કુરબાની રજુ કરી ત્યારે તે બન્નેમાંથી એક (હાબીલ)ની તો કબુલ થઈ અને બીજા (કાબીલ)ની કબુલ થઈ નહિ; જેથી તેણે (ઇર્ષાથી) કહ્યું કે હું જરૂર તને મારી નાખીશ; (હાબીલે) કહ્યું કે અલ્લાહ તો પરહેઝગારોનીજ કુરબાની કબુલ કરે છે.

૨૮. અગર તું તારો હાથ મને મારી નાખવાના ઇરાદાથી મારા તરફ લંબાવશે તો પણ હું મારો હાથ તને મારી નાખવાના હેતુથી તારી તરફ લંબાવનાર નથી; નિસંશય હું તો સઘળી દુનિઆઓના પરવરદિગારથી ડરૂં છું.

૨૯. નિસંશય હું તો એજ ચાહું છું કે મારો અને તારો (યાને આપણા બન્નેનો) ગુન્હો તું (એકલો)જ ભોગવે કે જેથી તું જહન્નમ-વાસીઓ માંહેનો થઈ જાય, અને જુલમગારોનો બદલો એજ છે.

૩૦. પછી તેના અંતઃકરણે તેના માટે તેના ભાઈનું ખુન કરવાનું કાર્ય સહેલું કરી દીધું જેથી તેણે તેને મારી નાખ્યો એટલે તે હાનિ ભોગવનારાઓ માંહેનો થઈ ગયો.

૩૧. પછી અલ્લાહે એક કાગડાને મોકલ્યો જે ભૂમી ખોતરવા લાગ્યો એ માટે કે તેને દેખાડે કે તે પોતાના ભાઇની અવદશા (લાશ) ને કેવી રીતે છુપાવે. (એ જોઇ) (કાબીલ) કહેવા લાગ્યો, હાય ખરાબી મારી! શું હું આ કાગડા જેવો થવાને પણ અશક્ત છું કે મારા ભાઇની અવદશા (લાશ) ને સંતાડી પણ ન શકું! સારાંશ કે તે પસ્તાવો કરનારાઓ માંહેનો થઇ ગયો.

૩૨. આ કારણે અમોએ બની ઇસરાઈલ પર લાઝિમ કરી દીધું કે જે કોઇ કોઇ જીવને બીજા જીવના (ખુન કરવાના) બદલા સિવાય અથવા ભૂમિમાં ફસાદ કર્યા સિવાય મારી નાખે તો જાણે તેણે સઘળા માણસોને મારી નાખ્યા; અને જેણે એક જીવને જીવતદાન દીધું તો તેણે જાણે સઘળા માણસોને જીવતદાન આપ્યું; અને ખરેખર અમારા રસુલો તેમની પાસે પ્રત્યક્ષ નિશાનીઓ લઇને આવ્યા હતા, પછી તે બાદ પણ તેઓ માંહેના ઘણા ખરા ભૂમિમાં અમર્યાદિત પણે વર્તતા રહે છે.

૩૩. તે લોકો કે જેઓ અલ્લાહ અને તેના રસુલથી લડે છે તથા ભૂમિમાં ફસાદ ફેલાવવાના પ્રયત્ન કરે છે, તેમનો બદલો એજ છે કે તેમને મારી નાખવામાં આવે અથવા તેમને સૂળીએ ચઢાવવામાં આવે અથવા તેમના હાથ તથા પગ ઉલટા સુલટા કાપી નાખવામાં આવે અથવા તેમને દેશપાર કરવામાં આવે; આ તો તેમની આલોકની ફજેતી છે અને પરલોકમાં તો તેમના માટે ઘણો મોટો અઝાબ છે:

૩૪. સિવાય કે જેઓ તોબા કરે એ પહેલાં કે તમે તેમના પર કાબુ મેળવો, માટે તમે આ જાણી લો કે અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૩૫. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહનો ભય રાખો અને તેના રૂકુઅ ૬
સુધી (પહોંચવા) નો આધાર શોધો તથા તેના માર્ગમાં અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરો કે જેથી તમે સફળતા મેળવો.

૩૬. બેશક જેમણે નાસ્તિકપણું ધારણ કર્યું તેઓ અગર જે કાંઇ જમીનમાં છે તે સઘળું તેમનું હોય અને તેટલુંજ બીજું પણ તેમની પાસે હોય અને તે સઘળું કયામતના દિવસના અઝાબથી બચવા માટે

બદલામાં આપવા ચાહે તો પણ તેમનો એ (બદલો) સ્વીકારવામાં આવશે નહિ, અને તેમના માટે દુઃખદાયક અઝાબ છે.

૩૭. તેઓ આગમાંથી નીકળી (નાસી) જવાનો ઇરાદો કરશે છતાં તેઓ તેમાંથી નીકળી શકશે નહિ, અને તેમના માટે કાયમની શિક્ષા હશે.

૩૮. ચોરી કરનાર પુરૂષ અને ચોરી કરનાર સ્ત્રી હોય તો બન્નેના હાથ કાપી નાખો, આ તેમની કરણીનો બદલો (અને) અલ્લાહ તરફથી ધડારૂપ શિક્ષા છે; અને અલ્લાહ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૩૯. પછી જે કોઇ પોતાની સખ્તાઇ (અર્થાત ગુન્હા ભર્યા કાર્ય) પછી પશ્ચાતાપ કરે અને (પોતાની ચાલ) સુધારે તો બેશક અલ્લાહ તેની તોબા સ્વીકારી લેશે; નિસંશય અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૪૦. શું તું નથી જાણતો કે આકાશો તથા જમીનની બાદશાહત અલ્લાહનીજ છે? તે જેને ચાહે છે અઝાબ આપે છે અને જેને ચાહે છે માફ કરે છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૪૧. હે રસુલ! જે લોકો નાસ્તિકપણું કરવામાં પ્રયત્ન કરે છે એ (બનાવ) તને દિલગીર કરે નહિ (અને) તેઓ માંહેના કેટલાક તો એવા છે કે જેઓ મુખેથી કહે છે કે અમે ઇમાન લાવ્યા છીએ જો કે તેમના અંતઃકરણો ઇમાન લાવ્યાજ નથી, અને યહુદીઓ માંહેના કેટલાક (એવા છે) કે જેઓ ખોટો અર્થ ઉપજાવવા (ના હેતુથી) મોટા સાંભળનાર છે (આ) સાંભળનારાઓ (જાસુસો છે) બીજી કોમો માટે કે જેઓ હજી તારી પાસે આવ્યા નથી; તેઓ શબ્દોને તેના મૂળ સ્થાનેથી બદલી નાખે છે, (અને) કહે છે કે જો તમને આ (હુકમ) આપવામાં આવે તો તે ગ્રહણ કરી લેજો અને જો તમને તે (હુકમ) આપવામાં ન આવે તો (તેથી) ચેતજો; અને જેને અલ્લાહ ભુલાવામાં નાખવા ચાહે તો તું હરગીઝ અલ્લાહને ત્યાં તેના સંબંધમાં કાંઇ સત્તા ધરાવતો નથી; એજ તે લોકો છે કે જેમના અંતઃકરણોને અલ્લાહે શુદ્ધ કરવા ઇચ્છયું નથી; દુનિયામાં તેમના માટે ફજેતી છે અને આખેરતમાં તેમના માટે ઘણો મોટો અઝાબ છે.

૪૨. (તેઓ) અસત્યના મોટા સાંભળનારા (અને) હરામના મોટા ખાનારા (છે); અગર તેઓ તારી પાસે (કોઈ સવાલના નિર્ણય માટે) આવે તો તેમની વચ્ચે ફેંસલો કરી દે અથવા તો તેમની તરફથી મોઢું ફેરવી લે, અને જો તું તેમનાથી મોઢું ફેરવી લેશે તો પણ તેઓ તારૂં હરગીઝ કાંઇ બગાડી શકશે નહિ; અને અગર નિરાકરણ કરે તો તેમની વચ્ચે ન્યાયસર નિરાકરણ કર; બેશક અલ્લાહ ન્યાય કરનારાઓને દોસ્ત રાખે છે.

૪૩. અને આ લોકો તને કેવી રીતે સરપંચ બનાવે જ્યારે કે તેમની પાસે તૌરેત (મોજુદ) છે જેમાં અલ્લાહનો (દરેક બાબતનો) નિર્ણય છે, તે છતાં (તેનાથી) પણ મોઢું ફેરવી લે છે, અને તેઓ (તૌરેતને પણ) માનતા નથી.

૪૪. બેશક અમોએ તૌરેત ઉતારી છે જેમાં હિદાયત તથા નુર છે; રૂકુઅ ૭
તે નબીઓ કે જે અલ્લાહના આજ્ઞાંકિત હતા તેઓ યહુદીઓ માટે ફેંસલા એજ (તૌરેતના હુકમો) પ્રમાણે કરતા હતા અને એવીજ રીતે અલ્લાહવાળા લોકો અને આલિમો પણ, કારણ કે તેમને અલ્લાહની કિતાબમાંથી (કેટલાક ભાગના) રક્ષક ઠરાવવામાં આવ્યા હતા અને તેઓ તેના સાક્ષી હતા; માટે તમે લોકોથી ભય ન પામો પણ મારોજ ભય રાખો અને મારી આયતોના બદલામાં નજીવી કિમ્મત મેળવો નહિ; અને જે લોકો અલ્લાહે જે ઉતાર્યું છે તે પ્રમાણે નિર્ણય ન કરે તો તેઓજ નાસ્તિકો છે.

૪૫. અને અમોએ પ્રાણના બદલે પ્રાણ તથા આંખના બદલે આંખ તથા નાકના બદલે નાક તથા કાનના બદલે કાન અને દાંતના બદલે દાંત અને એવીજ રીતે દરેક જખમનો બદલો હોય એવું તેમના પર તે (પુસ્તક તૌરેત) માં વાજીબ કરી દીધું હતું; પછી જે કોઈ માફ કરી દે તો તે તેના પોતાના ગુન્હાઓનો કફફારો (પ્રાયશ્ચિત) બની જશે; અને જેઓ અલ્લાહે જે કાંઈ ઉતાર્યું છે તે પ્રમાણે ન્યાય ન કરે તો તેઓજ અન્યાયીઓ છે.

૪૬. અને એજ નબીઓના પગલે પગલે ચાલવા અમોએ મરિયમના પુત્ર ઇસાને મોકલ્યો જે પોતાની પહેલાંની તૌરેતની સત્યતા સ્વિકારતો

હતો, અને તેને અમોએ ઈન્જીલ આપી જેમાં હિદાયત હતી અને નુર પણ, અને તે તેની પહેલાંની તૌરેતની સચ્ચાઇનું સમર્થન કરનારી પણ હતી અને પરહેઝગારો માટે હિદાયત તથા નસિહત હતી.

૪૭. અને ઈન્જીલવાળાઓને લાઝીમ છે કે અલ્લાહે તે (ઈન્જીલ) માં જે ઉતાર્યું છે તે પ્રમાણે નિર્ણય કરે; અને જેઓ અલ્લાહે ઉતારેલા (હુકમ) મુજબ નિર્ણય ન કરે તો તેઓજ નાફરમાન છે.

૪૮. અને (હે રસુલ!) અમોએ તારા ઉપર આ કિતાબ (કુરઆન) સત્યતાપૂર્વક ઉતારી છે, જે તેની આગમચની કિતાબોની સચ્ચાઈ (નું સમર્થન) કરનારી છે તથા તેમનું રક્ષણ કરનારી પણ છે, માટે અલ્લાહે જે કાંઈ ઉતાર્યું છે તે મુજબ તેમની વચ્ચે ન્યાય કર અને જે સત્ય તારી પાસે આવી ચૂકયું છે તેની અવગણના કરીને તેમની ઇચ્છિાઓને અનુસર નહિ. તમારામાંથી દરેકને માટે અમોએ એક શરીઅત (ધર્મ નિયમ) તથા સ્પષ્ટ તરીકત (પદ્ધતિ) નક્કી કરી દીધી છે અને જો અલ્લાહ ચાહતે તો તમને એકજ શરીઅતવાળી ઉમ્મત બનાવી દેતે, પરંતુ (તેમ ન કરવાનું કારણ) તેણે તમને જે કાંઈ આપ્યું છે તેમાં તમને અજમાવે, માટે નેકી કરવામાં એક બીજાથી હરીફાઈ કરો; તમો સર્વેનું પાછું ફરવું અલ્લાહનીજ તરફ છે, પછી તે જે વાતમાં તમે મતભેદ કરતા હતા તે તમને જણાવી દેશે:

૪૯. અને એ કે અલ્લાહે જે (હુકમ) ઉતાર્યો છે તેજ પ્રમાણે તેમની વચ્ચે ન્યાય કર, અને તેમની ખોટી ઇચ્છાઓને અનુસર નહિ અને તેમનાથી આ વાતની સાવચેતી રાખ કે જે કાંઈ અલ્લાહે ઉતાર્યું છે તેના કોઈ ભાગથી તેઓ તને બહેકાવે નહિ; પછી જો તેઓ મોઢું ફેરવે તો તું જાણી લે કે અલ્લાહ એવુંજ ચાહે છે કે તેમને તેમના કેટલાક ગુન્હાઓના કારણે (અઝાબમાં) સપડાવી દે; અને નિસંશય લોકોમાંથી ઘણા ખરા નાફરમાન છે.

૫૦. તો શું તેઓ (આજે પણ) આજ્ઞાનતાના કાળના[1] ન્યાયની

---

૧. અજ્ઞાનતાનો કાળ એટલે હઝરત ઇસા અ૦ સ૦ના પછીથી લઈ હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ના જમાના સુધીનો સમય.

ઇચ્છા રાખે છે? અને સંપૂર્ણ વિશ્વાસ રાખનારાઓ માટે અલ્લાહ કરતાં બેહતર ફેંસલો કરનાર કોણ છે?

૫૧. હે ઇમાન લાવનારાઓ! યહુદી તથા નસારાઓને મિત્ર બનાવો નહિ; તેઓ માંહેના (દરેક) એકમેકના મિત્ર છે; અને તમારામાંથી જે કોઈ તેમને મિત્ર બનાવશે તો નિસંશય તે તેઓ માંહેનો છે; બેશક અલ્લાહ જુલમગાર કોમને માર્ગ દેખાડતો નથી. રૂકુઅ ૮

૫૨. પછી તે લોકો કે જેમના અંતઃકરણોમાં રોગ છે તેમને તું જોશે કે તે (યહુદીઓ તથા ખ્રિસ્તી) ઓની દોસ્તી કરવામાં ઘણીજ ઉતાવળ કરે છે (અને) કહે છે કે અમે પાછા કોઈ મુસીબતમાં આવી ન જઇએ તે માટે ડરીએ છીએ; માટે પાસે છે કે અલ્લાહ વિજય અથવા બીજો કોઈ હુકમ પોતાના તરફથી જાહેર કરે કે જેથી તે (મુનાફીકો) જે કાંઈ પોતાના અંતઃકરણોમાં સંતાડી રહ્યા છે તે માટે પસ્તાવામાં પડે.

૫૩. અને તે વેળા ઇમાન લાવનારાઓ કહેશે કે શું આ તેઓજ છે કે જેઓ અલ્લાહની સખતમાં સખત સોગંદો ખાતા હતા કે જરૂર તેઓ તમારી સાથે હતા! તેમના કર્મો રદ થઈ જશે, જેથી તેઓ હાની ભોગવનારા થઈ જશે.

૫૪. હે ઇમાન લાવનારાઓ! તમારામાં જે કોઈ પોતાના ધર્મથી ફરી જશે તો (તેઓ અલ્લાહનું કાંઇજ બગાડશે નહિ) અલ્લાહ નજદીકમાં એવા લોકોને લાવી હાજર કરશે કે જેમને તે દોસ્ત રાખતો હશે અને તેઓ તેને દોસ્ત રાખતા હશે, મોમીનો તરફ તેઓ નમ્ર હશે (અને) ઇમાન નહિ લાવનારાઓ તરફ સખત, અલ્લાહની રાહમાં ધર્મયુદ્ધ કરે એવા અને કોઈ ઠપકો આપનારના ઠપકાથી ન ડરે એવા; આ અલ્લાહની કૃપા છે જેને ચાહે આપે છે અને અલ્લાહ વિશાળ જ્ઞાનનો સાહેબ છે.

૫૫. (હે ઇમાનદારો!) તમારા રક્ષક અલ્લાહ અને તેના રસુલના સિવાય કોઈ નથી અને તે લોકો પણ કે જેઓ ઇમાન લાવ્યા છે અને જેઓ નમાઝ કાયમ કરે છે તથા રૂકુઅની સ્થિતિમાં ઝકાત આપે છે.[૧]

---

૧. ઘણી તફસીરોમાં લખ્યું છે કે "રૂકુઅની સ્થિતિમાં ઝકાત આપે છે" એ હઝરત અલી અ૦ સ૦ના બારામાં આવેલ છે.

૫૬. અને જે અલ્લાહ તથા તેના રસુલને તથા મોમીનોને મિત્ર બનાવશે (તે અલ્લાહવાળાઓના ટોળામાં દાખલ છે) અને ખરેજ અલ્લાહના પક્ષવાળાજ હંમેશા વિજયી રહેશે.

રૂકુઅ ૯ ૫૭. હે ઈમાન લાવનારાઓ! તે લોકો કે જેમને તમારી પહેલાં કિતાબ આપવામાં આવી છે તેઓ માંહેના જે લોકો તમારા ધર્મને હાંસી અને રમકડું ગણે છે તેમને તથા નાસ્તિકોને દોસ્ત બનાવો નહિ; અને જો તમે મોમીન હો તો અલ્લાહથી ડરતા રહો.

૫૮. અને જ્યારે તમે (અઝાન દઈ) નમાઝ માટે બોલાવો છો ત્યારે તેની પણ ઠઠ્ઠા મશકરી કરે છે; આ એ માટે કે તેઓ એવા લોકો છે કે જેઓ સમજ ધરાવતા નથી.

૫૯. તું કહે કે હે કિતાબવાળાઓ! શું તમે એ કારણે અમારામાં એબ કાઢો છો કે અમે અલ્લાહ પર તથા જે કાંઈ અમારા પર ઉતારવામાં આવ્યું છે તેના પર તથા જે કાંઈ (અમારી) પહેલાં ઉતારવામાં આવ્યું છે તેના પર ઈમાન લાવ્યા છીએ? પણ (વાત એ છે કે) તમારામાંના ઘણા ખરા નાફરમાન છે (તેથી અમે તમારી આંખોમાં ખટકીએ છીએ).

૬૦. (હે રસુલ!) તું કહે કે શું હું તમને તેમની ખબર આપું કે જેમના માટે અલ્લાહ તરફથી આ કરતાંય વધારે ખરાબ બદલા રૂપિ સજા નક્કી થઈ ચૂકી છે? તેઓ (એ છે કે) જેમના પર અલ્લાહે ફિટકાર કરી તથા જેમના પર કોપ ઉતાર્યો અને તેઓ માંહેના કેટલાકોને વાંદરા તથા સુવ્વરો બનાવ્યા અને તેઓ માંહેના કેટલાકો શેતાનના સેવકો બન્યા; એજ લોકો છે કે જેઓ દરજ્જાની રૂએ ઘણાજ ખરાબ છે અને સન્માર્ગથી સૌ કરતાં વધારે ભટકી ગએલા છે.

૬૧. અને જે વેળા તેઓ તમારી પાસે આવે છે ત્યારે તેઓ કહે છે કે અમે તો ઈમાન લાવ્યા છીએ પણ વાસ્તવમાં તો તેઓ નાસ્તિકપણા સાથે આવે છે અને તે (નાસ્તિકપણા)ની સાથે નીકળી (ચાલ્યા) જાય છે; અને જે (દ્વેષભાવ) તેઓ સંતાડે છે તેનાથી અલ્લાહ સારી પેઠે જાણકાર છે.

૬૨. અને તું તેઓમાંથી ઘણાઓને એવી હાલતમાં જોશે કે ગુન્હા

અને અત્યાચાર કરવામાં અને હરામનો માલ ખાવામાં એક બીજાની સાથે હરીફાઈ કરે છે; ખરેજ તેઓ જે કાંઈ કરે છે તે ઘણુંજ ખરાબ કરે છે.

૬૩. અલ્લાહવાળા લોકો તથા વિદ્વાનો તેમને ગુન્હાભરી વાત કહેતાં તથા હરામનો માલ ખાતાં શા માટે અટકાવતા નથી? ખરેખર તેઓ જે કાંઇ કરે છે તે ઘણુંજ દુષ્ટ કાર્ય છે.

૬૪. અને યહુદીઓ કહે છે કે અલ્લાહનો હાથ બંધાએલો છે; (પણ) તેમનાજ હાથ બંધાઈ જાય! અને તેમના પર આ (કહેવા)ના કારણે લાનત થઈ, બલ્કે તે (અલ્લાહ)ના તો બન્ને હાથ ફેલાયલા છે, જેવી રીતે ચાહે છે અર્પણ કરે છે; અને જે કાંઈ તારા પરવરદિગાર તરફથી તારા પર ઉતારવામાં આવ્યું છે તે તેઓ માંહેના ઘણાઓની ઉદ્ધતાઈ તથા નાસ્તિકપણાને અવશ્ય વધારી મૂકશે; અને અમોએ તેમની વચ્ચે કયામત પર્યંત શત્રુવટ અને સખત કીન્નાખોરી નાખી દીધાં છે; જ્યારે જ્યારે તેઓ લડાઈની આગ સળગાવે છે ત્યારે ત્યારે અલ્લાહ તેને હોલવી નાખે છે અને તેઓ ભૂમિમાં ફસાદ ફેલાવવામાં પ્રયત્ન કરે છે; અને અલ્લાહ ફસાદ કરનારાઓને દોસ્ત રાખતો નથી.

૬૫. અને જો કિતાબ ધરાવનારાઓ ઈમાન લાવતે તથા પરહેઝગાર બનતે તો અમે તેમના ગુન્હા નાબુદ કરી નાખતે અને તેમને નેઅમતવાળી જન્નતોમાં દાખલ કરતે.

૬૬. અને જો તેઓ તૌરેત તથા ઈન્જીલને તથા જે કાંઈ (સહીફા) તેમના પરવરદિગાર તરફથી તેમના ઉપર ઉતારવામાં આવ્યા હતા તે(ની આજ્ઞાઓ) કાયમ રાખતે તો તેઓ આકાશ (પર)ની રોજી પણ ખાતે તથા જમીનની પણ;[૧] તેઓ માંહેનું એક ટોળું મધ્યમ રીતે ચાલનારૂં છે; અને તેઓ માંહેના ઘણા ખરા જે કૃત્યો કરે છે તે દુષ્ટ છે.

૬૭. હે રસુલ! જે કાંઈ તારા પરવરદિગાર તરફથી તારી તરફ ઉતારવામાં આવ્યું છે તે (લોકો સુધી) પહોંચાડી દે; અને જો તેં તેમ ન કર્યું તો જાણે તેં તેનો (કોઈ પણ) સંદેશો પહોંચાડયોજ નહિ; રૂકુઅ ૧૦

૧. પૂરતી વૃષ્ટિ તથા જમીનમાં કસ આપી ઉમદા પાક નીપજાવને.

અને અલ્લાહ તને લોકો (ના ત્રાસ) થી સુરક્ષીત રાખશે; નિસંશય અલ્લાહ ઈન્કાર કરનારી કોમને (સીધો) માર્ગ દેખાડતો નથી.[1]

૬૮. (હે રસુલ!) તું કહે કે હે કિતાબવાળાઓ! જ્યાં સુધી તમે તૌરેત તથા ઈન્જીલ તથા જે કાંઈ તમારા પરવરદિગાર તરફથી તમારા પર ઉતારવામાં આવ્યું છે તેને કાયમ નહિ રાખો ત્યાં સુધી તમે કોઈ પણ મુદ્દા (ખરા ધર્મ) પર નથીજ; અને (હે રસુલ!) જે કાંઈ તારા પરવરદિગાર તરફથી તારા પર ઉતારવામાં આવ્યું છે તે તે (લોકો) માંહેના ઘણાઓની ઉદ્ધતાઈ તથા નાસ્તિકપણાને અવશ્ય વધારી મૂકશે, માટે ઈમાન નહિ લાવનારા લોકોની દશા પર કાંઈ અફસોસ કરતો નહિ.

૬૯. નિસંશય જેઓ ઇમાન લાવ્યા છે અને જેઓ યહુદીઓ અને સાબેઈન (સિતારાને પૂજનારા) અને ખ્રિસ્તિઓ છે, જે કોઈ અલ્લાહ તથા કયામતના દિવસ પર ઈમાન લાવશે તથા સત્કાર્યો કરશે તો તેમને ન તો કાંઈ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૭૦. ખરેજ અમોએ બની ઈસ્રાઈલ પાસેથી વચન લીધું હતું અને તેમની તરફ રસુલો મોકલ્યા હતા; જ્યારે જ્યારે તેમની પાસે કોઈ એવો રસુલ (અલ્લાહનો) હુકમ લઈને આવ્યો કે જેને તેમનું મન પસંદ કરતું ન હતું ત્યારે તેમણે કેટલાકોને જુઠલાવ્યા તો કેટલાકોને મારી નાખ્યા.

૭૧. અને તેમણે એવું ગુમાન કર્યું હતું કે તે (મ કરવા) થી કાંઈ મુસીબત આવશે નહિ, જેથી તેઓ આંધળા અને બહેરા થઈ ગયા; પછી અલ્લાહે તેમની તોબા કબુલ કરી લીધી, પછી પણ તેઓ માંહેના

---

૧. ઈસ્લામના મહાન મુફસ્સીર ફખરૂદ્દીન રાઝી પોતાની તફસીરે કબીરના પાના ૪૩૧ પર લખે છે કે જ્યારે હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ છેલ્લી હજથી ફારેગ થઈ મદીના જતા હતા, અને ગદીરે ખુમ નામના સ્થળે પહોંચ્યા ત્યારે આ આયત ઉતરી; ત્યારે આપ મુસલમાનોને એકઠા કરી હઝરત અલી અ૦ સ૦ નો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું કે "જેનો હું મવલા છું તેનો અલી પણ મવલા છે. હે મારા પરવરદિગાર! જે તેને દોસ્ત રાખે તેને તું દોસ્ત રાખ, અને જે તેને દુશ્મન રાખે તેને તું દુશ્મન રાખ." આગળ ચાલતાં ફખરૂદ્દીન રાઝી લખે છે કે હઝરત ઉમર રદી૦ હઝરત અલીને મળ્યા અને કહ્યું કે મુબારક થાય આપને હે અબુ તાલીબના ફરઝંદ! આપ મારા તથા દરેક મોઅમીનના મવલા થયા.

ઘણાય આંધળા તથા બહેરા થઈ ગયા; અને તેઓ જે કાંઈ કરે છે તે અલ્લાહ નીહાળનાર છે.

૭૨. ખચીતજ તે લોકોએ નાસ્તિકપણું કર્યું જેઓ કહે છે કે બેશક અલ્લાહ એજ મરિયમનો પુત્ર મસીહ છે; જોકે મસીહિ (પોતેજ) કહ્યું હતું હે બની ઇસરાઇલિ! અલ્લાહની ઇબાદત કરો જે મારો પરવરદિગાર છે અને તમારો પણ; બેશક જે અલ્લાહની સાથે કોઇને શરીક કરશે તેના પર અલ્લાહે જન્નત હરામ કરી દીધી છે અને તેનું ઠેકાણું અગ્નિ છે; અને જુલમગારોનો કોઈ મદદગાર થશે નહિ.

૭૩. ખરેખર તે લોકો નાસ્તિક થઈ ગયા કે જેમણે કહ્યું કે નિસંશય અલ્લાહ ત્રણ (ખુદા) માંહેનો ત્રીજો (ખુદા) છે, જો કે એકજ માઅબુદ સિવાય અન્ય કોઈ માઅબુદ નથી: અને જે કાંઈ તેઓ કહે છે તેનાથી જો તેઓ અટકશે નહિ તો તેઓમાંથી જે ઈમાન ન લાવશે તેમને ખચીતજ દુ:ખદાયક અઝાબ મળશે.

૭૪. તેઓ અલ્લાહની તરફ કેમ રજુ નથી થતા તથા તેનાથી ક્ષમા કેમ નથી માગતા? જો કે અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૭૫. મરિયમનો પુત્ર મસીહ બીજો કોઈ નથી પણ એક રસુલ છે, જેની આગમચ ઘણાય રસુલો થઈ ગયા છે; અને તેની મા (મરિયમ) મહાન સત્ય બોલનારી હતી; બન્ને ખાવાનું પણ આરોગતા હતા; (હવે) વિચાર કર કે અમે તેમના માટે (અમારી) નિશાનીઓ કેટલી સ્પષ્ટ કરીને વર્ણવીએ છીએ છતાં પણ જો કે તેઓ કેવી રીતે બ્હેકી ચાલ્યા જાય છે!

૭૬. (હે રસુલ!) તું કહે કે શું તમે અલ્લાહને છોડી તે વસ્તુઓની ઈબાદત કરો છો કે જે તમારા નુકસાન કે લાભ ઉપર મુદ્દલ અધિકાર ધરાવતી નથી? અને અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે.

૭૭. (હે રસુલ!) તું કહે, હે કિતાબવાળાઓ! તમારા દીનમાં નાહક અતિશયોક્તિ ન કરો તથા તે કોમની ખાહેશોને ન અનુસરો કે જે આ પહેલાં ગુમરાહ થઈ ચૂકી છે, અને (સાથેજ બીજા) ઘણાઓને

ગુમરાહ બનાવ્યા છે અને સન્માર્ગથી ભટકી ગઈ છે.

રૂકુઅ ૧૧ ૭૮. બની ઇસરાઇલમાંથી જેઓ ઇમાન ન લાવ્યા તેમના ઉપર દાઉદ તથા મરિયમના પુત્ર ઈસાના મુખેથી લાનત કરવામાં આવી; તે એ માટે કે તેઓ નાફરમાની તથા અત્યાચાર કરતા હતા.

૭૯. જે બદી તેઓ કરતા હતા તેનાથી એક બીજાને તેઓ અટકાવતા ન હતા; (અને) ખચીતજ તેઓ જે કાંઈ કરતા હતા તે ઘણુંજ ખરાબ હતું.

૮૦. તેઓમાંથી ઘણા લોકોને તું નાસ્તિકોના મિત્ર બનતા જોશે; અને જે (વસ્તુઓ) તેમના આત્માઓએ તેમના માટે આગળ મોકલી છે તે ખચીતજ બુરી છે કે (જેથી) અલ્લાહ તેમનાથી નારાજ થયો અને તેઓ અઝાબમાં હંમેશ માટે રહેનાર છે.

૮૧. અને જો તેઓ અલ્લાહ પર તથા તેના નબી પર તથા જે કાંઈ તેના પર ઉતારવામાં આવ્યું છે તેના પર ઈમાન લાવ્યા હોત તો તેમને મિત્ર બનાવતે નહિ, પરંતુ તેઓ માંહેના ઘણા ખરા નાફરમાન છે.

૮૨. (હે રસુલ!) મોમીનોના સૌથી કટ્ટા શત્રુ તું યહુદીઓ તથા મુશ્રીકોને જોશે, અને તેઓમાંથી મોમીનોના વધારે મિત્રો તે લોકોને જોશે કે જેઓ કહે છે કે અમે ખ્રિસ્તિ છીએ; આ એ માટે કે તેઓ માંહેના કેટલાક વિદ્વાનો છે તથા કેટલાક દુરવેશો (સંસાર ત્યાગી) છે અને (વળી) આ કે તેઓ અભિમાન કરતા નથી.

---

# ભાગ ૭ મો.

૮૩. અને જ્યારે તેઓ રસુલની તરફ જે ઉતારવામાં આવ્યું છે તે સાંભળે છે ત્યારે તું તેમની આંખોમાંથી આંસુ વહી જતાં જોશે કેમકે તેમણે સત્ય પારખી લીધું છે, (અને) તેઓ કહે છે કે હે અમારા પરવરદિગાર! અમે ઈમાન લાવ્યા છીએ માટે તું અમને પણ (રસુલની સચ્ચાઈની) સાક્ષી આપનારાઓમાં લખી લે.[1]

૮૪. અને અમને શું થઈ ગયું છે કે અમે અલ્લાહ પર તથા અમારા પર આવેલા સત્ય ઉપર ઈમાન ન લાવીએ, જ્યારે કે અમને સંપૂર્ણ આશા છે કે અમને અમારો પરવરદિગાર સદાચારી લોકોમાં શામીલ કરી લેશે?

૮૫. આથી અલ્લાહે તેમને તેમની આ અરજના બદલામાં જન્નતો આપી દીધી જેની હેઠળ નદીઓ વહે છે, જેમાં તેઓ હંમેશને માટે રહેશે; અને નેકી કરનારાઓનો બદલો એજ છે.

૮૬. અને જે લોકો ઈમાન નથી લાવતા તથા જેઓ અમારી નિશાનીઓ જુઠલાવે છે તેઓજ જહન્નમવાસીઓ છે.

૮૭. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહે તમારા માટે જે પાક વસ્તુઓ હલાલ ઠરાવી છે તેમને હરામ ન ઠરાવો અને હદ બહાર જાઓ નહિ; બેશક અલ્લાહ હદ બહાર જનારાઓને દોસ્ત નથી રાખતો. રૂકુઅ ૧૨

૮૮. અને જે હલાલ તથા પાક રોજી તમને અલ્લાહે આપી છે તેમાંથી ખાઓ પીઓ, અને અલ્લાહ કે જેના પર તમે ઈમાન લાવ્યા છો તેનાથી ડરતા રહો.

૮૯. અલ્લાહ તમારી અનિશ્ચિત પ્રતિજ્ઞાઓ માટે તમારાથી જવાબ માગશે નહિ, પરંતુ તે પ્રતિજ્ઞાઓ જે તમે જાણી જોઈને ઈરાદાપુર્વક લીધી હોય (તેનો જવાબ તમારી પાસેથી માગશે); માટે આવી પ્રતિજ્ઞા (ભંગ કરવાનો) કફ્ફારો (પ્રાયશ્ચિત) દસ નિરાધારોને મધ્યમ પ્રકારના

---

૧. આ આયત જે ખ્રિસ્તિઓ હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ઉપર ઈમાન લાવ્યા હતા તેમના બારામાં છે.

ખાણુંમાંથી કે જે તમે તમારા કુટુંબીઓને ખવડાવો છો તે ખવડાવવાનું, અથવા દસ નિરાધારોને લુગડાં પહેરાવવાનું, અથવા એક ગુલામ આઝાદ કરવાનું છે; પણ જેને આ (વસ્તુઓ) મળી ન શકે તો તે ત્રણ દિવસના રોઝા રાખે; આ પ્રાયશ્ચિત તમોએ ખાધેલી સોગંદો માટે છે; અને તમારી સોગંદોનું રક્ષણ (પાલન) કરતા રહો. આવી રીતે અલ્લાહ પોતાની આયતો તમારા માટે સ્પષ્ટ કરીને વર્ણવે છે કે જેથી તમે આભાર માનનારા થાઓ.

૯૦. હે ઈમાન લાવનારાઓ! શરાબ તથા જુગાર તથા સ્થાપિત કરેલી મુર્તિઓ (સામે કરવામાં આવતી કુરબાની) તથા બાણ પર લેવાતી સોરટી એ શેતાનના નાપાક કાર્યો માંહેના (કાર્યો) છે; માટે તમે તેનાથી બચતા રહો કે કદાચને તમે સફળતા મેળવો.

૯૧. એ સિવાય બીજું કાંઈજ નથી કે શેતાન તમારી વચ્ચે શરાબ તથા જુગાર વડે શત્રુતા અને દ્વેષ નાખવા ઈચ્છે છે અને તમને અલ્લાહની યાદ તથા નમાઝ અદા કરતાં અટકાવે છે; તો પણ શું તમે (તેને અનુસરતા) અટકશો નહિ?

૯૨. અને અલ્લાહની આજ્ઞા માનતા રહો તથા રસુલની પણ આજ્ઞા માનતા રહો અને (નાફરમાનીથી) સાવચેત રહો; પછી જો તમે મોઢું ફેરવી લેશો તો સમજી લો કે અમારા રસુલના માથે તો માત્ર (અમારો) સંદેશો સ્પષ્ટ કરીને પહોંચાડી દેવાનું છે.

૯૩. જે લોકો ઈમાન લાવ્યા તથા જેઓ સત્કાર્યો કરતા રહ્યા તેમણે જે કાંઈ (હરામ થયા પહેલાં) ખાધું પીધું છે તે સંબંધી તેમના પર કાંઈ ગુન્હો નથી, એ હાલતમાં કે તેઓ ડરતા રહ્યા અને ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કરતા રહ્યા, પછી તેઓ ડરતા રહ્યા અને ઈમાન લાવ્યા, વળી પણ તેઓ ડરતા રહ્યા અને નેકી કરતા રહ્યા; અને અલ્લાહ નેકી કરનારાઓને દોસ્ત રાખે છે.

રૂકુઅ ૧૩ ૯૪. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહ તે શિકારના સંબંધમાં કે જેના સુધી તમારા હાથ તથા ભાલા પહોંચી શકે તમારી કાંઈક કસોટી કરશે કે જેથી તે જાણી લે કે તેને જોયા કર્યા વિના (તેનાથી)

કોણ ભય પામે છે; પણ તે પછી જે અતિશયોક્તિ કરશે તેના માટે દુ:ખદાયક અઝાબ છે.

૯૫. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમે અહેરામ (હજના વસ્ત્રો પહેરેલી) ની હાલતમાં હો ત્યારે શિકાર કરશો નહિ, અને તમારામાંથી જેણે જાણી જોઇને શિકાર કર્યો તો તેનો બદલો એ છે કે ચોપગાં જનાવરોમાંથી તેણે માર્યું હોય તેવુંજ એક (જાનવર) કુરબાન કરે કે જે તમારામાંથી બે ન્યાયધીશો ઠરાવે, અને એ કુરબાની કાઅબામાં પહોંચાડવામાં આવે; અથવા તેનું બીજું પ્રાયશ્ચિત (તેની કિમ્મતમાંથી જેટલા મિસ્કીનો ખાઇ શકે તેટલા) મિસ્કીનોને ખાવાનું ખવડાવવું અથવા (એટલા મિસ્કીનોની) સંખ્યાનાં સતત રોજા રાખવા કે જેથી પોતાની કરણીનું માઠું પરિણામ ચાખે; (પરંતુ આ) પહેલાં જે થઈ ચૂક્યું છે તેનાથી અલ્લાહે દરગુજર કરી દીધી છે; અને જે ફરીથી તેમ કરશે તો અલ્લાહ તેનાથી (અવશ્ય) બદલો લેશે; અને અલ્લાહ ઝબરદસ્ત બદલો લેનારો છે.

૯૬. દરઆઈ શિકાર કરવો અને તે (શિકારો) નું ખાવું તમારા માટે હલાલ કરવામાં આવ્યું છે—તમારા અને તમારા મુસાફર સાથીઓ માટે આ એક રોજીનું સાધન છે; અને જ્યાં સુધી તમે અહેરામની હાલતમાં હો ત્યાં સુધી તમારા ઉપર જમીન પરનો શિકાર હરામ કરવામાં આવ્યો છે; અને અલ્લાહથી ડરતા રહો કે જેની હજુરમાં તમે (સઘળાં) ભેગાં કરવામાં આવશો.

૯૭. અલ્લાહે હુરમત (બુઝુર્ગી) વાળા મકાન (યાને) કાઅબાને લોકો (ની શાંતિ અને સમાધાન જાળવી રાખવા) માટેનું સ્થાન બનાવ્યું છે અને એવીજ રીતે હુરમતવાળા મહીના તથા કુરબાનીઓ તથા ચટાપટાવાળી કુરબાનીને પણ (હુરમતવાળી બનાવી છે); આ એ માટે કે તમે જાણી લો કે બેશક આકાશો તથા જમીનમાં જે કાંઈ છે તે (સઘળું) અલ્લાહ જાણે છે અને આ કે અલ્લાહ દરેક વસ્તુનો જાણકાર છે.

૯૮. એ પણ સમજી લો કે અલ્લાહ સખતમાં સખત શિક્ષા કરનારો છે તેમજ અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનાર છે.

૯૯. રસુલના માથે સંદેશો પહોંચાડી દેવા સિવાય અન્ય કોઈ (જવાબદારી) નથી; અને તમે જે કાંઈ જાહેર કરો છો તથા જે કાંઈ સંતાડો છો તે અલ્લાહ જાણે છે.

૧૦૦. (હે રસુલ!) કહે કે નાપાક તથા પાક (હરામ તથા હલાલ દરજ્જામાં) સમાન હોઇ શકતાં નથી, પછી ભલેને નાપાકની વૃદ્ધિ તને અજાયબીમાં કાં ન નાખે; માટે હે બુદ્ધિશાળીઓ! અલ્લાહથી ડરતા રહેો કે કદાચને તમે સફળતા પામો.

રૂકુઅ ૧૪ ૧૦૧. હે ઈમાન લાવનારાઓ! તે વસ્તુઓ સંબંધી સવાલ ન કરો કે જે કદાચને તમારી સામે જાહેર કરીને વર્ણવવામાં આવે તો તેથી તમને દુઃખ થાય, અને જ્યારે કુરઆન ઉતરતું હોય તે સમયે અગર તમે તેના વિષે પ્રશ્ન કરશો તો તે તમારા માટે જાહેર કરી દેવામાં આવશે; (હમણા તો) અલ્લાહે તેનાથી દરગુજર કરી છે; અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) સહનશીલ છે.

૧૦૨. ખચીતજ એવા સવાલો તમારી પહેલાના લોકોએ પણ (તેમના પયગમ્બરોને) પૂછ્યા હતા, (પણ જ્યારે તે તેમને સુવિદીત કરવામાં આવ્યા ત્યારે તે મુજબ વર્તવાની ના પાડી) અને તેને લીધે તેઓ નાસ્તિકો બની ગયા.

૧૦૩. અલ્લાહે કાન ચીરેલી ઉંટણી તથા ઉંટોનો સાંઢીઓ તથા બકરીનું હલવાન બચ્ચું અને ઘણું ઘરડું ઉંટ (આ જનાવરો કુરબાની માટે) નક્કી કર્યા નથી, બલ્કે જે લોકો ઈમાન લાવ્યા નથી તેઓ અલ્લાહ વિરૂદ્ધ અસત્ય જોડી કાઢે છે; અને તેઓમાંથી ઘણાખરા સમજતા નથી.

૧૦૪. અને જે વેળા તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે ઉતાર્યું છે તેની તરફ તથા રસુલ તરફ ચાલ્યા આવો ત્યારે તેઓ કહે છે કે અમોએ જે (પ્રણાલિકા) પર અમારા બાપદાદાઓને જોયા હતા એજ અમારા માટે બસ છે; શું અગર તેમના બાપદાદા અભણ અને ગુમરાહ હતા તો પણ તેઓ તેમનાજ પગલે ચાલશે?

૧૦૫. હે ઇમાન લાવનારાઓ! તમને તો તમારા પ્રાણોનું રક્ષણ

કરવું લાઝીમ છે; જ્યારે તમે હિદાયત પામી ચૂકયા છો તો જે લોકો ગુમરાહ છે તેઓ તમને કાંઈ હાનિ પહોંચાડી શકશે નહિ;[1] તમો સર્વેનું પાછું ફરવું અલ્લાહનીજ તરફ થશે, પછી જે કાંઇ તમે કર્યા કરતા હતા તેનાથી તે તમને જાણીતા કરી દેશે.

૧૦૬. હે ઈમાન લાવનારાઓ! જ્યારે તમારામાંથી કોઈનું મૃત્યુ આવી લાગે ત્યારે વસિયતના સમયની સાક્ષી તમારા માંહેના બે જણા કે જે ન્યાયી હોય તેમની હોવી જોઇએ, અથવા જો તમે મુસાફરીમાં હો અને તમારા પર મૃત્યુની મુસીબત આવી પડે તો (જો તમારા માંહેના સાક્ષીઓ ન મળી શકે તો) બે (સાક્ષીઓ) ત્રાહીતોમાંથી હોય—તેમને નમાઝ પછી રોકી રાખો; પછી કદાચને તમને શંકા પડે તો તેઓ બન્ને અલ્લાહની સોગંદ ખાઇને કહે કે અમે અમારી સાક્ષી કોઇને બદલો લઇને વેચીશું નહિ, પછી ભલેને કોઈ નિકટનો સંબંધીજ કેમ ન હોય; અને અમે અલ્લાહ (માટે)ની સાક્ષી સંતાડીશું નહિ, (અને જો તેમ કરીશું તો) તે સ્થિતિમાં અમે ખચીતજ ગુન્હેગારો માંહેના ઠરશું.[2]

૧૦૭. પછી જો આ વાતની ખબર પડી જાય કે તેઓ (સાક્ષી આપવાના કારણે) દોષિત બની ગયા છે તો તેમના બદલે બીજા બે સાક્ષીઓ તે લોકો(ના સગાં વહાલાંઓ) માંહેના હોવા જોઇએ કે જેમનો હક પહેલા બે સાક્ષીદારોમાંથી દરેકે લેવા ઇચ્છયો હોય અને અલ્લાહની સોગંદ ખાઇને કહે કે અમારી (સાક્ષી) તે બન્ને કરતાં વધારે સાચી (અને વિશ્વાસને પાત્ર) છે અને અમોએ કોઈ જાતની અતિશયોક્તિ કરી નથી, તથાપિ જો અમોએ એવું કર્યું હોય તો અમે ખચીતજ જુલમગારોમાંથી છીએ.

૧૦૮. એ રૂઢી એ વાત માટે વધુ સંભવીત છે કે તે લોકો સાચે સાચી સાક્ષી આપે અથવા એ (વાત)થી બીએ કે (જો તેમની

---

૧. જો તમે પોતાને સુધારો અને અલ્લાહના હુકમો બજાવી લાવો તો તમારા વિરોધીઓ તમારૂં કાંઇ બગાડી શકશે નહિ.

૨. અર્થાત જો મુસલમાન સાક્ષી ન મળે તો ગેર મુસ્લીમ સાક્ષી રાખે અને તેની પાસે ઉપર મુજબની પ્રતિજ્ઞા લેવડાવે.

સાક્ષી ખોટી નીવડશે તો) તેમની સોગંદ પછી બીજાઓને સોગંદ આપવામાં આવશે; અને અલ્લાહથી ડરો અને (તેના ફરમાનો) સાંભળતા રહો; અને અલ્લાહ નાફરમાન લોકોને સરળ માર્ગ દેખાડતો નથી.

રૂકુઅ ૧૫ ૧૦૯. જે દિવસે અલ્લાહ રસુલોને ભેગાં કરીને પૂછશે (કે તમને તમારી ઉમ્મતો તરફથી મારી આજ્ઞાઓના પ્રચારનો) શો જવાબ આપવામાં આવ્યો હતો? ત્યારે તેઓ અરજ કરશે કે અમે (કેટલીક ખુલ્લી વાતો સિવાય) કાંઈ જાણતા નથી; બેશક છુપી વાતોનો સૌથી વધુ જાણનાર તુંજ છે.

૧૧૦. (તે સમયને યાદ કરો) જે વખતે અલ્લાહ ફરમાવશે કે હે મરિયમના પુત્ર ઈસા! (જરા) મારી તે નેઅમતને યાદ કર કે જે તારા પર તથા તારી મા પર (ઉતારવામાં આવી) હતી, જ્યારે મેં રૂહુલકુદુસ (જીબ્રઈલ) દ્વારા તને સબળ બનાવ્યો હતો; તું પારણામાં તથા વૃદ્ધાવસ્થામાં પણ લોકોની સાથે (એક સરખી) વાતો કરતો હતો, અને જ્યારે મેં તને તે કિતાબ તથા શરીઅત તથા તૌરેત અને ઈન્જીલનું શિક્ષણ આપ્યું હતું, અને જ્યારે તું મારા હુકમથી પલાળેલી માટીમાંથી પક્ષીનો આકાર બનાવતો હતો પછી તેમાં ફુંક મારતો હતો ત્યારે તે મારા હુકમથી (જીવતું જાગતું) પક્ષી બની જતું હતું, અને તું જન્મના આંધળા તથા કોઢીલાઓને મારી આજ્ઞાથી સાજા કરી દેતો હતો, અને જ્યારે તું મરી ગએલાઓને મારા હુકમથી જીવતા કરી દેતો હતો, અને જ્યારે મેં બની ઈસરાઈલને તને ઈજા પહોંચાડતા અટકાવ્યા કે જ્યારે તું તેમની પાસે પ્રત્યક્ષ દલીલો લઈને આવ્યો હતો, પછી તેઓમાંથી કેટલાક નહિ માનનારાઓ કહેવા લાગ્યા કે આ તો કાંઈજ નથી પણ ખુલ્લો જાદુ છે.

૧૧૧. અને (યાદ કરો કે) જ્યારે મેં હવારીઓને પ્રેરણા આપી કે તમે મારા પર તથા મારા રસુલ પર ઈમાન લાવો, ત્યારે તેમણે અરજ કરી કે અમે ઈમાન લાવ્યા અને તું સાક્ષી રહે કે અમે ખરેજ (તારી આજ્ઞાને) આધીન થઈએ છીએ.

૧૧૨. (તે વખતને યાદ કરો) જ્યારે હવારીઓએ કહ્યું કે હે મરિયમના પુત્ર ઈસા! શું તારા પરવરદિગારથી આ થઈ શકે છે કે

અમારા માટે આકાશ પરથી માએદા (નેઅમતોથી ભરેલો થાળ) ઉતારે? (ઈસાએ) ફરમાવ્યું કે જો તમે (સાચા) મોમીન હો તો (એવી ઇચ્છા કરતા) અલ્લાહથી ડરો.

૧૧૩. તેમણે અરજ કરી કે અમે તો એ ચાહીએ છીએ કે તેમાંથી કાંઈ ખાઈએ અને (તારી રિસાલત માટે) અમારા મનનું સમાધાન થઈ જાય અને અમે જાણી લઈએ કે તેં અમને સાચું કહ્યું છે અને તેના અમે સાક્ષી પણ બની જઈએ.

૧૧૪. ત્યારે મરિયમના પુત્ર ઈસાએ અરજ કરી કે હે મારા પરવરદિગાર! અમારા પર આકાશ પરથી ખોરાક ઉતાર કે જે અમારા પહેલાંઓ તથા પાછળનાંઓ માટે ઈદ ઠરે તેમજ તારા તરફની એક નિશાની રહે, અને અમને રોજી અર્પણ કર અને તું સર્વોત્તમ રોજીનો પહોંચાડનાર છે.

૧૧૫. અલ્લાહે ફરમાવ્યું કે હું તે તમારા પર જરૂર ઉતારનાર છું, પછી તે બાદ તમારામાંથી જે કોઈ કૃતઘ્નતા કરશે તો નિસંશય તેને અઝાબ પણ એવો આપીશ કે સૃષ્ટિમાંથી કોઈને એવો અઝાબ આપીશ નહિ.

૧૧૬. અને (તે સમયને યાદ કરો કે) જ્યારે અલ્લાહ (કયામતના દિવસે) ફરમાવશે કે હે મરિયમના પુત્ર ઈસા! શું તેં લોકોને કહ્યું હતું કે અલ્લાહ ઉપરાંત મને તથા મારી માને બીજા બે ખુદા માની લો? તે અરજ કરશે કે તારી જાત (શિર્કથી) પાક છે, મારા માટે આ હરગીઝ લાયક ન હતું કે હું એવી વાત કરતે કે જેનો મને કાંઈજ હક ન હતો; જો મેં એવું કહ્યું હોત તો ખચીતજ તું તે જરૂર જાણતે; તું મારા મનની વાત જાણે છે અને હું તારા મનની વાતથી અજાણ છું; બેશક તું સૌથી મોટો છુપી વાતોનો જાણનાર છે. રૂકુઅ ૧૬

૧૧૭. મેં તેમને તેં જે (વાતો)ની આજ્ઞા કરી હતી તે સિવાય કાંઈ પણ કહ્યું નથી (અને તે એ) કે અલ્લાહ કે જે મારો પાલનહાર અને તમારો પણ પાલનહાર છે તેની ઈબાદત કરો; અને જેટલા વખત સુધી હું તેમનામાં રહ્યો હું તેમનો સાક્ષી રહ્યો, પછી જ્યારે તેં મારી (દુનિઆમાં રહેવાની) મુદ્દત પુરી કરી દીધી ત્યારે તું પોતે તેમની દેખરેખ

રાખનાર હતો; અને તું દરેક વસ્તુની નિગેહબાની કરનાર છે.

૧૧૮. જો તું તેમને અઝાબ આપે તો નિસંશય તેઓ તારા બન્દા છે, અને જો તું તેમને માફ કરી દે તો બેશક તું ઝબરદસ્ત હિકમતવાળો છે.

૧૧૯. અલ્લાહ ફરમાવશે કે આ દિવસ તો તે છે કે સાચાઓને તેમનું સત્ય નફો પહોંચાડશે; તેમના માટે બગીચા હશે જેની હેઠળ નદીઓ વહે છે જેમાં તેઓ હંમેશ હંમેશ માટે રહેશે; અલ્લાહ તેમનાથી રાજી હશે અને તેઓ તેનાથી રાજી હશે; એજ તો સૌથી મોટી સફળતા છે.

૧૨૦. આકાશો તથા જમીનનો અને જે કાંઈ તેમનામાં છે તેનો અધિકાર અલ્લાહનેજ છે; અને તે દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

---

## પ્રકરણ ૬ ઠું.

## સુરએ અન્આમ.

## પશુ.

**મક્કામાં ઉતરેલી જેની ૧૬૬ આયતો અને ૨૦ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. સર્વ ગુણગાન તે અલ્લાહ માટે છે જેણે આકાશો તથા જમીન સર્જ્યાં છે તથા અંધકાર અને પ્રકાશ ઉત્પન્ન કર્યાં છે; છતાં જેઓ ઈમાન નથી લાવ્યા તેઓ બીજાઓને પોતાના પરવરદિગારના બરોબરીઆ ઠરાવે છે.

૨. તે (અલ્લાહ) એજ છે જેણે તમને માટીમાંથી પેદા કર્યા, પછી

તેણે (તમારા જીવનનો) એક સમય નક્કી કર્યો; અને એ નક્કી કરેલો સમય તેનીજ જાણમાં છે; છતાં તમે શંકા રાખો છો?

૩. અને એજ અલ્લાહ આકાશોમાં છે અને જમીનમાં પણ; તમારી છુપી (વાતો) ને જાણે છે અને તમારી જાહેર (વાતો) ને પણ; અને તમે જે કાંઇ કમાણી કરો છો તે પણ તે જાણે છે.

૪. અને અલ્લાહની નિશાનીઓમાંથી કોઈ પણ નિશાની તે (નાસ્તિક) ઓ પર (એવી) નથી આવી કે જેનાથી તેમણે મોઢું ફેરવ્યું ન હોય.

૫. જ્યારે પણ સત્ય તેમની પાસે આવ્યું ત્યારે તેને તેમણે અવશ્ય જુઠલાવ્યું; માટે જે સત્યની તેઓ હાંસી ઉડાડયા કરતા હતા તે આગળ જતાં તેમની સામે જાહેર થઈ જશે.

૬. શું તેમણે આ નથી જોયું કે અમોએ તેમની આગમચના જમાના-વાળાઓમાંથી કેટલીયે પેઢીઓ નાશ કરી નાખી કે જેમને જમીનમાં એવી સ્થાઈતા આપી હતી કે તેવી તમને આપી નથી, અને અમે તેમના પર આકાશમાંથી વખતો વખત જોઈતી ભરપુર વૃષ્ટિ વરસાવતા હતા, અને તેમની હેઠળ નદીઓ વહેતી કરી દીધી હતી; પછી તેમના પાપકર્મોના કારણે અમોએ તેમનો નાશ કરી નાખ્યો અને તેમની પછી નવેસરથી બીજી પેઢીઓ ઉત્પન્ન કરી દીધી.

૭. અને (હે રસુલ!) જો અમોએ તારા પર કાગળ ઉપર લખીને પણ કિતાબ ઉતારી હોત કે જેને તેઓ સ્વહસ્તે અડકી શકતે તો પણ જેઓ નાસ્તિકો છે તેઓ એમજ કહેતે કે આ તો ખુલ્લા જાદુ સિવાય બીજું કાંઈ નથી.

૮. અને તેઓ કહે છે કે આ (નબી) પર કોઈ ફરિશ્તો શા માટે ઉતારવામાં નથી આવ્યો? અને જો અમે કોઈ ફરિશ્તો ઉતારતે તો ખચીતજ સઘળો મામલો આટોપી લેવાતે, પછી તેમને સ્હેજ પણ મોહલત આપવામાં આવતે નહિ.[1]

---

૧. કુદરતના નિયમ અનુસાર ફરિશ્તા અંતિમ નિર્ણય માટેજ પૃથ્વી પર મોકલવામાં આવે છે, એટલે કે સર્વ નાશ માટે અથવા ખુશખબર આપવા માટે. જેથી એ લોકો માટે કે જેઓ દુરાચારી હતા ફરિશ્તા મોકલવામાં આવતે તો તેમનો સર્વ નાશ અનિવાર્ય બની જતે.

૯. અને અગર અમે કોઈ ફરિશ્તાને (એક રસુલ બનાવી) મોકલતે તો તેને (પણ) મનુષ્ય સ્વરૂપ બનાવતે, અને અમે તેને (પણ) એવોજ પોશાક પહેરાવતે કે જેવો તે (લોકો) પહેરે છે.

૧૦. અને (હે રસુલ!) ખરેખર તારી આગમચના રસુલોની પણ હાંસી ઉડાડવામાં આવી હતી, પછી તેઓ માંહેના જેઓ જે (વસ્તુ) ની મજાક કરતા હતા તેજ (વસ્તુએ)[1] તે હાંસી ઉડાડનારાઓને આવી ઘેરી લીધા.

રૂકુઅ ૨ ૧૧. તું કહે કે તમે જમીનમાં હરો ફરો અને પછી ધ્યાનપૂર્વક નિહાળો કે (પયગમબરોને) જુઠલાવનારાઓનો કેવો અંત આવ્યો.

૧૨. તું કહે કે જે કાંઈ આકાશો તથા જમીનમાં છે તે કોનું છે? કહે કે તે અલ્લાહનુંજ છે; તેણે પોતાની જાત પર દયા વાજીબ કરી દીધી છે; તે કયામતના દહાડે કે જે (ના આવવા)માં કાંઇજ શંકા નથી તમો સર્વેને અવશ્ય (એકી સ્થળે) ભેગાં કરશે; જે લોકોએ પોતાના આત્માઓને નુકસાન પહોંચાડયું છે તેઓ કદી પણ ઈમાન લાવશે નહિ.

૧૩. અને રાત્રી તથા દિવસમાં જે વસ્તુઓ વસે છે તે તેનીજ છે; અને તે મોટો સાંભળનાર (અને) જાણનાર છે.

૧૪. (હે રસુલ!) કહે કે શું હું અલ્લાહ કે જે આકાશો અને જમીનનો સર્જનહાર છે તેના સિવાય બીજા કોઇને હિમાયતી બનાવી લઉં જ્યારે કે તે (સઘળાઓને) ખવડાવે છે અને તેને (કોઇ) ખવડાવતું નથી? તું કહે કે મને એવી આજ્ઞા આપવામાં આવી છે કે ઇસ્લામ લાવનારાઓ માંહેનો પહેલો હુંજ બનું (અને એવી આજ્ઞા પણ આપવામાં આવી છે કે) તું કદી પણ મૂર્તિપુજકો માંહેનો થજે નહિ.

૧૫. તું કહે કે અગર હું મારા પરવરદિગારની નાફરમાની કરૂં તો નિસંશય હું (તે) મહાન દિવસના અઝાબથી ભય પામું છું.

૧૬. તે દિવસે જેના ઉપરથી તે (અઝાબ) ટળી ગયો (તો જાણી લો કે) તેના ઉપર ખરેજ તેણે દયા કરી; અને એજ ખુલ્લી સફળતા છે.

૧૭. (હે માનવિ!) જો અલ્લાહ તને કાંઈ દુઃખ પહોંચાડે તો તેના

---

૧. વસ્તુ અર્થાત અઝાબ.

સિવાય તેનો ટાળનાર કોઇ નથી; અને જો તે તને કાંઈ સુખ પહોંચાડે તો (અલબત્ત) તે દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનાર છે.

૧૮. અને તે પોતાના (સર્વ) બન્દાઓ પર સંપૂર્ણ સત્તા ધરાવે છે; અને તે મહાન હિકમતવાળો અને માહીતગાર છે.

૧૯. (હે રસુલ!) તું (એ લોકોને) કહે કે સાક્ષીની દ્રષ્ટીએ સૌથી ચઢિયાતી વિશ્વાસને લાયક વસ્તુ કઈ છે? (તેઓ તો કાંઈ ઉત્તર આપી શકશે નહિ માટે) તુંજ કહી દે કે (સાક્ષીની દ્રષ્ટીએ) અલ્લાહ (સૌથી વધુ વિશ્વાસને લાયક છે અને એજ) મારી અને તમારી વચ્ચે સાક્ષી છે; અને આ કુરઆન મારા પર વહી દ્વારા એ માટે મોકલવામાં આવ્યું છે કે તે વડે હું તમને ડરાવું અને જેની જેની પાસે આ કુરઆન પહોંચે તેને પણ; શું તમે ખરેખર સાક્ષી આપો છો કે અલ્લાહની સાથે સાથે બીજા પણ માઅબુદો છે? તું કહે કે હું તો (એવી) સાક્ષી આપતો નથી. તું કહે કે તે એકજ માઅબુદ છે અને જે જે વસ્તુઓને તમે તેની શરીક ઠરાવો છો તેનાથી હું નિસંશય પરે છું.

૨૦. જે લોકો (યહુદી તથા ખ્રિસ્તિઓ) ને અમોએ કિતાબ આપી છે તેઓ તે (હ૦ મોહમ્મદ સ૦ અ૦ વ૦) ને એવી રીતે ઓળખે છે કે જેવી રીતે તેઓ પોતાના પુત્રોને ઓળખે છે; (પરંતુ) જે લોકોએ પોતાની જાતને નુકસાન પહોંચાડયું છે તેઓ (હરગીઝ) ઈમાન લાવશે નહિ.

૨૧. અને તેના કરતાં વધારે જુલમગાર કોણ હશે કે જે અલ્લાહ રૂકુઅ
ઉપર જુઠાં આળ જોડી કાઢે અથવા તેની નિશાનીઓને જુઠલાવે; બેશક ૩
જુલમગારો સફળતા મેળવશે નહિ.

૨૨. અને જે દિવસે અમે તે સર્વ (લોકો) ને ભેગાં કરીશું પછી (અલ્લાહના) શરીક બનાવનારાઓને કહીશું કે તમારા તે સાથીઓ કયાં છે કે જેમને તમે અલ્લાહના શરીક સમજી બેઠા હતા?

૨૩. પછી તેમનું કોઈ પણ બહાનું હશે નહિ સિવાય કે તેઓ કહેશે કે અમને અલ્લાહ (યાને) અમારા પરવરદિગારના સોગંદ છે કે અમે મુશ્રીક ન હતા.

૨૪. (હે રસુલ!) વિચાર તો કર, આ (લોકો) પોતાનીજ વિરૂદ્ધ

કેવું જુઠું બોલવા લાગ્યા છે! અને જે (કાંઈ અસત્ય) તેઓ ઉપજાવી કાઢતા હતા તે તેમની પાસેથી જતું રહ્યું છે.

૨૫. અને તેઓમાંથી કેટલાક એવા પણ છે જેઓ તને કાન દઈ સાંભળે છે, અને અમોએ તેમના અંતઃકરણો પર પડદો નાખી દીધો છે કે તેઓ તે સમજીજ ન શકે અને તેમના કાનોમાં વજન (ભરી દીધું) છે; અને જો તેઓ દરેક મોજીઝો (ચમત્કાર) જોઈ લેશે તો પણ તેના પર ઈમાન લાવશે નહિ, અહી સુધી કે જ્યારે તેઓ તારી પાસે આવે છે ત્યારે તેઓ તારી સાથે માત્ર તકરાર કરે છે; જેઓ નાસ્તિકો છે તેઓ એજ કહે છે કે આ કાંઈ નથી પણ આગલા જમાનાની કહાણીઓ છે.

૨૬. તેઓ (લોકોને) તે (કુરઆનને અનુસરવા) ની અટકાયત કરે છે અને પંડે પણ તેનાથી અળગા રહે છે, જો કે (ખરી રીતે તો) તેઓ પોતાનાજ પ્રાણોને હલાકતમાં નાખે છે પણ તેમને તેનું ભાન નથી.

૨૭. અને અગર તું જોતે (તો તું થરથરીજ જતે) કે જ્યારે તેમને દોઝખની આગ ઉપર (લાવી) ઉભા કરવામાં આવશે, પછી તેઓ (તે આગને જોઈને) કહેવા લાગશે કે અમને દુનિયામાં ફરીથી મોકલવામાં આવે તો કેવું સારૂં! (એમ થાય) તો અમે અમારા પાલનકર્તાની નિશાનીઓને કદી પણ ન જુઠલાવીએ અને ઈમાન લાવનારાઓ માંહેના થઈ જઇએ.

૨૮. (નહિ, નહિ,) બલ્કે તેઓ પહેલાં જે કાંઈ સંતાડતા હતા તે તેમની સમક્ષ વિદીત થઈ જશે; અને કદાચને તેમને પાછા મોકલવામાં આવે તો પણ જે વસ્તુની તેમને મનાઈ કરવામાં આવી હતી તે તેઓ ખચીતજ ફરી પણ કરશે, અને નિસંશય તેઓ જુઠા છે.

૨૯. અને તેઓ કહે છે કે જે કાંઈ છે તે આ દુનિયાનીજ જીંદગી છે, અને અમે (પાછા) ઉઠાડવામાં આવીશું નહિ.

૩૦. અને કદાચને તું તેમને તે સમયે નીહાળતે કે જ્યારે તેમને તેમના પરવરદિગાર સમક્ષ ઉભા કરવામાં આવશે. (અને) તે (અલ્લાહ) પૂછશે કે શું આ (કયામત) ખરેખરી નથી? ત્યારે તેઓ કહેશે કે હા! અમારા પરવરદિગારની કસમ (ખરી છે). (અલ્લાહ) ફરમાવશે કે તમે (તેનો) ઈન્કાર કર્યા કરતા હતા જેથી અઝાબ (ની મજા) ચાખો.

૩૧. ખરેજ તેઓ નુકસાનમાં છે કે જેઓ અલ્લાહની હુઝુરમાં ઉભા થવાને જુઠલાવે છે; અહીં સુધી કે જ્યારે તે (કયામતની) ઘડી તેમના ઉપર અચાનક આવી લાગશે ત્યારે તેઓ કહેશે કે હાય અફસોસ અમારી કોતાહી ઉપર કે જે તે (કયામત) ના સંબંધમાં અમોએ કરી! અને તે વેળા તેમણે પોતાની કરણીનો ભાર પોતાની પીઠ ઉપર ઉચકેલો હશે; ખબરદાર થઈ જાઓ કેવો બુરો હશે તે (ભાર) કે જે તેઓએ ઉચકેલો હશે! રૂકુઅ ૪

૩૨. અને આ દુનિયાની જીંદગી રમત ગમત સિવાય બીજું કાંઈ નથી; અને જે લોકો પરહેઝગાર છે તેમના માટે ખચીતજ આખેરતનું ઘર વધારે સારૂં છે; શું તમે એટલુંય નથી સમજતા?

૩૩. તેઓ જે કાંઈ કહે છે તેનાથી તને દુ:ખ થાય છે તે અમે ખચીતજ જાણીએ છીએ; પરંતુ વાસ્તવમાં તેઓ તને જુઠલાવતા નથી પણ એ જુલમગારો અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરે છે.

૩૪. અને ખચીતજ તારી પહેલાં ઘણાય નબીઓ જુઠલાવવામાં આવ્યા હતા પણ તેમણે પોતાને જુઠલાવવા ઉપર સબર કરી અને તેમને ઈજા અપાતી રહી, અહીં સુધી કે અમારી મદદ તેમને આવી પહોંચી; અને અલ્લાહના બોલોને કોઈ બદલનાર નથી; અને ખચીતજ તારી પાસે કેટલાક પયગમ્બરોનો અહવાલ આવી ચૂકયો છે.

૩૫. અને અગર તે (નાસ્તિકો) નું મોઢું ફેરવવું તને ભારે પડતું હોય તો તું જમીનમાં કોઈ એવું કાણું (નીચે જવા માટે) અથવા આકાશ પર (ચઢવા માટે) કોઈ નીસરણી (શોધી) શકતો હોય કે જેથી તેમને કોઈ નિશાની લાવી આપી શકે (તો તેમ કર); અને અલ્લાહ ચાહતે તો ખચીતજ તે સર્વેને હિદાયત પર (ચાલવાને) ભેગાં કરી લીધા હોત; માટે તું જાહીલો માંહેનો ન થા.

૩૬. સિવાય તેના નથી કે (તારી વાત) તેઓજ કબુલ કરી લે છે કે જેઓ (ધ્યાન પૂર્વક) સાંભળે છે; અને મરણ પામેલાઓને અલ્લાહ પુન: ઉઠાડશે, પછી તેઓ તેનીજ હુઝુરમાં ફેરવવામાં આવશે.

૩૭. અને તેઓ કહે છે કે તેના પરવરદિગાર તરફથી તેના પર કોઈ નિશાની કેમ ઉતારવામાં નથી આવી? તું કહે કે બેશક અલ્લાહ એ બાબત

ઉપર સમર્થ છે કે કોઈ નિશાની ઉતારે, પણ તેઓ માંહેના ઘણા જાણતા નથી.

૩૮. અને પૃથ્વી પર કોઇ પ્રાણી એવું નથી તેમજ પોતાની બન્ને પાંખો વડે ઉડતું પક્ષી પણ એવું નથી કે જેઓ તમારી જેમ જાતિસમુહ ધરાવતાં ન હોય—અમોએ આ કિતાબમાં કોઈ પણ પ્રકારની બાબત પડતી મુકી નથી—પછી તેઓ સર્વે પોતાના પરવરદિગાર સમક્ષ ભેગાં કરવામાં આવશે.

૩૯. અને જે લોકો અમારી નિશાનીઓને જુઠલાવે છે તેઓ બહેરા તથા મુંગા (હોઈ નાસ્તિકપણાના) અંધકારમાં (પડેલા) છે; અલ્લાહ જેનાથી ચાહે છે તેનાથી હિદાયત ખુંચવી લે છે અને જેને ચાહે છે સન્માર્ગે ચઢાવી દે છે.

૪૦. (હે રસુલ!) તું કહે કે શું તમે એમ ધારી બેઠા છો કે જો અલ્લાહનો અઝાબ તમને પકડી લે અથવા તમારા પર કયામત આવી જાય તો તમે (અનેક ખુદાઓના દાવામાં) સાચા હો તો કહો કે અલ્લાહના સિવાય બીજા કોઇને (મદદ માટે) પોકારશો?

૪૧. નહિ, બલ્કે તેનેજ તમે પોકારશો, પછી તે ચાહશે તો જે વાત (ના નિરાકરણ) માટે તમોએ તેને પોકાર્યો હશે તે ટાળી દેશે, અને તમે જેમને શરીક કર્યા કરો છો તે સઘળાને (તે વખતે) ભૂલી જશો.

રૂકુઅ ૫ ૪૨. અને ખરેજ અમોએ તારી પહેલાંની ઉમ્મતો તરફ (રસુલો) મોકલ્યા હતા, પછી અમોએ તે (ઉમ્મતો) ને સખત દરિદ્રતા અને માંદગીમાં સપડાવ્યા કે કદાચને તેઓ કરગરવા લાગે.

૪૩. પછી જે વખતે અમારો અઝાબ તેમના ઉપર આવી પહોંચ્યો ત્યારે તેઓ શા માટે કરગર્યા નહિ? પણ વાત એ છે કે તેમના અંતઃકરણ સખત થઈ ગયા હતા અને જે કાર્યો તેઓ કર્યા કરતા હતા તેને શેતાને (તેમની નજરમાં) સુશોભિત બનાવી દીધા હતા.

૪૪. પછી જ્યારે તેઓ તે નસિહતને વીસરી ગયા જે તેમને કરવામાં આવી હતી તો અમોએ પણ (તેમને વધુ ઢીલ આપવા માટે) તેમના ઉપર દરેક વસ્તુના દ્વાર ઉઘાડી નાખ્યા, અહીં સુધી કે તેઓ

તે વસ્તુઓથી જ્યારે (ઘણા) ખુશ થયા કે જે તેમને આપવામાં આવી હતી ત્યારે અમોએ તેમને અચાનક પકડી લીધા, પછી (અઝાબ) આવતાંજ તેઓ નિરાશ બની રહી ગયા.

૪૫. છેવટે જુલમગારોની જડ (વંશ) કાપી નાખવામાં આવી; અને સઘળા વખાણ અલ્લાહનેજ માટે છે જે સઘળી દુનિયાઓનો પાળનારો છે.

૪૬. (હે રસુલ!) તું કહે કે શું તમે એમ સમજો છો કે જો અલ્લાહ તમારી શ્રવણશક્તિ તથા તમારી દેખવાની શક્તિ લઈ લે અને તમારા અંતઃકરણો પર મોહોર મારી દે તો અલ્લાહ સિવાય એવો કોણ માઅબુદ છે જે તમને તે (વસ્તુઓ પાછી) આપી શકે? જોઇ લે! અમે નિશાનીઓને કેવી રીતે હેરવી ફેરવીને વર્ણવીએ છીએ, છતાં તેઓ મોઢું ફેરવી ચાલ્યા જાય છે.

૪૭. કહે કે શું તમે એવું સમજો છો કે જો અલ્લાહનો અઝાબ તમારા પર ઓચિંતો અથવા ખુલ્લી રીતે આવી પડે તો જુલમગારો સિવાય બીજાઓને પણ હલાક કરવામાં આવશે?

૪૮. અને અમે રસુલોને (કોઈ બીજા હેતુસર) નથી મોકલતા પણ લોકોને ખુશખબર આપનારા તથા ડરાવનારા (તરીકેજ મોકલીએ છીએ), પછી જેઓ ઇમાન લાવે તથા સત્કાર્યો કરે તેમને ન તો કાંઈ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૪૯. અને જેઓ અમારી આયતોને જુઠલાવશે તેમને તેમની નાફરમાનીના કારણે અઝાબ પકડી લેશે.

૫૦. (હે રસુલ!) તું કહે કે હું તમને એમ તો નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે, અને ન એમ (કહું છું) કે હું અદ્રષ્ય (વાતો)નું જ્ઞાન ધરાવું છું, અને તમને ન આ કહું છું કે નિસંશય હું એક ફરિશ્તો છું, હું તો માત્ર જે મારી તરફ વહી કરવામાં આવે છે તેનેજ અનુસરૂં છું; તું કહે કે શું આંધળો અને દેખતો સમાન હોય છે? શું તમે એટલુંયે વિચારતા નથી?

૫૧. અને જે લોકો પોતાના પાલનકર્તા સમક્ષ ભેગા થવાનો રૂકુઅ ૬
ભય રાખે છે તેમને તે (કુરઆન) વડે ડરાવ-(કે) તેમના માટે તે

(અલ્લાહ)ના સિવાય ન કોઇ હિમાયતી છે ન કોઈ ભલામણ કરનાર- કે કદાચને તેઓ (ગુન્હાઓથી) બચતા રહે.

૫૨. અને જેઓ પોતાના પરવરદિગારને તેની ખુશી પ્રાપ્ત કરવાન હેતુથી સવાર સાંજ પોકારતા રહે છે તેમને તું હાંકી ન કાઢ; તેમન હિસાબ માંહેનું તારા ઉપર કાંઈ નથી તેમજ તારા હિસાબમાંથી તેમન ઉપર કાંઈ નથી, છતાં જો તું તેમને હાંકી કાઢશે તો તું જાલિમે માંહેનો થઈ જશે.

૫૩. અને એવીજ રીતે અમે કેટલાકોને કેટલાકોથી અજમાવીએ છીએ, જેથી (શ્રીમંતો ગરીબોને જોઇને) બોલી ઉઠે છે કે શું અમાર માંહેના આ એજ (નીચ) લોકો છે કે જેમના પર અલ્લાહે (ઇસ્લામન સુબુદ્ધિ આપી) ઉપકાર કર્યો છે? શું અલ્લાહ આભાર માનનારાઓથ (તમારા કરતાં) વધુ જાણકાર નથી?

૫૪. અને (હે રસુલ!) જેઓ અમારી આયતો ઉપર ઈમા રાખે છે તેઓ જ્યારે તારી પાસે આવે ત્યારે તું તેમને કહે કે તમાર ઉપર સલામ હોજો; તમારા પરવરદિગારે પોતાની જાત પર રહેમ વાજીબ કરી દીધી છે, માટે તમારામાંથી જે કોઈ અજ્ઞાનતામાં કાંઈ બ કરી બેસે અને તે બાદ પ્રાયશ્ચિત કરી લે તથા (ભૂલને) સુધારી લે ત અલ્લાહ મોટો માફ કરનાર (અને) રહેમ કરનારો છે.

૫૫. અને એવીજ રીતે અમે (અમારી) આયતોને વીગતવા વર્ણવીએ છીએ અને તે એટલા માટે કે ગુન્હાગારોનો મા (સઘળાઓ ઉપર) જાહેર થઈ જાય.

રૂકુઅ ૭ ૫૬. (હે રસુલ!) કહે કે જેમને તમે અલ્લાહના સિવાય પોકારો છે તેમની ઈબાદત કરવાની મને નિસંશય મનાઈ કરવામાં આવી છે. કહે હું તમારી ઇચ્છાઓને અનુસરીશ નહિ, (જો એમ કરૂં તો) ખચીતજ સન્માર્ગથી રખડી જાઉં અને હિદાયત પામેલાઓ માંહેનો રહું નહિ.

૫૭. તું કહે કે નિસંશય હું મારા પરવરદિગાર તરફથ રાજમાર્ગ પર છું અને તમે તેને જુઠલાવો છો; જે (અઝાબ)ન તમે ઉતાવળ કરો છો તે મારા (અધિકાર)માં નથી; અધિકાર મા

અલ્લાહનેજ છે; તે સત્યજ વર્ણવે છે અને એજ સૌથી સારો ફેંસલો કરનારો છે.

૫૮. (હે રસુલ!) કહે કે જેની તમે ઉતાવળ કરો છો તે જો મારી પાસે હોત તો ખચીતજ મારા તમારા વચ્ચેના મામલાઓનો (ક્યારનોય) અંત આવી ગયો હોત; અને અલ્લાહ જાલિમોના હાલથી સારી પેઠે વાકેફ છે.

૫૯. અને ગેબી (ખજાનાઓ)ની કુંચીઓ તેનીજ પાસે છે કે જેનાથી તેના સિવાય અન્ય કોઇ વાકેફ નથી; અને તે ખુશ્કી તથા તરીની સઘળી વસ્તુઓ જાણે છે; અને એક પાદડું પણ એવું નથી પડતું કે જેને તે જાણતો ન હોય, અને જમીનના અંધકારમાં એવું કોઇ કણ અને એવું કોઇ લીલું અગર સુકું તણખલું નથી કે જેનું વર્ણન પ્રત્યક્ષ કિતાબ (લવહે મહફુઝ[1])માં ન હોય.

૬૦. અને તે અલ્લાહ એજ છે જે રાત્રે (ઉંઘમાં) તમારી રૂહ (આત્મા) કબ્જ કરી લે છે, અને દિવસે જે કાર્યો તમે કરી ચૂક્યા હો છો તે પણ જાણે છે, પછી તે તમને તે (દિવસ)માં ઉઠાડી ઉભા કરે છે કે (જેથી જીવનનો) નક્કી કરેલો સમય પુરો થવા પામે, પછી તેનીજ હજુરમાં તમારૂં પાછું ફરવું થશે, પછી જે જે કાંઈ તમે કર્યા કરતા હતા તેનાથી તે તમને વાકેફ કરી દેશે.

૬૧. અને તે પોતાના બન્દાઓ પર સંપૂર્ણ સત્તાવાન છે અને રુકુઅ ૮
તમારા પર રક્ષણ કરનારા (ફરિશ્તા) મોકલે છે, અહીં સુધી કે જ્યારે તમારામાંથી કોઇનું મૃત્યુ આવે છે તો અમારા મોકલેલા (ફરિશ્તા)ઓ તેનો અંત લાવી મુકે છે અને તેઓ (તેમ કરવામાં) કોઈ પણ રીતે કોતાહી કરતા નથી.

૬૨. પછી તેમને અલ્લાહ (યાને) તેમના સાચા માલિક તરફ ફેરવવામાં આવે છે; ખબરદાર થાઓ! સઘળો અધીકાર તેનોજ છે અને તે સૌથી ઝડપી હિસાબ લેનારો છે.

---

૧. હદીસ પ્રમાણે લવહે મહફુઝ અલ્લાહની પાસે એક કિતાબ છે જેમાં કુલ સર્જતની નોંધ છે.

૬૩. (હે રસુલ!) તું કહે કે ખુશ્કી તથા તરીના અંધકારમાંથી તમને કોણ છુટકારો આપે છે? જ્યારે કે તમે કરગરી (કરગરી) ને અને છાનાં છાનાં (એવી) દુઆ માગો છો કે જો તે અમને આ (આફત) માંથી પાર ઉતારી દે તો ખચીતજ અમે આભાર માનનારા થઈ જઇશું.

૬૪. તું કહે કે અલ્લાહુજ તમને તે (અંધકાર) માંથી તથા દરેક વિપત્તીમાંથી છુટકારો આપે છે, છતાં ફરી પણ તમે (તેના) શરીક બનાવો છો.

૬૫. (હે રસુલ!) કહે કે તે તમારા પર (તમારા) માથા પરથી અથવા તમારા પગો હેઠળથી[1] એકાદ અઝાબ મોકલવાનો શક્તિવાન છે, અથવા તમને (જુદા જુદા) પક્ષો પાડી ગુંચવણમાં નાખી દે અને તમારામાંના કેટલાકોને કેટલાકોની લડાઇની મજા ચખાડે;[2] તું જો, અમે (અમારી) આયતોને કેવી રીતે ઉલટી સુલટી કરી વર્ણવીએ છીએ કે કદાચને તેઓ સમજી શકે.

૬૬. અને તારી કોમ તે (કુરઆન) ને જુઠલાવે છે, જોકે તે સત્યજ છે; તું કહે કે હું તમારા પર દેખરેખ રાખનારો નથીજ.

૬૭. દરેક આગાહીનો એક નક્કી કરેલો સમય છે, અને (તે) આગળ જતાં તમે જાણી લેશો.

૬૮. અને જે વખતે તું તે લોકોને અમારી આયતો (ના સંબંધ) માં ખોટી તકરારો કરતા જુએ તો તું તેમના તરફથી મોઢું ફેરવી લે, જ્યાં સુધી કે તેઓ બીજા (કોઇ) વિષય પર વાદવિવાદ શરૂ ન કરે; અને અગર શેતાન તને (તેમ કરવાનું) ભૂલાવી દે તો યાદ આવ્યા બાદ જાલિમ લોકો પાસે બેસ નહિ.

૬૯. અને જે લોકો પરહેઝગાર છે તેમના માથે તે (જાલિમો) ના

---

૧. માથા પરથી અર્થાત લુતની કોમ પર જેમ માથા પરથી પત્થરો વરસાવવામાં આવ્યા તેમ. નીચેથી અર્થાત કારૂનને જેમ જમીનમાં ધસાવી દીધો તેમ.

૨. લડાઇની મજા ચખાડે અર્થાત મોટાં મોટાં લશ્કરો ઊભાં થાય અને એક બીજાનો નાશ કરી નાખે.

હિસાબની કાંઈ પણ જવાબદારી નથી પણ એટલીજ (જવાબદારી છે) કે (તેમને) યાદ દેવડાવતા રહે કે કદાચને તેઓ (બુરાઈ કરતાં) અટકે.

૭૦. અને તે લોકો કે જેમણે પોતાના દીનને (કેવળ) રમત ગમત (નું સાધન) બનાવી રાખ્યું છે, અને આલોકના જીવને તેમને ધોકો આપ્યો છે તેમને (તેમની સ્થિતી પર) છોડી દે, અને તે (કુરઆન) દ્વારા બોધ આપતો રહે કે (જેથી એમ ન થાય કે) કોઈ વ્યક્તિ (કયામતના દિવસે) પોતાની કરેલી કમાણીઓના કારણે આપત્તિમાં સપડાઈ જાય; (તે વખતે) અલ્લાહના સિવાય તે (વ્યક્તિ) નો હિમાયતી કે ભલામણ કરનારો કોઈ પણ બનશે નહિ, અને અગર તે ગમે તેવો (મહાન) બદલો આપવા ચાહશે તો તે પણ તેના તરફથી સ્વીકારવામાં આવશે નહિ; અને તેઓ એજ છે કે જેઓ પોતાના કૃત્યોના કારણે આપત્તિમાંજ પડયા રહેવા દેવામાં આવશે, અને જે વાતનો તેઓ ઈન્કાર કર્યા કરતા હતા તે કારણે તેમના માટે ઉકળતા પાણીનું પીણું અને દુ:ખદાયક અઝાબ હશે.

૭૧. (હે રસુલ!) તું કહે કે શું અમે અલ્લાહને મૂકી તેમને પોકારીએ જે અમને ન લાભ પહોંચાડે છે ન હાનિ, અને (વળી) અલ્લાહ અમને હિદાયત કરી ચૂકયો છે તે પછી પણ તે શખસની જેમ પાછલા પગોએ ફ્રી જઇએ કે જેને શેતાનોએ જમીનમાં માર્ગ ભૂલાવી (દઇ) હેરાન (પરેશાન) કરી દીધો હોય? અને વળી તેના દોસ્ત બિરાદરો તેને સીધા માર્ગ તરફ બોલાવતા (અને આ કહેતાંજ) રહી જાય કે અમારી પાસે આવ (અમારી પાસે આવ); તું કહે કે નિસંશય અલ્લાહની હિદાયત એજ (ખરી) હિદાયત છે; અને અમને આજ્ઞા આપવામાં આવી છે કે અમે જગતના પાલનકર્તાનેજ આધીન થઇએ: રૂકુ ૯

૭૨. અને (આ આજ્ઞા પણ કરવામાં આવી છે કે) તમે નમાઝ પઢતા રહો તથા તેનાથી ડરતા રહો; અને તે એજ છે કે જેની હજુરમાં તમે એકત્ર કરવામાં આવશો.

૭૩. અને તે એજ છે જેણે આકાશો તથા પૃથ્વીને ખાસ ઈરાદા પૂર્વક સર્જ્યાં છે; અને જે દિવસે તે (કયામતના સંબંધમાં) ફરમાવશે

"થઈ જા" કે તે (તરતજ) થઇ જશે.

૭૪. તેનું ફરમાન સત્ય છે; અને જે દિવસે સૂર (રણશીંગડું) ફૂંકવામાં આવશે ત્યારે તેનીજ સત્તા હશે; અદ્રષ્ય તથા પ્રત્યક્ષનો તે જાણનાર છે; અને તે મહાન હિકમતવાળો (અને) જાણકાર છે.

૭૫. અને (તે સમયને યાદ કર) જ્યારે ઇબ્રાહીમે પોતાના બાપ આઝરને કહ્યું કે શું તું મુર્તિઓને ખુદા તરીકે માને છે? ખરેજ હું તને તથા તારી કોમને ખુલ્લી ગુમરાહીમાં જોઉં છું.

૭૬. અને એવીજ રીતે અમે ઇબ્રાહીમને આકાશો તથા પૃથ્વીની સલ્તનત દેખાડવા લાગ્યા કે જેથી તે (દ્રઢ) સંપૂર્ણ વિશ્વાસ રાખનારાઓ માંહેનો થઈ જાય.[1]

૭૭. પછી જ્યારે તે (ઇબ્રાહીમ)ના પર રાત્રી પ્રસરી ગઈ ત્યારે તેણે એક તારો નિહાળ્યો. (તે જોઈ સ્વગત) કહેવા લાગ્યો કે આ મારો પરવરદિગાર છે; પણ પછી જ્યારે તે અસ્ત પામ્યો ત્યારે કહ્યું કે હું અસ્ત પામનારાઓને તો દોસ્ત રાખતો નથી.

૭૮. પછી જ્યારે ચંદ્રમાને ઉગતો જોયો (ત્યારે પુનઃ) કહ્યું આ મારો પરવરદિગાર છે; પછી જ્યારે તે પણ અસ્ત પામ્યો ત્યારે કહ્યું કે જો મારો પરવરદિગાર મને હિદાયત નહિ કરે તો ખચીતજ હું પણ ભટકેલા લોકો માંહેનો થઈ જઇશ.

૭૯. પછી જ્યારે સૂર્યને ઉગતો દીઠો ત્યારે કહ્યું કે આજ મારો પરવરદિગાર છે (કેમ કે) આ સૌ કરતાં મોટો છે; પણ જ્યારે તે (પણ) અસ્ત પામ્યો ત્યારે તેણે કહ્યું કે હે મારી કોમ! ખચીતજ હું તો આ સઘળી વસ્તુઓ કે જેમને તમે અલ્લાહની શરીક ગણો છો તેનાથી પરે (બેઝાર) છું.

૮૦. નિસંશય મેં તો શુદ્ધ અંતઃકરણે (તાબેદારી માટે) તેનીજ તરફ મોઢું ફેરવ્યુ છે કે જેણે આકાશો તથા પૃથ્વીને સર્જ્યાં છે અને હું મુશ્રીકો માંહેનો નથી.

---

૧. આ બધું એટલા માટે દેખાડયું કે અલ્લાહ સિવાય કોઇ પણ વસ્તુ જમીન, સૂર્ય, ચંદ્ર, તારાઓ વિગેરે કોઈ ઇબાદતને લાયક નથી એ સાબિત થઈ જાય.

૮૧. અને તેની કોમ તેની સાથે વાદવિવાદ કરવા લાગી; ત્યારે તેણે કહ્યું શું તમે મારી સાથે અલ્લાહના સંબંધમાં તકરાર કરો છો? જોકે તેજ મને સીધો માર્ગ દેખાડી ચૂકયો છે; અને જેમને તેના શરીક ગણો છો તેમનાથી હું હરગીઝ ડરતો નથી, સિવાય કે મારો પરવરદિગાર પોતેજ કાંઈ ચાહે (જો મને નુકસાન પહોંચાડવા ચાહે તો તેની મરજી); મારા પરવરદિગારના જ્ઞાનમાં દરેક વસ્તુ સમાએલી છે; છતાં પણ તમે બોધ ગ્રહણ કરતા નથી?

૮૨. અને જે વસ્તુઓને તમે તેની શરીક બનાવો છો તેનાથી હું કેવી રીતે ભય પામું? જ્યારે તમે એ વાતથી નથી ડરતા કે અલ્લાહનો શરીક (એવાને) ઠરાવો છો કે (જેના વિષે) તેણે તમારા પર કોઈ દલીલ ઉતારી નથી; પછી જો તમે સમજ શક્તિ ધરાવતા હો તો તમેજ કહો કે બન્ને પક્ષોમાંથી કયો પક્ષ નિડર રહેવા માટે વધુ હકદાર છે?

૮૩. જેઓ ઈમાન લાવ્યા અને પોતાના ઈમાનને અન્યાય વડે ઢાંકયો નહિ તેમનાજ માટે નિડરતા છે અને તેઓજ (ખરી) હિદાયતને પામેલા છે.

૮૪. અને આ અમારી દલીલ હતી જે અમોએ ઇબ્રાહીમને તેની કોમની વિરૂદ્ધ અર્પણ કરી હતી; અમે ચાહીએ છીએ તેના દરજ્જા વધારી દઇએ છીએ; બેશક તારો પરવરદિગાર મહાન હિકમતવાળો (અને) જ્ઞાની છે. રૂકુઅ ૧૦

૮૫. અને અમોએ તેને ઇસ્હાક તથા યાકુબ અર્પણ કર્યા; (અને તે) દરેકને સીધો માર્ગ દેખાડયો, અને નૂહને પણ તે પહેલાં સન્માર્ગ દેખાડયો હતો, અને તેની ઓલાદમાંથી દાઉદ તથા સુલયમાન તથા ઐયુબ તથા યુસુફ તથા મુસા અને હારૂનને પણ; અને અમે નેકી કરનારાઓને એવીજ રીતે સારો બદલો આપ્યા કરીએ છીએ:

૮૬. અને ઝકરીઆ તથા યહયા તથા ઇસા તથા ઇલીયાસને (સન્માર્ગ દેખાડયો હતો); તેઓમાંથી દરેક સદાચારીઓ માંહેના હતા:

૮૭. અને ઈસ્માઇલ તથા યસ્આ તથા યુનુસ તથા લૂતને પણ

(સન્માર્ગ દેખાડયો હતો); અને દરેકને સર્વે જગતવાળાઓ પર શ્રેષ્ઠતા આપી હતી:

૮૮. અને તેમના બાપ દાદાઓ તથા તેમની ઓલાદ તથા તેમના ભાઇઓ માંહેનાઓને પણ (સન્માર્ગ દેખાડયો); અને અમોએ તેમને ચુંટી કાઢયા અને સન્માર્ગની અમોએ તેમને હિદાયત કરી દીધી.

૮૯. આ અલ્લાહની હિદાયત છે; અલ્લાહ તે વડે પોતાના બન્દાઓમાંથી જેને ચાહે છે તેને હિદાયત આપે છે; અને જો તેમણે (કોઇને તેનો) શરીક કર્યો હોત તો ખરેજ તેઓ જે કાંઈ (સત્કાર્ય) કરતા હતા તે સર્વે તેમના માટે નષ્ટ થઈ જતે.

૯૦. તેઓ એજ છે કે જેમને અમોએ કિતાબ તથા હિકમત તથા નબુવત અર્પણ કરી હતી; પછી જો તે (ઇમાન નહિ લાવનારા) ઓ તે (બક્ષીસ કરેલી) વસ્તુઓનો ઈન્કાર કરે તો (કાંઇ પરવાહ નથી, કારણ કે) તે અમોએ એક એવી કોમને[1] સોંપી દીધી છે કે જે તેનો (હરગીઝ) ઈન્કાર કરનારી નથી.

૯૧. તેઓ એજ (નબીઓ) છે કે જેમને અલ્લાહે સન્માર્ગ દેખાડયો છે; માટે (હે રસુલ!) તું પણ તેમને (આપેલી) હિદાયતનુંજ અનુકરણ કર; તું કહે કે હું તમારી પાસે તે (હિદાયત) માટે કાંઈ બદલો માગતો નથી; એ તો બીજું કાંઇ નથી પણ આખી દુનિયાવાળાઓ માટે એક બોધ છે.

અ ૯૨. અને તે લોકોએ અલ્લાહની કરવા જોગ કદર કરી નહિ,
૧ જ્યારે તેમણે કહ્યું કે અલ્લાહે તો કોઇ માનવી ઉપર કોઇ વસ્તુ ઉતારીજ નથી. તું કહે કે તે કિતાબ જે મુસા લાવ્યો હતો તે કોણે ઉતારી હતી, જે સર્વ મનુષ્યો માટે પ્રકાશ અને હિદાયત હતી, જેને તમોએ પાને પાના (જુદા) કરી રાખી છે (જે પાનું તમારી મતલબનું હોય) તે તમે જાહેર કરો છો અને ઘણા ખરાને સંતાડો છો. અને તમને તે (સઘળું) શીખવવામાં આવ્યું છે કે જે તમે અને તમારા બાપદાદા જાણતા ન હતા. (હે રસુલ!) કહે કે (તે) અલ્લાહેજ (ઉતારી છે); પછી તેમને

---

૧. કોમ અર્થાત મુસલમાનો.

છોડી દે કે જેથી તેઓ પોતાની અર્થહીન ચર્ચાઓમાં પડેયા રહી રમ્યા કરે.

૯૩. અને આ તે કિતાબ છે કે જેને અમોએ ઉતારી છે, તે બરકતવાળી છે, પોતાની પહેલાની કિતાબની સચ્ચાઇનું સમર્થન કરે છે, અને એટલા માટે (ઉતારી છે) કે તું મક્કાવાળા તથા તેની અતરાફમાં રહેનારાઓને ડરાવે; અને જેઓ આખેરત પર ઇમાન રાખે છે તેઓ તો તે (કુરઆન) પર પણ ઇમાન રાખે છે અને પોતાની નમાઝોનું રક્ષણ કર્યા કરે છે.

૯૪. અને તેના કરતા વધારે મોટો જાલિમ કોણ હશે કે જે અલ્લાહ ઉપર અસત્ય આળ મૂકે! અથવા એમ કહે કે મારી ઉપર પણ વહી આવે છે જોકે તેના ઉપર કોઈ વહી મોકલવામાં આવી ન હોય; અને જે એમ કહી દે કે હું પણ એવો કલામ ઉતારી શકું જેવો કે અલ્લાહે ઉતાર્યો છે; અને કદાચને તું જુએ (તો ખચીતજ આશ્ચર્ય પામે) કે જ્યારે તે સિતમગરો મૃત્યુની વેદનાઓમાં તરફડતા હશે અને ફરિશ્તાઓ હાથ પસારીને (કહેતા) હશે કે તમારા પ્રાણ સોંપી દો; આજે તમને નામોશી ભરેલો અઝાબ બદલા તરીકે આપવામાં આવશે, કારણકે તમે અલ્લાહની વિરૂદ્ધ અસત્ય વાતો ઉપજાવી કાઢતા હતા અને તેની આયતો (સાંભળી) અહંકારથી મોઢું ફેરવી લેતા હતા.

૯૫. અને (હવે) તમે અમારી પાસે એક એક કરીને આવ્યા છો જેવી રીતે અમોએ તમને પ્રથમવાર સર્જ્યા હતા, અને જે કાંઈ અમોએ તમને આપ્યું હતું તે તમે તમારી પાછળ મૂકી આવ્યા છો; અને અમે તમારા તે ભલામણ કરનારાઓને તમારી સાથે નથી જોતા કે જેમના વિષે તમે (એવું) ઘમંડ રાખતા હતા કે તેઓ પણ તમારા (સર્જન)માં અમારા ભાગીદાર હતા; (હવે) તમારી અને તેમની વચ્ચે (નો સંબંધ) ખરેજ કપાઇ ગયો છે અને જે વસ્તુનો તમને ઘમંડ હતો તે તમારા હાથમાંથી જતી રહી છે.

૯૬. બેશક અલ્લાહ દાણા તથા ખજુરીના ઠળીઆને ફાડી (વૃક્ષ) ઉગાડે છે; નિર્જીવ (વસ્તુ) માંથી સજીવ (વસ્તુ) કાઢે છે અને નિર્જીવને ૨૬/૧

સજીવમાંથી બહાર કાઢે છે; એજ અલ્લાહ છે! પછી તમે ક્યાં ભટક્યા જાઓ છો?

૯૭. તે (અંધકારમાંથી) પરોઢીઆ (ના પ્રકાશ) નો પ્રગટાવનાર છે; અને રાત્રીને તેણેજ (લોકોના) આરામ માટે બનાવી છે, અને સુરજ તથા ચંદ્રને (વખતની) ગણતરી માટે પેદા કર્યાં છે; આ (તેજ) ઝબરદસ્ત અને જ્ઞાની (અલ્લાહ)ની ગોઠવણ છે.

૯૮. અને તે એજ છે જેણે તમારા માટે તારા બનાવ્યાં છે જેથી તમે તેમના વડે ખુશ્કી તથા તરીના અંધકારમાં માર્ગ મેળવી શકો; બચીતજ અમોએ જાણકાર લોકો માટે (અમારી) આયતો સ્પષ્ટ કરીને વર્ણવી દીધી છે.

૯૯. અને તે એજ છે જેણે તમને એકજ વ્યક્તિમાંથી ઉત્પન્ન કર્યાં છે, પછી (દુનિયાના) નિવાસનું સ્થાન તથા અંતકાળનું સ્થાન (કબર) પણ (નક્કી કર્યાં) છે; ખરેજ સમજુ લોકો માટે અમોએ અમારી નિશાનીઓ સ્પષ્ટ કરીને વર્ણવી દીધી છે.

૧૦૦. અને તે એજ છે જેણે આકાશમાંથી પાણી ઉતાર્યું, પછી તે વડે અમોએ દરેક પ્રકારની ઉગનારી વસ્તુઓ પેદા કરી, પછી તે (જમીન) માંથી અમોએ હરિઆળા ફણગાં બહાર કાઢયા જેમાંથી હારબંધ ગુંથાએલા દાણા કાઢીએ છીએ; અને ખજુરના વૃક્ષના ગાભામાંથી લટકતા ઝુમખા કાઢીએ છીએ, અને દ્રાક્ષની વાડીઓ તથા ઝયતુન તથા દાડમ (અમે પેદા કરીએ છીએ) કે જે માંહેના (કેટલાક એક બીજાને) મળતા ભળતા આવે છે અને મળતા આવ્યા વગરના પણ; જ્યારે તે ફળવાન થાય છે તથા પાકવા માંડે છે ત્યારે તમે તે ફળો તરફ નજર ભરીને જુઓ; તેમાં તે લોકો માટે કે જેઓ ઈમાન ધરાવે છે નિસંશય ઘણી નિશાનીઓ મોજુદ છે.

૧૦૧. અને તેમણે તો જીન્નાતોને અલ્લાહના શરીક બનાવી લીધા છે જોકે તેમને પણ તે (અલ્લાહે) પેદા કર્યા છે, અને તેના માટે જાણ્યા કર્યા વિના પુત્ર પુત્રીઓ ખોટી રીતે ઠરાવી દીધી છે; જે કાંઈ તેઓ વર્ણવે છે તેનાથી તેની જાત પાક અને ચઢીઆતી છે.

૧૦૨. આકાશો તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર! તેને બાળક કયાંથી હોય જ્યારે કે તેને કોઈ પત્નિજ નથી, અને જ્યારે તેણેજ દરેક વસ્તુને પેદા કરી છે, અને તે દરેક વસ્તુનો જાણકાર છે.

૧૦૩. એજ અલ્લાહ તમારો પરવરદિગાર છે, તેના સિવાય બીજો કોઈ માઅબુદ નથી; દરેક વસ્તુનો સર્જનહાર છે, માટે તમે તેનીજ પ્રાર્થના કરો, અને તેજ સર્વ વસ્તુઓનો રક્ષણહાર છે.

૧૦૪. (માણસોની) દ્રષ્ટિ મર્યાદા તેના સુધી પહોંચી શકતી નથી, જ્યારે તે (પ્રત્યેક) દ્રષ્ટિને નિહાળે છે; તે અત્યંત સુક્ષ્મદર્શી અને ખબરદાર છે.

૧૦૫. બેશક તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી ખુલ્લી દલીલો આવી ચૂકી છે; માટે જે ધ્યાનથી જોશે તો તે તેના પોતાના ફાયદા માટે છે; અને જે આંખો મીંચી લેશે તો તે પોતાના નુકસાન માટે છે; અને હું (આ વિષયમાં) કાંઈ તમારો રખેવાળ નથી.

૧૦૬. અને અમે આયતોને આવી રીતે વારંવાર ઉલટપાલટ કરી વર્ણવીએ છીએ એ માટે કે તેમને કહેવુંજ પડે કે તેં અમને વાંચી સંભળાવ્યું હતું; અને એટલા માટે કે અમે તેને સ્પષ્ટ કરીને વર્ણવી દઈએ તે લોકો માટે કે જેઓ જ્ઞાન ધરાવે છે.

૧૦૭. જે વહી તને તારા વરવરદિગાર તરફથી કરવામાં આવી છે તેનેજ અનુસર; તેના સિવાય બીજો કોઈ માઅબુદ નથી; અને મુશ્રીકોથી વેગળો રહે.

૧૦૮. અને અગર અલ્લાહ ચાહતે તો તેઓ શિર્ક કરતેજ નહિ; અને અમોએ તને તેમનો નિગેહબાન નથી બનાવ્યો, અને તું તેમનો જવાબદાર નથી.

૧૦૯. અને જેમને તેઓ અલ્લાહ સિવાય પોકારે છે તેમને પણ ભલું બુંડું કહો નહિ, (એમ ન થાય) કે તેઓ પણ સમજયા કર્યા વિના દ્વેષથી (ખરા) અલ્લાહને ભલું બુંડું કહેવા લાગે. એવી રીતે અમોએ પ્રત્યેક ઉમ્મતની નજરમાં તેમના કાર્યોને સુશોભિત બનાવી દીધા છે: પછી તેમનું પાછું ફરવું તેમના પરવરદિગાર તરફ થશે, પછી

જે કાંઈ તેઓ કર્યા કરતા હતા તેનાથી તે તેમને વાકેફ કરી દેશે.

૧૧૦. અને તેઓ અલ્લાહના આકરામાં આકરા સોગંદ ખાઈ કહે છે કે જો તેમની પાસે અલ્લાહની કોઈ નિશાની (મોઅ્જીઝા) આવે તો તેઓ તેના પર અવશ્ય ઈમાન લાવશે; (હે રસુલ!) તું કહે નિશાનીઓ માત્ર અલ્લાહના અધીકારમાં છે, અને (હે મુસલમાનો!) તમને શી ખાત્રી કે તેઓ મોઅ્જીઝા જોઇને પણ ઈમાન લાવશે?

૧૧૧. અને અમે તેમના અંતઃકરણ તથા તેમના ચક્ષુઓને એવા ઉલ્ટાવી દઇશું કે (મોઅ્જીઝા જોયા પછી પણ) પહેલાની જેમ તેઓ ઈમાન લાવશે નહિ, અને તેમને તેમની ઉદ્ધતાઇમાંજ છોડી દઇશું કે જેથી તેઓ આંધળાઓની જેમ ભટકતા ફરે.

---

## ભાગ ૮ મો.

૧૧૨. અને જો અમે તેમના ઉપર ખરેખર ફરિશ્તા પણ ઉતારી દેતે અને તેમની સાથે મરણ પામેલાઓ વાતો કરતે તથા (સ્વર્ગ નર્ક વગેરેની) સઘળી વસ્તુઓ તેમની સામે ભેગી કરી લાવતે તો પણ તેઓ ઈમાન લાવતે નહિ, સિવાય કે અલ્લાહનેજ મંજુર હોત; પરંતુ તેઓ માંહેના ઘણાખરા અજ્ઞાનિ છે.

૧૧૩. (અને હે રસુલ!) જેવી રીતે આ નાસ્તિકો તારા દુશ્મન છે તેવીજ રીતે અમોએ શરારતી ઈન્સાનો તથા જીન્નાતોમાંથી દરેક નબી (ની કસોટી) માટે એક એક દુશ્મન બનાવ્યો હતો, જે ધોકો આપવા માટે કેટલાકો કેટલાકોનાં કાનમાં શૃંગારિક જુઠી વાતો ફૂંકતા હતા; અને અગર તારા પરવરદિગારે ચાહ્યું હોત તો તેમ તેઓ (હરગીઝ) ન કરતે; માટે તેમને તથા જે (અસત્ય) તેઓ ઉપજાવી કાઢે છે તેને (અલ્લાહ પર) છોડી દે.

૧૧૪. અને એ (શરારતી ઈન્સાનો તથા જીન્નાતો) એટલા માટે (એમ કરતા હતા) કે જેઓ આખેરત પર ઈમાન નથી લાવ્યા તેમના અંતઃકરણો તે (ઉપજાવી કાઢેલી વાતો)ની તરફ રજુ થઈ જાય, અને એ માટે કે તેઓ આ વાતને ખુબ પસંદ કરે, અને એ માટે પણ કે તેઓ જે (બુરી) કમાઈ કર્યા કરે છે તે તેઓ કર્યાજ કરે.

૧૧૫. શું હું અલ્લાહને મૂકી બીજાને લવાદ બનાવું? જ્યારે કે તે એજ છે કે જેણે તમારા તરફ સવિસ્તર કિતાબ ઉતારી છે; અને તે લોકો કે જેમને અમોએ કિતાબ આપી છે તેઓ આ વાત જાણે છે કે તે તારા પરવરદિગાર તરફથી સત્યપૂર્વક ઉતારવામાં આવી છે; માટે તું શંકા કરનારાઓ માંહેનો હરગીઝ થા નહિ.

૧૧૬. અને તારા પરવરદિગારનું કથન સત્ય અને ન્યાયની રૂએ પુર્ણ થઈ ગયું છે; તેના કથનોને બદલનાર કોઈ નથી, અને તે મોટો સાંભળનાર (તથા) જાણનાર છે.

૧૧૭. અને જગતમાં તો એવા ઘણાય લોકો છે કે જેમનું કહેવું

જો તું માની લેશે તો તેઓ તને અલ્લાહના માર્ગથી રખડાવી દેશે; તેઓ માત્ર કલ્પનાને અનુસરે છે અને જુઠું બોલે છે.

૧૧૮. જેઓ તેના માર્ગથી રવડી ગયા છે તેમને ખચીતજ તારો પરવરદિગાર સારી પેઠે જાણે છે, અને હિદાયત પામેલાઓને પણ સારી પેઠે જાણે છે.

૧૧૯. માટે જે (કુરબાની) ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેમાંથી ખાઓ, અગર તમે તેની આજ્ઞાઓને માનતા હો.

૧૨૦. અને તમને શું થઈ ગયું છે કે જે (કુરબાની) પર અલ્લાહનું નામ લેવામાં આવ્યું છે તેમાંથી ખાતા નથી? જોકે જે વસ્તુઓ તેણે તમારા પર હરામ કરી છે તેને તમારા માટે સ્પષ્ટ કરીને તેણે વર્ણવી દીધી છે, સિવાય કે જે તમને ન છુટકે (ભૂખમરાની હાલતમાં) ખાવી પડે; અને બેશક ઘણા લોકો પોતાની (નીચ) ઇચ્છાઓ પ્રમાણે જાણ્યા કર્યા વિના (બિજાઓને પણ) આડે માર્ગે લઇ જાય છે; બેશક તારો પરવરદિગાર એજ છે જે હદ ઓળંગી જનારાઓથી સારી પેઠે વાકેફ છે.

૧૨૧. (હે લોકો!) ખુલ્લા પાપ તથા છુપા પાપ (બન્ને)નો ત્યાગ કરો; નિસંશય જેઓ પાપ કર્યે જાય છે તેમને તેમની કરણીનો બદલો નજીકમાંજ મળશે.

૧૨૨. અને જે (કુરબાની) ઉપર અલ્લાહનું નામ લેવામાં નથી આવ્યું તેમાંથી ખાઓ નહિ, અને બેશક (તેમ કરવું) આજ્ઞાનો ભંગ (કરવા જેવું) છે; અને નિસંશય શેતાનો તો પોતાના મિત્રોના મનમાં વસવસા ફુંક્યા કરે છે કે જેથી તેઓ તમારી સાથે વઢે, અને જો તમે તેમનું કહેવું માનશો તો ખચીતજ તમે પણ મુશ્રીક થઇ જશો.

અ । ૧૨૩. શું તે કે જે મુડદું હતું, પછી તેને અમે સજીવન કર્યું, તથા તેને અમોએ પ્રકાશ આપ્યો કે જેના કારણે લોકોમાં હરે ફરે છે, તે એવા શખસના જેવો છે કે જે અંધકારમાં હોય અને તેમાંથી બહાર નીકળી શકતો ન હોય? તેજ પ્રમાણે આ નાસ્તિકોને જે કાંઇ પણ તેઓ કરે છે તે સુશોભિતજ દેખાય છે.

૧૨૪. અને એવી રીતે અમે દરેક વસ્તીમાં તેના ગુન્હેગારોને

વડપણ આપ્યા કરીએ છીએ કે જેથી તેઓ તેમાં પ્રપંચો કર્યા કરે; અને (ખરૂં જોતાં) તેઓ પ્રપંચ આદરતા નથી પણ પોતાનાજ નફ્સ (આત્માઓ) વિરૂદ્ધ (આદરે છે) પણ (તેનું) તેમને ભાન નથી.

૧૨૫. અને જ્યારે પણ તેમની પાસે કોઇ આયત આવે છે ત્યારે તેઓ બોલી ઉઠે છે કે જ્યાં સુધી અમને પણ તેવું કાંઈ આપવામાં ન આવે જેવું કે અલ્લાહના રસુલોને આપવામાં આવ્યું છે ત્યાં સુધી અમે હરગિઝ ઇમાન નહિ લાવશું; (પણ) પોતાની રિસાલત કોને આપવી તે અલ્લાહ સારી પેઠે જાણે છે; જેઓ અપરાધી છે તેમને નજીકમાંજ અલ્લાહ તરફથી નામોશી પહોંચશે અને તેઓ પ્રપંચ કર્યા કરતા હતા તે કારણે સખત શિક્ષા પણ.

૧૨૬. પછી અલ્લાહ જેને હિદાયત આપવા ચાહે છે તેની છાતી ઇસ્લામ (સ્વીકારવા) માટે વિશાળ કરી મૂકે છે, અને જેના વિષે હિદાયતની પ્રેરણા ખુંચવી લેવા ચાહે છે તેની છાતી સંકુચિત કરી મૂકે છે (અને ઇમાનનો સ્વીકાર તેના માટે એવો અસહ્ય થઇ જાય છે કે) જાણે તે આકાશ પર ચઢતો હોય;[1] એવી રીતે અલ્લાહ તે લોકો કે જેઓ ઇમાન નથી રાખતા તેમના પર અપવિત્રતા નાખે છે.

૧૨૭. અને આ છે તારા પરવરદિગારનો માર્ગ કે જે સીધોજ છે; ખરેજ બોધ ગ્રહણ કરનારાઓ માટે અમોએ નિશાનીઓ સ્પષ્ટ કરીને વર્ણવી દીધી છે.

૧૨૮. તેમના પરવરદિગાર પાસે તેમના માટે સલામતીનું ધામ છે, અને તેઓ (નેક) કાર્યો કરતા હતા તે કારણે તેજ તેમનો હિમાયતી બનશે.

૧૨૯. અને જે દિવસે તે સઘળાઓને ભેગાં કરશે, (પછી ફરમાવશે) કે હે જીન્નાતોના મંડળ! તમોએ માણસોમાંથી તો ઘણાખરાઓને તમારા કરી લીધા હતા, અને માણસોમાંથી જેઓ તેમના તરફદાર હશે તેઓ અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! અમારામાંથી કેટલાકોએ કેટલાકોથી લાભ મેળવ્યો, અને (અમારી કરણીની શિક્ષા પામવા માટે) જે મુદ્દત તેં અમારા માટે નક્કી કરી હતી (તે મુદ્દતને) અમે પહોંચી

---

૧. નાસ્તિકોને ઇસ્લામ સ્વીકારવું એવું ભારી પડે છે જેવું કે કોઇ ઉભી ચડાણ પર ચડતો હોય.

ગયા છીએ; (અલ્લાહ) ફરમાવશે કે તમારૂં સ્થાન જહન્નમમાં છે, તેમાંજ તમે હંમેશ માટે રહેશો સિવાય કે અલ્લાહ બીજું કાંઈ ચાહે; બેશક તારો પરવરદિગાર હિકમત (અને) જ્ઞાનનો સાહેબ છે.

૧૩૦. અને એવી રીતે અમે કેટલાક જુલમગારોને કેટલાકોની બુરી કરણીઓનાં કારણે તેમના મિત્ર બનાવી દઇએ છીએ.

૫ ૧૩૧. હે ઈન્સાન તથા જીન્નાતોના મંડળો! શું તમારામાંનાજ એવા રસુલો આવ્યા ન હતા કે જેઓ તમને મારી આયતો વર્ણવી સંભળાવતા અને તમારી આ દિવસની મુલાકાતથી તમને બીવરાવતા હતા? તેઓ કહેશે કે અમે પોતેજ અમારી પોતાની વિરૂદ્ધ સાક્ષી આપીએ છીએ. અને આલોકની જીંદગીએ તેમને ધોકો આપ્યો હતો અને તેઓ પોતેજ પોતાનીજ વિરૂદ્ધ સાક્ષી પૂરશે કે તેઓ ખરેજ નાફરમાન હતા.

૧૩૨. આ (રસુલોનું મોકલવું) એ માટે છે કે તારો પરવરદિગાર જોર જુલમથી આબાદીઓને બરબાદ કરતો નથી, એવી સ્થિતિમાં કે તેમના રહેવાશીઓ (તેની) આજ્ઞાઓથી અજ્ઞાત હોય.

૧૩૩. અને સઘળાઓ માટે તેમની કરણીઓનાં પ્રમાણમાં દરજ્જા છે; અને તેઓ જે કાંઈ કરે છે તેનાથી તારો પરવરદિગાર અજાણ નથી.

૧૩૪. અને તારો પરવરદિગાર અપેક્ષારહિત અને દયાવાન છે; અગર તે ચાહે તો તે તમને (આલોકમાંથી) ઉચકી લઈ જાય, પછી જેને ચાહે તમારા સ્થાને કાયમ કરી દે, જેવી રીતે બીજી કોમોના વંશમાંથી તમને પેદા કર્યા.

૧૩૫. જે વસ્તુનો તમને વાયદો કરવામાં આવ્યો છે તે અવશ્ય આવનાર છે અને તમે તેને (આવતી) અટકાવી શકનાર નથી.

૧૩૬. (હે રસુલ!) તું કહે કે હે મારી કોમ! તમે તમારા ગજા પ્રમાણે વર્તતા રહો અને હું પણ વર્તતો રહીશ; પછી આગળ જતાં તમને જણાઈ આવશે કે આખેરતનું (સારૂં) પરિણામ કોના માટે છે; બેશક જુલમગારો સફળતા પામતા નથી.

૧૩૭. અને તે (નાસ્તિક)ઓએ તે (અલ્લાહે) જમીનમાંથી ખેતી વાડી અને ઢોર ઢાંખર ઉત્પન્ન કર્યા છે તેમાંથી અલ્લાહનો એક ભાગ

નક્કી કરે છે પછી પોતાની કલ્પનાથી કહે છે કે આ અલ્લાહ માટે છે, અને આ અમારા (બનાવેલા) અલ્લાહુના શરીકો માટે છે; પછી તેમના (જોડી કાઢેલા અલ્લાહુના) જોડીદારોનો જે ભાગ છે તે તો અલ્લાહુને પહોંચતો નથી, અને જે અલ્લાહુનો છે તે તેમના જોડીદારોને પહોંચે છે; તેઓ (આ) કેવો બેહુદો ન્યાય કરે છે!

૧૩૮. અને એવી રીતે મુશ્રીકોમાંથી ઘણાખરાઓની નજરમાં તેમના જોડીદારોએ તેમના છોકરાં મારી નાખવાનું શોભાસ્પદ ઠરાવ્યું છે, જેથી (તેઓ) તેમનો નાશ કરી નાખે અને તેમના ધર્મને તેમના ઉપર ડામાડોળ બનાવી દે; અને અગર અલ્લાહુ ચાહુતે તો તેઓ તે (હરગીઝ) કરતે નહિ, માટે તું તેમને તથા તેમની ઉપજાવી કાઢેલી વાતોને પડતી મૂક.

૧૩૯. વળી તેઓ પોતાની અટકળ મુજબ કહે છે કે આ ઢોર તથા ખેતી અછુતિ છે; તેને કોઈ ખાઈ શકે નહિ પરંતુ જેને અમે ઇચ્છીએ; અને કેટલાક એવા પ્રાણીઓ છે કે જેમની પીઠ પર સ્વારી (કરવી) અથવા ભારનું લાદવું હરામ કરવામાં આવ્યું છે, અને કેટલાક એવા પ્રાણીઓ છે કે જેમના પર ઝબેહ કરતી વખતે અલ્લાહુનું નામ લેતા નથી—આમ કરવામાં તેઓ માત્ર અલ્લાહુ ઉપર આળ ચઢાવે છે; તે તેમને નજીકમાં આ આળ ચઢાવવાની શિક્ષા કરશે.

૧૪૦. અને તેઓ કહે છે કે આ પ્રાણીઓના પેટમાં જે કાંઈ છે તે ખાસ અમે પુરૂષો માટેજ છે અને અમારી સ્ત્રીઓ માટે હરામ છે, અને અગર તે (બચ્ચું) મરેલું અવતરે તો તેમાં (સ્ત્રી પુરૂષ) સર્વ ભાગીદાર છે; (અલ્લાહુ) નજીકમાંજ તેમના આ (ખોટા) વર્ણન માટે તેમને શિક્ષા આપશે; બેશક તે મહાન હિકમતવાળો (અને) જ્ઞાનિ છે.

૧૪૧. બેશક જેઓ જાણ્યા કર્યા વિના મૂર્ખાઇથી પોતાની ઓલાદને કતલ કરી નાખે છે અને જે કાંઈ રોજી અલ્લાહે તેમને (હલાલ તરીકે) આપી છે તે અલ્લાહુ ઉપર આળ મૂકી હરામ ઠરાવે છે તેઓએ પોતાનું ભારે નુકસાન કર્યું; તેઓ ખરેજ સન્માર્ગથી ભટકી ગયા છે અને હિદાયત પામેલા રહ્યા નથી.

૧ ૧૪૨. અને તે અલ્લાહુ એજ છે જેણે (દ્રાક્ષનાં) બગીચા ઉત્પન્ન કર્યા છે કે જેમાં (કેટલાકનાં) વેલા (માંડવા પર) ચઢેલા હોય છે અને (કેટલાકના) વેલા ચઢેલા હોતા નથી, અને ખજુરના ઝાડ તથા ખેતરો કે જેમાં ખાવા માટે જાત જાતના ફળ હોય છે, તથા ઝયતુન અને દાડમ જે (દેખાવ, આકાર તથા સ્વાદમાં) એકબીજાને મળતા આવે છે અને (કેટલાક) નથી પણ આવતા; જ્યારે તેમના પર ફળ આવી જાય ત્યારે તે માંહેના ફળ ખાઓ અને કાપવા (લણવા)ના દિવસે તે (અલ્લાહ)નો ઠરાવેલો ભાગ આપતા રહો અને ઉડાઉ ખરચ કરો નહિ; કેમકે ઉડાઉ ખરચ કરનારાઓને તે દોસ્ત રાખતો નથી.

૧૪૩. અને ચોપગા જનાવરોમાંથી કેટલાક તો બોજો ઉચકનારા (મોટા મોટા) અને કેટલાક (નાના નાના) જમીન પર લેટાવી ઝબેહ કરીને ખાવા માટે પેદા કર્યા; (જેથી) અલ્લાહે જે કાંઈ તમને (હલાલ કરી) આપ્યું છે તેમાંથી ખાઓ પીઓ અને શેતાનના પગલે પગલે ચાલો નહિ; નિસંશય તે તમારો ખુલ્લો શત્રુ છે.

૧૪૪. (અલ્લાહે ખાવા માટે) આઠ (જાતનાં) જોડાં (નરમાદા પેદા કર્યા છે)—મેંઢાની જાતમાંથી બે અને બકરીની જાતમાંથી બે (હે રસુલ!) તું કહે કે શું બન્ને નર તેણે હરામ કર્યા છે કે બન્ને માદા, અથવા બન્ને માદાઓના ગર્ભસ્થાનમાં જે બચ્ચાં સમાએલાં છે તે? જો તમે સાચા હો તો મને (આ વિષે) જ્ઞાનપૂર્વક ખબર આપો:

૧૪૫. અને ઉંટોમાંથી બે તથા ગાયોમાંથી બે (નર માદા); તું કહે કે શું તેણે બન્ને નર હરામ કર્યા છે કે બન્ને માદા, અથવા આ બન્ને માદાઓનાં ગર્ભસ્થાનમાં જે બચ્ચાં સમાએલાં છે તે? અથવા શું તમે તે વેળા હાજર હતા કે જ્યારે તમને અલ્લાહે આ (વિષે) હુકમ કર્યો હતો? માટે તે કરતાં વધારે જાલિમ કોણ હશે કે જે અલ્લાહ ઉપર જુઠાં આળ ચઢાવે કે (જેથી) તે લોકોને વગર સમજે ગુમરાહ કરે; બેશક અલ્લાહ જાલિમ લોકોને સીધો માર્ગ દેખાડતો નથી.

૫ : ૧૪૬. (હે રસુલ!) કહે કે મારા પર જે વહી આવી છે તેમાં હું (મજકુર વસ્તુઓમાંથી) ખાનારાઓ માટે ખાવાને કોઈ વસ્તુ હરામ

હોય એવું જોતો નથી, સિવાય કે (જે) પોતાને મેળે મરી (મુરદાર થઇ) ગઇ હોય, અથવા ઢોળાએલું લોહી, અથવા સુવ્વરનું માંસ; નિસંશય તે ગંદી વસ્તુઓ છે; અથવા આજ્ઞાભંગ થઈ હોય એવી કુરબાની કે જેના પર અલ્લાહના સિવાય (બીજા કોઇનું) નામ લેવામાં આવ્યું હોય (તે પણ); છતાંય મનોવાંચ્છના તૃપ્ત કરવા અને હદથી વધી જવાની નિષ્ઠા વિના જે શખસ લાચાર હાલતમાં આવી પડયો હોય (ને મજકુર હરામ ચીજોમાંથી કાંઈ ખાય) તો બેશક તારો પરવરદિગાર મોટો માફ કરનાર અને દયાળુ છે.

૧૪૭. અને અમોએ યહુદીઓ પર દરેક નખવાળા પ્રાણીઓ હરામ કર્યાં હતા, અને ગાય તથા બકરીની જાતમાંથી તે બન્નેની ચરબી હરામ કરી હતી, સિવાય કે જે તેમની પીઠ ઉપર (ચોંટેલી) અથવા આંતરડા પર (વળગેલી) હોય અથવા જે કાંઈ હાડકાં સાથે મળેલી હોય. આ શિક્ષા અમોએ તેમને તેમની શીરજોરી માટે કરી હતી, અને નિસંશય અમે સાચું બોલનારા છીએ.

૧૪૮. છતાં (હે રસુલ!) કદાચને તેઓ તને જુઠલાવે તો તું કહે કે તમારો પરવરદિગાર સર્વવ્યાપિ દયાળુ છે, અને તેનો અઝાબ અપરાધી લોકો (પર)થી હરગીઝ પાછો ટાળી શકાશે નહિ.

૧૪૯. નજીકમાંજ મુશ્રીકો કહેશે કે જો અલ્લાહ ચાહતે તો ન અમે તેનો કાંઈ જોડીદાર બનાવતે ન અમારા બાપદાદા, અને ન અમે કોઈ વસ્તુને હરામ ઠરાવતે; એવીજ રીતે તેમની પહેલાનાં લોકો (પણ) જુઠલાવ્યા કરતા હતા, અહીં સુધી કે તેમણે અમારા અઝાબનો સ્વાદ ચાખ્યો; તું કહે કે શું તમારી પાસે કોઇ જ્ઞાન (પૂર્વકની સાબીતી) છે, (અગર હોય તો) તે અમને લાવી દેખાડો; (પણ) તમે તો માત્ર કલ્પનાનેજ અનુસરો છો અને તમે કાંઈ નહિ પણ ખોટુંજ બોલો છો.

૧૫૦. (હે રસુલ!) તું કહે કે અંતે સૌથી સબળ દલીલ અલ્લાહનીજ છે, માટે જો તે ચાહે તો ખરેજ તે તમો સર્વેને હિદાયત કરી દે.

૧૫૧. તું કહે કે તમે તમારા તે સાક્ષીઓને બોલાવો કે જે આ વસ્તુઓને અલ્લાહે હરામ કરી છે એવી સાક્ષી પૂરે; પછી જો તેઓ

સાક્ષી આપે તો તેમની સાથે રહીને (તું તેવી) સાક્ષી પુરીશ નહિ; અને જે લોકો અમારી આયતોને જુઠલાવે છે તથા આખેરત પર ઈમાન રાખતા નથી અને જેઓ પોતાના પાલનકર્તાના (બીજાઓને) બરોબરીઆ ગણે છે તેમની મનોવાસનાને અનુસરજે નહિ.

મ ૧૫૨. (હે રસુલ!) તું કહે કે આવો હું વાંચી સંભળાવું કે તમારા પરવરદિગારે તમારા પર કઈ કઈ વસ્તુઓ હરામ કરી છે—(તે આ) કે તમે કોઇ વસ્તુને તેની શરીક બનાવો નહિ અને માબાપ સાથે નેકી કરો, અને ગરીબાઈ(ના ભય)થી તમારી ઓલાદને મારી ન નાખો; અમેજ તમને રોજી આપીએ છીએ અને તેમને પણ; તેમજ નિર્લજતાભરી વાતો પાસે જાઓ નહિ, પછી ભલેને તે પ્રત્યક્ષ હોય યા છુપી, અને કોઇ વ્યક્તિને કે જેનું મારી નાખવું અલ્લાહે હરામ કર્યું છે તેને તમે મારી ન નાખો સિવાય કે ન્યાયસર હોય; આ છે કે જેની તેણે તમને આજ્ઞા કરી છે કે કદાચને તમે સમજો.

૧૫૩. અને અનાથોના માલ પાસે જાઓ નહિ સિવાય કે સદ્નિષ્ઠાથી, જ્યાં સુધી કે તેઓ વ્યવહારિક શક્તિ (યુવાવસ્થા) એ પહોંચી ન જાય; અને ન્યાયપૂર્વક પૂરેપૂરાં તોલ અને માપ આપો. અમે કોઇ વ્યક્તિને તેના ગજા ઉપરાંત તકલીફ આપતા નથી; અને જ્યારે તમે (કોઇના પક્ષકાર બનીને) બોલો તો તેમાં ન્યાય કરો, પછી ભલેને (વિરૂદ્ધ પક્ષ) તમારા નજીકનાં સગામાંથી (કેમ ન) હોય, અને અલ્લાહ સાથેનો કરાર પુરો કરો; આ એજ છે કે જેની અલ્લાહે તમને આજ્ઞા કરી છે કે કદાચને તમે બોધ ગ્રહણ કરો.

૧૫૪. અને જાણી લો કે આજ મારો સીધો રસ્તો છે માટે તેનું અનુકરણ કરો, અને (બીજા) માર્ગો પર ચાલો નહિ, કારણ કે તે તમને તે (અલ્લાહ)ના માર્ગ પરથી વિખુટા પાડી દેશે; આ છે જેની તેણે તમને આજ્ઞા આપી છે કે કદાચને તમે બુરાઇ કરતા બચો.

૧૫૫. પછી અમોએ મુસાને એવી કિતાબ અર્પણ કરી કે જે સદાચારીઓ ઉપર (અમારી બક્ષીસો) પુર્ણ કરનારી અને દરેક બાબતનો ખુલાસો કરનારી અને હિદાયત તથા રેહેમત પણ હતી કે કદાચને

તેઓ પોતાના પરવરદિગારની હુઝુરમાં ઉભા રહેવા (ની બાબત) ઉપર શ્રદ્ધા રાખે.

૧૫૬. અને આ કિતાબ (કુરઆન) કે જે અમોએ ઉતારી છે તે બરકતવાળી છે, માટે તમે તેને અનુસરો અને ડરતા રહો કે કદાચને તમારા પર દયા કરવામાં આવે:

૧૫૭. કે (તમને એમ) કહેવાનું (કારણ ન મળે) કે અમારી પહેલાં બે ટોળાં પરજ કિતાબ ઉતારવામાં આવી હતી, અને અમે જરૂર તેના પઢવા પઢાવવાથી અજાણ હતા:

૧૫૮. અથવા એમ કહેવા લાગો કે કદાચને અમારા પર કિતાબ ઉતારવામાં આવતે તો અમે તેમના કરતાંય વધારે હિદાયત મેળવનારા થઈ જતે; હવે તો તમારા પરવરદિગાર પાસેથી પ્રત્યક્ષ દલીલ તથા હિદાયત તથા દયા આવી ચૂકી છે, તે છતાં તેના કરતાં વધારે જુલમગાર કોણ હશે કે જે અલ્લાહની આયતોને જુઠલાવે અથવા તેનાથી મોઢું ફેરવે? નજીકમાં અમે તે લોકોને કે જેઓ અમારી આયતોથી મોઢું ફેરવે છે તેમનાં મોઢાં ફેરવવાના કારણે બુરી શિક્ષાનો બદલો આપીશું.

૧૫૯. (હે રસુલ!) હવે શું તેઓ એની રાહ જુએ છે કે તેમની પાસે ફરિશ્તા આવે અથવા તારો પરવરદિગાર (પંડે) આવે અથવા તારા પરવરદિગારની કેટલીક નિશાનીઓ આવે? જે દિવસે તારા પરવરદિગારની કેટલીક નિશાનીઓ આવી લાગશે (તે દિવસે) કોઈ વ્યક્તિને તેનુ ઈમાન લાવવું લાભ પહોંચાડશે નહિ, સિવાય કે જે પહેલાંથી ઈમાન લઇ આવી હોય અથવા તેણે તે ઈમાન વડે (નેક) કમાણી કરી હોય; તું કહે કે તમે રાહ જોયા કરો અમે પણ રાહ જોઇએ છીએ.

૧૬૦. બેશક તે લોકો કે જેઓએ પોતાના ધર્મમાં ફાટફુટ પાડી છે અને (જુદા જુદા) પંથો થઈ ગયા છે તેમની સાથે તને કાંઇ લાગતુ વળગતું નથી; તેમનો મામલો અલ્લાહના હાથમાં છે પછી તે તેમને જે તેઓ કરતા હતા તેનાથી વાકેફ કરશે.

૧૬૧. જે એક નેકી લાવશે તેના માટે તેનાજ જેવો દસ ગણો (બદલો) છે, અને જે એક બદી લાવશે તેને તેના જેવી (એકજ) સજા

કરવામાં આવશે અને તેમના ઉપર અન્યાય કરવામાં આવશે નહિ.

૧૬૨ (હે રસુલ!) તું કહે કે બેશક મને મારા પરવરદિગારે સન્માર્ગની હિદાયત કરી છે, (તે ધર્મ તરફ કે જે) સત્ય ધર્મ એકજ અલ્લાહને માનનારા ઈબ્રાહીમનો હતો, અને તે મુશ્રીકો માંહેનો ન હતો.

૧૬૩. તું કહે કે નિસંશય મારી નમાઝ તથા ધાર્મિક ક્રિયાઓ અને મારૂં જીવવું તથા મરવું સઘળી દુન્યાઓના પાલન કર્તા અલ્લાહનાજ માટે છે:

૧૬૪. જેનો કોઈ શરીક નથી; અને તે મુજબનો મને હુકમ આપવામાં આવ્યો છે, અને હું (અલ્લાહની) તાબેદારી કરનારાઓ માંહેનો પહેલો છું.

૧૬૫. કહે કે શું હું અલ્લાહ સિવાય કોઈ બીજા પરવરદિગારની શોધ કરૂં જ્યારે કે તેજ દરેક વસ્તુનો પાલનહાર છે? અને કોઈ વ્યક્તિ કોઇ કુકૃત્ય કરતી નથી પણ પોતાનાજ (નુકસાન) માટે (કરે છે), અને કોઈ (કરણીનો) બોજો ઉચકનાર બીજાનો બોજો ઉચકશે નહિ, પછી તમો સર્વેનું તમારા પરવરદિગારની હજુરમાં પાછું ફરવું થશે, પછી જે બાબતમાં તમે મતભેદ કર્યા કરતા હતા તેનાથી તે તમને જાણુકાર કરી દેશે.

૧૬૬. અને તે (અલ્લાહ) એજ તો છે જેણે તમને પૃથ્વીના (એક પછી એક) માલીક બનાવ્યા છે અને તમારા માંહેના કેટલાકોના કેટલાંકો પર દરજ્જા ઉંચા કર્યા છે કે જેથી જે (નેઅમત) તમને આપી છે તેમાં તમારી કસોટી કરે; બેશક તારો પરવરદિગાર ઝડપી શિક્ષા આપનારો છે, અને બેશક તે મોટો ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

---

# પ્રકરણ ૭ મું.

## સુરયે અઅરાફ.

## ઉંચી જગ્યા.

**મક્કામાં ઉતરેલી જેની ૨૦૬ આયતો અને ૨૪ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ લામ મીમ સાદ. રૂકુ ૧

૨. (હે રસુલ!) આ કિતાબ તારા પર (અલ્લાહ તરફથી) ઉતારવામાં આવી છે—માટે (ખબરદાર) તારા મનમાં તે(ની સત્યતા) વિષે કોઈ પ્રકારનો સંદેહ ઉત્પન્ન થવા પામે નહિ—અને આ એ માટે (ઉતારવામાં આવી છે) કે તું તે દ્વારા (લોકોને) બીવરાવે અને ઈમાન લાવનારાઓ માટે તે બોધપાઠ બને.

૩. (હે લોકો!) તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી જે કાંઈ ઉતારવામાં આવ્યું છે તેને અનુસરો અને અલ્લાહને મૂકી બીજા મુરબ્બીઓનું અનુકરણ કરો નહિ; (ખરેજ) તમે ઘણો થોડો બોધ ગ્રહણ કરો છો.

૪. અને કેટલીયે વસ્તીઓનો અમે નાશ કરી ચૂકયા છીએ, પછી અમારો અઝાબ તેમના ઉપર રાતના સમયે (ઓચીંતો) આવી પડયો હતો અથવા (દિવસમાં કે) જ્યારે તેઓ બપોરના આરામમાં હતા.

૫. પછી જ્યારે તેમના પર અમારો અઝાબ આવ્યો ત્યારે તેમનો પોકાર "અમે બેશક જુલમગાર હતા" એ સિવાય બીજો કાંઈ ન હતો.

૬. માટે અમે તેમનાથી જરૂર સવાલ કરીશું કે જેમના તરફ રસુલો મોકલવામાં આવ્યા હતા અને રસુલોને પણ અમે અવશ્ય પુછીશું:

૭. પછી અમે (તેમના કરેલા કૃત્યો) તેમને જ્ઞાનપૂર્વક અવશ્ય વર્ણવી સંભળાવીશું, અને અમે (કોઈ પણ વખતે) ગેરહાજર ન હતા.

૮. અને તે દિવસે (કર્મનો) તોલ ન્યાય પૂર્વકનોજ હશે, માટે જેની (નેકીઓનો તોલ) ભારે થશે તેઓજ સફળતા પામશે.

૯. અને જેમનો (નેકીઓનો) તોલ હલકો થશે તેઓ એજ છે કે જેમણે અમારી નિશાનીઓ સાથે અન્યાયથી વર્તવાના કારણે (પોતેજ) પોતાનું નુકસાન કર્યું છે.

૧૦. અને (હે આદમની ઓલાદ!) ખરેજ અમોએ તમને પૃથ્વીમાં સ્થાપ્યાં છે અને તેમાં તમારા માટે જીવન (ભરણ પોશણ) ના સાધનો મૂકયા છે; છતાં તમે ઘણો ઓછો આભાર માનો છો.

૧૧. અને ખચીતજ અમોએ તમને પેદા કર્યા પછી તમારી સુરતો ઘડી કાઢી, પછી અમોએ ફરિશ્તાઓને ફરમાવ્યું કે આદમને સીજદો કરો. જેથી સર્વએ સિજદો કર્યો સિવાય ઈબલીસના; તે સિજદો કરનારાઓ માંહેનો ન હતો.

૧૨. (જેથી અલ્લાહે) ફરમાવ્યું કે જ્યારે મેં તને (સિજદો કરવાની) આજ્ઞા કરી ત્યારે તને કઈ વસ્તુએ સિજદો કરતાં અટકાવ્યો? તેણે અરજ કરી કે હું તે (આદમ)ના કરતાં શ્રેષ્ઠ છું, તેં મને અગ્નિમાંથી પેદા કર્યો છે અને તેને માટીમાંથી પેદા કર્યો છે.

૧૩. તેણે ફરમાવ્યું તું તે (સ્વર્ગ)માંથી નીચે ઉતર, કારણ કે તને આ લાયક નથી કે તું અહીં ગર્વ કરે માટે તું નીકળી જા, બેશક તું કમીનાઓમાંથી છે.

૧૪. તેણે અરજ કરી કે જે દિવસે લોકો (ને પાછા સજીવન કરી) ઉભા કરવામાં આવશે તે દિવસ સુધીની મને મોહલત આપ.

૧૫. ફરમાવ્યું, બેશક તું મોહલત મેળવનારાઓમાંથી છે.

૧૬. તેણે અરજ કરી કે તેં મને ભૂલાવામાં નાખ્યો છે માટે હું પણ ખચીતજ તારા સન્માર્ગ ઉપર તેમને (ભૂલાવામાં નાખવા) માટે જરૂર તાકીને બેસી રહીશ.

૧૭. પછી તેમની પાસે તેમની સામેથી તથા પીઠ પાછળથી તથા જમણી બાજુથી તથા ડાબી બાજુથી (એમ ચારે તરફથી) તેમને (ભૂલાવામાં નાખવા માટે) અવશ્ય આવીશ; અને તું તેઓમાંથી ઘણાઓને આભાર માનનારા જોશે નહિ.

૧૮. (અલ્લાહે) ફરમાવ્યું તું અહીંથી અપમાનિત (અને) હડધુત

થઇને ચાલ્યો જા; (પછી) તેઓમાંથી જે (કોઇ) તારા અનુયાઈ બનશે તો હું પણ તમો સર્વથી ખચીતજ જહન્નમ ભરી નાખીશ.

૧૯. અને હે આદમ! તું તથા તારી પત્ની જન્નતમાં નિવાસ કરો; અને જ્યાં જ્યાંથી તમારૂં મન ચાહે ખાઓ, અને આ વૃક્ષ પાસે જશો નહિ, નહિ તો તમે બન્ને જાલિમો માંહેના થઈ જશો.

૨૦. પછી શેતાને તે બન્નેના મનમાં વસવસો નાખ્યો કે જેથી તે બન્નેના ગુહ્ય ભાગો કે જે તે બન્ને(ની નજર)થી છુપા હતા તે તેમના પર જાહેર કરી નાખે, અને કહ્યું કે તમારા માલીકે તમને આ વૃક્ષ (પાસે જવા)ની મનાઈ કરી નથી પણ (માત્ર) એ માટે કે કયાંય તમે બન્ને ફરિશ્તાઓ બની જાઓ, અથવા અમર રહેનારાઓ માંહેના થઈ જાઓ.

૨૧. અને તેણે બન્ને આગળ સોગંદ ખાધા કે નિસંશય હું તમારા શુભેચ્છકો માંહેનો છું:

૨૨. અને આવી રીતે છેતરપીંડીથી તેમને (તે મનાઈ કરેલું ફળ ખાવા તરફ વાળ્યા), પછી જેવા તે બન્નેએ તે વૃક્ષ(નાં ફળ)ને ચાખ્યું (કે તેજ વેળા) તેમના ગુહ્ય ભાગો તેમના પર જાહેર થઈ ગયા, અને તેઓ જન્નતનાં (વૃક્ષોના) પાંદડાં એક ઉપર એક પોતાના (શરીર) ઉપર ઓઢવા લાગ્યા; અને તેમના પરવરદિગારે તેમને પોકારીને કહ્યું કે શું મેં તમો બન્નેને આ વૃક્ષ (પાસે જવા)ની મના કરી ન હતી, અને શેતાન તમારો ખુલ્લો દુશમન છે એ તમને કહી દીધું ન હતું?

૨૩. બન્નેએ અરજ કરી કે હે અમારા પરવરદિગાર! અમો બન્નેએ અમારા પોતાના પર જુલમ કર્યો છે, અને જો તું અમને માફ નહિ કરે અને અમારા પર દયા નહિ કરે તો અમે ખચીતજ હાની ભોગવનારાઓ માંહેના થઈ જઇશું.

૨૪. ફરમાવ્યું, ઉતરી જાઓ; તમારા માંહેના કેટલાકો કેટલાકોના દુશ્મન રહેશે, અને એક (ઠરાવેલા) સમય સુધી જમીનમાંજ તમારૂ સ્થાન અને જીવન સાધનો છે.

૨૫. (વળી) ફરમાવ્યું કે તેમાંજ તમારી જીંદગી ગુજારશો, અને

તેમાં મરણ પામશો, અને તેમાંથીજ (બદલા તથા સજા માટે) તમને બહાર કાઢી લાવવામાં આવશે.

૫ ૨૬. હે આદમની ઓલાદ! તમારી પડદાપોશી અને શણગાર માટે અમોએ તમારા પર પોશાક ઉતાર્યો છે; અને પરહેઝગારીનો પોશાક એજ સૌથી ઉત્તમ છે; આ (પોશાકનું ઉતારવું પણ) અલ્લાહની નિશાનીઓમાંથી છે કે કદાચને તેઓ બોધ ગ્રહણ કરે.

૨૭. હે આદમની ઓલાદ! (ખબરદાર) શેતાન તમને ભમાવી મૂકે નહિ જેવી રીતે કે તમારા માબાપોને (ભમાવી મૂકી) તેણે જન્નતમાંથી બહાર કઢાવ્યા, અને તે બન્નેનો (સ્વર્ગીય) પોશાક તેમના (શરીર) ઉપરથી ઉતરાવ્યો કે જેથી તે બન્નેના ગુહ્ય ભાગો તેમને દેખાડી દે. બેશક તે (શેતાન) તથા તેનું લશ્કર તમને એવા સ્થળેથી જોયા કરે છે કે જ્યાંથી તમે તેમને દેખી શકતા નથી; બેશક અમોએ શેતાનોને જેઓ ઈમાન નથી ધરાવતા તેમના હિમાયતી બનાવ્યા છે.

૨૮. અને જે સમયે તેઓ નિર્લજ્જપણાનું કામ કરી બેસે છે ત્યારે કહે છે કે અમોએ તો અમારા બાપદાદાઓને પણ એવુંજ કરતા જોયા હતા, અને અલ્લાહે પણ અમને તેનોજ હુકમ કર્યો છે; (હે રસુલ!) તું કહે કે અલ્લાહ ખચીતજ નિર્લજ્જપણાના કાર્યોની આજ્ઞા કરતો નથી; શું તમે જે કાંઈ જાણતા નથી તે (અલ્લાહ) વિરૂદ્ધ બોલો છો?

૨૯. તું કહે કે મારા પરવરદિગારે તો ન્યાયનો હુકમ કર્યો છે, અને આ કે દરેક નમાઝ વખતે તમારા મોઢાં (કાઅબા તરફ) સીધા રાખો, અને દીનને તેનાજ માટે નિખાલસ રાખી તેનેજ પોકારો; જેવા તમને તેણે પ્રથમ પેદા કર્યા હતા તેવાજ તેની હજુરમાં પાછા ફરીને જશો.

૩૦. એક ટોળાને તો તેણે હિદાયત કરી છે અને એક ટોળું એવી હાલતમાં છે કે તેમના પર ગુમરાહી પુરવાર થઈ ગઈ છે; બેશક તેમણે અલ્લાહને મૂકી શેતાનોને પોતાના મુરબ્બી બનાવી લીધા છે અને "તેઓ હિદાયત પામેલા છે" એવું (મિથ્યા) ગુમાન કરે છે.

૩૧. હે આદમની ઓલાદ! તમે દરેક નમાઝના સમયે તમારો (આત્મિક તથા શારીરીક) શણગાર કરતા રહો તથા ખાઓ અને પીઓ અને ઉડાઉ ખરચ કરો નહિ; નિસંશય ઉડાઉ ખરચ કરનારાઓને તે દોસ્ત રાખતો નથી.

૩૨. (હે રસુલ!) તું કહે કે અલ્લાહે (હલાલ ઠરાવેલા) શણગારને રુ
કે જે તેણે પોતાના બન્દાઓ માટે પેદા કર્યો છે તે તથા રોજી માટેની પાક વસ્તુઓને કોણે હરામ કર્યાં છે? તું કહે કે જે લોકો દુનિઆની જીંદગીમાંજ ઈમાન લાવ્યા છે તેમના માટે કયામતના દિવસે ખાસ કરીને આ વસ્તુઓ હશે; આવી રીતે સમજુ લોકો માટે અમે અમારી આયતો સવિસ્તર વર્ણવી દઈએ છીએ.

૩૩. (હે રસુલ!) તું કહે કે મારા પરવરદિગારે નિર્લજ્જપણાના કાર્યો કે જે ખુલ્લા હોય અથવા છુપા હોય તેને હરામ કર્યા છે તથા ગુન્હાને તથા વિના કારણના બંડને અને એ વાતને કે તમે (કોઈને) અલ્લાહનો શરીક બનાવી લો કે જેના વિષે અલ્લાહે કોઈ પ્રમાણ પત્ર ઉતાર્યું ન હોય, અને એ વાતને પણ કે અલ્લાહની વિરૂદ્ધ તમે એવું બોલી નાખો કે જે તમે જાણતા ન હો.

૩૪. અને દરેક ઉમ્મત માટે એક સમય નક્કી છે, પછી જ્યારે તેમનો ઠરાવેલો સમય આવી પહોંચે છે ત્યારે તેઓ એક ક્ષણ માટે પણ ન પાછળ રહેશે ન આગળ વધશે.

૩૫. હે આદમની ઓલાદ! જો તમારી પાસે તમારામાંથીજ રસુલો આવે જેઓ અમારી આયતો તમને વાંચી સંભળાવે તો જે (અલ્લાહથી) ડરીને ચાલશે તથા સુધારણાં કરશે તો તેમને ન તો કાંઈ ભય રહશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૩૬. અને જેમણે અમારી આયતો જુઠલાવી તથા અભિમાન કરી તેમનામાંથી મોઢું ફેરવ્યું તો તેઓજ જહન્નમવાસીઓ છે, જેમાં તેઓ હંમેશને માટે રહેનારા બનશે.

૩૭. ત્યારે એ કરતાં વધારે જુલમગાર કોણ હશે કે જેણે અલ્લાહના માથે જુઠું આળ મૂકયું અથવા તેની આયતોને જુઠલાવી? તેઓ

એજ છે કે જેમને લખ્યા મુજબનો (અન્નજળનો) ભાગ તો મળ્યા કરશે; અહીં સુધી કે જ્યારે અમારા મોકલેલા (ફ઼રિશ્તા) તેમનો અંત લાવવા માટે તેમની પાસે આવી પહોંચશે, (અને) કહેશે કે અલ્લાહ સિવાય તમે જેમને પોકાર્યા કરતા હતા તેઓ હવે ક્યાં છે? ત્યારે તેઓ કહેશે કે તેઓ અમારાથી અદૃષ્ય થઈ ગયા છે; અને પોતાનીજ વિરૂદ્ધ સાક્ષી આપશે કે બેશક તેઓ નાસ્તિકો હતા.

૩૮. (અલ્લાહ) ફ઼રમાવશે કે તમે પણ તે ઉમ્મતો કે જે તમારી પહેલાં જીન્ન તથા ઇન્સાનોમાંથી થઈ ચૂકી છે તેમની સાથે જહન્નમની આગમાં દાખલ થઇ જાઓ; જ્યારે જ્યારે કોઈ ઉમ્મત (જહન્નમમાં) દાખલ થશે ત્યારે ત્યારે તે પોતાની સહધર્મી ઉમ્મતને લાનત કરશે; અહીં સુધી કે જ્યારે સઘળાં (ટોળાં) એક બીજા સાથે તેમાં ભેગાં થઈ જશે, તો પાછળવાળા આગળવાળાઓ સંબંધી અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! અમને તો આ લોકોએ ગુમરાહ કર્યા હતા, માટે તેમને જહન્નમની આગનો બેવડો અઝાબ આપ; (અલ્લાહ) ફ઼રમાવશે કે દરેકને માટે બેવડોજ અઝાબ છે, પરંતુ તમે જાણતા નથી.

૩૯. અને આગળવાળા પાછળવાળાઓને કહેશે કે હવે તમને અમારા પર કાંઈ સરસાઈ રહી નથી, માટે હવે તમે પણ તમારી કરણીના કારણે અઝાબની મજા ચાખો.

૪૦. બેશક જેમણે અમારી આયતોને જુઠલાવી તથા અભિમાન પૂર્વક તેનાથી મોઢું ફેરવ્યું તેમના માટે ન આકાશના દ્વાર ઉઘાડવામાં આવશે અને ન તેઓ સ્વર્ગમાં દાખલ થશે, જ્યાં સુધી કે સૂઇના નાકામાંથી ઉંટ નીકળી ન જાય; અને અમે ગુન્હેગારોને એવોજ બદલો આપ્યા કરીએ છીએ.

૪૧. જહન્નમમાં તેમના માટે આગની પથારી હશે અને તેમના ઉપરથી ઓઢવાનું પણ (અગ્નિનુંજ) હશે; અને અમે જાલિમોને એવોજ બદલો આપ્યા કરીએ છીએ.

૪૨. અને જે લોકો ઈમાન લાવ્યા છે તથા સત્કાર્યો કરે છે—જોકે અમે કોઈ વ્યક્તિને તેના ગજા ઉપરાંત તકલીફ઼ આપતા નથી—તેઓજ

જન્નતવાસીઓ છે; જેમાં તેઓ હંમેશના રહેનાર થશે.

૪૩. અને તેમના અંતઃકરણોને અમે કીન્નાખોરીથી પાક કરી દઇશું (અને) તેમના હેઠળથી નદીઓ વહેતી હશે, અને તેઓ કહેશે કે સઘળા વખાણ અલ્લાહનેજ માટે છે કે જેણે અમને માર્ગ દેખાડી આ જગ્યાએ પહોંચડયા, અને જો અલ્લાહે માર્ગ દેખાડયો ન હોત તો (હરગીઝ) અમને માર્ગ મળતે નહિ; ખચીતજ અમારા પરવરદિગારના રસુલો અમારી પાસે સત્ય લઇને આવ્યા હતા. અને એજ વેળા તેમને પોકારી કહેવામાં આવશે કે આ એજ જન્નત છે કે જેના તમે તમારી સદ્કરણીઓનાં કારણે વારસ બનાવવામાં આવ્યા છો.

૪૪. અને જન્નતવાળા જહન્નમવાળાઓને સંબોધી પૂછશે કે અમારા પરવરદિગારે અમને જે વાયદો કર્યો હતો તે અમારા માટે તો સાચો નીવડયો માટે શું તમારા પરવરદિગારે જે વાયદો તમને કર્યો હતો તે તમારા માટે સાચો નીવડયો કે? તેઓ જવાબ આપશે કે હા. પછી એક પોકારનાર તેમની વચ્ચે પોકારશે કે જાલિમો પર અલ્લાહનો ફીટકાર હોજો:

૪૫. જેઓ રાહે અલ્લાહથી (લોકોને) અટકાવતા હતા અને તે (સન્માર્ગ)ને વાંકો ચુંકો (બનાવવાની યુક્તિઓ) શોધતા હતા, અને વળી તેઓ આખેરતના મુન્કર (અસ્વિકાર કરનારા) પણ હતા.

૪૬. અને આ બન્ને (પક્ષો) વચ્ચે એક આડ હશે, અને તે આડ (એટલે અઅરાફ જહન્નમ અને જન્નત વચ્ચે આવેલી ઉંચી દિવાલ) પર એવા માણસો હશે કે જેઓ દરેકને તેના ચિન્હો (પર)થી ઓળખી કાઢશે, અને તેઓ જન્નતવાળાઓને કે જેઓ હજી તેમાં દાખલ થયા નહિ હોય, જોકે તેઓ (તેના) અભિલાષી હશે (તેમને) સંબોધી કહેશે કે તમારા પર સલામ હોજો.[1]

---

૧. તફસીરે હુસેનીમાં લખે છે અઅરાફ ઉપર જન્નતવાસીઓને બોલાવવા માટે હઝરત હમઝા, હઝરત જાફરે તૈયાર, હઝરત અલી અને હઝરત અબ્બાસ ઊભા હશે. તેઓ અલ્લાહના ખરા માનનારાઓને તેમના ચહેરાના તેજ અને પ્રફુલ્લતાથી ઓળખી કાઢશે અને અલ્લાહના દુશ્મનોને તેમના ચહેરાની કાળાશથી ઓળખી કાઢશે.

૪૭. અને જ્યારે તે (જન્નતવાળા) ઓની નજર જહન્નમવાસીઓ તરફ ફરશે, ત્યારે અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! અમને જાલિમ લોકો સાથે રાખજે નહિ.

૪૮. અને અઅરાફ્ના રહેવાસીઓ (નાસ્તિકોના સરદારોમાંથી) કેટલાકોને–કે જેમને તેઓ તેમના ચિન્હો પરથી પારખી લેશે–પોકારીને કહેશે કે ન તમારા સંગ્રહે તમને કાંઈ કામ આપ્યું અને ન તે વસ્તુઓએ કે જેના પર તમે ઘમંડ કર્યા કરતા હતા.

૪૯. (પછી સ્વર્ગવાસીઓ તરફ ઈશારો કરી તે નર્કવાસીઓને પૂછશે કે) શું આ તેઓજ છે કે જેમના વિષે તમે સોગંદ ખાઇને કહ્યા કરતા હતા કે તેમના પર અલ્લાહ કૃપા કરશેજ નહિ? (પછી સ્વર્ગવાસીઓ તરફ ફરીને ફરમાવશે કે) તમે જન્નતમાં દાખલ થઈ જાઓ, તમને ન તો કાંઈ ભય રહેશે અને ન તો તમે ઉદાસ થશો.

૫૦. અને જહન્નમવાળા જન્નતવાળાઓને પોકારી કહેશે કે અમારા પર થોડુંક પાણી રેડી દો અથવા અલ્લાહે તમને અર્પણ કરેલી રોજીમાંથી અમને પણ (થોડીક) આપો; તેઓ જવાબ આપશે કે બેશક અલ્લાહે એ બન્ને વસ્તુઓ નાસ્તિકો માટે હરામ કરી છે:

૫૧. કે જેમણે પોતાના ધર્મને રમત ગમત (નું સાધન) બનાવ્યું હતું અને જેમને દુનિયાની જીંદગીએ ધોકો આપ્યો હતો, માટે આજના દિવસે અમે પણ તેમને એવાજ ભૂલી જઇએ છીએ જેવી રીતે કે તેઓ આ દિવસના મેળાપને ભૂલી ગયા હતા, અને એ કારણસર કે તેઓ અમારી નિશાનીઓનો ઈન્કાર કર્યા કરતા હતા.

૫૨. અને બેશક અમે તેમના માટે એક એવી કિતાબ લાવ્યા છીએ કે જેમાં અમોએ જ્ઞાનપૂર્વક (દરેક બાબતનો) ખુલાસો કર્યો છે (અને) ઈમાન લાવનારા લોકો માટે તે હિદાયત તથા રહેમત છે.

૫૩. શું તેઓ માત્ર તે (દિવસ) ના પરીણામનીજ રાહ જુએ છે? જે દિવસે તેનું પરીણામ જાહેર થઇ જશે તો જેઓ તેને પ્રથમથી વીસરી ગયા હતા તેઓ કહેશે કે બેશક અમારા પરવરદિગારના રસુલો સત્ય લઇને આવ્યા હતા, પછી હવે કોઈ અમારી પણ શફાઅત કરનારો

છે કે જે અમારા માટે શફાઅત કરે, અથવા અમને પાછા મોકલી દેવામાં આવે કે જેથી જેવા (કુ) કૃત્યો અમે કર્યાં કરતા હતા તેની વિરૂદ્ધ (સદ્) કાર્યો કરીએ? ખરેજ તેઓએ પોતાને મોટું નુકસાન પહોંચાડયું અને જે વસ્તુઓ તેઓ ઉપજાવી કાઢતાં હતા તે સર્વે તેમના હાથમાંથી નીકળી ગઈ છે.

૫૪. નિસંશય તમારો પરવરદિગાર તે અલ્લાહ છે કે જેણે આકાશો ૩
અને જમીનને છ દિવસમાં પેદા કર્યા, પછી અર્શ ઉપર બિરાજમાન થયો (યાને પોતાની સત્તા સ્થાપી); એજ દિવસને રાત્રી વડે ઢાંકી દે છે કે જે ઝડપથી તેની પાછળ ચાલી આવે છે, અને સૂર્ય તથા ચંદ્ર તથા તારાઓ (સર્જ્યાં છે) જેઓ તેના હુકમથી આજ્ઞાકિંત બન્યા છે; ખબરદાર રહો કે બનાવવું તથા આજ્ઞા આપવી એ તેનુંજ કામ છે; બરકતવાળો છે તે અલ્લાહ કે જે દુનિયાઓનો પાલનકર્તા છે.

૫૫. તમે તમારા પરવરદિગાર પાસે ગળગળા થઇને તથા છાનામાના દુઆ માગ્યા કરો; બેશક તે હદ કુદાવી જનારાઓને દોસ્ત નથી રાખતો.

૫૬. અને પૃથ્વી પર તેની સુધારણા થયા પછી કુસંપ ફેલાવો નહિ અને તેને ભય અને આશા સાથે પોકારો; બેશક અલ્લાહની રહેમત નેકી કરનારાઓની પાસે છે.

૫૭. અને તે એજ છે કે જે પોતાની રહેમત (વૃષ્ટિ) થી પહેલાં ખુશખબર આપવા કાજે વાયુ મોકલે છે; અહીં સુધી કે તે (પાણીથી) ભરપુર વાદળાં (ખેંચી) લઈ આવે છે જેને અમે મરેલી (સુકી) ભૂમી તરફ હાંકી લઈ જઇએ છીએ, પછી (ત્યાં) તેમાંથી પાણી ઉતારીએ છીએ, પછી તે વડે દરેક પ્રકારના ફળ ફળાદી ઉત્પન્ન કરી દઇએ છીએ; એવીજ રીતે અમે મુડદાઓને પણ સજીવન કરીએ છીએ કે કદાચને તમે બોધ ગ્રહણ કરો.

૫૮. અને ઉમદા ભૂમિનો પાક પણ અલ્લાહના હુકમથી (ઉમદાજ) નીપજે છે; અને જે ખરાબ ભૂમી હોય છે તેમાંથી (નકામું અને છુટું છવાયું) ઘાસ કુસ સિવાય કાંઈ નિપજતું નથી; અમે આવી રીતે (અમારી) આયતોને આભાર માનનારાઓ માટે વારંવાર વર્ણવ્યા કરીએ છીએ.

૫૯. ખરેજ અમોએ નૂહને તેની કોમ તરફ મોકલ્યો. તેણે કહ્યું કે હે મારી કોમ! અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય તમારો અન્ય કોઇ માઅબુદ નથી; ખરેજ મને તમારા માટે મહાન દિવસના અઝાબનો અંદેશો રહે છે.

૬૦. તેની કોમના આગેવાનોએ કહ્યું કે અમે તો તનેજ ખુલ્લી ગુમરાહીમાં નીહાળીએ છીએ.

૬૧. (નુહે) ફરમાવ્યું કે હે મારી કોમ! મુજમાં (જરા પણ) ગુમરાહી નથી, બલ્કે હું તો દુનિયાઓના પરવરદિગાર તરફથી એક સંદેશવાહક (રસુલ) છું.

૬૨. તમને મારા પરવરદિગારના સંદેશા પહોંચાડું છું અને તમને સારી સલાહ આપું છું અને અલ્લાહ તરફથી તે કાંઈ જાણું છું જે તમે જાણતા નથી.

૬૩. શું તમને અજાયબી લાગે છે કે તમારા માટે તમારા પરવરદિગાર તરફની એક નસીહત તમારામાંહેનાજ એકાદ માણસ પર ઉતરી કે તે તમને ડરાવે અને તેથી તમે પરહેઝગાર બનો અને કદાચને તમારા પર રહેમ કરવામાં આવે?

૬૪. પણ તેમણે તેને જુઠલાવ્યો, પછી અમોએ તેને અને તેની સાથે જેઓ તે (વહાણ)માં હતા તેમને છુટકારો આપ્યો અને જે લોકોએ અમારી આયતોને જુઠલાવી તેમને અમોએ (જલ પ્રલયમાં) ડૂબાડી દીધા; બેશક તે લોકો (નાસ્તિકપણાને લીધે છતી આંખે) આંધળા હતા.

૬૫. અને આદના (લોકો) તરફ અમોએ તેમનાજ ભાઈબંધ હુદ (પયગમ્બર)ને મોકલ્યો; તેણે કહ્યું કે હે મારી કોમ! અલ્લાહની ઈબાદત કરો તેના સિવાય તમારો કોઈ માઅબુદ નથી; શું તમે (અલ્લાહના અઝાબથી) નથી ડરતા?

૬૬. તેની કોમમાંથી જેઓ ઈમાન લાવ્યા ન હતા તેમના આગેવાનોએ કહ્યું અમે તો તને ખરેખર મૂર્ખાઇમાં જોઇએ છીએ, અને નિસંશય અમે તને જુડાઓ માંહેનો ધારીએ છીએ.

૬૭. (હુદે) ફરમાવ્યું કે હે મારી કોમ! મારામાં જરા પણ મૂર્ખાઈ નથી, બલ્કે હું તો દુનિયાઓના પરવરદિગાર તરફનો એક રસુલ છું.

૬૮. મારા પરવરદિગાર તરફના સંદેશા તમને પહોંચાડું છું અને તમારો વિશ્વાસુ શુભેચ્છક છું.

૬૯. શું તમને અજાયબી લાગે છે કે તમારા પરવરદિગાર તરફથી એક નસીહત તમારા માંહેના એક માણસ પર ઉતરી કે જેથી તે તમને ડરાવે? અને તમે યાદ કરો કે જ્યારે તે (અલ્લાહે) નૂહની કોમ પછી તમને (જમીનના) વારસ બનાવ્યા અને સર્જતમાં તમને રૂષ્ટ પુષ્ટ બનાવ્યા, માટે તમે અલ્લાહની નેઅમતોને યાદ કરતા રહો કે કદાચને તમે સફળતા પામો.

૭૦. તેમણે કહ્યું શું તું એ માટે અમારી પાસે આવ્યો છે કે અમે એક અલ્લાહની તો ઇબાદત કરીએ અને અમારા બાપદાદા જેમની ઇબાદત કરતા હતા તેમને છોડી દઇએ? (જા અહીંથી) અગર તું સાચો હોય તો જે અઝાબનો અમને વાયદો કરે છે તે અમારા પર લઈ આવ.

૭૧. (હુદે) ફરમાવ્યું (જાણી લો) કે તમારા પરવરદિગાર તરફથી અપવિત્રતા અને કોપ તો તમારા પર ઉતરીજ ચૂકયાં છે; (છતાં) શું તમે એવાં નામોના સંબધમાં મારી સાથે રકઝક કરો છો કે જે (નામો)ને તમે તથા તમારા બાપદાદાઓએ રાખી લીધાં છે (અને) જેમના વિષે અલ્લાહે કોઈ પ્રમાણ પત્ર ઉતાર્યું નથી; માટે તમે (અઝાબની) રાહ જુઓ અને હું પણ તમારી સાથે રાહ જોનારાઓ-માંથી છુંજ.

૭૨. આખરે અમોએ અમારા તરફની કૃપાથી તેને તથા તેની સાથવાળાઓને મોક્ષ આપ્યો, અને જેઓ અમારી આયતોને જુઠલાવ્યા કરતા હતા તેમના વંશવેલાને અમોએ કાપી નાખ્યો અને તેઓ ઈમાન લાવનારા ન હતા.

૭૩. અને સમુદના (લોકો) તરફ અમોએ તેમના ભાઇબંધ સાલેહને મોકલ્યો, તેણે કહ્યું કે હે મારી કોમ! અલ્લાહની ઈબાદત કરો જેના ૩

સિવાય તમારો કોઈ માઅબુદ નથી; તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે એક ખુલ્લી દલીલ આવી ચુકી છે; આ અલ્લાહની ઉંટણી તમારા માટે એક નિશાની છે માટે તેને છુટી મુકી દો કે તે અલ્લાહની જમીનમાં ચરતી ફરે અને તેને ઈજા પહોંચાડવાના હેતુથી અડકશો નહિ, નહિ તો તમને દુ:ખદાયક અઝાબ ઝડપી લેશે.

૭૪. વળી આ યાદ કરો કે જ્યારે આદના લોકો પછી તેણે તમને (પૃથ્વીના) વારસ બનાવ્યા, અને તમને આ ભૂમિમાં વસાવ્યા કે જેના મેદાનોમાં તમે મહેલ બનાવો છો અને પહાડોને કોરી કોરીને તમે મકાનો બનાવો છો, ત્યારે હવે અલ્લાહની નેઅમતોને યાદ કરતા રહો અને જમીનમાં કુસંપ ફેલાવી ખરાબી કરતા ફરો નહિ.

૭૫. તેની કોમના આગેવાનો કે જે અભિમાની હતા તેમણે તે કમજોર લોકોને કે જેઓ તેમનામાંથીજ ઈમાન લાવ્યા હતા કહ્યું, શું તમે એમ ધારો છો કે સાલેહ તેના પરવરદિગાર તરફથી ખરેખર મોકલવામાં આવેલો રસુલ છે? તેમણે કહ્યું કે તે જે કાંઈ લઈને આવ્યો છે તેના પર અમે તો બેશક ઈમાન લાવ્યા છીએ.

૭૬. અભિમાનીઓએ કહ્યું કે તમે જેના પર ઈમાન રાખો છો તેનો અમે ખાત્રીપૂર્વક ઈન્કાર કરીએ છીએ.

૭૭. પછી તેમણે તે ઉંટણીને ગુંઠણોમાંથી કાપી નાખી અને પોતાના પરવરદિગારના ફરમાનનું ઉલ્લંઘન કર્યું અને તેમણે કહ્યું કે હે સાલેહ! જો તું રસુલો માંહેનો હોય તો જે (અઝાબ)થી તું અમને બીવરાવતો હતો તે અમારા પર લઈ આવ.

૭૮. ત્યારે તેમને ધરતીકંપે પકડી લીધા અને તેઓ પોતાના ઘરોમાં સ્તંભિત બની રહી ગયા.

૭૯. અને સાલેહ તેમનાથી મોઢું ફેરવીને (તથા) એમ કહીને ચાલ્યો ગયો કે હે મારી કોમ! મેં તો ખચીતજ મારા પરવરદિગારનો સંદેશો તમને પહોંચાડી દીધો હતો અને તમને નસીહત પણ કરી હતી, પણ તમે નસીહત કરનારાઓને મિત્ર ધરાવતા નથી.

૮૦. અને (યાદ કરો કે જ્યારે) લૂતે પોતાની કોમને કહ્યું કે શું

તમે એવું નિર્લજ્જપણું કરો છો કે તેના જેવું દુનિયાઓમાં તમારી આગમચ કોઇએ કર્યું નથી?

૮૧. નિસંશય તમે સ્ત્રીઓને મૂકી પુરૂષો સાથે અકુદરતી કૃત્ય કરો છો; બલ્કે તમે મર્યાદા ઓળંગી જનારા લોકો છો.

૮૨. અને તેની કોમનો બીજો કોઈ જવાબ ન હતો સિવાય કે કહેવા લાગ્યા કે તેમને તમારા શહેરમાંથી કાઢી મૂકો, નિસંશય તે લોકો પવિત્રતા ચાહનારા છે.

૮૩. આથી અમોએ તે (લૂત)ને તથા તેના કુટુંબીઓને છુટકારો આપ્યો સિવાય તેની પત્નીને કે જે પાછળ રહી જનારાઓ માંહેની હતી.

૮૪. અને પછી અમોએ તેમના ઉપર (પત્થરોનો) વરસાદ વરસાવ્યો; માટે જોઈ લે કે ગુન્હેગારોનો અંત કેવો આવ્યો.

૮૫. અને મદયન(ના લોકો) તરફ અમોએ તેમના ભાઇબંધ રુકૂ ૧૧
શોઅયબને મોકલ્યો; તેણે કહ્યું કે હે મારી કોમ! અલ્લાહની ઇબાદત કરો તેના સિવાય તમારો અન્ય કોઈ માઅબુદ નથી; તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે ખુલ્લી દલીલ આવી ચૂકી છે, માટે માપ તથા તોલ પૂરેપૂરાં રાખો અને લોકોને તેમની વસ્તુઓ ઓછી ન આપો, અને પૃથ્વીમાં સુલેહ શાંતી થઈ ગયા પછી તેમાં કુસંપ ફેલાવો નહિ; અગર તમે મોમીન હો તો આ વાત તમારા માટે ઘણીજ સારી છે.

૮૬. અને દરેક માર્ગમાં એ હેતુસર બેસી ન રહો કે (લોકોને) ડરાવો તથા જેઓ તે (અલ્લાહ) પર ઇમાન લાવે તેમને રાહે અલ્લાહથી અટકાવો અને તે સીધા માર્ગને વાંકો ચુકો બનાવવાની ઇચ્છા કરો; અને યાદ કરો કે જ્યારે તમે થોડા હતા ત્યારે તેણે તમને વધારી દીધા, અને જુઓ કે ફસાદ કરનારાઓનું કેવું પરિણામ આવ્યું.

૮૭. અને જો તમારામાંથી એક ટોળું તે (આજ્ઞા) પર કે જેની સાથે હું મોકલાએલો છું ઇમાન લઈ આવે અને એક ટોળું ઇમાન ન લાવે તો જ્યાં સુધી અલ્લાહ આપણી વચ્ચે ફેંસલો કરે નહિ ત્યાં સુધી તમે ધીરજ ધરો, અને તે સૌથી સારો ફેંસલો કરનાર છે.

———

# ભાગ ૯ મો.

૮૮. તેની કોમના આગેવાનો કે જેઓ ગર્વિષ્ઠ હતા તેમણે કહ્યું કે હે શોઅયબ! અગર તું અને તારી સાથે જેઓ ઇમાન લાવ્યા છે તેઓ અમારા ધર્મમાં પાછા નહિ આવો તો અમે તમને અમારા શહેરમાથી જરૂર કાઢી મુકીશું; (શોઅયબે) કહ્યું, શું અમે (તમારા ધર્મ પ્રત્યે) તિરસ્કાર ધરાવતા હોઇએ તો પણ (ચાલ્યા આવીએ)?

૮૯. અલ્લાહ અમને તેનાથી મોક્ષ આપી ચૂકયા પછી પણ જો અમે તમારા ધર્મમાં પાછા ચાલ્યા આવીએ તો ખચીતજ (તે એના જેવું થાય કે) અમોએ અલ્લાહ પર જુઠો આરોપ મુકયો; અને અમને આ ઘટતું નથી કે અમે તે (તમારા ધર્મ) માં પાછા ચાલ્યા આવીએ સિવાય કે અમારા પરવરદિગારની ઇચ્છાજ એવી હોય; અમારા પરવરદિગારનું જ્ઞાન દરેક વસ્તુ પર વ્યાપી રહેલું છે; અમોએ અલ્લાહ ઉપરજ ભરોસો કર્યો છે; હે અમારા પરવરદિગાર! તું અમારી તથા અમારી કોમ વચ્ચે ખરો ફેંસલો કરી દે, અને તુંજ સૌથી ઉત્તમ ફેંસલો કરનારો છે.

૯૦. અને તેની કોમમાંથી જેઓ ઇમાન લાવ્યા ન હતા તેમના આગેવાનોએ કહ્યું કે જો તમોએ શોઅયબની તાબેદારી કરી તો એ હાલતમાં તમે નિઃસંશય હાની ભોગવનારા થઇ જશો.

૯૧. પછી તેમને ધરતીકંપે પકડી લીધા, જેથી તેઓ એકાએક પોતાના ઘરોમાં (જીવ વગરના) સ્તંભીત બની રહી ગયા:

૯૨. જેમણે શોઅયબને જુઠલાવ્યો હતો (તેઓ એવા બરબાદ થઇ ગયા) કે જાણે તેઓ તે (ભૂમી) માં કયારેય વસ્યાજ ન હતા; જેમણે શોઅયબને જુઠલાવ્યો તેઓજ હાનિ ભોગવનારા હતા.

૯૩. જેથી તે (શોઅયબે) તેમના તરફથી મોઢું ફેરવી લીધું અને કહ્યું કે હે મારી કોમ! ખચીતજ મેં તમને મારા પરવરદિગારના સંદેશા પહોંચાડી દીધા હતા અને તમને (સદ્) બોધ પણ આપ્યો હતો, ત્યારે હવે હું મુન્કર લોકોની (માઠી દશા માટે) શાને શોક કરૂં?

૯૪. અને એવું નથી બન્યું કે અમોએ કોઇ વસ્તીમાં પયગમ્બર ૧
મોકલ્યો હોય અને તેના રહેવાસીઓને કંગાલીયત અને સંકટમાં સપડાવ્યા ન હોય; આ એટલા માટે કે કદાચને તેઓ (અમારી આગળ) કરગરે.

૯૫. પછી (જ્યારે તેઓ કરગર્યા ત્યારે) અમોએ તેમના દુઃખને સુખમાં બદલી નાખ્યાં, અહીં સુધી કે તેઓ ઘણાં (સંખ્યામાં) વધ્યા અને કહેવા લાગ્યા કે ખચીતજ અમારા બાપદાદાઓ પર પણ દુઃખ અને સુખ (સર્વ કાંઇ) વીતી ચુકયાં છે. (તેમના એ અનુપકારી વિચારોને લીધે) પછી તેમની અજાણતાની હાલતમાં ઓચિંતા અમોએ તેમને (અઝાબમાં) ગીરફતાર કર્યા.

૯૬. અને જો તે વસ્તીવાળાઓ ઇમાન લઇ આવતે તથા ડરતા રહેતે તો અમે તેમના પર આકાશ તથા જમીનની બરકતો (ના દ્વાર) ઉઘાડી નાખતે, પરંતુ તેમણે (રસુલોને) જુઠલાવ્યા, પછી તેમની કરણીઓના કારણે અમોએ તેમની ધરપકડ કરી.

૯૭. શું શહેરવાસીઓ આ (વાત)થી નિર્ભય થઇ ગયા છે કે અમારો અઝાબ તેમને રાત્રીમાં પકડી લે એવી સ્થિતિમાં કે તેઓ નિંદ્રાધીન હોય?

૯૮. અથવા શું શહેરવાસીઓ આ (વાત)થી નિર્ભય થઇ ગયા છે કે અમારો અઝાબ તેમને ધોળે દિવસે પકડી લે એવી સ્થિતિમાં કે તેઓ ખેલકૂદમાં (મચ્યા રહ્યા) હોય?

૯૯. શું ત્યારે તેઓ અલ્લાહના દાવપેચથી નિશ્ચિંત થઇ ગયા છે? જો કે અલ્લાહના દાવપેચથી માત્ર હાનિ ભોગવનારાઓ સિવાય કોઇ નિશ્ચિંત રહેતો નથી.

૧૦૦. શું આ બીના તે લોકોને—કે જેઓ આગલા (નાશ પામેલા) ૨:
માલિકોની પછી આ ભૂમિના વારસ થયા છે—સ્પષ્ટ કરી નથી દેખાડતી ૧
કે જો અમે ચાહતે તો તેમના ગુન્હાઓને લીધે તેમના પર પણ મુસીબત નાખી દેતે અને તેમના અંતઃકરણો પર એવી મહોર મારી દેતે કે તેઓ (કાંઇ) સાંભળી શકે નહિ?

૧૦૧. (હે રસુલ!) આ એજ વસ્તીઓ છે કે જેની કેટલીક

ખબરો અમે તને વર્ણવીએ છીએ, અને ખચીતજ તેમના પયગમ્બરો તેમની પાસે ખુલ્લી દલીલો લઇને આવ્યા હતા, પરંતુ જેને તેઓ પ્રથમ જુઠલાવી ચૂકયા છે તેને (હવે પણ) કોઈ રીતે માને તેમ નથી; એવી રીતે અલ્લાહ ઈન્કાર કરનારાઓના અંતઃકરણો પર મહોર મારી દે છે.

૧૦૨. અને અમોએ તેઓ માંહેના ઘણાખરાઓને (સ્વ) વચન પાળતા દીઠા નહિ, બલ્કે અમોએ ખચીતજ તેઓ માંહેના ઘણાઓને આજ્ઞાભંગ કરનારા દીઠા.

૧૦૩. તેમના પછી અમોએ મુસાને અમારી નિશાનીઓ આપીને ફિરઔન તથા તેના સરદારો તરફ મોકલ્યો, પરંતુ તેઓ તે (નિશાનીઓ) પ્રત્યે ઉદ્ધતાઈપૂર્વક વર્ત્યા, માટે જો કે ફસાદ કરનારાઓનું કેવું પરિણામ આવ્યું!

૧૦૪. અને મુસાએ ફરમાવ્યું કે હે ફિરઔન! નિસંશય હું તમામ દુનિયાઓના પરવરદિગાર તરફનો રસુલ છું:

૧૦૫. મારા માટે લાયક છે કે અલ્લાહના સંબંધમાં સત્ય સિવાય બીજું કાંઈ બોલું નહિ; હું ખચીતજ તમારા પરવરદિગાર તરફથી ખુલ્લી દલીલ લઇને આવ્યો છું, માટે બની ઈસરાઇલને મારી સાથે મોકલી દે.

૧૦૬. (ફિરઔને) કહ્યું અગર તું કોઈ નિશાની લાવ્યો હોય અને જો તું સાચાઓ માંહેનો હોય તો લાવ, તે (નિશાની) રજુ કર.

૧૦૭. આથી (મુસાએ) પોતાનો અસા (ડાંગ જમીન પર) નાખી દીધો જે (તેજ વખતે એક ભયંકર અને) સાક્ષાત અજગર બની ગયો.

૧૦૮. અને તેણે પોતાનો હાથ (બગલમાં નાખી) બહાર ખેંચી કાઢયો કે તરતજ તે દેખનારાઓ માટે સફેદ (ચળકાટ વાળો) બની ગયો.

૧૦૯. (જે દેખીને) ફિરઔનના સરદારોએ કહ્યું કે નિસંશય આ એક ખુલ્લો જાદુગર છે:

૧૧૦. જે તમને તમારા દેશમાંથી હાંકી કાઢવા ચાહે છે; માટે તમે (તેના વિષે) શું સલાહ આપો છો?

૧૧૧. તેમણે કહ્યું કે તે (મુસા)ને તથા તેના ભાઇને (હમણાં) પડતા મૂકો અને (સઘળા) શહેરોમાં ઢંઢેરો પીટનારા મોકલો:

૧૧૨. કે જેથી તેઓ દરેક પ્રવીણ જાદુગરને તારી હજુરમાં લઈ આવે.

૧૧૩. અને તે જાદુગરો ફિરઔન પાસે આવ્યા (અને) કહેવા લાગ્યા કે જો અમે વિજયી થઇએ તો અમને જરૂર સારો બદલો મળવો જોઇએ.

૧૧૪. તેણે કહ્યું, હા, (મળશે એટલુંજ નહિ) પણ નિસંશય તમે (મારા) અંગત દરબારીઓ માંહેના બની જશો.

૧૧૫. (આથી જાદુગરોએ) કહ્યું, હે મુસા! લે તું (જાદુના દાવ) નાખે છે કે અમેજ નાખનારા બનીએ?

૧૧૬. (મુસાએ) કહ્યું (તમેજ) નાખો. આથી જ્યારે તેમણે (જાદુના દાવ) નાખ્યા ત્યારે (પ્રથમ) લોકોની નજર બાંધી દીધી અને તેમને ભયભીત કરી મુકયા અને (ઘણોજ) મોટો જાદુ લઈ આવ્યા.

૧૧૭. અને અમોએ મુસા તરફ઼ વહી મોકલી કે તું તારો અસા નાખી દે, જેથી (મુસાએ પોતાનો અસા જમીન પર નાખ્યો કે તરતજ) તે તેમણે જે ઢોંગ સોંગ ઉભા કર્યા હતા તેને ગળી જવા લાગ્યો.

૧૧૮. પછી એવી રીતે સત્ય પુરવાર થઈ ગયું અને જે કાર્યો તેઓ કરતા હતા તે નિષ્ફળ ગયાં.

૧૧૯. જેથી તેઓ ત્યાંજ પરાજીત બની ગયા અને શરમથી ઝલીલ બની પાછા ફ્ર્યા.

૧૨૦. અને તે સઘળા જાદુગરો પોતાની મેળે સિજદામાં ઢળી પડયા.

૧૨૧. તેઓ કહેવા લાગ્યા કે અમે દુનિયાઓના પરવરદિગાર પર ઈમાન લાવ્યા છીએ:

૧૨૨. (એટલેકે) મુસા તથા હારૂનના પરવરદિગાર પર.

૧૨૩. ફિરઔને કહ્યું શું તમે તેના પર ઈમાન લાવો છો, એ પહેલાં કે હું તમને (તેમ કરવાની) પરવાનગી આપું? નિસંશય આ તમારી ચાલબાજી છે કે જે તમોએ આ શહેરના રહેવાસીઓને અહીંથી કાઢી મુકવા ચલાવી છે, પણ આગળ જતાં (તેનું પરિણામ) જાણી લેશો.

૧૨૪. હું તમારા સામ સામેના હાથ પગ અવશ્ય કાપી નાખીશ, પછી તમો સર્વેને શૂળીએ ચઢાવીશ.

૧૨૫. તેમણે કહ્યું કે અમે તો ખચીતજ અમારા પરવરદિગાર તરફ પાછા રજુ થઇએ છીએ.

૧૨૬. અને તું અમારાથી માત્ર એટલી વાત પર વેર લેવા ચાહે છે કે અમે અમારા પરવરદિગારની નિશાનીઓ પર ઇમાન લઈ આવ્યા છીએ કે જે (પ્રત્યક્ષ રીતે) અમારી પાસે આવી (ચૂકી છે); હે અમારા પરવરદિગાર! તું અમને (અસાધારણ) ધૈર્ય અર્પણ કર, અને અમારો અંત ઇસ્લામ ઉપરજ લાવજે.

૧૨૭. અને ફિરઔનની કોમના આગેવાનોએ (તેને) કહ્યું કે શું તું મુસા તથા તેની કોમને છોડી દેશે કે તે (આખા) દેશમાં તોફાન ફેલાવે અને તને તથા તારા માઅબુદોને તજી દે? (ફિરઔને) કહ્યું અમે ટુંક વખતમાં તેમના પુત્રોને મારી નાખીશું અને તેમની પુત્રીઓને (લોંડીઓ બનાવવા માટે) જીવતી રહેવા દઈશું, અને નિસંશય આપણેજ તેમના પર સત્તાવાન છીએ.

૧૨૮. મુસાએ પોતાની કોમને ફરમાવ્યું કે તમે અલ્લાહ પાસે મદદ માગો અને ધીરજ રાખો; બેશક આ સર્વ ભૂમિ અલ્લાહનીજ છે, તે પોતાના બન્દાઓમાંથી જેને ચાહે છે તેને તેનો વારસ બનાવે છે; અને (ઉત્તમ) પરિણામ પરહેઝગારો માટેજ છે.

૧૨૯. (બની ઇસરાઇલ) બોલ્યા કે અમોએ તો તારા આવવા પહેલાં પણ (ઘણાં) સંકટો સહ્યાં છે અને તારા આવવા પછી પણ; (મુસાએ) ફરમાવ્યું સંભવિત છે કે તમારો પરવરદિગાર તમારા દુશ્મનોનો નાશ કરી નાખે અને તમને આ ભૂમિમાં તેમના સ્થાને માલિક બનાવી દે, પછી જુએ કે તમે કેવાં કાર્યો કરો છો.

૧૩૦. અને બેશક અમોએ ફિરઔનવાળાઓને (પ્રથમ) દુકાળ તથા ફળ (ફળાદિ)ની નુકસાનીમાં સપડાવ્યા કે કદાચને તેઓ ચેતે.

૧૩૧. (પણ) પછી જ્યારે તેમને લાભ થતો ત્યારે તેઓ કહેતા કે આતો અમારો હક છે, અને અગર તેમને કોઈ દુ:ખ પહોંચતું તો

તેને મુસા તથા તેના સાથીઓની પનોતી ગણી કાઢતા; ખબરદાર રહો કે તેમની પનોતી માત્ર અલ્લાહ તરફથીજ છે પણ તેઓ માંહેના ઘણા ખરા જાણતા નથી.

૧૩૨. અને તેમણે કહ્યું કે જો તું ગમે તેવી નિશાની અમારી પાસે લઈ આવે કે જે વડે અમારા પર જાદુ કરે તો પણ અમે તો તારા પર કદી પણ ઇમાન લાવીશું નહિ.

૧૩૩. જેથી અમોએ તેમના પર તોફાન મોકલ્યું અને તીડો તથા જુંઓ તથા દેડકાં તથા લોહી (નું તોફાન મોકલ્યું), આ (દરેક અમારી કુદરતની) પ્રત્યક્ષ નિશાનીઓ હતી; તથાપિ તેઓ અભિમાનીજ રહ્યા અને (ખરેજ) તેઓ પાપી લોકો હતા.

૧૩૪. અને જ્યારે તેમના પર કોઈ અઝાબ આવતો ત્યારે કહેતા કે હે મુસા! અમારા માટે તારા પરવરદિગારે તારી સાથે જે વાયદો કર્યો છે તે પ્રમાણે તેની પાસે અમારા માટે દુઆ માગ; અગર તું અમારા ઉપરથી આ અઝાબને ટાળી દેશે તો અમે ખચીતજ તારા પર ઈમાન લાવીશું અને બની ઈસરાઇલને પણ તારી સાથે જરૂર મોકલી દઇશું.

૧૩૫. પછી જ્યારે અમે તેમના પરના અઝાબને એક મુદ્દત માટે ઉઠાવી લેતા ત્યારે એ મુદ્દત પુરી થતાં પહેલાંજ તેઓ પાછું વચનભંગ કરતા.

૧૩૬. છેવટે અમોએ તેમનાથી (પૂરેપુરૂં) વેર લીધું અને તેમને સમુદ્રમાં ડૂબાડી દીધા, એ માટે કે તેઓ અમારી આયતોને જુઠલાવ્યા કરતા હતા અને તેનાથી તેઓ બેદરકાર રહેતા હતા.

૧૩૭. અને અમોએ તે કોમને કે જે કમજોર ગણવામાં આવતી હતી તેને તે ભૂમિ કે જેને અમોએ (ફળદ્રુપતા માટે) બરકતવાળી બનાવી હતી તેના પૂર્વ તથા પશ્ચિમના વારસ બનાવ્યા; અને (આવી રીતે) બની ઈસરાઈલના સંબંધમાં તેમના ધૈર્યના કારણે તારા પરવરદિગારનો (સાચો અને) ઉત્તમ વાયદો પુરો થઈ ગયો; અને ફિરઔન તથા તેની કોમે જે જે કારીગરી કરી હતી તેનો તથા જે જે (મોટી ઈમારતો) તેઓ બાંધતા હતા તે સર્વેનો અમોએ સદંતર નાશ કરી નાખ્યો.

૧૩૮. અને અમે બની ઈસ્રાઈલને સમુદ્રપાર પહોંચાડી દીધા; પછી તેઓ એક એવી કોમ પાસે પહોંચ્યા કે જે પોતાની મૂર્તિઓની પુજામાં મંડેલા હતા. (એ દેખી તેઓ) બોલ્યા કે હે મુસા! અમારા માટે પણ એક એવોજ માઅબુદ બનાવી આપ જેવા કે આ લોકો પાસે માઅબુદો છે. (મુસાએ) કહ્યું નિસંશય તમે અજ્ઞાનિ લોકો છો.

૧૩૯. બેશક આ લોકો જે (ધર્મ)માં મચ્યા રહ્યા છે તે અવશ્ય નાશ પામનાર છે અને જે કાર્યો તેઓ કરે છે તે એળે જશે.

૧૪૦. (વળી) તેણે કહ્યું શું હું તમારા માટે અલ્લાહના સિવાય બીજો માઅબુદ શોધી આપું જ્યારે કે તેણેજ તમને સઘળી દુનિયા પર શ્રેષ્ઠતા આપી છે?

૧૪૧. અને (તે સમયને યાદ કરો) જ્યારે કે અમોએ તમને ફિરઔનીઓ(ના હાથમાં)થી છુટકારો આપ્યો કે જેઓ તમને સખતમાં સખત દુઃખ આપતા હતા, તમારા છોકરાઓને મારી નાખતા તથા તમારી છોકરીઓને (લોંડીઓ બનાવવા માટે) જીવતી રહેવા દેતા; અને તેમાં તમારા પરવરદિગાર તરફની તમારા માટે ઘણી સખત કસોટી હતી.

૧૪૨. અને અમોએ મુસાને (તૌરેત આપવા માટે) ત્રીશ રાત્રીઓની મુદ્દત નક્કી કરી હતી અને (પછી) એક દાયકો ઉમેરી તે (મુદ્દત) પુરી કરી, જેથી તેના પરવરદિગારે નક્કી કરેલી મુદ્દત ચાલીસ રાત્રીઓમાં પુરી થઈ ગઈ. અને (તુર પર જતી વખતે) મુસાએ પોતાના ભાઈ હારૂનને કહ્યું કે તું મારી કોમમાં મારો પ્રતિનીધી બનીને (લોકોની) સુધારણા કરતો રહેજે અને ફસાદખોરોના માર્ગને અનુસરજે નહિ.

૧૪૩. અને જ્યારે મુસા અમારા નક્કી કરેલા સમયે (સીનાં પર્વત પર) આવ્યો અને (ત્યાં) તેના પરવરદિગારે તેની સાથે વાતો કરી ત્યારે (મુસાએ) વિનંતી કરી કે હે મારા પરવરદિગાર! તું મને (તારા સાક્ષાત) દર્શન આપ કે જેથી હું તને (પ્રત્યક્ષ આંખોએ) જોઇ લઉં. (આથી અલ્લાહે) ફરમાવ્યું કે તું મને હરગીઝ જોઈ શકશે નહિ, પરંતુ આ પહાડ (ના શીખર) તરફ દ્રષ્ટિ નાખ; પછી અગર તે પોતાના સ્થાને કાયમ રહે તો તું પણ મને જોઈ શકશે, પછી જ્યારે તેના પરવરદિગારે પહાડ

(ના શીખર) પર પોતાના નૂરનો પ્રકાશ નાખ્યો તો તેના કટકે કટકા કરી નાખ્યા અને મુસા (ત્યાંજ) બેભાન થઈ (ઢળી) પડયો: પછી જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે (હે મારા પરવરદિગાર!) પાક છે તારી જાત, હું તારી સમક્ષ તોબા કરૂં છું અને હું સૌથી પહેલો ઈમાન લાવનારાઓ માંહેનો છું.

૧૪૪. ફરમાવ્યું, હે મુસા! બેશક મેં તને મારી રીસાલત (સંદેશા) તથા મારા કલામ માટે સઘળા લોકો પર ચુંટી કાઢયો છે, માટે જે કાંઈ મેં તને આપ્યું છે તે (દ્રઢતાથી) લે અને (તે બદલ મારો) આભાર માનનારાઓ માંહેનો થા.

૧૪૫. અને અમોએ તેના માટે તે (તૌરેતની તખ્તીઓ)માં દરેક વસ્તુઓ વિષે વિગતવાર બોધ અને નિર્ણય લખી દીધાં હતાં; (અને હુકમ આપ્યો હતો કે હે મુસા!) આ (તૌરેત)ને દ્રઢતાથી પકડી લે અને તારી કોમને આજ્ઞા કર કે તે માંહેની સારી સારી વાતો ગ્રહણ કરે: ટુંક વખતમાં હું તમને નાફરમાનોનું સ્થાન દેખાડી દઈશ.

૧૪૬. હું ટુંક સમયમાં તે લોકો કે જેઓ પૃથ્વી પર નાહક અભિમાન કર્યા કરે છે તેમને મારી આયતો(ને સમજવા)થી અળગા રાખી દઈશ;[1] અને જો તેઓ દરેક નિશાની જોઈ લેશે તો પણ તેના પર ઈમાન લાવશે નહિ, અને (એજ પ્રમાણે) કદાચને તેઓ નેકીનો માર્ગ (પણ) જોઈ લેશે તો પણ તેને પોતાનો માર્ગ બનાવશે નહિ, અને જો તેઓ ગુમરાહીનો માર્ગ જોશે તો તેને (અવશ્ય) પોતાનો માર્ગ બનાવી લેશે; આ (શિક્ષા) એ માટે કે તેમણે અમારી નિશાનીઓ જુઠલાવી હતી અને તેનાથી બેદરકાર રહ્યા હતા.

૧૪૭. અને જે લોકો અમારી નિશાનીઓ તથા આખેરતની મુલાકાતને જુઠલાવે છે તેમના કર્મો રદ થઈ જશે; શું તેમને તેઓ જે કર્મો કર્યા કરતા હતા તેના સિવાય બીજો કોઈ બદલો આપવામાં આવશે?

૧૪૮. અને મુસાની કોમે તેની ગેરહાજરીમાં પોતાના ઘરેણાઓમાંથી એક વાછરડાની આકૃતિ બનાવી, જેનો અવાજ ગાયના (અવાજ) જેવો

---

૧. અર્થાત મારી આજ્ઞાઓનો ધિક્કાર કરતાં અટકાવીશ.

હતો. શું તેઓ એટલુંએ સમજતા ન હતા કે તે (વાછરડું) ન તેમની સાથે વાત કરતું હતું અને ન તેમને કોઈ (પ્રકારનો) માર્ગ દેખાડતું હતું? (તથાપિ) તેઓ તેને પૂજવા લાગ્યા અને તેમાં તેઓ અન્યાયી હતા.

૧૪૯. અને જ્યારે તેઓ હદ ઉપરાંત (પોતાના આ કૃત્યથી) શરમિન્દા થયા અને સમજી ગયા કે તેઓ ગુમરાહ થઈ ગયા હતા ત્યારે તેમણે અરજ કરી કે જો અમારો પરવરદિગાર અમારા પર કૃપા નહિ કરે અને અમારા ગુન્હા માફ નહિ કરે તો અમે ખચીતજ હાનિ ભોગવનારાઓ માંહેના થઈ જઇશું.

૧૫૦. અને જ્યારે મુસા પોતાની કોમ તરફ અતિ ક્રોધાવેશ અને અફસોસ કરતો પાછો ફર્યો ત્યારે કહ્યું કે તમોએ મારી ગેરહાજરીમાં ખરેજ એક દુષ્ટ વર્તન ચલાવ્યું છે; શું તમોએ તમારા પરવરદિગારના હુકમથી મોઢું ફેરવી લેવામાં ઉતાવળ કરી? અને (ક્રોધથી) તખ્તીઓ ફેંકી દીધી અને પોતાના ભાઈ હારૂનનું માથું પકડી પોતાની તરફ ખેંચવા લાગ્યો. (ત્યારે) તેણે અરજ કરી કે હે મારા માજાયા (ભાઇ)! ખરેજ કોમવાળાઓએ મને અશક્ત સમજ્યો અને મને મારી નાખવાની અણી ઉપર હતા, માટે તું મારા પર મારા શત્રુઓને ન હસાવ અને જુલમગારો સાથે મારી ગણના કર નહિ.

૧૫૧. (મુસાએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! તું મને તથા મારા ભાઇને માફ કરી દે અને અમો બન્નેને તારી રહેમતમાં દાખલ કરી લે, અને તુંજ ઉત્તમ રહેમ કરનારો છે.

મ ૧૫૨. નિસંશય જે લોકોએ વાછરડાને પૂજ્યો તેમના પર તેમના પરવરદિગાર તરફથી ટુંક સમયમાં અઝાબ આવી પડશે અને આલોકના જીવનમાંજ તેમને હીણપત મળશે; અને અમે અસત્ય વાતો ઘડી કાઢનારાઓને એવોજ બદલો આપ્યા કરીએ છીએ.

૧૫૩. અને જે લોકોએ અપકૃત્યો કર્યા, ત્યાર બાદ તેમણે તોબા કરી લીધી અને ઈમાન લઈ આવ્યા, તો બેશક તારો પરવરદિગાર તે (પશ્ચાતાપ કરી લીધા) બાદ મોટો ક્ષમા કરનાર (અને) દયાળુ છે.

૧૫૪. અને જ્યારે મુસાનો ક્રોધ ઉતરી ગયો ત્યારે તેણે તખ્તીઓ ઉચકી લીધી, અને તેની પ્રતોમાં તે લોકો માટે કે જેઓ તેમના પરવરદિગારથી ડરતા રહે છે હિદાયત અને રહેમત હતાં.

૧૫૫. અને મુસાએ પોતાની કોમમાંથી સિત્તેર માણસો અમારી મુલાકાતના ઠરાવેલા વખત માટે વીણી કાઢયા; પછી જ્યારે તેમને ધરતીકંપે પકડી લીધા ત્યારે (મુસાએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! અગર તું ચાહતે તો તેમને તથા મને પ્રથમથીજ હલાક કરી નાખતે; શું તું અમને તે કૃત્યો બદલ હલાક કરે છે કે જે અમારામાંથી કેટલાક મુર્ખાઓએ કર્યાં છે? એ તો તારા તરફની (એક) કસોટી છે; તે વડે તું જેને ચાહે છે ગુમરાહ કરે છે અને જેને ચાહે છે હિદાયત આપે છે; તુંજ અમારો માલિક છે માટે તું અમને માફ કરી દે, અને અમારા પર દયા કર, અને તું ઉત્તમ ક્ષમા કરનાર છે.

૧૫૬. અને આ જગતમાં અમારા માટે નેકી નિર્માણ કર અને આખેરતમાં પણ; ખરેજ અમે તારી તરફ રજુ થઇએ છીએ; (અલ્લાહે) ફરમાવ્યું કે હું મારા અઝાબથી જેને ચાહું છું પકડી લઉં છું, અને મારી રહેમત દરેક વસ્તુ પર વ્યાપેલી છે; જેથી હું ટુંક સમયમાં (ખાસ કરીને) તે લોકો માટે કે જેઓ ડરતા રહે છે અને ઝકાત આપતા રહે છે અને તેમના માટે કે જેઓ અમારી આયતો પર ઈમાન રાખે છે તે (રહેમત) નિર્માણ કરીશ.

૧૫૭. (અને) તે લોકો (માટે પણ) કે જેઓ રસુલની તાબેદારી કરે છે (યાને) તે ઉમ્મી (અણપઢ) નબીની કે જેનું વર્ણન તેમણે પોતાની પાસેની તૌરેત તથા ઈન્જીલમાં લખેલું જોઈ લીધું છે,[1] (અને જે) તેમને નેકીની આજ્ઞા કરે છે તથા બદીની મનાઈ કરે છે, તથા પવિત્ર વસ્તુઓ તેમના માટે હલાલ અને નાપાક વસ્તુઓ તેમના માટે હરામ ઠરાવે છે અને તેમના ગુન્હાઓનો બોજો તથા તે બેડીઓ કે જે તેમનાં ગળામાં પડી હતી દૂર

---

૧. આ આયતમાં હજરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ની નબુવ્વતની ખબર તૌરેત તથા ઇન્જીલમાં અલ્લાહે આપી છે તે તરફ ઇશારો છે, તેમજ હજરત મુસા અ૦ સ૦ એ પોતાની કોમને એ વિષે જે ખબર આપી હતી તેનું વર્ણન છે.

કરે છે; માટે જે લોકો તેના પર ઈમાન લાવ્યા અને જેમણે તેની ઈજ્જત કરી અને તેની સ્હાય કરી અને તેની સાથે સાથે ઉતરેલા નૂર (કુરઆન)ની તાબેદારી કરી તેઓજ (સંપૂર્ણ) સફળતા મેળવનારા છે.

રૂકુઅ ૨૦ ૧૫૮. (હે રસુલ!) તું કહે કે હે લોકો! હું તમો સર્વની તરફ અલ્લાહનો સંદેશો લાવનારો (રસુલ) છું,—એજ અલ્લાહ કે જેની સત્તા આકાશોમાં પણ છે અને પૃથ્વીમાં પણ, તેના સિવાય અન્ય કોઈ માઅબુદ નથી, એજ સજીવન કરે છે અને એજ મારે છે,—માટે તમે અલ્લાહ પર તથા તેના રસુલ (યાને) ઉમ્મી (અણુપઢ) નબી પર ઈમાન લાવો કે જે પંડે અલ્લાહ તથા તેના બોલો પર ઈમાન રાખે છે અને તેનીજ તાબેદારી કરો કે કદાચને તમે પણ સન્માર્ગ મેળવો.

૧૫૯. અને મુસાની કોમમાંથી એક મંડળ એવા (લોકો)નું હતું કે જે સત્ય તરફ હિદાયત કરતું અને તેજ વડે ન્યાય કરતું હતું.

૧૬૦. અને અમોએ તે (મુસાની કોમ)ના કુટુંબોને બાર કબીલાઓમાં વહેંચી નાખ્યા (અને પાછળથી તે દરેક કબીલો) અકેકી પ્રજા તરીકે ઓળખાવા લાગ્યો; અને મુસાની પાસે જ્યારે તેની કોમે પાણી માગ્યું ત્યારે અમોએ વહી કરી કે તું તારી લાઠીને પત્થર પર માર, જેથી (તેમ કરતાં) તેમાંથી બાર ઝરણા વહી નીકળ્યા; દરેક ટોળાએ પોતપોતાની પીવાની જગ્યાને સારી પેઠે ઓળખી લીધી; અને અમોએ તેમના પર વાદળાઓથી છાંયડો કર્યો તથા તેમના પર મન્ના તથા સલ્વા ઉતાર્યાં; (અને આજ્ઞા કરી કે) જે પાક વસ્તુઓ અમોએ તમને આપી છે તેમાંથી ખાઓ પીઓ. અને તેમણે (નાફરમાની કરીને) અમારૂં કાંઈ બગાડયું નહિ પણ તેમણે પંડેજ પોતાના જીવ પર જુલમ કર્યો.

૧૬૧. અને (તે સમયને યાદ કરો) જ્યારે કે તેમને કહેવામાં આવ્યું કે આ ગામમાં વસો અને તેમાંથી તમારૂં મન જ્યાં જ્યાંથી ચાહે તે ખાઓ પીઓ અને ક્ષમા ક્ષમા બોલતા બોલતા અને સિજદો કરતા કરતા આ દરવાજામાં દાખલ થાઓ તો અમે તમારો અપરાધ માફ કરી દઈશું (અને) નેકી કરનારાઓને અમે તરતમાં ઉન્નતિ આપીશું.

૧૬૨. પછી તે લોકોમાંથી કે જેઓ જુલમગાર હતા તેમણે જે

બોલ તેમને કહેવામાં આવ્યો હતો તે બદલી નાખી જુદોજ બોલ બોલવા લાગ્યા, જેથી અમોએ પણ તેમના જુલમના કારણે તેમના પર આકાશ પરથી અઝાબ મોકલ્યો.

૧૬૩. અને (હે રસુલ!) તેમને તે ગામની સ્થિતિ પૂછી લે કે જે સમુદ્ર તીરે (વસેલું) હતું; જ્યારે તે (ગામવાળા) ઓ સબ્ત (શનિવાર) પાળવાના સંબધમાં હદ બહાર જતા હતા;[1] જ્યારે તેઓ સબ્ત પાળતા ત્યારે તેમના માટે તે દિવસે (પુષ્કળ) માછલાં પાણીની સપાટી પર આવી લાગતા, અને જે દિવસે તેઓ સબ્ત પાળતા ન હતા ત્યારે મુદ્દલ તે (માછલાં) આવતાં ન હતાં; તેઓ નાફરમાન હોવાથી આવી રીતે અમે તેમની કસોટી કર્યા કરતા હતા. રૂકુઅ ૨૧

૧૬૪. અને (તે સમયને યાદ કર) જ્યારે તેઓ માંહેના એક ટોળાએ કહ્યું કે તમે એવા લોકોને નસીહતજ શાને કરો છો કે જેમનો અલ્લાહ નાશ કરી નાખનાર અથવા તેમને સખત અઝાબ આપનાર છે? ત્યારે તેમણે કહ્યું કે (અમે તો) તમારા પરવરદિગારની હજુરમાં (અમારા પરથી) આક્ષેપ ઉતારવાના હેતુથી (નસીહત કરીએ છીએ) અને એ માટે કે કદાચને તેઓ બચીને ચાલે.

૧૬૫. પછી જ્યારે તેમને જે (નસીહત) કરવામાં આવી હતી તે તેમણે વીસારી દીધી ત્યારે અમોએ તે લોકોને કે જેઓ બદીથી અટકાવતા હતા તેમને તો બચાવી લીધા અને જેઓ જુલમગાર હતા તેમની નાફરમાનીના કારણે દુષ્ટ અઝાબમાં ગીરફતાર કર્યા.

૧૬૬. પછી જ્યારે તેમને જે (કાર્ય)ની મનાઈ કરવામાં આવી હતી તેની અવગણના કરી ત્યારે અમોએ તેમને કહી દીધું કે (હવે તમે

---

૧. આ ગામ એલીયા હતું. એલીયાવાસીઓ શરીઅતના પાબંદ હોવાથી શનિવારનો દિવસ પાળતા હતા અર્થાત તેમને શનિવારે માછલાંનો શિકાર કરવાની મનાઇ કરવામાં આવી હતી તેથી તે દિવસે તેઓ તે કરતા ન હતા, પણ તે દિવસે દરીયામાં પુષ્કળ માંછલાં આવતાં જોઇ તેમને પકડવાની લાલચ રોકાવી શકતા નહિ એટલે તેમણે એવી યુક્તિ કરી કે કેટલાક હોઝ બનાવી નહેરો દ્વારા સમુદ્ર સાથે જોડી દીધાં. પછી જ્યારે શનિવારે માછલાં આવતાં ત્યારે નહેરો વાટે તેમને હોઝમાં હાંકી લાવી હોઝનું મુખ બંધ કરી લેતા, અને વળતે દિવસે તે માછલાં પકડતા. આવી રીતે તેઓ આજ્ઞાનો ભંગ કરતા.

વસ્તીમાંથી) હડધુત થએલા વાંદરા બની જાઓ.

૧૬૭. અને (તે સમયને યાદ કર) જ્યારે તારા પરવરદિગારે (આ વાતથી) ખબરદાર કરી દીધા હતા કે તે તેમના પર કયામત પર્યંત કોઈ એવા (હાકેમો) ને જરૂર કાયમ કરતો રહેશે કે જેઓ તેમને સખત દુઃખ આપતા રહેશે; બેશક તારો પરવરદિગાર ઘણો ઝડપથી અઝાબ આપનારો છે અને બેશક તે મહા ક્ષમાવાન (અને) દયાળુ (પણ) છે.

૧૬૮. અને અમોએ તેમના ટોળે ટોળા (પાડી) ભૂમિમાં વિખુટા પાડી દીધા, તેઓમાંથી કેટલાક તો સદાચારી હતા અને કેટલાક તેની વિરૂદ્ધ (દુરાચારી), અને અમોએ નેકીઓ તથા બદીઓ વડે તેમની કસોટી કર્યા કરી કે કદાચને તેઓ (સન્માર્ગે) પાછા વળે.

૧૬૯. પરંતુ તેમની પછી તેમના વંશજો એવા (નાલાયક) નીવડયા કે જેઓ (અલ્લાહની) કિતાબના તો વારસ થયા, છતાં આ તુચ્છ સંસારની માત્ર નાશવંત પુંજી લેતા જતા હતા અને આ કહેતા હતા કે ટુંક સમયમાં અમારા અપરાધ માફ કરી દેવામાં આવશે.[1] જો કે એવીજ પુંજી અગર તેમને (ફરીથી) મળે તો તે પણ (અવશ્ય) લઈ લે; શું તેમની પાસેથી કિતાબમાં એવું વચન લેવામાં આવ્યું ન હતું કે અલ્લાહના સંબંધમાં સત્ય સિવાયની કોઈ વાત બોલવી નહિ અને (વળી) જે કાંઇ તેમાં છે તેને તેઓ વાંચી પણ ચૂકયા છે? અને જેઓ ડરતા રહે છે તેમના માટે આખેરતનું મકાન બેહતર છે. છતાં તમે સમજતા નથી?

૧૭૦. અને તે લોકો કે જેઓ કિતાબને (દ્રઢતાથી) વળગી રહે છે તથા નમાઝ પઢતા રહે છે, તો બેશક અમે પણ નેકી કરનારાઓના બદલાને વ્યર્થ જવા દેતા નથી.

૧૭૧. અને (તે સમયને યાદ કર) જ્યારે અમોએ (સીનાં) પહાડ ઉપાડી તેમના માથા પર એવી રીતે ઉચકી રાખ્યો કે જાણે (માથાનું) એક

---

૧. યહુદીઓ એમ માનતા હતા કે તેઓ અલ્લાહના છોકરાં અને તેના વહાલાં હોવાથી તેમને કર્મોની સજા ભાગ્યેજ મળશે. આ કારણે તેઓ સંસારી મોહમાં એવા ફસાઇ ગયા હતા કે તેઓ હરામને પણ હલાલ કરાવી લેતા અને એ રીતે તેઓ કોઈ પણ લાલચને રોકી શકતા ન હતા.

છત્ર હોય, અને તેમણે ધારી લીધું કે તે તેમના પર (હમણાજ) તુટી પડનાર છે, (ત્યારે અમોએ આજ્ઞા કરી કે) જે કાંઈ અમે તમને આપીએ છીએ તેને દ્રઢતાથી (લઇ) લો અને તેમાં જે કાંઈ (લખ્યું) છે તેનું મનન કરો કે કદાચને તમે (ગુન્હાઓથી) બચો.

૧૭૨. અને (તે સમયને યાદ કર) જ્યારે કે તારા પરવરદિગારે આદમની ઓલાદમાંથી તેમની પીઠમાંથી તેમના (અનેક) વંશજો પેદા કર્યા, અને તેમના માટે ખુદ તેમનેજ સાક્ષી ઠરાવ્યા, (અને પછી તેમને સવાલ કર્યો કે) શું હું તમારો પરવરદિગાર નથી? સર્વેએ અરજ કરી કે બેશક તું (અમારો પરવરદિગાર) છે, (જેની) અમે સાક્ષી પુરીએ છીએ. (આ સાક્ષી) એટલા માટે કે કયામતના દિવસે કયાંય તમને એમ કહેવું ન પડે કે અમે તો એનાથી અજ્ઞાત હતા: રૂકુઅ ૨૨

૧૭૩. અથવા તમને એમ કહેવું ન પડે કે પહેલેથીજ અમારા બાપદાદા શિર્ક કર્યા કરતા હતા, અને અમે તો તેમની પાછળ તેમના વંશજોમાંથી હતા (જેથી અમે પણ અમારા પૂર્વજોના પગલે ચાલતા હતા); માટે શું તું અસત્યનો પાયો નાખનારાઓના કૃત્યોના કારણે અમને પણ હલાક કરી નાખે છે?

૧૭૪. અને આવી રીતે અમે આયતોને સ્પષ્ટ કરીને વર્ણવી દઇએ છીએ અને એ માટે કે કદાચને તેઓ (સન્માર્ગ તરફ) પાછા ફરે.

૧૭૫. અને (હે રસુલ!) તેમને તે શખસની હકીકત સંભળાવી દે[1] કે જેને અમોએ અમારા ચમત્કાર આપ્યા હતા, (પણ) પછી તે (સંસારની માયામાં સપડાઇ) તે ગુમાવી બેઠો, જેથી શેતાન તેની પાછળ પડયો (અને) છેવટે તે ગુમરાહો માંહેનો થઈ ગયો.

૧૭૬. અને અગર અમે ચાહતે તો એજ (ચમત્કારોના) પ્રતાપે તેને ઉચ્ચ દરજ્જે પહોંચાડી દેતે; પણ તે પડેજ દુનિયા(ના મોહ પાશ)ને

---

૧. આ આયત મધ્યે વર્ણવવામાં આવેલ શખસ બલ્અમ બાઉર નામનો શખસ હતો કે જેણે આકાશી પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો, પરંતુ પાછળથી પોતાની પત્નીના બહેકાવવાથી હ૦ મુસા અ૦ સ૦ ને કષ્ટ પહોંચાડવાના હેતુથી ફિરઔનવાળાઓ સાથે ભેળાઈ ગયો હતો, જેથી તેના સત્કાર્યો એળે જઈ તે ફીટકારવામાં આવ્યો.

વળગી રહ્યો અને પોતાની મનોવાંચ્છનાને અનુસર્યો, માટે તેનો દાખલો (તે) કુતરાના દાખલા જેવો થઈ ગયો કે અગર તું તેના પર હુમલો કરે તો તે (તારી સામે) જીભ કાઢે અથવા તું તેને જતો કરે તો પણ જીભ કાઢે; આ તે લોકોનો દાખલો છે કે જેઓ અમારી આયતો જુઠલાવે છે, માટે તું (અમારા) કિસ્સા વાંચી સંભળાવતો રહે કે કદાચને તેઓ ચિંતવન કરે.

૧૭૭. તે કોમનો દાખલો ઘણોજ ખરાબ છે જે અમારી આયતોને જુઠલાવે છે અને પોતાના જીવ પર પણ જુલમ કર્યા કરે છે.

૧૭૮. જેને અલ્લાહ હિદાયત આપે તેજ હિદાયત પામેલો હોય છે; અને જેનાથી તે હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે તેઓજ હાનિ ભોગવનારા છે.

૧૭૯. અને અમોએ જીન્નાતો તથા ઈન્સાનોમાંથી ઘણાકોને જહન્નમ માટેજ સર્જ્યા છે; તેઓ પણ અંતઃકરણો ધરાવે છે, પરંતુ તે વડે (સારૂં નરસું) સમજતા નથી, અને તેમના ચક્ષુઓ છે છતાં તે વડે તેઓ દેખતા નથી, અને તેમના કાન (પણ) છે પરંતુ તે વડે સાંભળતા નથી; (માટે) તેઓ પશુઓ સમાન છે બલ્કે તે કરતાંય વધુ ગુમરાહ; એ (લોકો)જ (સત્ય બીનાઓથી) અજ્ઞાત છે.

૧૮૦. અને સઘળા સારા સારા નામ અલ્લાહનાજ છે, માટે તમે તેને તે (નામો)થીજ સંબોધો અને તે લોકોનો ત્યાગ કરો કે જેઓ તેના (નામોચ્ચાર)માં શિષ્ટતાનો ભંગ કરે છે; તેઓ જેવી કરણી કર્યા કરતા હતા તેવોજ બદલો તેમને ટુંક સમયમાં મળશે.

૧૮૧. અને તે લોકોમાંથી કે જેમને અમોએ પેદા કર્યા છે એક એવું પણ ટોળું છે કે જે સત્ય ધર્મની હિદાયત કરે છે અને તે વડેજ ન્યાય પણ કરે છે.

રુકુઅ ૨૩ ૧૮૨. અને જે લોકોએ અમારી આયતો જુઠલાવી છે તેમને ખબર પણ ન પડે તે બાજુથી ધીમે ધીમે નાશ તરફ ખેંચતા જઈશું.

૧૮૩. હું તેમને (દુનિયામાં) ઢીલ આપતો રહું છું; બેશક મારો દાવ પાકો (દાવ) છે.

૧૮૪. શું તેમણે આ નથી વિચાર્યું કે તેમના સાથી (મોહમ્મદ

સ૦ અ૦ વ૦)ને ઘેલછા (લાગેલી) નથી, પણ તે એક પ્રત્યક્ષ બીવરાવનાર (રસુલ) છે?

૧૮૫. આકાશો તથા પૃથ્વીના રાજ્યમાં અને બીજું જે જે અલ્લાહે સર્જ્યું છે તેમાં શું તેઓ ધ્યાન પૂર્વક નીહાળતા નથી અને એ વાત પણ (વિચારતા નથી) કે કદાચને તેમનું મૃત્યુ પાસે આવી પહોંચ્યું હોય? પછી આ (કુરઆન) બાદ તેઓ કઈ નવીન વાત ઉપર ઈમાન લાવશે?

૧૮૬. અલ્લાહ જેનાથી હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે તો (પછી) તેનો કોઈ હિદાયત કરનારો (રહેતો) નથી; અને તે તેમને તેમનીજ ઉદ્ધતાઈમાં આંધળાઓની જેમ ભટકતા છોડી દે છે.

૧૮૭. (હે રસુલ!) લોકો તને (કયામતની) ઘડી વિષે સવાલ કરે છે કે તેનો નક્કી સમય કયો છે? તું કહે કે તેની ખબર મારા પરવરદિગારનેજ છે; તેજ માત્ર તેના (ઉપસ્થિત) થવાના સમયે તેને જાહેર કરી દેશે; (નિસંશય) તે (કયામત) આકાશો તથા જમીનમાં (ઘણી) ભારે ઘડી હશે, (જે) તમને ઓચિંતી આવી પકડી લેશે; તેઓ તને એવી રીતે પૂછે છે કે જાણે તું તે (કયામત)ની શોધમાં મંડયો રહેતો હોય; તું કહે કે તેની ખબર અલ્લાહની પાસેજ છે, પરંતુ ઘણાખરા લોકો જાણતા નથી.

૧૮૮. (હે રસુલ!) તું કહે કે હું મારી (પોતાની) જાત માટે પણ ન કોઈ પ્રકારના લાભનો અધિકાર ધરાવું છું ન કોઈ નુકસાનનો, સિવાય કે જે અલ્લાહને માન્ય હોય; અને જો હું છુપી વાતો જાણતો હોત તો હું મારા માટે ઘણું સારૂં ભેગું કરી લેતે અને બુરાઈ તો મને અડકતે પણ નહિ; હું એ લોકો માટે કે જેઓ ઈમાન ધરાવે છે માત્ર (અઝાબથી) ડરાવનારો અને (સ્વર્ગની) ખુશખબર આપનારો છું.

૧૮૯. તે (અલ્લાહ) એજ છે જેણે તમો સર્વને એકજ વ્યક્તિમાંથી રૂકુઅ ૨૪
પેદા કર્યા અને તેમાંથી તેનું જોડું બનાવી કાઢયું કે (જેથી) તેની સાથે તે (પુરૂષ) સુખચેનથી રહે; પછી જ્યારે પુરૂષે તેની સાથે સંભોગ કર્યો ત્યારે સ્ત્રીને હલકા પ્રકારનો ગર્ભ રહ્યો કે તે (ગર્ભને) લઈ હરફર કરતી રહી; પછી જ્યારે તે ગર્ભનો ભાર વધ્યો ત્યારે બન્નેએ અલ્લાહ (યાને

તેમના) પરવરદિગારને યાચના કરી કે જો તું અમને સદાચારી (બાળક) અર્પણ કરશે તો અવશ્ય અમે આભાર માનનારાઓ માંહેના થઇશું.

૧૯૦. પછી જ્યારે તેણે તેમને (એક) સદાચારી બાળક આપ્યું ત્યારે અલ્લાહની અર્પણતામાં તેઓ બન્ને બીજાઓને અલ્લાહના શરીક કરવા લાગ્યા; પણ અલ્લાહ એ વસ્તુઓથી ચઢીઆતો છે કે જેમને તેઓ તેની શરીક કરે છે.

૧૯૧. શું તેઓ તેને શરીક ઠરાવે છે કે જે કોઈ વસ્તુ પેદા કરી શકતો નથી અને તેઓ પંડે પેદા કરવામાં આવ્યા છે.

૧૯૨. અને ન તેઓ તે (શરીક ઠરાવનારા) ઓની કાંઈ સ્હાય કરી શકે છે અને ન પોતાની જાતની સ્હાય કરી શકે છે.

૧૯૩. અને (હે મુસલમાનો!) જો તમે તેમને સન્માર્ગ તરફ્ બોલાવો તો તેઓ તમને અનુસરનાર નથી; જેથી તેમને ચાહે બોલાવો ચાહે ખામોશ રહો તમારા માટે સરખુંજ છે.

૧૯૪. નિસંશય તમે અલ્લાહના સિવાય જેમને પોકારો છો તેઓ તમારા જેવીજ (પેદા કરેલી) વસ્તુઓ છે, જેથી તેમને પોકારી જુઓ (અને) અગર તમે સાચા છો તો તેઓએ તમને જવાબ આપવોજ જોઇએ.

૧૯૫. શું તેમના પગ છે કે જે વડે તેઓ ચાલે છે, અથવા તેમના હાથ છે કે જે વડે તેઓ (કોઈ વસ્તુ) પકડે છે, અથવા તેમની આંખો છે કે જે વડે તેઓ જુએ છે, અથવા તેમના કાન છે કે જે વડે તેઓ સાંભળે છે; (હે રસુલ!) કહે કે તમારા શરીકોને બોલાવી લો પછી મારી સામે પ્રપંચ ચલાવો, અને મને (તેમ કરવાની મુદ્દલ) તક ન આપો.

૧૯૬. બેશક મારો હિમાયતી (એજ) અલ્લાહ છે કે જેણે આ કિતાબ (કુરઆન) ઉતારી છે, અને તે સદાચારી સેવકોને દોસ્ત રાખે છે.

૧૯૭. અને તેના સિવાય તમે જેને પોકારો છો તેઓ ન તમારી સ્હાય કરી શકે છે ન પોતાનીજ સ્હાય કરી શકે છે.

૧૯૮. અને અગર તમે તેમને સન્માર્ગ તરફ્ બોલાવશો તો પણ તેઓ કાંઈ સાંભળશે નહિં; અને (છતાં) તમને એવો ભાસ થશે કે

તેઓ તમારી તરફ નીહાળી રહ્યા છે, જો કે (ખરી રીતે તો) તેઓ કાંઈજ નીહાળતા નથી.

૧૯૯. (હે રસુલ!) ક્ષમા આપવાનો (ગુણ) ધારણ કર, તથા નેક કાર્યો કરવાની આજ્ઞા કર, તથા જાહીલો તરફથી મોઢું ફેરવી લે.

૨૦૦. અને જો તને શેતાન તરફનો કોઈ વસવસો ઉશ્કેરી મૂકે તો અલ્લાહની પનાહ માગ; બેશક તે મોટો સાંભળનાર (અને) જાણનાર છે.

૨૦૧. બેશક જેઓ ડરીને ચાલે છે તેમને જ્યારે શેતાન તરફનો કોઈ વિચાર સ્પર્શ કરે છે ત્યારે તેઓ (અલ્લાહનો) ઝીક્ર કરવા લાગી જાય છે કે તરતજ તેમનાં ચક્ષુઓ ઓચિંતા ઉઘડી જાય છે.

૨૦૨. અને (જેઓ ડરીને ચાલતા નથી) તેમને તેમના (શેતાન) બંધુઓ ગુમરાહીમાં વધારી મૂકે છે, પછી તેઓ (કુકૃત્યો કરવામાં) કાંઈ મણા રાખતા નથી.

૨૦૩. અને જ્યારે તું તેમની પાસે કોઈ આયત લાવતો નથી ત્યારે તેઓ કહે છે કે તું તને પસંદ પડતી કોઈ આયત કેમ બનાવી લેતો નથી? તું કહે કે હું તો મારા પરવરદિગાર તરફથી જે કાંઈ મારા તરફ વહી કરવામાં આવે છે તેનેજ અનુસરૂં છું; આ તમારા પરવરદિગાર તરફની ખુલ્લી દલીલો છે અને જેઓ ઈમાન લાવ્યા છે તે લોકો માટે હિદાયત તથા રહેમત છે.

૨૦૪. અને જે વેળા (કુરઆન) પઢવામાં આવે ત્યારે તમે તેને ધ્યાન દઈ સાંભળો અને ચુપ રહો કે કદાચને તમારા પર રહેમ કરવામાં આવે.

૨૦૫. અને તારા મનમાં તારા પરવરદિગારને ઉંચા સાદે નહિ પણ કરગરીને તથા ડરતા ડરતા સવાર સાંજ યાદ કરતો રહે, અને તેની યાદથી મુદ્દલ ગાફીલ ન રહે.

૨૦૬. બેશક જે લોકો તારા પરવરદિગાર પાસે છે તેઓ તેની ઈબાદત કરવામાં અહંકાર કરતા નથી, અને તેની પવિત્રતા વર્ણવ્યા કરે છે અને તેનેજ સિજદો કરે છે.

---

# પ્રકરણ ૮ મું.

## સુરયે અન્ફાલ.

## લડાઈમાં મળેલો લુંટનો માલ.

**મદીનામાં ઉતરેલી જેની ૭૫ આયતો અને ૧૦ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

અ ૧ ૧. (હે રસુલ!) લોકો તને માલેગનીમત (લડાઈમાં મળેલા લુંટના માલ) સંબંધી સવાલ કરે છે; તું કહે કે ગનીમતનો માલ અલ્લાહ અને તેના રસુલ માટે છે; માટે તમે અલ્લાહથી ડરતા રહો અને માંહોમાંહેના તમારા મતભેદનું સમાધાન કર્યા કરો, અને જો તમે મોમીન હો તો અલ્લાહ અને તેના રસુલની આજ્ઞા માનો.

૨. મોમીનો માત્ર તેઓજ છે કે જ્યારે અલ્લાહનું નામ લેવામાં આવે છે ત્યારે તેમનાં હ્રદય (તેના પ્રભાવ અને જલાલથી) કંપી ઉઠે છે, અને જ્યારે તેની આયતો તેમની સામે પઢવામાં આવે છે ત્યારે તેમના ઇમાનને વધારી મૂકે છે, અને તેઓ કેવળ પોતાના પરવરદિગાર ઉપરજ ભરોસો રાખે છે:

૩. જેઓ (નિયમીત) નમાઝ પઢતા રહે છે અને તેમને જે કાંઈ અમોએ આપ્યું છે તેમાંથી (અમારા માર્ગમાં) ખરચતા રહે છે.

૪. વાસ્તવમાં તેઓજ મોમીનો છે; તેમના માટે તેમના પરવરદિગાર પાસે દરજ્જા તથા ક્ષમા છે અને માનવંત રોજી પણ.

૫. (હે રસુલ! બદ્રની લુંટની વહેંચણીના સંબંધમાં આ લોકોએ મતભેદ કર્યો છે) જેવી રીતે (તેઓએ બદ્રની લડાઈના સંબંધમાં મતભેદ કર્યો હતો, જ્યારે) કે તારા પરવરદિગારે (લડાઈની બે બાજુઓમાંથી) ખરી બાજુ લઈ તને ઘરમાંથી નીકળવાને પ્રચાર્યો હતો; અને નિસંશય (તે વખતે પણ) મોમીનો માંહેનું એક ટોળું નાખુશજ હતું.[1]

---

૧. અબુ સુફીયાનની સરદારી હેઠળ શામથી પાછા ફરતા એક કાફલાની ખબર હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ને મળી, તેમંજ મક્કાથી આવતી એક લશ્કરની ટુકડીના નીકળી ચૂક્યાના સમાચાર પણ મળ્યા. મુસલમાનો મદીનાથી નીકળી પડયા પણ કયા પક્ષનો મુકાબલો કરવો એ સવાલ ઉભો થયો. કેટલાક નિશસ્ત્ર કાફલા સામે થવા ચાહતા હતા, જ્યારે હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ મક્કાથી આવતા લશ્કરની સામે થવા ચાહતા હતા અને અંતે તેમજ કર્યું; અને અલ્લાહે વિજયની આપેલી આગાહી પૂર્ણ કરી દેખાડી.

૬. એ લોકો તારી સાથે સત્ય ખુલ્લું થઈ ચૂક્યા પછી પણ સત્ય સંબંધી તકરાર કરે છે[1] (અને જો કે તેઓ તારી સાથે લડાઈ માટે નીકળ્યા છે, પણ એવી રીતે કે) જાણે તેઓ બળજબરીથી મૃત્યુ તરફ હંકાતા જાય છે, અને તેઓ (જાણે મૃત્યુને નજરો નજર) જોતા હોય (એવો તેમને ભાસ થાય છે).

૭. અને (તે સમયને યાદ કરો) જ્યારે કે અલ્લાહે તમને વાયદો કર્યો હતો કે (મક્કાના નાસ્તિકોના) બે ટોળામાંથી એક તમારા હાથ લાગશે, અને તમે એ ચાહતા હતા કે (તે માંહેનું) નિશસ્ત્ર (ટોળું) તમને મળે (કે જેથી લડયા વિના માલે ગનીમત હાથ લાગે), અને અલ્લાહ ચાહતો હતો કે પોતાના બોલો દ્વારા સત્યને સત્ય (તરીકે) પુરવાર કરી દેખાડે, અને ઈમાન નહિ લાવનારાઓનો વંશવેલો કાપી નાખે:

૮. પછી સત્યને સત્ય અને અસત્યને અસત્ય પુરવાર કરે, (પછી) ભલેને ગુન્હેગારોને માઠું કાં ન લાગે!

૯. (તે સમયને યાદ કરો) જ્યારે કે તમે તમારા પરવરદિગાર પાસે દુઆ કરીને મદદ માગતા હતા, પછી તેણે તમારી દુઆ કબુલ કરી કે હું એક હઝાર ફિરિશ્તાઓ સાથે તમારી સ્હાય કરીશ કે જેઓ તમારી પીઠ પાછળ (વ્યવસ્થીત પણે ગોઠવાએલા) હશે.

૧૦. અને તે સ્હાય તમારા માટે એ કારણે નક્કી કરી હતી કે (તમારા માટે) એક ખુશખબર થાય; વળી એ માટે કે તમારા અંતઃકરણોને તે વડે શાંતવન મળી જાય; અને ખરેખરી મદદ તો અલ્લાહ સિવાય અન્ય કોઈના તરફથી હોતી નથી; બેશક અલ્લાહ ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૧૧. (તે સમયને યાદ કરો) જ્યારે કે તેણે તમને પોતાના તરફથી શાંતવન આપવા માટે તમારા પર મીઠી નિંદ્રા પાથરી દીધી, અને આકાશ પરથી તમારા પર પાણી ઉતાર્યું કે તે વડે તે તમને પવિત્ર રુકૂઅ ૨

૧. હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ની સત્ય વલણ સત્ય પૂરવાર થવા છતાં પયગમ્બર સાહેબના નિર્ણય ઉપર જંગે બદ્રમાં ભરોસો ન રાખનારાઓ વિષે આ આયતમાં ઇશારો છે.

કરે, અને એ માટે કે શેતાનની અપવિત્રતાને તમારાથી દૂર કરે, અને તમારા અંતઃકરણોને દ્રઢ કરે, અને તે વડે તમારા કદમ જમાવી દે.

૧૨. (તે સમયને યાદ કર) જ્યારે કે તારો પરવરદિગાર ફરિશ્તાઓને વહી ફરમાવી રહ્યો હતો કે હું તમારી સાથે છું માટે જે લોકો ઈમાન લાવ્યા છે તેમને તમે અચળ રાખો; નજીકના સમયમાં હું તે લોકોના દિલમાં કે જેઓ ઈમાન નથી લાવ્યા પ્રભાવ નાખી દઈશ, માટે તમે તેમની ગર્દનો તથા તેમની આંગળીઓના દરેક સાંધા પર ફટકા લગાવો.

૧૩. આ (શિક્ષા) એ માટે કે તેમણે અલ્લાહ તથા તેના રસુલની વિરૂદ્ધતા કરી હતી, અને જે (કોઈ) અલ્લાહ અને તેના રસુલની વિરૂદ્ધતાં કરશે તો નિસંશય અલ્લાહ અઝાબ આપવામાં ઘણો સખત છે.

૧૪. (હે ઈમાન નહિ લાવનારાઓ! જગતમાં તો) તમારી આ સજા છે માટે તે તમે ચાખો, અને ઈમાન નહિ લાવનારાઓ માટે જહન્નમનો પણ અઝાબ છે.

૧૫. હે ઈમાન લાવનારાઓ! જે વેળા તમે ઈમાન નહિ લાવનારાઓને ટોળાબંધ (તમારી સામે લડવા) આવતા જુઓ ત્યારે તેમને પીઠ દેખાડો નહિ.

૧૬. અને તે (લડાઈના) દિવસે જે (કોઈ) પાછી લડાઈ લડવાના હેતુથી માર્ગ કાપીને જતો હોય અથવા બીજા (મોમીન) ટોળા સાથે મળી જવાના હેતુથી ફર્યો હોય તેના સિવાય જે પોતાની પીઠ દેખાડશે તે ખચીતજ અલ્લાહના કોપને પાત્ર થશે અને તેનું સ્થાન જહન્નમ છે; અને તે ઘણુંજ બુરૂં રહેઠાણ હશે.

૧૭. માટે તમોએ તેમને મારી નાખ્યા ન હતા કિંતુ અલ્લાહે તેમને મારી નાખ્યા હતા, અને (હે રસુલ!) જે વખતે તેં (તેમની તરફ) માટી ફેંકી હતી તે તેં ફેંકી ન હતી બલ્કે અલ્લાહે ફેંકી હતી,[1]

---

૧. બદ્રની લડાઇ દરમિયાન હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ એ ફતેહ માટે દુઆ માગી ત્યારે દુશ્મનો તરફ મુઠી ભરી માટી ફેંકવાની આજ્ઞા થઇ, અલ્લાહે તે માટીના રજકણો નાસ્તિકોની આંખોમાં પહોંચાડી દીધા અને તેઓ આંખો ચોળવા લાગ્યા. તે તકનો લાભ લઇ મુસલમાનોએ હુમલો કરી વિજય મેળવ્યો.

અને તે એ માટે કે અલ્લાહ પોતાના તરફથી મોમીનોને સારી બક્ષીસ અર્પણ કરે; બેશક અલ્લાહ મોટો સાંભળનાર (અને) જાણનાર છે.

૧૮. આ (તમોએ જોયું પણ ખરૂં) અને આ પણ (સમજી લો) કે અલ્લાહ ઈમાન નહિ લાવનારાઓના દાવપેચ કમજોર કરી નાખનારો છે.

૧૯. (હે મક્કાના નાસ્તિકો!) જો તમે વિજયના ચાહનારા થયા તો તમારા (માંહેના હકદારોને) વિજય પ્રાપ્ત થઈ ગયો,[1] અને જો તમે (રસુલની વિરૂદ્ધતા કરવાથી) અટકી જશો તો તે તમારા માટે બેહતર છે, અને જો તમે ફરીથી તેવું કરશો તો અમે પણ (તમારી સાથે લડીને) પાછું એમજ કરીશું, અને તમારૂં ટોળું ભલેને ગમે તેટલું મોટું કાં ન હોય (હરગીઝ) તમારા કામ આવશે નહિ, અને આ (સમજી લો) કે અલ્લાહ મોમીનોની સાથે છે.

૨૦. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહ અને તેના રસુલની આજ્ઞા રૂકુ ૨
માનો અને તેના તરફથી મોઢું ફેરવી ચાલતા થાઓ નહિ, જ્યારે કે તમે (કુરઆનની આયતો) સાંભળતા હો.

૨૧. અને તે લોકો[2] જેવા ન બનો કે જેઓ કહે છે કે અમે સાંભળ્યું, પણ (ખરી રીતે તો) તેઓ કાંઈ સાંભળતા નથી.

૨૨. બેશક અલ્લાહની પાસે સૌથી ખરાબ તે પ્રાણી છે કે જે બહેરા ગુંગા છે, જે કાંઈજ સમજ ધરાવતા નથી.

૨૩. અને જો અલ્લાહે તેમનામાં કાંઈ ભલાઈ જાણી હતે તો તેમને સાંભળવા (તથા સમજવા)ની પ્રેરણા આપતે; અને જો તેમને સાંભળવાની પ્રેરણા આપે તો પણ જરૂર તેઓ (સત્ય તરફથી) મોઢું ફેરવી પાછલા પગે ફરી જાય એવા છે.

૨૪. હે ઈમાન લાવનારાઓ! જ્યારે રસુલ તમને તે તરફ બોલાવે કે જે તમારા જીવનમાં નવીન ચેતન લાવનાર હોય તો અલ્લાહની તથા

---

૧. જંગે બદ્રની પહેલાં મક્કાના નાસ્તિકોએ કાઅબામાં જઈ એવી દુઆ કરી હતી કે અમારામાંથી (યાને મુશ્રીકો તથા મુસ્લીમોમાંથી) જે કોઇ સત્ય ઉપર હોય તેને વિજય મળે. આથી બદ્રમાં મુસ્લીમોને વિજય મળ્યો અને નાસ્તિકો ઉપર ઇસ્લામની સચ્ચાઈ જાહેર થઇ ગઇ; છતાં તેઓ ઈમાન લાવ્યા નહિં, જેથી આ આયતમાં તેમને ચેતવણી આપવામાં આવી છે.

૨. તે લોકો અર્થાત. યહુદીઓ.

તેના રસુલની આજ્ઞા માની લો અને જાણી લો કે અલ્લાહ મનુષ્ય તથા તેના અંતઃકરણના (ઈરાદાની) વચ્ચે આડો આવી જાય છે, અને એ કે તમે સર્વે તેની હજુરમાં ભેગાં કરવામાં આવશો.

૨૫. અને તે ફિત્ના (મુસીબત)થી બચતા રહો કે જે ખાસ કરીને તે લોકો પરજ નહિ પડે કે જેઓએ તમારામાંથી જુલમ કર્યો, અને એ જાણી લો કે બેશક અલ્લાહ અઝાબ આપવામાં ઘણો સખત છે.

૨૬. અને (તે સમયને) યાદ કરો જ્યારે કે તમે તે (મક્કાની) ભૂમીમાં સંખ્યામાં થોડા અને નિર્બળ ગણાતા હતા અને એ વાતથી બીતા હતા કે કયાંય (દુશ્મન) લોકો તમને આવી ઝડપી લઈ ન જાય ત્યારે તે (અલ્લાહે) તમને (મદીનામાં) આસરો આપ્યો અને પોતાની મદદ વડે તમને બળવાન બનાવ્યા, અને પાક વસ્તુઓમાંથી તમને રોજી પણ આપી કે કદાચને તમે અભાર માનનારા થાઓ.

૨૭. હે ઈમાન લાવનારાઓ! તમે અલ્લાહ અને તેના રસુલનો વિશ્વાસઘાત ન કરો, અને તમારી અમાનતોનો પણ જાણી જોઈને વિશ્વાસઘાત ન કરો.

૨૮. અને આ જાણી લો કે તમારો માલ તથા તમારી ઓલાદ (એ તમારા માટે) અજમાયશ છે, અને બેશક મોટો બદલો અલ્લાહનીજ પાસે છે.

૨૯. હે ઈમાન લાવનારાઓ! અગર તમે અલ્લાહથી ડરતા રહેશો તો તે તમને એક સત્ય અસત્ય (પારખવા)નું જ્ઞાન આપશે અને તમારા દુર્ગુણો તમારાથી દૂર કરી દેશે, અને તમારા ગુન્હા માફ કરી દેશે; અને અલ્લાહ મહાન કૃપાળુ છે.

૩૦. અને (હે રસુલ! તે સમયને યાદ કર) જ્યારે ઈમાન નહિ લાવનારાઓ તારી સાથે ચાલબાજી ચાલી રહ્યા હતા, (એ માટે) કે તને બંદીવાન બનાવે અથવા તને મારી નાખે અથવા તને દેશપાર કરે; અને તેઓ દાવપેચ ચલાવે છે અને અલ્લાહ પણ દાવપેચ ચલાવે છે; અને અલ્લાહ સૌ કરતા બેહતર દાવપેચ ચલાવનારો છે.

૩૧. અને જે વેળા અમારી આયતો તેમની સામે પઢવામાં આવે છે ત્યારે તેઓ કહી દે છે કે અમે સાંભળી ચૂક્યા જો અમે ઇચ્છીએ તો અમે પણ એના જેવું બોલીએ; આ તો માત્ર પહેલાના લોકોની કહાણીઓ છે.

૩૨. અને (તે સમયને યાદ કરો) જ્યારે કે તેમણે કહ્યું કે હે અલ્લાહ! અગર આ (કુરઆન) સત્ય છે અને તે તારા તરફથી છે તો અમારા પર આકાશ પરથી પત્થર વરસાવ અથવા અમને કોઈ દુઃખદાયક અઝાબ આપ.

૩૩. અને અલ્લાહ નથી ચાહતો કે જ્યારે તું તેમનામાં મોજુદ છે ત્યારે તે તેમને અઝાબ આપે; અને (વળી) અલ્લાહ તેમને એવી સ્થિતિમાં કે તેઓ તોબા પણ કરતા રહેતા હોય અઝાબ આપે તેવો નથી.

૩૪. વળી અલ્લાહ તેમને શા માટે અઝાબ ન આપે? જ્યારે કે તેઓ (લોકોને) મસ્જીદુલહરામથી અટકાવે છે, જો કે તેઓ તેના રક્ષક (બનવાને લાયક) નથી; તેના રક્ષક તો કેવળ પરહેઝગારોજ છે, છતાં તે (મુશ્રીકો)માંથી ઘણા ખરા એ વાતને નથી જાણતા.

૩૫. અને બયતુલ્લાહ પાસે તેમની નમાઝ સીટી વગાડવા અને તાળીઓ પાડવા સિવાય બીજી કાંઈ નથી; માટે (હે નાસ્તિકો!) જે નાસ્તિકપણું તમે કર્યા કરતા હતા તે કારણે હવે અઝાબ પણ ચાખો.

૩૬. બેશક જેઓ ઈમાન નથી લાવ્યા તેઓ પોતાનો માલ એવા હેતુસર ખરચે છે કે (લોકોને) અલ્લાહના માર્ગથી અટકાવે; તેઓ તે (માલ)ને એવી રીતે ખરચ્યાજ કરશે; પછી એજ તેમના માટે ખેદનું કારણ બની જશે, પછી તેઓ પરાજીત થઈ જશે; અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેમને દોઝખ તરફ હંકારી લઈ જવામાં આવશે:

૩૭. કે જેથી અલ્લાહ નાપાકોને પાકોથી વિખુટા પાડી નાખે, અને નાપાકને એક બીજા પર મૂકે; પછી એ સર્વેનો ઢગ કરે, પછી એ આખા ઢગને જહન્નમમાં હડસેલી મૂકે; તેઓજ હાનિ ભોગવનારા છે.

૩૮. (હે રસુલ!) ઈમાન નહિ લાવનારાઓને કહે કે જો તેઓ (શરારતોથી) અટકી જાય તો જે કાંઈ પ્રથમ થઈ ચૂકયું છે તે તેમને માફ કરી દેવામાં આવશે, અને જો ફરી પણ એવુંજ કરશે તો (તેમના) પૂર્વજોનો રસ્તો તો નક્કી થઈજ ચૂકયો છે (તેવીજ વલે તેમની પણ થશે).

૩૯. અને (હે મુસલમાનો!) તેમની સાથે અહીં સુધી લડો કે ફિત્નો બાકી રહે નહિ અને દીન આખોને આખો માત્ર અલ્લાહનોજ થઈને રહે, પછી જો તેઓ (તમારી વિરૂદ્ધતા કરતા) અટકે તો નિસંશય અલ્લાહ તેઓ જે કાંઈ કરે છે તેને નિહાળનાર છે.

૪૦. અને જો તેઓ મોઢું ફેરવે તો આ જાણી લો કે અલ્લાહ તમારો હિમાયતી છે; (અને) તે સૌ કરતાં શ્રેષ્ઠ હિમાયતી અને સૌ કરતાં શ્રેષ્ઠ મદદગાર છે.

---

## ભાગ ૧૦ મો.

૪૧. અને આ જાણી લો કે (લડાઈ દરમિઆન) તમે જે વસ્તુ લુંટ(ના માલ તરીકે) મેળવો તો તેનો પાંચમો ભાગ અલ્લાહનો તથા રસુલનો તથા તે (રસુલ)ના સગાં વહાલાઓનો તથા યતીમોનો તથા મોહતાજોનો તથા મુસાફરોનો છે, અગર તમે અલ્લાહ પર વિશ્વાસ રાખતા હો અને તે (ગેબી મદદ) પર કે જે અમોએ અમારા બન્દા ઉપર નિર્ણય (જંગે બદ્ર)ના દિવસે ઉતારી હતી[1] (કે) જે દિવસે બે પક્ષો સામ સામે થઈ ગયા હતા; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૪૨. (તે સમયને યાદ કરો) જ્યારે કે તમે (ખાઈની) આ બાજુના છેડા પર હતા અને તે (નાસ્તિક)ઓ પેલી બાજુના છેડા ઉપર અને શામના કાફલાના સવારો દરીયા કિનારે તમારી હેઠળની બાજુએ (હઠીને ઊભા) હતા; અને જો તમે (બન્ને પક્ષોએ પહેલેથી માંહો માંહે) એક બીજાથી લડાઈનો ઠરાવ કરી લીધો હોત તો તે ઠરાવનો તમારામાંથી કોઈ પણ એક પક્ષે અવશ્ય ભંગ કર્યો હોત; પરંતુ (તમને અલ્લાહે અચાનક સામ સામે કરી દીધા, જેથી) જે થનાર હતું તે અલ્લાહ પૂર્ણ કરી નાખે, એટલે કે જે કોઈ હલાક થનાર હતો તે (સત્યની) દલીલ પૂર્ણ થયા બાદ હલાક થઈ જાય અને જે જીવતો રહેનાર હતો તે પણ દલીલ પૂર્ણ થયા બાદ જીવતો રહે; અને બેશક અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે:

૪૩. (તે સમયને યાદ કર) જ્યારે કે અલ્લાહે તે (નાસ્તિક) લોકોને તારા સ્વપ્નામાં (સંખ્યામાં) થોડા કરી દેખાડયા હતા; અને જો તે તેમની (સંખ્યા) તને વધારે કરીને દેખાડતે તો તમે ખચીતજ હિંમત હારી જતે અને તે (લડવા કે ન લડવાની) બાબતમાં તમે જરૂર આપસમાં તકરાર કરતે, પણ અલ્લાહે (તમને) બચાવી લીધા; બેશક તે

---

૧. અલ્લાહે જંગે બદ્રમાં મુસલમાનોની મદદમાં ફરિશ્તાઓ મોકલ્યા હતા તેનો અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

મન માંહેની વાતોથી પણ સારી પેઠે વાકેફ છે.

૪૪. અને (તે સમયને યાદ કરો) જ્યારે કે તમારો એક બીજાનો સામનો થયો હતો ત્યારે તેણે તેમને તમારી નજરમાં ઓછા (કરી) દેખાડયા હતા અને તમને તેમની નજરમાં ઓછા કરી દેખાડયા હતા કે જેથી અલ્લાહને જે કાંઈ કરવાનું હતું તે પૂર્ણ કરી નાખે;[1] અને સઘળી બાબતોનું પાછું ફરવું તેનીજ તરફ છે.

૪૫. હે ઈમાન લાવનારાઓ! જ્યારે કોઈ ટોળા સાથે તમારો સામનો થઈ જાય તો મક્કમ રહ્યા કરો અને અલ્લાહને ઘણો ઘણો યાદ કર્યા કરો કે કદાચને તમે સફળતા પામો.

૪૬. અને અલ્લાહ તથા તેના રસુલની આજ્ઞા પાળો અને માંહો માંહે વઢો નહિ, નહિતર તમે હિંમત હારી જશો અને તમારો ઉત્સાહ ચાલ્યો જશે અને તમે ધીરજ ધરો; બેશક અલ્લાહ ધીરજ ધરનારાઓની સાથે છે.

૪૭. અને તમે તે (નાસ્તિક) લોકોના જેવા[2] ન થાઓ કે જેઓ શેખી કરતા અને લોકો સમક્ષ દેખાવ કરતા અને (લોકોને) અલ્લાહના માર્ગથી અટકાવતા પોતાના ઘરોમાંથી નીકળ્યા હતા; અને જે કૃત્યો તેઓ કરે છે તે (સર્વે) અલ્લાહના (જ્ઞાનની) સીમામાં છે.

૪૮. અને (તે સમયને યાદ કરો) જ્યારે શેતાને તેમના કૃત્યો તેમની નજરમાં શોભાયમાન કરી દીધા અને કહ્યું કે જે સ્થિતિમાં કે હું તમારૂં પીઠબળ છું કોઇ પણ આજે તમારા ઉપર વિજયથી નિવડશે નહિ, પછી જ્યારે તે બન્ને ટોળાં એકમેકની નજરે પડયા (અને સામ સામા થઈ ગયા) ત્યારે શેતાન પોતાના પાછલા પગોએ ફરી ગયો અને કહેવા લાગ્યો કે નિસંશય હું તો તમારાથી અળગો છું; બેશક હું જે કાંઈ

---

૧. જંગે બદ્ર નિર્ણયાત્મક જંગ હોવાથી અલ્લાહે નાસ્તિકોની નજરમાં મુસલમાનોનું લશ્કર ઓછું દેખાડયું, જેથી તેમનો લડાઇનો ઉત્સાહ ઉશ્કેરાઇ ગયો. પરંતુ મુકાબલો થતાંજ મુસલમાનો તેમના કરતાં બમણું દેખાયા, જેથી તેઓ પ્રભાવવશ થઈ હારી ગયા, અને મુસલમાનોને સંપૂર્ણ વિજય મળ્યો.

૨. આ આયતમાં મક્કાના તે નાસ્તિકો જેઓએ મદીના પર ચડાઇ કરવા માટે બદ્રમાં પયગમ્બર સાહેબનો સામનો કર્યો હતો તેઓ તરફ ઇશારો છે.

જોઉં છું તે તમે જોતા નથી; નિસંશય હું અલ્લાહથી ડરૂં છું; અને અલ્લાહ અઝાબ આપવામાં ઘણો સખત છે.

૪૯. (તે સમયને યાદ કરો) જ્યારે દાંભિકો તથા તે લોકો કે જેમના અંતઃકરણોમાં (નાસ્તિકપણાનો) રોગ હતો કહેવા લાગ્યા કે આ (મુસલમાન) લોકોને તેમના દીને ધોકો આપ્યો છે; (હે રસુલ! એ લોકો ગમે તે કહે) પણ જે કોઈ અલ્લાહ પર ભરોસો રાખશે તો બેશક અલ્લાહ ઝબરદસ્ત હિકમત વાળો છે. ૬.

૫૦. અને કદાચને તું જોતે કે જ્યારે ફિરિશ્તા તે નાસ્તિકોના પ્રાણોનું હરણ કરે છે અને તેમના મોઢા અને પીઠ પર (ચાબખા) મારતા જાય છે, અને (સાથે સાથે આ કહેતા જાય છે કે) બળવાના અઝાબની મજા ચાખો (તો ખરેખર તું અતિ ત્રાસ પામતે).

૫૧. આ તેનો બદલો છે કે જે તમારા હાથો (આ) અગાઉ મોકલી ચૂક્યા છે અને અલ્લાહ પોતાના બન્દાઓ પર હરગીઝ જુલમ કરતો નથી:

૫૨. (હે નાસ્તિકો!) જેવી ફિરઔનવાળાઓની તથા તેમની આગમચવાળાઓની દશા થઈ હતી (તેવીજ દશા તમારી પણ થશે); તેમણે અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કર્યો હતો જેથી અલ્લાહે તેમને તેમના ગુન્હાઓના કારણે (અઝાબમાં) પકડી લીધા; બેશક અલ્લાહ શક્તિવાન (અને) અઝાબ આપવામાં ઘણો સખત છે.

૫૩. આ એ માટે કે અલ્લાહ કોઈ નેઅમત કે જે કોઇ કોમને આપી હોય તે બદલી નાખતો નથી, જ્યાં સુધી કે તે (કોમ) પંડેજ પોતાની સ્થિતિ બદલી ન નાખે; અને બેશક અલ્લાહ મહાન સાંભળનાર (અને) જાણનાર છે:

૫૪. (હે નાસ્તિકો!) જેવી ફિરઔનવાળાઓની તથા તેમની આગમચવાળાઓની દશા થઈ હતી (તેવીજ દશા તમારી પણ થશે); તેઓએ પોતાના પરવરદિગારની આયતોને જુઠલાવી જેથી અમોએ તેમના ગુન્હાઓના કારણે તેમનો નાશ કર્યો અને ફિરઔનવાળાઓને ડૂબાડી દીધા, અને તેઓ સઘળાને સઘળાજ જુલમગાર હતા.

૫૫. બેશક અલ્લાહની પાસે સૌથી ખરાબ પ્રાણી તે લોકો છે કે જેઓ નાસ્તિકપણું કરે છે, પછી તેઓ ઈમાન લાવતા નથી.

૫૬. તેઓ એજ છે જેમની સાથે તું કરાર કરે છે, પછી તેઓ દરેક વખતે પોતાના કરાર તોડી નાખે છે અને જરા પણ ડરતા નથી.

૫૭. જેથી અગર તમે યુદ્ધમાં તેમના પર કાબુ મેળવો તો તેમના (પર સખ્તાઈ ચલાવી તેમના દાખલાથી) તેમને કે જેઓ તેમની પીઠ પાછળ છે છિન્ન ભિન્ન કરી નાખજો કે કદાચને તેઓ યાદ રાખે.

૫૮. અને જો તમને કોઈ કોમ તરફથી વિશ્વાસભંગનો અંદેશો હોય તો તમે પણ (તેમની સાથેના કરાર ફાડી) તેમના તરફ ફેંકી દેજો કે જેથી તમે સરખા થઇ જાઓ; બેશક અલ્લાહ વિશ્વાસઘાત કરનારાઓને દોસ્ત રાખતો નથી.

૫૯. અને જેમણે નાસ્તિકપણું ધારણ કર્યું છે તેઓ એવું ગુમાન ન કરે કે તેઓ બાજી જીતી ગયા છે; નિસંશય તેઓ (અમને) નિરૂપાય બનાવી શકશે નહિ.

૬૦. અને (હે મુસલમાનો!) જે બળ તમે મેળવી શકો અને જેટલા ઘોડા તમે સરહદ પર બાંધી શકો તેમને તે (નાસ્તિકો)ના મુકાબલા માટે તૈયાર કરી રાખો, (કારણ) કે તેમ કરવાથી તમે અલ્લાહના દુશ્મનો પર અને તમારા દુશ્મનો પર અને તેમના સિવાય અન્ય લોકો ઉપર પણ ધાક બેસાડી દેશો, તમે તેમને નથી જાણતા, અલ્લાહ તેમને (સારી પેઠે) જાણે છે; અને તમે અલ્લાહની રાહમાં જે કાંઇ ખરચ કરશો તેનો બદલો તમને પૂરેપુરો આપવામાં આવશે અને તમારા પર કાંઇ પણ અન્યાય કરવામાં આવશે નહિ.

૬૧. અને જો તેઓ સુલેહ તરફ વળે તો તું પણ તે તરફ વળી જા અને અલ્લાહ પર વિશ્વાસ રાખ; બેશક તે મોટો સાંભળનાર (અને) જાણનાર છે.

૬૨. અને જો તેઓ તને છેતરવા ચાહે તો નિસંશય અલ્લાહ તારા માટે બસ છે; તે (અલ્લાહ) એજ છે જેણે પોતાની મદદ વડે તથા મોમીનોની (મદદ) વડે તને સબળ કર્યો છે:

૬૩. અને તેમના અંતઃકરણોમાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરી દીધો છે; અગર જમીનમાં જે કાંઇ છે તે સઘળુંજ તું ખરચી નાખતે તો પણ તેમના અંતઃકરણોમાં તું પ્રેમ ઉત્પન્ન કરી શકતે નહિ, પણ અલ્લાહે તે (મુસલમાનો)ના દિલોમાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન કર્યો; બેશક અલ્લાહ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૬૪. હે નબી! અલ્લાહ તથા મોમીનોમાંથી જેઓ તારી તાબેદારી કરે છે તેઓજ તારા માટે બસ છે.

૬૫. હે નબી! મોમીનોને (નાસ્તિકો સાથે) લડાઈ માટે પ્રોત્સાહન રુકુ૨ ૯
આપ (ઉભારતો રહે); અગર તમારામાં વીસ સબર કરનારા હશે તો તેઓ બસો (જણા) ઉપર વિજયી રહેશે, અને જો તમારામાંથી એક સો (સબર કરનારા) હશે તો એક હઝાર નાસ્તિકો પર વિજયી રહેશે, એ માટે કે તે એવી કોમ છે કે જે મુદ્દલ સમજી શકતી નથી.

૬૬. હવે અલ્લાહે તમારા ઉપર (પોતાના હુકમનો બોજો) હલકો કરી દીધો છે અને તેણે જાણી લીધું છે કે તમારામાં કમજોરી છે; જેથી તમારામાંથી સો સબર કરનારા હશે તો તેઓ અલ્લાહના હુકમથી બસો ઉપર વિજયી રહેશે, અને તમારામાંથી જો હજાર હશે તો અલ્લાહના હુકમથી બે હજાર ઉપર વિજયી રહેશે; અને અલ્લાહ સબર કરનારાઓની સાથે છે.

૬૭. (કોઇ પણ) નબીની પાસે જ્યાં સુધી કે તે (લડાઈ કરીને) દેશ ઉપર સંપૂર્ણ સત્તા મેળવે નહિ (ત્યાં સુધી દંડ લેવાના હેતુસર) કેદીઓનું હોવું મુનાસીબ નથી; તમે આ જગતના (નાશવંત) સાધનોને ચાહનારા છો, અને અલ્લાહ (તમારા માટે) આખેરત(નું સુખ) ચાહે છે; અને અલ્લાહ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૬૮. અગર અલ્લાહનો (આ ગુન્હાની માફી માટેનો) લેખીત હુકમ પહેલેથી (નક્કી) થઈ ગયો ન હોત તો ખચીતજ જે કાંઈ તમોએ (બદ્રના કેદીઓ) પાસેથી (દંડ તરીકે) લીધું છે તેના સંબંધમાં તમારા ઉપર ઘણો મોટો અઝાબ ઉતરતે.

૬૯. (પણ) હવે તમોએ ગનીમત(ના માલ) તરીકે જે કાંઈ

લઈ લીધું છે તેમાંથી હલાલ અને પાક સમજી ખાઇ લો અને અલ્લાહથી ડરતા રહો; બેશક અલ્લાહ મોટો ક્ષમાવાન અને દયા કરનાર છે.

૭૦. હે નબી! જે બંદીવાનો તમારા કબ્જામાં છે તેમને કહી દે કે અગર અલ્લાહ તમારા અંતઃકરણોમાં નેકી જોશે તો તમારી પાસેથી જે કાંઇ (લઇ) લેવામાં આવ્યું છે તે કરતાંય બેહતર તમને આપશે અને તમારા ગુન્હા માફ કરી દેશે અને અલ્લાહ મહાન ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૭૧. અને અગર તેઓ તારી સાથે વિશ્વાસઘાત (કરવા)નો ઇરાદો કરે તો તેઓ અલ્લાહ સાથે તો પ્રથમથીજ વિશ્વાસઘાત કરી ચૂકયા છે, પણ તેણે (તમને) તેમના પર કાબુ આપી દીધો છે; અને અલ્લાહ મોટો જાણનાર (અને) હિકમતવાળો છે.

૭૨. નિસંશય જે લોકો ઈમાન લાવ્યા છે તથા તેમણે સ્વદેશ ત્યાગ (હિજરત) કર્યો છે અને જેમણે અલ્લાહની રાહમાં પોતાના માલ તથા જાનથી જેહાદ કર્યો છે, અને જેમણે (મુસ્લીમોને) આશ્રય આપીને મદદ કરી છે, તેઓ એક બીજાના હિમાયતી છે; અને જેઓ ઈમાન તો લાવ્યા છે પણ હિજરત કરી નથી, તો જ્યાં સુધી તેઓ હિજરત ન કરે ત્યાં સુધી તેમના રક્ષણ માટે તમે કોઈ રીતે બંધાએલા નથી; અને જો તેઓ તમારી પાસે દીન(ના મામલા)માં મદદ માગે તો તેમને મદદ આપવી તમારા ઉપર લાઝિમ છે, પરંતુ તે કોમના મુકાબલામાં નહિ કે જેમની અને તમારી વચ્ચે કરાર (થઈ ચૂકયા) હોય; અને તમે જે કાંઈ કરો છો તે અલ્લાહ નીહાળે છે.

૭૩. અને જે લોકો ઈમાન નથી લાવ્યા, તેઓ (માંહોમાંહે) એક બીજાના હિમાયતી છે; અગર તમે (જે આજ્ઞા તમને આપવામાં આવી છે) તે(નું પાલન) નહિ કરો તો દેશમાં ફિત્નો અને મહાન ફસાદ થઈ જશે.

૭૪. અને જે લોકો ઈમાન લાવ્યા તથા હિજરત કરી અને અલ્લાહની રાહમાં ખરચ કર્યો, અને જેમણે આશ્રય આપીને સ્હાય કરી

તેઓજ સાચા મોમીન છે; (પાપની) ક્ષમા અને આબરૂની રોજી તેમના માટેજ છે.

૭૫. અને જે લોકો (જંગે હુદયબીયા) પછી ઈમાન લાવ્યા અને સ્વદેશ ત્યાગ કર્યો અને તમારી પડખે (ઉભા) રહી યુદ્ધ કર્યું તેઓ પણ તમારા માંહેનાજ છે;[1] જોકે અલ્લાહના હુકમ પ્રમાણે સગાંવહાલાં એક બીજાના (વારસાના સંબંધમાં) વધુ હકદાર છે, બેશક અલ્લાહ દરેક વસ્તુનો (સંપુર્ણ રીતે) જાણકાર છે.

---

## પ્રકરણ ૯ મું.

## સુરયે તોબા.

## પશ્ચાતાપ.

મદીનામાં ઉતરેલી જેની ૧૨૯ આયતો અને ૧૬ રૂકુઅ છે.

(દોઝખની આગથી તથા નાસ્તિકોના છળકપટથી તથા મહાન પ્રભાવશાળી પરવરદિગારના કોપથી હું અલ્લાહની પનાહ માગું છું, સર્વ આબરૂ અલ્લાહ અને તેના રસુલ અને મોમીનો માટેજ છે).

૧. (હે મુસલમાનો!) તમોએ જે મુશ્રીકો સાથે (સુલેહના) રૂકુઅ ૧
કરાર કર્યા હતા તેનાથી હવે અલ્લાહ અને તેનો રસુલ (તદ્દન)

---

૧. શરૂઆતમાં જ્યારે મુસલમાનો મક્કાથી હિજરત કરી મદીનામાં રહેવા આવ્યા ત્યારે હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ એ મોહાજેરીન એટલે દેશ ત્યાગ કરનારા યાને મદીના જવાવાળા મક્કાવાસીઓ અને અન્સાર એટલે મદદગારો યાને મદીનાના રહેવાસીઓ વચ્ચે ભાઈચારો સ્થાપ્યો હતો, પરીણામે એ સંબંધ એટલો બધો ગાઢ થયો કે અંતે તેઓ વારસામાં પણ હકદાર થવા લાગ્યા, પણ જંગે હુદયબીયા પછી આ આયત ઉતરી, તેથી માત્ર કુટુંબીઓમાંજ વારસાનો કાયદો ચાલુ રહયો.

વિમુખ છે.[1]

૨. માટે હે મુશ્રીકો! આ (રજબ, ઝીલકાદ, ઝીલહજ્જ અને મોહર્રમ) ચારે (હુરમતવાળા) મહીના (દરમિઆન) દેશમાં હરો ફરો અને સમજી લો કે તમે અલ્લાહને નિરૂપાય કરનારા નથી, અને આ કે અલ્લાહ નાસ્તિકોને ફજેત કરનારો છે.

૩. અને અલ્લાહ તથા તેના રસુલ તરફથી હજ્જે અકબરના દિવસે સઘળા લોકોને જાહેર (કરવામાં આવે) છે કે અલ્લાહ મુર્તિપૂજકો(ના સંરક્ષણ)થી હાથ ઉઠાવી લે છે અને તેનો રસુલ પણ; પછી અગર તમે તોબા કરી લો તો તમારા માટે તે ઇષ્ટ છે, અને અગર મોઢું ફેરવશો તો સમજી લો કે તમે અલ્લાહને નિરૂપાય કરી શકનારા નથી; અને (હે રસુલ!) તું ઈમાન નહિ લાવનારાઓને દુ:ખદાયક અઝાબની ખુશખબર પહોંચાડી દે:

૪. પરંતુ મુશ્રીકો માંહેના તે લોકો કે જેમની સાથે તમો કરાર કર્યા હતા, પછી તેમણે તમારી સાથે (તેના પાલનમાં) કાંઈ કમી કરી નથી, (તેમજ) તમારી વિરૂદ્ધ કોઇને સ્હાય પણ આપી નથી તો તેમના કરાર તેની મુદ્દત (પુરી થતાં) સુધી પુરા કરો; બેશક અલ્લાહ પરહેઝગારોને દોસ્ત રાખે છે.

૫. પછી જ્યારે હુરમતવાળા (મજકુર ચાર) મહીના પુરા થઈ જાય તો મુશ્રીકો જ્યાં પણ મળી આવે ત્યાં તેમને કતલ કરી નાખજો અને

---

૧. જે લોકોનું વર્ણન કરવામાં આવ્યું છે તેઓ એ છે કે જેમની સાથે મુસ્લીમોએ કરાર કરેલા પણ તે તેઓએ તોડી નાખ્યા હતા એમ ચોથી આયત સ્પષ્ટ કરે છે.

એ ચોક્કસ છે કે અરબસ્તાનના મુર્તિપૂજક ટોળાંઓ મુસ્લીમો સાથેના કરારોનો વારંવાર ભંગ કરતા હતા (૮:૫૬). ખાસ કરીને આ કરારનો ભંગ તબુકની ચઢાઈ વખતે મુસ્લીમોની ગેરહાજરીને લઇને કરવામાં આવ્યો હતો.

આ પ્રકરણની પહેલી તેર આયતો હઝરત અલીએ હિજરત પછીના નવમાં વર્ષે હજના વખતે જાહેર રીતે મક્કામાં લોકોને વાંચી સંભળાવી હતી એ લોકોની વર્તણુ તેમના આપેલા જવાબમાંથી સારી રીતે દેખાઇ આવે છે તે એ કે હે અલી! તારા પિત્રાઈ (પયગમ્બર)ને આ સંદેશો આપજે કે અમે કરારોને પીઠ પાછળ ફેંકી દીધા છે, અને ભાલાઓ અને તલવારો વડે લડવા સિવાય તેની અમે અમારી વચ્ચે કોઇ પણ કરાર નથી.

તેમને પકડી બંદીવાન કરી લેજો, અને તેમને ઘેરી લેજો, અને દરેક ભરાઈ રહેવાની જગાએ તેમની તાકમાં (બેસી) રહેજો; (પણ) પછી જો તેઓ પ્રાયશ્ચિત કરે અને નમાઝ પઢવા લાગે તથા ઝકાત આપવા માંડે તો તેમનો માર્ગ ઉઘાડી નાખજો; બેશક અલ્લાહ મહા ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૬. અને (હે રસુલ!) મુશ્રીકોમાંથી અગર કોઈ તારી પનાહ માગે તો તેને પનાહ આપ, અહીં સુધી કે તે અલ્લાહનો કલામ સાંભળે, પછી તેને તેના સુરક્ષીત સ્થાને પહોંચાડી દેજે; આ એ માટે કે તેઓ એવા લોકો છે કે જેઓ કાંઈ જાણતા નથી.

૭. અલ્લાહ અને તેના રસુલના શીરે મુશ્રીકોનો કોઈ કરાર કેવી રીતે રહી શકે, સિવાય કે જેમની સાથે તમોએ મસ્જીદુલહરામ પાસે કરાર કરી લીધો હતો? જેથી જ્યાં સુધી તેઓ તમારી સાથે તે (કરાર) પર કાયમ રહે તો તમે પણ તેમની સાથે તેના પર કાયમ રહો; બેશક અલ્લાહ પરહેઝગારોને દોસ્ત રાખે છે. રૂકુઅ ૨

૮. તે કરાર (કાયમ) કેવી રીતે રહી શકે જ્યારે કે જો તેઓ તમારા પર પ્રબળતા મેળવી લે તો તમારા સંબંધમાં ન સગપણનો વિચાર કરે ન કોલકરારનો; તેઓ (માત્ર) મોઢેની વાતોથી તમને રાજી કરે છે પરંતુ તેમના અંતઃકરણો તે કબુલ રાખવાને ના પાડે છે, અને તેઓ માંહેના ઘણાખરા આજ્ઞાભંગ કરનારા છે.

૯. તેમણે અલ્લાહની આયતોના બદલામાં નજીવી કિમ્મત લઈ લીધી છે જેથી (લોકોને) તેના માર્ગથી અટકાવે છે; બેશક જે તેઓ કરી રહ્યા છે તે ઘણુંજ ખરાબ છે.

૧૦. તેઓ મોમીનના સંબંધમાં ન કોઈ સગપણનો વિચાર કરે છે ન કોલ કરારનો; અને તેઓજ અત્યાચારી છે.

૧૧. પછી અગર તેઓ તોબા કરી લે તથા નમાઝ પઢવા લાગે તથા ઝકાત આપવા માંડે તો તેઓ દીનમાં તમારા ભાઈઓ છે; અને તે લોકો માટે કે જેઓ જ્ઞાન ધરાવે છે અમે (અમારી) આયતોને સ્પષ્ટ કરી વર્ણવીએ છીએ.

૧૨. અને અગર તેઓ કરાર કર્યા બાદ પોતાની પ્રતિજ્ઞાઓનો ભંગ કરે અને તમારા ધર્મ સંબંધમાં મેણા મારે તો તમે પણ નાસ્તિકોના સરદારો સાથે લડો કે કદાચને તેઓ (તેમ કરતા) અટકી જાય; બેશક તેઓ એવા છે કે જેમની પ્રતિજ્ઞા કોઇ વસ્તુ (જેવી હોતી) નથી.

૧૩. શું તમે તે લોકોથી નહિ લડો કે જેમણે પોતાની પ્રતિજ્ઞાઓ તોડી નાખી અને રસુલને (તેના શહેરમાંથી) કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો અને તમારા પર (હુમલો કરવાની) પહેલ કરી? શું તમે તેમનાથી ભય પામો છો? પણ અગર તમે મોમીન છો તો અલ્લાહ તેનો વધુ હકદાર છે કે તમે તેનાથીજ ભય પામો.

૧૪. તેમની સાથે (સારી પેઠે) લડો; અલ્લાહ તમારા હાથે તેમને અઝાબ આપશે અને તેમને ફજેત કરશે અને તેમની વિરૂદ્ધ તમને સ્હાય કરશે અને (તેમ કરીને) મોમીનોના મન ઠંડા કરશે.

૧૫. અને તે (મોમીનો)ના મન માંહેનો ક્રોધ દૂર કરી દેશે અને અલ્લાહ ચાહશે તેની તૌબા કબુલ કરી લેશે; અને અલ્લાહ સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે.

૧૬. શું તમોએ એવું ગુમાન કરી લીધું છે કે તમને (એમજ) છોડી દેવામાં આવશે? જ્યારે કે અલ્લાહે હજી તમારામાંથી તે લોકોને જાણી કસી લીધા નથી કે જેમણે જેહાદ કર્યો છે, અને અલ્લાહ તથા તેના રસુલ તથા મોમીનો સિવાય બીજા કોઇને વિશ્વાસુ મિત્ર બનાવ્યા નથી; અને તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ વાકેફ છે.

કૂઅ ૩ ૧૭. મુર્તિપૂજકોને હક નથી કે (પોતાના જેવાથી) અલ્લાહની મસ્જીદોને આબાદ કરે અને સાથે સાથે પોતાની વિરૂદ્ધ નાસ્તિકપણાની સાક્ષી પણ પોતે આપતા રહે; તેઓ એજ છે કે જેમના સર્વ કાર્યો નષ્ટ થયા છે, અને તેઓ જહન્નમમાં હંમેશ માટે રહેનારા થશે.

૧૮. અલ્લાહની મસ્જીદો તો તેઓ આબાદ કરે કે જેઓ અલ્લાહ તથા કયામત પર ઈમાન રાખે તથા નમાઝ પઢે તથા ઝકાત આપે અને અલ્લાહના સિવાય બીજા કોઇથી ભય પામે નહિ; માટે સંભવિત છે કે તેઓ હિદાયત પામેલાઓ માંહેના થઈ જાય.

૧૯. શું તમોએ હાજીઓને પાણી પાવું તથા મસ્જીદુલ હરામને આબાદ રાખવી (એ કાર્યો) તે શખસ(ની સેવા)ની બરોબર કરી લીધાં છે કે જે અલ્લાહ તથા કયામત પર ઇમાન લાવ્યો અને જેણે અલ્લાહના માર્ગમાં જેહાદ કર્યો હોય? હરગીઝ તેઓ અલ્લાહની પાસે સમાન નથી; અને અલ્લાહ જાલિમ લોકોને માર્ગ દેખાડતો નથી.

૨૦. જે લોકો ઇમાન લાવ્યા તથા જેમણે રાહે અલ્લાહમાં હિજરત કરી તથા પોતાના માલ જાન સાથે અલ્લાહના માર્ગમાં જેહાદ કર્યો તેઓ અલ્લાહની પાસે દરજ્જામાં સૌથી શ્રેષ્ઠ છે; અને તેઓજ સફળતા મેળવનારા છે.

૨૧. તેમનો પરવરદિગાર તેમને પોતાના તરફની રહેમત તથા ખુશીની અને એવી જન્નતોની ખુશ ખબર આપે છે કે જેમાં તેમના માટે હંમેશ રહેનારી બક્ષીશો હશે:

૨૨. તેઓ તેમાં હંમેશના રહેનારા બનશે; બેશક મહાન બદલો અલ્લાહ પાસેજ છે.

૨૩. હે ઇમાન લાવનારાઓ! તમારા બાપદાદાઓને તથા તમારા ભાઈબંધોને અગર તેઓ ઇમાનના મુકાબલામાં કુફ્રને પસંદ કરતા હોય (તો તમારા) મિત્ર બનાવો નહિ; અને તમારામાંથી જે (કોઇ) તેમને મિત્ર બનાવશે તો (ખચીતજ) તેઓજ જુલમગાર છે.

૨૪. (હે રસુલ!) તું કહે કે અગર તમારા બાપદાદા તથા તમારા પુત્ર પૌત્ર તથા તમારા ભાઈ ભાંડુ તથા તમારી સ્ત્રીઓ તથા તમારા કુટુંબીઓ તથા તમારી માલમતા કે જે તમોએ મેળવી છે, તથા વેપાર કે જેની મંદીથી તમે બીઓ છો તથા તે મકાનો કે જે તમે પસંદ કરો છો (તે સર્વે) અલ્લાહ અને તેના રસુલ તથા અલ્લાહની રાહમાં જેહાદ કરવા કરતાં તમને વધુ વહાલાં હોય તો (તમે જે સ્થિતિમાં છો તેમાંજ પડયા રહો) અહીં સુધી કે અલ્લાહ પોતાનો હુકમ લઇ આવે (જાહેર કરે); અને અલ્લાહ નાફરમાન લોકોને (સદ્ર) માર્ગ દેખાડતો નથી.

૨૫. (હે મુસલમાનો!) ખચીતજ અલ્લાહે ઘણા યુદ્ધક્ષેત્રોમાં ૨૬/૧
તમારી સહાય કરી અને (ખાસ કરીને) હુનયન(ની લડાઇ)ના દિવસે

કે જ્યારે તમારી વધુમતિએ તમને ફુલાવી દીધા હતા, (પણ) પછી તે તમારા કાંઈજ કામે લાગી નહિ,[1] અને પૃથ્વી પહોળી હોવા છતાં તમારા માટે સંકોચાઈ ગઈ, પછી તમે પીઠ ફેરવી નાઠા.

૨૬. પછી અલ્લાહે પોતાનું શાંતવન પોતાના રસુલ તથા મોમીનો પર ઉતાર્યું અને એવાં લશ્કર ઉતાર્યાં કે જેમને તમે દેખી શકતા ન હતા અને નાસ્તિકોને (તે લશ્કરો વડે) અઝાબ આપ્યો; અને નાસ્તિકોની શિક્ષા એજ છે.

૨૭. આ પછી અલ્લાહ જેની ચાહે તેની તોબા કબુલ કરી લેશે; અને અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૨૮. હે ઈમાન લાવનારાઓ! સિવાય તેના નથી કે મુશ્રીકો નાપાક છે, માટે તેઓ પોતાના (કરાર પ્રમાણેના) આ વર્ષ પછી મસ્જીદુલ હરામ પાસે આવવા પામે નહિ; અને અગર તમને દરિદ્રતાનો[2] અંદેશો હોય તો આગળ જતાં અલ્લાહ ચાહશે તો પોતાની કૃપાથી તમને શ્રીમંત બનાવી દેશે; બેશક અલ્લાહ સર્વજ્ઞ અને હિકમતવાળો છે.

૨૯. તે લોકોમાંથી કે જેમને કિતાબ આપવામાં આવી છે જેઓ અલ્લાહ તથા કયામતના દિવસ પર ઈમાન નથી રાખતા અને જે જે વસ્તુઓને અલ્લાહ તથા તેના રસુલે હરામ ઠરાવી છે તેમને હરામ નથી ગણતા, અને સત્ય ધર્મ (ઇસ્લામ)નો અંગીકાર નથી કરતા તેમની સાથે લડતા રહો, અહીં સુધી કે તેઓ ઝલીલ થઈને પોતાના હાથે જઝીયો (ખંડણી) આપવા માંડે.

---

૧. જંગે હુનયનમાં મુસ્લીમોનું લશ્કર બાર હજારનું હોવાથી તેમને અહંકાર થઇ ગયો હતો કે નાસ્તિકો પર સહેજમાં વિજય મેળવીશું પણ એ અહંકારના કારણે તેઓ પ્રથમ હુમલા વખતે પરાજય પામ્યા હતા, અને પછીજ અલ્લાહની ગેબી મદદથી વિજયી નીવડયા.

૨. મક્કાવાસીઓનો જીવન નિર્વાહ જે લોકો ખાનયે કાઅબાની યાત્રાએ આવતા તેમની સાથે લેવડ દેવડ અને વેપાર વણજ ઉપર ચાલતો હતો; પરંતુ જ્યારે અલ્લાહે મુશ્રીકોને નાપાક ઠરાવી મસ્જીદુલહરામ યાને ખાનયે કાઅબાની યાત્રાએ આવતા અટકાવ્યા ત્યારે મક્કાવાસીઓને પોતાના જીવન નિર્વાહના સાધનોની ચિંતા થવા લાગી, જેથી તે મનાઇ સાથે અલ્લાહે મુસલમાનોની એ ચિંતા ટાળવા માટે આ આયતમાં આ વચન આપ્યું છે.

૩૦. અને યહુદીઓ કહે છે કે ઉઝયર અલ્લાહનો પુત્ર છે; અને ખ્રિસ્તીઓ કહે છે કે મસીહ અલ્લાહનો પુત્ર છે; આ તેમના પોતીકા મોઢાનુંજ કહેવું છે; (અને) જે લોકો તેમની પહેલાં ઈમાન લાવ્યા ન હતા તેમના જેવીજ વાતોનું આ (લોકો) પણ અનુકરણ કરે છે; અલ્લાહ તેમનો નાશ કરે; તેઓ બહેકીને કયાં ચાલ્યા જાય છે!

૩૧. તેમણે અલ્લાહને છોડી પોતાના વિદ્વાનો તથા પોતાના સંસાર ત્યાગીઓને પોતાના પાલનહાર બનાવી લીધા છે અને મરિયમના પુત્ર ઈસાને પણ; અને તેમને કોઈ આજ્ઞા આપવામાં આવી ન હતી, સિવાય એ કે તેઓ એકજ અલ્લાહની ઈબાદત કરતા રહે; તેના સિવાય અન્ય કોઈ માઅબુદ નથી; જે જે વસ્તુઓને તેઓ તે (અલ્લાહ)ના શરીક ઠરાવે છે તે સર્વેથી તેની જાત પાક છે.

૩૨. તેઓ તો આ ચાહે છે કે અલ્લાહના નુરને પોતાના મોઢેથી (ફુંકો મારી) હોલવી નાખે અને અલ્લાહ પોતાના નુરને સંપૂર્ણ કર્યા વિના હરગીઝ રહેનાર નથી, (પછી) ભલેને નાસ્તિકોને અણગમતું (કેમ ન) લાગે.

૩૩. તે અલ્લાહ એજ છે જેણે પોતાના રસુલ (મોહમ્મદ સ૦ અ૦ વ૦)ને હિદાયત તથા સત્ય ધર્મની સાથે મોકલ્યો, (એ માટે કે) તે (સત્ય ધર્મ)ને સર્વે ધર્મો પર પ્રબળ કરી દે, (પછી) ભલેને મુશ્રીકોને અણગમતું (કાં ન) લાગે.

૩૪. હે ઈમાન લાવનારાઓ! નિસંશય વિદ્વાનો તથા સંસાર ત્યાગીઓ માંહેના ઘણા ખરા એવા છે કે જેઓ લોકોનો માલ ખોટી રીતે ખાઈ જાય છે, અને (લોકોને) રાહે અલ્લાહથી રોકે છે; અને જે લોકો સોનું ચાંદી સંગ્રહ કરતા રહે છે અને તેને અલ્લાહના માર્ગમાં ખરચ કરતા નથી, તો (હે રસુલ!) તેમને તું દુઃખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દે.

૩૫. તે (કયામતના) દિવસે તે (સોનું તથા ચાંદી) જહન્નમની આગમાં તપાવવામાં આવશે, પછી તે વડે તેમના કપાળ, તેમના પાસા

તથા તેમની પીઠોને ડ્હામવામાં આવશે; (અને કહેવામાં આવશે કે) આ એજ છે કે જે તમે તમારા પોતા માટે સંગ્રહ કરતા હતા, માટે તમે જે સંગ્રહ કરતા હતા તે(ની મજા) ચાખો.

૩૬. બેશક અલ્લાહની પાસે મહીનાઓની સંખ્યા જે દિવસથી અલ્લાહે આકાશો તથા પૃથ્વી સર્જ્યાં છે ત્યારથી અલ્લાહની કિતાબ (લવહે મહેફુઝ)માં બાર મહીના છે, જે માંહેના ચાર હુરમતવાળા છે; સરળ ગણતરી (ધર્મ) એજ છે, માટે તમે આ (હુરમતવાળા) મહીનાઓમાં (લડાઈ વિગેરે કરીને) પોતાના પર જુલમ કરો નહિ, અને મુશ્રીકો સામે એકત્ર બની લડો જેમકે તેઓ એકત્ર બની તમારી સાથે લડે છે; અને આ સમજી લો કે અલ્લાહ પરહેઝગારોની સાથે છે.

૩૭. હુરમતવાળા મહીનાઓને આગળ પાછળ કરી દેવા એ માત્ર અધર્મીપણામાં વધારો કરવા જેવું છે, જેઓ ઈમાન નથી લાવ્યા તેમને તે વડે ગુમરાહ કરવામાં આવે છે, (કારણ) કે એક વર્ષે તો તેઓ તેને હલાલ ઠરાવી લે છે અને એક વર્ષે તેનેજ હરામ ઠરાવે છે, કે જેથી તેઓ અલ્લાહે હુરમતવાળા ઠરાવેલા મહીનાઓની સંખ્યાંમાં સંમત થઈ જાય, અને (એવી રીતે) અલ્લાહે જે હુરમતવાળા (મહીના) ઠરાવ્યા છે તેમની હુરમતનો ભંગ કરે;[1] તેમના કર્મોની બદી તેમને સુશોભિત કરીને દેખાડવામાં આવી છે; અને અલ્લાહ અસ્વિકાર કરનારા લોકોને (સદ્) માર્ગ દેખાડતો નથી.

૩૮. હે ઈમાન લાવનારાઓ! તમને શું થઈ ગયું છે કે જ્યારે તમને એમ કહેવામાં આવે છે કે અલ્લાહની રાહમાં (જંગે તબુકના જેહાદ કરવાના વિચારે) નીકળી પડો ત્યારે તમે ભૂમી પર ભારે થઈ બેસી જાઓ છો: શું તમે આખેરતના મુકાબલામાં દુનિયાની જીંદગી પર

---

૧. હુરમતવાળા ચાર મહિના યાને રજબ, ઝિલકાદ, ઝિલહજ્જ અને મહોર્રમ એ હંમેશા એકજ ૠતુમાં આવતા નથી, જેથી લડાઈ માટે જે ૠતુ અનુકૂળ થતી તેનો લાભ લેવા માટે હમણાં જે રીતે અધિક માસનો આશરો લેવામાં આવે છે તેવી રીતે નાસ્તિકો પણ મહિનાઓમાં ફેરફાર કર્યા કરતા હતા, અને તેમ કરીને હુરમતવાળા મહિનાઓની બેહુરમતી કરતા.

રાજી થઇ ગયા છો? જો કે દુનિયાની જીંદગીનો લાભ આખેરતના (લાભના) મુકાબલામાં કાંઇજ નથી પણ છેકજ થોડો.[1]

૩૯. અગર તમે (જેહાદના વિચારે) નહિ નીકળી પડો તો તે (અલ્લાહ) તમને દુઃખદાયક અઝાબ આપશે, અને તમારા બદલે તમારા સિવાય બીજા લોકો લઇ આવશે, અને તમે તે (અલ્લાહ)નું કાંઇજ બગાડી શકશો નહિ; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૪૦. અગર તમે તે (રસુલ)ની મદદ નહિ કરો તો (કાંઇ પરવાહ નથી) ખચીતજ અલ્લાહે તો તેની મદદ એવા સમયે કરી હતી કે જ્યારે તે લોકોએ કે જેઓ ઇમાન લાવ્યા ન હતા (તેમણે) તેને એવી હાલતમાં કાઢી મૂકયો હતો કે તે બે (સાથી) માંહેનો બીજો હતો જ્યારે કે તેઓ બન્ને (સૌર નામની) ગુફામાં હતા, તે વેળા તે (રસુલ) પોતાના સાથીને કહી રહ્યો હતો કે હાયવોય કર નહિ, નિસંશય અલ્લાહ આપણી સાથે છે.[2] જેથી અલ્લાહે તે (રસુલ)ના પર પોતાની શાંતિ ઉતારી અને એવા લશ્કરો વડે તેને સબળ બનાવ્યો કે જેમને તમે દેખી શકતા ન હતા, અને નાસ્તિકોનો (અભિમાન ભર્યો) બોલ તેણે હેઠે પાડયો; અને અલ્લાહનીજ બોલબાલા રહી; અને અલ્લાહ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૪૧. (હે મુસલમાનો!) તમે હલકા (હથીઆર વગરના) હો કે ભારી (હથીઆર બંધ) હો તો પણ (જેહાદ માટે) નીકળી પડો, અને

---

૧. હવે પછીનું વર્ણન તબુકની ચઢાઇને લગતું છે, જે હિજરત પછીના નવમા વર્ષની અધવચ્ચે રોમન શહેનશાહની ડરાવનારી વલણને અંગે કરવામાં આવી હતી. આ ચઢાઈ માટે રોમન શહેનશાહતના મજબુત લશ્કરને પહોંચી વળવા પુરતું લશ્કર ઉભૂં કરવા માટે ઘણી મુશ્કેલીઓ હતી, જે મુખ્યત્વે આ હતી. ૧. ભયંકર દુષ્કાળ. ૨. સીરીયાની સરહદ સુધીની લાંબી મુસાફરી. ૩. પાક તૈયાર થઇ જવાથી લણવાની મોસમ. ૪. અસહ્ય ગરમી. ૫. રોમન લશ્કરનું બળ અને વ્યવસ્થા. આ મુશ્કેલીઓ હોવા છતાં પયગમ્બર સાહેબના વાવટા નીચે ૩૦૦૦૦ નું લશ્કર એકઠું થઇ ગયું.

૨. મક્કાથી હિજરત કરી જતી વખતે પયગમ્બર સાહેબ સાથે હ૦ અબુબકર હતા. તેમણે મક્કાથી થોડે છેટે આવેલી સૌર નામની ગુફામાં આશ્રય લીધો હતો, તે વખતનું વર્ણન અત્રે કરવામાં આવ્યું છે.

અલ્લાહના માર્ગમાં તમારા માલ અને જાન વડે જેહાદ કરો; અગર તમે સમજતા હો તો (જાણી લો કે) એજ તમારા માટે બહેતર છે.

૪૨. અગર તાત્કાળિક લાભ અને મધ્યમ પ્રકારની મુસાફરી હોત તો (હે રસુલ!) તેઓ જરૂર તારી સાથે (મુંગા મુંગા) નીકળી પડતે, પરંતુ હાડમારી ભરેલી મુસાફરી તેમને લાંબી લાગે (ભારી પડે) છે; અને નજીક(ના સમય)માં તેઓ અલ્લાહની કસમ ખાઇને કહેશે કે જો અમારાથી બની શકતે તો અમે તમારી સાથે જરૂર ચાલી નીકળતે. આ(વું કહેનારા લોકો) પોતાનેજ હલાક કરે છે, અને અલ્લાહ તો સારી પેઠે જાણે છે કે તેઓ ખચીતજ જુઠા છે.

૪૩. (હે રસુલ!) અલ્લાહ તારાથી દરગુજર કરે! તેં તેમને (જંગે તબુકમાં પાછળ રહી જવાની) રજા કેમ આપી. અને એટલી રાહ કાં ન જોઇ કે તારા ઉપર પોતમેળેજ (એ વાત) પ્રત્યક્ષ થઇ જાત કે સાચા કોણ છે અને જુઠાઓને પણ તું ઓળખી લેતે.

૪૪. જે લોકો અલ્લાહ પર તથા કયામતના દિવસ પર ઇમાન રાખે છે તેઓ તારી પાસેથી એ વાતની રજા લેવા નથી આવતા કે તેઓ પોતાના માલ અને જાનથી જેહાદ કરે (કે ન કરે, બલ્કે તેઓ પંડેજ નીકળી પડે છે); અને અલ્લાહ પરહેઝગારોથી સારી પેઠે વાકેફ છે.

૪૫. (હે રસુલ!) તારી પાસે (પાછળ રહેવાની) રજા માગનારા તે લોકોજ છે કે જેઓ અલ્લાહ પર તથા કયામતના દિવસ પર ઇમાન રાખતા નથી અને તેમના મન શંકાશીલ છે, માટે તેઓ પોતાની શંકામાંજ અથડાયા કરે છે.

૪૬. અને જો તેઓ (જેહાદ માટે) નીકળવાની ઇચ્છા કરતે તો જરૂર તેની કાંઈ (પણ) તૈયારી કરતે, પણ અલ્લાહે તેમનું (જેહાદ માટે) ઉઠવુંજ નાપસંદ કર્યું છે, માટે તેમને પાછળ પાડી દીધા છે અને તેમને કહેવામાં આવ્યું છે કે તમે (ઘરોમાં) બેસી રહેનારાઓની સાથે (ઘરોમાંજ) બેસી રહો.

૪૭. અગર તેઓ તમારી સાથે ચાલી નીકળતે તો તેઓ તમારા

માટે ખરાબી સિવાય બીજું કાંઇ વધારતે નહિ, અને તમારામાં કુસંપ ફેલાવવાના હેતુથી તમારામાં (આમ તેમ) દોડધામ કર્યા કરતે અને (વળી) તમારામાં (અત્યારે પણ) તેમના જાસુસો મોજુદ છે; અને અલ્લાહ જુલમગારોથી સારી પેઠે વાકેફ છે.

૪૮. ખચીતજ તેમણે તો પહેલે પણ ફિત્નો લગાડવા ચાહ્યો હતો, અને (તેમ કરીને) તારા મામલાઓ ઉલટ પાલટ કરી નાખવા ચાહતા હતા, અહીં સુધી કે (અલ્લાહ તરફથી) સત્ય (પ્રકાશમાં) આવ્યું, અને અલ્લાહની આજ્ઞા પ્રબળ રહી, જો કે (આ પ્રબળતા) તેઓ નાપસંદ કરનારા હતા.

૪૯. અને તે (દાંભિકો) માંથી એકાદ એવો પણ છે કે જે કહે છે કે મને (પાછળ રહેવાની) રજા આપ અને મને કસોટીમાં ન નાખ. ખબરદાર! કસોટીમાં તો તેઓ (હેઠા) પડીજ ગયા છે, અને બેશક જહન્નમ સર્વ નાસ્તિકોને ઘેરી લેનારી છે.

૫૦. જો તને કંઈ લાભ પહોંચે છે તો તેથી તેમને દુ:ખ થાય છે, અને જો તારા પર કોઇ મુસીબત આવી પડે છે ત્યારે કહેવા લાગે છે કે અમોએ તો પહેલેથીજ (ચેતીને) અમારા કામો ઠીકઠાક કરી લીધા હતા; અને (પછી) ખુશ ખુશાલ ત્યાંથી ચાલતી પકડે છે.

૫૧. (હે રસુલ!) તું કહે કે અલ્લાહે અમારા માટે જે મુસીબત નિર્માણ કરી હશે તે સિવાય બીજી (મુસીબત) અમને હરગીઝ નડનાર નથી, તે અમારો વાલી છે; અને મોમીનોએ અલ્લાહ ઉપરજ ભરોસો રાખવો જોઇએ.

૫૨. તું કહે કે અમારા સંબંધમાં તમે બીજી કઈ વસ્તુની રાહ જુઓ છો, સિવાય તેના કે બે ભલાઇઓ (અર્થાત શહાદત અથવા વિજય) માંથી એક (પ્રત્યક્ષ થઈ જાય)? અને અમે તમારા સંબંધમાં એવી રાહ જોઈ રહ્યા છીએ કે તમને અલ્લાહ પોતાના તરફથી કોઈ અઝાબમાં સપડાવે અથવા અમારા હાથે (કોઈ શિક્ષા અપાવે); માટે તમે રાહ જોયા કરો, અમે પણ તમારી સાથે રાહ જોઈ રહ્યા છીએ.

૫૩. તું કહે કે તમે ખુશીથી યા નાખુશીથી દાન કરતા રહો, પણ

તે તમારા તરફથી કદી પણ સ્વીકારવામાં આવશે નહિ; નિસંશય તમે નાફરમાન લોકો છો.

૫૪. તેમના દાનના અસ્વીકારની નડતરો એ સિવાય બીજી કાંઇ નથી કે તેઓ અલ્લાહ તથા તેના રસુલની નાફરમાની કરે છે, અને તેઓ નમાઝ નથી પઢતા પણ આળસાઇની સાથે, અને તેઓ દાન નથી કરતા પણ કચવાતા મને.

૫૫. માટે (હે રસુલ!) તને ન તેમનો માલ આશ્ચર્યમાં નાખે ન તેમની ઓલાદ; અલ્લાહ તો એજ ચાહે છે કે એ વસ્તુઓ દ્વારા તેમને સંસારી જીંદગીમાંજ અઝાબ આપે અને તેમના પ્રાણ ઈમાન લાવ્યા વગરની સ્થિતિમાંજ નીકળી જાય.

૫૬. અને તેઓ અલ્લાહની કસમ ખાઈ ખાઇને કહે છે કે તેઓ ખચીતજ તમારામાંથી છે; જો કે (ખરી રીતે તો) તેઓ તમારામાંથી નથી, બલ્કે તેઓ એવા લોકો છે કે જેઓ (તમારાથી) ડરતા રહે છે.

૫૭. અગર તેઓ કોઈ આશ્રયનું સ્થાન અથવા ગુફા અથવા પેસી જઈ બેસવાની જગ્યા જોઈ લે તો જરૂર નાસભાગ કરીને તે તરફ ચાલ્યા જાય.

૫૮. અને (વળી) તેઓમાંથી કેટલાક એવા પણ છે કે જેઓ ઝકાતની (વહેંચણીની) બાબતમાં તારા પર આળ ચઢાવે છે, જેથી અગર તેમાંથી તેમને કાંઈ આપી દેવામાં આવે તો રાજી રાજી (થઈ જાય) છે, અને જો તેમાંથી તેમને આપવામાં ન આવે તો એજ વખતે ક્રોધે ભરાય છે.

૫૯. અને જો તેઓ અલ્લાહ તથા તેના રસુલે તેમને જે આપ્યું હતું તેના પર રાજી થઇ જતે અને કહેતે કે અમારા માટે તો અલ્લાહ બસ છે (હમણાં નહિ આપ્યું તો કાંઇ નહિ), નજીકમાંજ અલ્લાહ તથા તેનો રસુલ પોતાની કૃપાથી અમને (ઘણુંય) આપી દેશે, બેશક અમે અલ્લાહ તરફજ ધ્યાન રાખી બેઠા છીએ (તો તે તેમના માટે ઘણું સારૂં થતે).

૬૦. ખેરાત (ઝકાતનો માલ) તો (કેવળ) ગરીબો તથા નિરાશ્રિતો તથા ઝકાત ભેગી કરનારાઓ માટે છે, અને જેમના અંતઃકરણો (ઇસ્લામ

તરફ) વળેલા છે (તેમના માટે), વળી ગર્દનો છોડાવવા માટે (ગુલામો આઝાદ કરવા) તથા કરઝદારો (ને મદદ કરવા) માટે તથા અલ્લાહના માર્ગમાં તથા મુસાફરોની મદદ કરવા માટે છે; આ અલ્લાહના તરફથી નક્કી કરેલા (ઝકાતના નિયમો) છે; અને અલ્લાહ સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે.

૬૧. અને તેઓમાંથી એવા પણ છે કે જેઓ નબીને ઈજા પહોંચાડે છે અને કહે છે કે એના તો નર્યા (કાચા) કાન છે; (હે રસુલ!) તું કહે કે તે તમારા માટે ભલાઈ (સાંભળવા)ના કાન છે; તે અલ્લાહનું માને છે અને મોમીનોનું પણ માને છે, અને તમારામાં જેઓ ઈમાન લાવ્યા છે તેમના માટે રહેમત છે; અને જેઓ અલ્લાહના રસુલને ઈજા આપે છે તેમના માટે દર્દભર્યો અઝાબ તૈયાર છે.

૬૨. (હે મુસલમાનો!) તેઓ તમને રાજી કરવા માટે તમારી સામે અલ્લાહના સોગંદ ખાય છે, જો કે અલ્લાહ અને તેના રસુલને રાજી કરવા એ વધારે ઈષ્ટ છે, અગર તેઓ (ખરેખર) ઈમાનદાર હોય તો.

૬૩. શું તેઓ એટલુંયે જાણતા નથી કે જે અલ્લાહ તથા તેના રસુલની વિરૂદ્ધતા કરે છે ખચીતજ તેના માટે દોઝખની આગ છે જેમાં તે હંમેશને માટે રહેશે? (અને) એજ તો સૌથી મોટી ફજેતી છે.

૬૪. દાંભિકો તે (વાત)થી ડરતા રહે છે કે (કદાચને) તેમની વિરૂદ્ધ કોઈ એવું પ્રકરણ ઉતારવામાં આવે કે જે લોકો સામે તેમના મનમાં (જે કાંઇ) છે તે ખુલ્લું કરી નાખે; (હે રસુલ!) તું કહે કે તમે (ભલે) હાંસી ઉડાડયા કરો; નિસંશય જે વસ્તુથી તમે ભય પામો છો તે ખચીતજ અલ્લાહ જરૂર જાહેર કરનાર છે.

૬૫. અને જો તું તેમને પૂછશે તો તેઓ જરૂર એમ કહી દેશે કે અમે તો માત્ર અમસ્તી વાતો અને રમત ગમત કરતા હતા; તું કહે કે શું તમે અલ્લાહ તથા તેની આયતો તથા તેના રસુલની મજાક કરતા હતા?

૬૬. ખોટા બહાના કાઢો નહિ; તમે ઈમાન લાવ્યા બાદ ખરેજ નાફરમાન થઈ ગયા છો; અગર અમે તમારામાંથી એક ટોળાને માફ કરી

દઈશું તો એક ટોળાને શિક્ષા પણ કરીશું કારણ કે તેઓ અપરાધી છે.

રુકુઅ ૯ ૬૭. દાંભિક પુરૂષો તથા દાંભિક સ્ત્રીઓ એકમેકને લગતા છે; મનાઈ કરેલા કાર્યો કરવાની આજ્ઞા આપતા રહે છે, અને સત્કાર્યોની મનાઈ કરતા રહે છે, અને પોતાના હાથ (રાહે અલ્લાહમાં ખરચ કરવા માટે) ખેંચી રાખે છે; તેઓ અલ્લાહને વીસરી ગયા છે તેથી અલ્લાહે પણ તેમને વીસારી મૂક્યા છે; બેશક દાંભિક લોકો નાફરમાન છે.

૬૮. અલ્લાહે દાંભિક પુરૂષો તથા દાંભિક સ્ત્રીઓ તથા નાસ્તિકોથી જહન્નમની આગનો વાયદો કરી લીધો છે તેઓ હંમેશને માટે તેમાંજ રહેશે; એજ (આગ) તેમના માટે બસ છે; અને અલ્લાહે તેમના પર ફિટકાર કરી છે, અને તેમના માટે ટકી રહેનારો અઝાબ (રાખ્યો) છે:

૬૯. તમારી આગમચ થઈ ગએલા (દાંભિકો)ની જેમ; તેઓ તમારા કરતા શક્તિમાં વધારે હતા અને માલ તથા ઓલાદમાં પણ વધારે હતા; માટે તેઓએ પોતાના ભાગ્યનો લાભ ભોગવ્યો હતો; એવીજ રીતે તમોએ પણ તમારા ભાગ્યનો લાભ ભોગવ્યો છે જેવી રીતે કે તમારી આગમચવાળાઓએ પોતાના ભાગ્યનો લાભ ભોગવ્યો હતો; અને જેવી રીતે તેમણે (વ્યર્થ) વાતો બનાવી (કાઢી) હતી તેવી રીતે તમોએ પણ વ્યર્થ વાતો બનાવી છે; એજ લોકો છે કે જેમના કર્મો દુનિયા તથા આખેરતમાં નષ્ટ થઈ ગયા છે, અને તેઓજ હાનિ ભોગવનારા છે.

૭૦. શું તેમની પાસે તે લોકોની ખબર નથી આવી કે જેઓ તેમની પૂર્વે થઈ ગયા છે, (યાને) નૂહની કોમની તથા આદની તથા સમુદની, તથા ઇબ્રાહીમની કોમની તથા મદયનવાળાઓની તથા ઉંધી વળી ગએલી વસ્તીઓના રહેવાશીઓની?[1] તેમના રસુલ તેમની પાસે ખુલ્લી દલીલો લઈને આવ્યા હતા (છતાં તેઓ ઈમાન લાવ્યા નહિ), માટે અલ્લાહ એવો નથી કે (વિના કારણે) તેમના પર જુલમ કરે, પરંતુ તેઓ પોતાની જાત પર પોતેજ જુલ્મો તોડયા કરતા હતા.

૭૧. અને મોમીન પુરૂષો તથા મોમીન સ્ત્રીઓ એક મેકનાં

---

૧. લૂતની કોમ.

મિત્રો છે; તેઓ (પરસ્પર) નેકીની આજ્ઞા કરે છે અને બદીની (સતત) મનાઈ કરે છે અને નમાઝ પઢતાં રહે છે અને ઝકાત આપતાં રહે છે, અને અલ્લાહ તથા તેના રસુલની આજ્ઞા પાળે છે. એજ (તે) લોકો છે કે નજીકમાં અલ્લાહ તેમના પર દયા કરશે; બેશક અલ્લાહ ઝબરદસ્ત હિકમતવાળો છે.

૭૨. અલ્લાહે મોમીન પુરૂષ તથા મોમીન સ્ત્રીઓને જન્નતોનો વાયદો કર્યો છે જેની હેઠળ નદીઓ વહેતી ફરે છે, (અને) જેમાં તેઓ હંમેશના રહેનારા થશે, અને હંમેશ (એકજ સ્થિતિમાં રહેનારી) જન્નતોમાં સારા સારા મકાનો પણ (આપવાનો) વાયદો કર્યો છે; અને અલ્લાહની પ્રસન્નતા તો સર્વોત્તમજ છે—એજ મોટી સફળતા છે.

૭૩. હે નબી! નાસ્તિકો તથા દાંભિકો સામે જેહાદ કર અને રૂકૂ
તેમના પર સખ્તાઈ કર; અને તેમનું ઠેકાણું જહન્નમ છે, અને તે ૧૦
પાછા ફરવાની ઘણીજ ખરાબ જગ્યા છે.

૭૪. તેઓ અલ્લાહની કસમ ખાઇ ખાઇને કહે છે કે તેમણે (એવું) નથી કહ્યું, જો કે તેમણે અધર્મિપણાનું વેણ અવશ્ય ઉચ્ચાર્યું હતું, અને તેઓ પોતાના ઇસ્લામ પછી (પાછા) નાસ્તિક થઈ ગયા હતા, અને એવી વાતનો નિશ્ચય કર્યો હતો કે જે કરીજ ન શકયા, અને તેઓ એ (કારણે મુસલમાનો સામે) ચીઢાઇ ગયા હતા કે અલ્લાહે તથા તેના રસુલે પોતાની કૃપાથી તે (મુસલમાનો)ને ધનવાન બનાવ્યા હતા; માટે અગર તેઓ તોબા કરી લે તો તેમના માટે બેહતર છે; અને જો તેઓ મોઢું ફેરવી લે તો અલ્લાહ તેમને દુનિયા તથા આખેરતમાં દુઃખદાયક અઝાબ આપશે, અને પૃથ્વી પર ન તેમનો કોઈ હિમાયતી હશે ન કોઇ મદદગાર.

૭૫. અને તેઓમાંથી એવા પણ છે કે જેમણે અલ્લાહથી કરાર કર્યો હતો કે જો તે પોતાની કૃપાથી અમને કાંઈ આપશે તો અમે જરૂર દાન કરતા રહીશું, અને સદાચારીઓ માંહેના થઈ જઇશું.

૭૬. પછી જ્યારે તેણે સ્વકૃપાથી તેમને (કાંઇ) આપ્યું ત્યારે તેના વિષે તેમણે કૃપણતા કરી અને દુરાગ્રહ કરી (પોતાના કરારથી)

ફરી ગયા.

૭૭. જેથી તેણે તેમના અંતઃકરણોમાં તે દિવસ સુધીના માટે દાંભિકતા નાખી દીધી કે જ્યારે તેઓ તેની મુલાકાત કરશે; (એકતો) એ માટે કે જે વાયદો તેમણે અલ્લાહથી કર્યો હતો તેની વિરૂદ્ધ વર્ત્યા અને (બીજું) એ માટે કે તેઓ જુઠું બોલતા હતા.

૭૮. શું તેઓ એટલું પણ જાણતા નથી કે અલ્લાહ તેમના છુપા વિચારો પણ જાણે છે અને તેમની છુપી સલાહોને પણ, અને આ કે અલ્લાહ અદ્રષ્ય વાતોનો મહાન જાણનારો છે?

૭૯. મોમીનોમાંથી રાજી ખુશીથી દાન કરનારાઓને જેઓ મેણાં મારે છે અને તેમને પણ કે જેમની પોતાની પાસે (જાત) મહેનત સિવાય કાંઈ બીજું કાઈ હોતું નથી, પછી (એવી રીતે તે) સઘળાંઓથી હસે છે, તો અલ્લાહ પણ તેમની હાંસી ઉડાડશે, અને તેમના માટે દુઃખદાયક અઝાબ છે.

૮૦. તું તેમના માટે ક્ષમાની દુઆ માગ અથવા તેમના માટે ક્ષમાની દુઆ ન માગ (એ સરખુંજ છે); તેમના માટે સિત્તેર વખત પણ ક્ષમાની દુઆ માગશે તો પણ અલ્લાહ તેમને હરગીઝ હરગીઝ માફ નહિ કરે; આ એ માટે કે તેમણે અલ્લાહ તથા તેના રસુલનો ઇન્કાર કર્યો; અને અલ્લાહ નાફરમાન લોકોની રાહબરી કરતો નથી.

રુકુઅ ૧૧ ૮૧. (જંગે તબુકમાં) પાછળ રહી જનારાઓ અલ્લાહના રસુલની (આજ્ઞા) વિરૂદ્ધ પોતે બેસી રહેવાથી ખુશ થયા અને અલ્લાહની રાહમાં પોતાના માલ તથા જાન વડે જેહાદ કરવામાં અણગમો દેખાડયો અને લોકોને કહ્યું કે ગરમી(ના દિવસો)માં (બહાર) નીકળો નહિ; (હે રસુલ!) તું કહે કે દોઝખની આગની ગરમી તો એ કરતાંય ઘણીજ સખત છે; અગર તેઓ (આ) સમજે તો.

૮૨. માટે તેમને જોઇએ કે (જો) હસે તો થોડું (હસે) અને (જો) રડે તો ઘણું (રડે), (જેથી) તેઓ જે કાંઈ કર્યા કરતા હતા તેનો યથાર્થ બદલો થઈ જાય.

૮૩. પછી જો અલ્લાહ તને તેમના કોઈ ટોળા પાસે પાછો લાવે

અને તેઓ તારી પાસે (લડાઈ માટે) નીકળવાની રજા માગે તો તું કહી દેજે કે તમે હરગીઝ હરગીઝ મારી સાથે થઇને નહિ નીકળો અને મારી સાથે રહીને હરગીઝ કોઈ દુશ્મન સાથે નહિ લડો; નિસંશય તમે પહેલી વખતે બેસી રહેવાથી રાજી થયા હતા માટે (આ વખતે પણ) પાછળ રહી જનારાઓની સાથે બેસી રહો.

૮૪. અને (હે રસુલ!) જ્યારે તેઓમાંથી કોઈ મરી જાય તો તું તેના (જનાઝા) ઉપર નમાઝ હરગીઝ પઢજે નહિ (અને) તેની કબર ઉપર (ફાતેહા માટે) ઉભો પણ રહેજે નહિ; બેશક તેમણે અલ્લાહ તથા તેના રસુલનો ઈન્કાર કર્યો છે અને એજ નાફરમાનીની હાલતમાં મરી ગયા છે.

૮૫. અને તેમનો માલ તથા તેમની ઓલાદ (ની વૃધ્ધી) તને અચંબામાં ન નાખે; સિવાય તેના નથી કે અલ્લાહ એવું ચાહે છે કે એજ (વસ્તુઓ) વડે તેમને (આ જગતમાં) અઝાબ આપે અને તેમના પ્રાણ નાસ્તિકપણાની હાલતમાં નીકળી જાય.

૮૬. અને જ્યારે કોઈ પ્રકરણ (એવી આજ્ઞા સાથે) ઉતારવામાં આવે છે કે તમે અલ્લાહ પર ઈમાન લાવો અને તેના રસુલ સાથે રહી જેહાદ કરો ત્યારે તેઓ માંહેના જેઓ સમર્થ છે તેઓ તારી રજા માગે છે અને કહે છે કે અમને છોડી દે કે જેથી અમે બેસી રહેનારાઓની સાથે (બેસી) રહીએ.

૮૭. તેઓ પછવાડે રહી જનારાઓ સાથે રહેવાને રાજી થઇ ગયા, અને તેમના અંતઃકરણો પર મોહોર મારી દેવામાં આવી, જેથી તેઓ (કાંઇજ) સમજતા નથી.

૮૮. પરંતુ રસુલ તથા તે લોકો કે જેઓ તેની સાથે ઈમાન લાવ્યા છે પોતાના માલ અને જાન સાથે જેહાદ કરે છે; અને તેમના માટેજ સર્વે ભલાઇઓ છે, અને તેઓજ સફળતા મેળવનારા છે.

૮૯. અલ્લાહે તેમના માટે જન્નતો તૈયાર કરી છે જેની હેઠળ નદીઓ વહે છે, જેમાં તેઓ સદાને માટે રહેનારા થશે; એજ મહાન સફળતા છે.

તથા કયામત પર ઈમાન રાખે છે અને (રાહે અલ્લાહમાં) જે કાંઈ ખરચે છે તેને અલ્લાહની નઝદીકી તથા રસુલના આશિર્વાદ (મેળવવા) અર્થે ખરચે છે; જાણી લો કે તે (ખરચ કરવું) તેમના માટે નિસંશય (અલ્લાહની) નજીક થવાનું કારણ બનશે; (વળી) નજીકમાં અલ્લાહ તેમને પોતાની રહેમતમાં દાખલ કરી લેશે; બેશક અલ્લાહ મહાન ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૧૦૦. અને મુહાજેરીન (હિજરત કરનારા) તથા અન્સાર[1] (સહાય કરનારા)માંહેના સૌથી પહેલાં (ઈમાન તરફ) પહેલ કરનારા અને તે લોકો કે જેમણે શુભ હેતુથી તેમનું અનુકરણ કર્યું તેમનાથી અલ્લાહ રાજી થઈ ગયો છે, અને તેઓ તેનાથી રાજી થઈ ગયા છે, અને તેમના માટે બગીચા તૈયાર કર્યા છે જેની હેઠળ નદીઓ વહે છે, તેમાં તેઓ સદાને માટે રહેશે; એજ સૌથી મહાન સફળતા છે.

૧૦૧. અને (હે મુસલમાનો!) તમારી આસપાસના બદદુઓ માંહેના કેટલાક દાંભિકો છે, અને મદીનાવાળાઓમાંથી પણ; તેઓ દાંભિકપણા ઉપર અડીને બેઠા છે; (હે રસુલ!) તું તેમને નથી જાણતો; અમે તેમને જાણીએ છીએ; નજીકમાં અમે તેમને બેવડો અઝાબ આપીશું, પછી તેમને મહાન અઝાબ તરફ વાળવામાં આવશે.

૧૦૨. અને બીજા કેટલાક એવા પણ છે કે જેમણે પોતાના ગુન્હાઓની કબુલાત કરી લીધી છે; તેમણે સત્કાર્યોને બદકાર્યોમાં ભેળવી નાખ્યા છે; બનવા જોગ છે કે અલ્લાહ તેમની તોબા કબુલ કરી લે; બેશક અલ્લાહ મહાન ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૧૦૩. (હે રસુલ!) તેમના માલમાંથી ઝકાત લેતો રહે કે તે વડે તું તેમને પાક અને પવિત્ર બનાવે અને તેમના માટે (રહેમતની) દુઆ કર; બેશક તારી દુઆ તેમના માટે શાંતીનું કારણ બને છે; અને અલ્લાહ મોટો સાંભળનાર (અને) જાણનાર છે.

૧૦૪. શું તેમણે આ વાત નથી જાણી કે અલ્લાહજ પોતાના

---

૧. મક્કાનો ત્યાગ કરી મદીના જઈ રહેલા મુસ્લીમો મુહાજેરીન કહેવાય છે, જ્યારે મુહાજેરીનને મદદ કરનારા મદીનાવાસી મુસ્લીમો અન્સાર કહેવાય છે.

બન્દાઓની તોબા કબુલ કરી લે છે અને તેમના સદકા (ખેરાત) પણ કબુલ કરે છે અને અલ્લાહુજ સૌથી મહાન તોબા કબુલ કરનાર (અને) દયા કરનાર છે.

૧૦૫. અને (હે રસુલ! તેમને) કહે કે તમે અમલ કર્યે જાઓ નજીકમાં અલ્લાહ તથા તેનો રસુલ તથા મોમીનો તમારા કર્મોને જોઈ લેશે; અને નજીકમાંજ તમે હાજર નાજર જાણનાર (અલ્લાહ)ની હજુરમાં પાછા ફેરવવામાં આવશો, પછી તમે જે જે કાંઈ કર્યા કરતા હતા તેનાથી તે તમને વાકેફ કરી દેશે.

૧૦૬. અને તેઓમાંથી બીજા કેટલાક એવા છે જેઓને અલ્લાહના નિર્ણયની રાહ જોતા અનિશ્ચિત (આશાવંત અને ભયભીત) સ્થિતિમાં રહેવા દેવામાં આવ્યા છે, ચાહે તો તે (અલ્લાહ) તેમને શિક્ષા કરે, અથવા તો તેમની તોબા કબુલ કરે. અને અલ્લાહ મહાન જ્ઞાનિ (અને) હિકમતવાળો છે.

૧૦૭. અને (આ દાંભિકોમાંથી કેટલાકો છે કે) જેઓએ એક મસ્જીદ નુકસાન પહોંચાડવા તથા નાસ્તિકપણું ફેલાવવા તથા મોમીનોમાં ફાટફુટ પાડવા તથા જે શખસ અલ્લાહ અને તેના રસુલ સાથે પહેલાં લડયો હતો તેના આશ્રય માટે બનાવી છે;[1] છતાં સોગંદ પૂર્વક અવશ્ય કહેશે કે અમારો હેતુ તો નેકી (કરવા) સિવાય બીજો કાંઈ ન હતો; અને અલ્લાહ સાક્ષી આપે છે કે નિસંશય તેઓ જુઠાજ છે.

૧૦૮. (હે રસુલ!) તે મસ્જીદમાં તું કદી (પણ નમાઝ પઢવા) ઉભો રહેજે નહિ; અલબત્ત તે મસ્જીદ કે જેનો પાયો પ્રથમ દિવસથીજ પરહેઝગારી પર નાખવામાં આવ્યો હોય તેમાં તું નમાઝ પઢવા ઉભો રહે તો તે વધુ યોગ્ય છે; (કારણ કે) તેમાં એવા લોકો છે કે જેઓ પવિત્ર થવાની ઇચ્છા રાખે છે; અને અલ્લાહ પણ પવિત્ર રહેનારાઓને દોસ્ત રાખે છે.

---

૧. મદીના પાસે કુબા ગામની મસ્જીદના બાજુમાં કેટલાક દાંભિકોએ અબુ અમીર નામે એક ખ્રિસ્તિ પાદરી જે હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ની સાથે ઘણા વખત લડયો હતો અને હુનયનના જંગ પછી સીરીયા નાસી ગયો હતો, તેના કહેવાથી એક મસ્જીદ બાંધી હતી.

૧૦૯. શું તે શખસ કે જે પોતાના (દીનનો) પાયો અલ્લાહના ખૌફ તથા તેની ખુશનુદી પર મૂકે છે તે બેહતર છે કે તે શખસ કે જે પોતાનો પાયો નદીના પડું પડું થઈ રહેલા કાંઠા પર મૂકે, પછી તે તેને સાથે લઈને જહન્નમની આગમાં તુટી પડે (તે બેહતર છે)? અને અલ્લાહ જાલિમ લોકોની રાહબરી કરતો નથી.

૧૧૦. તે (મસ્જીદ) કે જે તે (મુનાફીક)ઓએ બનાવી હતી તેનો પાયો નાખવાનું કૃત્ય તેમના અંતઃકરણોમાં હંમેશા ખટકયા કરશે, જ્યાં સુધી કે તેમનાં અંતઃકરણોના ટુકડે ટુકડા થઇ (ઉડી) ન જાય; અને અલ્લાહ સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે.

૧૧૧. નિસંશય! અલ્લાહે મોમીનો (પાસે)થી તેમના પ્રાણ તથા માલ એ વાતના બદલામાં ખરીદી લીધાં છે કે તેમને જન્નત મળે; તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે જેથી તેઓ મારે છે અને (પંડે પણ) માર્યા જાય છે; આ (જન્નતનો) વાયદો પૂર્ણ કરવો અલ્લાહે પોતાના ઉપર વાજીબ કરી લીધો છે (અને તે વાયદો) તૌરેત તથા ઇન્જીલ તથા કુરઆનમાં (મોજુદ છે); અને અલ્લાહ કરતાં પોતાનો વાયદો સૌથી વધુ પૂર્ણ કરનાર (બીજો) કોણ હશે? માટે આ સોદો કે જે તમોએ તેની સાથે કર્યો છે તેનાથી ખુશ થઈ જાઓ; અને એજ સૌથી મહાન સફળતા છે.

૧૧૨. તેઓ પશ્ચાતાપ કરનારા, ઇબાદત કરનારા, ગુણગાન ગાનારા, રોજા રાખનારા, રૂકુઅ કરનારા, સિજદા કરનારા, નેકીની આજ્ઞા આપનારા, અને બદીની મનાઈ કરનારા અને અલ્લાહની હદો (ધર્મ નિયમો) જાળવી રાખનારા છે; અને એવા ઇમાન લાવનારાઓને ખુશખબર સંભળાવી દે.

૧૧૩. નબી તથા તે લોકો કે જેઓ ઇમાન લાવ્યા છે તેમના માટે આ યોગ્ય નથી કે તેઓ મુશ્રીકો માટે ક્ષમાની દુઆ માગે, એ પછી કે તેમના પર આ વાત પ્રત્યક્ષ થઇ ગઇ હોય કે તેઓ જહન્નમી છે; (પછી) ભલેને તેઓ અતલગના સ્નેહી કાં ન હોય?

૧૧૪. અને ઇબ્રાહીમનું પોતાના બાપ માટે ક્ષમાનું માગવું માત્ર એક વાયદાના કારણે હતું કે જેણે તેની સાથે કર્યો હતો, પણ

જ્યારે તેના પર આ વાત ઉઘડી ગઇ કે તે અલ્લાહનો દુશ્મન છે ત્યારે તે (ઇબ્રાહીમ) તેનાથી પરે થઇ ગયો; બેશક ઇબ્રાહીમ ઘણો નરમદિલ (અને) સહનશીલ હતો.

૧૧૫. અને અલ્લાહનું આ કામ નથી કે કોઇ કોમને હિદાયત કર્યા પછી તેનાથી હિદાયતની પ્રેરણા ખુંચવી લે, જ્યાં સુધી કે તેમના પર (આ) ખુલ્લું કરી ન નાખે કે તેમણે કઈ કઈ વસ્તુઓથી બચવું જોઇએ; બેશક અલ્લાહ દરેક વસ્તુથી સારી પેઠે વાકેફ છે.

૧૧૬. બેશક આકાશો તથા જમીનની બાદશાહી અલ્લાહનીજ છે; તે જીવાડે છે અને મારે છે; અને અલ્લાહ સિવાય ન કોઈ તમારો હિમાયતી છે ન કોઇ મદદગાર.

૧૧૭. ખચીતજ અલ્લાહે નબી તથા તે મુહાજેરીન તથા અનસારની તોબા કબુલ કરી લીધી કે જેમણે તંગીની હાલતમાં તે (નબી)નો સાથ આપ્યો હતો તે પછી કે તેઓ માંહેના એક ટોળાનાં મન લગભગ ડગમગવા લાગ્યા હતા, પછી તે તેમના તરફ (માયાળુપણે) વળ્યો, બેશક તે તેમના પર મોટી મહેરબાની કરનાર તથા દયા કરનાર થયો.

૧૧૮. અને તે ત્રણેની (પણ) તોબા કબુલ કરી (લીધી) કે જેઓ પાછળ મૂકી દેવામાં આવ્યા હતા; અહીં સુધી કે ધરતી વિશાળ હોવા છતાં તે તેમના પર સંકોચાઈ ગઈ હતી, અને તેમને તેમના પ્રાણ (પણ) ભારે થઈ પડેલા લાગતા હતા, અને તેમણે જાણી લીધું હતું કે અલ્લાહ(ના કોપ)થી (બચવા માટે) બીજે ક્યાંય પનાહ (આશ્રય) મળનાર નથી, સિવાય તેનીજ પાસે; પછી અલ્લાહે તેમની પણ તોબા કબુલ કરી લીધી કે જેથી તેઓ (અલ્લાહ તરફ) પાછા રજુ થાય; બેશક અલ્લાહ મોટો તોબા કબુલ કરનાર (અને) દયા કરનાર છે.[1]

૧૧૯. હે ઇમાન લાવનારાઓ! અલ્લાહથી ડરતા રહો અને ૨/૧
સાચાઓનો સાથ આપો.

---

૧. આ ત્રણ માણસો કઅબ બિન માલિક, હિલાલ બિન ઉમય્યા અને મુરાર બિન રબીઆ હતા કે જેઓ જંગે તબુકમાં આળસાઈના કારણે ગયા ન હતા, પણ પાછળથી તેમણે પશ્ચાતાપ કરી માફીની દુઆ માગતા આ આયતમાં તેમની તોબા સ્વીકારની જાહેરાત કરવામાં આવી.

૧૨૦. મદીનાવાસીઓ તથા તેમની આસપાસ જે બદદુઓ રહે છે તેમને (આ) લાઝીમ ન હતું કે તેઓ અલ્લાહના રસુલ(નો સંગ છોડી) પાછળ રહી જાય, અને ન એ કે રસુલના પ્રાણ કરતાં પોતાના પ્રાણની વધારે દરકાર કરે; આ એ માટે કે તે (રસુલની સાથે રહીને જેહાદ કરનારા)ઓને એવી કાંઈ તરસ અથવા થાક અથવા ભૂખ અલ્લાહના રસ્તામાં નથી લાગતી, તેમજ નાસ્તિકોને ક્રોધ ચઢે તેવી તેઓ વર્તણુંક કોઇ નથી ચલાવતા, અને વળી દુશ્મનો પાસેથી કોઇ વસ્તુ ખુંચવી નથી લેતા કે જે તેમના માટે સત્કાર્ય તરીકે લખવામાં આવતું ન હોય; બેશક અલ્લાહ સદાચારીઓનો બદલો વ્યર્થ જવા દેતો નથી:

૧૨૧. અને એજ પ્રમાણે તેઓ (અલ્લાહની રાહમાં) નજીવો કે મોટો ખરચ નથી કરતા અને કોઇ મુસાફરી પૂરી નથી કરતા કે જે તેમના માટે (સત્કાર્યમાં) લખી લેવામાં આવતું ન હોય કે અલ્લાહ તેમના કરેલા કર્મોનો ઉત્તમમાં ઉત્તમ બદલો તેમને આપે.

૧૨૨. અને મોમીનોને માટે આ કાંઈ અગત્યનું નથી કે તેઓ એકી વખતે બધા નીકળી પડે; માટે તેમના દરેક ટોળામાંથી એક નાનકડો જથ્થો એ હેતુસર શા માટે નીકળતો નથી કે તે દીનનું જ્ઞાન પ્રાપ્ત કરે[1] અને જ્યારે તે પાછો ફરે ત્યારે પોતાની કોમને ડરાવે કે જેથી તેઓ પણ (દુષ્ટ કાર્યો કરતાં) સાવધ રહે.

૧૨૩. હે ઇમાન લાવનારાઓ! નાસ્તિકોમાંથી કે જેઓ તમારી નજીક છે તેમની સાથે લડો અને તેઓ તમારા (તરફ)થી સખ્તાઈ અનુભવે (એ) જરૂરી છે; અને આ જાણી લો કે અલ્લાહ પરહેઝગારોની સાથે છે.

૧૨૪. અને જે વખતે કોઈ પ્રકરણ ઉતારવામાં આવે છે ત્યારે તેઓમાંથી કોઈ કોઈ એવા પણ છે કે જે કહે છે કે તમારામાંથી એવો કોણ છે કે જેનું ઇમાન આ પ્રકરણે વધારી દીધું હોય? હવે જે લોકો

---

૧. આ આયતમાં ઇસ્લામના દરેક ટોળાને તાકીદ કરવામાં આવી છે કે તેઓમાંથી વધુ નહિ તો થોડા પણ ધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના લોકોને તે વડે ઉપદેશ કરે, જેથી તેઓ પણ ઇસ્લામ સમજે અને આડે માર્ગે ન જાય.

ઈમાન લાવ્યા છે તેમનું ઇમાન તો (તે પ્રકરણે) વધારીજ દીધું છે અને તેઓ ખુશ પણ થઈ રહ્યા છે.

૧૨૫. અને તે લોકો કે જેમના અંતઃકરણોમાં રોગ છે તો તેમની નાપાકીમાં તે (પ્રકરણે) વધુ નાપાકી ઉમેરી દીધી છે અને તેઓ નાસ્તિકપણાની હાલતમાંજ મરી જાય છે.

૧૨૬. શું તેઓ (આ) નથી દેખતા કે દર વર્ષે એક યા બે વખતે તેમની કસોટી કરવામાં આવે છે, પણ ન તેઓ તોબા કરે છે અને ન નસીહત ગ્રહણ કરે છે.

૧૨૭. અને જે વખતે કોઇ પ્રકરણ ઉતારવામાં આવે છે ત્યારે તેઓ માંહેના કેટલાકો કેટલાકોને ટીકી ટીકીને જુએ છે; (અને પોતાને માટે કહે છે) કે શું તમને કોઈ દેખી તો નથી રહ્યું? પછી ત્યાંથી પાછા ફરી જાય છે; અલ્લાહે પણ તેમના અંતઃકરણોને ફેરવી નાખ્યા છે, કારણ કે તેઓ એવા લોકો છે કે જેઓ સમજ ધરાવતા નથી.

૧૨૮. (હે લોકો!) ખચીતજ તમારી પાસે તમારામાંથીજ એક રસુલ આવ્યો છે; તમારૂં કષ્ટ તેને ભારે (આઘાત પહોંચાડનારૂં) થઈ પડે છે; તમારા (કલ્યાણ) માટે ઘણોજ આતુર રહે છે; અને મોમીનો માટે ઘણો નરમદીલ અને દયાળુ છે.

૧૨૯. પછી જો તે લોકો મોઢું ફેરવી લે તો (હે રસુલ!) તું કહે કે મારા માટે તો અલ્લાહ બસ છે, તેના સિવાય કોઇ માઅબુદ નથી; મેં તેના ઉપરજ ભરોસો રાખ્યો છે અને એજ મહાન અર્શ (સિંહાસન)નો માલિક છે.

———

## પ્રકરણ ૧૦ મું.

## સુરયે યુનુસ.

## હઝરત યુનુસ.

**મક્કામાં ઉતરેલી જેની ૧૦૯ આયતો અને ૧૧ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

અ ૧. અલિફ્ લામ રા; આ આયતો હિકમતવાળી કિતાબની છે.

૧ ૨. શું લોકોને આ વાત વિચિત્ર લાગે છે કે અમોએ તેઓમાંથી એક પુરૂષ તરફ્ વહી મોકલી (એવી આજ્ઞા સાથે) કે તું લોકોને ડરાવ અને તેઓમાંથી જેઓ ઈમાન લાવ્યા છે તેમને ખુશખબર સંભળાવ કે તેમના પરવરદિગાર પાસે તેમના માટે ખરૂં મહત્વ (મક્કમ પાયો) હશે, (પરંતુ) નાસ્તિકો કહે છે કે નિસંશય આ તો ખુલ્લોજ જાદુગર છે.

૩. બેશક તમારો પરવરદિગાર એજ અલ્લાહ છે જેણે આકાશો તથા પૃથ્વીને છ દિવસમાં સર્જ્યાં, પછી તે અર્શ (સિંહાસન) પર બિરાજમાન થયો (અર્થાત તેના પર પોતાની હકુમત કાયમ કરી); એજ (દરેક) મામલાઓની વ્યવસ્થા કરે છે; તેના હુકમ સિવાય કોઈ ભલામણ કરનાર થઈ શકતો નથી; એજ અલ્લાહ તમારો પરવરદિગાર છે, માટે તેનીજ ઈબાદત કરો; છતાં શું તમે બોધ ગ્રહણ કરતા નથી?

૪. તમો સર્વેનું પાછું ફરવું તેનીજ તરફ્ છે; અલ્લાહનો વાયદો સાચો છે; બેશક તેજ પ્રથમ સૃષ્ટિને સર્જે છે, પછી એજ તેને પુનઃ સજીવન કરે છે, કે જેથી જે લોકો ઈમાન લાવ્યા છે અને સત્કાર્યો કરતા રહ્યા છે તેમને ન્યાયપૂર્વક બદલો આપે; અને જેઓ ઈમાન નથી લાવ્યા તેમને તેમના ઈમાન ન લાવવાના કારણે તેમના માટે પરૂનું પીણું અને દુઃખદાયક અઝાબ હશે.

૫. તે (અલ્લાહ) એજ છે કે જેણે સૂર્યને પ્રકાશીત બનાવ્યો, અને ચંદ્રમાને તેજસ્વી કર્યો, તથા તેની મન્ઝીલો (પાયરીઓ) નક્કી કરી, કે જેથી તમે વર્ષોની ગણતરી તથા હિસાબ સમજો; અલ્લાહે તે (સર્વે વસ્તુઓ) ઉત્પન્ન નથી કરી પણ સાચા હેતુસર; સમજનારા લોકો માટે તે (પોતાની) આયતો સ્પષ્ટ કરી વર્ણવે છે.

(૬) એમાં શંકા નથી કે રાત્રી તથા દિવસના અનુક્રમમાં અને આકાશો તથા પૃથ્વીમાં અલ્લાહે જે કાંઈ પેદા કર્યું છે તેમાં પરહેઝગારી કરનારા લોકો માટે ઘણી નિશાનીઓ મોજુદ છે.

૭. બેશક તે લોકો કે જેઓ અમારી મુલાકાતની આશા નથી રાખતા અને સંસારી જીવન પર રાજી થઈને તેના પરજ સંતોષ માની બેઠા છે અને જેઓ અમારી આયતોથી અજ્ઞાત છે:

૮. એજ લોકો છે કે જેમની કરણીઓના કારણે તેમનું ઠેકાણું જહન્નમ છે.

૯. બેશક જે લોકો ઈમાન લાવ્યા છે તથા સત્કાર્યો કરે છે તેમના ઇમાનના કારણે તેમનો પરવરદિગાર (તેમને) સન્માર્ગ દેખાડે છે; તેમની હેઠળથી નેઅમતોવાળી જન્નતોમાં નદીઓ વહેતી ફરતી હશે.

૧૦. તે (જન્નતો)માં (દાખલ થતાં) તેમની દુઆ આ હશે કે હે અલ્લાહ! તું પાક છે અને એક બીજાની મુલાકાત વખતે મુબારકબાદ આપવાનો શબ્દ "સલામ" (શાંતી) હશે, અને તેમની છેવટની દુઆ આ હશે કે દરેક પ્રકારની તારીફ તમામ દુનિયાઓના પરવરદિગારનેજ લાયક છે.

૧૧. અને અગર અલ્લાહ માણસો માટે બુરાઈ (શિક્ષા આપવા)માં પણ એટલીજ ઉતાવળ કરે જેટલી કે તેઓ ભલાઈ મેળવવામાં ઉતાવળ કરે છે તો તેમના અંતઃકાળનો સમય ક્યારનોએ આવી ચૂક્યો હોત; પણ અમે તો તે લોકોને કે જેઓ અમારી મુલાકાતની ઉમેદ નથી રાખતા તેમને તેમની ઉદ્ધતાઇમાંજ આંધળાઓની જેમ ભટકતા છોડી

દઇએ છીએ.

૧૨. અને માણુસ માત્ર પર જ્યારે કોઈ મુસીબત આવી પડે છે ત્યારે અમને પડયા પડયા (અથવા) બેઠા બેઠા (અથવા) ઉભા ઉભા પોકારવા લાગે છે; પછી જ્યારે અમે તેમની મુસીબત ટાળી દઇએ છીએ ત્યારે તે પાછી પોતાની પહેલાનીજ ચાલ ચાલવા માંડે છે, જાણે કે તેણે પોતાના પર પડેલી મુસીબત ટાળવા માટે અમારી પાસે યાચના કરીજ ન હતી; એવીજ રીતે અત્યાચાર કરનારાઓ માટે તેઓ જે જે કર્મ કર્યા કરે છે તે સુશોભીત બનાવી દેવામાં આવ્યા છે.

૧૩. અને ખચીતજ અમોએ તમારી પહેલાં (ઘણીયે) પેઢીઓનો નાશ કરી નાખ્યો જ્યારે કે તેમણે નાફરમાની કરી; જો કે તેમના રસુલ તેમની પાસે પ્રત્યક્ષ દલીલો લઇને આવ્યા હતા, પરંતુ તેઓ ઈમાનજ ન લાવ્યા; ગુન્હેગાર લોકોને અમે એવીજ રીતે બદલો આપ્યા કરીએ છીએ.

૧૪. પછી તેમના બાદ તમને તે ભુમિના વારસ બનાવ્યા કે જેથી તમે કેવાં કેવાં કર્મો કરો છો તે અમે જોઇએ.

૧૫. અને જ્યારે તે લોકો સમક્ષ અમારી (સ્પષ્ટ કરીને વર્ણવેલી આયતો) પઢવામાં આવે છે ત્યારે જેઓ અમારી મુલાકાતની ઉમેદ નથી રાખતા તેઓ કહે છે કે આના જેવુંજ બીજું એક કુરઆન (રચી) લઇ આવ અથવા એનેજ બદલી નાખ; (હે રસુલ!) તું કહે કે મને અધીકાર નથી કે હું તેને મારા પોતાના તરફથી બદલી નાખું, હું માત્ર તેનેજ અનુસરૂં છું કે જે મારી તરફ વહી કરવામાં આવે છે, અગર હું મારા પરવરદિગારની નાફરમાની કરૂં તો નિસંશય હું (તે) મહાન દિવસના અઝાબથી ભય પામું છું.

૧૬. (હે રસુલ!) તું કહે કે અગર અલ્લાહ ચાહતે તો હું તમને ન આ (આયતો) પઢીને સંભળાવતે અને ન તે (અલ્લાહ) પણ તમને તેનાથી માહિતગાર કરતે; (તમે જાણો છો કે) ખચીતજ આ પહેલાં મેં મારી જીંદગીના મોટા ભાગ પર્યંત હું તમારામાં

રહી ચૂકયો છું; (તેથી તમને મારી સત્યતાનો અનુભવ ખચીતજ થઈ ગયો છે) છતાં પણ તમે સમજતા નથી?[1]

૧૭. માટે એ કરતાં વધુ જુલમગાર કોણ હશે કે જે અલ્લાહ પર અસત્ય આળ ચઢાવે અથવા તેની આયતોને જુઠલાવે? નિસંશય ગુન્હેગારો (કદી પણ) સફળતા મેળવનારા નથી.

૧૮. તેઓ અલ્લાહને છોડી એવાઓને પૂજે છે કે જેઓ તેમને ન કાંઈ નુકસાન પહોંચાડે છે ન તેમને કાંઈ લાભ પહોંચાડી શકે છે, અને કહે છે કે આ અલ્લાહની પાસે અમારા (મોક્ષની) ભલામણ કરનારા છે; (હે રસુલ!) તું કહે કે શું તમે અલ્લાહને એવી વસ્તુઓથી વાકેફ (કરવાની હિંમત) કરો છો કે જેનું હોવું તે (જગતનો સર્જનહાર) ન આકાશોમાં જાણે છે ન જમીનમાં? અને જે વસ્તુઓને આ (લોકો) તેના શરીક ઠરાવે છે તેમનાથી તેની જાત પાક અને શ્રેષ્ઠ છે.

૧૯. અને (અગાઉ તો) સઘળા લોકોનો એકજ પંથ હતો, મતભેદ તો તેમણે (પાછળથી) કર્યો; અને અગર તારા પરવરદિગાર તરફથી (કયામતના સંબંધનું) વચન પ્રથમથી નીકળી ચૂકયું ન હોત તો જે જે બાબતમાં તેઓ મતભેદ કર્યા કરે છે તેમાં તેમની વચ્ચે કયારનોય નિર્ણય

---

૧. આ આયતમાં અલ્લાહ મક્કાના લોકોને હજરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ની મારફત યાદ અપાવે છે કે હજરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ ઉપર કુરઆન ઉતર્યાં પહેલાં તેઓ તેમનામાં ચાળીસ વરસ રહી ચૂકયા હતા, તે દરમીયાન તેઓ કદી પણ અસત્ય બોલ્યા ન હતા, અને તેમનું સાચા હોવાનું, તથા પ્રમાણીક, વિશ્વાસુ, તથા સ્વાર્થરહિત હોવાનું તેમની કારકીર્દીએ તેમને (મક્કાવાસીઓને) સંપૂર્ણ રીતે પુરવાર કરી આપ્યું હતું. તેઓની આપસની તકરારો તથા મતભેદોનું નિરાકરણ હંમેશા હજરતના ચુકાદા પર થતું. અંતે હજરતમાં તેમનો વિશ્વાસ એટલી હદ સુધી વધી ગયો કે તેઓ તેમને "અલ–અમીન" (વિશ્વાસુ)ના માનવંત ઇલ્કાબથી હંમેશા યાદ કરતા, તો તેમનું આ કહેવું કે "આ કુરઆન અલ્લાહ તરફથી ઉતર્યું છે," તેમાં પણ હજરત સત્ય બોલ્યા છે એમ મક્કાવાસીઓએ માનવું જોઇએ. તેનું એક બીજું કારણ પણ તે મક્કાવાસીઓ પાસે મોજુદ છે, તે એ કે કુરઆન ખબર આપે છે તેમ હજરત લખી વાંચી જાણતા ન હતા, તેમજ કવિતા તથા છટાદાર ભાષણ કરવાનો મહાવરો રાખ્યો ન હતો, તેથી કુરઆનની આ છટાદાર ભાષા અને તેના ઉચ્ચ વિષયો હજરત તો કયાંથી રચી શકે, જ્યારે અરબસ્તાનના તે વખતના મહાન વિદ્વાનો અને કવીઓ સુરએ કવસર જેવા નાના સુરાની ત્રણ આયતો જેવી એક ચોથી આયત પણ રચવાને અશકત બન્યા હતા.

થઇ ચૂકયો હોત.

૨૦. અને તેઓ કહે છે કે તેના પરવરદિગાર તરફથી તેના પર (અમારી ઇચ્છા મુજબની) કોઈ નિશાની કેમ નથી ઉતરી? તો (હે રસુલ!) તું કહે કે ગેબનો માલિક તો અલ્લાહજ છે માટે તમે રાહ જુઓ, નિસંશય હું પણ તમારી સાથે રાહ જોનારાઓમાંથી છું.

૨૧. અને જ્યારે અમે લોકોને તેમના પર આપત્તિ પડી ચૂકયા બાદ (અમારી) રહેમતની મજા ચખાડીએ છીએ ત્યારે તેઓ તરતજ અમારી આયતો વિરૂદ્ધ ચાલબાજીઓ ચાલવા લાગે છે; (હે રસુલ!) તું કહે કે ચાલબાજીઓ ચાલવામાં અલ્લાહ સૌથી વધુ ઝડપી છે; બેશક અમારા મોકલેલ (ફરિશ્તા) જે જે ચાલબાજીઓ તમે ચાલો છો તે સઘળી લખતા જાય છે.

૨૨. તે એજ છે કે જે તમને ખુશ્કી તથા તરીમાં લઈ ચાલે છે; અહીં સુધી કે જ્યારે તમે વહાણોમાં હો છો, અને સારી સારી હવા સાથે તે (વહાણો) તે (લોકો)ઓને લઇને ચાલે છે, અને તેમ થતાં તેઓ ઘણોજ આનંદ પામે છે ત્યારે (ઓચિંતુ) એક સખત વાવાઝોડું આવી તે (વહાણ)ને ઝડપી લે છે, અને દરેક દિશામાંથી તેમના ઉપર (સમુદ્રના) મોજાં આવી પડે છે, અને તે વેળા તેઓ એમ ધારી લે છે કે હવે તેઓ સંપૂર્ણ રીતે ઘેરાઈ ગયા છે, ત્યારે નિખાલસ મનથી અલ્લાહને તાબે થઈ તેની પાસે દુઆ માગે છે કે જો તું અમને આ (તોફાન)થી બચાવી લેશે તો અમે ખચીતજ તારા શુક્ર કરનારાઓ માંહેના થઈ જઇશું.

૨૩. પછી જ્યારે તે (અલ્લાહ) તેમને બચાવી લે છે ત્યારે જુઓ કે તેઓ જમીન ઉપર (આવતાંજ) વિના કારણે ફસાદ કરવા લાગે છે; હે લોકો! તમારા (આ) ફસાદનું નુકસાન તમારા પોતાના માટેજ છે એ સિવાય બીજું કાંઇ નથી; (આ માત્ર) દુનિયાની જીંદગીનો વૈભવ છે પછી તમારૂં પાછું ફરવું અમારી તરફ છે, પછી તમે જે કરણી કર્યા કરતા હતા તે સઘળી અમે તમને જણાવી દઇશું.

૨૪. સિવાય તેના નથી કે દુનિયાની જીંદગીનો દાખલો તે પાણીના જેવો છે કે જે અમે આકાશ પરથી ઉતારીએ છીએ, પછી ધરતીનો ઉગતો પાક

કે જે માણસો તથા પશુઓ ખાય છે તે તે (પાણી) સાથે ભેળાઈ જાય છે; અહીં સુધી કે તે (બન્નેના ભેળાઈ જવાથી) ધરતી પોતાનો શણગાર ધારણ કરે છે, અને તે (હરિઆળી લીલોતરી)થી શુશોભિત થઈ જાય છે, અને તે (જમીન)ના લોકો એવું માની લે છે કે હવે તેઓએ તેના પર કાબુ મેળવી લીધો છે, ત્યારે રાત્રીએ અથવા દિવસે અમારો (અઝાબનો) હુકમ તેમને ઓચિંતો આવી પહોંચે છે, પછી અમે તે (હર્યા ભર્યા પાક)ની એવી કાપણી કરી નાખીએ છીએ કે જાણે આગલે દિવસે તેની હસ્તીજ ન હતી; આવી રીતે અમે તે લોકો કે જેઓ ધ્યાન દઈને વિચાર કરે છે તેમને માટે આયતોને સ્પષ્ટ કરીને વર્ણવીએ છીએ.

૨૫. અને અલ્લાહ સલામતીના ઘર તરફ બોલાવે છે, અને જેને ચાહે છે તેને (પોતાના) સીધા માર્ગ તરફ જવાની પ્રેરણા આપે છે.

૨૬. જે લોકોએ (દુનિઆમાં) ભલાઈ કરી છે તેમના માટે (આખેરતમાં) પણ (એવીજ) ભલાઈ છે, અને કાંઈ વિશેષ પણ; વળી તેમના ચહેરાઓ પર ન કાળાશ પથરાએલી હશે ન હિણપત; તેઓજ જન્નતવાસીઓ છે, જેમાં તેઓ હંમેશના રહેનારા થશે.

૨૭. અને જે લોકોએ (દુનિઆમાં) ખરાબ કાર્યો કર્યાં છે, તો (આખેરતમાં) દરેક ખરાબ કાર્યોનો બદલો તેવોજ (ખરાબ) છે, (તે ઉપરાંત) તેમના મોઢાં ઉપર હીણપત વ્યાપી રહી હશે; અલ્લાહ તરફથી તેમને બચાવનાર કોઈ ન હશે, (અને એવું લાગશે) કે જાણે તેમના ચહેરાઓ પર અંધારી રાતના કટકાઓ પથરાએલા છે; તેઓજ જહન્નમવાસીઓ છે, જેમાં તેઓ હંમેશને માટે રહેનારા થશે.

૨૮. અને તે દિવસે કે જ્યારે અમે તે સઘળાઓને એકત્ર કરીશું પછી જેઓ શિર્ક કર્યા કરતા હતા તેમને કહીશું કે તમે તથા તમારા શરીકો પોત પોતાના સ્થાને થોભો, પછી અમે તેમની વચ્ચેનો સંબંધ તોડી નાખીશું, અને તેમના શરીકો કહી દેશે કે તમે અમારી ઈબાદત તો કરતાજ ન હતા.

૨૯. અને અમારી તમારી વચ્ચે સાક્ષી આપવાને અલ્લાહ બસ છે કે અમે તમારી ઈબાદતથી તદ્દન અજ્ઞાત હતા.

૩૦. તે વેળા પ્રત્યેક આત્મા આ વાત અનુભવી લેશે કે તે (દિવસ) પહેલાં તે શું શું કરી ચૂકયો છે, અને તેઓ સઘળા પોતાના સાચા માલિક અલ્લાહ તરફ ફેરવવામાં આવશે અને તેઓ જે આળ ચઢાવતા હતા તે તેમનાથી ગુમ થઈ જશે.

૩૧. (હે રસુલ!) તું કહે કે આકાશ અને જમીનમાંથી તમને રોજી કોણ પહોંચાડે છે, અથવા (તમારા) સાંભળવા કે જોવા ઉપર અધિકાર કોણ ધરાવે છે? અને તે કોણ છે કે જે મરેલામાંથી જીવતાને કાઢે છે અને જીવતામાંથી મરેલા કાઢે છે? અને તે કોણ છે જે (તમામ) મામલાઓની વ્યવસ્થા કરે છે? કે તેઓ તરત કહેશે કે (માત્ર) અલ્લાહજ છે; માટે (હે રસુલ!) તું કહે કે આ છતાંય શું તમે ડરતા નથી?

૩૨. બસ એજ અલ્લાહ તમારો સાચો પરવરદિગાર છે; તો સત્ય (વાતનું જ્ઞાન થયા) પછી (તેને નહિ માનવું) એ ભૂલ નહિ તો બીજું શું છે? છતાં કયાં પલટાઈ જાઓ છો?

૩૩. એવી રીતે તારા પરવરદિગારનું (તે) વચન જે લોકોએ નાફરમાની કરી હતી તેમની વિરૂદ્ધ પુરવાર થઇ ગયું કે તેઓ હરગીઝ ઈમાન લાવશે નહિ.

૩૪. (હે રસુલ!) તું કહે કે તમારા શરીકોમાંથી કોઈ એવો પણ છે કે જે આવી સૃષ્ટિ નવેસરથી પેદા કરે, પછી તેના (નાશ થયા પછી) તેનું પુનરાવર્તન પણ કરે? (હે રસુલ!) તું કહે કે અલ્લાહજ માત્ર સૃષ્ટિને નવેસરથી ઉત્પન્ન કરે છે વળી તેનું પુનરાવર્તન પણ તેજ કરે છે, પછી તમે કયાં ફરી જાઓ છો?

૩૫. (હે રસુલ!) તું કહે કે તમારા શરીકોમાંથી કોઈ એવો પણ છે કે જે સત્ય તરફ હિદાયત કરે? તું કહે કે અલ્લાહજ સત્ય તરફ હિદાયત કરે છે. શું તે કે જે સત્ય સુધી પહોંચાડી દે તે તેનો વધુ હકદાર છે કે તેની તાબેદારી કરવામાં આવે અથવા તે કે જેને કોઈ બીજો માર્ગ દેખાડે નહિ ત્યાં સુધી તેને કોઈ માર્ગ જડે નહિ? છતાં તમને શું થઇ ગયું છે, કેવો ન્યાય કરો છો?

૩૬. અને તેઓમાંથી ઘણાખરા તો કેવળ અટકળને અનુસરનારા છે; બેશક અટકળ સત્યની સામે કાંઈ કામમાં આવતી નથી; બેશક જે પણ કાંઈ તેઓ કરે છે તે અલ્લાહ (સારી પેઠે) જાણે છે.

૩૭. અને આ કુરઆન એવું નથી કે જે અલ્લાહના સિવાય બીજા કોઇના તરફથી જોડી કાઢી શકાય; બલ્કે તે તેની આગમચ (ની કિતાબો) નું સમર્થન છે, અને એમાં કાંઈ સંદેહ નથી કે (તેમાં) સઘળી દુનિયાઓના પરવરદિગાર તરફથી લખેલા (ધર્મ નિયમો) નું સવીસ્તર વર્ણન છે.

૩૮. અથવા શું તેઓ એમ કહે છે કે તે (પયગમ્બરે) તે (કુરઆન) જોડી કાઢયું છે? (હે રસુલ!) તું કહે કે (જો તે મેં જોડી કાઢયું હોય તો) તમે પણ તેના પ્રકરણો જેવું એક પ્રકરણ જોડી લાવો. અને જો તમે સાચા છો તો અલ્લાહના સિવાય જેને જેને બોલાવી શકતા હો તેમને (તમારો દાવો પુરવાર કરવા માટે) બોલાવી લાવો.

૩૯. બલ્કે તેઓ તે (વાત) ને જુઠલાવી કાઢે છે કે જે વાતના જ્ઞાનને તેઓ પહોંચી શકયા નથી, અને જેનો ખરો અર્થ હજી તેમને પહોંચ્યોજ નથી; તેમની પહેલાના લોકોએ પણ એવીજ રીતે (કિતાબો તથા પયગમ્બરોને) જુઠલાવ્યા હતા પછી જો કે જુલમગારોનું પરિણામ કેવું આવ્યું!

૪૦. અને તેઓમાંથી કેટલાક એવા પણ છે કે જે તે (કુરઆન) પર ઇમાન રાખે છે અને તેઓમાંથી કેટલાક એવા છે કે જેઓ તેના પર ઇમાન રાખતા નથી; અને તારો પરવરદિગાર ફસાદ કરનારાઓથી સારી પેઠે વાકેફ છે.

૪૧. અને (હે રસુલ!) અગર તેઓ તને જુઠલાવે તો તું કહે કે મારી કરણી મારા માટે અને તમારી કરણી તમારા માટે. જે કાંઈ હું કરૂં છું તેનાથી તમે અળગા છો, અને તમે જે કાંઈ કરો છો તેનાથી હું અળગો છું.

૪૨. અને તેઓમાંથી કેટલાક એવા પણ કે જેઓ તને ધ્યાન દઇ સાંભળે છે; પણ શું તું બ્હેરાઓને સંભળાવી શકે છે એવી સ્થિતિમાં કે તેઓ સમજ ધરાવતા ન હોય?

૪૩. અને તેઓમાં કેટલાક એવા પણ છે કે જે તારી તરફ ટીકી ટીકીને જુએ છે; તો શું તું આંધળાઓને માર્ગ દેખાડી શકે છે એવી સ્થિતિમાં કે તેઓ કાંઈ અંતરચક્ષુઓજ ધરાવતા ન હોય?

૪૪. નિસંશય અલ્લાહ લોકો પર સ્હેજ પણ જુલ્મ કરતો નથી પણ માણસો (પંડે) પોતાના જીવ પર જુલમ તોડે છે.

૪૫. અને જે દિવસે તે તેમને એકઠા કરશે ત્યારે એવું લાગશે કે જાણે તેઓ (દુનિઆમાં) દિવસના એક કલાકથી વધુ થોભ્યાજ ન હતા, પરસ્પર એક બીજાને પારખી લેશે; જે લોકો અલ્લાહની હજુરમાં આવવાને જુઠલાવતા હતા તેઓ ખચીતજ હાની ભોગવનારા થશે, અને તેમને (આ હાનીમાંથી) બચવાનો ગાર્ગ પણ સુજશે નહિ.

૪૬. અને જે વસ્તુ (આપવા)નો અમે તેમને વાયદો કરીએ છીએ તેનો કોઇ ભાગ અમે તને જો દેખાડી દઇએ અથવા (તે પહેલાં) તારૂં આયુષ્ય પુરૂં કરી દઇએ તો પણ તેમનું પાછું ફરવું તો અમારીજ તરફ થશે, પછી જે જે કાંઈ તેઓ કરે છે તેની અલ્લાહ (પંડે) સાક્ષી આપનાર છે.

૪૭. અને દરેક ઉમ્મત (પ્રજા) માટે અકેકો રસુલ (થઈ ગયો) છે, પછી જ્યારે (કયામતના દિવસે) તેમનો પયગમ્બર (પોતાની ઉમ્મત સાથે અમારી હજુરમાં) હાજર થશે ત્યારે તેમની વચ્ચે ન્યાયસર નિરાકરણ કરવામાં આવશે, અને તેમના ઉપર (મુદ્દલ) જુલમ કરવામાં આવશે નહિ.

૪૮. અને તે લોકો કહે છે કે અગર તમે સાચા છો તો દેખાડો કે આ વાયદો કયારે (પૂરો) થઇને રહેશે?

૪૯. (હે રસુલ!) તું કહે કે હું મારા પોતાના માટે ન નુકસાનનો માલિક છું ન લાભનો, સિવાય કે જે અલ્લાહ ચાહે; દરેક ઉમ્મત માટે એક સમય નક્કી છે; જ્યારે તેમનો નિર્ણીત કરેલો સમય આવી લાગે છે ત્યારે તેઓ ન એક પળ પાછળ રહી શકે છે ન આગળ વધી શકે છે.

૫૦. તું કહે કે શુ તમોએ આ વિચાર્યું છે કે અગર તેનો અઝાબ તમારા પર રાત્રે કે દિવસે ઓચિંતો આવી પડે તો પછી આ

ગુન્હેગારો તે (બે) માંહેના કયા અઝાબ માટે ઉતાવળ કરે છે?

૫૧. શું જ્યારે તે અઝાબ અસ્તિત્વમાં આવી જશે ત્યારેજ તમે તેના પર ઈમાન લાવશો? (પછી અમે કહીશું કે) શું હવે તમે ઈમાન લાવો છો! જો કે તમેજ તેની ઉતાવળ કર્યા કરતા હતા.

૫૨. પછી તે વખતે જેઓએ જુલમ કર્યો હશે તેમને કહેવામાં આવશે કે હંમેશનો અઝાબ ચાખો; આ જે શિક્ષા તમને કરવામાં આવે છે તે માત્ર તમારી કમાણીનોજ બદલો છે ને!

૫૩. અને (હે રસુલ!) તેઓ તને પૂછે છે કે શું આ (વાત) સાચી છે? તું કહે કે હા, અલબત્ત, મારા પરવરદિગારની કસમ! તે નિસંશય સાચીજ છે; અને તમે (અલ્લાહને) હરગીઝ લાચાર બનાવી શકનાર નથી.

૫૪. અને અગર દરેક જુલમગાર શખસ જમીનમાં જે કાંઇ છે તે રૂકુ ૬
સર્વનો માલિક હોય અને તે (સઘળુંજ પોતાના જીવના છુટકારાના) બદલામાં તે આપી દે (તો પણ તે છુટી શકશે નહિ); અને જે વખતે તેઓ અઝાબને નિહાળશે ત્યારે પસ્તાવાને જાહેર કરશે, અને તેમની વચ્ચે ન્યાયપૂર્વક નિર્ણય કરવામાં આવશે અને તેમના પર (સ્હેજ પણ) જુલમ કરવામાં આવશે નહિ.

૫૫. ખબરદાર રહો! અકાશો તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે સઘળું બેશક અલ્લાહનું છે; ખબરદાર રહો! નિસંશય અલ્લાહનો વાયદો સાચો છે, પરંતુ તેઓ માંહેના ઘણાખરા જાણતા નથી.

૫૬. એજ સજીવન કરે છે અને એજ મારે છે અને તેનીજ હજુરમાં તમે પાછા ફેરવવામાં આવશો.

૫૭. હે લોકો! તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી ખરેજ બોધ આવી ચૂકયો છે અને અંતઃકરણના રોગ માટેની શફા (આરોગ્યતા) પણ; અને મોમીનો માટે સદ્બોધ તથા રેહેમત (આવી છે).

૫૮. તું કહે કે (આ સઘળું) અલ્લાહની કૃપા તથા તેની દયા(ને લીધે) છે, માટે તેનાથી તેઓએ રાજી થવું જોઇએ; તેઓ જે કાંઈ સંગ્રહ કરે છે તેનાથી તે (કૃપા તથા દયા) ઘણાં બહેતર છે.

૫૯. તું કહે કે જરા તો વિચાર કરો કે અલ્લાહે જે કાંઈ આજીવીકા તમારા માટે ઉતારી છે તેમાંથી કોઈ (વસ્તુ)ને તમોએ હરામ ઠરાવી છે અને કોઇને હલાલ; પૂછ કે શું અલ્લાહે તે(મ કરવા)ની તમને પરવાનગી આપી છે અથવા તમે અલ્લાહ પર (વિના કારણે) આળ મુકો છો?

૬૦. અને જે લોકો અલ્લાહ પર અસત્ય આળ મૂકે છે તેમનું ગુમાન કયામત વિષે શું છે? બેશક અલ્લાહ માણસો પર કૃપા કરનારો છે, કિંતુ તેઓ માંહેના ઘણાખરા આભાર માનતા નથી.

અ ૬૧. અને (હે રસુલ!) તું ગમે તે હાલતમાં હોય અને કુરઆનમાંથી ગમે તે ભાગ પઢતો હોય, (અને હે લોકો!) તમે ગમે તે કાર્ય કરતા હો તેને અમે હંમેશ જોતાજ રહીએ છીએ જ્યારે કે તમે તેમાં મચ્યા રહ્યા હો છો; અને તમારા પરવરદિગારથી આકાશ તથા પૃથ્વીની (એક) તરણાં સરખીએ વસ્તુ છુપી હોતી નથી અને તે કરતાંય નાની યા મોટી (કોઇ એવી વસ્તુ) નથી કે (જેનું વર્ણન) રોશન કિતાબ (લવહે મહફુઝ)માં કરેલું ન હોય.

૬૨. જાણી લો કે બેશક જે (લોકો) અલ્લાહના મિત્રો છે તેમને ન તો કોઈ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે:

૬૩. (એટલે) જેઓ ઈમાન લાવ્યા છે તથા પરહેઝગારીથી વર્તતા રહ્યા છે.

૬૪. તેમનાજ માટે આલોકના જીવનમાં ખુશખબર છે અને પરલોકમાં પણ; અલ્લાહના બોલોમાં મુદ્દલ ફરક પડતો નથી; એજ તો મહાન સફળતા છે.

૬૫. અને (હે રસુલ!) તેમની વાતોથી તને ખેદ ઉતપન્ન થવા ન પામે, બેશક સઘળું સામર્થ્ય અલ્લાહનુંજ છે; તેજ મોટો સાંભળનાર (અને) જોનાર છે.

૬૬. જાણી લો કે આકાશો તથા પૃથ્વીમાં જે કોઈ છે તે સર્વે નિસંશય અલ્લાહને (આધીન) છે; અને જેઓ અલ્લાહના સિવાય બીજાઓને શરીકો તરીકે સંબોધે છે તેઓ માત્ર અટકળનેજ અનુસરે છે

અને તેઓ કેવળ જુઠુંજ બોલે છે.

૬૭. તે એજ છે જેણે તમારા માટે રાત્રી બનાવી છે કે જેમાં તમે આરામ કરો અને દિવસને પ્રકાશીત બનાવ્યો છે; બેશક જે લોકો સાંભળે છે તેમના માટે તેમાં નિશાનીઓ મોજુદ છે.

૬૮. તેઓ કહે છે કે અલ્લાહને પુત્ર છે, (પરંતુ) તેની જાત (એવી વાતોથી) પાક છે; તે અપેક્ષારહિત છે; આકાશો તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે સઘળું તેનુંજ છે; શું તમારી પાસે આ (પુત્ર હોવાના) વિષે કોઈ પુરાવો છે કે (પછી) અલ્લાહની વિરૂદ્ધ તમે જે કાંઈ નથી જાણતા તે કહો છો?

૬૯. (હે રસુલ!) તું કહે કે નિસંશય તે લોકો કે જેઓ અલ્લાહ પર જુઠાં આળ મૂકે છે તેઓ (કદી પણ) સફળતા પામશે નહિ.

૭૦. (આ માત્ર) દુનિયાનો (અલ્પ સમયી) લાભ છે, પછી તેમનું પાછા ફરવું અમારીજ તરફ થશે, પછી જે વાતોનો તેઓ ઇન્કાર કરતા હતા તે કારણે અમે તેમને સખત અઝાબ ચખાડીશું.

૭૧. અને (હે રસુલ!) તેમને નૂહનો અહેવાલ વાંચી સંભળાવ, રૂ
જ્યારે કે તેણે પોતાની કોમને કહ્યું કે હે મારી કોમ! અગર મારૂં રહેવું અને મારૂં અલ્લાહની આયતોનું વાંચી સંભળાવવું તમને ભારે લાગતું હોય તો મારો ભરોસો તો અલ્લાહ પર છે, માટે તમે અને તમારા ઠરાવેલા શરીકો તમારો મામલો (એવો) ચોકકસ કરી લો કે પછી તમારા મામલામાં તમને મુદ્દલ શંકા રહેવા પામે નહિ, પછી મારી વિરૂદ્ધ (જે કાંઈ કરવું હોય તે) કરી છુટો અને મને (મુદ્દલ) તક આપો નહિ.

૭૨. પછી પણ જો તમે મોઢું ફેરવી લો તો મેં તો તમારી પાસે કાંઈ મહેનતાણું માગ્યું નથી; મારૂં મહેનતાણું તો અલ્લાહના માથેજ છે, અને મને એવી આજ્ઞા આપવામાં આવી છે કે હું મુસ્લીમો (અલ્લાહની આજ્ઞાને આધીન રહેનારાઓ) માંહેનો થઈ જાઉં.

૭૩. તે છતાં તેમણે તેને જુઠલાવ્યો, જેથી અમોએ તેને તથા તેની સાથે જેઓ વહાણમાં હતા તેમને છુટકારો આપ્યો અને તેમને (પૃથ્વીના) વારસ બનાવ્યા, અને જેઓએ અમારી આયતો જુઠલાવી હતી તેઓને

અમોએ ડૂબાડી દીધા, પછી જો કે જે લોકોને ડરાવવામાં આવ્યા હતા તેમનું પરિણામ કેવું આવ્યું.

૭૪. તે (નૂહ) પછી અમોએ બીજા રસુલોને તેમની પોતીકી કોમો તરફ મોકલ્યા, પછી તેઓ પ્રત્યક્ષ દલીલો લઇને તેમની પાસે આવ્યા તો પણ તે લોકો ઈમાન લાવ્યા નહિ, કારણ કે તેઓ પ્રથમથીજ તે વાતોને જુઠલાવી ચૂકયા હતા; અતિશયોક્તિ કરનારાઓના અંતઃકરણો પર અમે એવીજ રીતે મોહોર મારી દઇએ છીએ.

૭૫. પછી તેમના બાદ અમોએ મુસા તથા હારૂનને ફિરઔન તથા તેના સરદારો તરફ અમારી નિશાનીઓ આપી મોકલ્યા, પરંતુ તેમણે અહંકાર કર્યો અને તેઓ ગુન્હેગાર લોકો હતા.

૭૬. પછી અમારા તરફથી તેમની પાસે જ્યારે સત્ય આવ્યું ત્યારે કહેવા લાગ્યા કે બેશક આ તો ખુલ્લો જાદુ છે.

૭૭. મુસાએ કહ્યું, શું તમે સત્ય સંબંધી કે જ્યારે તે તમારી પાસે આવી ચૂકયું છે ત્યારે આ કહો છો, શું એ જાદુ છે? અને જાદુગરો (કદી પણ) સફળતા પામતા નથી.

૭૮. તેમણે જવાબ આપ્યો કે શું તું એ માટે અમારી પાસે આવ્યો છે કે અમોએ અમારા બાપદાદાઓને જે (માર્ગ) ઉપર દીઠા છે તેનાથી તું અમને ખસેડી મૂકે, અને તમારા બેઉનું સર્વોપરીપણું (વડપણ) આ ભૂમિ ઉપર કાયમ થઈ જાય? અને અમે તો તમારા ઉપર ઈમાન લાવનાર નથી.

૭૯. અને ફિરઔને (પોતાના દરબારીઓને) કહ્યું કે મારી પાસે દરેક પ્રવીણ જાદુગરો લઇ આવો.

૮૦. પછી જ્યારે સઘળા જાદુગરો આવી ગયા ત્યારે મુસાએ તેમને કહ્યું કે તમારે (જે) કાંઈ (જાદુના દાવ) નાખવા હોય તે નાખો.

૮૧. આથી જ્યારે તેઓ (જાદુના દાવ) નાખી ચૂકયા ત્યારે મુસાએ કહ્યું, જે કાંઈ તમોએ કર્યું છે તે કેવળ જાદુ છે; બેશક અલ્લાહ તે (સઘળા)ને ટુંક સમયમાંજ નાબુદ કરી દેશે; નિસંશય અલ્લાહ ફિત્નાખોરોના કોઇ પણ કાર્યને સુધરવા દેતો નથી.

૮૨. અને અલ્લાહ પોતાના બોલો દ્વારા સત્યને સત્ય કરી દેખાડે છે,

(પછી) ભલેને ગુન્હેગારોને માઠું (કેમ ન) લાગે!

૮૩. છતાં ફિરઔન તથા તેના સરદારોના ભયથી કે કયાંય તે (ફિરઔન) તેમના ઉપર કોઇ સંકટ લાવી ન મૂકે તે (ફિરઔન)ની કોમમાંથી મુસા ઉપર માત્ર એકજ કુટુંબ ઇમાન લઈ આવ્યું; અને બેશક ફિરઔન તે દેશમાં પ્રબળજ હતો, અને વળી નિસંશય તે (સખ્તાઈ કરવામાં) હદ બહાર જનારાઓ માંહેનો હતો.

૮૪. અને મુસાએ ફરમાવ્યું કે હે મારી કોમ! અગર તમે અલ્લાહ પર ઇમાન લાવ્યા છો તો તેના પર શ્રદ્ધા રાખો અગર તમે મુસ્લીમો હો તો.

૮૫. તેમણે કહ્યું કે અમોએ અલ્લાહ પર ભરોસો કર્યો છે, અને (દુઆ કરી કે) હે અમારા પરવરદિગાર! અમને આ જુલમગાર લોકો માટે કસોટી (નું સાધન) ન બનાવ:

૮૬. અને અમને નાસ્તિકો (ના જુલમો)થી તારી દયા વડે છુટકારો આપ.

૮૭. અને અમોએ મુસા તથા તેના ભાઈ તરફ વહી મોકલી કે તમે બન્ને તમારી કોમ (ના રહેવા માટે) મિસરમાં થોડાક મકાનો બાંધો, અને તમારા મકાનોનેજ નમાઝનાં સ્થાન બનાવો અને તેમાં નમાઝ પઢતા રહો; અને મોમીનોને ખુશખબર આપ.

૮૮. અને મુસાએ વિનંતી કરી કે હે અમારા પરવરદિગાર! નિસંશય તેં ફિરઔન તથા તેના દરબારીઓને દુનિયાની જીંદગીમાં શણગારનો તથા દોલતનો ઘણો સામાન આપ્યો છે; હે અમારા પરવરદિગાર! એ માટે કે તેઓ બીજાઓને તારા માર્ગથી રખડાવે, હે અમારા પરવરદિગાર! તેમના માલનો નાશ કરી નાખ અને તેમના હૃદય કઠણ કરી દે (કેમકે) તેઓ જ્યાં સુધી દુઃખદાયક અઝાબ નિહાળશે નહિ ત્યાં સુધી ઇમાન લાવશે નહિ.

૮૯. તેણે ફરમાવ્યું કે તમારા બન્નેની દુઆ સ્વીકારવામાં આવે છે માટે તમે બન્ને મક્કમ રહો અને કદી પણ અજ્ઞાનિઓના માર્ગે ચાલશો નહિ.

૯૦. અને અમોએ બની ઇસરાઇલને સમુદ્ર પાર ઉતારી દીધા પછી

ફિરઔન તથા તેના લશ્કરોએ (તેમના પર) અત્યાચાર અને જુલમ કરવાના હેતુથી તેમની પુંઠ પકડી, અહીં સુધી કે જ્યારે તે (ફિરઔન) ડૂબવા લાગ્યો ત્યારે બોલી ઉઠયો કે હું ઇમાન લાવ્યો કે કોઇ માઅબુદ નથી સિવાય તેના કે જેના પર બની ઇસરાઇલ ઇમાન લાવ્યા છે અને હું મુસ્લીમો માંહેનો છું.

૯૧. (ત્યારે તેને કહેવામાં આવ્યું કે) શું! હવે (ઈમાન લાવે છે)! જો કે તેં પહેલા નાફરમાની કર્યાજ કરી હતી અને તું ફસાદ કરનારાઓ માંહેનો હતો.

૯૨. પણ તને આજના દિવસે માત્ર તારા શરીરને છુટકારો આપી (કિનારા પર ફેંકી દઇ) શું કે જેથી તું તારી પાછળ (આવનારાઓ)ના માટે (ધડા રૂપ) નિશાની રહે; અને બેશક લોકો માંહેના ઘણાખરા અમારી નિશાનીઓથી આજ્ઞાત છે.

૯૩. અને ખચીતજ અમે બની ઇસરાઇલને ઘણા સારા સ્થળે (લઈ જઇને) વસાવ્યા અને સ્વચ્છ વસ્તુઓની તેમને રોજી આપી, પછી જ્યાં સુધી તેમની પાસે જ્ઞાન આવ્યું નહિ ત્યાં સુધી તેમણે (કોઈ વાતમાં) મતભેદ કર્યો નહિ; બેશક તારો પરવરદિગાર કયામતના દિવસે તેમની વચ્ચે તે સઘળી વાતોનો નિર્ણય કરી દેશે કે જેમાં તેઓ મતભેદ કર્યા કરતા હતા.

૯૪. પછી અમોએ તારી તરફ જે કાંઇ ઉતાર્યું છે તેમાં જો તને સંદેહ હોય તો તે લોકો કે જેઓ તારી પહેલાં કિતાબ પઢતા હતા તેમને પુછી જો; ખચીતજ તારા પરવરદિગાર તરફથી તારી પાસે સત્ય આવી ચૂકયું છે, માટે તું શંકા કરનારાઓ માંહેનો હરગીઝ થજે નહિ.

૯૫. અને તું તેઓ માંહેનો થજે નહિ કે જેઓ અલ્લાહની આયતોને જુઠલાવે છે, નહિ તો તું પણ હાનિ ભોગવનારાઓ માંહેનો થઈ જશે.

૯૬. નિસંશય તે લોકો કે જેમના પર તારા પરવરદિગારનું (નાસ્તિકપણાની મોતે મરવાનું) કથન પુરવાર થઇ ગયું છે તેઓ હરગીઝ ઇમાન લાવશે નહિ:

૯૭. અહિં સુધી કે તેઓ દુ:ખદાયક અઝાબને નજરો નજર નિહાળે, પછી ભલેને તેમની પાસે દરેક નિશાની આવી કેમ ન જાય.

૯૮. સારાંશ કે કોઈ વસ્તી એવી નથી થઈ ગઇ કે તે (અઝાબ નીહાળીને) ઈમાન લાવી હોય અને તેના ઈમાને તેને કાંઈ લાભ આપ્યો હોય સિવાય યુનુસની કોમ; જે વેળા તેઓ ઈમાન લાવ્યા ત્યારે અમોએ દુનિઆની જીંદગીમાં ફજેતીનો અઝાબ તેમના પરથી ટાળી દીધો અને એક મુદ્દત પર્યંત તેમને વૈભવશાળી રાખ્યા.

૯૯. અને અગર તારો પરવરદિગાર ચાહતે તો પૃથ્વીમાં જેટલા પણ છે તે સઘળાજ ઈમાન લઈ આવતે; છતાં શું તું લોકોને ફરજ પાડયા કરશે અહીં સુધી કે તેઓ ઈમાન લાવે?

૧૦૦. અને કોઈ પણ વ્યક્તિના અધિકારમાં નથી કે અલ્લાહની આજ્ઞા વિના ઈમાન લાવે; અને તે (અલ્લાહ) નાપાકી એજ લોકો પર નાખી દે છે કે જેઓ અક્કલનો ઉપયોગ કરતા નથી.

૧૦૧. (હે રસુલ!) તું કહે કે જે જે કાંઈ આકાશો તથા પૃથ્વીમાં છે તેમાં લક્ષપૂર્વક જુઓ; જે લોકો ઈમાન લાવતા નથી તેમને ન આ નિશાનીઓ કાંઈ ઉપયોગી થઈ પડે છે અને ન ડરાવનારા.

૧૦૨. માટે શું તેમની પહેલાં જે થઈ ગયા છે તેમના ઉપર જે (મુસીબતના) દિવસ આવી ગયા હતા તેવાજ દિવસોની તેઓ પણ રાહ જુએ છે? (હે રસુલ!) તું કહે કે (ભલે) તમે રાહ જુઓ, હું પણ ખચીતજ તમારી સાથે રાહ જોનારાઓમાંથી છું.

૧૦૩. પછી અમે અમારા રસુલોને તથા તે લોકોને કે જેઓ ઈમાન લાવ્યા છે બચાવી લઇએ છીએ; એવીજ રીતે (હમણાં પણ) અમારા ઉપર ફરજ છે કે અમે મોમીનોને બચાવી લઇએ.

૧૦૪. તું કહે કે હે લોકો! અગર તમે મારા દીનનાં સંબંધમાં ૧
શંકાશીલ હો તો (જાણી લો કે) હું તો તેમની ઈબાદત નથી કરતો કે જેમની અલ્લાહને છોડી તમે ઈબાદત કરો છો, પણ હું તો તે અલ્લાહની ઈબાદત કરૂં છું કે જે તમને મૃત્યુ આપશે, અને મને આજ્ઞા આપવામાં આવી છે કે હું મોમીનો માંહેનો થઈ જાઉં:

૧૦૫. અને વળી આ (આજ્ઞા પણ આપવામાં આવી છે) કે તું તારો ચહેરો નિખાલસ મને (એકજ અલ્લાહનો માનનારો બનીને) તે ધર્મ (ઇસ્લામ) તરફ વાળી રાખ, અને આ કે તું હરગીજ મુશ્રીકો માંહેનો થજે નહિ.

૧૦૬. અને અલ્લાહના સિવાય કોઈ એવી વસ્તુને પોકારજે નહિ કે જે તને ન લાભ પહોંચાડી શકે ન હાની, છતાં પણ જો તેં તેવું કર્યું તો તે સ્થિતિમાં બેશક તું પણ જાલિમો માંહેનો થઈ જશે.

૧૦૭. અને અગર અલ્લાહ તને કાંઈ હાની પહોંચાડે તો તેને દૂર કરનારો તેના સિવાય અન્ય કોઈ નથી, અને જો તે તારા માટે કોઈ ભલાઈનો ઈરાદો કરે તો તેની કૃપાને પાછી ફેરવનાર પણ કોઈ નથી; તે પોતાના બન્દાઓમાંથી જેને ચાહે છે તેને તે (કૃપા) પહોંચાડી દે છે; અને તે મહા ક્ષમાવાન (અને) દયાળુ છે.

૧૦૮. (હે રસુલ!) તું કહે કે હે લોકો! ખચીતજ તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે સત્ય આવી ચૂકયું છે, માટે જે શખસ હિદાયત ગ્રહણ કરશે તો તે પોતાના લાભ માટેજ હિદાયત ગ્રહણ કરશે, અને જે ગુમરાહી ગ્રહણ કરશે તો તે પોતાનાજ નુકસાન માટે ગ્રહણ કરશે; અને હું કાંઈ તમારો રખેવાળ નથી.

૧૦૯. અને જે વહી તારી તરફ મોકલવામાં આવે છે તેનેજ અનુસરીને ચાલ અને જ્યાં સુધી અલ્લાહ ફેંસલો ન કરે ત્યાં સુધી ધીરજ ધર, અને તે સર્વોત્તમ ફેંસલો કરનાર છે.

---

# પ્રકરણ ૧૧ મું.

## સુરયે હુદ.

## હઝરત હુદ.

મક્કામાં ઉતરેલી જેની ૧૨૩ આયતો અને ૧૦ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ્ લામ રા; (આ કુરઆન) એવી કિતાબ છે કે જેની રૂકુઅ ૧
આયતો મજબુત કરવામાં આવી છે, પછી તે (સર્વે કાંઇ) જાણનાર હિકમતવાળા (અલ્લાહ) તરફથી સ્પષ્ટ કરી (વર્ણવવામાં) આવી છે:

૨. કે અલ્લાહ સિવાય બીજા કોઇની ઇબાદત કરો નહિ; બેશક હું તમારા માટે તેના તરફથી ડરાવનાર તથા ખુશખબર આપનાર (બનીને આવ્યો) છું:

૩. અને આ કે તમારા પરવરદિગાર પાસે ક્ષમા માગો, પછી તેની તરફ રજુ થાઓ; તે તમને એક ઠરાવેલા સમય સુધી સારો લાભ પહોંચાડશે અને દરેક કૃપાવૃતિ ધરાવનારને પોતાની કૃપા અર્પણ કરશે; અને અગર તમે મોઢું ફેરવો તો (તું કહે કે) મને તમારા માટે તે મહાન દિવસના અઝાબનો ભય છે.

૪. તમારૂં પાછું ફરવું અલ્લાહનીજ તરફ છે, અને તે દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૫. સાવધાન થાઓ! તે (નાસ્તિક)ઓ પોતાની છાતીઓ બેવડી વાળી દે છે કે જેથી તે (અલ્લાહ)થી તેઓ (પોતાની શત્રુતા) સંતાડે; સાવધાન થાઓ! જે વખતે તેઓ પોતાના લુગડાં પરિધાન કરી લે છે ત્યારે અલ્લાહ સારી પેઠે જાણે છે કે તેઓ કઇ વસ્તુ સંતાડે છે અને કઇ વસ્તુ જાહેર કરે છે; નિસંશય તે અંતઃકરણોના હાલથી સંપૂર્ણ રીતે વાકેફ છે.

# ભાગ ૧૨ મો.

૬. અને પૃથ્વી પર કોઇ એવું ચાલનાર પ્રાણી નથી કે જેની રોજી અલ્લાહના શીરે ન હોય અને એજ (અલ્લાહ) તે (પ્રાણી)ના (દુનિયામાં) રહેવાનું સ્થાન તથા (મરણ પછી) તેને (ભૂમીમાં) સોંપવાનું (સ્થાન) જાણે છે; પ્રત્યક્ષ કિતાબ (લવહે મહફુઝ)માં દરેક બાબતનું વર્ણન મોજુદ છે.

૭. અને તે (અલ્લાહ) એજ છે જેણે આકાશો તથા પૃથ્વીને છ દિવસમાં ઉત્પન્ન કર્યાં—અને (તે વખતે) તેનું અર્શ (સિંહાસન) પાણી પર હતું—આ એટલા માટે (બનાવ્યું) કે તે તમને અજમાવે કે તમારામાંથી કર્મોના સંબંધમાં વધુ સારો કોણ છે; અને (હે રસુલ!) અગર તું આ કહે કે તમે લોકો (તમારા) મરણ પછી અવશ્ય ઉઠાડવામાં આવશો તો નાસ્તિકો જરૂર કહી દેશે કે આ તો ખુલ્લો જાદુ છે.

૮. અને અગર અમે તેમના અઝાબને અમુક મુદ્દત માટે રોકી રાખીએ તો અવશ્ય એમ કહેશે કે કઈ વસ્તુ તેને (આવતાં) રોકે છે? ખબરદાર થઇ જાઓ કે જે દિવસે તે (અઝાબ) તેમના પર આવી પડશે ત્યારે તે તેમના ઉપરથી હરગીઝ ટાળી શકાશે નહિ, અને તેઓ જે (અઝાબ)ની મજાક ઉડાડયા કરતા હતા તે તેમને (ઓચિંતો આવી) ઘેરી લેશે.

:અ ૯. અને અગર અમે ઇન્સાનને અમારા તરફની રહેમતની મજા
૨ ચખાડીએ છીએ (અને) પછી તે તેમનાથી ખુંચવી લઇએ છીએ ત્યારે નિસંશય તે ઘણો હતાશ અને કૃતઘ્ન બની જાય છે.

૧૦. અને અગર તેના પર (કોઇ) આપત્તિ વીતી ચૂકી હોય તે બાદ (સારી સારી) નેઅમતોની મજા ચખાડીએ ત્યારે તે ખચીતજ કહી ઉઠશે કે હવે મારી (સઘળી) મુસીબતો ટળી ગઈ; કારણ કે તે (ઇનસાન) નિસંશય ઘણોજ (જલ્દી) ખુશ થઇ જનાર (અને) શેખીખોર છે:

૧૧. સિવાય તે લોકો કે જે ધીરજવંત રહે છે અને સત્કાર્યો કરે છે; તેમનાજ માટે ગુન્હાઓની માફી છે, અને ઘણો મોટો બદલો પણ.

૧૨. માટે ક્યાંય એમ ન થાય કે જે વહી તારી તરફ મોકલવામાં આવે છે તે માંહેનો કોઈ ભાગ તું જતો કરે અને તારી છાતી આ વાતથી સંકોચાઈ જાય કે લોકો આ કહે કે તેના પર એકાદ ખજાનો કેમ ઉતર્યો નહિ અથવા તેની સાથે કોઈ ફરિશ્તો કેમ આવ્યો નહિ; તું તો કેવળ ડરાવનારો છે; અને અલ્લાહજ દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખનારો છે.

૧૩. અથવા શું તેઓ આ કહે છે કે તે (પયગમ્બરે) તે (કુરઆન)ને જોડી કાઢયું છે? તું કહે કે અગર તમે તમારા દાવામાં સાચા હો તો એવાજ જોડી કાઢેલા દસ પ્રકરણ તમે પણ (જોડી કાઢી) લઈ આવો, અને અલ્લાહ સિવાય તમે જેને જેને બોલાવી શકો છો તેમને (સાક્ષી માટે) બોલાવી લો.

૧૪. પછી જો તેઓ તમારા કહેવાને માન્ય ન રાખે તો સમજી લો કે જે કાંઈ ઉતારવામાં આવ્યું છે તે અલ્લાહના જ્ઞાનથીજ ઉતારવામાં આવ્યું છે, અને આ કે તેના સિવાય કોઈ માઅબુદ નથી; (એટલું સમજ્યા છતાં) શું તમે ઇસ્લામ સ્વીકારશો (કે નહિ)?

૧૫. જે કોઈ સંસારી જીંદગી તથા દુનિયાના શણગારનો અભિલાષી હશે તેને અમે આ (જગત)માંજ કર્મોનો પુરેપુરો બદલો આપીશું, અને તેમને તેમાં કાંઈ પણ ઓછું આપવામાં આવશે નહિ.

૧૬. તે એજ લોકો છે કે જેમના માટે આખેરતમાં (જહન્નમની) આગ સિવાય બીજું કાંઈ નથી, અને તેઓ જે (સારાં કાર્યો દુનિયામાં) કરતા હતા તે (સઘળાં આખેરતમાં) નષ્ટ થઈ ગયાં અને જે કાંઈ તેઓ કરે છે તે વ્યર્થ જશે.

૧૭. ત્યારે શું તે (શખસ કુરઆનનો અસ્વીકાર કરનારો બની શકે છે) કે જે પોતાના પરવરદિગાર તરફથી સ્પષ્ટ દલીલ પર હોય અને સાથે સાથે તેના અંશનો એક સાક્ષી તે (કુરઆન) વાંચી જતો હોય અને તેના પહેલાં મુસાની કિતાબ કે જે રાહબરી કરનાર અને દયા (દર્શાવનાર) હતી તે પણ સાક્ષી આપતી હોય? (નહિ નહિ, બલ્કે) તે (કુરઆન)ને માનનારા તો તેઓજ છે; અને જુદા જુદા ટોળાઓમાંથી જે પણ તેનો ઇન્કાર કરનાર હશે તેના વાયદાનું ઠેકાણું (જહન્નમની) આગજ છે, માટે તું તે

(કુરઆન)થી શંકામાં ન રહેજે; બેશક તે તારા પરવરદિગાર તરફથી (ઉતર્યું છે અને તે) સત્ય છે પરંતુ ઘણા લોકો માનતા નથી.

૧૮. અને તે શખસ કરતાં વધારે જુલમગાર કોણ હશે કે જે અલ્લાહ પર જુઠાં આળ મૂકે છે? એજ તે લોકો છે કે જેમને તેમના પરવરદિગાર સમક્ષ લાવી હાજર કરવામાં આવશે અને (ત્યારે તેમના) સાક્ષીઓ આ કહી દેશે કે આ તેઓજ છે કે જેઓ પોતાના પરવરદિગારની વિરૂદ્ધ જુઠું બોલતા હતા. ખબરદાર થાઓ! અલ્લાહની લાનત એજ જાલિમો પર થશે:

૧૯. કે જેઓ અલ્લાહના માર્ગથી (લોકોને) અટકાવે છે અને તે (સીધા માર્ગ)ને વાંકો બનાવવા ઇચ્છે છે; અને આખેરતનો તેઓ તદ્દન ઇન્કાર કરનારા છે.

૨૦. તેઓ પૃથ્વી ઉપર (અલ્લાહને) હરગીઝ લાચાર બનાવી શકનાર નથી, અને અલ્લાહના સિવાય તેમનો કોઈ હિમાયતી થશે નહિ; તેમનો અઝાબ બેવડો કરવામાં આવશે, કારણ કે તેઓ (ઇર્ષ્યાના લીધે) કાંઈ સાંભળી શકતા ન હતા અને (સરળ માર્ગ) દેખી શક્તા ન હતા.

૨૧. તેઓ એજ છે કે જેમણે પોતાની જાતનુંજ નુકસાન કર્યું છે અને જે જુઠ તેઓ ઉપજાવી કાઢતા હતા તે પણ તેમનાથી ગુમ થઈ ગયું છે.

૨૨. એમાં શંકા નથી કે આખેરતમાં સૌથી વધુ હાનિ ભોગવનાર તેઓજ છે.

૨૩. બેશક જે લોકો ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં અને પોતાના પરવરદિગાર સામે શીર જુકાવતા રહ્યા તેઓજ જન્નતવાસીઓ છે, જેમાં તેઓ હંમેશ માટે રહેશે.

૨૪. તે (નાસ્તિકો તથા મુસલમાનોના) બન્ને ટોળાનો દાખલો એવો છે કે જેમ એક આંધળો ને એક બહેરો, અને એક દેખનારો ને એક સાંભળનારો; શું તેઓ બન્નેની સ્થિતિ સમાન હોઇ શકે? તે છતાં શું તમે બોધ ગ્રહણ કરશો નહિ?

રૂકુઅ ૩ ૨૫. અને ખચીતજ અમોએ નૂહને તેની કોમ તરફ મોકલ્યો, (તેણે કહ્યું કે) બેશક હું તમારા માટે ખુલ્લો ડરાવનારો છું:

૨૬. કે અલ્લાહના સિવાય બીજાની ઈબાદત કરો નહિ; મને નિસંશય ભય છે કે કયાંય તે દુ:ખદાયક દિવસનો અઝાબ તમારા પર આવી ન પડે.

૨૭. આથી તેની કોમમાંથી જેઓ (તેને) માનતા ન હુતા તેઓ માંહેના આગેવાનોએ કહ્યું કે અમે તો તને અમારા જેવોજ એક (સાધારણ) મનુષ્ય દેખીએ છીએ અને અમે એ પણ દેખીએ છીએ કે તારૂં અનુકરણ કોઇએ પણ કર્યું નથી, સિવાય તે લોકોના કે જેઓ અમો માંહેના અતિ નીચ છે (અને તે પણ ઉપલક દ્રષ્ટિથી) વળી અમે અમારી સરખામણીમાં તમારી કાંઈ સરસાઈ દેખતા નથી, બલ્કે અમે તમને જુઠા ગણીએ છીએ.

૨૮. (નૂહે) ફરમાવ્યું કે હે મારી કોમ! ધારો કે અગર હું માર. પરવરદિગાર તરફથી ખુલ્લી દલીલ પર હોઉં અને તેણે મને પોતાતી પાસેથી રહેમત (નબુવત) અર્પણ કરી હોય, પણ તેની હકીકત તમારાથી છુપી રાખવામાં આવી હોય, તો શું અમે તે સ્વીકારવા માટે તમારા પર જબરદસ્તી કરીએ, એવી સ્થિતીમાં કે તમે તેનાથી તિરસ્કાર કરનારા હો?

૨૯. અને હે મારી કોમ! હું તો તે (સંદેશો પહોંચાડવા)ના બદલામાં તમારી પાસે કાંઇ દોલત માગતો નથી; મારો મદલો તો માત્ર અલ્લાહના માથે છે, અને હું (મારી પાસેથી) તે લોકોને કે જેઓ ઈમાન લાવ્યા છે હરગીઝ હાંકી મુકનારો નથી; નિસંશય તેઓ સર્વે તેમના પરવરદિગારથી મુલાકાત કરનાર છે પણ હું જોઉં છું કે તમે જાહીલ લોકો છો.

૩૦. અને હે મારી કોમ! અગર હું તેમને હાંકી મુકું તો અલ્લાહ (ની શીક્ષા)થી બચવા માટે મને કોણ મદદ કરશે? તે છતાં શું તમે બોધ ગ્રહણ નહિ કરો?

૩૧. અને તમને હું એમ તો નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે, અને ન આ (કહું છું) કે હું છુપી વાતો જાણું છું, અને ન આ કહું છું કે હું એક ફરિશ્તો છું; અને તેમના સંબંધમાં કે જેઓ તમારી નજરમાં નીચ છે આ નથી કહેતો કે તેમના પર અલ્લાહ કદી પણ કૃપા નહિ કરે; તેમના મનમાં જે કાંઈ છે તે અલ્લાહ સારી

પેઠે જાણે છે, (છતાં જો હું એમ કહું) તો નિસંશય હું પણ જુલમગારો માંહેનો થઈ જાઉં.

૩૨. (લોકોએ) કહ્યું કે હે નૂહ! તું ખચીતજ અમારાથી ઝગડી ચૂકયો અને ઝગડાને લંબાવ્યો પણ ખરો, હવે જો તું સાચાઓ માંહેનો હોય તો જે વસ્તુથી તું અમને ડરાવે છે તે અમારા માટે લઈ આવ.

૩૩. (નૂહે) કહ્યું કે અગર અલ્લાહ ચાહશે તો તે (શીક્ષા પંડેજ) તમારા પર લાવશે અને (તેમ કરતાં તેને) તમે લાચાર કરી શકનાર નથી.

૩૪. અને અગર અલ્લાહની મરજી તમને આડે માર્ગેજ લઈ જવાની હશે તો હું તમને બોધ આપવા ચાહું તો પણ મારો બોધ તમને કાંઈ લાભ પહોંચાડશે નહિ; તે તમારો પરવરદિગાર છે, અને તેનીજ તરફ તમારૂં પાછુ ફરવાનું થશે.

૩૫. અથવા શું તેઓ આ કહે છે કે તે (કુરઆન)ને તેણે જોડી કાઢયું છે? (હે રસુલ!) તું કહે કે જો મેં તે જોડી કાઢયું હોય તો મારો ગુન્હો મારા માથે છે, અને જે ગુન્હા તમે કરો છો તેનાથી હું વિમુખ છું.

અ ૩૬. અને નૂહ તરફ વહી કરવામાં આવી કે તારી કોમમાંથી જે લોકો ઈમાન લાવી ચૂકયા છે તેમના સિવાય હવે કોઈ ઈમાન લાવશે નહિ, માટે તેઓ જે કાંઈ કરે છે તે માટે તું દિલગીર થા નહિ.

૩૭. અને અમારી રૂબરૂ તથા અમારી આજ્ઞા પ્રમાણે (એક) વહાણ વનાવ અને જેઓએ જુલમ કર્યો છે તેમના સંબંધમાં મારી પાસે કાંઈ કહેતો નહિ; નિસંશય તેમને ડૂબાડી દેવામાં આવશે.

૩૮. હવે તે (નૂહ) તો વહાણ બનાવવા લાગ્યો; અને તેની કોમના આગેવાન લોકો જ્યારે જ્યારે તેની પાસેથી પસાર થતા ત્યારે તેની મજાક કરતા હતા; જેથી તેણે કહ્યું કે અગર તમે અમારી હાંસી કરો છો (તો ભલે કરો), અમે પણ ખચીતજ તમારી એવી હાંસી કરીશું કે જેવી રીતે તમે (અમારી) હાંસી કરો છો.

૩૯. માટે આગળ જતાં તમને પોત મેળે જણાઈ આવશે કે (દુનિયામાં) ફજેત કરનારો અઝાબ કોના ઉપર આવી પડશે, અને

હંમેશ ટકી રહેનારો (આખેરતનો) અઝાબ પણ કોના પર ઉતરશે.

૪૦. (સારાંશ કે) વાત એટલે સુધી પહોંચી કે જ્યારે અમારો (શીક્ષાનો) હુકમ આવી પહોંચ્યો અને (અલ્લાહના કોપની) ભઠ્ઠી ઉકળવા માંડી, ત્યારે અમોએ કહ્યું કે (હે નૂહ!) તે (વહાણ)માં દરેક દરેક જાત(ના પ્રાણી)નું એકેકું જોડું લઇ લે, અને તારા સર્વે બાલ બચ્ચાંઓને પણ સવાર કરી લે, સિવાય તેમના કે જેમની વિરૂદ્ધ પહેલેથીજ અમારો હુકમ થઇ ચૂકયો છે, અને જેઓ ઈમાન લાવ્યા છે તેમને પણ (તેમાં બેસાડી લે); અને તેની સાથે ઘણાંજ થોડા ઈમાન લાવ્યા હતા.

૪૧. અને નૂહે (પોતાના બાલ બચ્ચાં તથા અનુયાઇઓને) કહ્યું કે તે (વહાણ)માં સ્વાર થઇ જાઓ, તેનું ચાલવું તથા થંભી જવું અલ્લાહના નામથીજ છે; નિસંશય મારો પરવરદિગાર મોટો ક્ષમાવાન (અને) દયાળુ છે.

૪૨. અને તે (વહાણ) તેમને પહાડ સરીખા મોજાઓ વચ્ચે લઇને ચાલ્યું જતું હતું; અને (ત્યારે) નૂહે પોતાના પુત્રને એવી સ્થિતિમાં કે તે જુદો પડી ગયો હતો પોકારીને કહ્યું કે હે મારા પુત્ર! અમારી સાથે (વહાણમાં) સ્વાર થઈ જા અને નાસ્તિકો સાથે ન રહે.

૪૩. તેણે જવાબ આપ્યો કે હું હમણાંજ (કોઈ ઉંચા) પહાડ પર આશ્રય લઇ લઇશ તે મને પાણીથી બચાવી લેશે; (નૂહે) ફરમાવ્યું કે આજના દિવસે અલ્લાહના હુકમ(અઝાબ)થી બચાવનાર કોઈ નથી સિવાય કે જેના પર તે રહેમ કરે; અને (પછી એક મહાન) મોજું બન્ને (બાપ બેટા)ની વચ્ચે આવી ગયું, જેથી તે ડૂબી જનારાઓ માંહેનો થઈ ગયો.

૪૪. અને (પછી) હુકમ આપવામાં આવ્યો કે હે ભૂમિ! તું તારા પાણીને ગળી જા, અને હે આકાશ! (વરસતો) થંભી જા; એટલે પાણી ઓસરવા લાગ્યું અને (એવી રીતે) અલ્લાહનો હુકમ પૂર્ણ થયો, અને તે (વહાણ) જુદી (નામના) પહાડ પર થંભી ગયું, અને આ કહી દેવામાં આવ્યું કે જુલમગાર લોકોનો નાશ થાઓ.

૪૫. અને નૂહે પોતાના પરવરદિગારને અરજ કરી કે હે મારા પરવરદિગાર! ખરેખર મારો પુત્ર મારી અહલ (ઓલાદ) માંથી છે, અને તારો વાયદો સાચો છે અને તું સૌથી બેહતર નિર્ણય કરનાર છે.

૪૬. (અલ્લાહે) કહ્યું કે હે નૂહ! તે તારી અહલમાંથી નથીજ, બેશક તેના કૃત્યો સારાં ન હતાં, માટે જે વસ્તુની તને જાણ નથી તેના વિષે મારાથી સવાલ કર નહિ; હું તને નસીહત કરૂં છું કે કયાંય તું જાહીલો માંહેનો થઈ ન જાય!

૪૭. (નૂહે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! નિસંશય હું તારાથી એ વાતની પનાહ માગું છું કે તારાથી એવી વાતનો સવાલ (ન) કરૂં કે જેની મને જાણ ન હોય; અને અગર તું મને માફ નહિ કરે અને મારા પર દયા નહિ કરે તો હું હાનિ ભોગવનારાઓ માંહેનો થઈ જઈશ.

૪૮. (પછી જ્યારે તોફાન શમી ગયું ત્યારે) આજ્ઞા આપવામાં આવી કે હે નૂહ! અમારા તરફથી સલામતી સાથે (વહાણમાંથી) ઉતર, (અને) તારા પર અને તારી કોમમાંથી જે તારી સાથે છે તેમના પર અમારા આશિર્વાદ છે; અને કેટલીક કોમો એવી થશે કે જેમને નજીકમાંજ અમે લાભ પહોંચાડીશું, પછી અમારા તરફથી તેમને (નાફરમાનીના કારણે) દુઃખદાયક અઝાબ પહોંચશે.

૪૯. (હે રસુલ!) આ કેટલીક ગેબની ખબરો છે જે અમે વહી દ્વારા તારી પાસે પહોંચાડીએ છીએ; આ પહેલાં તે (વાતો) થી ન તું વાકેફ હતો ન તારી કોમ; માટે હવે (તું પણ નૂહની જેમ) ધીરજ ધર; નિસંશય શુભ પરિણામ સદાચારીઓ માટે છે.

રૂકુઅ ૫ ૫૦. અને આદવાળાઓ તરફ અમોએ તેમના ભાઈબંધ હુદને (પયગમ્બર બનાવી) મોકલ્યો; તેણે કહ્યું કે હે મારી કોમ! માત્ર અલ્લાહુનીજ ઈબાદત કરો, તેના સિવાય તમારો અન્ય કોઈ માઅબુદ નથી; તમે માત્ર જુઠુંજ ઉપજાવી કાઢનારા છો.

૫૧. હે મારી કોમ! હું તમારી પાસે તે (સંદેશા) બદલ કાંઈ બદલો નથી માગતો; મારો બદલો તો તેનાજ માથે છે કે જેણે મને

પેદા કર્યો છે; છતાં તમે સમજતા નથી?

૫૨. અને હે મારી કોમ! તમે તમારા પરવરદિગાર પાસે ક્ષમા માગો, પછી તેની તરફ રજુ થાઓ, તે તમારા પર પુષ્કળ વૃષ્ટિ વરસાવશે, અને તે તમારી શક્તિમાં પણ વધારો કરશે, અને ગુન્હેગાર બની (તેનાથી) મોઢું ફેરવો નહિ.

૫૩. તેમણે જવાબ આપ્યો કે હે હુદ! ન તો તું કોઈ પ્રત્યક્ષ દલીલ લાવ્યો છે અને ન તારા કહેવાથી અમે અમારા માઅબુદો (ની પૂજા) છોડી દેનાર છીએ, અને ન તારા પર ઈમાન લાવનાર છીએ.

૫૪. અમે તો એજ કહીશું કે તને અમારા કેટલાક દેવતાઓએ ખરાબ રીતે ઝપટમાં લઈ લીધો છે (જેથી તું આવી મુર્ખાઈ ભરી વાતો કરે છે). (હુદે) કહ્યું કે હું અલ્લાહને સાક્ષી રાખું છું, અને તમે પણ સાક્ષી રહેજો કે તમે જેને જેને (અલ્લાહના) શરીક કરો છો તેમનાથી હું અળગો છું:

૫૫. તે (અલ્લાહ)ના સિવાય; માટે તમે સઘળા મળીને મારા પર દાવ રમો; પછી મને (જરા પણ) મોહલત ન આપો.

૫૬. બેશક હું અલ્લાહ ઉપર ભરોસો રાખું છું કે જે મારો પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે; કોઈ ચાલનારૂં (પ્રાણી) એવું નથી કે જેની પેશાની (ચોટલી) ખુદ અલ્લાહના કાબુમાં ન હોય; બેશક મારો પરવરદિગાર સરળ માર્ગ પર છે.

૫૭. તે છતાં પણ જો તમે તેનાથી ફરી બેસશો તો મેં તો તમને તે સંદેશો પહોંચાડી દીધો છે કે જેના માટે હું તમારા તરફ મોકલવામાં આવ્યો છું, અને મારો પરવરદિગાર તમારા સ્થાને બીજી કોમ લાવી કાયમ કરશે, અને તમે તેને કાંઈ હાનિ પહોંચાડી શકશો નહિ; નિસંશય મારો પરવરદિગાર દરેક વસ્તુનો રક્ષક છે.

૫૮. અને જે વેળા અમારો હુકમ (અઝાબ) આવી લાગ્યો ત્યારે અમોએ અમારી દયાથી હુદને તથા જે લોકો તેની સાથે ઈમાન લાવ્યા હતા તેમને બચાવી લીધા, અને તેમને (અમારા) તે સખત અઝાબથી પણ સુરક્ષીત રાખ્યા.

૫૯. અને એજ આદવાળાઓ હતા કે જે પોતાના પરવરદિગારની આયતોનો ઈન્કાર કર્યા કરતા, અને તેના રસુલોની નાફરમાની કરતા અને દરેક સત્યના સીરજોર વિરોધીની આજ્ઞાનું પાલન કરતા હતા.

૬૦. (તેઓજ હતા કે) આ દુનિયામાં તેમની પાછળ લાનત લગાડી દેવામાં આવી છે અને કયામતના દિવસે પણ; ખબરદાર! બેશક આદવાળાઓએ પોતાના પરવરદિગારનો ઈન્કાર કર્યો હતો; ખબરદાર! હુદની કોમ આદવાળાઓને (તેની બારગાહથી) ધુતકારી કાઢવામાં આવ્યા છે.

૬૧. અને સમુદવાળાઓ તરફ અમોએ તેમના ભાઈબંધ સાલેહને મોકલ્યો. તેણે કહ્યું કે હે મારી કોમ! તમે અલ્લાહની ઈબાદત કરો જેના સિવાય તમારો બીજો કોઈ માઅબુદ નથી; તેણેજ તમને જમીન(ની માટીમાં)થી ઉભા કર્યા, અને તેણેજ તમને તેમાં વસાવ્યા; માટે તેની પાસે ક્ષમા યાચો, પછી તેની તરફ રજુ થાઓ; બેશક મારો પરવરદિગાર પાસે હોઈ (દરેક) દુઆનો કબુલ કરનારો છે.

૬૨. તેમણે જવાબ આપ્યો કે હે સાલેહ! ખચીતજ આ પંહેલાં તો અમને તારાથી મોટી મોટી આશાઓ હતી, પણ શું હવે તું અમને અમારા બાપદાદા જે જે વસ્તુઓને પૂજતા હતા તેમની પૂજા કરવાની મનાઈ કરે છે? અને તું જે(ધર્મ)ની તરફ અમને બોલાવે છે તેના વિષે અમને નિસંશય મજબુત શંકા છે.

૬૩. (સાલેહે) કહ્યું કે હે મારી કોમ! શું તમે એટલું નથી સમજતા કે જો હું મારા પરવરદિગાર તરફથી (યોગ્ય) દલીલ પર હોઉં તથા તેણે મને પોતાના તરફથી રહેમત (નબુવત) અર્પણ કરી હોય, પછી જો હું તેની નાફરમાની કરૂં તો અલ્લાહ(ની પકડમાં)થી બચાવવા માટે મારી મદદ કોણ કરશે? માટે તમે તો મારા નુકસાનમાં વધારોજ કરો છો.

૬૪. અને હે મારી કોમ! અલ્લાહની આ ઉંટણી તમારા માટે (મારી નબુવતની) એક નિશાની છે; માટે તેને છોડી દો કે તે અલ્લાહની ભૂમિમાં ચર્યા કરે અને તેને ઈજા પહોંચાડવાના હેતુથી અડકશો નહિ,

નહિતર તમને તરતજ (અલ્લાહુનો) અઝાબ પકડી લેશે.

૬૫. તે છતાં તેમણે તે (ઉંટણી)ની કુચો કાપી નાખી, જેથી (સાલેહે) ફરમાવ્યું કે (હે લોકો!) તમે ત્રણ દિવસ (સુધી) પોત પોતાના ઘરોમાં મોજ મજાહ ભોગવી લો, (કારણ કે અઝાબનો) આ વાયદો એવો છે કે (જે) જુઠો પડવાનો નથી.

૬૬. પછી જ્યારે અમારો હુકમ (અઝાબ) આવી પહોંચ્યો ત્યારે અમોએ સાલેહને તથા તેમને કે જેઓ તેની સાથે ઈમાન લાવ્યા હતા અમારી દયાથી બચાવી લીધા, તેમજ તે દિવસની ફજેતીથી પણ (બચાવી લીધા); બેશક તારો પરવરદિગાર એજ બળવાન (અને) સમર્થ છે.

૬૭. અને જાલિમોને એક કીકીયારીએ પકડી લીધા, જેથી તેઓ પોત પોતાના ઘરોમાં સ્થંભિત બની રહી ગયા:

૬૮. જાણે તેઓ તેમાં કદી વસ્યાજ ન હતા; ખબરદાર! સમુદવાળાઓએ પોતાના પરવરદિગારનો ઈન્કાર કર્યો; ખબરદાર! સમુદવાળાઓ તેની બારગાહુથી ધુતકારી કાઢવામાં આવ્યા છે.

૬૯. અને ખરેખર અમારા મોકલેલા (ફરિશ્તા) ઇબ્રાહીમ પાસે ખુશખબર લઇને આવ્યા, તેમણે (આવીને) કહ્યું (કે તમારા પર) સલામ હોજો; તેણે પણ કહ્યું કે (તમારા પર પણ) સલામ હોજો; પછી (કાંઈ પણ) વિલંબ ન કરતાં તે (ઇબ્રાહીમ) એક ભૂંજેલું વાછરડું લઈ આવ્યો. રૂકુઅ ૭

૭૦. (પણ) પછી જ્યારે જોયું કે તેમના હાથ તે (ખાણા) તરફ લંબાતા નથી ત્યારે તે તેમને અજાણ્યા સમજયો અને મનમાંને મનમાંજ તેમનાથી ભય પામ્યો; ત્યારે તેમણે કહ્યું કે તું ભય ન પામ, અમે બેશક લૂતની કોમ તરફ (અઝાબ આપવા માટે) મોકલવામાં આવ્યા છીએ.

૭૧. અને તે (ઇબ્રાહીમ)ની પત્ની (ત્યાં) ઉભેલી હતી તેણી એજ વખતે રજસ્વલા થઈ ગઈ, પછી અમોએ તેણીને ઇસ્હાક (પુત્ર)ની ખુશખબર આપી અને ઇસ્હાક પછી યાકુબની.

૭૨. (ત્યારે) તેણીએ કહ્યું કે કેવું નવાઈ જેવું! શું મને બાળકનો

જન્મ થશે એવી સ્થિતીમાં કે હું વૃદ્ધ (થઈ ગઇ) છું અને આ મારો પતિ (પણ) અતિ વૃદ્ધ (થઇ ગયો) છે? ખચીતજ આ ઘણી વિચિત્ર વાત છે.

૭૩. (તે દૂતોએ) કહ્યું કે હે ઓરત! શું તું અલ્લાહના હુકમ (કુદરત)થી આશ્ચર્ય પામે છે? હે ઘરવાળાઓ! તમારા પર અલ્લાહની રહેમત અને તેના આશિર્વાદ હો; બેશક તે (અલ્લાહ) વખાણને પાત્ર અને (મોટા) મહીમા વાળો છે.

૭૪. પછી જ્યારે ઇબ્રાહીમનો ભય દૂર થયો અને તેને ખુશખબર પહોંચી ગઈ ત્યારે તે લૂતની કોમની તરફેણમાં અમારી સાથે વાદવિવાદ કરવા લાગ્યો.

૭૫. બેશક ઇબ્રાહીમ મોટો સહનશીલ, નમ્ર મનનો (અને) અલ્લાહની તરફ રજુ થનારો હતો.

૭૬. (અમોએ કહ્યું કે) હે ઇબ્રાહીમ! તું આ બાબતથી અળગો થઈ જા, નિસંશય (તે સંબંધમાં) તારા પરવરદિગારનો હુકમ ખચીતજ આવી ચૂકયો છે, અને નિસંશય તેમના પર એવો અઝાબ આવનાર છે કે જે ટળી શકનાર નથી.

૭૭. અને જે વેળા અમારા મોકલેલા (ફરિશ્તા) લૂતની પાસે આવ્યા ત્યારે તેને તેમના માટે દિલગીરી થઇ, અને તેમના કારણે તેનું મન સંકોચાયું (યાને તેમને મદદ કરવાની તેનામાં હિંમત રહી નહિ); અને સ્વગત કહેવા લાગ્યો કે આ મહા સંકટનો દિવસ છે.

૭૮. અને તેની કોમવાળા તેની તરફ (બદદાનતથી) ઉતાવળે ધસી આવ્યા; અને તેઓ પ્રથમથીજ બદકારીઓ કરતા હતા. (તે લોકોને) તેણે કહ્યું કે હે મારી કોમ! આ મારી બેટીઓ હાજર છે તેણીઓ તમારા માટે વધુ પાક છે, માટે અલ્લાહથી ડરો અને મારા મહેમાનોનાં સંબંધમાં મને ફજેત ન કરો; શું તમારામાં કોઈ પણ ભલો માણસ નથી?

૭૯. તેમણે કહ્યું કે તું સારી રીતે જાણે છે કે અમને તારી બેટીઓ સાથે કાંઈ લેવા દેવા નથી, અને જે કાંઈ અમે ચાહીએ છીએ

તે નિસંશય તું જાણે છે.

૮૦. (લૂતે) કહ્યું કે કદાચને તમારી સામે થવાની મારામાં શક્તિ હોત અથવા મેં કોઈ મજબુત સ્થંભનો આશરો લીધો હોત (તો કેવું સારૂં થાત)!

૮૧. (ફરિશ્તાઓએ) કહ્યું કે હે લૂત! બેશક અમે તારા પરવરદિગારના મોકલેલા (ફરિશ્તા) છીએ, (જેથી) તેઓ તારા સુધી હરગીઝ પહોંચી શકશે નહિ; માટે તું થોડીક રાત્રી (બાકી) રહે તારા કુટુંબીઓને લઈ ચાલતો થઈ જજે, અને તમારામાંથી કોઈ પાછું ફરીને જુએ નહિ, પણ તારી સ્ત્રી (આ હુકમને અનુસરશે નહિ); (કારણ કે) નિસંશય તેણીના ઉપર પણ એજ (અઝાબ) મુસીબત પડનાર છે કે જે તે સર્વે જણા પર પડશે; નિસંશય તેમના (અઝાબનો) સમય સવારનો છે; શું સવારનો સમય પાસે નથી?

૮૨. પછી જ્યારે અમારો હુકમ (આવી) પહોંચ્યો ત્યારે અમોએ તે ભૂમિનો ભાગ તળે ઉપર કરી નાખ્યો અને તેના પર થર ઉપર થર બાઝેલા માટીના ભૂંજેલા પત્થરો વરસાવ્યા:

૮૩. જે તારા પરવરદિગાર પાસે (અઝાબ માટે) નિશાન કરી રાખેલા હતા; અને (મક્કાના) જાલીમોથી તે સ્થળ ઘણે છેટે નથી.

૮૪. અને મદયનવાસીઓ તરફ અમોએ તેમના ભાઈબંધ શોઅયબને મોકલ્યો. તેણે કહ્યું કે હે મારી કોમ! અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય તમારો કોઈ માઅબુદ નથી; અને માપ તથા તોલ ઓછાં આપો નહિ અને બેશક હું તમને આસુદા (સુખી) જોઉં છું. અને નિસંશય મને તમારા સંબંધમાં ઘેરી લેનારા દિવસના અઝાબનો અંદેશો છે. ૨૬

૮૫. અને હે મારી કોમ! માપ તથા તોલ અદલ ઈન્સાફની સાથે પુરેપુરાં આપો, અને લોકોને તેમની (ખરીદેલી) વસ્તુઓમાં ઓછું આપો નહિ, અને ભૂમિમાં બગાડ કરવાના હેતુથી ફસાદ કરતા ફરો નહિ.

૮૬. અગર તમને વિશ્વાસ હોય તો તમારા માટે અલ્લાહ જે કાંઈ વેપારમાં બચત રાખે એજ બેહતર છે, અને હું કાંઈ તમારો નિગેહબાન નથી.

૮૭. તેમણે કહ્યું કે હે શોઅયબ! શું તારી નમાઝ તને એ વાતની આજ્ઞા આપે છે કે જેની અમારા બાપદાદા પૂજા કર્યા કરતા હતા તેને અમે છોડી દઇએ અથવા અમારા માલ દોલતમાં જેવું અમારૂં મન ચાહે તેમ ન વર્તીએ? તુંજ એક મોટો સહનશીલ અને ડાહ્યો છે!

૮૮. (શોઅયબે) કહ્યું, હે મારી કોમ! શું તમારી સમજમાં આવે છે કે અગર હું મારા પરવરદિગાર તરફથી ખુલ્લી દલીલ પર હોઉં અને તેણે પોતાના તરફથી મને સારી રોજી અર્પણ કરી હોય (તો શું હું તેની વિરૂદ્ધતા કરીશ)? અને હું એ પણ નથી ચાહતો કે જે વસ્તુથી હું તમને રોકું છું તે તમારાથી ઉલ્ટો થઈ હુંજ કરવા માંડું; મારાથી જ્યાં સુધી બની શકે હું તો (તમારી) સુધારણાંજ ઈચ્છું છું; અને મારી (સન્માર્ગ તરફની) પ્રેરણા માત્ર અલ્લાહ તરફથીજ છે; તેના ઉપરજ મેં ભરોસો કર્યો છે અને તેનીજ તરફ હું રજુ થાઉં છું.

૮૯. અને હે મારી કોમ! ખબરદાર મારા પ્રત્યેની તમારી વિરૂદ્ધતા તમને એવા દોષિત બનાવી ન મુકે કે જેના કારણે તમારી વલે એવી થાય કે જેવી વલે નૂહની કોમ, અથવા હુદની કોમ, અથવા સાલેહની કોમની થઈ હતી, વળી લૂતની કોમ તથા તમારી વચ્ચે કાંઈ લાંબો કાળ પણ વીત્યો નથી.

૯૦. અને તમારા પરવરદિગારથી માફી માગો, પછી તેની તરફ રજુ થાઓ; બેશક મારો પરવરદિગાર મોટો રહેમ કરનાર (અને) હેતાળ છે.

૯૧. તેમણે ઉત્તર આપ્યો કે હે શોઅયબ! તું જે કાંઈ બોલે છે તેનો વિશેષ ભાગ તો અમે સમજતાજ નથી, અને નિસંશય અમે તો તને અમારામાં ખરેજ કમજોર નીહાળીએ છીએ, અને જો અમને તારા કુટુંબનો વિચાર ન હોત તો જરૂર તારા પર પત્થરો(ની વૃષ્ટિ) વરસાવતે, અને તું અમારા મુકાબલામાં બળવાન તો નથીજ.

૯૨. (શોઅયબે) કહ્યું કે હે મારી કોમ! શું મારા કુટુંબીઓ તમારી નજીક અલ્લાહથી પણ વધુ પ્રિય છે? અને તમોએ તે(ના હુકમ)ને પીઠ પાછળ નાખી દીધો છે; બેશક જે વર્તન પણ તમે ચલાવો છો તે મારા પરવરદિગારના જ્ઞાનની હદમાં છે.

૯૩. અને હે મારી કોમ! તમે તમારી જગ્યાએ જે ચાહો તે કરો, હું પણ નિસંશય (કાંઈક) કરનારો છું; આગળ જતાં તમે પોતે જાણી લેશો કે ફજેત કરનારો અઝાબ કોના પર ઉતરે છે અને જુઠો કોણ છે; અને તમે રાહ જોતા રહો, નિસંશય હું પણ તમારી સાથે રાહ જોઉં છું.

૯૪. અને જ્યારે અમારો હુકમ આવ્યો ત્યારે શોઅયબને તથા જે લોકો તેની સાથે ઈમાન લાવ્યા હતા તેમને અમારી દયાથી બચાવી લીધા, અને જુલમગારોને એક (ભયંકર) કીકીયારીએ આવી પકડયા જેથી તેઓ પોતાના ઘરોમાં સ્થંભિત બની રહી ગયા:

૯૫. જાણે તેઓ તે (ભૂમિ)માં કદી વસ્યાજ ન હતા; જાણી લો કે મદયનવાળાઓ ધુતકારી કાઢવામાં આવ્યા જેવા કે સમુદવાળા (ધુતકારી કાઢવામાં આવ્યા હતા).

૯૬. અને ખચીતજ અમોએ મુસાને અમારી નિશાનીઓ તથા રકુ
ખુલ્લી દલીલ સાથે મોકલ્યો હતો:

૯૭ ફિરઔન તથા તેના સરદારો તરફ; પણ તે સઘળાઓએ ફિરઔનની આજ્ઞાનું પાલન કર્યું, જો કે ફિરઔનની આજ્ઞા સીધા માર્ગે (લઈ જનારી) ન હતી.

૯૮. કયામતના દિવસે તે (ફિરઔન) પોતાની કોમની આગળ આગળ ચાલશે અને તે સઘળાઓને જહન્નમ તરફ લાવી મુકશે; અને તે બુરા ઉતારાની જગ્યા હશે કે જ્યાં તેઓ ઉતરશે.

૯૯. અને આ જગતમાં તેમની પાછળ લાનત લગાડી દેવામાં આવી છે અને કયામતના દિવસે પણ; (આ) કેવી બુરી હશે તે ભેટ કે જે (તેમને) આપવામાં આવશે!

૧૦૦. (હે રસુલ! અગાઉ થઈ ગએલી) વસ્તીઓના આ કેટલાક વૃતાંત છે જે અમે તને વર્ણવી રહ્યા છીએ, તેઓ માંહેની કેટલીક (વસ્તીઓ હજી) કાયમ છે અને કેટલીક જમીનદોસ્ત થઈ ગઈ છે.

૧૦૧. અને અમોએ તેમના પર જુલમ કર્યો ન હતો, બલ્કે તેમણે પંડેજ પોતાના જીવ પર જુલમ તોડયો હતો; પછી જ્યારે તારા પરવરદિગાર(ની શિક્ષા)નો હુકમ આવ્યો ત્યારે તેમના તે માઅબુદો કે

જેમને તેઓ અલ્લાહુને છોડી પોકાર્યા કરતા હતા તેમના કાંઈજ કામમાં ન આવ્યા; અને તેઓએ તેમના વિનાશમાં વધારોજ કર્યો.

૧૦૨. અને (હે રસુલ!) તારા પરવરદિગારની પકડ એવીજ હોય છે જ્યારે તે વસ્તીઓની—તેમની જુલમગાર સ્થિતિમાં—ધરપકડ કરે છે; બેશક તેની પકડ દુઃખદાયક (અને) સખત છે.

૧૦૩. બેશક તેમાં તેઓ માટે નિશાની છે કે જેઓ આખેરતના અઝાબથી ડરે છે; એજ દિવસ સઘળા માણસોના ભેગા થવાનો હશે અને એજ તે દિવસ છે કે જ્યારે સર્વે હાજર કરવામાં આવશે.

૧૦૪. અને તે (કયામતના) દિવસને અમે કેવળ એક ઠરાવેલા સમય માટે મુલતવી રાખીએ છીએ.

૧૦૫. જ્યારે તે દિવસ આવી પહોંચશે ત્યારે તે દિવસે કોઈ વ્યક્તિ તેની પરવાનગી સિવાય વાત કરી શકશે નહિ, પછી તેમનામાં કોઈ હતભાગી હશે ત્યારે કોઈ ભાગ્યશાળી.

૧૦૬. તે લોકો કે જેઓ હતભાગી હશે તેઓ જહન્નમમાં (જઈ) પડશે જેમાં તેઓ માટે કેવળ નીસાસા (મારવાનું) અને હાય હાય કરવાનું હશે:

૧૦૭. જ્યાં સુધી આકાશ તથા પૃથ્વી બાકી રહેશે તેઓ તેમાંજ રહેશે, સિવાય કે તારા પરવરદિગારને કાંઈ બીજુંજ મંજુર હોય; બેશક તારો પરવરદિગાર જે કાંઈ ચાહે છે તે કરીનેજ રહે છે.

૧૦૮. અને રહ્યા તેઓ કે જે ભાગ્યશાળી હશે તો તેઓ જન્નતમાં જશે, જ્યાં સુધી આકાશો તથા જમીન કાયમ રહશે ત્યાં સુધી તેઓ તેમાંજ રહેશે સિવાય કે તારા પરવરદિગારને કોઈ બીજી (બેહતરી) મંજુર હોય; આ એક એવી બક્ષિશ હશે જે (ક્યારે પણ) ખતમ થનારી નથી.

૧૦૯. માટે તેઓ જે વસ્તુઓની પૂજા કરે છે તેના સંબંધમાં તું કોઈ પણ તરેહની શંકામાં પડતો નહિ; તેઓ માત્ર તેમનીજ પૂજા કરે છે કે જેમની પૂજા પ્રથમ તેમના બાપદાદા કરતા હતા; અને નિસંશય અમે તેમના (અઝાબનો) ભાગ ઓછો કર્યા વગર પૂરેપૂરો

તેમને આપીશું.

૧૧૦. અને ખરેજ અમોએ મુસાને કિતાબ આપી હતી પછી તેમાં ૧
મતભેદ કરવામાં આવ્યો; અને જો તારા પરવરદિગારની (મોહલત વિષેનો) બોલ પ્રથમથી નીકળી ચૂકયો ન હોત તો તેમની વચ્ચે (કયારનોય) ફેંસલો થઇ ગયો હોત; અને નિસંશય તે લોકો તે (કુરઆન)ના સંબંધમાં મુંજવણમાં નાખનારી શંકામાં પડેલા છે.

૧૧૧. અને નિસંશય તેઓમાંથી દરેકને તારો પરવરદિગાર તેમના કર્મોનો સંપૂર્ણ બદલો આપશેજ; બેશક જે કર્મો તેઓ કરે છે તેનાથી તે સારી પેઠે વાકેફ છે.

૧૧૨. માટે (હે રસુલ!) જેવો તને હુકમ આપવામાં આવ્યો છે તે પ્રમાણે તું પોતે તથા જેઓ (મુર્તિ પૂજા અને નાસ્તિકપણા માટે) પશ્ચાતાપ કરીને તારી સાથે થયા છે દ્રઢ રહો અને (હે લોકો!) ઉદ્ધત ન બનો; જે કાંઈ તમે કરો છો તે બેશક તે નિહાળે છે.

૧૧૩. અને (હે મુસલમાનો!) જે લોકો જુલમ કરે છે તેમના તરફ વળો નહિ નહિતર આગ તમને અડકશે, અને અલ્લાહ સિવાય તમારા કોઈ હિમાયતીઓ થશે નહિ; પછી તમને સ્હાય પણ કરવામાં આવશે નહિ.

૧૧૪. અને (હે રસુલ!) દિવસના બે ભાગોમાં (સવારના તથા સાંજના) તથા રાત્રીના પ્રારંભમાં (પહેલા ભાગમાં) નમાઝ પઢયા કર; નિસંશય નેકીઓ બદીઓને મારી હઠાવે છે; બોધ ગ્રહણ કરનારાઓ માટે આ એક (ઉમદા) બોધ છે.

૧૧૫. અને ધીરજ ધર, કારણ કે બેશક અલ્લાહ સત્કાર્યો કરનારાઓનો બદલો વ્યર્થ જવા દેતો નથી.

૧૧૬. ત્યારે તમારી આગમચની પેઢીઓમાં એવા બુદ્ધિશાળીઓ (ઘણા) કેમ ન થયા કે જેઓ (જુલમગારોને) ભૂમિમાં ફસાદ કરતાં અટકાવતે; તેઓ માંહેના ગણતરીના થોડાક માણસો એવા જરૂર હતા કે જેમને અમોએ (અઝાબમાંથી) બચાવ્યા, અને જાલીમો જે સુખના સાધનો તેમને આપવામાં આવ્યા હતા તેમની પાછળ પડી

ગયા અને તેઓ દોષિત હતા.

૧૧૭. અને તારા પરવરદિગારનું એ કામ નથી કે જુલમ કરીને વસ્તીઓનો નાશ કરી નાખે એવી સ્થિતિમાં કે તેના રહેવાસીઓ સદાચારી હોય.

૧૧૮. અને (હે રસુલ!) અગર તારો પરવરદિગાર ચાહતે તો સઘળા માણસોને એકજ પંથના બનાવી દેતે પણ તેઓ મતભેદ તો કર્યાજ કરશે:

૧૧૯. સિવાય કે જેમના પર તારા પરવરદિગારે દયા કરી હોય; અને એજ (મતભેદ કરવા) માટે તેમને પેદા કર્યા છે; અને (આખરે) તારા પરવરદિગારનો આ કોલ પૂરો થયો કે હું જહન્નમને સઘળા (નાફરમાન) જીન્નાત તથા ઇન્સાનો વડે જરૂર ભરી નાખીશ.

૧૨૦. અને અમે આગલા રસુલોની ખબરો માંહેની દરેક (ખબર) તને એ માટે વર્ણવીએ છીએ કે તે વડે તારૂં મન દ્રઢ બનાવી દઇએ, અને (વળી) એ કિસ્સાઓના વર્ણનથી તારા સુધી સત્ય પહોંચ્યું છે અને તેમાં મોમીનો માટે ચેતવણી તથા બોધ છે.

૧૨૧. અને જે લોકો ઈમાન લાવ્યા નથી તેમને (હે રસુલ!) કહે કે તમે તમારી જગ્યાએ (મરજીમાં આવે તે) કાર્ય કર્યે જાઓ, ખરેજ અમે પણ (અમારી જગ્યાએ કાંઇ) કરીએ છીએ:

૧૨૨. અને પરિણામની તમે રાહ જોયા કરો, નિસંશય અમે પણ રાહ જોનારા છીએ.

૧૨૩. અને આકાશો તથા જમીનની સઘળી છુપી વાતો અલ્લાહ સાથેજ સંબંધ ધરાવે છે, અને દરેક મામલો તેની તરફ રજુ કરવામાં આવશે; માટે તું તેનીજ ઇબાદત કર અને તેના પરજ ભરોસો રાખ, અને જે કાંઈ તમે કરો છો તેનાથી તમારો પરવરદિગાર અજ્ઞાત નથી.

---

## પ્રકરણ ૧૨ મું.

## સુરયે યુસુફ.

## હઝરત યુસુફ.

**મક્કામાં ઉતરેલી જેની ૧૧૧ આયતો અને ૧૨ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ્ લામ રા; આ પ્રત્યક્ષ કિતાબની આયતો છે. ૧

૨. નિસંશય અમોએ આ (કુરઆન)ને સરળ અરબી ભાષામાં ઉતાર્યું છે કે જેથી તમે સમજી શકો.

૩. આ કુરઆનમાં વહી દ્વારા જે કિસ્સાઓ અમે તને સંભળાવ્યા છે તેમાંથી આ સર્વોત્તમ કિસ્સો (હવે) તને સંભળાવીએ છીએ, અને આ પહેલાં તું તેનાથી તદ્દન અંજાણ હતો.

૪. (તે સમયને યાદ કર) જ્યારે યુસુફે પોતાના પિતાને કહ્યું કે હે મારા પિતા! મેં અગિયાર તારા અને સૂર્ય તથા ચંદ્રને (સ્વપ્નામાં) દીઠા—મેં તેમને મને સિજદો કરતાં દીઠા.

૫. (યાકુબે) કહ્યું કે હે મારા (વ્હાલા) બેટા! તારૂં (આ) સ્વપ્નું તારા ભાઇઓને કહેજે નહિ, રખેને તેઓ તારી સાથે કોઈ ચાલબાજી ચાલે, નિસંશય શેતાન મનુષ્ય (માત્ર)નો ખુલ્લો દુશ્મન છે.

૬. અને (તેં જેવી રીતે સ્વપ્નામાં જોયું છે) એવી રીતે તને તારો પરવરદિગાર ચુંટી કાઢશે અને તને સ્વપ્નાઓની તાબીર (સ્વપ્નફળ) શીખવશે અને તારા ઉપર તથા યાકુબની ઓલાદ ઉપર (એવી રીતે) પોતાની નેઅમતો પૂર્ણ કરી દેશે, જેવી રીતે કે (આ) અગાઉ તારા પરદાદા ઇબ્રાહીમ તથા ઇસ્હાક પર પૂર્ણ કરી ચૂકયો છે; નિસંશય તારો પરવરદિગાર સર્વજ્ઞ (અને) હિકમતવાળો છે.

૭. (હે રસુલ!) ખચીતજ યુસુફ તથા તેના ભાઇઓના સંબંધમાં સવાલ કરનારાઓ માટે નિશાનીઓ મોજુદ છે.

૮. (તે સમયને યાદ કર) જ્યારે તે(સઘળા ભાઇ)ઓ કહેવા લાગ્યા કે ખરેજ યુસુફ તથા તેનો (સગો) ભાઇ (બિનયામીન) આપણાં (સૌ) કરતાં આપણાં બાપને વધુ વ્હાલા છે, જો કે આપણાં (સગા ભાઈઓનું) બળવાન મંડળ છે, નિસંશય આપણો બાપ નરી ભૂલમાં પડયો છે:

૯. (માટે) યુસુફને મારી નાખો અથવા તેને કોઈ (એવી નિર્જન) જગ્યામાં નાખી દો કે (જેથી) તમારા બાપનું ધ્યાન માત્ર તમારા તરફ થઈ જાય, અને તે બાદ (તોબા કરી લઇને) તમે સદાચારી થઈ જાઓ.

૧૦. તેઓ માંહેના એક કહેનારાએ કહ્યું કે જો તમારે કાંઈ કરવુંજ હોય તો યુસુફને મારી તો નજ નાખો, પણ તેને કોઈ કુવાની ઉંડાણમાં નાખીદો કે (જ્યાંથી) કોઈ રાહદારી તેને ઉઠાવી લઈ જાય.

૧૧. (આવી રીતે પરસ્પર સલાહ કરી તેઓ બાપ પાસે આવ્યા અને) કહેવા લાગ્યા કે હે અમારા પિતા! આ (તે) કેવી વાત છે કે તું યુસુફના સંબંધમાં અમારા પર ભરોસો કરતો નથી? જો કે અમે ખચીતજ તેના શુભેચ્છક છીએ.

૧૨. કાલે સવારે તેને અમારી સાથે મોકલ કે (જેથી જંગલમાં જઇ) ફળ (ફળાદિ) ખાય અને રમે કૂદે અને નિસંશય અમે તો તેના રક્ષણ કરનારા છીએજ.

૧૩. (યાકુબે) કહ્યું કે તમે તેને લઈ જાઓ એ વાતથી બેશક મને દુઃખ થશે, અને (વળી) એ (વાત)નો મને અંદેશો છે કે ક્યાંય વરૂ તેને ખાઈ જાય અને તમે તેનાથી બેખબર રહો.

૧૪. તેમણે કહ્યું કે અમે એક બળવાન મંડળ છીએ છતાં જો વરૂ તેને ખાઈ જાય તો અમે નિસંશય નિર્માલ્ય છીએ (એમ ગણાય).

૧૫. સારાંશ કે જ્યારે તેને તેઓ લઈ ગયા અને (સર્વે જણા) તેને (એક) ઉંડા કુવામાં નાખી દેવાની વાત ઉપર એકમત થયા ત્યારે અમોએ તે (યુસુફ)ને વહી કરી કે ખચીતંજ (એક વખત એવો આવશે કે) તું તેમને તેમનું આ કૃત્ય (ખુલ્લું કરી) દેખાડી શકશે અને (ત્યારે) તેમને તેનું ભાન પણ હશે નહિ.

૧૬. અને કંઈક રાત પડતાં તેઓ સર્વે (જણાં રડતા) રડતા પોતાના બાપ પાસે (પાછા) આવ્યા.

૧૭. (અને) કહેવા લાગ્યા કે હે અમારા પિતા! અમે તો માંહોમાંહે દોડવાની શરત રમવા લાગ્યા અને યુસુફને અમારા સામાન પાસે છોડયો હતો, પછી તેને વરૂ ખાઈ ગયો, અને ભલેને અમે સાચા હોઇએ તોપણ તું અમારી વાત માનનાર નથી.

૧૮. અને (સાથેજ) યુસુફના પહેરણ પર જુઠું લોહી લગાડી લાવ્યા. (તે દેખીને યાકુબે) કહ્યું (ના એમ તો નથીજ), પણ તમોને તમારા અંતઃકરણોએ (એક ધતિંગ ઉભું કરવાની આ) યુક્તિ સ્હેલાઇથી સુઝવી છે; માટે ધીરજ (ધરવી) બેહતર છે; અને જે કાંઈ વર્ણન તમે કરો છો તેના સંબંધમાં અલ્લાહથીજ મદદ માગવામાં આવે છે.

૧૯. અને (ત્યાં) એક કાફલો આવી પહોંચ્યો, તેમણે પોતાના ભીશ્તીને (કુવામાંથી પાણી ભરી લાવવા) મોકલ્યો તેણે જઇને પોતાની ડોલ (કુવામાં) નાખી. (અને અલ્લાહની આજ્ઞા પ્રમાણે યુસુફ તેમાં બેશી ગયો, અને જ્યારે ભીશ્તીની તેના પર નજર પડી ત્યારે સાશ્ચર્ય) બોલી ઉઠયો અહા હા! કેવી ખુશીની વાત છે કે આ તો (એક) નવયુવાન છે; અને (પછી) તેને (અમુલ્ય) પુંજી સમજી તે (કાફલાવાળા) ઓએ સંતાડી લીધો; અને તેઓ જે કાંઈ કરતા હતા તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ હતો.

૨૦. (આ વાતની ભાઇઓને ખબર મળતાં ત્યાં દોડી ગયા) અને તે (યુસુફ)ને નજીવી કિમ્મત (યાને) થોડાક દિરહમોમાં વેચી નાખ્યો, (કારણ) કે તેઓ યુસુફના ચાહનારાઓ માંહેના ન હતા.

૨૧ અને મિસરના જે શખસે તેને ખરીદયો તેણે પોતાની પત્નીને કહ્યું કે એને સન્માનપૂર્વક રાખજે, કદાચને તે આપણને (આગળ જતાં) લાભ પહોંચાડશે, અથવા આપણે તેને પાલક બેટો બનાવી લઇએ. અને આવી રીતે અમોએ તે (મિસરની) ભૂમિમાં યુસુફને સ્થાન આપ્યું અને (તેમ કરવામાં બીજો) એ પણ હેતુ હતો કે તેને સ્વપ્નાઓની તાબીર શીખવી દઇએ; અને અલ્લાહ પોતાના મામલામાં પ્રબળ છે,

પરંતુ ઘણા લોકો સમજતા નથી.

૨૨. અને જ્યારે તે (યુસુફ) પોતાની સંપૂર્ણ શક્તિએ પહોંચી ગયો ત્યારે અમોએ તેને હિકમત તથા જ્ઞાન અર્પણ કર્યાં; અને સદાચારીઓને અમે આવી રીતે બદલો આપીએ છીએ.

૨૩. અને તે સ્ત્રી (ઝુલૈખા) એ કે જેના ઘરમાં યુસુફ હતો તેણીએ તેને (પોતાની કામવાસના તૃપ્ત કરવા માટે) પોતાના તરફ વાળવાના પ્રયત્ન કર્યાં, અને દ્વાર વાસીને (દરવાજો બંધ કરીને) કહ્યું કે લે આવ જલદી કર; (યુસુફે) કહ્યું (હરગીઝ એમ નહિ થાય) અલ્લાહની પનાહ! (એમ કદાપિ થઈ શકશે નહિ); બેશક તે (તારો ધણી) મારો માલિક છે, તેણે મને સારી રીતે રાખ્યો છે, બેશક જાલિમો (કદીપણ) સફળતા પામતા નથી.

૨૪. અને તેણીએ યુસુફ તરફ (બદી કરવા)નો ખચીતજ નિશ્ચય કર્યો હતો; અને અગર યુસુફે પોતાના પરવરદિગારની ખુલ્લી દલીલ જોઈ લીધી ન હોત તો તે પણ તેણીની સાથે એવોજ નિશ્ચય કરતે; (તે દલીલ એટલા માટે દેખાડી) કે અમો આવી રીતે તેનાથી બદી તથા નિર્લજપણાને દૂર રાખીએ; બેશક તે અમારા નિખાલસ બન્દાઓ માંહેનો હતો.

૨૫. અને તેઓ બન્ને દરવાજા તરફ દોડયા, અને તેણીએ તેનું પહેરણ પાછળથી ફાડી નાખ્યું અને દરવાજા પાસે તેઓ બન્નેએ તેણીના પતિને ઉભેલો દીઠો. તેણીએ કહ્યું કે જે તારી પત્ની સાથે બદી (કરવા)નો નિશ્ચય કરે તેની શિક્ષા તેને કેદમાં નાખવામાં આવે અથવા તેને દુ:ખદાયક અઝાબ આપવામાં આવે એ સિવાય (બીજી) શી (હોઈ શકે) છે?

૨૬. (યુસુફે) કહ્યું કે આ સ્ત્રીએ પંડેજ મને લોભાવવાની કોશીશ કરી હતી. અને તેણીના કુટુંબમાંથી એક સાક્ષિ આપનાર (બાળક) એ સાક્ષિ આપી કે અગર તે (યુસુફ)નું પહેરણ સામેથી ફાટેલું હોય તો તેણી સાચું બોલી છે અને તે જુઠાઓ માંહેનો છે:

૨૭. અને અગર તેનું પહેરણ પછવાડેથી ફાટેલું હોય તો તેણી જુઠું બોલી છે અને તે સાચાઓ માંહેનો છે.

૨૮. પછી જ્યારે (તેણીના ધણીએ) તેનું પહેરણ પાછળથી ફાટેલું જોયું ત્યારે કહ્યું કે બેશક આ તો તમો સ્ત્રીઓનું ચારિત્ર્ય છે; બેશક (હે સ્ત્રીઓ!) તમારૂં ચારિત્ર્ય ઘણું મોટું છે.

૨૯. હે યુસુફ! તું હવે આથી દરગુજર કર; અને (હે ઝુલૈખા!) તું તારા અપરાધની માફી માગ, નિસંશય અપરાધીઓ માંહેની તુંજ છે.

૩૦. અને શહેરની સ્ત્રીઓએ કહેવાનું શરૂ કર્યું કે મિસરના અઝીઝની બેગમ પોતાના ગુલામને પોતાની તરફ રજુ થવા માટે લોભાવે છે, તેણીના હૃદયમાં તેનો પ્રેમ બેશી ગયો છે; બેશક અમે તો તેણીને ખુલ્લી ગુમરાહીમાં જોઇએ છીએ.

૩૧. પછી જ્યારે તે (ઝુલૈખા)એ તેમના મેણાં ટોણાં સાંભળ્યા ત્યારે તેમને બોલાવી મંગાવી અને તેમના માટે એક મિજલસ તૈયાર કરી, અને તેઓ માંહેની દરેકને અકેકી છરી (અકેકા લીંબુ સાથે) આપી દીધી, અને તે (યુસુફને)ને કહ્યું કે તું તેમની સામે નીકળી આવ. પછી જે વખતે સ્ત્રીઓએ તેને જોયો તો તે તેમને અસાધારણ સૌંદર્યવાન દેખાયો, (અને આવેશમાં આવી જઇ) તેમણે (લીંબુના બદલે) પોત પોતાના હાથ કાપી નાખ્યા, અને બોલી ઉઠી કે હાશાલિલ્લાહ! (અલ્લાહ ખામી રહીત છે) આ મનુષ્ય નથી; (કિંતુ) એ તો એક ખાસ્સો ફરિશ્તો છે.

૩૨. તેણીએ કહ્યું કે આ એજ છે કે જેના સંબંધમાં તમે મને બદનામ કરતા હતા; મેં પંડેજ તેને ફોસલાવવા કોશીશ કરી હતી પણ તેણે પોતાને (અનીતીથી) બચાવી લીધો; અને જે આજ્ઞા હું તેને કરૂં છું તે(નું પાલન) અગર તે નહિ કરે તો તેને ખચીતજ કેદ કરવામાં આવશે અને ખચીતજ તે ઝલીલો માંહેનો થઈ જશે.

૩૩. (યુસુફે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! જે (કૃત્ય) તરફ આ સ્ત્રીઓ મને બોલાવે છે તે કરતાં તો કેદખાનું મને વધુ પ્રિય છે; અને જો તેમનું ચારિત્ર્ય તું મારાથી દૂર નહિ રાખે તો હું તેમની તરફ વળી જઇશ અને (પછી) મારી ગણતરી પણ જાહીલોમાં થઈ જશે.

૩૪. આથી અલ્લાહે યુસુફની દુઆ કબુલ કરી અને તે સ્ત્રીઓનું ચારિત્ર્ય તેનાથી દૂર કરી દીધું; બેશક તે મોટો સાંભળનાર (અને)

જાણનાર છે.

૩૫. પછી તે નિશાનીઓ જોઈ લીધા બાદ પણ તેમને યુસુફને થોડા વખત માટે કેદ કરવાનું યોગ્ય લાગ્યું.

અ ૩૬. અને કેદખાનામાં તેની સાથે સાથે બીજા બે યુવાન (કેદીઓ પણ) દાખલ થયા; તેઓ માંહેના એક (જણે) કહ્યું કે નિસંશય મેં (સ્વપ્ન) જોયું છે કે હું દ્રાક્ષને નીચોવી શરાબ બનાવી રહ્યો છું. અને બીજાએ કહ્યું કે નિસંશય મેં જોયું છે કે હું મારા માથા પર રોટલીઓનો થાળ ઉચકેલો છું, તેમાંથી પક્ષીઓ ખાય છે; તેની તાબીર તું અમને દેખાડ; બેશક અમે તને સદાચારીઓ માંહેનો જોઇએ છીએ.

૩૭. (યુસુફે) કહ્યું કે (હવે પછી) જે ખાવાનું (તમને) આપવામાં આવનાર છે તે આવવા પહેલાં હું તમને તેની તાબીર જણાવી દઇશ; તે એ કારણે કે મને મારા પરવરદિગારે (તે વિષેનું) જ્ઞાન અર્પણ કર્યું છે; બેશક મેં તે લોકોને ધર્મ ત્યાગી દીધો છે કે જેઓ અલ્લાહ પર ઈમાન રાખતા નથી અને કયામતનો પણ તેઓ ઈન્કાર કરનારા છે.

૩૮. અને મેં મારા બાપદાદા ઈબ્રાહીમ તથા ઈસ્હાક તથા યાકુબના મઝહબનું અનુકરણ કર્યું છે; અમારૂં એ કાર્ય નથી કે કોઈ વસ્તુને અલ્લાહની શરીક બનાવીએ; આ અમારા પર તથા સર્વે માણસો પર અલ્લાહની કૃપાને લીધેજ છે પરંતુ ઘણાખરા લોકો આભાર માનતા નથી.

૩૯. હે મારા કેદખાનાના બન્ને સાથીઓ! શું જુદા જુદા પરવરદિગાર સારા છે કે એકજ પરવરદિગાર જે સઘળાઓ પર પ્રબળ હોય?

૪૦. તેના સિવાય તમે જેને જેને પૂજો છો તેઓ માત્ર નામોજ છે, જે (નામો) તમોએ તથા તમારા બાપ દાદાઓએ રાખી લીધા છે, જેમના વિષે અલ્લાહે કાંઈ પ્રમાણ પત્ર ઉતાર્યું નથી; મુળ આજ્ઞા અલ્લાહનીજ છે; તેણે હુકમ આપ્યો છે કે તમે તેના સિવાય કોઇની ઈબાદત કરો નહિ; સાચો ધર્મ એજ છે પરંતુ ખણાખરા લોકો જાણતા નથી.

૪૧. હે મારા કેદખાનાના બન્ને સાથીઓ! તમારામાંનો એક તો પોતાના માલિકને શરાબ પીવડાવશે; રહ્યો બીજો તો તેને ફાંસીએ લટકાવવામાં આવશે, પછી તેનું માંથું (ભેજું) પક્ષીઓ (ચાંચો મારી

મારીને) ખાશે; તે મામલો કે જેના વિષે તમે બન્ને (સ્વપ્નફળ) પૂછતા હતા તે અલ્લાહ તરફથી નક્કી થઈ ચૂકયો છે.

૪૨. અને (સાથેજ) તે બન્નેમાંથી જેના છુટી જવાની તે (યુસુફ)ને ખાત્રી હતી તેને તેણે કહ્યું કે તારા માલિકને મારી યાદ દેવરાવજે;[1] પણ શેતાને તે (સાથી)ને પોતાના માલિકને (યુસુફની હકીકત કહેવાનું) ભુલાવી દીધું, જેથી તે (યુસુફ) કેટલાએક વર્ષો સુધી બંદીખાનામાં પડયો રહયો.

૪૩. અને (મિસરના) બાદશાહે કહ્યું કે નિસંશય મેં (સ્વપ્નામાં) સાત મોટી તાજી ગાયો દીઠી જેમને સાત દુબળી પાતળી ગાયો ખાઈ જાય છે; અને સાત લીલાંછમ કણુસલાં દીઠા અને બીજા (સાત) સુકાં (જે તેમને વીંટળાઈ વળ્યાં છે); હે દરબારના સરદારો! અગર તમે સ્વપ્નફળ આપી શકતા હો તો મારા આ સ્વપ્નાનું સ્વપ્નફળ આપો. ૬

૪૪. તેમણે જવાબ આપ્યો કે આ તો ગુંચવણ ભરેલા સ્વપ્ના છે, અને અમે (ગુંચવણ ભરેલા) સ્વપ્નાની તાબીર જાણતા નથી.

૪૫. અને તે કે જે તે બન્નેમાંથી છુટીને આવ્યો હતો, અને લાંબા કાળ પછી તેણે (યુસુફને) સંભારતા કહ્યું કે હું તમને આ (સ્વપ્ના)ની તાબીર જણાવીશ, માટે મને (કેદખાનામાં) જવા દો. (રજા મળતાં તે કેદખાનામાં ગયો અને યુસુફને અરજ કરી કે):

૪૬. હે યુસુફ! હે સૌ કરતા વધુ સાચા! અમને આ (સ્વપ્ના)નું સ્વપ્નફળ આપ કે સાત મોટી તાજી ગાયોને સાત દુબળી પાતળી ગાયો ખાઈ જાય છે, અને સાત લીલાંછમ કણુસલાંને સાત સુકાં કણુસલાં (વીંટળાઈ વળ્યાં છે), જેથી હું લોકો પાસે પાછો જાઉં કે કદાચને તેઓ પણ જાણી લેય (કે સ્વપ્નફળ કહેનારા આવા હોય છે).

૪૭. (યુસુફે) કહ્યું કે તમે સાત વર્ષ સુધી (સતત) ખેતી કરતા રહેશો, પછી જે (ખેતી)ની લણણી કરો તેને તેનાજ કણુસલાંમાં રહેવા દેજો, સિવાય કે જે થોડું તમારા ખાવાના કામમાં આવે.

---

૧. અહીં યુસુફે અલ્લાહને મૂકી બીજાની મદદ માગી તેથી તેને વધુ મુદત કેદમાં રહેવું પડયું.

૪૮. પછી તે બાદ સાત વર્ષ સખ્તાઈના (દુકાળના) આવશે એટલે તમોએ આ (વર્ષો) માટે જે કાંઈ પહેલાંથી સંગ્રહી રાખ્યું હશે તે તે ખાઈ જશે, સિવાય કે જે થોડું ઘણું તમોએ બી વગેરે માટે સાચવી રાખ્યું હશે.

૪૯. ત્યાર પછી એક એવું વર્ષ આવશે કે જેમાં ખૂબ વૃષ્ટિ થશે અને લોકો આબાદ બની જશે અને (વળી) જેમાં તેઓ (દ્રાક્ષો) નીચોવશે.

અ ૭ ૫૦. બાદશાહે (આ સ્વપ્નફળ સાંભળી) હુકમ કર્યો કે (યુસુફ)ને મારી પાસે લઈ આવો. પછી જ્યારે તે (શાહી) કાસદ તેની પાસે આવ્યો ત્યારે (યુસુફે) કહ્યું કે તું તારા માલિક પાસે પાછો જા અને તેને આ સવાલ કર કે તે સ્ત્રીઓ કે જેમણે પોત પોતાના હાથ કાપી નાખ્યા હતા તેમની શી વલે થઈ? બેશક મારો પરવરદિગાર તો તેમના ચારિત્ર્યથી સારી પેઠે વાકેફ છે.

૫૧. (આથી બાદશાહે તે સ્ત્રીઓને બોલાવી મંગાવી અને) પુછ્યું કે તમોએ યુસુફને ફોસલાવ્યો ત્યારે તમારી કેવી સ્થિતિ થઈ હતી? તેમણે કહ્યું કે હાશાલિલ્લાહ (અલ્લાહ ખામી રહીત છે), અમોએ તેનામાં કોઈ અનિતી દેખી ન હતી. (જેથી) મીસરના અઝીઝની બેગમે ખુલાસો કર્યો કે હવે તો સત્ય ઉઘડીજ ગયું છે; (ખરી વાત આ છે કે) મેંજ તેને ફોસલાવવા ચાહયો હતો, અને નિસંશય તે સાચું બોલનારાઓ માંહેનો છે.

૫૨. (આ વાત યુસુફે જ્યારે બંદીખાનામાં જાણી ત્યારે તેણે કાસદને કહ્યું કે) આ સાક્ષીઓ એ માટે કે તે (મીસરનો અઝીઝ) જાણી લેય કે મેં તેની પીઠ પાછળ તેના હકમાં કાંઈ વિશ્વાસઘાત કર્યો નથી અને આ કે અલ્લાહ વિશ્વાસઘાત કરનારાઓની ચાલબાજી ચાલવા દેતો નથી.

---

# ભાગ ૧૩ મો.

૫૩. અને મારૂં નફસ પણ (બદીથી) પાક (છે એમ) નથી કહેતો (કારણ કે હું પણ મનુષ્ય છું); બેશક દરેક નફસ બદી તરફ દોરવનાર હોય છે સિવાય કે (જેના પર) મારા પરવરદિગારે દયા કરી (માસુમ બનાવ્યો) હોય, બેશક મારો પરવરદિગાર મોટો ક્ષમાવાન (અને) દયાળુ છે.

૫૪. અને બાદશાહે આજ્ઞા કરી કે તેને મારી પાસે લઈ આવો, હું તેને (મુક્ત કરી) મારો ખાસ (સલાહકાર) બનાવી રાખીશ. સારાંશ કે જ્યારે તેણે તેની સાથે વાતચીત કરી ત્યારે તેણે કહ્યું કે આજના દિવસથી તું નિસંશય અમારે ત્યાં માનવંત અને વિશ્વાસુ થઈ ગયો.

૫૫. (યુસુફે) દરખાસ્ત કરી કે આ દેશના સઘળા ખજાનાઓ પર મને નિયુક્ત કરી દે, નિસંશય હું સારી સંભાળ કરનારો અને (હિસાબનો) સારી પેઠે જાણનારો છું.

૫૬. અને આવી રીતે અમોએ યુસુફને તે દેશમાં સ્થાઈ કર્યો, કે (જેથી) તેમાં જ્યાં (તેનું) મન ચાહે રહે; (ખચીતજ) અમે જેને ચાહીએ છીએ તેને અમારી દયા પહોંચાડી દઈએ છીએ અને સત્કાર્યો કરનારાઓનો બદલો નિષ્ફળ જવા દેતા નથી.

૫૭. અને ખચીતજ જે લોકો ઈમાન લાવ્યા છે તથા પરહેઝગારીથી વર્તે છે તેમના માટે આખેરતનો બદલો બેહતર છે.

૫૮. અને યુસુફના ભાઈઓ (પણ મિસરમાં) આવ્યા અને ખુદ રુ: ૮
તેની પાસે પહોંચ્યા, પછી યુસુફે તો તેમને પારખી લીધા પણ તેમણે તેને ઓળખ્યો નહિ.

૫૯. અને જ્યારે યુસુફે તેમનો (અનાજ વગેરે) સામાન (બંધાવી) ઠીક કરાવ્યો ત્યારે તેણે (પોતાના ભાઈઓને) કહ્યું કે તમારા સાવકા ભાઈ (બીનયામીન)ને પણ (હવે પછી) મારી પાસે લેતા આવજો, શું તમે (આ) નથી દેખતા કે હું કેવું પુરેપુરૂં માપ આપું છું વળી સર્વેથી ઉત્તમ પરોણા ચાકરી કરનારો પણ છું!

૬૦. પણ જો તમે તેને મારી પાસે નહિ લાવો તો તમારા માટે મારી પાસે (અનાજનું) કોઈ માપ હશે નહિ, અને મારી પાસે આવશો (પણ) નહિ.

૬૧. તેમણે કહ્યું કે અમે તેના સંબંધમાં તેના બાપને સમજાવી મનાવીશું અને નિસંશય અમે તેમજ કરીશું.

૬૨. અને (યુસુફે) પોતાના અનુચરો (ચાકરો)ને કહી દીધું કે તેમની મૂળ પુંજી પણ તેમના કોથળામાં મૂકી દો કે જેથી જ્યારે તેઓ પાછા ફરીને પોતાના કુટુંબીઓમાં જાય ત્યારે તેઓ તે (પોતાની પુંજી)ને ઓળખી કાઢે (અને) કદાચને (લોભાઇ જઇ) પાછા ફરીને આવે.

૬૩. પછી જ્યારે તેઓ તેમના બાપ પાસે પાછા આવ્યા ત્યારે કહેવા લાગ્યા કે હે અમારા પિતા! (હવે પછી) અમને (અમારાં અનાજનાં માપ) આપવાની ના પાડવામાં આવી છે, માટે અમારા ભાઈ (બીનયામીન)ને અમારી સાથે મોકલ કે જેથી અમને (અમારાં) માપ મળે, અને નિસંશય અમે તેનાં રક્ષક રહીશુંજ.

૬૪. (યાકુબે) ફરમાવ્યું કે શું હું તેના સંબંધમાં પણ તમારો એવોજ વિશ્વાસ કરૂં કે જેવો આ પહેલાં તેના ભાઈ (યુસુફ) સંબંધી કર્યો હતો? પણ સૌથી સારો રક્ષક તો અલ્લાહુજ છે, અને એજ ઉત્તમ રહેમ કરનારો છે.

૬૫. અને જ્યારે તેમણે પોતાનો સામાન ઉઘાડયો ત્યારે તેમણે પોતાની પુંજી તેમને પાછી ફેરવેલી દીઠી. કહેવા લાગ્યા કે હે અમારા બાપ! અમને બીજું શું જોઇએ—આ અમારી પુંજી પણ અમને પાછી ફેરવવામાં આવી છે, અને અમે (તેના બદલામાં) અમારા કુટુંબ માટે (બીજું) અનાજ લઈ આવીશું અને અમારા ભાઈ (બીનયામીન)નું રક્ષણ કરીશું, અને (જો તું તેને અમારી સાથે મોકલશે તો તેના ભાગનો) એક ઉંટનો બોજો વધારે લાવીશું; આ (અનાજનું માપ કે જે અમે લાવ્યા છીએ તે) ઘણું થોડું છે.

૬૬. (યાકુબે) કહ્યું કે હું તેને તમારી સાથે હરગીઝ નહિ મોકલું

જ્યાં સુધી તમે અલ્લાહના સોગંદ ખાઈ મને પાકું વચન નહિ આપો કે તેને ખચીતજ મારી પાસે પાછો લઈ આવશો, સિવાય એવી સ્થિતિમાં કે તમે સર્વે ઘેરાવામાં આવી જાઓ.[1] પછી જ્યારે તેઓએ તે (યાકુબ)ને પોતાનું પાકું વચન આપ્યું ત્યારે (યાકુબે) કહ્યું કે જે કાંઈ આપણે કહીએ છીએ તેનો અલ્લાહ સાક્ષી છે.

૬૭. અને કહ્યું કે હે મારા પુત્રો! (તે શહેરમાં) એકજ દરવાજાથી દાખલ ન થતાં જુદા જુદા દરવાજાઓથી દાખલ થજો; હું તમને અલ્લાહ(ના ઇરાદા)થી તો બચાવી શકતો નથી; હુકમ માત્ર અલ્લાહનોજ ચાલે છે; તેના ઉપરજ મારો ભરોસો છે, અને સર્વે ભરોસો કરનારાઓએ તેના ઉપરજ ભરોસો કરવો જોઇએ.

૬૮. અને જ્યારે તેઓ (શહેરમાં) તેમના બાપે કરેલા હુકમ મુજબ દાખલ થયા ત્યારે આ (સુચના) અલ્લાહ આગળ તેમને કાંઈ કામમાં આવી નહિ, પરંતુ આ (માત્ર) યાકુબના અંતઃકરણની એક ઇચ્છા હતી કે જે તેણે પુર્ણ કરી; અને બેશક તે જ્ઞાન ધરાવનારો હતો કેમકે અમોએ તેને જ્ઞાન આપ્યું હતું, તથાપિ ઘણાખરા લોકો (એ ભેદ) જાણતા નથી.

૬૯. અને જ્યારે તેઓ યુસુફ પાસે પોહોંચ્યા ત્યારે તેણે પોતાના રૂકુ
(સગા) ભાઈ (બીનયામીન)ને પોતાની પડખે સ્થાન આપ્યું, અને ૬
(ધીમેથી) કહી દીધું કે નિસંશય હું તારો (સગો) ભાઈ (યુસુફ) છું, જેથી તેઓ જે (ખરાબ વર્તન) ચલાવતા આવ્યા છે તેનો હવે તું અફસોસ કર નહિ.

૭૦. પછી જ્યારે તેણે તેમનો સામાન તૈયાર કરાવ્યો ત્યારે (પોતાનું) પાણી પીવાનું વાસણ પોતાના (સગા) ભાઈના કોથળામાં મુકાવી દીધું. પછી (જ્યારે સઘળા ભાઇઓ સ્વદેશ જવાને રવાના થવા લાગ્યા ત્યારે) એક પોકારનારાએ પોકાર કર્યો કે હે કાફલાવાળાઓ! નિસંશય તમે (લોકો) ચોર છો.

૭૧. તેમણે તેની તરફ ફરીને કહ્યું (ભલા!) તમારી કઈ વસ્તુ

૧. કોઇ મુસીબતમાં ફસી પડો.

ખોવાઈ ગઈ છે?

૭૨. તેમણે કહ્યું કે બાદશાહનો (પાણી) પીવાનો પ્યાલો અમને જડતો નથી, અને (તેથી) જે તેને (શોધી) લાવશે તેને એક ઉંટનો બોજો (ઇનામ) મળશે અને તેનો હું જામીન છું.

૭૩. તેમણે કહ્યું કે અલ્લાહની કસમ! તમે ખાત્રીથી જાણો છો કે અમે આ દેશમાં કોઈ અપકૃત્ય કરવાને નથી આવ્યા, અને (વળી) ન અમે ચોર છીએ.

૭૪. તેમણે કહ્યું કે અગર તમે જુઠા ઠરો તો તેની શી સજા થવી જોઇએ?

૭૫. તેમણે કહ્યું કે જેના સામાનમાંથી તે (પ્યાલો) મળી આવે તેની સજામાં તે શખસ પંડેજ તેનો બદલો (ગુલામ) બને; અમે તો અન્યાય (ચોરી) કરનારાઓને એવી રીતે સજા કરીએ છીએ.

૭૬. પછી તે (ઝડતી લેનારે) તેના સગા ભાઇના કોથળા તપાસવા પહેલાં તેના (ઓરમાન) ભાઇઓના કોથળા (તપાસવા) શરૂ કર્યા, (છેવટે) તે (યુસુફ)ના સગા ભાઈના કોથળામાંથી તે (વાસણ) કાઢયું. આવી રીતે અમોએ યુસુફના માટે (તેના ભાઇને રોકી લેવાની) યુક્તિ કરી; (કારણ કે) તે બાદશાહના કાનુન મુજબ પોતાના ભાઇને (સીધી રીતે) લઈ શકતો ન હતો પણ અલ્લાહની મરજી મુજબ તેણે તેમ કર્યું; અમે ચાહીએ છીએ તેના દરજ્જા વધારી દઇએ છીએ; અને દરેક જ્ઞાન ધરાવનાર કરતાં બીજો એક ચઢિયાતો જ્ઞાનિ હોય છે.

૭૭. તેમણે કહ્યું કે જો તેણે ચોરી કરી હોય તો (તેમાં કાંઈ આશ્ચર્ય નથી કેમકે) તેના (સગા) ભાઈ(યુસુફ)એ પણ અગાઉ ચોરી કરી હતી; પરંતુ યુસુફે તે (વેણ) પોતાના મનમાં રાખ્યું અને તે તેમના પર જાહેર કર્યું નહિ. (અને મનમાંજ) કહ્યું કે તમે ઘણીજ ખરાબ સ્થિતિના લોકો છો અને તમે જે હકીકત કહો છો તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૭૮. તેઓએ અરજ કરી કે હે અઝીઝ! નિસંશય તેનો બાપ ઘણોજ ઘરડો છે માટે તેના બદલામાં અમારામાંથી (કોઇ) એકને લઈ લે,

બેશક અમે તને પરોપકારીઓ માંહેનો દેખીએ છીએ.

૭૯. (યુસુફે) કહ્યું અલ્લાહ એ(વાત)થી બચાવે કે જેની પાસેથી અમોએ અમારો માલ મેળવ્યો હોય તેના સિવાય અમે કોઈ બીજાને લઈ લઇએ, એવી રીતે તો અમે પણ નિસંશય અન્યાયી ઠરીએ.

૮૦. પછી જ્યારે તેઓ તેના તરફથી નિરાશ થયા ત્યારે સલાહ ૧ કરવાને એકાંતમાં જઈ બેઠા. (જ્યાં) તેઓ માંહેના મોટા (ભાઇ)એ કહ્યું કે શું તમે નથી જાણતા કે તમારા બાપે તમારી પાસેથી અલ્લાહની જામીનગીરી લીધી છે? અને (વળી આ) પહેલાં પણ તમે યુસુફના સંબંધમાં કાંઈ જેવો તેવો કસુર કર્યો નથી; માટે હું તો આ દેશમાંથી (ત્યાં સુધી પાછો) નહિ જાઉં જ્યાં સુધી કે મારા પિતા મને રજા ન આપે અથવા મારા સંબંધમાં અલ્લાહ કાંઈ નિર્ણય ન કરે, અને તેજ ઉત્તમ નિર્ણય કરનારો છે.

૮૧. તમે સઘળા તમારા બાપની સેવામાં પાછા જાઓ અને (અરજ કરી) કહો કે હે અમારા પિતા! તારા બેટાએ બેશક ચોરી કરી, અને અમે જે કાંઈ જાણીએ છીએ તેટલા પુરતીજ સાક્ષી આપીએ છીએ, જોકે અદ્રષ્ય વાતની તો સંભાળ અમે રાખી શકયા ન હતા.

૮૨. તું તે વસ્તીવાળાઓને કે જેમાં અમે હતા પૂછી જો અને તે કાફલાવાળાઓને પણ પૂછી જો કે જેમાં અમે આવ્યા છીએ; અને નિસંશય અમે સાચાજ છીએ.

૮૩. (યાકુબે) ફરમાવ્યું (એમ તો નથીજ) પણ તમારા અંતઃકરણોએ તમને એક વાત ઉપજાવી કાઢવાને સ્હેલાઇથી સુઝવ્યું છે; પણ ધીરજ (ધરવી) ઉત્તમ છે; આશા છે કે અલ્લાહ તે સર્વેને મારી પાસે પહોંચાડી દેશે; નિસંશય તે સર્વજ્ઞ અને હીકમતવાળો છે.

૮૪. અને (પછી) તેમની તરફથી મોઢું ફેરવી લીધું અને બોલી ઉઠયો હાય યુસુફ! અને ગમના કારણે તેની બન્ને આંખો સફેદ પુણી જેવી થઈ ગઈ હતી, અને તે ગમને સહન કરનારો હતો.

૮૫. તેમણે કહ્યું અલ્લાહની કસમ! તું હંમેશા યુસુફની યાદમાંજ પડયો રહીશ, અહીં સુધી કે સખત માંદો થઈ જઇશ અથવા મરી જઇશ.

૮૬. તેણે કહ્યું, હું મારી પરેશાની અને દુ:ખની શિકાયત અલ્લાહુથીજ કરૂં છું અને અલ્લાહુ તરફથી તે કાંઈ જાણું છું કે જે તમે જાણુતા નથી.

૮૭. હે મારા પુત્રો! જાઓ અને યુસુફ તથા તેના ભાઇની શોધ કરો અને અલ્લાહુની રહેમતથી નિરાશ ન થાઓ; બેશક અલ્લાહુની રહેમતથી નાસ્તિકો સિવાય કોઈ નિરાશ થતું નથી.

૮૮. પછી જ્યારે તેઓ સર્વે તે (યુસુફ)ની પાસે આવ્યા ત્યારે કહેવા લાગ્યા કે હે અઝીઝ! અમને તથા અમારા કુટુંબને (દુકાળના કારણે) સખત આઘાત પહોંચ્યો છે, અને જે પુંજી અમે લાવ્યા છીએ તે નજીવી છે તો પણ દાન સમજીને અમને પુરે પુરૂં માપ આપ; નિસંશય અલ્લાહ દાન કરનારાઓને નેક બદલો આપે છે.

૮૯. તેણે કહ્યું, શું તમે જાણો પણ છો કે તમોએ યુસુફ અને તેના ભાઈ સાથે કેવી (ખરાબ) વર્તણુંક ચલાવી હતી જ્યારે કે તમે અજ્ઞાનતામાં હતા?

૯૦. (આ સાંભળી તેઓ સઘળા ચોંકી પડયા અને પછી) બોલ્યા શું ખરેખર તુંજ યુસુફ છે? કહ્યું, હા, હુંજ યુસુફ છું, અને આ મારો ભાઈ છે; ખરેજ અમારા પર અલ્લાહે (મોટો) ઉપકાર કર્યો છે; બેશક જે કોઈ પરહેઝગાર છે તથા ધીરજ ધરે છે તો નિસંશય અલ્લાહ નેક કાર્યો કરનારાઓનો બદલો એળે જવા દેતો નથી.

૯૧. કહેવા લાગ્યા અલ્લાહની કસમ! અલ્લાહે તને અમારા પર ખચીતજ બુઝુર્ગી અર્પણ કરી છે અને અમે ખરેજ અપરાધી હતા.

૯૨. (યુસુફે) કહ્યું હવે તમારા પર કોઇ દોષ નથી; (મેં તમારા ગુન્હાઓ માફ કરી દીધા છે) અલ્લાહ (પણ) તમને માફ કરે, અને તે ઉત્તમ રહેમ કરનારો છે.

૯૩. લ્યો મારૂં આ પહેરણ લઈ જાઓ અને તે મારા બાપના મોઢા પર નાખી દેજો જેથી તે દેખતો થઈ જશે, અને (પછી) તમારા સઘળા કુટુંબને મારી પાસે લઈ આવજો.

અ ૧ ૯૪. અને જે વેળા આ કાફલો (મિસરથી) રવાના થયો ત્યારે તેમના બાપે (લોકોને) કહ્યું કે જો તમે મને ઘરડા (મૂર્ખ)માં ગણી

ન કાઢો તો (જાણી લો કે) નિસંશય મને યુસુફની સુગંધ આવે છે.

૯૫. તેઓ કહેવા લાગ્યા અલ્લાહની કસમ! બેશક તું તો તારી પુરાણી ગુમરાહીમાં છે.

૯૬. પછી જ્યારે ખુશખબર લાવનાર આવ્યો અને તેણે તે (પહેરણ) તેના મોઢાપર નાખ્યું તો તરતજ તે દેખતો થઈ ગયો; (અને) કહેવા લાગ્યો કે હું કહેતો ન હતો કે નિસંશય હું અલ્લાહના તરફથી તે કાંઈ જાણું છું કે જે તમે નથી જાણતા.

૯૭. (પુત્રો) કહેવા લાગ્યા કે હે અમારા પિતા! અમારા અપરાધોની ક્ષમા માગ નિસંશય અમે અપરાધી હતા.

૯૮. તેણે કહ્યું હું મારા પરવરદિગાર પાસે તમારા (ગુન્હાઓની) ક્ષમા માગીશ; બેશક તે મોટો માફ કરનાર (અને) દયાવાન છે.

૯૯. પછી જ્યારે સઘળા યુસુફ પાસે પહોંચ્યા ત્યારે તેણે પોતાનાં માબાપને પોતાની પાસે સ્થાન આપ્યું અને કહ્યું, મિસરમાં દાખલ થાઓ અલ્લાહ ચાહશે તો તમે સહીસલામત (સુખ ચેનમાં) રહેશો.

૧૦૦. અને પોતાના માતપિતાને તખત ઉપર ઉચકી બેસાડયા અને તેઓએ તેને સિજદો કર્યો; અને (યુસુફે) કહ્યું કે હે મારા બાપ! આ મારા આગલા સ્વપ્નાની તાબીર છે; મારા પરવરદિગારે ખરેજ તે સાચું કરી દેખાડયું છે; અને તેણે મારી સાથે ખચીતજ (મોટો) ઉપકાર કર્યો જ્યારે કે તેણે મને કેદખાનામાંથી છોડાવ્યો અને એ પછી કે શેતાને મારી અને મારા ભાઇઓની વચ્ચે અંટસ નાખી દીધો હતો ત્યારે તમો સર્વેને જંગલમાંથી લાવી (મને) મેળવ્યા, બેશક મારો પરવરદિગાર ચાહે છે તેના માટે અતિ પ્રેમાળ હોય છે; નિસંશય તે સર્વજ્ઞ (અને) હીકમતવાળો છે.

૧૦૧. હે મારા પરવરદિગાર! તેં મને (તારી) હકુમતમાંથી ભાગ આપ્યો અને મને સ્વપ્નફળનું કેટલુંક જ્ઞાન શીખવ્યું; હે આકાશો તથા જમીનના સર્જનહાર! તુંજ દુનિયા અને આખેરતમાં મારો વાલી છે; મારો અંત ફરમાબરદારીની સ્થિતિમાં લાવજે અને મને સદાચારી બન્દાઓમાં ભેળવી લેજે.

૧૦૨. (હે રસુલ!) ગેબની ખબરોમાંથી આ પણ એક (ખબર) છે જે અમે તને વહી દ્વારા જણાવીએ છીએ, અને જે વખતે તેઓ (યુસુફના ભાઈઓ) પોતાના મામલામાં એકમત થઈ ગયા હતા અને ચાલબાજી ચાલતા હતા ત્યારે તું તેમની પાસે ન હતો.

૧૦૩. અને તું ગમે તેટલું ચાહે તો પણ ઘણાખરા લોકો (આ વર્ણનને) માનનારા નથી.

૧૦૪. અને તું રિસાલતના પ્રચાર કાજે કાંઈ બદલો માગતો નથી; આ (કુરઆન) તો સર્વ સૃષ્ટિજનો માટે એક નસીહત માત્ર છે.

૧૦૫. અને આકાશો તથા પૃથ્વીમાં ઘણીયે નિશાનીઓ છે કે જેની પાસેથી તેઓ (રાત દિવસ) પસાર થતા રહે છે, અને (છતાં) તેનાથી બેદરકાર રહે છે.

૧૦૬. અને તેઓમાંથી ઘણાખરા અલ્લાહની સાથે બીજાઓને શરીક કર્યા વિના તેને માનતા નથી.

૧૦૭. તો શું તેઓ આ (વાત)થી નિર્ભય થઈ ગયા છે કે તેમના ઉપર અલ્લાહની શિક્ષાની એકાદ આપત્તિ આવી પડે અથવા કયામત તેમને એકાએક આવી પકડે અને તેમને જાણ વટીક થવા ન પામે?

૧૦૮. તું કહે કે આ મારો માર્ગ છે, હું અલ્લાહની તરફ બોલાવું છું, હું તથા તેઓ કે જેમણે મારી તાબેદારી કરી છે (મજબુત) ખુલ્લી દલીલ પર છીએ; અને અલ્લાહ પાક છે, અને હું મુશ્રીકો માંહેનો નથી.

૧૦૯. અને (હે રસુલ!) અમોએ તારી પહેલાં રસુલો નથી મોકલ્યા પણ એજ શહેરના રહેવાશીઓમાંથી માણસોને (રસુલ બનાવી) મોકલ્યા હતા કે જેમની તરફ અમે વહી કર્યા કરતા હતા; શું તેમણે આ ભુમી પર હરીફરીને જોયું નથી કે તેમની આગમચવાળાઓનું કેવું પરિણામ આવ્યું હતું? અને આખેરતનું ઘર તો તે લોકો માટેજ સારૂં છે કે જેઓ ડરતા રહે છે; શું તમે એટલુંય સમજતા નથી?

૧૧૦. (આગલા લોકો પણ રસુલોને જુઠલાવતા હતા) અહીં સુધી કે જ્યારે રસુલો હતાશ થઈ ગયા અને તે (ઉમ્મતી)ઓ એવું ગુમાન

કરવા લાગ્યા કે ખરેજ તેઓને જુઠું કહેવામાં આવ્યું છે કે તેજ વખતે અમારી સ્હાય તેમની પાસે આવી પહોંચી, પછી અમોએ જેને ચાહ્યો તેને મુક્તિ મળી ગઈ; અને ગુન્હેગાર લોકો ઉપરથી અમારો અઝાબ ટળતો નથી.

૧૧૧. બેશક તે (રસુલો તથા તેમની ઉમ્મતો)ના કિસ્સાઓમાં બુદ્ધિશાળીઓ માટે બોધપાઠ છે; આ (કુરઆન) કાંઈ એવી કથા નથી કે (જે) ઉપજાવી કાઢી શકાય, બલ્કે આ (કુરઆન) પોતાની આગમચની (કિતાબો)ની સત્યતા સાબીત કરનાર છે, અને (એમાં) ઈમાન લાવનારા લોકો માટે દરેક વાતનો સંપૂર્ણ ખુલાસો તથા હિદાયત (સદ્બોધ) તથા રહેમત (દયા) છે.

---

## પ્રકરણ ૧૩ મું.

## સુરતુર્ રઅદ.

## ગર્જના.

મક્કામાં ઉતરેલી જેની ૪૩ આયતો અને ૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ્ લામ મીમ રા; આ (અલ્લાહની) કિતાબની આયતો છે; અને તારા પરવરદિગાર તરફથી તારા ઉપર જે ઉતારવામાં આવ્યું છે તે સત્ય છે, પણ ઘણાખરા લોકો માનતા નથી.

૨. અલ્લાહ એજ છે જેણે આકાશોને તમે જુઓ છો તેમ થાંભલાઓ વગર ઉંચે ઉભા કર્યા છે, પછી તે અર્શ (સિંહાસન) પર બીરાજમાન થયો (અર્થાત આકાશોમાં પોતાની સત્તા કાયમ કરી), અને

સુર્ય તથા ચંદ્રને (તમારે) કામે લગાડી દીધા; જે દરેક પોત પોતાની ઠરાવેલી મુદ્દત પર્યંત (સતત) ચાલ્યા કરશે; (વળી) સર્વે કાર્યોની વ્યવસ્થા તે કરે છે (અને) નિશાનીઓ સ્પષ્ટ કરીને વર્ણવે છે કે કદાચને તમને તમારા પરવરદિગારની મુલાકાતની સંપૂર્ણ ખાત્રી થાય.

૩. અને તે (અલ્લાહ) એજ છે જેણે પૃથ્વીને પાથરી છે અને તેમાં ભારે ભારે પહાડ કાયમ કર્યા છે અને (મોટી મોટી) નદીઓ વહાવી છે; અને સઘળા ફળોમાંથી બબ્બે જાતો ઉત્પન્ન કરી દીધી છે; તે દિવસને રાત્રીથી ઢાંકી દે છે; નિસંશય તેમાં ચિંતવન કરનારા લોકો માટે નિશાનીઓ મોજુદ છે.

૪. અને પૃથ્વીમાં જુદી જુદી જાતનાં (જમીનના) કટકા એક બીજાની પાસે પાસે (જોડાએલા) છે, તથા દ્રાક્ષની વાડીઓ તથા અનાજના ખેતરો તથા ખજુરના વૃક્ષો—કે (જે માંહેના) કેટલાકોનાં મૂળ એકજ હોય છે અને કેટલાકોના જુદા જુદા—તે સર્વે એકજ પાણીથી પોષાય છે, અને ફળોના સ્વાદમાં અમે એકને બીજા ઉપર શ્રેષ્ઠતા આપીએ છીએ; બેશક તેમાં બુદ્ધિથી કામ લેનારાઓ માટે નિશાનીઓ મોજુદ છે.

૫. અને (હે રસુલ!) અગર તને (આ વાતોથી) અજાયબી થતી હોય તો ખરેજ તે (લોકો)નું આ કહેવું અજાયબી ભર્યુંજ છે કે શું જ્યારે અમે (મૃત્યુ બાદ) માટી થઈ જઇશું તો (પછી) અમે નવે નામથી પેદા થઇશું? તેઓ એ લોકો છે કે જેઓ પોતાના પરવરદિગારનો ઈન્કાર કરે છે, અને તેઓજ છે કે જેમની ગર્દનોમાં ઝંજીરો (પડેલી) હશે, અને તેઓજ જહન્નમવાસીઓ છે, જેમાં તેઓ હંમેશ માટે રહેશે.

૬. અને (હે રસુલ!) આ (લોકો) ભલાઈ પહેલાં તારાથી બુરાઈ (અઝાબ) માટેની ઉતાવળ કરે છે, જોકે તેમની પહેલાં (ઘણાય ધડારૂપ અઝાબના) દાખલા બની ગયા છે; અને બેશક તારો પરવરદિગાર સઘળા માણુસો માટે તેમની નાફરમાનીઓ છતાં મોટો ક્ષમાવાન છે, અને (વળી) નિસંશય તારો પરવરદિગાર અઝાબ આપવામાં પણ સખત છે.

૭. અને જે લોકો ઇમાન નથી લાવ્યા તેઓ કહે છે કે તે (રસુલ)ના ઉપર તેના પરવરદિગાર તરફથી (અમારી ઇચ્છા મુજબની) કોઈ

નિશાની કેમ ઉતારવામાં નથી આવી? (હે રસુલ!) સિવાય તેના નથી કે તું તો (કેવળ એક) ડરાવનારો છે અને દરેક કોમ માટે એક હિદાયત કરનારો હોય છે.

૮. અલ્લાહુ જાણે છે કે દરેક માદાના ગર્ભમાં શું હોય છે તથા ગર્ભાશયનું ઘટવું કે વધવું (પણ જાણે છે); અને તેની પાસે દરેક વસ્તુનો અંદાજ નક્કી કરેલો છે.

૯. તે છુપા તથા જાહેરનો જાણનાર છે, (તે) મોટો (અને) ઉચ્ચ દરજ્જાવાળો છે.

૧૦. તમારામાંથી જે અત્યંત ધીમેથી વાત કહે અને જે મોટેથી વાત કહે તે બન્ને (અલ્લાહુ પાસે) સમાન છે, તેમજ તે કે જે રાત્રે છુપેલો હોય અને (તે કે જે) દિવસમાં હરફર કરનારો હોય (તે પણ બન્ને સરખાં છે).

૧૧. દરેક (માણુસ) માટે પહેરેગીર (ફરિશ્તા નીમેલા) છે જેઓ અલ્લાહુની આજ્ઞાથી તેની આગળ પાછળ રહી તેનું રક્ષણ કરે છે. બેશક અલ્લાહુ કોઈ કોમની સ્થિતિ નથી બદલતો જ્યાં સુધી કે તેઓ પંડે પોતાની સ્થિતિ બદલે નહિ; અને અલ્લાહુ જ્યારે કોઈ કોમના હકમાં બુરાઈ ઇચ્છે છે તો તે હરગીઝ ટળી શકતી નથી, અને તેના સિવાય તેમનો કોઈ વાલી (મુરબ્બી) નથી.

૧૨. તે એજ છે જે તમને બીવરાવવા માટે તથા (વરસાદની) આશા–ઉત્પન્ન કરવા માટે વીજળીના ચમકારા દેખાડે છે અને પાણીથી ભરપુર વાદળાં ઉત્પન્ન કરે છે.

૧૩. અને (વાદળાંઓની) ગર્જના તેનો મહિમા ગાય છે અને તે(અલ્લાહુ)ના ભયથી સર્વે ફરિશ્તાઓ પણ; અને તે વીજળીના કડાકા મોકલે છે પછી જેના ઉપર તે ચાહે છે તેના પર તે (વીજળી) પાડે છે; છતાં તે લોકો અલ્લાહુના સંબંધમાં ઝગડતાજ રહે છે, અને તે સખત દાવપેચવાળો છે.

૧૪. (દરેક વખતે) તેનેજ પોકારવો યોગ્ય છે; અને જેઓ તેના સિવાય બીજાઓને પોકારે છે તેઓ તેમને કાંઇજ જવાબ આપતા નથી

પણ તેના જેવો કે જેણે પોતાના બન્ને હાથ (એવા હેતુથી) પાણી તરફ પસાર્યા હોય કે તે (પાણી) પોતમેળે તેના મોઢામાં આવી જાય, પણ (એવી રીતે) તે કદી પણ તે(ના મોઢા)માં આવતું નથી; અને નાસ્તિકોની દુઆ તદ્દન એળે જાય છે.

૧૫. અને જેઓ આકાશો તથા જમીનમાં છે તેઓ ખુશીથી યા નાખુશીથી અલ્લાહને સિજદો કરે છે અને એવીજ રીતે સવાર સાંજના તેમના પડછાયા પણ.

૧૬. (હે રસુલ!) તું પૂછ કે આકાશો તથા પૃથ્વીનો પરવરદિગાર કોણ છે? તું કહે કે અલ્લાહજ છે; (પછી) તું કહે કે શું તેને છોડી તમોએ એવાઓને તમારા મુરબ્બી બનાવ્યા છે કે જેઓ પોતાના માટે પણ નફા કે નુકસાનનો અધીકાર ધરાવતા નથી? તું કહે કે શું આંધળો અને આંખોવાળો બરાબર હોય છે? અથવા અંધકાર અને પ્રકાશ સમાન હોય છે? અથવા શું તેઓએ એવાઓને અલ્લાહના શરીક બનાવ્યા છે કે જેઓએ તે(અલ્લાહ)ના જેવી સૃષ્ટિ સર્જી હોય કે જેથી હવે તેમને સૃષ્ટિ વિશે એ ભ્રમ થઈ ગયો હોય તે કોણે સર્જી હશે? તું કહે કે અલ્લાહજ દરેક વસ્તુનો ઉત્પન્ન કરનારો છે, અને તે એક છે (અને) તે મહા પ્રબળ છે.

૧૭. તે આકાશ પરથી પાણી ઉતારે છે, પછી પોત પોતાની ગુંજાસ પ્રમાણે (નદી) નાળા વહી નીકળે છે, પછી તે (પાણીનું વહેતું પૂર) પોતાના પર ફીણ લઈ આવે છે; અને એજ પ્રમાણે દાગીના અથવા (બીજી) વસ્તુ બનાવવા માટે તેઓ જે (ધાતુ) આગમાં તપાવે છે તેમાંથી પણ તેના જેવુંજ ફીણ નીકળે છે; આવી રીતે અલ્લાહ સત્ય અને અસત્યના દાખલા આપે છે; પછી જે ફીણ હોય છે તે નકામું જાય છે, અને તે કે જે લોકોને લાભ પહોંચાડે છે તે જમીનમાં રહી જાય છે;[1] એવી રીતે અલ્લાહ દાખલા આપે છે.

૧૮. તે લોકો માટે કે જેમણે પોતાના પરવરદિગારનો હુકમ માન્યો સારો બદલો છે; અને જેમણે તેના હુકમની અવગણના કરી તો

૧. અર્થાત સત્ય હંમેશા ટકી રહે છે અને અસત્ય નાશ પામે છે.

અગર તેની પાસે તે સઘળું કાંઈ હોય કે જે પૃથ્વીમાં છે અને એટલુંજ બીજું પણ હોય તો જરૂર તે સઘળું (પોતાના છુટકારા માટે) બદલામાં આપી દેશે. એજ (લોકો) છે કે જેમનો હિસાબ (ઘણીજ) ખરાબ રીતે લેવામાં આવશે, અને (છેવટે) તેમનું ઠેકાણું જહન્નમ છે, અને તે ઘણુંજ ખરાબ વિશ્રાંતી સ્થાન છે.

૧૯. (હે રસુલ!) શું તે શખસ કે જે આ જાણે છે કે તારા રૂ
પરવરદિગાર તરફથી જે કાંઈ તારી તરફ ઉતારવામાં આવ્યું છે તે સત્ય છે, તે તેના જેવો (હોઈ શકે) છે કે જે (અંતઃકરણોનો!) આંધળો હોય! (આ બોધ) તો માત્ર બુદ્ધિશાળીઓજ ગ્રહણ કરે છે.

૨૦. (આ બુદ્ધિશાળી લોકો તે છે કે) જેઓ અલ્લાહનો વાયદો પુરો કરે છે અને પોતાના કરાર તોડી નાખતા નથી:

૨૧. અને જેનો સંબંધ જોડવાની અલ્લાહે આજ્ઞા આપી છે તે જોડતા રહે છે અને પોતાના પરવરદિગારનો ભય રાખે છે અને ખરાબ રીતે તેમનો હીસાબ લેવામાં આવે એ વાતથી ડરે છે:

૨૨. અને જે લોકોએ પોતાના પરવરદિગારની ખુશી પ્રાપ્ત કરવા માટે ધીરજ ધરી તથા નમાઝ કાયમ રાખી અને જે કાંઈ અમોએ તેમને આપ્યું હતું તેમાંથી છુપી અને જાહેર રીતે ખરચ કર્યું અને બુરાઈનો બદલો ભલાઈથી આપતા રહ્યા તેમનાજ માટે આખેરતના ઘરનું (સારૂં) પરિણામ છે:

૨૩. (યાને) હંમેશ કાયમ રહેનાર બગીચા છે, જેમાં તેઓ દાખલ થશે અને (તેમની સાથે) તેમના બાપદાદાઓમાંથી તથા તેમની સ્ત્રીઓમાંથી તથા તેમની ઓલાદમાંથી જેણે જેણે નેક કરણી કરી હશે તેઓ પણ (તેમાં દાખલ થશે); અને ફરિશ્તા દરેક દ્વારથી તેમની પાસે આવજાવ કરશે:

૨૪. (અને કહેશે કે) તમારા પર સલામ હોજો કારણ કે તમોએ ધીરજ ધરી હતી; માટે આખેરતના ઘરનું કેવું સારૂં પરિણામ આવ્યું!

૨૫. અને જેઓ અલ્લાહ(સાથે)ના કરારને પાક્કા થઈ જવા પછી તોડી નાખે છે અને જેમની સાથે પરસ્પરનો સંબંધ (જોડવા)નો

અલ્લાહે હુકમ કર્યો છે તે કાપી નાખે છે અને પૃથ્વીમાં ફસાદ ફેલાવતા રહે છે, તેઓ એજ લોકો છે તેમના માટે લાનત છે અને આખેરતનું તેમનાજ માટે બુરૂં ઘર પણ છે.

૨૬. અલ્લાહ જેના માટે ચાહે છે રોજી વિશાળ કરી દે છે અને (જેના માટે ચાહે છે) સંકોચી લે છે; અને તેઓ દુનિયાની જીંદગીથી રાજી થઈ ગયા છે; જો કે દુનિયાની જીંદગી આખેરતના મુકાબલામાં નજીવી પુંજી સિવાય બીજું કાંઈજ નથી.

૨૭. અને જે લોકો ઈમાન લાવ્યા નથી તેઓ કહે છે કે તે (રસુલ)ના પરવરદિગાર પાસેથી (અમારા માગ્યા મુજબની) કોઈ નિશાની કેમ ઉતારવામાં આવી નથી? તું કહે કે અલ્લાહ જેનાથી ચાહે છે તેને તે પોતાના તરફનો માર્ગ દેખાડી દે છે:

૨૮. (એજ તે લોકો છે કે) જેઓ ઈમાન લાવ્યા અને જેમના અંતઃકરણોનું અલ્લાહના સ્મરણથી સમાધાન થાય છે; યાદ રાખો કે અલ્લાહના સ્મરણથીજ અંતઃકરણોનું સમાધાન થાય છે.

૨૯. જે લોકો ઈમાન લાવ્યા તથા નેકીઓ કરી તેમનાજ માટે ધન્યવાદ અને ઉત્તમ નિવાસસ્થાન છે.

૩૦. (હે રસુલ!) અમોએ તને આ ઉમ્મતમાં એવીજ રીતે રસુલ બનાવી મોકલ્યો છે જેવી રીતે કે તેમની આગમચ થઈ ગએલી ઉમ્મતોમાં (મોકલ્યા હતા), એ માટે કે તારી તરફ અમોએ જે વહી કરી છે તે તું તેમને પઢી સંભળાવે, જો કે તેઓ દયાળુ (અલ્લાહ)નો ઈન્કાર કરનારા છે; તું કહે કે તે મારો પરવરદિગાર છે તેના સિવાય અન્ય કોઈ માઅબુદ નથી, તેના ઉપરજ મેં ભરોસો રાખ્યો છે અને તેનીજ તરફ મારૂં પાછું ફરવાનું છે.

૩૧. અને જો કોઈ કુરઆન (એવું) હોત કે તેના પ્રતાપે પહાડ ચલાવી શકતે, અથવા તેના પ્રતાપે પૃથ્વીની મુસાફરી (વગર મહેનતે) કરી શકાતે, અથવા તેના પ્રતાપે મુર્દાઓ સાથે વાતો કરી શકાતે (તો પણ તેઓ સન્માર્ગે આવતે નહિ); પરંતુ દરેક પ્રકારનો અધીકાર અલ્લાહનેજ છે; શું જેઓ ઈમાન લાવ્યા છે તેઓએ જાણી નથી લીધું કે

અગર અલ્લાહ ચાહતે તો સઘળા માણસોને હિદાયત કરી દેતે? અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેમને તેઓ જે કાંઈ કરતા રહે છે તેના બદલામાં કોઇ (ને કોઇ) આપત્તિ અવશ્ય પહોંચતી રહેશે, અથવા તેમના ઘરોની પાસે પાસે ઉતરી પડશે, અહીં સુધી કે અલ્લાહનો વાયદો પૂર્ણ થઇને રહે; નિસંશય અલ્લાહ વાયદાનો ભંગ કરતો નથી.

૩૨. અને તારી પહેલાં (નાં બીજા) રસુલોની પણ ખચીતજ હાંસી ઉડાડવામાં આવી હતી, પણ મેં તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા ન હતા મોહલત આપી, પછી તેમની ધરપકડ કરી; પછી મારો બદલો કેવો સખત હતો?

૩૩. શું તે (અલ્લાહ) કે જે પ્રત્યેક વ્યક્તિના કર્મો નિહાળતો રહે છે (તેની બરોબરી ખોટા માઅબુદો કરી શકે છે?) છતાં એ લોકો (બીજાઓને) અલ્લાહના શરીક બનાવે છે! (હે રસુલ!) તું કહે કે તમે તેમના નામ આપો; અથવા શું તમે તે (અલ્લાહ) ને એવાઓની ખબર આપો છો કે જેઓને તે જાણતો પણ નથી કે તેઓ પૃથ્વી પર (કયાં વસે છે),[1] અથવા નરી વાતોજ કરો છો? બલ્કે (ખરી બીના આ છે કે) જે લોકો ઈમાન નથી લાવ્યા તેમની ચાલબાજીઓ તેમની નજરમાં સુશોભીત કરી દેવામાં આવી છે, અને તેમને રાહે રાસ્તથી રોકી દેવામાં આવ્યા છે; અને જેનાથી અલ્લાહ હિદાયતની તૌફીક ખુંચવી લે છે તેનો કોઇજ માર્ગદર્શક રહેતો નથી.

૩૪. તેમના માટે દુનિયાના જીવનમાં પણ અઝાબ છે, અને આખેરતનો અઝાબ તો ખચીતજ એથી પણ વધારે કષ્ટદાયક છે, અને અલ્લાહના અઝાબથી તેમને બચાવનાર કોઇજ હશે નહિ.

૩૫. જે જન્નતનો પરહેઝગારોથી વાયદો કરવામાં આવ્યો છે તે એવી હશે કે જેની હેઠળ નદીઓ વહેતી હશે; તેના ફળ હંમેશા કાયમ રહેનારા છે અને તેનો છાંયડો પણ; આ તે લોકો (ના સત્કાર્યો) નો બદલો છે કે જેઓ પરહેઝગાર રહ્યા હતા, અને ઈન્કાર કરનારાઓનો બદલો જહન્નમ છે.

૩૬. અને જેમને અમોએ કિતાબ આપી છે તેઓ તારી તરફ જે

૧. અર્થાત તેમના જમીનમાં હોવાનો તે ઇન્કાર કરે છે.

કાંઈ ઉતારવામાં આવ્યું છે તેનાથી રાજી છે, અને બીજા મળતીયા પક્ષના કેટલાક એવા પણ છે કે તેઓ તેના કેટલાક ભાગનો ઈન્કાર કરે છે. (હે રસુલ!) તું કહે કે મને એજ હુકમ આપવામાં આવ્યો છે કે હું અલ્લાહની ઈબાદત કરૂં અને કોઈને પણ તેનો શરીક ન બનાવું; તેનીજ તરફ હું (તમને) બોલાવું છું અને તેનીજ તરફ મારૂં (અને તમારૂં) પાછું ફરવું છે.

૩૭. અને આવી રીતે અમોએ તે (કુરઆન)ને સરળ અરબી ભાષામાં સત્ય નિર્ણય (બનાવી) ઉતાર્યું છે; અને તારી પાસે જ્ઞાન આવી ચૂકયા બાદ (પણ) તું તેમની મનોવાંચ્છનાઓને અનુસરશે, તો (ખરેજ) અલ્લાહની સામે તારો કોઈ પણ હિમાયતી કે બચાવનાર હશે નહિ.

રૂકુઅ ૬ ૩૮. અને ખચીતજ અમોએ તારી પહેલાં પણ કેટલાક નબી મોકલ્યા હતા અને તેમને પણ સ્ત્રીઓ તથા બચ્ચાં આપ્યાં હતાં; અને કોઈ રસુલનાં અધિકારમાં નથી કે અલ્લાહની આજ્ઞા સિવાય કોઈ નિશાની લઈ આવે; દરેક ઠરાવેલા વખત માટે (અમારી પાસે) એક લખાણ કરેલું છે.

૩૯. અલ્લાહ (લવહે મહફુઝમાંથી) જે ચાહે છે તે મીટાવી નાખે છે અને જે ચાહે છે કાયમ કરી દે છે, અને મૂળ પુસ્તક તેનીજ પાસે છે.

૪૦. અને (હે રસુલ!) જે જે વસ્તુઓનો અમે તેમને વાયદો કરીએ છીએ તે માંહેની કેટલીક અમે તને દેખાડી દઈએ અથવા તને તેની (આગમચજ) ઉઠાવી લઈએ તો પણ તારા માથે તો માત્ર (અમારો) સંદેશો પહોંચાડી દેવાનું છે અને (તેમનો) હિસાબ લેવાનું (કાર્ય) અમારા માથે છે.

૪૧. શું તેઓ આ નથી જોતા કે અમે ભૂમિને (ઇસ્લામી વિજયો વડે) તેની ચોમેરથી (નાસ્તિકપણાની હદો) બરાબર ઓછી કરતા ચાલ્યા આવીએ છીએ? અને હુકમ અલ્લાહનોજ હોય છે તેના હુકમને રદ કરનાર કોઈ નથી, અને તે ઘણો ઝડપી હિસાબ લેનાર છે.

૪૨. અને તેમની પહેલાં જે લોકો હતા તેમણે ખચીતજ ચાલબાજી ચાલી હતી, પરંતુ સઘળી ચાલબાજીઓ અલ્લાહનીજ (પ્રબળ હોય) છે; દરેક જીવ જે કાંઈ કરે છે તે તે જાણે છે, અને નજીકના સમયમાં

ઇન્કાર કરનારાઓ જાણી લેશે કે આખેરતના ઘરનું (સલામતી ભર્યું) પરિણામ કોના માટે છે.

૪૩. અને જે લોકો ઇમાન નથી લાવ્યા તેઓ કહે છે કે તું કોઇના તરફથી મોકલવામાં આવેલો નથી. (પણ) તું કહે કે મારી અને તમારી વચ્ચે સાક્ષી આપનાર (એક તો) અલ્લાહ પુરતો છે અને (બીજો) તે છે કે જેની પાસે આ કિતાબ (કુરઆન)નું સંપૂર્ણ જ્ઞાન છે.

---

## પ્રકરણ ૧૪ મું.

## સુરયે ઇબ્રાહીમ.

## હઝરત ઇબ્રાહીમ.

**મક્કામાં ઉતરેલી જેની પર આયતો અને ૭ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે,

૧. અલિફ્ લામ રા. આ એક કિતાબ છે જે અમોએ તારા પર ઉતારી છે, એટલા માટે કે તું લોકોને તેમના પરવરદિગારના હુકમ મુજબ (નાસ્તિકપણાના) અંધકારમાંથી (ઇમાનના) પ્રકાશ તરફ કાઢી લાવે, (યાને) ઝબરદસ્ત સ્તુતિનેપાત્રના માર્ગ તરફ: રૂકુઅ ૧

૨. (યાને) તે અલ્લાહના માર્ગ તરફ કે આકાશો તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે (સઘળું) તેનું છે; અને નાસ્તિકો માટે અફસોસ છે ૨. સખત શિક્ષાના કારણે:

૩. કે જેઓ આખેરતના મુકાબલામાં દુનિયાની જીંદગીને વ્હાલી ગણે છે, અને લોકોને અલ્લાહના માર્ગથી રોકે છે અને તે (માર્ગ)માં વાંકાપણું શોધે છે; એજ લોકો મોટી ગુમરાહીમાં છે.

૪. અને અમોએ કોઇ (કોમમાં કોઇ) રસુલ નથી મોકલ્યો પણ તેની કોમી ભાષામાંજ (વાતો કરનાર) મોકલ્યો છે કે જેથી તે તેમને ભાવાર્થ સ્પષ્ટ કરીને સમજાવી શકે; પછી અલ્લાહ જેનાથી ચાહે હિદાયતની તૌફીક ખુંચવી લે છે અને જેને ચાહે હિદાયત અર્પણ કરે છે, અને તે ઝબરદસ્ત હિકમતવાળો છે.

૫. અને ખચીતજ અમોએ મુસાને અમારી નિશાનીઓ આપીને એવી આજ્ઞા સાથે મોકલ્યો કે તું તારી કોમને (નાસ્તિકપણાના) અંધકારમાંથી (ઈમાનના) પ્રકાશ તરફ કાઢી લાવ, અને તેમને અલ્લાહના દિવસોની યાદ દેવડાવતો રહે; બેશક આ બનાવમાં પ્રત્યેક ધીરજ ધરનાર અને પાડ માનનાર માટે નીશાનીઓ મોજુદ છે.

૬. અને (તે સમયને યાદ કરો) જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે અલ્લાહે તમારા પર કરેલી બક્ષીસને યાદ કરો જ્યારે કે તેણે તમને ફિરઔનવાળાઓના હાથથી મુક્તિ આપી કે જેઓ તમને સખતમાં સખત શિક્ષા આપતા હતા, અને તમારા બેટાઓને કાપી નાખતા હતા તથા તમારી બેટીઓને (લોંડીઓ બનાવવા માટે) જીવતી રહેવા દેતા હતા; અને તેમાં તમારા પરવરદિગાર તરફથી (તમારી) ઘણી મોટી કસોટી હતી.

રુકુઅ ૨ ૭. અને (તે સમયને યાદ કરો) જ્યારે તમારા પરવરદિગારે જણાવી દીધું કે અગર તમે આભાર માનતા રહેશો તો હું તમને ખચીતજ વધારી દઇશ, અને અગર તમે (મારી નેઅમતોની) કૃતઘ્નતા કરશો તો નિસંશય મારી શિક્ષા ઘણીજ સખત છે.

૮. અને મુસાએ કહ્યું કે જો તમે તથા પૃથ્વીમાં જેઓ છે તે સર્વે મળીને (તેની નેઅમતોની) કૃતઘ્નતા કરશો, તો પણ નિસંશય અલ્લાહ તો અપેક્ષારહીત (અને) સ્તુત્ય છે.

૯. શું તમારી પાસે તે લોકોની ખબર નથી આવી કે જે તમારી પહેલાં થઈ ગયા છે, (યાને) નૂહની કોમની, તથા આદવાળાઓની, તથા સમુદવાળાઓની, અને તેમની પછી આવેલાઓની પણ? જેમની હકીકત અલ્લાહના સિવાય કોઈ જાણતું નથી. તેમના રસુલ તેમની પાસે પ્રત્યક્ષ

નિશાનીઓ લઇને આવ્યા હતા, પણ તેમણે પોતાના હાથ (ક્રોધે ભરાઇને) પોતાના મોઢામાં ખોંસી દીધા અને કહ્યું કે તમને જે કાંઈ આપીને મોકલવામાં આવ્યા છે તેનો અમે નિસંશય ઈન્કાર કરીએ છીએ, અને તમે જે(ધર્મ)ની તરફ અમને બોલાવો છો તેના સંબંધમાં નિસંશય અમે મુંજવણમાં નાખનારી શંકામાં છીએ.

૧૦. તેમના રસુલોએ કહ્યું કે શું આકાશો તથા જમીનને પેદા કરનાર અલ્લાહના સંબંધમાં (તમને) શંકા છે? તે તમને (પોતાની તરફ) એ માટે બોલાવે છે કે તમારા ગુન્હા માફ કરી દેય અને એક ઠરાવેલા સમય સુધી તમને મોહલત આપે. તેમણે જવાબ આપ્યો કે તમે તો અમારા જેવાજ મનુષ્યો છો; તમે એમ ચાહો છો કે જે વસ્તુઓની અમારા બાપદાદા પૂજા કર્યા કરતા હતા તેનાથી અમને અટકાવો; (પરંતુ એમ કરવા) માટે (પ્રથમ) કોઈ પ્રત્યક્ષ દલીલ (મોઅજીઝો) લઇ આવો.

૧૧. (આથી) તેમના રસુલોએ તેમને કહ્યું કે (બેશક) અમે પણ તમારા જેવાજ મનુષ્યો છીએ, પરંતુ અલ્લાહ પોતાના બન્દાઓમાંથી ચાહે છે તેના પર ઉપકાર કરે છે; અને આ અમારી મજાલ નથી કે અમે તમારી પાસે અલ્લાહના હુકમ વિના કોઈ દલીલ (મોઅજીઝો) લઈ આવીએ; અને મોમીનોએ તો અલ્લાહ ઉપરજ ભરોસો રાખવો જોઇએ.

૧૨. અને અમને શું થઇ ગયું છે કે અમે અલ્લાહ ઉપર ભરોસો ન રાખીએ જ્યારે ખચીતજ તેણે અમને અમારા (મોક્ષના) માર્ગ દેખાડયા છે? અને જે ઇજા તમે અમને પહોંચાડો છો તે અમે અવશ્ય સહન કરતા રહીશું; અને ભરોસો રાખનારાઓએ અલ્લાહ પરજ ભરોસો રાખવો જોઇએ.

૧૩. અને જેઓ ઈમાન લાવ્યા નહિ તેમણે પોતાના રસુલોને કહ્યું રૂકુઅ ૩
કે અમે તમને અમારા દેશમાંથી કાઢીનેજ જંપીશું, અથવા તો તમને અમારા ધર્મમાં પાછા આવવુંજ પડશે. પછી તેમના પરવરદિગારે તેમની તરફ વહી મોકલી કે અમે તે જુલમગારોનો ખચીતજ નાશ કરી નાખીશું:

૧૪. અને તેમના (નાશ કર્યા) પછી તમને તે ભૂમિમાં ખચીતજ

વસાવીશું; આ બદલો તે લોકો માટે છે કે જેઓ મારી હજુરમાં ઉભા થવા(ની યાદ)થી ડરે છે અને મારી ધમકીથી પણ ડરે છે.

૧૫. અને તે(પયગમ્બર)ઓએ (તેમની અને નાસ્તિકો વચ્ચેની તકરારનો) ફેંસલો થઇ જવાની દુઆ માગી અને દરેક શિરજોર વિરોધી નિરાશ થયો.

૧૬. ત્યાર પછી (આખેરતમાં) તેના માટે જહન્નમ છે, અને પરૂના પાણીમાંથી તેને પીવડાવવામાં આવશે.

૧૭. તે તે (પરૂ) ઘુંટડે ઘુંટડે પીશે છતાં તે તેના ગળા હેઠળ સહેલાઇથી ઉતારી શકશે નહિ, અને મૃત્યુ તેને ચોમેરથી આવી ઘેરી લેશે પણ તે મરશે નહિ; અને ત્યાર પછી વધારે સખત અઝાબ હશે.

૧૮. જે લોકોએ પોતાના પરવરદિગારનો ઇન્કાર કર્યો તેમની કરણીઓનો દાખલો તે રાખના (ઢગ) જેવો છે કે જેને તોફાનના દિવસે હવાનો સપાટો ઉડાડી મૂકે છે; જે કાંઈ તેમણે કર્યું હશે તેના કોઇ ભાગ ઉપર તેઓ અધીકાર ધરાવતા ન હશે; અસાધારણ નિષ્ફળતા એજ તો છે!

૧૯. શું તેં એ(વિષય)માં વિચાર નથી કર્યો કે અલ્લાહે આકાશો તથા જમીનને સદ્દહેતુસર ઉત્પન્ન કર્યાં છે? અગર તે ચાહે તો તમને નષ્ટ કરી દે અને બીજી નવીન સૃષ્ટિ લઈ આવે:

૨૦. અને એમ કરવું અલ્લાહ માટે મુશ્કેલ નથી.

૨૧. અને જ્યારે સઘળા (લોકો પોતાના મરણ પછીના સ્થાનેથી) નીકળીને અલ્લાહની હજુરમાં ઉભા થશે ત્યારે કમજોર લોકો તે લોકોને કે જેઓ ગર્વિષ્ઠ હતા કહેશે કે નિસંશય અમે તો તમારા અનુયાઈ હતા; માટે હવે આજે તમે અમારા ઉપરથી અલ્લાહના અઝાબમાંથી સ્હેજ પણ ટાળી શકો છો? તેઓ કહેશે કે જો અલ્લાહે અમને કોઇ (છુટકારાનો) માર્ગ દેખાડયો હોત તો ખચીતજ તમને પણ અમે દેખાડી દેતે; અમારા માટે (આ) બન્ને સ્થિતિ સમાન છે કે હવે તો અમે રડીએ કુટીએ અથવા ધીરજ ધરીએ, અમારા માટે તો છટકી જઇ આશ્રય લેવાનું સ્થાનજ નથી.

૨૨. અને જ્યારે સઘળો મામલો ચૂકવાઈ જશે (અને લોકો શેતાન ઉપર આક્ષેપ કરશે) ત્યારે શેતાન કહેશે કે નિસંશય અલ્લાહે તો તમને સાચો વાયદો કર્યો હતો, અને મેં પણ તમને વાયદો કર્યો હતો પણ તેનું મેં તમારી સાથે પાલન કર્યું નહિ, વળી તમારા ઉપર મારૂં કાંઈ ચલણ તો હતુંજ નહિ, સિવાય કે મેં તમને બોલાવ્યા હતા અને તમોએ મારૂં કહેવું માની લીધું હતું, માટે (હવે) તમે મને ઠપકો આપો નહિ, બલ્કે તમારા પોતાનેજ ઠપકો આપો; હવે હું ન તમારી ફરિયાદને પહોંચનારો થઈ શકું છું અને ન તમે મારી ફરિયાદને પહોંચનારા થઇ શકો છો; તમોએ મને જે (અલ્લાહ)નો શરીક બનાવ્યો હતો તેનો તો હું નિસંશય પ્રથમથી ઇન્કાર કરતો હતો; નિસંશય જેઓ જુલમગાર છે તેમના માટે દુ:ખદાયક અઝાબ છે.

૨૩. અને જે લોકો ઈમાન લાવ્યા તથા નેકીઓ કરી તેઓ જન્નતોમાં દાખલ કરવામાં આવશે જેની હેઠળ નદીઓ વહેતી હશે અને પોતાના પરવરદિગારની આજ્ઞાથી તેઓ હંમેશ માટે તેમાંજ રહેનારા થશે; અને ત્યાં પરસ્પરની (મુલાકાત વખતનું) અભિવંદન સલામ સલામ હશે.

૨૪. (હે રસુલ!) શું તેં આ નથી વિચાર્યું કે અલ્લાહે એક પાક કલ્માનો દાખલો કેવી રીતે વર્ણવ્યો છે? તે એક ઉમદા વૃક્ષના જેવો છે કે જેના મૂળ મજબુત હોય અને જેની ડાળીઓ આકાશ પર પહોંચેલી હોય:

૨૫. દરેક રૂતુમાં તે અલ્લાહના હુકમથી પોતાના (સ્વાદિષ્ટ) ફળ આપતું રહેતું હોય. અને (આવા) દાખલા અલ્લાહ લોકો માટે આ હેતુસર વર્ણવે છે કે કદાચને તેઓ બોધ ગ્રહણ કરે.

૨૬. અને નાપાક કલ્માનો દાખલો એક ખરાબ પંક્તિના વૃક્ષ જેવો છે કે જે જમીન ઉપરથી ઉખેડી નાખી શકાય અને તેનામાં કાંઇજ મજબુતાઈ ન હોય.

૨૭. જેઓ ઇમાન લાવ્યા છે તેમને તો અલ્લાહ દુનિયાની જીંદગીમાં તથા આખેરતમાં તે પાકી વાત (કલમે તૌહીદ)ના પ્રતાપે

ઈમાન પર દ્રઢ રાખશે; અને જુલમગારોથી અલ્લાહ હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે, અને અલ્લાહ ચાહે છે તે કરે છે.

અ ૨૮. (હે રસુલ!) શું તેં તેમના વિષે વિચાર નથી કર્યો કે જેમણે અલ્લાહની નેઅમતોને કૃતઘ્નતાથી બદલી નાખી અને પોતાની કોમને વિનાશના ઘરમાં ઉતારી મૂકી:

૨૯. (એટલે કે) જહન્નમમાં? તેઓ સર્વે તેમાંજ દાખલ થશે; અને રહેવા માટે તે ઘણુંજ ખરાબ ઠેકાણું છે.

૩૦. અને તેમણે અલ્લાહના કેટલાક શરીક બનાવ્યા કે જેથી (લોકોને) તેના માર્ગથી ભટકાવે; તું કહે કે તમે (થોડા દિવસ) લાભ ભોગવી લો પછી નિસંશય તમારૂં પાછું ફરવું જહન્નમ તરફજ છે.

૩૧. (હે રસુલ!) મારા તે બન્દાઓ કે જેઓ ઈમાન લાવ્યા છે તેમને કહે કે નમાઝ પઢયા કરે અને અમોએ જે રોજી તેમને આપી છે તેમાંથી છુપી અને જાહેર રીતે અમારી રાહમાં ખરચ્યા કરે, આ પહેલાં કે તે (ચોક્કસ) દિવસ આવી લાગે કે જે દિવસે ન કાંઈ લેવડ દેવડ હશે ન પરસ્પરની મિત્રતા (કામ લાગશે).

૩૨. અલ્લાહ એજ છે કે જેણે આકાશો તથા જમીનને પેદા કર્યાં અને આકાશ પરથી પાણી ઉતાર્યું, પછી તે વડે તમને રોજી આપવા કાજે ફળ ઉત્પન્ન કર્યાં, અને વહાણોને તમારા તાબે કરી દીધા કે તેના હુકમથી સમુદ્રમાં ચાલતા (ફરતા) રહે, અને નદીઓ પણ તમારા અધિકારમાં કરી દીધી.

૩૩. અને સૂર્ય ચંદ્ર કે જે બન્ને પોતપોતાના માર્ગે (નિરંતર) ચક્કર માર્યા કરે છે તે પણ તમારા તાબે કરી દીધાં, અને તેણે રાત્રી તથા દિવસને પણ તમારા આધીન કર્યાં.

૩૪. અને તમે તેની પાસે જે કાંઈ માગો છો તે તમને આપે છે; અને જો તમે અલ્લાહની નેઅમતોની ગણતરી કરો તો તેનો શુમાર તમે હરગીઝ કરી શકશો નહિ; બેશક મનુષ્ય મહા અન્યાયી અને કૃતઘ્ન છે.

અ ૩૫. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમે યાચના કરી કે હે મારા પરવરદિગાર! આ (મક્કા) શહેરને સુલેહશાંતિવાળું બનાવ,

અને મને તથા મારી ઓલાદને મૂર્તિઓની પુજાથી બચાવી લે.

૩૬. હે મારા પરવરદિગાર! નિસંશય તે(મૂર્તિ)ઓએ ઘણા લોકોને ગુમરાહ કર્યા છે, માટે જે (શખસ) મારી તાબેદારી કરશે તો નિસંશય તે મારામાંથી છે, અને જે મારી નાફરમાની કરશે તો એમાં તો શંકાજ નથી કે તું મહા ક્ષમાવાન (અને) દયાળુ છે.

૩૭. હે અમારા પરવરદિગાર! નિસંશય મેં મારી ઓલાદમાંથી (કેટલાકોને) તારા પવિત્ર મકાન પાસે એવી ખીણમાં—કે જેમાં ખેતીવાડી (જેવું) કાંઇજ નથી—વસાવ્યા છે, એટલા માટે કે હે અમારા પરવરદિગાર! તેઓ નમાઝ પઢયા કરે, માટે લોકોમાં કેટલાકોના મન તેમની તરફ વાળી ફેરવી દે તથા તેમને ફળો દ્વારા રોજી પહોંચાડ કે કદાચને તેઓ (તારો) આભાર માને.

૩૮. હે અમારા પરવરદિગાર! બેશક તું તે (બધું) જાણે છે કે જે અમે સંતાડીએ છીએ અને જે અમે જાહેર કરીએ છીએ; અને અલ્લાહ પર આકાશ તથા જમીનની કોઈ પણ વસ્તુ છુપી નથી.

૩૯. સર્વે ગુણગાન અલ્લાહ માટેજ (પુરવાર) છે જેણે મને વૃદ્ધાવસ્થા છતાંય ઈસ્માઈલ તથા ઈસ્હાક (જેવા પુત્ર રત્નો) અર્પણ કર્યા; બેશક મારો પરવરદિગાર (દરેક) દુઆનો સાંભળનાર છે.

૪૦. હે મારા પરવરદિગાર! મને (નિયમીત) નમાઝ અદા કરનારો બનાવ અને મારી ઓલાદમાંથી પણ; હે અમારા પરવરદિગાર! અને મારી દુઆ કબુલ કર.

૪૧. હે અમારા પરવરદિગાર! જે દિવસે હિસાબ લેવામાં આવશે (તે દિવસે) મને તથા મારા માબાપને તથા મોમીનોને માફ કરી દેજે.

૪૨. અને (હે રસુલ! આ) જાલિમો જે કૃત્યો કરે છે તેનાથી અલ્લાહને હરગીઝ ગાફિલ સમજજે નહિ; સિવાય તેના નથી કે તે તેમને તે દિવસ સુધીની મોહલત આપે છે કે જે દિવસે આંખો (ભયની મારી) ઉઘાડીને ઉઘાડીજ રહી જશે:

૪૩. (લોકો) પોતાના માથા ઉંચા કરી યાહોમ દોડયા ચાલ્યા જતા હશે, ખુદ પોતાની તરફ પણ તેમની નજર પાછી ફરશે નહિ, અને

તેમના હોશ ઉડી ગએલા હશે.

૪૪. અને (હે રસુલ!) લોકોને તે દિવસથી ડરાવ કે જે દિવસે તેમના પર અઝાબ આવશે ત્યારે જે જુલમગાર હશે તેઓ કહેશે કે હે અમારા પરવરદિગાર! અમને થોડાક વખત સુધીની મોહલત આપ, એટલે અમે તારૂં અમંત્રણ કબુલ કરી લઇશું અને તારા રસુલોના અનુયાયી બની જઇશું; (જવાબમાં કહેવામાં આવશે કે) શું તમે પહેલાંથી એ(બાબત)ની સોગંદ ખાતા ન હતા કે તમારી તો કોઈ (પ્રકારની) પડતી થશેજ નહિ:

૪૫. અને તમે તે લોકોના ઘરોમાં વસો છો કે જેમણે પોતે પોતાના પર જુલમ કર્યો હતો, અને તમારા પર આ પણ ખુલ્લું થઇ ચૂકયું છે કે અમોએ તે(જાલીમ)ઓની સાથે કેવો વર્તાવ કર્યો હતો અને તમારા સમજવા માટે અમોએ (ઘણા) દાખલાઓ પણ આપ્યા છે.

૪૬. અને તે(કુરેશી)ઓ તો પોતાની ચાલબાજી સંપૂર્ણ રીતે ચાલી ચૂકયા છે પણ તેમની ચાલ અલ્લાહની નજરમાં છે; જો કે તેમની ચાલ એવી હતી કે પહાડ પણ તેનાથી ચળી જાય.

૪૭. માટે અલ્લાહથી એવું ગુમાન હરગીઝ ન કર કે તેણે પોતાના રસુલોથી જે વાયદો કર્યો છે તેની વિરૂદ્ધ તે કરનાર છે· નિસંશય અલ્લાહ ઝબરદસ્ત (અને) વેર લેનારો છે.

૪૮. જે દિવસે પૃથ્વી એક જુદી પૃથ્વીમાં બદલી નાખવામાં આવશે અને આકાશો પણ; અને સઘળા (લોકો) એકજ પ્રબળ અલ્લાહની હઝુરમાં નીકળી ઉભા થશે.

૪૯. અને તે દિવસે તું ગુન્હેગારોને બેડીઓમાં જકડાએલા જોશે.

૫૦. તેમના લાંબા પહેરણ ડામરના (બનેલા) હશે અને અગ્રી તેમના ચહેરાને (ચોમેરથી) ઢાંકી દેતી હશે:

૫૧. કે જેથી અલ્લાહ દરેક વ્યક્તિને તેની કરણીનો (પુરેપુરો) બદલો આપે; બેશક અલ્લાહ ઝડપી હિસાબ લેનારો છે.

૫૨. માણસો માટે આ (કુરઆન) એક સંપૂર્ણ સંદેશો છે અને તે(ઉતારવા)નો હેતુ એ છે કે તેઓ તે વડે ડરાવવામાં આવે, અને એ

માટે પણ કે તેઓ (આ) જાણી લેય કે તે (અલ્લાહ) એકજ માઅબુદ છે અને એ માટે પણ કે (તેનાથી) બુદ્ધિશાળીઓ બોધ ગ્રહણ કરે.

---

## પ્રકરણ ૧૫ મું.

## સુરતુલ હિજ્ર.

### ખડક.

**મક્કામાં ઉતરેલી જેની ૯૯ આયતો અને ૬ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. અલિફ્ લામ રા. આ (અલ્લાહની) કિતાબની અને રોશન કુરઆનની આયતો છે.

---

## ભાગ ૧૪ મો.

૨. (એક દિવસ એવો આવનાર છે કે જ્યારે) જે લોકો ઈમાન નથી લાવ્યા (તેઓ) વારંવાર (એવું) ઈચ્છશે કે કદાચને તેઓ મુસ્લિમ હોત (તો કેવું સારૂં)!

૩. (હે રસુલ!) તેમને છોડી દે કે તેઓ ખાય પીએ અને (સંસારીક) લાભ મેળવે અને આશા તેમને ગફલતમાં નાખી મૂકે, આગળ જતાં તો તેમને (વસ્તુસ્થિતિ) જણાઈજ આવશે.

૪. અને અમોએ કોઈ પણ વસ્તીનો નાશ નથી કર્યો કે જેની મુદ્દત (આગળથી) જાણીતી કરી દેવામાં આવી ન હોય.

૫. કોઈ ઉમ્મત તેના ઠરાવેલા સમયથી ન આગળ વધશે અને ન પાછળ રહી જશે.

૬. અને તેઓ કહે છે કે હે તું કે જેના પર કુરઆન ઉતારવામાં આવ્યું છે! નિસંશય તું દિવાનો છે.

૭. અગર તું સત્યવાદીઓમાંથી હોય તો અમારી પાસે ફરિશ્તા કેમ લઈ આવતો નથી?

૮. (જો કે) ફરિશ્તાઓને તો અમે ખરી તક ઉપરજ મોકલ્યા કરીએ છીએ અને (જ્યારે જેમની તરફ મોકલીએ છીએ) ત્યારે તેમને (મુદ્દલ) મોહલત આપવામાં આવતી નથી.

૯. નિસંશય અમોએજ આ ઝિક્ર (કુરઆન)ને ઉતાર્યું છે અને નિસંશય અમેજ તેના રક્ષક રહેનારા છીએ.[1]

---

૧. આ આયતમાં જે દાવો કરવામાં આવ્યો છે કે "અમેજ તે(કુરઆન)ના રક્ષક રહીશું" એ અક્ષરશઃ સત્ય છે; કારણ કે મ્યુર જેવા પ્રખર ટીકાકારને પણ કબુલ કરવું પડયું છે કે "દુનીયામાં કુરઆનજ એક એવું પુસ્તક છે કે જેમાં ૧૨૦૦ વર્ષ જેટલો લાંબો સમય વિત્યા છતાં એકાદ અક્ષરનો પણ ફેરફાર થયો નથી."

હાલમાંજ એક નિષ્ણાત ભાષા શાસ્ત્રી ડૉ. મીન્ધાનાએ કુરઆનમાં કાંઇ પણ ફેરફાર શોધવાની સખત કોશીશ કીધી હતી, પરંતુ પોતાની એ કોશીશમાં તે નિષ્ફળ નીવડયો છે, એટલુંજ નહિ પરંતુ તેની એ શોધથી ૧૩૦૦ વર્ષ થયા કુરઆનમાં ફેરફાર હોવાના જે હુમલાઓ કરવામાં આવતા હતા તેનું પણ નિરાકરણ થયું છે.

ઇસ્લામી જગતમાં કોઈ પણ સ્થળે એક પણ કુરઆનની પ્રત એવી નથી મળી આવી કે જે પયગમ્બર સાહેબ પર ઉતારવામાં આવેલ અસલ કુરઆનથી એકાદ અક્ષરના પણ ફેરફાર સાથે મળી આવે; અને આવી રીતે પવિત્ર કુરઆનનું તેના દુશ્મનોથી રક્ષણ કરવામાં આવ્યું છે; એટલુંજ નહિ પણ તેમાં કોઇ પણ જાતના ફેરફાર થવાથી પણ તેનું રક્ષણ કરવામાં આવ્યું છે; અને આ રીતે આકાશી કિતાબોમાં કોઈ પણ કિતાબ કુરઆનની બરોબરી કરી શકતી નથી.

૧૦. અને (હે રસુલ!) ખરેજ અમોએ તારી પહેલાં આગલી ઉમ્મતોમાં પણ રસુલ મોકલ્યા હતા.

૧૧. અને એક પણ રસુલ તેમની પાસે એવો આવ્યો ન હતો કે જેની તેમણે હાંસી ઉડાડી ન હોય.

૧૨. અપરાધીઓના મનોમાં (તેમની શરારતોના કારણે) અમે એવુંજ (હાંસી ઉડાડવાનું) નાખી દઇએ છીએ.

૧૩. તેઓ તે (કુરઆન) ઉપર ઈમાન લાવશે નહિ, એ પ્રણાલીકા આગલા લોકોથી ચાલતી આવી છે.

૧૪. અને અગર અમે તેમના પર આકાશનો એક દરવાજો ઉઘાડી દઇએ, પછી આ (લોકો) આખો વખત તેના પર ચઢયા કરે:

૧૫. તો પણ એજ કહેશે કે અમારી નજરબંદી કરી દેવામાં આવી છે, બલ્કે અમો લોકો ઉપર જાદુ કરી દેવામાં આવ્યું છે.

૧૬. અને ખરેજ અમોએ આકાશમાં નક્ષત્રો કાયમ કર્યાં છે અને દેખનારાઓ માટે તે(આકાશ)ને અમોએ સુશોભીત બનાવ્યો છે:

૧૭. અને દરેક લાનત પામેલા શેતાનથી તેનું રક્ષણ કર્યું છે:

૧૮. પણ જો કોઈ (શેતાન) ચોરી છુપીથી કોઈ (વાત) સાંભળવા જાય તો પ્રત્યક્ષ અગ્નિજ્વાળા (રૂપે એક તારો) તેની પુંઠ પકડે છે.

૧૯. અને પૃથ્વીને અમોએ (તમારા વસવાટ માટે) પાથરી છે અને તેમાં મોટા મોટા પહાડ (ખીલા તરીકે) સ્થાઈ કર્યા છે અને તેમાં યોગ્ય પ્રમાણમાં દરેક વસ્તુ ઉગાડી દીધી છે.

૨૦. અને તેમાં તમારા જીવન નિર્વાહના સાધનો પણ નક્કી કર્યાં છે અને તેમના માટે પણ કે જેમને તમે રોજી પહોંચાડતા નથી.

૨૧. અને એક પણ વસ્તુ એવી નથી કે જેના ભરપુર ભંડાર અમારી પાસે ન હોય, અને અમે તે ઠરાવેલા પ્રમાણમાંજ ઉતારીએ છીએ.

૨૨. અને અમો પાણીથી ભરેલા વાયુઓ મોકલીએ છીએ, પછી આકાશમાંથી પાણી ઉતારીએ છીએ, પછી અમે તે (પાણી) તમને પીવડાવીએ છીએ, જો કે તે પાણીનો સંગ્રહ કરનારા તમે નથી.

૨૩. અને નિસંશય અમેજ (દરેક જીવને) સજીવન કરીએ છીએ

અને અમેજ મારીએ છીએ અને અમેજ (મૂળ) વારસ છીએ.

૨૪. અને ખચીતજ અમો તમારામાંથી જેઓ અગાઉ હતા તેમને જાણીએ છીએ અને તમારા પાછળ આવનારાઓને પણ અમે ખચીતજ જાણીએ છીએ.

૨૫. અને નિસંશય તારો પરવરદિગાર એજ છે જે તેમને ભેગાં કરશે; નિસંશય તે મહાન હિકમતવાળો (અને) સર્વજ્ઞ છે.

૨૬. અને ખરેજ અમોએ મનુષ્યને ખણુખણુ કરતા કાળા સડેલા કીચડમાંથી પેદા કર્યો છે.

૨૭. અને અમોએ જીન્નાતોને (મનુષ્યની ઉત્પત્તિ) પહેલાં ભડભડતી આગમાંથી પેદા કર્યા હતા.

૨૮. અને (તે સમયને યાદ કર) જ્યારે કે તારા પરવરદિગારે સઘળા ફરિશ્તાઓને કહ્યું કે નિસંશય હું એક મનુષ્ય ખણુખણુ કરતા કાળા સડેલા કીચડમાંથી પેદા કરનાર છું.

૨૯. પછી જ્યારે હું તેને પુરેપુરો બનાવી ચૂકું અને મારી (રૂહમાંથી) તેમાં રૂહ ફુંકી દઉં તો તમે તેની સામે સિજદામાં પડી જજો.

૩૦. જેથી (સર્વે) ફરિશ્તાઓએ તો સિજદો કર્યો:

૩૧. (પણ) ન કર્યો તો (તે) માત્ર શેતાને; તેણે સિજદો કરનારાઓનો સાથ આપવાનો ઈન્કાર કર્યો:

૩૨. (આથી અલ્લાહે) ફરમાવ્યું કે હે શેતાન! તને શું થઈ ગયું છે કે તું સિજદો કરનારાઓનો સાથ નથી આપતો?

૩૩. તેણે કહ્યું કે હું એવો નથી કે (એક) એવા માણસને સિજદો કરૂં કે જેને તેં ખણુખણુ કરતા કાળા કીચડમાંથી પેદા કર્યો છે.

૩૪. (અલ્લાહે) ફરમાવ્યું કે ત્યારે તું આ સ્થળેથી નીકળી જા, કારણ કે બેશક તું (અમારી) દરગાહથી હાંકી કાઢવામાં આવેલો છે:

૩૫. અને નિસંશય ફેંસલા (કયામત)ના દિવસ પર્યંત તારા ઉપર લાનત થતી રહેશે.

૩૬. તેણે કહ્યું કે હે મારા પરવરદિગાર! ત્યારે તું મને તે દિવસ સુધીની મોહલત આપ કે જે દિવસે સઘળા મનુષ્યો ઉઠાડવામાં આવશે.

૩૭. (અલ્લાહે) ફરમાવ્યું જે લોકોને મોહુલત આપવામાં આવી છે તું પણ તેઓ માંહેનો છે.

૩૮. તે જાણીતા (કયામતના) દિવસના સમય સુધી.

૩૯. તેણે કહ્યું કે હે મારા પરવરદિગાર! જેવી રીતે તેં મને ભૂલ ખવડાવી છે તેમ હું પણ દુનિયામાં (બુરી વસ્તુઓ) તેમની નજરમાં જરૂર સુશોભિત બનાવીશ અને અવશ્ય તે સઘળાઓને ભૂલ ખવડાવીશ:

૪૦. સિવાય તેમના કે જેઓ તારા નિખાલસ બન્દાઓમાંથી હશે.

૪૧. (અલ્લાહે) ફરમાવ્યું મારી તરફ આવવાનો આ (એક)જ માર્ગ સીધો છે.

૪૨. નિસંશય (જેઓ) મારા બન્દા છે તેમના પર તારી કાંઇ સત્તા ચાલશે નહિ, સિવાય કે ભમેલાઓમાંથી જેઓ તારા અનુયાયી થઈ જાય.

૪૩. અને ખચીતજ તેઓ સર્વેના વાયદાની જગ્યા જહન્નમ છે:

૪૪. જેના સાત દરવાજા છે; દરેક દરવાજા માટે તે (ગુન્હેગાર) ઓમાંથી (જુદા જુદા સાત) ટોળાં પાડેલાં હશે.

૪૫. નિસંશય પરહેઝગાર લોકો જન્નતો અને ઝરણા (વાળી ભૂમિ)માં હશે.

૪૬. (તેમને કહેવામાં આવશે કે) તેમાં સલામતિ અને અમન અમાન સાથે દાખલ થાઓ.

૪૭. અને તેમના મનોમાં જે કાંઈ કીનો હશે તે અમે જડમૂળમાંથી કાઢી નાખીશું (અને) તેઓ સિંહાસન પર એક બીજાની સામે ભાઇ ભાઇની જેમ બેઠા હશે.

૪૮. તે (જન્નતો)માં ન તેમને કોઈ (જાતનું) કષ્ટ પહોંચશે અને ન તેમને તેમાંથી કાઢી મૂકવામાં આવશે.

૪૯. (હે રસુલ!) મારા બન્દાઓને ખબર આપ કે હું ક્ષમાવાન (અને) દયાળુ છું:

૫૦. અને આ કે મારો અઝાબ પણ દર્દભર્યો અઝાબ છે.

૫૧. અને (હે રસુલ!) તેમને ઇબ્રાહીમના પરોણાઓની હકીકત કહી સંભળાવ.

૫૨. કે જ્યારે તે(ફરિશ્તા)ઓ તેની પાસે આવ્યા પછી તેમણે સલામ કહી; (ઇબ્રાહીમે) કહ્યું કે નિસંશય અમે તમારાથી ડરીએ છીએ.

૫૩. તેમણે કહ્યું કે (હે ઇબ્રાહીમ!) ડર નહિ, નિસંશય અમે તને એક જ્ઞાનિ પુત્રની ખુશખબર આપીએ છીએ.

૫૪. (ઇબ્રાહીમે) કહ્યું કે શું આ મારા ઘરડા ઘડપણમાં તમે મને (પુત્રની) ખુશખબર આપો છો! (એ બનવું અસંભવીત છે) તો પછી તમે મને શાની ખુશખબર આપો છો?

૫૫. તેમણે કહ્યું કે અમોએ તો તને સાચી ખુશખબર આપી છે માટે તું નિરાશ થનારાઓ માંહેનો ન થા.

૫૬. તેણે કહ્યું કે ગુમરાહો સિવાય પોતાના પરવરદિગારની દયા (દ્રષ્ટિ)થી કોણ નિરાશ થાય?

૫૭. પછી (પુન:) કહ્યું કે હે (અલ્લાહના) એલચીઓ! (વારૂ, હવે) તમારો સંદેશો શું છે?

૫૮. તેમણે કહ્યું કે નિસંશય અમે એક અપરાધી કોમ તરફ (અઝાબ આપવા માટે) મોકલવામાં આવ્યા છીએ:

૫૯. સિવાય લૂતની ઓલાદના; નિસંશય તે સર્વેને અમે જરૂર બચાવી લઇશું:

૬૦. પણ લૂતની સ્ત્રી(ને નહિ કે જેના વિષે) અમોએ નિર્ણય કરી દીધો છે કે નિસંશય તે પાછળ રહી જનારાઓ માંહેની હશે.

…ુઅ ૫ ૬૧. પછી જે વખતે (અમારા) મોકલેલા (ફરિશ્તા) લૂતના કુટુંબીઓ પાસે પહોંચ્યા:

૬૨. ત્યારે લૂતે કહ્યું કે નિસંશય તમે અજાણ્યા (લોકો) લાગો છો.

૬૩. તેમણે કહ્યું કે નહિ, અમે તો તારી પાસે તે વસ્તુ લઇને આવ્યા છીએ કે જે(ના સંબંધ)માં આ લોકો શંકા કરતા હતા.

૬૪. અને અમે તારી પાસે સાચો હુકમ લઇને આવ્યા છીએ અને નિસંશય અમે સાચાજ છીએ.

૬૫. માટે થોડી રાત્રી રહે તું તારા કુટુંબોને રવાના કરી દેજે અને (પછી) પંડે પણ તેમની પાછળ પાછળ (નીકળી) જજે અને

(આ યાદ રાખજો કે) તમારામાંથી કોઈ એક પણ ફરીને જુએ નહિ, અને તમને જ્યાં (જવા)નો હુકમ આપવામાં આવ્યો છે તે તરફ (શામમાં) ચાલ્યા જજો.

૬૬. અને આ હુકમ અમોએ લૂતને (વહી દ્વારા) સંભળાવી દીધો કે સવાર થતાં થતાં તે લોકોનાં જડમૂળ કાપી નાખવામાં આવશે.

૬૭. અને (તે ફરિશ્તાઓને જોઇ) એ શહેરના લોકો (બદ દાનતથી) ખુશ ખુશ થતા આવ્યા.

૬૮. (જેથી લૂતે) કહ્યું કે નિસંશય આ મારા મહેમાનો છે, માટે (તેમની સામે) મારી ફજેતી ન કરો:

૬૯. અને અલ્લાહથી ડરો અને મને શરમિન્દો કરો નહિ.

૭૦. તેમણે કહ્યું કે અમોએ તને પરદેશી લોકોને મહેમાન બનાવવાને મના કરી ન હતી?

૭૧. (લૂતે) કહ્યું કે અગર તમારે કાંઈ કરવુંજ છે તો આ મારી બેટીઓ હાજર છે.

૭૨. (હે રસુલ!) તારા જીવનાં સોગંદ! નિસંશય તેઓ પોતાની ગુમરાહીના નશામાંજ આંધળા બની ગયા હતા (જેથી લૂતનું કાંઈજ સાંભળ્યું નહિ).

૭૩. જેથી સુર્યોદય થતાં થતાં તેમને એક (ભયંકર ગર્જના) ચીચીયારીએ પકડી લીધા:

૭૪. પછી અમોએ તે(વસ્તી)ને તળે ઉપર કરી નાખી, અને તેમના ઉપર અમે ભૂંજેલી માટીના પત્થર વરસાવ્યા.

૭૫. નિસંશય! આ(બનાવ)માં વાતનો મર્મ કાઢનારાઓ માટે નિશાનીઓ (મોજુદ) છે.

૭૬. અને નિસંશય તે (ઉંધી વળી ગએલી વસ્તી) હંમેશના આવવા જવાના માર્ગ ઉપર હજી પણ છે.

૭૭. નિસંશય આ(બનાવ)માં મોમીનો માટે એક (ધડારૂપ) નિશાની છે.

૭૮. અને અયકાવાળાઓ[1] પણ ખરેખર જુલમગાર હતા:

૭૯. જેથી અમોએ તેમનાથી પણ બદલો લીધો, અને નિસંશય તેઓ બન્ને (લૂત તથા શોઅયબની વસ્તીઓ)ના અવશેષો આવવા જવાના માર્ગ પર મોજુદ છે.

મ ૮૦. અને ખરેજ હિજ્રવાળાઓએ[2] પણ રસુલોને જુઠલાવ્યા હતા:

૮૧. અને અમોએ તેમને પણ નિશાનીઓ આપી હતી, છતાં તેઓ તેનાથી મોઢું ફેરવતાજ રહ્યા:

૮૨. અને તેઓ સુરક્ષીત રહેવા માટે પહાડો કોતરી કાઢી ઘરો બનાવતા હતા:

૮૩. પછી સવાર થતાં થતાં તેમને પણ એક ચીચીયારીએ પકડી લીધા:

૮૪. જેથી તેઓ જે કાંઈ (બચાવની) યુક્તિઓ કરતા હતા તે તેમને (મુદ્દલ) કામ આવી નહિ.

૮૫. અને અમોએ આકાશો તથા પૃથ્વી અને તે બન્નેની વચ્ચે જે કાંઈ છે તે સત્ય હેતુ પૂર્વક પેદા કર્યું છે. અને નિસંશય (કયામતની) ઘડી આવનારજ છે, માટે તમે ભલાઇની સાથે દરગુજર કરતા રહો.

૮૬. નિસંશય તારો પરવરદિગાર એજ (સઘળાનો) સર્જનહાર (અને) સર્વજ્ઞ છે.

૮૭. અને ખચીતજ અમોએ તને વારંવાર પઢવામાં આવતી સાત આયતો વાળી સુરહ (ફાતેહા) અને બુઝુર્ગીવાળું કુરઆન અર્પણ કર્યાં છે.

૮૮. તે (નાસ્તિક) ઓમાંથી કેટલાક પ્રકારના લોકોને અમોએ જે વસ્તુઓ વડે લાભ પહોંચાડયો છે તેમની તરફ તું દ્રષ્ટિ ન નાખ, અને ન તેમના (અધર્મીપણાને) કાજે દિલગીર થા, અને મોમીનો સાથે નમ્ર ભાવે વર્ત.

૮૯. અને કહે કે નિસંશય હું એક પ્રત્યક્ષ ડરાવનારો છું.

૯૦. (અગર તમે ઈમાન નહિ લાવો તો તમારા પર અઝાબ

---

૧. અયકા અર્થાત ઝાડી અથવા જંગલમાં રહેનારા યાને હ૦ શોઅયબ અ૦ સ૦ ની કોમવાળા (મદયનવાસીઓ).

૨. હિજ્ર અર્થાત ખડકો અથવા પહાડોની ગુફામાં રહેનારાઓ યાને હ૦ સાલેહ અ૦ સ૦ ની કોમ હતી.

આવી પડશે) જેવી રીતે કે અમોએ તે ભાગલા પાડનારા (યહુદી) ઓ પર અઝાબ મોકલ્યો હતો:

૯૧. કે જેમણે (પોતાની) કિતાબના કટકે કટકા કરી નાખ્યા હતા (યાને થોડા ભાગને માનતા અને થોડાનો ઈન્કાર કરતા હતા).

૯૨. માટે (હે રસુલ!) તારા પરવરદિગારની કસમ! તે સઘળાઓને અમે જરૂર સવાલ કરીશું:

૯૩. જે કાંઈ પણ તેઓ કર્યા કરતા હતા તેના સંબંધમાં.

૯૪. હવે તને જે કાંઈ આજ્ઞા આપવામાં આવે છે તે ખુલ્લું કરીને કહે અને મુશ્રીકો તરફથી મોઢું ફેરવી લે.

૯૫. નિસંશય તે હાંસી કરનારાઓની (બદમાશીથી) તને બચાવવા માટે અમે પુરતા છીએ:

૯૬. કે જેઓ અલ્લાહની સાથે બીજા (ખોટા) માઅબુદો (ને તેના શરીક) ઠરાવે છે, માટે તેઓ આગળ જતાં (વસ્તુસ્થિતિ) જાણી લેશે.

૯૭. અને અમે ખચીતજ જાણીએ છીએ કે તેઓ જે કાંઈ કહે છે તેનાથી તારૂં મન સંકોચાય છે.

૯૮. પણ તું તારા પરવરદિગારના વખાણના ગુણ ગાયા કર અને સિજદો કરનારાઓમાંહેનો થા:

૯૯. અને જ્યાં સુધી ચોક્કસ ઠરાવેલો સમય (યાને મૃત્યુ) આવે ત્યાં સુધી તારા પરવરદિગારની ઈબાદત કરતો રહે.

---

## પ્રકરણ ૧૬ મું.

## સુરતુન નહલ.

### મધમાખ.

મક્કામાં ઉતરેલી જેની ૧૨૮ આયતો અને ૧૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. (હે મક્કાના નાસ્તિકો!) અલ્લાહનો હુકમ આવી ચૂક્યો છે, માટે તેના માટે ઉતાવળ કરો નહિ. જે વસ્તુઓને તેઓ (અલ્લાહની) શરીક બનાવે છે તેનાથી તે પાક અને ઉચ્ચ છે.

૨. ફરિશ્તાઓને પોતાના હુકમથી વહી આપી પોતાના બન્દાઓમાંથી જેના માટે ચાહે છે તેના પર મોકલે છે (એવો હુકમ આપીને) કે લોકોને ચેતવણી આપો કે મારા સિવાય અન્ય કોઈ માઅબુદ નથી માટે મારાથી ડરતા રહો.

૩. તેણે આકાશો તથા પૃથ્વીને ખરા હેતુ પૂર્વક સર્જ્યાં છે; અને તેઓ જેમને શરીક બનાવે છે તેમનાથી તે ઘણોજ ઉંચો છે.

૪. તેણેજ મનુષ્યને વીર્ય બિંદુમાંથી પેદા કર્યો, પછી એજ મનુષ્ય એકાએક ખુલ્લી રીતે ઝગડાળુ બની જાય છે.

૫. અને પશુઓ પણ તેણેજ પેદા કર્યાં છે કે તેમાં તમારા માટે ટાઢ(થી બચવા)ની સામગ્રી અને (બીજા ઘણા) લાભ છે, અને તેમાંથી તમે (કેટલાકોનું માંસ) ખાઓ છો પણ.

૬. અને તેઓમાં તમારા માટે જ્યારે સવાર સાંજ (તેમને ચરાવવા) લાવ લઈ જા કરો છો ત્યારે શોભા પણ છે.

૭. અને એજ પશુઓ તમારા ભારી બોજા તે શહેરો સુધી લાદીને લઈ જાય છે કે જ્યાં સુધી તમે સખત હાડમારી (વેઠયા) વિના પહોંચીજ શકો નહિ; નિસંશય તમારો પરવરદિગાર અતિ માયાળુ (અને) દયાળુ છે:

૮. અને (તેણેજ) ઘોડા તથા ખચ્ચર તથા ગધેડા (પેદા કર્યા છે) કે તમે તેમના પર સ્વાર થાઓ અને જે તમારી શોભા પણ બને; અને

(વળી બીજી) એવી વસ્તુઓ ઉત્પન્ન કરે છે કે જેની તમને જાણ વટીક નથી.

૯. અને સરળ માર્ગ દેખાડવો અલ્લાહના માથે છે અને તેમાંથીજ કેટલાક (માર્ગ) વાંકાચુંકા છે; અને અગર તે ઇચ્છે તો તમો સર્વેને સરળ માર્ગ દેખાડી દેય.

૧૦. તે (અલ્લાહ) એજ છે કે જેણે તમારા માટે આકાશ પરથી પાણી ઉતાર્યું; તેમાંથી તમે પીઓ છો, અને તેમાંથી વૃક્ષો પણ (પોષાય છે), જેમાં તમે (તમારા) પશુઓ ચરાવો છો. ૧

૧૧. (વળી) એજ (પાણી) વડે તે તમારા માટે ખેતી ઉત્પન્ન કરે છે, અને ઝયતુન તથા ખજુરના વૃક્ષ અને દ્રાક્ષ તથા દરેક પ્રકારના ફળ પણ; નિસંશય ચિંતવન કરનારાઓ માટે તેમાં એક નિશાની મોજુદ છે.

૧૨. અને તેણે રાત્રી તથા દિવસને તથા સૂર્ય તથા ચંદ્રને તમારા કામે વળગાડી દીધાં છે; અને (સઘળા) તારાઓ પણ તેનીજ આજ્ઞાથી (તમારે) આધીન કરી દેવામાં આવ્યા છે; નિસંશય બુદ્ધિશાળીઓ માટે તેમાં પણ ઘણીયે નિશાનીઓ મોજુદ છે:

૧૩. અને તેણે ભૂમિમાં તમારા લાભ માટે જે કાંઈ ઉત્પન્ન કર્યું છે તે રંગબેરંગી છે; નિસંશય યાદ રાખનારાઓ માટે તેમાં પણ નિશાની મોજુદ છે.

૧૪. અને તે (અલ્લાહ) એજ છે જેણે સમુદ્રને તમારા તાબામાં કરી દીધો છે કે જેથી તમે તેમાંથી (માછલાનું) તાજું તાજું ગોશ્ત ખાઓ તેમ તેમાંથી પહેરવા સારૂ ઘરેણાની વસ્તુઓ કાઢો, અને તું જુએ છે કે વહાણો તે(સમુદ્રોના પાણી)ને કાપતાં ચાલ્યા જાય છે, અને (તેમને તમારે તાબે કરી દેવાનો) હેતુ એ છે કે તમે તેની કૃપા (રોજી) પ્રાપ્ત કરતા રહો, અને એ માટે કે તમે (તેનો) આભાર માનતા રહો.

૧૫. અને પૃથ્વીમાં તેણે મોટા મોટા પહાડ કાયમ કરી દીધા છે કે જેથી તે (પૃથ્વી) તમને લઇને કોઈ તરફ ઢળી ન જાય, અને (તેમાં) નદીઓ તથા માર્ગો પણ બનાવ્યા છે કે જેથી તમે સીધો માર્ગ મેળવી શકો:

૧૬. અને (મુસાફરો માટે બીજી અનેક) નિશાનીઓ (નક્કી કરી

દીધી છે); અને તારાઓ વડે (અંધારી રાતમાં) તેઓ ખરો માર્ગ મેળવે છે.

૧૭. શું તે કે જે (સર્વ કાંઇ) ઉત્પન્ન કરે છે (તે) તેના જેવો છે કે જે કાંઈ પણ ઉત્પન્ન કરી શકતો નથી? શું તમે એટલું પણ સમજતા નથી?

૧૮. અને અગર તમે અલ્લાહની નેઅમતોની ગણત્રી કરવા જશો તો તેનો શુમાર હરગીઝ કરી શકશો નહિ; બેશક અલ્લાહ મહા ક્ષમાવાન (અને) દયાળુ છે.

૧૯. અને તમે જે કાંઈ સંતાડો છો તથા જે કાંઈ જાહેર કરો છો તેનાથી અલ્લાહ વાકેફ છે.

૨૦. અને અલ્લાહના સિવાય જેમને તેઓ બોલાવે છે તે એક (તરણાં સરખી) વસ્તુ પણ ઉત્પન્ન કરી શકતા નથી; બલ્કે તેઓ પોતે પેદા કરવામાં આવેલા છે.

૨૧. મુર્દા છે (તેઓ) જીવતા નથી; અને તેમને એટલુંયે ભાન નથી કે તેઓ પાછા ક્યારે ઉઠાડવામાં આવશે.

૫ ૨૨. તમારો માઅબુદ એકજ માઅબુદ છે, માટે જે લોકો આખેરત પર વિશ્વાસ નથી ધરાવતા તેમનાં અંતઃકરણો (આ નર્યું સત્ય પણ) માનવાને ના પાડે છે અને તેઓ અભિમાનીજ (રહે) છે.

૨૩. એમાં તો શંકા નથી કે તેઓ જે કાંઈ સંતાડે છે તથા જે કાંઈ જાહેર કરે છે તે સઘળું અલ્લાહ જાણે છે; અલબત્ત તે અભિમાનીઓને દોસ્ત નથી રાખતો.

૨૪. અને જ્યારે તેમને આ કહેવામાં આવે છે કે તમારા પરવરદિગારે શું ઉતાર્યું છે, ત્યારે કહી દે છે કે આ તો આગલાઓની કિસ્સા કહાણીઓ છે:

૨૫. પરિણામ એ આવશે કે ક્યામતના દિવસે તેમને પોતાના પૂરેપુરા બોજા ઉપરાંત જેમને તેમણે વગર સમજે ગુમરાહ કર્યા છે તેમનાં બોજામાંથી પણ (કાંઈક) ભાગ ઉચકવો પડશે; ખબરદાર રહો તેઓ જે બોજો ઉપાડશે તે ખચીતજ (ઘણો) ખરાબ હશે.

૨૬. જેઓ તેમની પૂર્વે હતા તેઓ પણ ચાલબાજીઓ તો ચાલતા હતા, પછી અલ્લાહે તેમનાં જડ મૂળમાંથી ઉખેડી નાખ્યા, પછી તેમના ઉપર તેમના ઉપરથી છાપરૂં તુટી પડયું અને તેમના પર એવા સ્થળેથી અઝાબ આવી પડયો કે જેનું તેમને ભાન પણ ન હતું.

૨૭. પછી કયામતના દિવસે પણ (અલ્લાહ) તેમને ફજેત કરશે અને કહેશે કે (કહો) હવે મારા તે શરીકો કયાં છે કે જેમના કારણે તમે (ઈમાનદારો સાથે) શત્રુતા કર્યા કરતા હતા? (ત્યારે) જેમને જ્ઞાન આપવામાં આવ્યું હશે તેઓ કહેશે કે નિસંશય આજના દિવસની ફજેતી તથા બુરાઈ આ (સત્ય) નો ઈન્કાર કરનારાઓ ઉપરજ પડશે:

૨૮. કે જેમનો અંત ફરિશ્તા એવી હાલતમાં આણે છે કે તેઓ પંડેજ પોતાના જીવ પર જુલમ તોડયો હોય, પછી (મૃત્યુને દેખતાંજ હતાશ થઇ) હથિયાર હેઠાં મૂકી દઈને કહેશે કે અમે તો કોઈ અપકૃત્ય કરતાજ ન હતા; (કહેવામાં આવશે) અલબત્ત તમે જે કાંઈ કર્યા કરતા હતા તેનાથી અલ્લાહ સારી પેઠે માહિતગાર છે.

૨૯. માટે તમે જહન્નમના દરવાજાઓમાં દાખલ થાઓ તેમાંજ તમે હંમેશ માટે રહેશો; માટે ખરેજ અભિમાનીઓનું રહેઠાણ અતિ ખરાબ છે.

૩૦. અને જે લોકોએ પરહેઝગારી કરી છે તેમને કહેવામાં આવશે કે 'તમારા પરવરદિગારે આ શું ઉતાર્યું છે, ત્યારે તેઓ કહેશે કે ભલાઈ (ઉતારી છે); જેઓ નેકી કરે છે તેમના માટે આલોકમાં પણ ભલાઈ છે; અને ખરેજ આખેરતનું ઘર (તો એ કરતાંય વધુ) સારૂં છે; અને ખરેજ પરહેઝગારોનું ઘર ઉત્તમ છે:

૩૧. (અર્થાત) હંમેશના બગીચા છે જેમાં તેઓ દાખલ થઇ જશે, તેમની હેઠળ નદીઓ વહેતી હશે (અને) તેમાં તેઓ જે કાંઈ ઇચ્છશે (તે સઘળું) તેમને મળશે; પરહેઝગારોને અલ્લાહ એવીજ રીતે બદલો આપે છે:

૩૨. કે જેમનો અંત ફરિશ્તાઓએ એવી સ્થિતિમાં આણ્યો હશે કે તેઓ (નાસ્તિકપણાની નાપાકીથી) પાક સાફ હશે, ફરિશ્તાઓ તેમને આ કહેતા હશે કે સલામુન અલયકુમ (તમારા પર શાંતી હોજો), જે (સુ) કર્મો

તમે કર્યા કરતા હતા તેના બદલામાં તમે જન્નતમાં દાખલ થઈ જાઓ.

૩૩. (હે રસુલ!) શું આ (લોકો) તેની રાહ જુએ છે કે ફરિશ્તા તેમની પાસે ((પ્રત્યક્ષ રીતે) આવી પહોંચે અથવા તારા પરવરદિગાર(ના અઝાબ)નો હુકમ આવી પહોંચે? જેઓ તેમની પૂર્વે હતા તેમણે પણ એમજ કર્યું હતું; અને અલ્લાહે તેમના પર કાંઇજ જુલમ કર્યો ન હતો પરંતુ તેઓ પંડેજ પોતાના જીવ પર જુલમ કર્યો હતો.

૩૪. જેથી તેમના કૃત્યોના માઠાં પરીણામ તેમને મળ્યાં અને જે વસ્તુઓની તેઓ હાંસી ઉડાડયા કરતા હતા તેણેજ તેમને ઘેરી લીધા.

રૂકુઅ ૫ ૩૫. અને જે લોકો શિર્ક કરે છે તેઓ કહે છે કે અગર અલ્લાહ ચાહતે તો અમે તેના સિવાય બીજી વસ્તુની ઇબાદત કરતે નહિ, ન અમે અને ન અમારા બાપદાદા, અને ન તેની આજ્ઞા વિના અમે કોઈ વસ્તુને હરામ ઠરાવતે; એવુંજ તેમણે પણ કહ્યું હતું કે જેઓ તેમની પૂર્વે હતા, તો શું રસુલોને માથે (અમારો) ખુલ્લે સંદેશો પહોંચાડી દેવા સિવાય કોઈ બીજી (જવાબદારી) પણ છે?

૩૬. અને ખરેજ અમોએ પ્રત્યેક ઉમ્મતમાં (આ સંદેશા સાથે) અકેકો રસુલ મોકલ્યો હતો કે અલ્લાહની ઇબાદત કરો અને જુઠા માઅબુદોને તજી દો. પછી તેઓમાંથી કેટલાકોને અલ્લાહે હિદાયત અર્પણ કરી અને કેટલાકો ગુમરાહીને પાત્ર થયા; માટે તમે પૃથ્વીમાં હરો ફરો, પછી ધ્યાન પૂર્વક નિહાળો કે (રસુલોને) જુઠલાવનારાઓનું કેવું પરિણામ આવ્યું.

૩૭. (હે રસુલ!) અગર તું તેમને સન્માર્ગે લાવવાને આતુર હોય તોપણ નિસંશય અલ્લાહ જેનાથી હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે તેને સન્માર્ગે લઈ જતો નથી અને ન તેમનો કોઈ મદદગાર થાય છે.

૩૮. તેઓ અલ્લાહની સખતમાં સખત કસમ ખાઇને કહે છે કે જે મરી જશે તેને અલ્લાહ હરગીઝ ઉઠાવશે નહિ; અલબત્ત (ઉઠાવશે) આ તેનો વાયદો સાચો છે અને તે પૂરો કરવો તેના માટે અનિવાર્ય છે પરંતુ ઘણાંય લોકો જાણતા નથી:

૩૯. (મરણ બાદ સજીવન કરવાનો હેતુ એ છે) કે જે (અઝાબ)ના

વિષે તેઓ વિરૂદ્ધતા કર્યા કરતા હતા તેમને તે પ્રત્યક્ષ કરી દેખાડે અને જેઓ (સત્યનો) ઇન્કાર કરનારા છે તેઓ આ જાણી લેય કે નિસંશય તેઓ પંડેજ જુઠા હતા.

૪૦. જ્યારે અમે કોઈ વસ્તુ (ઉત્પન્ન કરવા)નો નિશ્ચય કરીએ છીએ તો તેના માટે અમારૂં આટલું કહેવું પુરતું (થઈ જાય) છે કે "થઈ જા" જેથી તે (તત્કાળ) થઈ જાય છે. (તો પછી મુર્દાઓને સજીવન કરવામાં શો વાંધો છે?)

૪૧. અને તે લોકો કે જેમણે તેમના પર જુલમ કરવામાં આવ્યા બાદ અલ્લાહની રાહમાં હિજરત કરી તેમને અમે દુનિયામાં ખચીતજ સારી જગ્યા રહેવા માટે આપીશું; અને પરલોકનો બદલો તો ઘણો મોટો હશે, જો તેઓ સમજી શકતા હોય તો;

૪૨. જે લોકો ધીરજ ધરે છે અને જેઓ પોતાના પરવરદિગાર પર ભરોસો રાખે છે (તેમના માટેજ એ બદલો છે).

૪૩. (હે રસુલ!) તારી પહેલાં પણ અમોએ મનુષ્યોનેજ (રસુલ બનાવી) મોકલ્યા હતા, જેમની તરફ અમે વહી કર્યા કરતા હતા; માટે (તેમને કહે કે) અગર તમે નથી જાણતા તો (આગલા આકાશી પુસ્તકોનું) રટણ કરનારાઓને પુછી જુઓ:

૪૪. (આગલા રસુલોને પણ અમોએ) ખુલ્લી દલીલો તથા (પ્રત્યક્ષ) કિતાબો સાથે (મોકલ્યા હતા) અને (તેવીજ દલીલો સાથે) તારા ઉપર પણ આ કુરઆન ઉતાર્યું છે, એ માટે કે જે તેમની તરફ ઉતારવામાં આવ્યું છે તે તેમને તું સ્પષ્ટ કરીને જણાવી દે કે જેથી તેઓ ચિંતવન કરે.

૪૫. જેઓ ભૂંડી ચાલ ચાલે છે તેઓ શું આ (વાત)થી નચિંત થઈ ગયા છે કે અલ્લાહ તેમને ભૂમિમાં ધસાવી નહિ દેય અથવા તેમના પર એવા સ્થળેથી અઝાબ આવી પડે કે જેનું તેમને ભાન પણ ન હોય:

૪૬. અથવા તેમની (મુસાફરીમાં) આવજા દરમિઆન તેમને પકડી પાડે તો તેઓ તે આફતને મુદ્દલ ટાળી ન શકે:

૪૭. અથવા તેમને ભયની હાલતમાં પકડી પાડે? (પણ) નિસંશય

તમારો પરવરદિગાર મહા કૃપાળુ (અને) મહા દયાળુ છે.

૪૮. શું આ લોકો અલ્લાહે સર્જેલી દરેક વસ્તુ તરફ ધ્યાન પૂર્વક નિહાળતા નથી કે જેના પડછાયા (કેવી રીતે) જમણી તથા ડાબી બાજુએ નમી (જઇ)ને અલ્લાહને સિજદો કરતા રહે છે અને (તેમ કરી તે વસ્તુઓ પોતાનો) વિનય જાહેર કરે છે.

૪૯. અને આકાશો તથા જમીનમાં જે જે પ્રાણીઓ છે તે અને ફરિશ્તાઓ પણ અલ્લાહનેજ સિજદો કરે છે અને તેઓ (મુદ્દલ) અભિમાન કરતા નથી.

૫૦. પોતાનો પાલનહાર કે જે તેમના ઉપર છે (યાને જે તેમના કરતાં ઘણોજ શ્રેષ્ઠ અને ચઢીઆતો છે) તેનાથી ડરતા રહે છે અને જે આજ્ઞા તેમને આપવામાં આવે છે તે (યોગ્ય રીતે) બજાવી લાવે છે.

૫૧. અને અલ્લાહે ફરમાવ્યું છે કે બે માઅબુદોને માનો નહિ, સિવાય તેના નથી કે તે (અલ્લાહ) એકજ માઅબુદ છે, માટે મારાથીજ ભય પામો.

૫૨. અને આકાશો તથા પૃથ્વીમાં જે કાંઇ છે તે સઘળું તેનુંજ છે અને તેની આજ્ઞાનું પાલન (દરેકને માટે) હમેશાં અનિવાર્ય છે, તો શું તમે લોકો અલ્લાહના સિવાય બીજા કોઇથી ભય પામશો?

૫૩. અને જે પણ નેઅમત તમને મળે છે અલ્લાહનાજ તરફથી (મળે) છે, પછી જ્યારે તમારા ઉપર કોઈ આપત્તિ (આવી) પડે છે ત્યારે તેનેજ મદદ માટે પોકારો છો.

૫૪. પછી તે જ્યારે (તે) આપત્તિ તમારા (પર)થી ટાળી દે છે ત્યારે એજ ક્ષણે તમારામાંથી એક ટોળું પોતાના પરવરદિગારનો શરીક બનાવવા મંડી જાય છે:

૫૫. કે જેથી અમોએ તેમને જે કાંઈ આપ્યું છે તેના સંબંધમાં તેઓ કૃતઘ્નતા કરે; માટે હવે તમે (આલોકમાં) લાભ મેળવી લો, કારણ કે આખરે તો તમને માલમ પડીજ જશે.

૫૬. અને જે રોજી અમોએ તેમને આપી છે તેનો એક ભાગ તે(માઅબુદો)ના માટે નક્કી કરે છે કે જેમની હકીકત પણ તેઓ

જાણતા નથી; અલ્લાહની કસમ! જે અસત્ય વાત તમે ઉપજાવી કાઢો છો તેના વિષે તમને અવશ્ય પુછવામાં આવશે.

૫૭. અને અલ્લાહના માટે પુત્રીઓ ઠરાવે છે (પણ) તે તેનાથી પાક છે, અને પોતાના માટે જે પસંદ પડે છે તે (યાને પુત્રો ઠરાવે છે).

૫૮. અને તેઓમાંથી કોઈને જ્યારે પુત્રીના (જન્મવાની) ખુશખબર સંભળાવવામાં આવે છે ત્યારે ક્રોધના લીધે તેનો ચહેરો શ્યામ થઈ જાય છે.

૫૯. (અને) જે વાતની ખુશખબર તેને આપવામાં આવી હતી તેને અપ્રિય સમજવાના કારણે લોકોથી સંતાતો ફરે છે (અને વિચારે છે) કે નામોશી છતાંય તેણીને બાકી રહેવા દેવી કે જીવતીજ તેને માટીમાં દાટી દેવી? જુઓ તો ખરા તેઓ કેવો ખરાબ નિર્ણય કરે છે.

૬૦. જે લોકો આખેરત પર ઈમાન નથી રાખતા તેમના માટે ખરાબ ઉપમા છે, અને અલ્લાહના માટે મોટામાં મોટી ઉપમા છે; અને તે ઝબરદસ્ત હિકમતવાળો છે.

૬૧. અને અગર અલ્લાહ માણસોના જુલમોના પ્રમાણમાં તેમનાથી રૂકુ
બદલો લેતે તો તે (પૃથ્વી) પર વસનારાઓમાંથી કોઈ પણ પ્રાણીને બાકી રાખતે નહિ, પણ તે તો એક ઠરાવેલા સમય પર્યંત તેમને ઢીલ આપે છે, પછી જ્યારે તેમનો સમય આવી જાય છે ત્યારે એક ઘડી પણ તેઓ ન પાછળ રહે છે ન આગળ વધે છે.

૬૨. અને અલ્લાહના માટે તે વસ્તુ નક્કી કરે છે જે (પોતાના માટે) નાપસંદ કરે છે, અને તેમની જબાનો જુઠું બોલે છે કે (સઘળી) સારી સારી વસ્તુઓ ખુદ તેમનાજ માટે છે; (એમ નથી) પણ નિસંશય જહન્નમ તેમના માટે છે અને જહન્નમવાસીઓના આગેવાન તેઓજ બનશે.

૬૩. (હે રસુલ!) અલ્લાહની કસમ! ખરેજ અમોએ તારી પહેલાની ઉમ્મતો તરફ પણ રસુલો મોકલ્યા હતા, પરંતુ શેતાને તે (ઉમ્મતી) ઓના કર્તુકોને તેમની નજરમાં સુશોભીત બનાવી દીધા હતા માટે આજે (ક્યામતના દિવસે) પણ એજ તેમનો હિમાયતી હશે અને તેમના માટે (અતિ) દુ:ખદાયક અઝાબ હશે.

૬૪. અને (હે રસુલ!) અમોએ તારા ઉપર આ કિતાબ (કુરઆન)

કેવળ એ આશયથી ઉતારી છે કે જે જે બાબતોમાં આ લોકો મતભેદ કરે છે તે તેમની સામે તું ખુલ્લું કરીને વર્ણવી દેય, અને જે લોકો ઈમાન રાખે છે તેમના માટે હિદાયત અને રહેમત (નું કારણ) બને.

૬૫. અને અલ્લાહે આકાશ પરથી પાણી ઉતાર્યું પછી તે દ્વારા ભૂમિને તેના મરણ બાદ (પુનઃ) સજીવન કરી; બેશક તેમાં તે લોકો માટે કે જેઓ (લક્ષ આપી) સાંભળે છે એક નિશાની મોજુદ છે.

૬૬. અને નિસંશય તમારા માટે ચોપગાં જનાવરોમાં પણ બોધ પાઠ મોજુદ છે, અમે તેમના પેટમાં જે છાણ અને લોહી છે તેની વચ્ચેથી વિખુટું પાડીને ચોકખું દૂધ તમને પાઈએ છીએ જે પીનારાઓને અતિ સ્વાદિષ્ટ લાગે છે.

૬૭. અને ખજુર તથા દ્રાક્ષના ફળોમાંથી તમે નશાની વસ્તુઓ બનાવો છો તેમ સારો ખોરાક પણ; બેશક સમજનારાઓ માટે એમાં પણ એક નિશાની છે.

૬૮. અને તારા પરવરદિગારે મધમાખીને સુઝાડી દીધું કે તું પહાડોમાં તથા વૃક્ષોમાં અને તે (લોકો) જે ઉંચી ઉંચી ઈમારતો બાંધે છે તેમાં ઘર (મધપુડા) બનાવી લે:

૬૯. પછી દરેક ફળમાંથી તું ખા અને તારા પરવરદિગારના સુગમ માર્ગ પર નમનતાઈ સાથે ચાલતી રહે; (વળી) તે (માખી)ઓના પેટમાંથી એક પીવાની વસ્તુ (મધ) નીકળે છે જેના જુદા જુદા રંગ હોય છે જેમાં મનુષ્યો (ના રોગો) નું નિવારણ છે; બેશક ચિંતવન કરનારાઓ માટે એમાં પણ એક નિશાની છે.

૭૦. અને અલ્લાહે તમને પેદા કર્યા છે, પછી તમારો અંત પણ એજ લાવી મૂકશે, અને તમારા માંહેના કેટલાકો ફરીને પાછા નકામી વયે (વૃદ્ધાવસ્થાએ) પહોંચે છે, જેથી જ્ઞાન ધરાવ્યા પછી પાછો દરેક જ્ઞાનથી અજ્ઞાત થઈ જાય છે; નિસંશય અલ્લાહ સર્વજ્ઞ (અને) સર્વ શક્તિમાન છે.

૭૧. અને અલ્લાહે રોજીમાં તમારામાંથી કેટલાકોને કેટલાકો પર શ્રેષ્ઠતા આપી છે, પછી તેઓ કે જેમને શ્રેષ્ઠતા આપવામાં આવી છે તેઓ પોતાની રોજી પોતાના જમણા હાથોથી મેળવેલાઓ (ગુલામો) ને

આપતા નથી કે જેથી તે (રોજી)માં તેઓ સરખા થઈ જાય; તે છતાં પણ શું તેઓ અલ્લાહની નેઅમતોનો ઇન્કાર કરે છે?

૭૨. અને અલ્લાહે તમારા પોતાનામાંથી તમારા માટે સ્ત્રીઓ પેદા કરી છે, અને તમારી સ્ત્રીઓમાંથી તમારા માટે પુત્ર પૌત્રો બનાવી દીધા છે, અને સારી (સારી) વસ્તુઓ તમારી રોજી માટે તમને અર્પી છે; શું છતાંય તેઓ અસત્ય પર ઈમાન લાવશે અને અલ્લાહની નેઅમતોનો ઈન્કાર કર્યેજ જશે?

૭૩. અને અલ્લાહને મૂકી તેમની ઇબાદત કરે છે કે જેઓ આકાશ તથા જમીનમાંથી તેમને રોજી આપવાનો કાંઈજ અધિકાર ધરાવતા નથી, તેમ તેઓ (તેમ કરવાને) સત્તા પણ ધરાવતા નથી.

૭૪. માટે અલ્લાહ સાથે બીજાઓની (સરખામણી કરી) દાખલા આપો નહિ; નિસંશય અલ્લાહ સૌ કાંઈ જાણે છે અને તમે કાંઈ જાણતા નથી.

૭૫. અલ્લાહ એક એવા ગુલામનો દાખલો આપે છે કે જે બીજાની મિલ્કત હોય અને તે કોઈ વસ્તુ પર અધિકાર ધરાવતો ન હોય; અને તેનો (દાખલો) કે જેને અમોએ અમારી પાસેથી ઉમદા રોજી આપી મૂકી હોય જેથી તે તેમાંથી જાહેર અને છુપી રીતે (અલ્લાહની રાહમાં) ખૂબ ખરચ પણ કરતો હોય; શું તેઓ બન્ને સમાન છે? (હરગીઝ નહિ). દરેક પ્રકારની તારીફ અલ્લાહ માટેજ છે; પરંતુ તેઓમાંથી ઘણાખરા જાણતા નથી.

૭૬. અને અલ્લાહ બે શખસોનો દાખલો વર્ણવે છે કે તે માંહેનો એક તો (જન્મનોજ) ગુંગો હોય, તે કોઈ પણ વસ્તુ પર કાબુ રાખતો ન હોય અને તે પોતાના માલિક પર બોજા રૂપ હોય, જ્યાં પણ તેને મોકલવામાં આવે ત્યાં તે કોઈ પણ કાર્ય ઠીક કરીને લાવે નહિ; શું તે (ગુંગો) અને તે શખસ કે જે કાંઈ આજ્ઞા તે કરે તે વ્યાજબીજ હોય અને વળી પંડે પણ રાહેરાસ્ત પર હોય તે બન્ને બરાબર હોઈ શકે છે?

૭૭. અને આકાશો તથા પૃથ્વીની (સઘળી) છુપી બાતો અલ્લાહથીજ ૧
સંબંધ ધરાવે છે; અને (કયામતની) ઘડીનો મામલો આંખના ઝબકારા

કે તેથી પણ ઘણાં ઓછા સમય સિવાય બીજું કાંઈ નથી; નિસશય અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવે છે.

૭૮. અને અલ્લાહે તમને તમારી માતાઓના ઉદરમાંથી એવી રીતે કાઢયા કે (તે વખતે) તમે કાંઇજ જાણતા ન હતા, અને તેણેજ તમારા માટે કાન તથા આંખો તથા હૃદય બનાવ્યા છે કે કદાચને તમે આભાર માનો.

૭૯. શું આ લોકો તે પક્ષીઓ તરફ જોતા નથી કે જે આકાશના એકદમ ઉંચાણનાં વાતાવરણમાં અધ્ધર રહે છે? (તે સ્થળે) તેમને અલ્લાહ સિવાય અન્ય કોઈ થોભાવી રાખતો નથી; નિસંશય ઈમાન લાવનારાઓ માટે એમાં (ઘણી) નિશાનીઓ મોજુદ છે.

૮૦. અને અલ્લાહે તમારા માટે તમારા ઘરોમાં આરામની જગ્યા બનાવી છે, અને તમારા માટે ચોપગાં (જનાવરો)ના ચામડામાંથી મકાન (તંબુ) કાયમ કરી દીધાં છે કે જે તમને તમારી કૂચ તથા પડાવના દિવસે (ઉચકવા બેસાડવામાં) હલકા ફુલ જેવા લાગે છે, અને તેમની ઉનમાંથી તથા રૂંવાટીમાંથી તથા વાળમાંથી તમારા માટે ઓઢવા પાથરવાની સામગ્રી તથા લાભ મેળવવાનો સામાન એક ચોક્કસ સમય માટે (નક્કી કર્યો છે).

૮૧. અને જે જે વસ્તુઓ અલ્લાહે પેદા કરી છે તે માંહેની કેટલીક (વસ્તુઓ) તમારી છાયા માટે બનાવી છે, તથા તમારા સંતાઇ બેસવા માટે પહાડોમાં પણ સુરક્ષિત રહેઠાણ સ્થાપિત કર્યાં છે અને તમારા માટે એવા લુગડાં ઉત્પન્ન કર્યાં છે કે જે તમને ગરમીથી બચાવે છે અને એવા લુગડાં કે જે તમને (લડાઈ વખતે) પરસ્પરના હુમલાથી બચાવે છે; આવી રીતે તે પોતાની બક્ષિશો તમારા પર સંપૂર્ણ કરે છે કે જેથી તમે (સાચે સાચી) તાબેદારી કરો.

૮૨. આ છતાંય જો તેઓ ઈન્કાર કરે તો તારા માથે તો માત્ર (અમારો સંદેશો) સ્પષ્ટ કરી પહોંચાડી દેવાનું છે.

૮૩. તેઓ અલ્લાહની નેઅમત ઓળખે છે છતાં (જાણી જોઇને) તેનો ઈન્કાર કરે છે અને તેઓમાંના ઘણાખરા અનુપકારી છે.

૮૪. અને જે દિવસે દરેક ઉમ્મતમાંથી અમે અકેકો સાક્ષી ઉભો કરીશું ત્યારે જેઓ ઈમાન લાવ્યા ન હશે તેમને ન તો કાંઈ (બોલવાની) પરવાનગી આપવામાં આવશે અને ન તેમને માફી માગવાની તક આપવામાં આવશે. રૂકુ ૧

૮૫. અને જ્યારે તે લોકો કે જેમણે જુલમ કર્યો છે અઝાબ નિહાળશે ત્યારે ન તેમનો અઝાબ હળવો કરવામાં આવશે અને ન તેમને મોહલત આપવામાં આવશે.

૮૬. અને જે વખતે તે લોકો કે જેમણે શિર્ક કર્યું છે તેઓ (પોતાના) શરીકો (માની લીધેલા માઅબુદો)ને નિહાળશે ત્યારે કહેશે કે હે અમારા પરવરદિગાર! આ અમારા (માની લીધેલા) શરીકો છે જેમને અમે (મુસીબતના સમયે) તારા સિવાય પોકાર્યા કરતા હતા, ત્યારે તે (શરીક)ઓ આ વાતને તેમના ઉપરજ ઢાળી દેશે (એમ કહીને) કે ખચીતજ તમે હડહડતા જુઠા છો.

૮૭. અને તેઓ તે દિવસે અલ્લાહની હજુરમાં નમનતાઇનું માથું જુકાવી દેશે અને તેઓ જે કાંઈ જુઠું ઉપજાવી કાઢતા હતા તે સઘળું તેમની પાસેથી જતું રહેશે.

૮૮. તે લોકો કે જેઓ ઈન્કાર કરતા હતા તથા અલ્લાહના માર્ગથી (લોકોને) અટકાવ્યા કરતા હતા તેમના ફીતુર કર્યા કરવાના કારણે અમે તેમના અઝાબ પર અઝાબ વધારી દઈશું.

૮૯. અને તે દિવસે કે જ્યારે અમે પ્રત્યેક ઉમ્મતમાંથી અકેકો સાક્ષી તેમનીજ વિરૂદ્ધ ઉભો કરીશું અને (પછી હે રસુલ!) તે સઘળાઓ પર તને સાક્ષી બનાવી બોલાવીશું (ત્યારે તેમની કેવી માઠી દશા થશે?) અને બેશક અમોએ તારા ઉપર આ કિતાબ (કુરઆન) ઉતારી છે (તેમાં) દરેક વસ્તુનું સવીસ્તર વર્ણન છે અને (સાચે સાચી) તાબેદારી કરનારાઓ માટે હિદાયત અને રહેમત અને ખુશખબર છે.

૯૦. નિસંશય અલ્લાહ ન્યાય તથા ઉપકાર તથા નજીકના સગાં વહાલાઓને (આર્થિક સ્હાય આપવાનો) હુકમ કરે છે અને નિર્લજ્જતા તથા દુષ્કાર્યો તથા અત્યાચારની મનાઈ કરે છે, તે તમને નસીહત કરે છે રૂકુ ૧

કે કદાચને તમે બોધ ગ્રહણ કરો.

૯૧. અને અલ્લાહના વાયદાને કે જ્યારે તમે વાયદો કરી ચુકયા હો પૂરો કરો અને પ્રતિજ્ઞાઓ પાકી કરી લીધા બાદ તેનો ભંગ કરો નહિ, જે સ્થિતિમાં કે તમે અલ્લાહને પોતાનો ઝામીન કરી ચૂકયા હો; બેશક તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૯૨. અને તમે તે (સ્ત્રી)ના જેવા ન થાઓ કે જે પોતાના (હાથે) કાંતેલા (સુતર)ને મજબુત થયા પછી કટકે કટકા કરી નાખે છે; તમે તમારી સોગંદો પરસ્પર છેતરવા માટે ખાઓ છો, (એવા હેતુથી) કે એક ટોળું બીજા કરતાં બળવાન રહે; સિવાય તેના નથી કે અલ્લાહ તે વડે તમારી કસોટી કરે છે; અને જે જે કાંઈ મતભેદ તમે કર્યા કરતા હતા તે સઘળી (બાબતો)ને તમારા માટે કયામતના દિવસે અવશ્ય સ્પષ્ટ કરી દેશે.

૯૩. અને અગર અલ્લાહ ચાહતે તો તમને એકજ પંથના બનાવતે, પરંતુ તે જેનાથી ચાહે છે હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે અને જેને ચાહે છે હિદાયત અર્પણ કરી દે છે; અને તમે જે જે કાંઈ કરતા હતા તેના સંબંધમાં તમને જરૂર પૂછવામાં આવશે.

૯૪. અને તમે તમારી પ્રતિજ્ઞાઓને પરસ્પર છેતરવાનું કારણ ન બનાવો કે (જેથી એમ ન થાય કે) જામી ગયા બાદ (તમારા) પગ (ઈસ્લામથી) પાછા લપસી જાય અને તમે રાહે અલ્લાહથી (લોકોને) અટકાવતા હતા તેના બદલામાં બુરાઈની મજા ચાખવી પડે, અને (વળી) તમારા માટે સખત અઝાબ પણ હોય.

૯૫. અને અલ્લાહ સાથેના કરારના બદલામાં નજીવી કિમ્મત સ્વિકારો નહિ; નિસંશય અલ્લાહની પાસે જે છે તે તમારા માટે વધુ સારૂં છે અગર તમે સમજો તો.

૯૬. જે કાંઈ તમારી પાસે છે તેનો (સંપૂર્ણ) નાશ થઇ જશે અને જે કાંઈ અલ્લાહની પાસે છે તેજ બાકી રહેનાર છે; અને જે લોકોએ ધીરજ ધરી તેનો બદલો તેઓ જે સારાં કામ કરતા હતા તે કરતાંય બેહતરજ આપીશું.

૯૭. પુરૂષોમાંથી હો કે સ્ત્રીઓમાંથી, જે શખસે સત્કાર્ય કર્યું એવી સ્થિતિમાં કે તે ઈમાન ધરાવનારો પણ હોય તો ખચીતજ અમે તેની જીંદગી સારી પસાર કરી દઈશું, અને જે કાર્ય તેઓ કર્યા કરતા હતા તેનાથી પણ તેમને કંઈ કેટલોય સારો બદલો જરૂર આપી દઈશું.

૯૮. માટે જે વેળા તું કુરઆન પઢવા માંડે તો (પ્રથમ) ફિટકાર પામેલા શેતાન(ના છળ કપટ)થી અલ્લાહની પનાહ માગ્યા કર.

૯૯. બેશક તેનો તે લોકો પર કાંઈજ કાબુ નથી કે જેઓ ઈમાન લાવ્યા છે અને પોતાના પરવરદિગાર પર આસ્થા રાખે છે.

૧૦૦. તેનો કાબુ તો એજ લોકો પર છે કે જેઓ તેના દોસ્ત બને છે, અને તેમના ઉપર કે જેઓ બીજાઓને તે (અલ્લાહ)ના શરીક બનાવે છે.

૧૦૧. અને જ્યારે અમે કોઈ આયતની જગ્યાએ (બીજી) કોઈ આયત બદલીએ છીએ—જો કે અલ્લાહ જે કાંઈ ઉતારે છે તે ખુદ તેના(પ્રયોજન)થી પુરી રીતે વાકેફ છે—ત્યારે તેઓ કહે છે કે તું તો ઉપજાવી કાઢનારો છે; વસ્તુસ્થિતી આ છે કે તેઓમાંથી ઘણાખરાઓને કાંઈજ જ્ઞાન નથી.

૧૦૨. (હે રસુલ!) તું કહે કે આ (કુરઆન)ને તો રૂહુલકુદુસ (જીબ્રઈલ)એ તારા પરવરદિગાર તરફથી સત્યતા પૂર્વક ઉતાર્યું છે, એ માટે કે જેઓ ઈમાન લાવ્યા છે તેમને (વધારે) મક્કમ બનાવી દેય. અને સાચી તાબેદારી કરનારાઓ માટે હિદાયત અને ખુશખબર થાય.

૧૦૩. અને (હે રસુલ!) અમે સારી પેઠે જાણીએ છીએ કે તેઓ કહે છે કે એ(રસુલ)ને તો એક માણસજ શિક્ષણ આપે છે. (પરતુ) તેની ભાષા કે જેના ઉપર આ (લોકો શિક્ષણ આપવાનો) આરોપ મૂકે છે અજમી (પર ભાષા) છે, અને આ તો શુદ્ધ અરબી ભાષા છે.

૧૦૪. નિસંશય તે લોકો કે જેઓ અલ્લાહની આયતો પર ઈમાન નથી રાખતા તેમને અલ્લાહ (હરગીઝ) હિદાયત ફરમાવશે નહિ, અને તેમના માટે દુઃખદાયક અઝાબ છે.

૧૦૫. સિવાય તેના નથી કે અસત્ય તો એજ લોકો ઉપજાવી

કાઢે છે કે જેઓ અલ્લાહની આયતો પર ઈમાન રાખતા નથી, અને (ખરી રીતે તો) તેઓજ જૂઠા છે.

૧૦૬. જેઓ ઈમાન લાવ્યા બાદ અલ્લાહનો ઈન્કાર કરે, સિવાય એવી હાલતમાં કે તેના ઉપર બળજબરી કરવામાં આવી હોય, પણ તેના મનમાં ઈમાન દ્રઢ હોય (તો તેના પર કાંઈ દોષ નથી), પરંતુ જે મોકળા મનથી કુફ્ર કરે તો બસ એવાજ લોકો પર અલ્લાહનો કોપ (ઉતરનાર) છે, અને તેમના માટે મહાન અઝાબ (તૈયાર) છે.

૧૦૭. આ એ કારણે કે તેમણે આલોકનું જીવન પરલોકના મુકાબલામાં પસંદ કરી લીધું છે, અને અલ્લાહ મૂન્કર લોકોને હિદાયત ફરમાવતો નથી.

૧૦૮. તેઓ એજ છે કે જેમના અંતઃકરણો પર તથા કાનો પર તથા આંખો પર અલ્લાહે મોહોર મારી દીધી છે, અને એજ લોકો (તદ્દન) બેદરકાર છે.

૧૦૯. નિસંશય પરલોકમાં હાનિ ભોગવનારા તેઓજ હશે.

૧૧૦. પછી જરૂર છે કે તારો પરવરદિગાર તે લોકોના માટે કે જેમણે સંકટમાં સપડાયા પછી (પોતાના) ઘરોનો ત્યાગ કર્યો પછી ધર્મ યુદ્ધ કર્યું, અને ધીરજ ધરી, તો બેશક તારો પરવરદિગાર આ સઘળી વાતો પછી (એ લોકો માટે) મહાન માફ કરનાર (અને) દયાળુ છે.

૧૧૧. તે (કયામતના) દિવસે પ્રત્યેક જણ પોતાના માટેજ તકરાર કરતો આવશે, અને પ્રત્યેક જણને તેણે જે જે કાંઈ કર્યું હશે તેનો પુરેપુરો બદલો આપવામાં આવશે અને તેમના પર હરગીઝ જુલમ કરવામાં આવશે નહિ.

૧૧૨. અને અલ્લાહ એક (એવી) વસ્તીનો દાખલો વર્ણવે છે (કે) જે (તદ્દન) શાંત અને નિર્ભય હતી, જેમાં ચોમેરથી આજીવીકાના ભરપુર સાધનો ચાલ્યા આવતા હતા; પછી તે (વસ્તીવાળા) ઓએ અલ્લાહની નેઅમતોની કૃતઘ્નતા કરી તો અલ્લાહે પણ તેમના કૃત્યો બદલ તેમને અતિ ભૂખ તથા ભયની મજા ચખાડી દીધી.

૧૧૩. અને ખચીતજ તેમની પાસે તેમનામાંથીજ એક રસુલ આવ્યો પછી તેમણે તેને જુઠલાવ્યો, જેથી તેમને (તેમની) જુલમગારીની

ધતિમાંજ અઝાબે આવી દબાવ્યા.

૧૧૪. માટે અલ્લાહે તમને જે કાંઈ આપ્યું છે તેમાંથી હલાલ ાને પાક વસ્તુઓ ખાઓ, અને અગર અલ્લાહનાજ બન્દા બનવા ાહતા હો તો તેની નેઅમતોનો પાડ માનતા રહો.

૧૧૫. સિવાય તેના નથી કે તેણે તમારા પર મુરદાર તથા લોહી ાથા સુવ્વરનું માસ તથા તે (કુરબાની) કે જે અલ્લાહના સિવાય બીજું ામ લઈ ઝબેહ કરવામાં આવી હોય (એ સઘળી વસ્તુઓ) હરામ ારી છે, પછી જે કોઈ (ભૂખ મરાથી) વ્યાકુળ બને અને (અલ્લાહની ાાજ્ઞાનું) ઉલ્લંઘન કર્યા વિના તથા હદથી વધી જવા વિના (તેનો ઉપયોગ કરે) તો બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાવાન છે.

૧૧૬. અને તમારી જબાનોથી જે અસત્ય નીકળે છે તે (સાચું માની લઈ) એમ ન કહો કે આ હલાલ છે અને આ હરામ છે કે જેથી એવી રીતે અલ્લાહ પર જુઠું આળ ચઢાવો; બેશક જે લોકો અલ્લાહ ઉપર જુઠું આળ ચઢાવે છે તેઓ (હરગીઝ) સફળતા મેળવશે નહિ.

૧૧૭. (આ) થોડાક વખતનો લાભ છે અને (છેવટે) તેમના માટે દુ:ખદાયક શિક્ષા છે.

૧૧૮. અને તેમના પર કે જેઓ યહુદી હતા તે વસ્તુઓ હરામ કરી હતી કે જેનું વર્ણન અમે તને આગળ વર્ણવી ચૂકયા છીએ, અને અમોએ તેમના પર જુલમ કર્યો ન હતો બલ્કે તેઓ પંડે પોતાના જીવપર જુલમ કર્યા કરતા હતા.

૧૧૯. છતાં નિસંશય તારો પરવરદિગાર તે લોકોના માટે કે જેમણે અજ્ઞાનતામાં બદી કરી, પછી તે બાદ પશ્ચાતાપ કર્યો અને (ભૂલ કર્યા બાદ) સુધારણા કરી, તો બેશક તારો પરવરદિગાર એમ થયા પછી મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

૧૨૦. બેશક ઈબ્રાહીમ એક (સત્ય ધર્મનો) નમુનો હતો જે રૂકુઅ
નિખાલસ મનથી અલ્લાહની ફરમાબરદારી કરનારો હતો અને તે ૧૬
મુશ્રીકો માંહેનો ન હતો:

૧૨૧. તે તે (અલ્લાહ)ની નેઅમતોનો પાડ માનનારો હતો; તે

(અલ્લાહે) તેને પસંદ કરી લીધો હતો અને તેને રાહેરાસ્ત દેખાડી દીધી હતી.

૧૨૨. અને અમોએ તેને આલોકમાં ભલાઈ આપી હતી, અને ખચીતજ પરલોકમાં પણ તે સદાચારીઓ માંહેનોજ છે.

૧૨૩. પછી અમોએ તારી તરફ વહી કરી કે તું ઇબ્રાહીમના (સાચા) ધર્મ (ઇસ્લામ)નું અનુકરણ કર કે જે એકજ અલ્લાહને માનનાર હતો; અને તે મુશ્રીકો માંહેનો ન હતો.

૧૨૪. સિવાય તેના નથી કે સબ્ત (શનિવાર) તો તે લોકો પર વાજીબ (અનિવાર્ય) કરવામાં આવ્યો હતો કે જેમણે તે(ના પાલન)માં મતભેદ કર્યો હતો; અને બેશક તારો પરવરદિગાર તેમની વચ્ચે કયામતના દિવસે તે બાબતનો નિર્ણય કરી દેશે કે જેમાં તેઓ પરસ્પર મતભેદ કર્યા કરતા હતા.

૧૨૫. (હે રસુલ!) તું તારા પરવરદિગારના માર્ગ તરફ હિકમત સાથે તથા શ્રેષ્ઠ ઉપદેશ સાથે (લોકોને) બોલાવ અને તેમની સાથે એવી રીતે ચર્ચા કર કે જે ઉત્તમ હોય; નિસંશય તારો પરવરદિગાર તેમનાથી સારી પેઠે વાકેફ છે કે જેઓ તેના માર્ગથી રખડી ગયા છે અને તેમનાથી પણ સારી પેઠે વાકેફ છે કે જેઓ હિદાયત પામેલા છે.

૧૨૬. અને જો બદલો લો તો એટલોજ બદલો લો, જેટલી કે તમારા પર સખ્તાઈ કરવામાં આવી હોય, અને જો સહન કરો તો ખરેજ તે સહન કરનારાઓ માટે બેહતર છે.

૧૨૭. અને (હે રસુલ!) સહન કર, અને તારાથી સહન થશે નહિ પણ અલ્લાહનીજ મદદથી, અને તે નાસ્તિકોના સંબંધમાં ખેદ ન કર; અને તેઓ જે ચાલબાજીઓ ચાલે છે તેનાથી મનમાં ઓછું ન આણ.

૧૨૮. નિસંશય અલ્લાહ તેમની સાથે છે કે જેઓ (નાસ્તિકપણું તથા ગુન્હાઓથી) બચતા રહે છે, અને તેમની સાથે પણ છે કે જેઓ નેકીઓ કરનારા છે.

---

# ભાગ ૧૫ મો.

## પ્રકરણ ૧૭ મું.

## સુરયે બની ઇસ્રાઇલ.

## ઇસ્રાઇલના વંશજો.

મક્કામાં ઉતરેલી જેની ૧૧૧ આયતો અને ૧૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. પાક છે તે જાત કે જે રાતો રાત પોતાના બન્દા (મોહમ્મ સ૦ અ૦ વ૦)ને મસ્જીદુલ હરામ (બયતુલ્લાહ)થી મસ્જીદે અક (બયતુલ મુકદ્દસ) તરફ લઈ ગયો જેની આસપાસ(ની ભૂમિ)ને એ અમોએ બરકતવાળી બનાવી છે કે જેથી અમે તેને અમારી નિશાનીઓમાં કેટલીક દેખાડી દઈએ; બેશક તે મોટો સાંભળનાર (અને) દેખનારો છે.

૨. અને મુસાને અમોએ (તૌરેત) કિતાબ આપી હતી અને તે બની ઈસિરાઈલ માટે હિદાયત (સન્માર્ગ દર્શક) બનાવી હતી (અ સાથેજ એવી આજ્ઞા પણ કરી હતી) કે મારા સિવાય કોઈને પ કાર્યસાધક બનાવો નહિ.

૩. (આ બની ઈસિરાઈલ) તે (લોકો)ની ઓલાદ હતી કે જેમ અમોએ નૂહની સાથે કિશ્તીમાં સવાર કરાવ્યા હતા; નિસંશય તે (નૂહ અતિશય આભાર માનનારો બન્દો હતો.

૪. અને અમોએ એજ કિતાબ (તૌરેત)માં બની ઈસિરાઈલ ખબર આપી હતી કે તમે પૃથ્વીપર બે વેળા અવશ્ય ફસાદ કરશે અને (વળી) ખરેજ મોટી ઉદ્ધતાઈ સાથે વર્તશો.

૫. પછી જ્યારે બે વાયદાઓ માંહેના પહેલાનો સમય આવ ત્યારે અમોએ તમારી વિરૂદ્ધ અમારા મહાન યોદ્ધા મોકલી દી જેથી તેઓ શહેરના અંદરના ભાગમાં ફરી વળ્યા; અને (અમા અઝાબનો) વાયદો પુરો થનાર હતો તે થઈને રહ્યો.

૬. પછી અમોએ તમને તેમના પર પાછી પ્રબળતા આ

અને સંપતિ તથા સંતતિ વડે તમારી સ્હાય કરી અને સંખ્યાની રૂએ પણુ તમને ઘણુા વધારી દીધા.

૭. અગર તમે કોઇ નેકી કરશો તો તમારા પોતાના (લાભ) માટેજ નેકી કરશો, અને જો તમે બદી કરશો તો તે પણુ તમારા પોતાના માટેજ કરશો. પછી જ્યારે બીજા વાયદાનો (સમય) આવ્યો (ત્યારે અમોએ બીજા લોકોને મોકલ્યા) કે (જેથી તમને શિક્ષા કરી) તેઓ તમારા મોઢાં બગાડી નાખે તથા મસ્જીદમાં એવી રીતે ઘુસી જાય કે જેવી રીતે પ્રથમ વાર તેઓ તેમાં ઘુસી ગયા હતા, અને પછી તેમનું જે જે વસ્તુઓ પર જોર ચાલે તેને ભાંગી તોડી સંપૂર્ણ નાશ કરી નાખે.

૮. (પરંતુ) સંભવીત છે કે તમારો પરવરદિગાર તમારા પર દયા કરે, અને અગર તમોએ પછી પણુ એજ (નાફરમાની તરફ મોઢું) કર્યું તો અમે પણુ એજ કરીશું; અને અમોએ (સત્યનો) ઈન્કાર કરનારાઓ માટે જહન્નમને કેદખાનું બનાવ્યું છે.

૯. બેશક આ કુરઆન તે માર્ગ દેખાડે છે કે જે સૌથી સીધો છે અને તે મોમીનોને કે જેઓ નેકીઓ કરતા રહે છે આ ખુશખબર સંભળાવે છે કે તેમના માટે ઘણો મોટો બદલો છે:

૧૦. અને આ કે જેઓ આખેરત ઉપર ઈમાન નથી રાખતા તેમના માટે ખચીતજ અમોએ દુ:ખદાયક અઝાબ તૈયાર કર્યો છે.

૧૧. અને ઈન્સાન બુરી વસ્તુઓ માટે પણુ એવી દુઆ માગે છે જેવી કે સારી વસ્તુઓ માટે; અને ઈન્સાન અતિ ઉતાવળો છે.

૧૨. અને અમોએ રાત્રી તથા દિવસને (અમારી કુદરતની) બે નિશાનીઓ બનાવી છે પછી અમોએ રાત્રીની નિશાની ઝાંખી કરી નાખી અને અમોએ દિવસની નિશાની પ્રકાશીત કરી દીધી કે જેથી (તેમાં) તમે તમારા પરવરદિગારની કૃપા (રોજી)ની ચાહના કરો, અને વળી એ માટે કે તમે વરસોની ગણુતરી તથા હિસાબ સમજો; અને દરેક વસ્તુને અમોએ જોઇએ તેવી ખુલ્લી રીતે વર્ણવી દીધી છે.

૧૩. અને દરેક ઈન્સાનની કરણીને અમોએ તેના ગળાનો હાર બનાવી છે, અને કયામતના દિવસે અમે તેના માટે એક લેખ કાઢીશું

જેને તે તદ્દન ખુલ્લો નિહાળશે.

૧૪. (પછી અમે તેને આજ્ઞા કરીશું કે) તારૂં લખાણુ વાંચી લે; આજના દિવસે તારા પોતાનો હિસાબ લેવાને તું પોતેજ બસ છે.

૧૫. જેણે હિદાયત મેળવી તો તેણે પોતાના માટે હિદાયત મેળવી, અને જે ગુમરાહ થઈ ગયો તેની ગુમરાહી(નું માઠું પરિણામ) તેના પોતાના માટેજ છે; અને કોઈ બોજો ઉચકનાર બીજા કોઇનો બોજો ઉચકશે નહિ; અને જ્યાં સુધી અમે (કોઇ) રસુલ મોકલતા નથી ત્યાં સુધી અઝાબ આપતા નથી.

૧૬. અને જ્યારે અમે કોઈ વસ્તીનો નાશ કરવાનો મનસુબો કરીએ છીએ ત્યારે તે વસ્તીના વૈભવશાળી લોકોને (અમારી તાબેદારી કરવાનો) હુકમ કરીએ છીએ, પણ તેઓ તે(વસ્તી)માં (અમારા હુકમો સંબંધી) નાફરમાની કરવા લાગે છે; એવી રીતે અમારો બોલ તેમના સંબંધમાં સાચો પુરવાર થઈ જાય છે, જેથી અમે તેનો સંપૂર્ણ નાશ કરી નાખીએ છીએ.

૧૭. અને નૂહની પછી અમોએ કંઇ કેટલીયે પેઢીઓનો નાશ કરી નાખ્યો; અને તારો પરવરદિગાર પોતાના બન્દાઓના ગુન્હાઓ જાણવા અને જોવા માટે પુરતો છે.

૧૮. જે (શખસ) ક્ષણુભંગુર જગતનો ચાહનારો હોય છે તો તેમાંથી જેના માટે અમે જે ચાહીએ છીએ તે જલદીથી આપી દઇએ છીએ, પછી અમે તેના માટે જહન્નમ નક્કી કરીએ છીએ, તે તેમાં તિરસ્કારાએલો અને (અલ્લાહુની રહેમતથી) નાસીપાસ થએલો દાખલ થશે.

૧૯. અને જે આખેરતનો ઇચ્છનારો થાય છે અને તે પ્રાપ્ત કરવા માટે એવી કોશીશ કરે કે જેવી કોશીશ કરવાનો હક છે એવી સ્થિતિમાં કે તે મોમીન પણ હોય તો તે લોકોની કોશીશનો (અવશ્ય) સ્વીકાર થશે.

૨૦. (હે રસુલ!) અમે દરેકની—એમની પણ અને તેમની પણ—તારા પરવરદિગારની બક્ષીશો વડે સ્હાય કરતા રહીએ છીએ; અને તારા પરવરદિગારની બક્ષિસ કોઇના ઉપર પણ બંધ નથી.

૨૧. જો, અમોએ કેવી રીતે કેટલાકોને કેટલાકો પર શ્રેષ્ઠતા આપી છે;

અને ખરેજ દરજ્જા શ્રેષ્ઠતાનાં સંબંધમાં આખેરત વધુ ઉત્તમ છે.

૨૨. અલ્લાહુની સાથે કોઈ બીજો માઅબુદ ઠરાવ નહિ, નહિ તો બદનામ થઇને ત્યાગી દેવાઈ બેસી રહીશ.

અ ૨૩. અને તારા પરવરદિગારે (તદ્દન છેવટનો) હુકમ આપી દીધો છે કે તમે તેના સિવાય બીજા કોઈની ઈબાદત કરો નહિ અને માબાપ સાથે નેકી કરતા રહો. અગર તેઓ બન્નેમાંથી એક અથવા બન્ને તારી સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય (અને કોઈ કારણે તારા ઉપર ક્રોધે ભરાય) તો તેમની સામે ઉફ પણ ન કર, તેમજ તેમને તરછોડ પણ નહિ, અને તેમની સાથે મયાળુપણે વાત કર.

૨૪. અને તેમની પાસે નમ્રતાનો બાઝુ માયાળુપણે જુકાવ અને આ કહ્યા કર કે હે મારા પરવરદિગાર! આ બન્ને ઉપર એવીજ કૃપા ફરમાવ જેવી કે આ બન્નેએ મને નાનપણથી ઉછેરવામાં (કૃપા) કરી હતી.

૨૫. તમારો પરવરદિગાર તમારા અંતઃકરણોમાં જે કાંઈ છે તેનાથી સારી પેઠે વાકેફ છે; અગર તમે સદાચારી રહેશો તો બેશક તે પણ (પોતાની તરફ) વારંવાર રજુ થનારાઓને અતિ માફ કરનાર છે.

૨૬. અને તું નજીકના (સગાંવહાલાં) ઓને તેમનો હક આપી દે તેમ નિરાધારો તથા મુસાફરોને પણ, અને ઉડાઉપણે ખરચ ન કર.

૨૭. નિસંશય ઉડાઉ ખરચ કરનારા શેતાનોના ભાઇબંધો છે; અને શેતાન પોતાના પરવરદિગારનો હંમેશથી અનુપકારી છે.

૨૮. અને અગર તું તારા પરવરદિગારની કૃપા પ્રાપ્ત કરવા માટે કે જેની તું આશા રાખે છે તેની રાહ જોતાં તેમનાથી મોઢું ફેરવવું પડે તો (જ્યારે તું તેમની પાસે પાછો ફરે ત્યારે) તેમને નરમ શબ્દોથી સમજાવી લે.

૨૯. અને તું તારો હાથ ગર્દન સાથે બાંધેલો ન રાખ તેમજ એકદમ હાથ લંબાવ પણ નહિ કે જેથી ઠપકાને પાત્ર અને ઓશીઆળો બની જાય.

૩૦. નિસંશય તારો પરવરદિગાર જેના માટે ચાહે છે રોજી વિશાળ કરી દે છે અને (જેના માટે ચાહે છે) તંગ કરી નાખે છે; નિસંશય તે પોતાના બન્દાઓની (દરેક) સ્થિતિથી વાકેફ હોઇ નિહાળનારો છે.

૩૧. અને ભુખમરાના ભયથી તમારી ઓલાદને મારી ન નાખો; (કારણ કે) તેમને પણ અમેજ રોજી આપીએ છીએ અને તમને પણ; બેશક તેમનું મારી નાખવું (એ) ઘણોજ મોટો ગુન્હો છે. રૂકુઅ ૪

૩૨. અને વ્યભિચાર પાસે (હરગીઝ) ન જાઓ નિસંશય તે નિર્લજ્જપણા (નું કાર્ય) છે; અને અતિ બુરો માર્ગ છે.

૩૩. અને જે કોઈ જીવ—કે જેનું મારી નાખવું અલ્લાહે હરામ કર્યું છે તેને અન્યાયી રીતે મારી ન નાખો સિવાય કે ન્યાયી રીતે; અને જે કોઈ નિર્દોષ (હોવા છતાં) માર્યો જશે તો અમે તેના વારસને અવશ્ય સત્તા આપીશું, પણ તે ખૂન (નો બદલો લેવા) માં હદબહાર જાય નહિ; (કેમકે) નિસંશય તેને સ્હાય કરવામાં આવી છે.

૩૪. અને યતીમના માલ પાસે સદ્ હેતુ સિવાય જાઓ નહિ, જ્યાં સુધી કે તે બાલીગ (ઉમર લાયક) થઈ ન જાય; અને આપેલા વાયદા પૂરા કરો, નિસંશય દરેક વાયદા સંબંધી સવાલ કરવામાં આવશે.

૩૫. અને જ્યારે માપ કરો ત્યારે માપ પુરૂં આપો અને સાચા ત્રાજવાં વડે જોખો; એજ (તમારા માટે) સારૂં છે અને પરિણામે પણ તે બેહતર છે.

૩૬. અને જે વાતની તને જાણ ન હોય તેની પાછળ ન પડ; નિસંશય કાન તથા આંખ તથા અંતઃકરણ એમાંથી દરેકને (કયામતના દિવસે) સવાલ કરવામાં આવશે.

૩૭. અને જમીન પર હેકડાઇને ન ચાલ, નિસંશય તું ન તો જમીનને (તારી હેકડાઇથી) ફાડી શકશે અને ન (ઉંચો) વધીને પહાડોની ઉંચાઇએ પહોંચી શકશે.

૩૮. આ માંહેની દરેક વાતની બૂરાઈ તારા પરવરદિગાર આગળ નાપસંદ છે.

૩૯. (હે રસુલ!) જે ડહાપણની વાતો તારા પરવરદિગારે તારી તરફ વહી દ્વારા ઉતારી છે તે માંહેની આ (વાતો) છે; અને તું અલ્લાહની સાથે બીજો માઅબુદ બનાવી ન લે નહિ તો (હે મનુષ્ય!) ઠપકાને પાત્ર બનીને (રહેમતથી) પરે થઈ જહન્નમમાં ફેંકી દેવામાં આવશે.

૪૦. (હે મુશ્રીકો!) ત્યારે શું બેટાઓ (આપવા) માટે તમારા અલ્લાહે તમનેજ ચુંટી કાઢયા છે પોતાના માટે ફરિશ્તાઓમાંથી બેટીઓ લઈ લીધી છે? ખરેજ તમે આ ભારે બોલ બોલો છો.

૪૧. અને ખચીતજ અમોએ આ કુરઆનમાં વારંવાર દલીલો વર્ણવી છે કે જેથી તેઓ સમજે; પણ તે તે(નાફરમાનો)ના તિરસ્કારમાં માત્ર વધારોજ કરે છે.

૪૨. (હે રસુલ!) તું કહે કે અગર તેમના કહેવા પ્રમાણે તે(અલ્લાહ)ની સાથે બીજા પણ માઅબુદો હોત તો એવી સ્થિતિમાં તેઓ પણ અર્શના (સાચા) માલિક સુધી પહોંચી જવાનો માર્ગ જરૂર શોધી લેતે.

૪૩. જે કાંઈ આ લોકો કહે છે તેનાથી તે(ની જાત) કેટલીએ વધારે પાક અને અતિ ઉચ્ચ છે.

૪૪. સાતેય આકાશ અને આખી સૃષ્ટિ તથા જે કાંઈ તેમાં છે (તે સઘળાં) તેની પવિત્રતાઈ ગાય છે; અને એક પણ વસ્તુ એવી નથી કે જે તેના વખાણની જપમાળા ફેરવતી ન હોય પણ તમે તેની જપમાળને સમજતા નથી; નિસંશય તે મહા સહનશીલ (અને) મહા ક્ષમાવાન છે.

૪૫. અને જ્યારે તું કુરઆન પઢે છે ત્યારે અમે તારી વચ્ચે અને તે લોકોની વચ્ચે કે જેઓ આખેરત પર ઈમાન નથી લાવ્યા એક અદ્રષ્ય પડદો કાયમ કરી દઈએ છીએ:

૪૬. અને તેમના અંતઃકરણો પર અમે પડળ ચઢાવી દઈએ છીએ કે જેથી તેઓ તેને સમજે નહિ અને તેમના કાનોમાં (અમે) વજન (નાખી દઈએ છીએ કે જેથી તેઓ તે સાંભળે નહિ); અને જ્યારે તું કુરઆનમાં તારા એકજ પરવરદિગારને યાદ કરે છે ત્યારે તેઓ તિરસ્કાર દર્શાવી પીઠ ફેરવી જાય છે.

૪૭. અમે તે સારી પેઠે જાણીએ છીએ કે જ્યારે તેઓ તને (કુરઆન પઢતા) કાન ધરી સાંભળે છે તો તે કેવા હેતુથી સાંભળે છે! તેમજ જ્યારે તેઓ એક બીજાની સાથે ખાનગીમાં સલાહ કરે છે ત્યારે

આ જુલમગારો કહે છે કે તમે તો એવા શખસને અનુસરી રહ્યા છો કે જેના પર જાદુ કરવામાં આવ્યું છે.

૪૮. (હે રસુલ!) જો તો ખરો તેઓ તારા માટે કેવી કેવી સરખામણીઓ કરે છે! પણ તેઓ પંડેજ ગુમરાહ થઈ ગયા છે જેથી તેઓ હવે કોઈ (રીતે સદ્ઽ) માર્ગ મેળવી શકતા નથી.

૪૯. અને તેઓ કહે છે કે જ્યારે અમે હાડકાં અને માટી થઈ જઇશું તો શું પછી પણ અમે ખરેજ નવેસરથી પેદા કરી ઉઠાડવામાં આવીશું?

૫૦. (હે રસુલ!) તું કહે કે તમે પત્થર બની જાઓ અથવા લોખંડ:

૫૧. અથવા કોઈ અન્ય ઉત્પન્ન થએલી (વસ્તુ) કે જે તમારા મનથી સખતમાં સખત હોય (તો પણ તમે પુનઃ સજીવન થશોજ); છતાં તેઓ એજ કહેશે કે તે પછી અમને પાછા કોણ (સજીવન) કરી શકશે? તું કહે કે એજ (અલ્લાહ) કે જેણે તમને પહેલી વખતે પેદા કર્યા હતા (તેજ પછી પણ સજીવન કરશે); આ સાંભળી તેઓ તારી તરફ જોઈ પોતાના ડોકાં હુલાવશે અને કહેશે કે (બતાવો) એ થશે કયારે? તું કહે કે કદાચને તે (પુનઃ સજીવન થવાનો દિવસ યાને કયામત) પાસે પણ આવી પહોંચ્યો હોય.

૫૨. જે દિવસે તે તમને બોલાવશે ત્યારે તમે તેના ગુણગાન ગાતાં તેની આજ્ઞા માનશો અને એવું ધારશો કે તમે ઘણોજ ઓછો (સમય દુનિયામાં) થોભ્યા હતા.

૫૩. અને (હે રસુલ!) મારા બન્દાઓને કહે કે તેઓ એવી વાત રૂકુઅ
કહ્યા કરે કે જે ઉત્તમ હોય; નિસંશય શેતાન તેમની વચ્ચે કુસંપ ૬
નાખે છે; બેશક શેતાન મનુષ્યોનો ખુલ્લો દુશ્મન છે.

૫૪. તમારો પરવરદિગાર તમારાથી સારી પેઠે વાકેફ છે; અગર તે ચાહશે તો તમારા પર કૃપા કરશે અથવા જો ચાહશે તો તમને શિક્ષા આપશે; અને (હે રસુલ!) અમોએ તને તેમનો નિગેહબાન બનાવીને મોકલ્યો નથી.

૫૫. અને આકાશો તથા જમીનમાં જે કાંઈ છે તેનાથી તારો

પરવરદિગાર સારી પેઠે વાકેફ છે; અને ખરેજ અમોએ કેટલાક નબીઓને કેટલાકો પર શ્રેષ્ઠતા આપી છે અને અમોએ દાઉદને ઝબુર અર્પણ કરી હતી.

૫૬. તું કહે કે અલ્લાહ સિવાય તમને જેનો જેનો ઘમંડ છે તેમને તમે પોકારી જુઓ, પછી તેઓ તમારી મુસીબત ટાળવાની ન સત્તા ધરાવશે અને ન (તેને સુખમાં) બદલી નાખવાની.

૫૭. તેઓ જેમને પોકારે છે તેઓ પંડે (અલ્લાહના નિકટ બન્દા હોવા છતાં) પોતાના પરવરદિગાર સુધી પહોંચવા માટે વસીલો (સાધન) બનાવવા તેઓમાંથી (અલ્લાહની સાથે) કોણ વધુ નિકટ (સંબંધ ધરાવે) છે તેને શોધે છે[1] અને તેની કૃપાના ઉમેદવાર છે અને તેના અઝાબથી ડરતા રહે છે; બેશક તારા પરવરદિગારનો અઝાબ ડરવા જેવીજ વસ્તુ છે.

૫૮. અને એક પણ વસ્તી એવી નથી કે જેનો અમે કયામતના દિવસ પહેલાં નાશ કરી નહિ નાખીએ અથવા તેને સખત અઝાબ નહિ આપીએ; આ તે કિતાબ (લવ્હે મહ્‌ફુઝ) માં લખાઈ ચુકયું છે.

૫૯. અને અમને (અમારા) મોજીઝા મોકલતાં (બીજા) કોઈ કારણે રોકયા ન હતા સિવાય કે આગલાઓએ તે જુઠલાવ્યા હતા; અને અમોએ સમુદની કોમને પ્રત્યક્ષ નિશાની (તરીકે) ઉંટણી આપી હતી પણ તેમણે તેના ઉપર જુલમ કર્યો; અને અમે એવા મોજીઝા કેવળ ડરાવવા કાજેજ મોકલ્યા કરીએ છીએ.

૬૦. અને (હે રસુલ! તે સમયને યાદ કર) જ્યારે અમોએ તને કહ્યું હતું કે બેશક તારા પરવરદિગારે તે (મક્કાના) લોકોને ઘેરી રાખ્યા છે (જેથી તેઓ તારૂં કાંઈ બગાડી શકશે નહિ); અને તે સ્વપ્નું કે જે અમોએ તને દેખાડયું હતું તે માત્ર સઘળા લોકો(ના વિશ્વાસ)ની કસોટી માટે ઠરાવ્યું હતું અને (એવી રીતે) કુરઆનમાં (વર્ણવેલું) તે તિરસ્કૃત વૃક્ષ (કાંટાળો થોર) પણ; અને અમે (જુદી જુદી રીતે) તેમને

---

૧. આ આયતમાં નિકટના બન્દાઓથી મુરાદ પયગમ્બરો ફરિશ્તાઓ તેમજ અન્ય પવિત્ર પુરૂષો છે જ્યારે વધુ નિકટ બન્દાથી મુરાદ ખત્મુલ મુરસલીન શફીઉલ મુઝનબીન હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ અ૦ વ૦ છે એટલે કે ઉપર જણાવેલા નિકટના બન્દાઓ પણ અલ્લાહની નઝદીકી પ્રાપ્ત કરવા માટે હ૦ મોહમ્મદ મુસ્તફા સ૦ અ૦ વ૦ ને કયામતના દિવસે વસીલો શોધશે.

બીવરાવીએ છીએ, પરંતુ તે તેમની શીરજોરીમાં વધારોજ કરે છે.

૬૧. અને (તે સમયને યાદ કર) જ્યારે અમોએ ફરિશ્તાઓને રૂકુઅ ૭
કહ્યું કે તમે આદમને સિજદો કરો જેથી ઇબલીસના સિવાય સર્વેએ સિજદો કર્યો; તેણે (અભિમાનથી) કહ્યું કે શું હું તેને સિજદો કરૂં કે જેને તેં માટી(માં)થી પેદા કર્યો છે?

૬૨. તેણે (આ પણ) કહ્યું કે ભલા તું જો તો ખરો આ એજ છે કે જેને તેં મારા પર શ્રેષ્ઠતા આપી છે! અગર તેં મને કયામત સુધીની મોહલત આપી તો ખચીતજ હું તેની ઓલાદના છેક થોડા સિવાય સઘળાઓનાં મૂળ ઉખેડી નાખીશ.

૬૩. ફરમાવ્યું, જા (દૂર થા), તેઓમાંથી જે કોઈ તારી તાબેદારી કરશે તો નિસંશય પછી તમો સર્વેનો બદલો જહન્નમ હશે (અને ખરેજ તે) પુરેપુરો બદલો હશે.

૬૪. અને તેઓમાંથી જેમને તું બહેકાવી શકતો હોય તેમને તારા અવાજ વડે બહેકાવી લે, અને તેમના મુકાબલામાં માટે તારા સ્વારો કે પ્યાદાઓ સાથે તેમના પર ચઢાઈ કર, અને તેમના માલ તથા ઓલાદમાં ભેળાઇ જા (અર્થાત દુરૂપયોગ કરાવ), અને તેમનાથી (જુઠા) વાયદા કર; જો કે શેતાન તેમનાથી કોઈ વાયદો કરશે નહિ કિંતુ (કેવળ) ધોકોજ આપશે.

૬૫. નિસંશય જેઓ મારા (ખાસ) બન્દા છે તેમના પર તો તારો કાંઇજ કાબુ ચાલશે નહિ; અને તારો પરવરદિગાર (તેમનો) રક્ષક હોવા માટે પુરતો છે.

૬૬. (હે લોકો!) તમારો પરવરદિગાર એજ છે કે જે તમારા માટે સમુદ્રોમાં વહાણ ચલાવે છે કે જેથી તમે તેની કૃપા(રોજી)ના ઇચ્છનારા થાઓ; બેશક તે તમારા ઉપર મહાન દયાળુ છે.

૬૭. અને જ્યારે તમારા પર સમુદ્રમાં કોઈ આફત આવી પડે છે ત્યારે તેના સિવાય જે બીજાઓને તમે પોકારો છો તે સર્વે ગુમ થઈ જાય છે, પછી જ્યારે તે તમને છુટકારો આપી ખુશકી પર પહોંચાડી દે છે ત્યારે તમે મોઢું ફેરવી લો છો; અને મનુષ્ય છેજ અનુપકારી.

૬૮. શું તમે તે(વાત)થી નિર્ભય થઈ ગયા છો કે ખુશ્કીના એક

ભાગને તમારી સાથે ધસાવી નહિ હોય અથવા તમારા પર પત્થરો વરસાવનારૂં વાવાઝોડું નહિ મોકલે? તે વખતે તમે કોઇને પણ તમારો વાલી (કે મદદગાર) જોશો નહિ:

૬૯. અથવા તમે તે(વાત)થી પણ નિર્ભય થઈ ગયા છો કે એક વધુ વખત તમને પાછા તે(સમુદ્ર)માં નહિ લઈ જાય, પછી તે તમારા પર પવનનું તોફાન નહિ મોકલે? પછી જે નેઅમતોની તમે કૃતઘ્નતા કરી ચુકયા છો તેના બદલે તમને ડૂબાડી (નહિ) હોય? પછી તમે તેના સંબંધમાં અમારી વિરૂદ્ધ કોઇને મદદગાર મેળવશો નહિ.

૭૦. અને ખરેજ અમોએ આદમની ઓલાદને ઈઝઝત આબરૂ આપી છે અને ખુશ્કી તથા તરીમાં તેમને (વહાણ તથા જનાવરો પર) સ્વાર લઈ જઇએ છીએ અને સારી વસ્તુઓથી તેમને રોજી આપીએ છીએ અને અમારી સર્જેલ ઘણીયે મખ્લુક (પ્રાણીઓ) પર તેમને ઘટતી શ્રેષ્ઠતા આપી છે.

૭૧. જે દિવસે અમે દરેક ટોળાને તેના ઈમામ (આગેવાન) સાથે બોલાવીશું પછી જે શખસને તેનું આ'માલનામું (કરણીના લેખ) જમણા હાથમાં આપવામાં આવશે બસ તેવાઓ તો પોતાના આ'માલનામાને (હર્ષ ભેર) વાંચશે અને તેમને એક સુતર(ના તાંતણા) બરાબર પણ અન્યાય કરવામાં આવશે નહિ.

૭૨. અને જે કોઈ આ(જગત)માં (આંખો છતાં) આંધળો રહ્યો તો તે આખેરતમાં પણ આંધળો અને રાહે રાસ્તથી ઘણે છેટે ભટકેલો રહેશે.

૭૩. અને (હે રસુલ!) પાસે હતું કે તેઓ તને—તેનાથી કે જે કાંઈ અમારી તરફથી વહી કરવામાં આવી હતી—ખસેડી મૂકે કે જેથી તું તે(વહી)ની વિરૂદ્ધ અમારી સામે ભલતીજ વાત ઘડી કાઢે, અને એવી સ્થિતિમાં ખરેજ તેઓ તને (પોતાનો) મિત્ર બનાવી લેતે.

૭૪. અને જો અમોએ તને મક્કમ રાખ્યો ન હોત તો પાસે હતું કે તું પણ ખરેજ થોડે અંશે પણ તેમના તરફ વળી જતે:

૭૫. અગર એમ થયું હોત તો ખરેજ અમે તને દુનિયાની જીંદગીનો

બેવડો (અઝાબ) ચખાડતે અને મૃત્યુ પછીનો પણ બેવડો (અને) તે વખતે તું અમારી વિરૂદ્ધ કોઇને પણ તારો મદદગાર મેળવતે નહિ.

૭૬. અને આ પણ પાસે હતું કે તેઓ તને આ (દેશ) માંથી ડગમગાવી તેમાંથી તને જરૂર કાઢી મૂકે અને એવી હાલતમાં તેઓ પણ તારી પછી ઘણો થોડો (વખત) રહી શકતે.

૭૭. આ એજ પ્રથા છે કે જે તારી પૂર્વે અમોએ રસુલો મોકલ્યા હતા તેમની હતી અને અમારી પ્રથામાં તું કાંઈ ફેરફાર નહિ જુએ.

૭૮. (હે રસુલ!) સૂર્યના ઢળવાથી (માંડીને) રાત્રીના અંધારા સુધી (ની ઠરાવેલી) નમાઝો પઢી લે અને પ્રભાતમાં કુરઆન (નું વાંચન કર); નિસંશય પ્રભાત (ના સમય) માં પઢવામાં આવતા કુરઆનના (ફરિશ્તાઓ) સાક્ષી રહે છે. રકુઅ ૯

૭૯. અને (હે રસુલ!) રાત્રીના એક ભાગમાં તહજ્જુદ (ની નમાઝ) પઢયા કર આ ફરજ તારા માટે વધારાની છે, સંભવીત છે કે તારો પરવરદિગાર તને મકામે મહમુદ (વખણાએલા સ્થળે) પહોંચાડી દેય.

૮૦. અને આ અરજ કર્યા કર કે હે મારા પરવરદિગાર! મારો પ્રવેશ સત્યમય કર અને મારૂં નીકળવું પણ સત્યમય થાય (એમ) કર અને મારા માટે તારા તરફથી મદદ કરનારી શક્તિ આપ.

૮૧. અને આ કહે કે સત્ય આવી ચૂકયું છે અને અસત્ય નષ્ટ પામ્યું છે; બેશક અસત્ય નષ્ટ પામનારજ છે.

૮૨. અને કુરઆનમાંથી અમે તે વસ્તુ ઉતારીએ છીએ કે જે મોમીનો માટે શફા (આરોગ્યતા) અને રહેમત છે, અને (એજ વસ્તુઓ) જુલમગારો માટે હાનિ વધારી મૂકનાર સિવાય કાંઈ નથી.

૮૩. અને જ્યારે અમે મનુષ્યને કોઇ નેઅમત અર્પણ કરીએ છીએ ત્યારે તે મોઢું ફેરવી લેનારો બની જઈ બાજુએ ખસી જાય છે, અને જ્યારે તેના પર કોઈ સંકટ આવી પડે છે ત્યારે નિરાશ બની જાય છે.

૮૪. (હે રસુલ!) તું કહે કે દરેક શખસ પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્ત્યા કરે છે; પરંતુ તમારો પરવરદિગાર તેનાથી સારી પેઠે

વાકેફ છે કે જે વધુ સન્માર્ગે છે.

૮૫. અને (હે રસુલ!) લોકો તને રૂહ (આત્મા) સંબંધી સવાલ કરે છે; તું કહે કે રૂહ (એ) મારા પરવરદિગારની આજ્ઞાઓ માંહેની એક (આજ્ઞા) છે અને તમને એ સંબંધી ઘણુંજ થોડું જ્ઞાન આપવામાં આવ્યું છે.

૮૬. અને જો અમે ચાહીએ તો જે અમોએ તારી તરફ વહી કરી છે તેને ઉચકી લઈ જઇએ પછી તેને (પાછું લઈ આવવા) માટે અમારી વિરૂદ્ધ કોઇને તારો કાર્યસાધક નહિ મેળવે:

૮૭. પણ આ માત્ર તારા પરવરદિગાર તરફની કૃપા છે (કે તે તેમ નથી કરતો); નિસંશય તેની કૃપા તારા ઉપર ઘણીજ મોટી છે.

૮૮. (હે રસુલ!) તું કહે કે અગર (તમામ) માણસો અને (તમામ) જીન્નાતો એ વાત માટે ભેગાં થઈ જાય કે આ કુરઆનના જેવું (બીજું) બનાવી લાવે તો પણ તેના જેવું હરગીઝ લાવી શકશે નહિ (પછી) ભલેને તેઓ એક બીજાના મદદગાર થાય તો પણ.

૮૯. અને ખરેજ અમોએ આ કુરઆનમાં સર્વે માણસો(ના સમજવા) માટે દરેક જાતના દાખલા વર્ણવ્યા છે, છતાં ઘણા માણસો કૃતઘ્નતા કર્યા વિના રહેતા નથી.

૯૦. અને તેઓ કહે છે કે તારા પર અમે હરગીઝ વિશ્વાસ નહિ રાખીએ જ્યાં સુધી કે તું અમારા માટે (શુષ્ક) ભૂમીમાંથી એક ઝરણું વહેતું ન કરે:

૯૧. અથવા (ખાસ) તારા માટે ખજુરો તથા દ્રાક્ષોનો એક બાગ (ઉત્પન્ન) ન થાય પછી તેની વચ્ચે ભૂમી ફાડીને તું નદીઓ ન વહાવે:

૯૨. અથવા જેવું કે તારૂં ધારવું છે આકાશને કકડા કરી અમારા પર તોડી ન પાડે અથવા અલ્લાહને તથા તેના ફરિશ્તાઓને (અમારી) રૂબરૂ (તારી સત્યતાની સાક્ષી આપવા માટે) લાવી ઉભા ન કરે:

૯૩. અથવા તારા માટે એક (ખાસ) સુવર્ણ મહેલ ન હોય અથવા તું આકાશ પર ચઢી ન જાય; અને અમે તારા (આકાશ પર) ચઢી જવા છતાંય હરગીઝ ઈમાન નહિ લાવીએ જ્યાં સુધી કે અમારા પર

એક એવી કિતાબ ઉતારે નહિ કે જેને અમે વાંચીએ; (હે રસુલ!) તું કહે કે મારો પરવરદિગાર (એ વાતથી) પાક છે (કે તેના પર કોઇનો હુકમ ચાલે), શું હું માત્ર (એક) સંદેશવાહક (બનાવી મોકલેલ) ઇન્સાન સિવાય કાંઈ છું?

૯૪. અને લોકોને જ્યારે તેમની પાસે હિદાયત આવી ચૂકી (છતાં) ઈમાન લાવતાં કોઈ વસ્તુએ રોકયા નથી સિવાય કે તેમણે કહી દીધું કે શું અલ્લાહે એક મનુષ્યને અમારા રસુલ તરીકે મોકલ્યો છે?

૯૫. તું કહે કે અગર આ ભૂમી પર ફરિશ્તાઓ (વસ્તા) હોઈ શાંતિ પૂર્વક ચાલતા ફરતા હોત તો જરૂર અમે આકાશ પરથી એક ફરિશ્તાનેજ રસુલ બનાવી મોકલતે.

૯૬. તું કહે કે મારી અને તમારી વચ્ચે સાક્ષી આપવા માટે અલ્લાહ પુરતો છે, નિસંશય તે પોતાના બન્દાઓની સ્થિતિથી વાકેફ (અને) જોનાર છે.

૯૭. અને જેને અલ્લાહ હિદાયત આપે છે એજ હિદાયત પામેલો હોય છે અને જેમનાથી હિદાયતની પ્રેરણાં ખુંચવી લે છે તો પછી તેમના માટે તેના સિવાય તું બીજા કોઇને (તેનો) હિમાયતી જોશે નહિ; અને કયામતના દિવસે અમે તેમને એવી હાલતમાં ઉંધા મોઢે ભેગા કરીશું કે તેઓ આંધળા ગુંગા અને બહેરા હશે; (અને) તેમનું ઠેકાણું જહન્નમ હશે; (તેની આગ) જ્યારે જ્યારે સ્હેજ પણ બુઝાવા લાગશે ત્યારે અમે તેમના પર તે (આગ) વધુ ભડકાવી દઇશું.

૯૮. તેમની આ શીક્ષા આ કારણે હશે કે તેઓ અમારી આયતોનો ઈન્કાર કરતા હતા અને કહેતા હતા કે જ્યારે અમે હાડકાં અને માટી બની જઇશું તો પણ શું અમે નવેસરથી પેદા કરી ઉઠાડવામાં આવીશું?

૯૯. શું તેઓ આ નથી સમજ્યા કે બેશક અલ્લાહ કે જેણે આકાશો તથા જમીન પેદા કર્યાં છે તે તે (વાત) ઉપર પણ ખચીતજ કાબુ ધરાવે છે કે તેમના જેવાજ બીજા પણ પેદા કરી દેય? અને તેણે તેમના માટે એક મુદ્દત નિર્માણ કરી દીધી છે જેમાં કોઈ પ્રકારની શંકા નથી; છતાંય આ જાલિમો ઈન્કાર કર્યા વિના રહેતા નથી.

૧૦૦. તું કહે કે અગર તમે મારા પરવરદિગારની કૃપાના ભંડારનો પણ અધિકાર ધરાવતા હોત તો તે સ્થિતિમાં પણ ખર્ચાઈ જવાના ભયથી તમે કંજુસાઈ કરતે; અને મનુષ્ય (માત્ર) છેજ કંજુસ.

૧૦૧. અને ખરેજ અમોએ મુસાને નવ ખુલ્લી નિશાનીઓ આપી હતી, માટે બની ઇસરાઇલને પૂછી જો કે જ્યારે તે તેમની પાસે આવ્યો ત્યારે ફિરઔને તેને કહ્યું કે હે મુસા! ખરેજ હું ધારૂં છું કે તારા પર કોઇએ જાદુ કરી દીધો છે.

૧૦૨. તેણે ફરમાવ્યું (હે ફિરઔન!) આટલું તો તું પણ સમજી ગયો છે કે આ (ચમત્કારો) કોઈ બીજાએ ઉતાર્યા નથી પણ આકાશો તથા પૃથ્વીના પરવરદિગારે સ્પષ્ટ દલીલો તરીકે (ઉતાર્યા છે), અને હે ફિરઔન! મને ચોક્કસ લાગે છે કે તારો વિનાશ કાળ (પાસે) આવી પહોંચ્યો છે.

૧૦૩. આથી ફિરઔને તેમને તે દેશમાંથી (હેરાન કરી) કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો, જેથી અમોએ તેને તથા તેની સાથે જેઓ હતા તે સઘળાઓને ડુબાડી દીધા:

૧૦૪. અને તે બાદ બની ઈસરાઇલને અમોએ કહ્યું કે તમે આ ભૂમીમાં વસો પછી જ્યારે બીજો વાયદો આવ્યો ત્યારે અમે તમો સર્વેને ભેગાં કરી લીધાં.

૧૦૫. અમોએ તે(કુરઆન)ને સત્યતા પૂર્વક ઉતાર્યું છે અને (વળી) તે સત્ય પૂર્વક ઉતર્યું છે; અને અમોએ તને માત્ર ખુશખબર આપનાર અને ડરાવનાર તરીકે (અમારો રસુલ) બનાવી મોકલ્યો છે.

૧૦૬. અને કુરઆન અમે કટકે કટકે ઉતાર્યું છે કે જેથી તું લોકોને રહી રહીને પઢી સંભળાવે અને અમોએ તેને જોઇએ તેવી રીતે (પ્રસંગાનુસાર) ઉતાર્યું છે.

૧૦૭. (હે રસુલ!) તું કહે કે તમે તેના પર ઈમાન લાવો યા ન લાવો; (તો પણ) નિસંશય તે લોકો કે જેમને આ પહેલા જ્ઞાન આપવામાં આવ્યું છે તેમની સામે જ્યારે તે પઢવામાં આવે છે ત્યારે તેઓ (તત્કાળ) ઉંધા મોઢે સિજ્દામાં પડી જાય છે:

૧૦૮. અને કહે છે કે અમારો પરવરદિગાર (દરેક એબથી) પાક છે! ખરેજ અમારા પરવરદિગારનો વાયદો પૂર્ણ થઈનેજ રહેનાર છે.

૧૦૯. અને તેઓ હડપચી પર પડી રડતા રહે છે અને તે (કુરઆનનું સાંભળવું) તેમની નમનતાઈને વધુ વધારી મૂકે છે.

૧૧૦. (હે રસુલ!) તું કહે કે અલ્લાહ કહીને પોકારો યા રહેમાન કહીને પોકારો; જે (નામ)થી પણ પોકારો સર્વે સારા સારા નામ તેનાજ છે, અને તું તારી નમાઝ (માં કુરઆન) ન (ઘણાં) ઉંચા સાદે પઢ અને ન તેને (છેક) ધીમેથી પઢ બલ્કે તે બન્ને વચ્ચેનો (મધ્યમ) માર્ગ ધારણ કર.

૧૧૧. અને કહે કે સઘળા ગુણગાન અલ્લાહને માટેજ શોભાસ્પદ છે, જેણે ન કોઈ બેટો બનાવી લીધો છે અને ન તો સલ્તનતમાં તેનો કોઈ ભાગીદાર છે, અને ન તે લાચાર છે કે (જેથી) તેનો કોઈ હિમાયતી હોય; અને તું તેની મોટી મોટાઈને (નિરંતર) વધારતો રહે.

---

## પ્રકરણ ૧૮ મું.

## સુરતુલ કહફ.

### ગુફા.

**મક્કામાં ઉતરેલી જેની ૧૧૦ આયતો અને ૧૨ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. સઘળા ગુણગાન તે અલ્લાહ માટે (શોભે) છે કે જેણે પોતાના બન્દા (મોહમ્મદ સ૦ અ૦ વ૦) પર આ કિતાબ ઉતારી અને તેમાં કાંઈ આડુંતીડું રાખ્યું નહિ.

૨. (આ એવી) સન્માર્ગ દેખાડનારી (કિતાબ) છે કે તે તે (અલ્લાહ)ના સખંત અઝાબથી (લોકોને) ભય પમાડે અને મોમીનોને કે જેઓ નેકીઓ કરે છે (એવી) ખુશખબર સંભળાવે કે તેમના માટે સારો બદલો છે:

૩. જે (બદલા તરીકે મળેલી જન્નતો)માં તેઓ હંમેશ(ને માટે) રહેશે:

૪. અને અલ્લાહે બેટો બનાવી લીધો છે એમ કહેનારાઓને પણ બીવરાવે.

૫. ન તેમને પોતાને જ્ઞાન છે ન તેમના બાપ દાદાઓને હતું; તેમના મુખેથી જે વાત નીકળે છે તે ઘણીજ ગંભીર વાત છે; તેઓ નર્યું જુઠું બોલે છે.

૬. અગર તેઓ આ વાત ઉપર ઈમાન ન લાવે તો એમ ન થાય કે (તે કારણે હે રસુલ!) તું અફસોસનો માર્યો તેમની પાછળ તારા પ્રાણનો ઘાત કરી બેસે.

૭. ખચીતજ અમોએ પૃથ્વી પર જે કાંઈ છે તેને તેની શોભા બનાવી છે કે જેથી અમે તેમને અજમાવીએ (અને જાણી લઈએ) કે તેમનામાંથી સૌથી સારા કાર્ય કરનાર કોણ છે.

૮. અને અમે તે(પૃથ્વી)ની ઉપર જે કાંઈ છે તેને (નાશ કરી) સપાટ (અને) ઉજ્જડ મેદાન બનાવનારા છીએ.

૯. શું તું એવું ગુમાન ધરાવે છે કે ગુફાવાળા તથા શીલા લેખવાળાઓ અમારી નિશાનીઓમાંથી વધુ અજાયબી ભરી (નિશાની) હતી?

૧૦. (તે સમયને યાદ કર) જ્યારે તે તરૂણ યુવાનોએ ગુફાનો આશ્રય લીધો પછી તેમણે યાચના કરી કે હે અમારા પરવરદિગાર! અમને તારી પાસેથી દયા અર્પણ કર અને અમારા કાર્યોમાં અમને સફળતા આપ.

૧૧. જેથી તેમને અમોએ એજ ગુફામાં વર્ષો સુધી કાન ઉપર થાબડી (સુવાડી) રાખ્યા:

૧૨. પછી અમોએ તેમને જાગૃત કર્યા કે જેથી અમે જાણી લઈએ

કે તે બે પક્ષોમાંથી એ મુદ્દતને કે જેમાં તેઓ ત્યાં (સુઇ) રહ્યા છે કોણે વધારે યાદ રાખી છે.

૧૩. (હે રસુલ!) તેમનો સાચો સાચો અહ્‌વાલ અમે તને (અત્રે) વર્ણવીએ છીએ; નિસંશય તેઓ એવા જુવાન હતા કે જે પોતાના પરવરદિગાર પર ઈમાન રાખતા હતા અને અમે તેમને વધુને વધુ હિદાયત આપતા ગયા અને અમોએ તેમના મન (અતિ) દ્રઢ કરી દીધા હતા.

૧૪. જ્યારે (દિકયાનુસ બાદશાહે તેમના પર અત્યાચાર કર્યો ત્યારે) તેઓ ઉભા થઈ ગયા અને તેમણે કહ્યું કે અમારો પરવરદિગાર તો તે છે કે જે આકાશો અને પૃથ્વીનો પરવરદિગાર છે અને અમે તેના સિવાય બીજા કોઈ પણ માઅબુદને નહિ પોકારીએ કારણ કે (જો તેમ કરીશું તો) ખરેજ એવી સ્થિતિમાં અમે ઘણુંજ વધુ પડતું બોલ્યા (એમ થશે).

૧૫. આ અમારી કોમે તો તેના સિવાય ઘણાય ખુદા બનાવી લીધા છે; પણ (જો તેઓ સાચા હોય તો) તે ખુદાઓ માટે કોઈ પ્રત્યક્ષ પુરાવો શા માટે રજુ નથી કરતા? માટે તેના કરતાં વધારે જાલિમ કોણ હશે કે જે અલ્લાહ ઉપર જુઠું આળ મૂકે.

૧૬. અને (પરસ્પર કહેવા લાગ્યા કે હવે) જ્યારે તેમને તથા અલ્લાહના સિવાય જે વસ્તુઓને તેઓ પૂજે છે તેનો ત્યાગ કરી ચૂકો તો કોઈ ગુફાનો આશ્રય લો; તમારો પરવરદિગાર તમારા માટે પોતાની કૃપા વિશાળ કરી દેશે અને તમારા મામલાની સુગમતા માટે (જોઇતા) સાધનો પણ તૈયાર કરી દેશે.

૧૭. અને (હે રસુલ!) તું સૂર્યને જોતે કે જ્યારે તે ઉગતો હતો ત્યારે તેની ગુફાથી બચી સીધા હાથ તરફ ઢળેલો રહેતો અને જ્યારે ડૂબતો હતો ત્યારે ડાબા હાથ તરફ ઢળી ચાલ્યો જતો હતો અને તેઓ તે (ગુફા)ના વિશાળ ભાગમાં હતા; આ પણ અલ્લાહની નિશાનીઓ માંહેની એક છે; જેને અલ્લાહ હિદાયત આપે છે તેજ હિદાયત પોમેલો થઈ જાય છે, અને જેનાથી હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે તેના માટે તું કોઈ હિદાયત કરનાર હિમાયતી હરગીઝ જોશે નહિ.

૧૮. અને તું તેમને સજાગૃત ધારી લેતે જોકે તેઓ (ગાઢ
નિદ્રામાં) ઉંઘતા હતા, અમે તેમને જમણી ડાબી તરફ પાસું ફેરવતા
હતા, અને તેમનો કુતરો ઉંબરા આગળ આગલા બે પગ પસારી બેઠો
હતો; અગર તું તેમને જોતે તો જરૂર તેમના (તરફ)થી મોઢું ફેરવીને
નાસવા લાગતે અને તારા પર તેમનો પ્રભાવ પડી જતે.

૧૯. અને એવીજ રીતે અમોએ તેમને ઉઠાડયા કે જેથી
માંહોમાંહે એક બીજાને પ્રશ્ન કરે; તેઓ માંહેના એક કહેનારાએ કહ્યું
કે તમે અત્રે કેટલો વખત થોભ્યા હશો? તેમણે કહ્યું આપણે એક
દિવસ અથવા કાંઇક ઓછો (સમય) થોભ્યા હઈશું; તેમણે કહ્યું જેટલો
પણ સમય થોભ્યા હશો તેનાથી તમારો પરવરદિગાર સારી પેઠે
વાકેફ છે; માટે (હવે) તમે આપણામાંથી એકને આ સિક્કો આપી
શહેરમાં મોકલો કે તે (ત્યાં) જઇને જુએ કે કયો ખોરાક ઉત્તમ છે,
પછી તે તેમાંથી આપણા માટે ખાવાનું લાવે અને તે ચુપ ચાપ
(શહેરમાં) જાય અને તમારા વિષે કોઇને પણ જાણ ન કરે:

૨૦. કારણકે અગર તે લોકોને તમારી જાણ થઈ જશે તો
તમને પત્થરો મારી મારી નાખશે અથવા તો તમને (બળાત્કારે) પોતાના
ધર્મમાં પાછા દાખલ કરી લેશે, અને એ સ્થિતિમાં તમે કદી પણ
સફળતા મેળવશો નહિ.

૨૧. અને આવી રીતે અમોએ તેમની સ્થિતિથી તે(શહેરના
લોક)ઓને વાકેફ કરી દીધા કે જેથી તેઓ જાણી જાય કે અલ્લાહનો
વાયદો ખચીતજ સાચો છે અને કયામત(ના આવવા)માં કાંઈ સંદેહ
નથી. જે વખતે તે(શહેરના લોક)ઓ તેમના મામલા સંબંધી પરસ્પર
વાદવિવાદ કરવા લાગ્યા ત્યારે તેમણે કહ્યું કે તેમના પર એક ઈમારત
બનાવી દો; (અને તેમની વધારે તપાસ કરી નહિ કેમકે) તેમનો
પરવરદિગાર તેમની હાલતથી સારી પેઠે વાકેફ છે; તે લોકોએ કે જેમનો
અભિપ્રાય પોતાના મામલામાં પ્રબળ થયો તેમણે કહ્યું કે અમે તો
તેમના ઉપર ખચીતજ એક મસ્જીદ બનાવીશું.

૨૨. (કેટલાક લોકો) કહે છે તેઓ ત્રણ છે (અને) ચોથો તેમનો

કુતરો છે; અને (કેટલાક લોકો) કહે છે કે તેઓ પાંચ છે (અને) છઠ્ઠો તેમનો કુતરો છે; (આવી રીતે) તેઓ અદ્રષ્ય વાતો પર તર્ક બાંધે છે; અને (કેટલાકો) કહે છે કે તેઓ સાત છે (અને) આઠમો તેમનો કુતરો છે. (પરંતુ હે રસુલ!) તું કહે કે મારો પરવરદિગાર તેમની (ખરી) સંખ્યાથી સંપૂર્ણ વાકેફ છે, તેમને (સઘળા લોકો) નથી જાણતા પણ ઘણાજ થોડા; માટે તમે તેમના વિષયમાં ખુલ્લા વાદવિવાદ સિવાય બીજી રીતે વાદવિવાદ ન કરો, અને તેમના સંબંધમાં કોઇને કાંઈ વાત ન પૂછો.

૨૩. અને કોઈ પણ વસ્તુની બાબતમાં તું હરગીઝ એમ ન કહે કે કાલે હું તે જરૂર કરીશ:

૨૪. સિવાય કે જો અલ્લાહની મરજી હશે તો (હું જરૂર કરી શકીશ); અને જ્યારે (કોઈ વાત) ભૂલી જાય તો તારા પરવરદિગારને યાદ કર અને કહે કે આશા છે કે મારો પરવરદિગાર સન્માર્ગની દ્રષ્ટિએ એના કરતાં પણ વધુ પાસેનો માર્ગ મને દેખાડી દેશે.

૨૫. અને (કેટલાકો કહે છે કે) તેઓ તેમની ગુફામાં ત્રણસો વર્ષ રહ્યા અને કેટલાકો (તેમાં) નવ વર્ષ ઉમેરે છે.

૨૬. (હે રસુલ!) તું કહે કે એ તો અલ્લાહજ બેહતર જાણે છે કે તેઓ કેટલા (વર્ષ) રહ્યા; આકાશો તથા પૃથ્વીની છુપી વાતો તેજ જાણે છે; તે કેવો સારો જોનાર અને કેવો સારો સાંભળનાર છે! તેના સિવાય તેમનો બીજો કોઈ કાર્યસાધક નથી, અને તે પોતાના નિર્ણયમાં કોઈ બીજાને શરીક કરતો નથી.

૨૭. અને તારા પરવરદિગારની કિતાબમાંથી તારા તરફ જે કાંઈ વહી કરવામાં આવ્યું છે તે પઢયા કર; તેના બોલોને બદલનાર કોઈ નથી; અને તને તેના સિવાય પનાહનું સ્થાન બીજે કયાંય નહિ મળે.

૨૮. અને તે લોકોનો સાથ આપતો રહે કે જેઓ સવાર સાંજ પોતાના પરવરદિગાર પાસે દુઆ માગે છે, અને તેનીજ ખુશીની ઈચ્છા રાખે છે, અને તારી (કૃપા) દ્રષ્ટિ તેમના (તરફ)થી ફરી જવા ન પામે કે જેથી તું દુનિયાની જીંદગીની શોભાને ઈચ્છનારો થઈ જાય, અને તે શખસનું અનુકરણ ન કર કે જેના મનને અમારી યાદથી અમોએ

ગાફીલ બનાવી દીધું છે અને તે પોતાની મનોકામનાને અનુસરે છે અને તેનો મામલો હદ કૂદાવી ગએલો હોય છે.

૨૯. અને તું કહે કે સત્ય તમારા પરવરદિગાર તરફથી છે; માટે જેની મરજીમાં આવે તે ઈમાન લઈ આવે, અને જેની મરજીમાં આવે તે ઈમાન ન લાવે; બેશક અમોએ જાલિમ લોકો માટે એવી આગ તૈયાર કરી છે કે જેના પડદા તેમને ઘેરી લેશે; અને અગર તેઓ (તૃષાની) ફરિયાદ કરશે તો તેમને એવું પાણી પાવામાં આવશે જેવું કે પીગળેલું ત્રાંબુ જે (તેમના) ચહેરા ભૂંજી નાખશે; બુરૂં હશે તે પીણું અને બુરૂં હશે તે વિશ્રાંતિ સ્થાન.

૩૦. ખરેખર જે લોકો ઈમાન લાવ્યા છે અને જેમણે સત્કાર્યો કર્યા છે, ખચીતજ અમે (તે) સત્કાર્યો કરનારાઓનો સવાબ એળે જવા દેતા નથી.

૩૧. તેઓ એજ તો છે કે જેમના માટે હંમેશ રહેનારા બગીચા છે જેની હેઠળ નદીઓ વહેતી હશે જેમાં તેમને સુવર્ણ કંકણોથી શણગારવામાં આવશે અને સુન્દુસ (કુમાશદાર રેશમ) તથા ઈસ્તિબરક (કિમ્ખાબ)ના લીલા (રંગના) આભુષણો તેઓ પરીધાન કરશે (અને) તેમાં સિંહાસનો પર અઢેલી (બેઠા હશે); ઉત્તમ બદલો હશે તે અને સુંદર હશે તે વિશ્રાંતિ સ્થાન!

અ ૩૨. અને (હે રસુલ!) તેમના માટે તે બે શખસોનો દાખલો વર્ણવી દે: અમોએ તે બન્નેમાંથી એકને માટે બે દ્રાક્ષની વાડીઓ બનાવી હતી અને તે બન્ને(વાડીઓ)ને ખજુરોના વૃક્ષો વડે ઘેરી લીધી હતી અને તે બન્ને વાડીઓના મધ્ય ભાગમાં ખેતી કાયમ કરી દીધી હતી.

૩૩. એ બન્ને વાડીઓ ઘણાં ફળ ફળાદિ નીપજાવ્યા કરતી હતી અને તે (ફળો) આપવામાં સ્હેજ પણ નિષ્ફળ જતી ન હતી, અને તે બન્નેની વચ્ચે અમોએ નદી પણ વહાવી દીધી હતી:

૩૪. અને (વળી) તે શખસ પાસે ધન પણ પુષ્કળ હતું; (એક વેળા) તે પોતાના જોડીદાર સાથે વાતો કરતાં કહેવા લાગ્યો કે હું માલ મિલ્કતના પ્રમાણમાં તારા કરતાં ઘણો વધી ગએલો છું

તેમ (ઓલાદની) સંખ્યામાં પણુ વધુ બળવાન છું.

૩૫. અને તે પોતાના બાગમાં એવી સ્થિતિમાં પહોંચ્યો કે (અભિમાનના કારણે) પંડેજ પોતાની જાત પર જુલમ કરનાર હતો. કહેવા લાગ્યો કે હું નથી ધારતો કે આ (બાગ) કદી પણુ નાશ પામશે:

૩૬. અને હું એ પણુ નથી ધારતો કે કયામત આવનાર છે, અને જો હું મારા પરવરદિગાર તરફ પાછો ફેરવવામાં પણુ આવીશ તો પણુ આ સ્થાન કરતાં વધુ સારૂં સ્થાન અવશ્ય મેળવીશ.

૩૭. તેના સાથીએ તેની જોડે વાતો કરતાં કહ્યું કે શું તું તેનો ઇન્કાર કરે છે કે જેણે તને માટીમાંથી પેદા કર્યો, પછી વીર્યના ટીપામાંથી, પછી તને સંપૂર્ણ માનવી બનાવી દીધો?

૩૮. રહ્યો હું, તો મારો પરવરદિગાર તો એજ અલ્લાહ છે અને હું મારા પરવરદિગારનો કોઇને પણુ ભાગીદાર બનાવતો નથી.

૩૯. અને તેં તારા બાગમાં પ્રવેશ કરતી વખતે એમ કેમ ન કહ્યું કે જે કાંઈ અલ્લાહે ચાહ્યું તે થયું છે, અલ્લાહની શક્તિ સિવાય કોઈ શક્તિ (બળવાન) નથી? ભલે તું એમ સમજતો હોય કે હું માલ તથા ઓલાદમાં (તારા કરતાં) ઉતરતો છું:

૪૦. પણુ કદાચને મારો પરવરદિગાર મને તારા બગીચા કરતાં બેહતર (બાગ બગીચા) આપી દેય, અને આ (તારા બાગ) પર આકાશ પરથી વીજળી રૂપે કોઈ અઝાબ મોકલી દેય કે (જેથી) તે બગીચો સપાટ મેદાન થઇને રહી જાય:

૪૧. અથવા તે (નદી)નું પાણી જમીનમાં એટલું ઉંડું ચાલ્યું જાય કે તારામાં તે કાઢવાની શક્તિજ ન રહે.

૪૨. (સારાંશ કે) તેના ફળ (બાગ-બગીચા) ઉપર (આખરે) આફત આવીજ ગઈ; જેથી જે પુંજી તેમાં તે લગાડી ચૂક્યો હતો તે માટે તે (ખેદ કરતાં) હાથ ચોળતો રહી ગયો, જ્યારે તે (બાગ) પોતાના માંડવાઓ પર ઉંધો પડયો હતો, અને (તેનો) માલિક (હાથ મસળતાં) આ કહી રહ્યો હતો કે કેવું સારૂં થાત કે મેં મારા પરવરદિગારનો કોઇને શરીક બનાવ્યો ન હોત!

૪૩. અને (તે વખતે) કોઈ પક્ષ અલ્લાહના સિવાય તેની સ્હાય કરનારો ન હતો, અને ન તે (પોતે અલ્લાહના વેર સામે) બચાવ કરી શકયો.

૪૪. તે (ક્યામતના) સમયે સાચા અલ્લાહનોજ અધિકાર હશે; એજ (પુણ્યનું) ઉત્તમ ફળ અને ઉત્તમ બદલો આપનારો છે.

૪૫. અને (હે રસુલ!) તેમના માટે સંસારી જીવનનો દાખલો વર્ણવી દે કે તે તે પાણીના જેવું છે કે જે અમોએ આકાશ પરથી ઉતાર્યું, પછી તેની સાથે ભૂમિની નિપજ ભેળવાઈ ગઈ, પછી તે સુકાઇને (એવું) છિન્ન ભિન્ન થઈ ગયું કે જેને વાયુએ ઉડાડી દીધું; અને અલ્લાહ દરેક વસ્તુ પર કાબુ ધરાવનારો છે.

૪૬. સંપતિ અને સંતતી દુનિયાની જીંદગીનો શૃંગાર છે; અને બાકી રહેનાર સારાં કાર્યો તારા પરવરદિગાર પાસે પરિણામની રૂએ ઉત્તમ છે અને (વળી) ઉમેદ અને આશાની રૂએ પણ (બેહતર છે).

૪૭. અને જે દિવસે અમે પહાડોને ચલાવવા માંડીશું અને તું પૃથ્વીને સપાટ મેદાન થઈ ગએલી નીહાળશે, અને (ત્યારે) અમે તેમને એવી રીતે એકઠાં કરી લઇશું કે તેમનામાંથી એકને પણ બાકી રાખીશું નહિ.

૪૮. અને (પછી) તેમને તારા પરવરદિગારની હજુરમાં હારબંધ ઉભા કરવામાં આવશે; (અને કહેવામાં આવશે કે) તમે અમારી પાસે એવી રીતે આવી ગયા છો કે જેવી રીતે અમોએ તમને પહેલી વખતે પેદા કર્યા હતા, બલ્કે તમારૂં તો એવું ગુમાન હતું કે અમોએ તમારા માટે વાયદો પુરો કરવાનો કોઈ વખતજ નક્કી કર્યો ન હતો.

૪૯. અને (પછી કરણીના) લેખ સામે મુકવામાં આવશે, તે વેળા તું ગુન્હેગારોને (એવી સ્થિતિમાં) નિહાળશે કે જે કાંઈ તે (કરણીના લેખ)માં (લખેલું) હશે તેનાથી તેઓ બ્હીતા હશે અને કહેતા હશે કે હાય ખરાબી અમારી! આ કેવું લખાણ છે! કે તેણે કોઈ પણ નાની યા મોટી વાત લખ્યા વિના છોડી દીધી નથી; સારાંશ કે તેમણે જે કાંઈ કર્યું હશે તેને હાજર જોશે; અને તારો પરવરદિગાર કોઇના હકમાં જુલમ

કરતો નથી.

૫૦. અને (તે સમયને યાદ કરો) જ્યારે અમોએ તમામ ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો તો ઇબ્લીસ સિવાય સર્વેએ સિજદો કર્યો; તે જીન્નાત(ની કોમ)માંથી હતો, આથી તેણે તેના પરવરદિગારના હુકમનું ઉલ્લંઘન કર્યું; (આ છતાં) શું તમે મને મૂકી તેને અને તેના વંશજોને મિત્ર બનાવો છો? જો કે તેઓ તમારા દુશ્મન છે; નાફરમાની કરનારાઓ માટે આ (માઅબુદોનું) બદલવું કેવું ખરાબ છે!

૫૧. મેં તેમને આકાશો તથા જમીન સર્જતી વખતે હાજર રાખ્યા ન હતા અને ન તેમની પોતાની સર્જતના સમયે; અને હુ ગુમરાહ કરનારાઓને (મારા) બાહુબળ બનાવતો નથી.

૫૨. અને તે દિવસે કે જ્યારે અલ્લાહ ફરમાવશે કે તમે મારા તે શરીકોને પોકારી (બોલાવી) લો કે જે તમે માની લીધા હતા. જેથી તેઓ તેમને પોકારશે પણ તેઓ તેમને કાંઇજ જવાબ નહિ આપે, અને અમે તેમની વચ્ચે એક વિનાશક ખાઇ મૂકી દઇશું.

૫૩. અને જ્યારે ગુન્હેગારો (જહન્નમનો) અગ્નિ નીહાળશે ત્યારે એવું ગુમાન કરશે કે તેઓ હમણાંજ તેમાં પડી જશે, અને તેમાંથી નાસી જવાની કોઈ જગ્યા મેળવશે નહિ.

૫૪. અને ખરેજ અમોએ મનુષ્ય માત્રના હિત કાજે આ કુરઆનમાં જાત જાતના દાખલા સ્પષ્ટ કરીને વર્ણવ્યા છે; અને મનુષ્ય દરેક વસ્તુ કરતાં વધુ ઝગડાલુ છે.

૫૫. અને જ્યારે લોકોની પાસે હિદાયત આવી ચુકી ત્યારે તેમને ઈમાન લાવતાં તથા પોતાના પરવરદિગારથી ગુન્હાઓની ક્ષમા માગતા કોઈ બીજી વાતે નથી અટકાવ્યા, સિવાય કે તેમને પણ આગલાઓનો કાયદો લાગુ પડી જાય, અથવા તેમની સામે (અલ્લાહનો) અઝાબ આવી ઉભો રહી જાય.

૫૬. અને અમે રસુલોને (અમસ્થા) નથી મોકલતા કિંતુ ખુશખબર આપવા અને ડરાવવા માટે (મોકલીએ છીએ); અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ અસત્ય વાતોના આધારે સત્યને રદ કરી દેવા ઝગડો

કરે છે, અને મારી આયતોને તથા જે વસ્તુઓથી તેમને ડરાવવામાં આવે છે તેને હાંસી ખેલ બનાવી લે છે.

૫૭. અને તેના કરતાં વધારે (મોટો) જાલિમ કોણ હશે કે જેને તેના પરવરદિગારની આયતો દ્વારા બોધ આપવામાં આવે છતાંય તે તેનાથી મોઢું ફેરવી લેય અને જે જે કૃત્યો તેના હાથે થઈ ચૂકયા છે તેને વીસરી જાય? નિસંશય અમોએ તેમના અંતઃકરણો પર પડળ નાખી દીધા છે જેથી તેઓ (સત્ય વાત) સમજીજ ન શકે અને તેમના કર્ણોમાં વજન કાયમ કરી દીધું છે (કે જેથી સાંભળી ન શકે); અને જો તું તેમને સત્ય માર્ગ તરફ બોલાવે તો એ સ્થિતિમાં તેઓ કદી સત્ય અખ્તીયાર કરશે નહિ.

૫૮. અને તારો પરવરદિગાર મોટો માફ કરનાર (અને) રહેમતવાળો છે; અગર તે તેમને તેમની કરણીના પ્રમાણમાં (અઝાબમાં) ગિરફતાર કરતે તો તેમને ઘણોજ જલદી અઝાબ આપતે; પરંતુ તેમના માટે એક (ચોક્કસ) સમય (નિર્માણ થએલો) છે જેનાથી બચવા માટે તેઓ હરગીઝ કોઈ આશ્રયની જગ્યા નહિ મેળવે.

૫૯. અને આ વસ્તીઓ કે જે વેળા (તેમના રહેવાશીઓએ) જુલમ કર્યો ત્યારે અમોએ તેમનો નાશ કરી નાખ્યો, અને તેમના નાશ કરવા (માટે) નો પણ અમોએ એક સમય નક્કી કરી રાખ્યો હતો.

૬૦. અને (તે સમયને યાદ કરો) જ્યારે મુસાએ પોતાના (એક) તરૂણ (સાથી યુશેઅ)ને કહ્યું કે હું તો ચાલ્યાજ કરીશ જ્યાં સુધી કે હું બે સમુદ્રોના સંગમ પર પહોંચી ન જાઉં, નહિતર વર્ષો પર્યંત ચાલ્યાજ કરીશ.

૬૧. આથી જ્યારે તે બન્ને તે બે (સમુદ્રો)ના સંગમ સ્થાને પહોંચ્યાં તો તેઓ બન્ને પોતાની માછલી ભૂલી ગયા, તે માછલીએ સુરંગની જેમ પોતાનો સમુદ્રમાં માર્ગ કરી લીધો.

૬૨. પછી જ્યારે તેઓ બન્ને ત્યાંથી આગળ ચાલ્યા ત્યારે (મુસાએ) પોતાના યુવાન (જોડીદાર)ને કહ્યું કે આપણો નાસ્તો લાવ; ખરેજ આપણી આ મુસાફરીમાં આપણને ઘણી થાક લાગી છે.

૬૩. (યુવાન જોડીદારે) કહ્યું કે જો ને! જે વખતે આપણે તે પત્થર પાસે વિસામો લીધો હતો ત્યારે હું માછલી લેતાં વીસરી ગયો હતો, અને તે વાત તને કહેતાં શેતાનેજ મને વીસરાવી દીધી હતી, અને (અતિ) વિચીત્ર રીતે તે (માછલી)એ સમુદ્રમાં પોતાનો માર્ગ લીધો હતો.

૬૪. (મુસાએ) કહ્યું એજ જગ્યા તો આપણે (કયારના) શોધતા ફરીએ છીએ, જેથી બન્ને જણા પોતાના પગલાં શોધતા પાછા ફર્યા.

૬૫. અને (ત્યાં) તે બન્નેએ અમારા બન્દાઓ માંહેના એક બન્દા (ખિઝર)ને દીઠો જેને અમોએ અમારી પાસેથી રેહેમત અર્પણ કરી હતી અને જેને અમોએ અમારા જ્ઞાનમાંથી થોડું જ્ઞાન શીખવ્યું હતું.

૬૬. મુસાએ તેને વિનંતી કરી કે શું હું તારી સાથે રહું એવી શર્તે કે જે સન્માર્ગનું જ્ઞાન તને શીખવવામાં આવ્યું છે તેમાંથી તું મને પણ થોડુંક શીખવે.

૬૭. (ખિઝરે) કહ્યું (હું શીખવીશ, પણ) તું મારી સાથે હરગીઝ ધીરજ ધરી શકશે નહિ.

૬૮. અને જે(વાત)ની તને માહીતી નહિ હોય તેના પર તું કેવી રીતે ધીરજ ધરશે?

૬૯. (મુસા)એ કહ્યું કે અગર અલ્લાહે ચાહ્યું તો તું મને ધીરજવંત જોશે અને હું તારા કોઈ પણ મામલામાં નાફરમાની નહિ કરૂં.

૭૦. ફરમાવ્યું, બસ, ત્યારે (ચાલ) અગર તું મારી સાથે રહેવા ચાહતો હોય તો તું મને કોઈ વાત(નો ખુલાસો) પૂછજે નહિ જ્યાં સુધી કે હું પોતે મેળે તેની હકીકત તને જણાવું નહિ.

૭૧. હવે બન્ને ચાલ્યા અહીં સુધી કે બન્ને (એક) હોડીમાં ૨. સવાર થઈ ગયા જેમાં તે (ખિઝરે) બાકોરૂં પાડી દીધું. (જેથી મુસાએ) કહ્યું શું તેં એમાં એ માટે બાકોરૂં પાડયું કે હોડીવાળાઓને ડુબાડી દેય? ખરેજ આ તો તેં ઘણુંજ ગંભીર કામ કર્યું છે.

૭૨. (ખિઝરે) ફરમાવ્યું, મેં (તને) કહ્યું ન હતું કે તું મારી સાથે હરગીઝ ધીરજ ધરી શકશે નહિ.

૭૩. (મુસાએ) કહ્યું કે મારાથી જે ભૂલ થઈ ગઈ તે માટે મને દોષિત ગણ નહિ, અને મારા મામલામાં આટલી સખ્તાઇથી વર્ત નહિ.

૭૪. પછી બન્ને ચાલ્યા અહીં સુધી કે એક છોકરાને (જઇ) મળ્યા, બસ તેને તે (ખિઝરે) કતલ કરી નાખ્યો. (જેથી મુસાએ) કહ્યું કે શું તેં એક નિર્દોષ જીવને બીજા કોઇનું ખુન કર્યા વિના મારી નાખ્યો (નથી)? આતો ખરેજ તેં અતિ અઘટીત કાર્ય કર્યું છે.

---

## ભાગ ૧૬ મો.

૭૫. (ખિઝરે) ફરમાવ્યું, મેં તને કહી દીધું ન હતું કે તું મારી સાથે હરગીઝ ધીરજ ધરી શકશે નહિ?

૭૬. (મુસાએ) કહ્યું કે જો હવે પછી તને કોઈ વસ્તુ સંબંધી સવાલ કરૂં તો મને (તારી) સાથે ન રાખજે; (ખરેજ) મારા તરફથી તને પુરતું કારણ મળી ચુકયું છે.

૭૭. પછી બન્ને ચાલ્યા અહીં સુધી કે એક ગામવાળાઓ પાસે પહોંચ્યા જેમની પાસે તેમણે ખાવાનું માગ્યું, પણ તેમણે આ બન્નેને (પોતાના) પરોણા બનાવવાનો ઈન્કાર કર્યો, પછી તેમને તે ભાગમાં એક (એવી) દિવાલ મળી કે જે પડું પડું થઈ રહી હતી, જેથી તેને તે (ખિઝરે) સમી કરી દીધી. (જેથી મુસાએ) કહ્યું કે જો તું ચાહતે તો (આ) કાર્યનું મહેનતાણું જરૂર લેતે.

૭૮. (ખિઝરે) કહ્યું બસ! આ (વાતજ) મારી તથા તારી વચ્ચે વિજોગ(નું કારણ) છે; હા, જે વાતો પર તારાથી ધીરજ ધરી શકાઈ ન હતી તેની ખરી હકીકત હું તને જણાવી દઉં છું.

૭૯. (સાંભળ!) તે હોડી (કેટલાક) ગરીબ માણસોની હતી જેઓ (તે વડે) સમુદ્રમાં (પોતાની આજીવીકા મેળવવા માટે) કામ કર્યા કરતા હતા અને મેં ચાહ્યું કે તેને ખોડ ખાંપણવાળી બનાવી દઉં, (કારણ કે) તેમની પાછળ એક એવો રાજા (પડયો) હતો કે જે દરેક (સાજી) હોડીને બળજબરીથી (વેઠ કરાવવા માટે) પકડી લેતો હતો

૮૦. હવે રહ્યો છોકરો, તો તેના માબાપ બન્ને (સાચા) મોમીન હતા અને અમને એવો અંદેશો થયો કે કદાચને તે (છોકરો) શીરજોરી કરી તથા અનુપકારી બની તેમને સંતાપે:

૮૧. માટે અમોએ ઈચ્છયું કે તેમનો પરવરદિગાર તે બન્નેને તેના બદલામાં એક (એવો છોકરો) આપે કે જે પાક નફસીમાં બેહતર હોય અને દયામાં પણ ચઢીયાતો હોય:

૮૨. હવે રહી તે દિવાલ, તો તે તે ગામના બે યતીમ બાળકોની

હતી, અને તેની હેઠળ તેમનો એક ખજાનો (દાટેલો) હતો, અને તે બન્નેનો બાપ નેક માણસ હતો; જેથી તારા પરવરદિગારે માત્ર પોતાની રહેમતના કારણે આ ચાહ્યું કે તેઓ બન્ને યુવાન થઈ પોતાનો ખજાનો પોતેજ કાઢી લેય, અને તે મેં મારા તરફથી કર્યું ન હતું (પણ અલ્લાહની મરજીથીજ કર્યું છે). જે (વાતો) પર તું ધીરજ ધરી ન શકયો તેની ખરી હકીકત આ છે.

૮૩. અને (હે રસુલ!) તેઓ તને ઝુલકરનૈન (સિકન્દર) વિષે પૂછે છે;[1] તું કહે કે લ્યો, હું તમને તેનો થોડોક અહવાલ વાંચી સંભળાવું છું.

૮૪. બેશક અમોએ તેને પૃથ્વીમાં સત્તા આપી હતી અને અમોએ તેને દરેક વસ્તુનું સાધન આપ્યું હતું:

૮૫. પછી તેણે એક સાધનનું અનુકરણ કરી (તેના આધારે મુસાફરી શરૂ કરી):

૮૬. અહીં સુધી કે જ્યારે તે સુર્યાસ્ત થવાના સ્થળે પહોંચ્યો તો તે (સૂર્ય)ને કાળા કીચડના ઝરણામાં ડુબતો ભાળ્યો અને તે (ઝરણા)ની પાસે એક કોમને દીઠી. અમોએ (તેને) કહ્યું કે હે ઝુલકરનૈન! (તને આ વાતનો અધિકાર છે) કે તેમને ચાહે શિક્ષા કર ચાહે તેમને લાભ પહોંચાડ.

૮૭. (ઝુલકરનૈને) અરજ કરી કે તેઓમાંથી જે નાફરમાની કરશે તેને તો અમે (જરૂર) અઝાબ આપીશું, પછી તે પોતાના પરવરદિગાર તરફ પાછો ફેરવવામાં આવશે, અને તે પણ તેને ઘડારૂપ અઝાબ આપશે.

૮૮. અને જે ઈમાન લાવશે તથા સત્કાર્યો કરશે તો તેના માટે સારો બદલો છે, અને અમે તેના સંબંધમાં અમારો હુકમ પણ સ્હેલો આપીશું.

---

૧. ઝુલકરનૈન એટલે બે શીંગડાવાળો અર્થાત પૂર્વથી પશ્ચિમ સુધી તેનું રાજ ફેલાએલું હોવાથી તેને ઝુલકરનૈન નો ખિતાબ મળ્યો. ઘણાખરા લોકો કહે છે કે તે એલેકઝાન્ડર ધી ગ્રેટજ હતો અને કેટલાકો કહે છે કે તેમ નથી, કારણ કે તે હ૦ ઇબ્રાહીમ (અ૦ સ૦)ના સમયમાં થઈ ગયો છે અને તે પાકો મુસલમાન હતો. વળી કેટલાકો તેને પયગમ્બર તરીકે પણ ઓળખાવે છે.

૮૯. આ પછી તેણે (બીજા) એક સાધનનો માર્ગ પકડયો.

૯૦. અહીં સુધી કે જ્યારે તે સૂર્યોદય થવાની જગ્યાએ પહોંચ્યો, તો તે(સૂર્ય)ને એવા લોકો પર ઉગતો દીઠો કે જેમના માટે અમોએ તે(સૂર્ય)નાથી (બચવા માટે) કોઇ આડ કાયમ કરી ન હતી:

૯૧. (તેમની હકીકત) એજ હતી; અને તે(ઝુલકરનૈન)ના અધિકારમાં જે જે કાંઈ હતું તેનાથી અમે સંપુર્ણ વાકેફ હતા.

૯૨. ફરી તેણે એક બીજું સાધન ગ્રહણ કર્યું.

૯૩. અહીં સુધી કે જ્યારે તે બે (મહાન) પર્વતો વચ્ચે પહોંચ્યો, તો તેમની તે બાજુએ એવા લોકોને દીઠા કે જેઓ (સઘળા) લગભગ એવા હતા કે કોઇ વાતજ સમજતા ન હતા.

૯૪. તેમણે કહ્યું કે હે ઝુલકરનૈન! યાજુજ માજુજ આ દેશમાં (નિરંતર) ફસાદ ફેલાવતા રહે છે, તો શું અમે તારા માટે થોડીક ખંડણી એવી શર્તે નક્કી કરી આપીએ કે તું અમારી અને તેમની વચ્ચે એક દિવાલ બનાવી આપે.

૯૫. (ઝુલકરનૈને) કહ્યું, જે(વસ્તુઓ)નો અધિકાર મને મારા પરવરદિગારે આપ્યો છે તે (તમારી ખંડણી કરતાં) બેહતર છે, માટે તમે (માત્ર) શારિરીક શક્તિથી મારી મદદ કરો કે જેથી હું તમારી તથા તેમની વચ્ચે એક મજબુત દિવાલ બનાવી દઉં:

૯૬. (એટલે કે) તમે મને લોખંડના કટકા (લાવી) આપો; અહીં સુધી કે જ્યારે બન્ને પહાડોની તળેટી વચ્ચેની જગ્યા(પૂરી દઇ)ને સરખી કરી દીધી ત્યારે હુકમ કર્યો કે (તેના પર આગ) ધુંકો; અહીં સુધી કે જ્યારે તે(લોખંડના કટકા)ને (ધુંકાવી) આગ જેવા (લાલ ચોળ) બનાવી દીધા ત્યારે હુકમ આપ્યો કે મને પીગળેલું ત્રાંબુ લાવી આપો કે હું તેના ઉપર રેડી દઉં.

૯૭. આ(મ કરવા)થી તે(યાજુજ માજુજ)ઓથી આ થઈ ન શકયું કે (દિવાલ પર) ચઢી આવે, અને ન આ થઈ શકયું કે તેમાં બાકોરૂં પાડે.

૯૮. (પછી) તેણે દિવાલ તૈયાર થએલી જોઇ કહ્યું કે આ (કાર્ય) મારા પરવરદિગારની એક (મહાન) રહેમત છે, પછી જ્યારે મારા પરવરદિગારના વાયદાનો સમય (કયામત) આવી પહોંચશે તો તે આ(દિવાલ)ને પાડી નાખી જમીનદોસ્ત કરી નાખશે, અને ખચીતજ મારા પરવરદિગારનો (દરેક) વાયદો સત્ય પુરવાર થઇનેજ રહે છે.

૯૯. અને તે દિવસે અમે તે (યાજુજ માજુજ)ઓમાંથી કેટલાકોને એવી રીતે છુટા છોડી દઇશું કે તેઓ કેટલાકો સાથે ગડમથલ થઈ જશે, અને (પછી) સૂર (રણુશીંગુ) ફુંકવામાં આવશે, પછી અમે તેમને એક જગ્યાએ ભેગા કરી લઇશું;

૧૦૦. અને તે દિવસે નાસ્તિકો સમક્ષ જહન્નમને (લાવી) હાજર કરીશું;

૧૦૧. કે જેમની આંખો અમારી યાદથી પડદામાં હતી, અને તેઓ (કાનોથી અમારી હિદાયત) સાંભળીજ શકતા ન હતા.

૧૦૨. શું તે લોકોએ કે જેઓ ઈમાન નથી લાવ્યા એમ ધારી લીધું છે કે મને મૂકીને મારા બંદાઓને હિમાયતી બનાવી લેશે? નિસંશય અમોએ એવાજ નાસ્તિકોની પરોણાગત માટે જહન્નમ તૈયાર કરી છે.

૧૦૩. (હે રસુલ!) તું કહે કે શું અમે તમને તે લોકોની હકીકતથી વાકેફ કરીએ કે જેઓ વર્તનની રૂએ સૌથી વધુ હાનિ ભોગવનારા છે?

૧૦૪. તેઓ તે છે કે જેમના દુનિયાની જીંદગી માટેના સર્વ પ્રયાસો એળે ગયા છે અને તેઓ એવું ગુમાન કરતા રહે છે કે તેઓ સત્કાર્યોજ કરી રહ્યા છે.

૧૦૫. તેઓ એજ છે કે જેમણે પોતાના પરવરદિગારની આયતોનો તથા તેની સામે હાજર થવાનો ઈન્કાર કર્યો હતો, જેથી તેમના કર્મો વ્યર્થ ગયા, માટે કયામતના દિવસે અમે તેમના કર્મો(ના હિસાબ) માટે કોઈ ત્રાજવું કાયમ નહિ કરીએ.[1]

---

૧ અર્થાત કયામતમાં એ નાસ્તિકો માટે ફરવાઈ તથા બે ઇઝ્ઝતી હશે.

૧૦૬. આ તેમનો બદલો છે (યાને) જહન્નમ, કારણ કે તેઓ (તેનો) ઈન્કાર કરતા હતા અને મારી નિશાનીઓ તથા મારા રસુલોને હસી કાઢતા હતા.

૧૦૭. નિસંશય જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કરતા રહ્યા તેમની પરોણાગત માટે ફિરદોસના બગીચા હશે:

૧૦૮. જેમાં તેઓ હમેશ માટે રહેશે અને કદી પણ તેમાંથી નીકળવા ચાહશે નહિ.

૧૦૯. (હે રસુલ!) તું કહે કે મારા પરવરદિગારના કલ્માઓ (લખવા) માટે અગર (સઘળા) સમુદ્રો શાહી બની જાય તો, એ પહેલાં કે મારા પરવરદિગારના કલ્મા પૂરા થાય (સઘળા) સમુદ્રો(નાં પાણી) વપરાઈ જશે, (પછી) ભલેને અમે (તેમની) મદદ માટે એવાજ (બીજા પણ સમુદ્રો) લઈ આવીએ.

૧૧૦ (હે રસુલ!) તું કહે કે હું પણ તમારાજ જેવો એક મનુષ્ય છું; (ફેર માત્ર એટલોજ છે કે) મારા તરફ વહી કરવામાં આવે છે કે તમારો માઅબુદ એકજ માઅબુદ છે, માટે જે કોઈ પોતાના પરવરદિગારની હજુરમાં જવાની ઉમેદ રાખતો હોય તો તેને જોઈએ કે સત્કાર્યો કરે, અને પોતાના પરવરદિગારની ઇબાદતમાં (બીજા) કોઈને શરીક કરે નહિ.

---

## પ્રકરણ ૧૯ મું.

## સુરયે મરિયમ.

## મરિયમ.

મક્કામાં ઉતરેલી જેની ૯૮ આયતો અને ૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કાફ્ હા યા ઐન સૉદ.

૨. તારા પરવરદિગારે પોતાના બંદા ઝકરીઆ પર કરેલી કૃપાનું

(આ) વર્ણન છે.

૩. જ્યારે કે તેણે પોતાના પરવરદિગારને ધીમે સાદે પોકર્યો.

૪. (અને) અરજ કરી કે હે મારા પરવરદિગાર! ખચીતજ મારા હાડકાં શિથિલ થઇ ગયાં છે અને વૃદ્ધાવસ્થાથી મારૂં માથું સફેદ થઇ ગયું છે, અને હે મારા પરવરદિગાર! હું તારી પાસે દુઆ કર્યા બાદ કદી પણ નિરાશ રહયો નથી :

૫. અને ખરેજ મને મારા પછી મારા ભાઇબંધો (તરફ)થી (સદ્ધર્મમાં ખરાબી ઉત્પન્ન થવાનો) અંદેશો છે,[૧] અને મારી પત્ની વાંઝણી છે, માટે તારી પાસેથી મને એક વારસ અર્પણ કર,

૬. જે મારો વારસ બને અને યાકુબની ઓલાદનો પણ વારસ બને, અને હે મારા પરવરદિગાર! તેને તું પસંદ કરે એવો બનાવ.

૭. (જવાબ મળ્યો કે) હે ઝકરીયા! અમે ખાત્રીપૂર્વક તને એક એવા પુત્રની ખુશખબર આપીએ છીએ કે જેનું નામ યહ્યા હશે, (અને) એ નામનો (તેની) અગાઉ અમોએ કોઇ નથી બનાવ્યો.

૮. (ઝકરીઆએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મને પુત્ર કયાંથી થશે જ્યારે કે મારી પત્ની વાંઝણી છે, અને હું વૃદ્ધાવસ્થાની પરિસીમાએ પહોંચી ગયો છું.

૯. (અલ્લાહે) ફરમાવ્યું, (નિસંશય) એમજ થશે; તારો પરવરદિગાર ફરમાવે છે કે એ (કાર્ય) મારા માટે (તદ્દન) સ્હેલું છે, અને ખચીતજ હું તને પણ એવી સ્થિતિમાં પ્રથમ પેદા કરી ચૂકયો છું કે જ્યારે તું કોઇ વસ્તુજ ન હતો.

૧૦. અરજ કરી કે હે મારા પરવરદિગાર! મારા માટે કોઇ નિશાની નક્કી કર. ફરમાવ્યું તારા માટે નિશાની આ છે કે (તું તંદુરસ્ત હોવા છતાં) લાગલાગટ ત્રણ રાત્રી (દિવસ) લોકો સાથે

---

૧. હ૦ ઝકરીયા અ૦ સ૦ને અત્યાર સુધી કોઇ ઓલાદ ન હતી, જેથી તેમના પિત્રાઇઓ કે જેઓ ઇમાન લાવ્યા ન હતા તેમના તરફથી પોતાની પછી પોતાની ઉમ્મતને તેઓ ગુમરાહ કરી મૂકે તેવો અંદેશો હોવાથી તેમણે એક સદાચારી વારસ માટે દુઆ કરી કે જે ઉમ્મતની યોગ્ય દોરવણી કરી શકે.

વાતચીત કરી શકશે નહિ.

૧૧. આથી (ઝકરીઆ) ઈબાદતગાહમાંથી નીકળી પોતાની કોમ પાસે આવ્યો અને ઇશારાથી તેમને કહ્યું કે તમે સવાર સાંજ (અલ્લાહનીજ) તસ્બીહ પઢયા કરો.

૧૨. (સારાંશ કે યહયા પેદા થયો અને અમોએ તેને હુકમ આપ્યો કે) હે યહયા! (આ) કિતાબ (તૌરેત) ને દ્રઢતાથી પકડી રાખ; અને અમોએ તેને બાલ્યાવસ્થામાંથીજ ડહાપણ (નબુવ્વત) અર્પણ કર્યું હતું,

૧૩. અને અમારા તરફના પ્રેમ તથા પવિત્રતા પણ; અને તે પરહેઝગાર હતો:

૧૪. અને પોતાના માતપિતાની સેવા કરનારો હતો, અને શિરજોર કે નાફરમાન ન હતો.

૧૫. અને તેના પર સલામ તે દિવસે હોજો કે જે દિવસે તે જન્મ્યો, અને તે દિવસે પણ કે જ્યારે તે મરણ પામશે, અને તે દિવસે પણ કે જ્યારે (પુન:) સજીવન કરી ઉઠાડવામાં આવશે.

૧૬. અને આ કિતાબમાંથી મરિયમનું વર્ણન બયાન કર, જ્યારે તેણી પોતાના કુટુંબીઓથી વિખુટી પડી પૂર્વ બાજુના એક મકાનમાં (નાહવા માટે) ચાલી ગઈ;

૧૭. અને તેમનાથી પડદો કરી લીધો; પછી તેના તરફ અમારી રૂહ(જીબ્રઈલ)ને મોકલ્યો અને તે તે(મરિયમ)ના માટે બારસો મનુષ્ય સ્વરૂપ બની (ઉભો રહી) ગયો.

૧૮. (તેને જોઈ મરિયમે) કહ્યું કે અગર તું પરહેઝગાર છે તો હું બચીતજ તારાથી દયાળુ અલ્લાહની પનાહ માગું છું.

૧૯. (જીબ્રઈલે) કહ્યું કે હું માત્ર તારા પરવરદિગારનો મોકલેલો (ફરિશ્તો) છું; (અને એ માટે મોકલવામાં આવ્યો છું) કે તને એક પવિત્ર પુત્ર આપું.

૨૦. (મરિયમે) કહ્યું કે મને પુત્ર કયાંથી થાય જ્યારે કે મને કોઈ પુરૂષ અડકયો પણ નથી અને ન હું બદકાર છું?

૨૧. (જીબ્રઇલે) કહ્યું, એમજ થશે, તારા પરવરદિગારે ફરમાવ્યું છે કે તે (કાર્ય અર્થાત બાપ વિના બાળકનું પેદા કરવું) મારા માટે સ્હેલ છે, અને એ(મ કરવા)નો હેતુ એ છે કે અમે તેને (સર્વે) લોકો માટે અમારા તરફની એક નિશાની અને રહેમત(નું કારણ) બનાવીએ; અને આ બીના (પ્રથમથીજ) નક્કી થઈ ચૂકી છે.

૨૨. પછી તેણીને તે(ઈસા)નો ગર્ભ રહ્યો ત્યારે પોતાના એ (ગર્ભ) સાથે એક દૂરના મકાનમાં ચાલી ગઈ.

૨૩. પછી પ્રસુતિવેદના તેણીને એક ખજુરીના વૃક્ષના મૂળમાં લઈ આવી, (ત્યારે) તેણી કહેવા લાગી કે કેવું સારૂં થતે કે હું આ પહેલાંજ મરી ગઈ હોત અને ભૂલાઈ વીસરાઈ ગઇ હોત!

૨૪. પછી તેની હેઠળથી તે (બાળકે) તેણીને પોકારી કહ્યું કે ઉદાસ ન થા, ખચીતજ તારા પરવરદિગારે તારા પગ તળે એક ઝરણું વહાવી દીધું છે;

૨૫. અને આ ખજુરના થડને તારી તરફ હલાવ, (જેથી) તાજી પાકેલી ખજુરો તારા પર ખરી પડશે:

૨૬; પછી (તે ખજુરો) ખા અને (આ ઝરણાનું પાણી) પી અને (બાળકને જોઈ) આંખો ટાઢી કર. પછી જો કોઇ માણસ તારી નજરે પડી જાય (અને તે તને કાંઇ પૂછે) તો (તેને ઈશારત કરી) કહી દેજે કે મેં દયાળુ અલ્લાહ માટે (મૌન રહેવાનો) રોઝો પાળ્યો છે, જેથી હું આજે કોઇ માણસ સાથે વાત નહિ કરૂં

૨૭. (પછી) તેણી તે બાળકને લઈ પોતાની કોમ પાસે આવી. (જેને દેખી) તેઓ બોલ્યા કે હે મરિયમ! આ તો તેં ખરેજ અણછાજતું કાર્ય કર્યું છે.

૨૮. હે હારૂનની બ્હેન! ન તારો બાપ કોઈ બૂરો માણસ હતો અને ન તારી મા બદકાર હતી (છતાં તેં આ શું કર્યું?)

૨૯. આથી તેણીએ તે(બાળક)ની તરફ ઈશારો કર્યો અને કહ્યું કે જે પૂછવું હોય તે આને પૂછો; જેથી તેઓ બોલ્યા કે પારણાંમાં બાળક હોય તેની સાથે અમે કેવી રીતે વાત કરીએ?

૩૦. (તેટલામાં અલ્લાહના હુકમથી) તે (બાળક) બોલી ઉઠયો કે નિસંશય હું અલ્લાહનો એક બંદો છું; તેણે મને આ (ઈન્જીલ) કિતાબ અર્પણ કરી છે અને મને એક નબી બનાવ્યો છે:

૩૧. અને જ્યાં પણ હું હોઉં મને બરકતવાળો બનાવ્યો છે, અને જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી મને નમાઝ (અદા કરવા)નો તથા ઝકાત (આપતા રહેવા)નો હુકમ કર્યો છે:

૩૨. અને મને મારી માની સેવા કરનાર બનાવ્યો, છે. અને મને શિરજોર અને હતભાગી બનાવ્યો નથી.

૩૩. અને મારા પર સલામ છે તે દિવસે કે જે દિવસે હું જન્મ્યો, અને તે દિવસે પણ હશે કે જે દિવસે હું મરણ પામીશ, અને તે દિવસે પણ કે જે દિવસે (પાછો) સજીવન કરી ઉઠાડવામાં આવીશ.

૩૪. એવો હતો મરિયમનો પુત્ર ઈસા; (તેની) આ ખરી હકીકત છે કે જેના સંબંધમાં આ લોકો મતભેદ કરે છે.

૩૫. અલ્લાહના માટે લાયક નથી કે તે કોઇને પુત્ર બનાવી લેય, (બલ્કે) તેની ઝાત પાક છે; (તેની શાન એ છે કે) જ્યારે તે કોઈ વાતનો નિશ્ચય કરે છે તો સિવાય તેના નથી કે તે તેના સંબંધમાં ફરમાવે છે કે "થા," અને તે તરતજ થઇ જાય છે.

૩૬. અને (ઇસાએ પોતાની કોમને ફરમાવ્યું કે) બેશક અલ્લાહ મારો પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે, માટે તમે તેનીજ ઇબાદત કરો; એજ સીધો માર્ગ છે.

૩૭. પછી તેઓ માંહેના કેટલાક પક્ષોએ માંહોમાંહે મતભેદ કર્યો, જેથી ખરાબી છે તે લોકો માટે કે જેઓ મહાન દિવસે હાજર થવાનો ઈન્કાર કરે છે.

૩૮. જે દિવસે તેઓ અમારી હજુરમાં આવશે તે દિવસે તેઓ કેવા સ્પષ્ટ સાંભળી શકનારા અને કેવું ખુલ્લું દેખી શકનારા હશે! પરંતુ આજે તો તે જુલમગારો ખુલ્લી ગુમરાહીમાં છે.

૩૯. અને (હે રસુલ!) તેમને તે ખેદકારક દિવસથી ડરાવ, જ્યારે કે સઘળો મામલો આટોપી નાખવામાં આવશે; જો કે (હમણાં) તેઓ

ગફલતમાં છે અને તેઓ ઈમાન લાવતા નથી.

૪૦ બેશક અમેજ પૃથ્વીના અને જેઓ તેના પર (વસે) છે તેમના વારસ થઈશું, અને અમારી તરફજ તેમને પાછા ફેરવવામાં આવશે.

૪૧ અને (હે રસુલ!) આ કિતાબમાંથી ઈબ્રાહીમનું વર્ણન બયાન કર; નિસંશય તે એક સત્યપ્રિય નબી હતો.

૪૨. (તે સમયને યાદ કરો) જ્યારે તેણે પોતાના પિતા(આઝર)ને કહ્યું કે હે મારા પિતા! તું એવાઓને શા માટે પૂજે છે કે જેઓ ન કાંઈ સાંભળે છે અને ન કાંઈ જુએ છે અને ન તારા કોઈ કામમાં આવે છે.

૪૩. હે મારા પિતા! ખરેજ મને તે જ્ઞાન મળ્યું છે જે તને નથી મળ્યું, માટે તું મને અનુસર, હું તને (દીને ઈસ્લામનો) સાચો માર્ગ દેખાડી દઈશ.

૪૪. હે મારા પિતા! તું શેતાનનો બંદો ન બન, બેશક શેતાને દયાળુ અલ્લાહની નાફરમાની કરી છે.

૪૫. હે મારા પિતા! મને ખચીતજ એવો ભય છે કે તને દયાળુ અલ્લાહ તરફથી (એક એવો) અઝાબ પહોંચે કે જેથી તું શેતાનનો સાથી બની જાય.

૪૬. (આથી આઝરે ક્રોધે ભરાઈ) કહ્યું, હે ઇબ્રાહીમ! શું તું મારા ખુદાઓથી ફરી ગયો છે? અગર તું નહિ અટકે તો હું તને પત્થરો મારી જરૂર મારી નાખીશ, અને એક ચોકકસ સમય માટે મારાથી જુદો થઈ જા.

૪૭. (ઇબ્રાહીમે) ફરમાવ્યું (લ્યો આ ચાલ્યો), તારા પર મારા સલામ હોજો, નજીકમાંજ હું મારા પરવરદિગાર પાસે તારા ગુન્હાઓની માફી માગીશ; બેશક તે મારા પર હદ ઉપરાંતનો માયાળુ છે.

૪૮. હું તમારો અને જેને જેને તમે અલ્લાહ સિવાય પોકારો છો તેમનો ત્યાગ કરૂં છું અને મારા પરવરદિગારનેજ પોકારતો રહીશ, આશા છે કે હું મારા પરવરદિગાર પાસે દુઆ કરવામાં હતભાગી રહીશ નહિ.

૪૯. પછી જ્યારે તેણે તેમનો અને જે જે વસ્તુઓને તેઓ અલ્લાહના સિવાય પૂજતા હતા તેમનો ત્યાગ કર્યો ત્યારે અમોએ તેને ઈસ્હાક તથા યાકુબ (જેવા સદાચારી પુત્રો) અર્પણ કર્યા; અને તે દરેકને નબી બનાવ્યા.

૫૦. અને તેઓ સર્વેને અમોએ અમારી રહેમતમાંથી ભાગ આપ્યો, અને તેઓ સર્વેને અમોએ (તેમની પાછળ આવનારાઓમાં) ઉચ્ચ પ્રકારની સદ્‌વાણીને પાત્ર બનાવ્યા.

૫૧. અને (હે રસુલ!) આ કિતાબમાંથી મુસાનું વર્ણન વર્ણવ; બેશક તે નિર્મળ કરેલા મન વાળો અને મોકલેલો એક નબી હતો.

૫૨. અને તેને અમોએ તુર(સીના પર્વત)ની જમણી બાજુથી સાદ કર્યો, અને અમે રહસ્યની વાતો કરવા માટે તેને વધુ સમાગમમાં લાવ્યા.

૫૩. અને અમોએ અમારી કૃપાથી તેના ભાઈ હારૂનને (પણ એક) નબી બનાવી તેને (એક મદદનીશ) આપ્યો.

૫૪. અને (હે રસુલ!) આ કિતાબમાંથી ઈસ્માઈલનું વર્ણન બયાન કર; નિસંશય તે વાયદાને પાળનાર અને રસુલ (તથા) નબી હતો.

૫૫. અને તે પોતાના કુટુંબીઓને નમાઝ પઢવાનો તથા ઝકાત આપવાનો હુકમ કર્યા કરતો હતો, અને તે પોતાના પરવરદિગાર પાસે અતિ પસંદ થએલો હતો.

૫૬. અને આ કિતાબમાંથી ઈદ્રીસનું વર્ણન બયાન કર; બેશક તે એક સત્યવાદી નબી હતો:

૫૭. અને અમે તેને (જમીન પરથી) ઉચકી ઉચ્ચસ્થાને (આકાશ પર) લઈ ગયા[૧].

૫૮. (હે રસુલ!) આજ તે લોકો છે કે જેમના પર અલ્લાહે પોતાની બક્ષિસ કરી હતી કે જેઓ આદમના વંશજો માંહેના પયગમ્બરો હતા, તેમ નૂહની સાથે જેમને અમોએ હોડીમાં સવાર કરી દીધા હતા તેમના વંશજોમાંથી પણ હતા, અને (વળી) કેટલાક ઇબ્રાહીમ

૧. અલ્લાહે હ૦ ઇદ્રીસને પણ હ૦ ઇસા અ૦ સ૦ની જેમ આકાશ પર જીવતા ઉચકી લીધા હતા.

તથા યાકુબની ઓલાદમાંથી પણ, અને કેટલાક તેઓમાંથી કે જેમને અમોએ સન્માર્ગ દેખાડયો અને ચુંટી કાઢયા; (તે એવા લોકો હતા કે) જ્યારે પણ તેમની સામે અલ્લાહની આયતો પઢવામાં આવતી ત્યારે તેઓ સિજદામાં પડી જતા અને રૂદન કરતા હતા.

૫૯. પછી તેમના બાદ એવા (કુ)પુત પેદા થયા કે જેમણે નમાઝ પણ ગુમાવી દીધી અને વિષય વાસનાઓની પાછળ પડી ગયા, પણ આગળ જતાં તેઓ ગુમરાહી(નો બદલો) મેળવશે:

૬૦ સિવાય તેમના કે જેઓ તોબા કરી લેય તથા ઈમાન લાવે તથા સત્કાર્યો કરે, તો એજ લોકો જન્નતમાં દાખલ થશે, અને તેમના પર સ્હેજ પણ જુલમ કરવામાં નહિ આવે:

૬૧. હમેશ રહેનારા બગીચાઓમાં કે જેનો વાયદો દયાળુ અલ્લાહે પોતાના બંદાઓથી દેખાડયા વિના કરી લીધો છે; નિસંશય તેનો વાયદો પુરો થઈનેજ રહેનાર છે.

૬૨. તેમાં તેઓ "સલામ" સિવાય કોઈજ વ્યર્થ વાત સાંભળશે નહિ; અને તે(બગીચાઓ)માં તેમની રોજી તેમના માટે સવાર સાંજ મળતી રહેશે.

૬૩. આ જન્નત એજ છે કે જેમના વારસ અમે અમારા બંદાઓમાંથી તેમને કરી દઈએ છીએ કે જેઓ પરહેઝગાર હોય છે.

૬૪. અને (હે રસુલ! ફરિશ્તાઓ કહે છે કે) અમે તારા પરવરદિગારની આજ્ઞા વિના ઉતરતા નથી; અમારી સામે જે કાંઈ છે અને જે કાંઈ અમારી પછવાડે છે અને તે બન્નેની વચ્ચે જે કાંઈ છે તે સઘળું તેનુંજ છે, અને તારો પરવરદિગાર (સ્હેજ પણ) ભૂલી જાય તેવો નથી.

૬૫. તે આકાશો તથા પૃથ્વીનો અને જે કાંઈ તેમની વચ્ચે છે તે (સઘળા)નો પરવરદિગાર છે, માટે તું તેનીજ ઇબાદત કર અને તેની ઈબાદતનો શ્રમ વેઠી લે; શું તું કોઈ બીજાને તેની બરોબરનો જાણે છે?

૬૬. અને માણસ કહે છે કે જ્યારે હું મરી જઈશ ત્યારે ખરેજ શું (પાછો) જીવતો કરી કાઢવામાં આવીશ?

૬૭. શું માણસને આ યાદ નથી કે અમોએ તેને પહેલાં પેદા કર્યો

હતો કે જ્યારે ખરૂં જોતાં તે કાંઈ વસ્તુજ ન હતો ?

૬૮. માટે તારા પરવરદિગારની કસમ ! અમે તેમને તથા શેતાનોને ખચીતજ એક જગ્યાએ ભેગાં કરી લઇશું, પછી ખચીતજ અમે તેમને જહન્નમની આસપાસ ગુંઠણીએ પડેલા હાજર કરીશું.

૬૯. પછી અમે દરેક ટોળામાંથી તે લોકો કે જેઓ દયાળુ અલ્લાહની વિરૂદ્ધ ઘણા અકડીને ચાલતા હતા તેમને અવશ્ય વેગળા કરી દઈશું.

૭૦. પછી જેઓ જહન્નમમાં બળવા માટે વધારે પાત્ર છે તેમનાથી અમે સારી પેઠે વાકેફ છીએ.

૭૧. અને તમારામાંથી એક પણ એવો નથી કે જે તે (જહન્નમ)ના કાંઠે નહિ પહોંચે; (અને) આ તો તારા પરવરદિગારે કરેલો છેવટનો નિર્ણય છે.

૭૨. પછી જેઓ પરહેઝગાર રહેશે તેમને તો અમે મુક્તિ આપીશું, અને જાલિમોને તેમાંજ ગુંઠણુમંડીએ પડેલા છોડી દઈશું.

૭૩. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો તેમની સમક્ષ પઢવામાં આવે છે ત્યારે ઇમાન નહિ લાવનારાઓ મોમીનોને પૂછે છે કે બન્ને પક્ષોમાંથી દરજ્જામાં કોણ બેહતર છે અને સમાજમાં કોણ બહેતર છે.

૭૪. અને અમે તેમની પહેલાં કેટલીએક પેઢીઓનો નાશ કરી ચુક્યા છીએ, જેઓ માલમત્તા તથા દેખાવમાં (પણ તેમના કરતાં) ઘણી ચઢીઆતિ હતી.

૭૫. (હે રસુલ !) તું કહે કે જે શખસ ગુમરાહીમાં પડી રહ્યો હશે તેની મુદ્દત દયાળુ અલ્લાહ લંબાવતો રહે છે, અહીં સુધી કે જ્યારે તેમને જે(વસ્તુ)થી ડરાવવામાં આવ્યા હતા તે અઝાબ અથવા (કયામતની) ઘડી તેઓ (સાક્ષાત) જોઇ લેશે; પછી નજીકમાંજ તેઓ જાણી લેશે કે કોની દશા વધુ ખરાબ અને કોનું ટોળું વધારે નબળું છે.

૭૬. અને જેમણે હિદાયત મેળવી છે તેમની હિદાયતને અલ્લાહ વધુ વધારતો જાય છે; અને હમેશ કાયમ રહેનારા સત્કાર્ય તારા પરવરદિગારની પાસે પુણ્યની રૂએ બેહતર છે અને પરિણામની રૂએ પણ.

૭૭. (હે રસુલ!) શું તેં તે શખસની સ્થિતિ પર વિચાર કર્યો કે જેણે અમારી આયતોનો ઈન્કાર કર્યો અને કહ્યું કે મને (કયામતમાં પણ) અવશ્ય માલ દોલત આપવામાં આવશે અને ઓલાદ પણ?

૭૮. શું તેને ગેબની ખબર મળી ગઈ છે કે કૃપાળુ અલ્લાહ પાસેથી કોઈ વચન લઈ લીધું છે?

૭૯. હરગીઝ તેમ નહિ થાય; તે જે કાંઈ બકે છે તે અમે લખી લઈએ છીએ, અને તેની શિક્ષા(ની મુદ્દત પણ) લંબાવી દઈશું.

૮૦. અને જે વસ્તુઓ(ના સંબંધ)માં તેઓ જે કાંઈ કહે છે અમે તેના વારસ થઈ જઈશું અને (કયામતના દિવસે) તે એકલોજ અમારી પાસે આવશે.

૮૧. અને તે લોકોએ અલ્લાહને છોડી દઈ ઘણા ખુદા બનાવી લીધા છે કે તેઓ તેમના માટે બાહુબળ બને;

૮૨. (પણ) તેમ હરગીઝ નહિ થાય, નજીકમાંજ તેઓ તેમની ઇબાદતનો ઇન્કાર કરશે અને તેમનાજ વિરોધી બની જશે.

૮૩. શું તેં આ નથી દેખ્યું કે અમોએ શેતાનોને નાસ્તિકો પાછળ લગાડી દીધા છે કે જેથી તેઓ તેમને સારી પેઠે ઉશ્કેરી ભમાવ્યા કરે?

૮૪. માટે હવે તું તેમના સંબંધમાં (અઝાબની) ઉતાવળ ન કર; અમે માત્ર તેમના માટે (કયામત આવવાના દિવસો) ગણી રહ્યા છીએ.

૮૫. જે દિવસે અમે પરહેઝગારોને દયાળુ અલ્લાહની હુઝુરમાં (માનવંત) પરોણાઓ બનાવવા માટે ભેગા કરીશું,

૮૬. અને ગુન્હેગારોને તરસ્યા ઢોરોની જેમ જહન્નમ તરફ હંકારીશું.

૮૭. તેમને શફાઅત કરવા માટેનો કોઇ અધિકાર નહિ હોય, સિવાય કે જેણે દયાળુ અલ્લાહ પાસેથી કોઈ વાયદો (લઇ) લીધો હોય.

૮૮. અને તેઓ કહે છે કે દયાળુ અલ્લાહે પુત્ર બનાવી લીધો છે.

૮૯. (તું કહે કે) ખરેજ એ તો તમે બેહુદી વાત (ઘડી) લાવ્યા છો:

૯૦. નજીક છે કે તે (વાત)થી આકાશો ફાટી પડે, અને પૃથ્વી ચીરાઈ જાય, અને પહાડ તુટી પડી કટકે કટકા થઈ જાય,

૯૧. (કારણ) કે તેઓ દયાળુ અલ્લાહ પુત્ર ધરાવે છે એવું આળ મૂકે છે.

૯૨. પરંતુ પરમ દયાળુ અલ્લાહને પુત્ર બનાવવાની કાંઇજ જરૂર નથી.

૯૩. આકાશો તથા જમીનમાં કોઈપણ એવો નથી કે જે દયાળુ અલ્લાહની હજુરમાં (નમ્ર) સેવક બની આવશે નહિ.

૯૪. તેણે તેઓ સર્વેને (પોતાના જ્ઞાન વડે) અવશ્ય ઘેરી રાખ્યા છે, બીને તેમને વ્યાજબી રીતે ગણી પણ લીધા છે.

૯૫. અને તે માંહેનો દરેક કયામતના દિવસે તેની પાસે એકલોજ આવશે.

૯૬. નિસંશય તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તેમના માટે નજીકમાંજ દયાળુ અલ્લાહ (લોકોના મનમાં) પ્રેમ ઉત્પન્ન કરશે.

૯૭. માટે સિવાય તેના કાંઈજિ નથી કે અમોએ આ(કુરઆન)ને તારી ભાષામાં સ્હેલું કરી દીધું છે અને (તેમ કરવાનો) હેતુ આ છે કે તું તે દ્વારા પરહેઝગારોને ખુશખબર સંભળાવે અને તે વડેજ કજીયાળુ લોકોને ડરાવે.

૯૮. અમોએ તેમની પહેલાં કાંઈ કેટલીયે પેઢીઓનો નાશ કરી નાખ્યો છે. શું તું અત્યારે તેઓમાંથી કોઈ એકને પણ જુએ છે, અથવા તેમની ઘુસપુસ પણ સાંભળે છે?

---

## પ્રકરણ ૨૦ મું.

## સુરયે તા. હા.

### તા હા

મક્કામાં ઉતરેલી જેની ૧૩૫ આયતો અને ૮ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. તા. હા. રૂકુ: ૧

૨. (હે રસુલ!) આ કુરઆન અમોએ તારા ઉપર એ માટે

ઉતાર્યું નથી કે તું કષ્ટ ભોગવે.

૩. બલ્કે એ માટે (ઉતાર્યું છે) કે જે ભય પામે છે તેના માટે બોધ થાય :

૪. (આ કુરઆન) તેના તરફથી ઉતરેલું છે કે જેણે પૃથ્વી તથા ઉંચા ઉંચા આકાશો સર્જ્યાં છે.

૫. એજ કૃપાળુ(અલ્લાહ)એ અર્શ ઉપર પોતાની સત્તા જમાવી છે.

૬. જે કાંઈ આકાશો તથા ભૂમિમાં છે અને જે કાંઈ તેમની વચ્ચે છે તથા જે કાંઈ પાતાળમાં છે તે (સઘળું) તેનુંજ છે.

૭. અને અગર તું (કોઈ પણ) વાત મોટા સાદે કહે તો (તેને તારા મોટા સાદે બોલવાની જરૂર નથી, કારણકે) તે તો ખચીતજ (અત્યંત) છુપી અને તે કરતાંય ઘણી વધારે છાની (ગુપ્ત વાતો)થી પણ વાકેફ છે.

૮. અલ્લાહ એજ છે કે જેના સિવાય કોઇ માઅબુદ નથી; સર્વે સારાં સારાં નામ તેનાજ છે.

૯. અને શું તારી પાસે મુસાનું વૃતાંત આવી પહોંચ્યું છે ?

૧૦. જે વેળા તેણે એક આગ નીહાળી ત્યારે પોતાના કુટુંબને કહ્યું કે (તમે જરા અહીંજ) થોભો, નિસંશય મેં એક આગ જોઈ છે, કદાચને હું તેમાંથી તમારા માટે એક અંગારો લઈ આવું, અથવા તે આગના પ્રતાપે હું કોઈ માર્ગ મેળવું.

૧૧. આથી જ્યારે તે તે(આગ)ની પાસે આવ્યો ત્યારે તેને (આકાશ)વાણી થઈ કે હે મુસા !

૧૨. નિસંશય હું તારો પરવરદિગાર છું, માટે તું તારા જોડા કાઢી નાખ, નિસંશય તું અત્યારે તુવાની પવિત્ર ખીણમાં છે.

૧૩. અને મેં તને (મારી પયગમ્બરી માટે) પસંદ કરી લીધો છે, માટે જે કાંઈ (તને) વહી કરવામાં આવે છે તે કાન દઇ સાંભળ :

૧૪. નિસંશય અલ્લાહ હુંજ છું, મારા સિવાય અન્ય કોઈ માઅબુદ નથી, માટે તું મારીજ ઈબાદત કર, અને મારી યાદ (કરતા રહેવા) માટે નમાઝ પઢતો રહે.

૧૫. નિસંશય કયામત આવનાર છે—હું તેના (આગમનના) સમયને સંતાડી રાખનારો છું-કે જેથી દરેક વ્યક્તિને તેના પ્રયત્ન મુજબ (સારો યા નરસો) બદલો આપવામાં આવે.

૧૬. માટે એમ ન થાય કે જે માણુસ કયામત પર વિશ્વાસ નથી રાખતો અને પોતાની કામવાસનાઓ પાછળજ પડયો રહે છે તે તને (પણ કયામતની યાદથી) અટકાવે કે જેથી તું (પણ તેની સાથે) નાશ પામે.

૧૭. અને હે મુસા! આ તારા જમણા હાથમાં શું છે?

૧૮. અરજ કરી કે તે મારી અસા (લાઠી) છે, તેના પર હું ટેકો લઈ ઉભો રહું છું અને તે વડે મારા બકરી મેંઢા માટે પાંદડા ઝુડી લઉં છું, અને (વળી) તેનાથી મારા બીજા પણ ઘણાં ખરા કામ નીકળે છે.

૧૯. ફરમાવ્યું કે હે મુસા! તે (લાઠીને ભૂમી પર) નાખી દે.

૨૦. આથી તેણે તે (લાઠી ભૂમી પર) નાખતાંજ એક દોડતો સાપ બની ગયો.

૨૧. ફરમાવ્યું (મુસા!) તેને ઉચકી લે અને (મુદ્દલ) ડર નહિ; અમે તેને હમણાંજ તેની પહેલી હાલત પર ફેરવી દઈશું.

૨૨. અને તારા હાથ તારી બગલમાં દબાવી લે કે જે (બહાર કાઢતાં) સાફ પ્રકાશીત બની ખામી રહીત નીકળશે: જે (અમારા તરફની) બીજી નિશાની (બનશે):

૨૩. કે જેથી અમે તને અમારી મોટી મોટી નિશાનીઓમાંથી (કેટલીક) દેખાડીએ.

૨૪. હવે તું ફિરઔન પાસે જા, કેમકે તે નિસંશય (અભિમાનમાં) હદ કુદાવી ગયો છે.

૨૫. (મુસાએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મારી છાતી મારા માટે વિશાળ કરી દે:

૨૬. અને મારા કાર્યને મારા માટે (તદ્દન) સરળ કરી દે:

૨૭. અને મારી જીભમાંથી (તોતડા પણાની) ગાંઠ ખોલી નાખ:

૨૮. કે જેથી તેઓ મારી વાત સમજે.

૨૯. અને (મારી મદદ માટે) મારા કુટુંબમાંથી એક(ને) મારો વઝીર (સ્હાયક) નીમી દે:

૩૦. મારા ભાઈ હારૂનને:

૩૧. તેના કારણે મારી પીઠ મજબુત કરી નાખ:

૩૨. અને તેને મારા કાર્યમાં ભાગીદાર બનાવ:

૩૩. કે જેથી અમે બન્ને તારી ઘણી ઘણી પવિત્રતા વર્ણવીએ:

૩૪. અને તારી ઘણી યાદ કરીએ:

૩૫. નિસંશય તું અમારી સ્થિતિને સારી પેઠે જોનાર છે.

૩૬. ફરમાવ્યું, હે મુસા! તારી સઘળી માગણીઓ કબુલ થઈ ગઈ.

૩૭. અને ખરેજ એક બીજા સમયે પણ અમોએ તારા ઉપર ઉપકાર કર્યો હતો:

૩૮. જે વેળા અમોએ તારી મા તરફ ઘટતી વહી કરી:

૩૯. (અને કહ્યું) કે તે(બાળક મુસા)ને એક પેટીમાં મૂક, અને તે પેટીને સમુદ્રમાં નાખી દે, સમુદ્ર તેને કાંઠે નાખી દેશે અને ત્યાંથી મારો તથા તેનો શત્રુ તેને ઉચકી લેશે; અને મેં મારા તરફથી તારા ઉપર મારા પ્રેમનું પ્રતિબિંબ નાખ્યું, અને એ માટે કે તુ મારી દેખરેખ હેઠળ પોષાય.

૪૦. જ્યારે તારી બ્હેન ચાલતાં ચાલતાં (ફિરઔનીઓને) કહેતી હતી કે શું હું તમને એક એવા(કુટુંબ)ને દેખાડી દઉં કે જે તે (બાળક મુસા)ને (સંભાળ પૂર્વક) ઉછેરે? એવી રીતે અમોએ તને તારી મા પાસે પાછો પહોંચાડયો કે જેથી તેની આંખો ટાઢી રહે અને તેણી ઉદાસ ન થાય; અને (વળી) તેં એક શખસને મારી નાખ્યો હતો, પછી અમોએ તને એ દુઃખમાંથી છુટકારો આપ્યો અને વિવિધ રીતે તને અજમાવ્યો. પછી કંઈ કેટલાય વર્ષો લગી તું મદયનવાળાઓમાં રહ્યો; પછી હે મુસા! અમોએ નિર્માણ કર્યા મુજબ તું અહી આવી પહોંચ્યો.

૪૧. અને મેં તને મારા (સંદેશા પહોંચાડવા) માટે ચુંટી કાઢયો છે.

૪૨. હવે તું અને તારો ભાઈ મારી નિશાનીઓ લઈને (ફિરઔન

પાસે) જાઓ અને તમે બન્ને મારી યાદ (કરવા)માં સુસ્તી કરજો નહિ.

૪૩. (હવે) તમે બન્ને ફિરઔન પાસે જાઓ, કારણ કે તે (અત્યંત) ઉદ્ધત (શીરજોર) બની ગયો છે.

૪૪. પછી તમે તેની સાથે નરમાશથી વાતો કરજો કે કદાચને તે બોધ ગ્રહણ કરે અથવા (અમારા અઝાબથી) ભય પામે.

૪૫. (તેઓ બન્નેએ) અરજ કરી કે હે અમારા પરવરદિગાર! અમને આ વાતનો પુરતો ભય છે કે તે અમારા ઉપર સખ્તાઈ કરે અથવા (વધુ) ઉદ્ધત બની જાય.

૪૬. ફરમાવ્યું, તમે (મુદ્દલ) બીઓ મા, નિસંશય હું તમારી સાથેજ છું, (અને તમારા પર જે વિતશે તે) ખરેજ હું સાંભળું તથા જોઉં છું.

૪૭. હવે તમે બન્ને તેની પાસે પહોંચી જાઓ અને કહો કે અમે બન્ને તારા પરવરદિગારના (મોકલેલા) રસુલ છીએ, માટે તું બની ઇસરાઇલને અમારી સાથે કરી દે, અને તેમને સંતાપ મા; અમે તારા પરવરદિગાર પાસેથી એક નિશાની લઇને આવ્યા છીએ; અને સલામતી તેના ઉપર થશે કે જે હિદાયતને અનુસરશે.

૪૮. ખચીતજ અમારા તરફ આ (વાતની) વહી કરવામાં આવી છે કે જે શખસ જુઠલાવશે તથા મોઢું ફેરવશે તેના ઉપર બેશક અલ્લાહનો અઝાબ થશે.

૪૯. (ફિરઔને) કહ્યું કે હે મુસા! તમારા બન્નેનો પરવરદિગાર કોણ છે?

૫૦ (મુસાએ) કહ્યું કે અમારો પરવરદિગાર એજ છે જેણે દરેક વસ્તુ સર્જીને (તેને યોગ્ય રચના અર્પણ કરી) પછી (જીવન વીતાડવાનો) સન્માર્ગ દેખાડયો.

૫૧. (ફિરઔને) કહ્યું, તો ભલા આગલી પેઢીઓની કેવી દશા થઈ છે?

૫૨. ફરમાવ્યું, તેની જાણ મારા પરવરદિગાર પાસે એક કિતાબ (લવહે મહફુઝ)માં (મોજુદ) છે, મારો પરવરદિગાર ન (કોઈ વાત) ચૂકી જાય છે ન (કોઇ વાત) વીસરી જાય છે:

૫૩. (તે એજ છે) જેણે ભૂમીને તમારા માટે પાથરણું બનાવી છે અને તમારા ચાલવા ફરવા માટે તેમાં માર્ગ કાઢી આપ્યા છે, અને આકાશ પરથી પાણી ઉતાર્યું છે; પછી અમોએ તે (પાણી) વડે વિવિધ પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન કરી છે.

૫૪. (માટે) તમે ખાઓ અને તમારા પશુઓને પણ ચરાવો; બેશક તેમાં બુદ્ધિશાળીઓ માટે નિશાનીઓ મોજુદ છે.

૫૫. આ (ભૂમીની માટી)માંથીજ અમોએ તમને સર્જ્યાં છે અને અમે તેમાંજ તમને ફેરવી દઈશું, અને તેમાંથીજ તમને બીજી વખતે કાઢી ઉભા કરીશું.

૫૬. અને ખચીતજ તે(ફિરઔન)ને અમોએ અમારી તમામ નિશાનીઓ દેખાડી છતાં તેણે જુઠલાવી અને ઈન્કાર કરતોજ રહ્યો.

૫૭. તે કહેવા લાગ્યો કે હે મુસા! શું તું અમારી પાસે એ માટે આવ્યો છે કે તું તારા જાદુ(ઈ બળ) વડે અમને અમારા દેશમાંથી કાઢી મૂકે?

૫૮. વારૂ, ત્યારે થોભ! અમે પણ તારા મુકાબલા માટે એવોજ જાદુ લાવીશું, જેથી તારા અને અમારા વચ્ચે (એક) મધ્યસ્થ સ્થળમાં (મુકાબલો કરવા) માટે એક સમય નકકી કર કે જેના ન અમે વીરોધી હોઈએ ન તું.

૫૯. (મુસાએ) કહ્યું, તમારા માટે તે સમય ઈદનો દીવસ છે, અને (સમય) આ (છે) કે દીવસ ચઢે સઘળા લોકો (મેદાનમાં) ભેગાં કરવામાં આવે.

૬૦. આથી ફીરઔન પાછો ફર્યો અને પોતાના સઘળા દાવપેચ તૈયાર કર્યા, પછી (ઠરાવેલા સમયે) આવી ઉભો રહ્યો.

૬૧. મુસાએ તે (જાદુગર) લોકોને કહ્યું, અફસોસ છે તમારી હાલત ઉપર! અલ્લાહ ઉપર જુઠું આળ ન મૂકો, નહિ તો તે કોઈ આફતથી તમારી જંડમૂળ ઉખેડી નાખશે, અને જે (પણ શખસ અલ્લાહ પર) આળ મૂકે છે તે અવશ્ય નિષ્ફળતા પામે છે.

૬૨. પછી તેઓ પોતાની બાબતમાં પરસ્પર વાદવિવાદ કરવા લાગ્યા અને પોતાની સલાહ છૂપી રાખી.

૬૩. પછી (ફિરઔન તથા તેના દરબારીઓએ) કહ્યું કે ખરેજ આ બન્ને જાદુગરો છે, તેઓ ચાહે છે કે પોતાના જાદુઈ બળ વડે તમને તમારા દેશમાંથી કાઢી મૂકે અને તમારા ઉત્તમ મઝહબને રદ્દ કરી નાખે.

૬૪. માટે તમે પણ તમારા (જાદુના) દાવ પેચ એકઠા કરી લો, પછી હારબંધ (ગોઠવાઈ સામે) આવી ઉભા રહો, અને આજના દિવસે જે ચઢીઆતો રહેશે તેણે ખચીતજ બાજી જીતી લીધી (કહેવાશે).

૬૫. (જાદુગરો) બોલ્યા કે હે મુસા! લે હવે તું નાખે છે કે અમેજ પ્રથમ નાખનારા થઇએ?

૬૬. (મુસાએ) ફરમાવ્યું, નાહિ, તમેજ નાખો; જેથી તેમના દોરડાં લાકડીઓ વગેરે તેમના જાદુના બળે તેને એવા દેખાવા લાગ્યા કે જાણે મોટા (વિકાળ) સર્પ બની દોડી રહ્યા છે.

૬૭. ત્યારે મુસાને પણ પોતાના મનમાં કાંઇક ભય લાગ્યો.

૬૮. જેથી અમોએ તેને કહ્યું, ડર નહિ; નિસંશય તુંજ સર્વોપરી થશે.

૬૯. અને તારા જમણા હાથમાં જે કાંઈ છે તે જમીન પર નાખી દે કે જેથી તેમણે જે કાંઈ બનાવ્યું છે તેને તે હડપ કરી જશે, જે તેમણે કર્યું છે તે માત્ર જાદુગરનો પ્રપંચ છે; અને જાદુગર જ્યાં પણ જાય ત્યાં સફળ થતો નથી.

૭૦ (આથી મુસાએ પોતાની લાઠી જમીનપર નાખી દીધી, જે જોતજોતામાં વિકાળ અજગર બની જઈ જાદુગરોએ જાદુના બળે બનાવેલા સર્પ આદિ પ્રાણીઓને હડપ કરી ગઇ) આથી તે સઘળા (જાદુગરો) પોતમેળેજ સિજદામાં પડી ગયા અને કહેવા લાગ્યા કે અમે હારૂન તથા મુસાના પરવરદિગાર પર ઈમાન લઈ આવ્યા.

૭૧. (ફિરઔને) કહ્યું, હું તમને રજા આપું તે પહેલાંજ તમે તેના પર ઈમાન લઈ આવ્યા? (એમ જણાય છે કે) એજ તમો સર્વેનો ગુરૂ છે, જેણે તમને જાદુ શીખવ્યો છે, માટે હવે હું ખરેજ તમારા ઉલ્ટા સુલટા હાથ પગ કપાવી નાખીશ અને તમને ખજુરના વૃક્ષના થડ ઉપર ફાંસીએ ચઢાવીશ, અને (ત્યારેજ) તમને આ જરૂર જણાઇ આવશે કે આપણામાંથી કોની શિક્ષા વધુ સખત અને વધુ ટકી રહેનારી છે.

૭૨. (જાદુગરો) બોલ્યા કે જે ખુલ્લા ચમત્કાર અમારી સામે આવ્યા તેના મુકાબલામાં અને જેણે અમને પેદા કર્યા છે તેની વિરૂદ્ધ અમે તને હરગીઝ શ્રેષ્ઠતા નહિ આપીએ, માટે (હે ફિરઔન!) તું જે કાંઇ હુકમ કરવાનો હોય તે (હમણાંજ) કરી દે; તું માત્ર આ દુનિયાના જીવન ઉપરજ હુકમ ચલાવી શકે છે.

૭૩. ખચીતજ અમે અમારા પરવરદિગાર પર એ માટે ઇમાન લાવ્યા કે જેથી તે અમારા ગુન્હાઓને તથા જે જાદુ કરવાની તેં અમને ફરજ પાડી હતી તેને માફ કરી દેય; અને અલ્લાહ સૌથી બેહતર અને વિશેષ બાકી (ચીરંજીવ) રહેનારો છે.

૭૪. આ વાતમાં કાંઈ શંકા નથી કે જે કોઇ પોતાના પરવરદિગારની હજુરમાં ગુન્હેગાર થઇને આવે છે તેના માટે નિસંશય જહન્નમ છે; જેમાં તે ન (ક્દી) મરણ પામશે અને ન જીવતો રહેશે.

૭૫. અને તેની હજુરમાં જે કોઈ મોમીન થઇને આવે છે (અને) જેણે સત્કાર્યો પણ કર્યા હશે, એજ તે લોકો (માંહેનાં) છે કે જેમના માટે ઉચ્ચ દરજ્જા હશે:

૭૬. (અર્થાત:) સદાની જન્નતો, જેની હેઠળ નદીઓ વહે છે, તેમાં તેઓ હમેશના રહેનારા થશે; અને જે પાક રહે છે તેનો બદલો આ છે.

૭૭. અને અમોએ મુસાને વહી દ્વારા ખચીતજ (આ વાતની) આજ્ઞા કરી હતી કે મારા બંદાઓને (રાતોરાત) લઇ જા, પછી (તારી લાઠી મારીને) તેમના માટે સમુદ્રમાં સુકો માર્ગ બનાવી લે કે જેથી તને પકડાઈ જવાનો કે ડુબી જવાનો ભય ન રહે.

૭૮. સારાંશ કે ફિરઔને પોતાના લશ્કર સાથે તેમની પૂઠ પકડી અને પછી સમુદ્રનો પ્રવાહ તે (ફિરઔન તથા તેના સાથી)ઓ પર જે ફરી વળ્યો તે ફરીજ વળ્યો.

૭૯. અને આવી રીતે ફિરઔન સ્વકોમને આડે માર્ગે લઈ ગયો અને તેમનો (ખરો) માર્ગદર્શક બન્યો નહિ.

૮૦ હે ઇસરાઇલની ઓલાદ! અમોએ તમને તમારા શત્રુઓથી

ખચીતજ છુટકારો આપ્યો, અને તમને તૂર(પહાડ)ની જમણી બાજુએ (મળવાનુ) વચન આપ્યું, અને (જંગલમાં) તમારા પર મન્ના તથા સલ્વા ઉતાર્યાં.

૮૧. અને (આ હુકમ કર્યો કે) અમોએ તમને જે કાંઈ રોજી આપી છે તેમાંથી પાક વસ્તુઓ ખાઓ પીઓ અને તેના સંબંધમાં શીરજોરી કરો નહિ, કયાંય એમ ન થાય કે તમારા પર મારો કોપ ઉતરે, અને (યાદ રાખો કે) જે મારા કોપને પાત્ર થશે તે (ખચીતજ) નાશ પામશે.

૮૨. અને જે તોબા કરે તથા ઈમાન લાવે તથા સત્કાર્યો કરે, પછી સન્માર્ગે ચાલે તો તેના માટે નિસંશય હુ મોટો ક્ષમાવાન છું.

૮૩. અને હે મુસા! તું તારી કોમને (પાછળ) મૂકી ઉતાવળ કરીને શા માટે મારી આગળ આવ્યો?

૮૪. (મુસાએ) અરજ કરી કે તેઓ પણ મારી પાછળ પાછળ ચાલ્યા આવે છે, અને હે મારા પરવરદિગાર! હું તો તારી હજુરમાં ઉતાવળ કરીને એ માટે હાજર થયો છું કે તું રાજી થાય.

૮૫. ફરમાવ્યું, તો નિસંશય અમોએ તારી પાછળ તારી કોમની કસોટી કરી છે અને સામેરીએ તેમને બહેકાવી દીધા છે.

૮૬. આથી મુસા કોપાયમાન થઈ તથા અફસોસ કરતો પોતાની કોમ તરફ પાછો આવ્યો, (અને) કહેવા લાગ્યો કે હે મારી કોમ! શું તમારા પરવરદિગારે તમારાથી (તૌરેત આપવાનો) સાચો વાયદો કર્યો ન હતો? શું ત્યારે તે વાયદાની મુદ્દત તમારા માટે ઘણી લાંબી થઈ પડી હતી, અથવા તમોએ એવું ઈચ્છયું કે તમારા પર તમારા પરવરદિગારનો કોપ ઉતરે કે જેથી તમે મારા વાયદાની વિરૂદ્ધ વર્ત્યા?

૮૭. તેઓ બોલ્યા કે અમોએ અમારા અધિકારથી તો તારા વાયદા વિરૂદ્ધ નથી કર્યું, બલ્કે (વાત એમ બની છે કે ફિરઔનની) કોમના ઘરેણાંના કેટલાય બોજા અમારા પર લાદવામાં આવ્યા હતા જેને અમોએ (અહીં) લાવી (સામેરીના કહેવાથી આગમાં) નાખી દીધા અને સામેરીએ પણ એમજ કર્યું હતું:

૮૮. પછી તે (પીગળેલા દાગીનાઓમાંથી સૌના દેખતાં) તેમના માટે એક વાછરડું કાઢી લાવ્યો કે જેનો એક (વાછરડા જેવો) આકાર હતો, જેમાં ગાયના જેવો આવાજ હતો, આથી કેટલાક લોકોએ કહી દીધું કે આ તમારો માઅબુદ છે અને મુસાનો પણ માઅબુદ છે, પરંતુ મુસા ભૂલમાં ભમી (તુર પર માઅબુદની શોધમાં ચાલ્યો) ગયો છે.

૮૯. ભલા તેઓ આ ન સમજ્યા કે તે (વાછરડું) તેમની કોઈ વાતનો જવાબ આપી શકતું ન હતું, અને ન તેમના લાભ અલાભનો અધિકાર ધરાવતું હતું.

૯૦. અને હારૂને તેમને પ્રથમથીજ કહી દીધું હતું કે હે મારી કોમ! આ વાછરડા વડે તમારી કસોટીજ કરવામાં આવી છે, અને નિસંશય તમારો પરવરદિગાર તેજ દયાળુ અલ્લાહ છે, માટે તમે મારી તાબેદારી કરો અને મારી આજ્ઞા માનો.

૯૧. તેમણે કહ્યું કે અમે તેની ઈબાદત કરતા હરગીઝ અટકીશું નહિ, જ્યાં સુધી કે મુસા અમારી પાસે પાછો ફરીને ન આવે.

૯૨. (મુસાએ) કહ્યું, હે હારૂન! જ્યારે તેં આ(લોકો)ને બહેકી જતાં દીઠા ત્યારે (તેમને વારવા માટે) કઈ વસ્તુ તને અટકાવનારી હતી:

૯૩. કે જેથી તેં મારી આજ્ઞાનું અનુકરણ કર્યું નહિ, શું તેં મારી આજ્ઞાની અવગણના (નથી) કરી?

૯૪. તેણે કહ્યું કે હે મારા માજાયા (બંધુ)! તું મારી દાઢી તથા માથાને પકડ મા; મને તો એવો અંદેશો રહ્યો કે કયાંય તું આ ન કહે કે તેં બની ઈસરાઈલમાં ભંગાણ નાખ્યું અને મારી વાતની ગણના કરી નહિ.

૯૫. (મુસાએ) પુછયું, ત્યારે હે સામેરી! આ(કરવા)માં તારો શો હેતુ હતો?

૯૬. તેણે કહ્યું કે મેં તે(જીબ્રાઈલ)ને દીઠો હતો કે જેને આ લોકોએ દીઠો ન હતો, જેથી મેં તે દૂતના (ઘોડાના) પગ હેઠળની એક મુઠ્ઠી (માટી) લઈ લીધી હતી, પછી તે (માટી) મેં (આ વાછરડામાં) નાખી દીધી અને મારા અંતઃકરણે મને એમજ (કરવાનું) સૂચવ્યું હતું.

૯૭. (મુસાએ) કહ્યું, ચાલ્યો જા (અહીંથી), તારા માટે (સજા) અ છે કે તું જ્યાં સુધી જીવશે આ કહેતો ફરશે કે (કોઈ-મને) અડકશો મા અને તારા માટે નિસંશય (વધુ શિક્ષાનો બીજો પણ) વાયદો છે જે તારાથી (હરગીઝ) ટળી શકનાર નથી, અને તું તારા (આ) માઅબુ પ્રત્યે જો કે જેનો તું મુજાવર બની બેઠો હતો; અમે તેને ખચીતજ (બાળી) ભસ્મ કરી દઇશું, પછી તેની રજેરજ દરિયામાં હોમી દઇશું.

૯૮. આ સિવાય કાંઇજ નથી કે તમારો માઅબુદ એજ અલ્લાહ છે જેના સિવાય કોઈ અલ્લાહુ નથી; તે પોતાના જ્ઞાન વડે દરેક વસ્તુ પર વ્યાપિ રહેલો છે.

૯૯. (હે રસુલ!) આવી રીતે અમે તને તે બનાવોનું વર્ણન (કહી) સાંભળાવીએ છીએ કે જે (આ) અગાઉ બની ચુકયા છે, અને ખચીતજ અમોએ તને અમારી પોતાની પાસેથી અમારી યાદ કરવાનું એક સાધન (કુરઆન) આપ્યું છે.

૧૦૦. જે તેનાથી મોઢું ફેરવનારો હશે તેજ નિસંશય કયામતના દિવસે (ભારે) બોજો લાદેલો હશે:

૧૦૧. હમેશાં તે એજ સ્થિતિમાં રહેશે; અને કયામતના દિવસને આ બોજો ઉપાડવો તેના માટે ઘણોજ બુરો હશે:

૧૦૨. જે દિવસે સૂર ફુંકવામાં આવશે તે દિવસે અમે ગુન્હેગારોને તેમની આંખો (ભયના કારણે) લીલી (નિસ્તેજ) થઇ ગએલી હાલતમાં ભેગાં કરીશું.

૧૦૩. જેઓ છાના માના પરસ્પર આ કહેતા હશે કે (દુનિયા અગર કબરમાં) તમે દસેક દિવસ રહ્યા હશો.

૧૦૪. જે વાતો તેઓ કરે છે તેનાથી અમે સારી પેઠે વાકેફ છીએ જ્યારે તેઓમાંથી જે વધુ સન્માર્ગ ઉપર રહ્યા હશે તે કહેશે કે (નહિ નહિ) તમે બહુ બહુ તો એકજ દિવસ થોભ્યા હશો.

૧૦૫ અને આ લોકો તને પર્વતોની હકીકત પૂછે છે (કે કયામતના દિવસે તેમનું શું થશે?) તો તું કહે કે મારો પરવર્દિગાર તેમને જડ મૂળથી ઉખેડી વીખેરી નાખશે;

૧૦૬. પછી તે (પૃથ્વી) ને સપાટ મેદાન કરી મૂકશે:

૧૦૭. જેમાં તું ન કાંઇ વાકું ચુંકું જોશે ન કોઇ ઉંચાણુ નીચાણુ.

૧૦૮. તે દિવસે તેઓ સઘળા એક બોલાવનાર (ઇસ્રાફીલ) ની પાછળ પાછળ ચાલ્યા જશે કે જે (બોલાવનાર) આડે માર્ગે જનારો નહિ હોય, અને તે દયાળુ અલ્લાહની સામે ભયના કારણે (લોકોના) અવાજ મંદ થઈ જશે, જેથી તું મંદ આવાજ સિવાય કાંઇજ સાંભળશે નહિ.

૧૦૯. તે દિવસે કોઈની પણ ભલામણ કામ લાગશે નહિ, સિવાય તે શખસની ભલામણ કે જેને તે દયાળુ અલ્લાહે (તેમ કરવાની) રજા આપી દીધી હોય તથા જેનું બોલવું પસંદ કરી લીધું હોય.

૧૧૦. તે તેમની આગળ અને પાછળની હકીકતથી વાકેફ છે, જ્યારે આ લોકોનું જ્ઞાન તેને વ્યાપી શકતું નથી.

૧૧૧. અને અમર તથા ચીરંજીવ રહેનારા (અલ્લાહ) સામે સૌ ચહેરા જુકી રહેશે; અને જે જુલમના બોજાથી લદાએલો આવશે તે ખચીતજ નિષ્ફળતા પામશે.

૧૧૨. અને જે શખસ નેકી કરશે અને તે મોમીન પણ હશે તો તેને અન્યાયનો કે કોઇ (જાતના) હક માર્યા જવાનો અંદેશો રહેશે નહિ.

૧૧૩. અને એવી રીતે અમોએ તેને અરબી ભાષાનું કુરઆન (બનાવી) ઉતાર્યું છે, અને તેમાં જાત જાત(ના અઝાબ)નો ભય સ્પષ્ટ કરીને વર્ણવ્યો છે કે જેથી તેઓ (નાફરમાની કરતાં) અટકે અથવા તેમના માટે બોધ તાજો કરતુ રહે.

૧૧૪. માટે અલ્લાહ કે જે ખરેખરો બાદશાહ છે એજ ઉચ્ચ દરજ્જાવાળો છે; અને તું કુરઆન પઢવામાં જે આયતની વહી પૂરી થઈ ચૂકી ન હોય તે પહેલાં (પઢવામાં) ઉતાવળ ન કર, અને કહે કે હે મારા પરવરદિગાર! મારૂં જ્ઞાન વધારી દે.

૧૧૫. અને ખરેજ અમોએ આદમને પ્રથમ એક હુકમ આપ્યો હતો (કે આ વૃક્ષ પાસે જજે નહિ), પણ તે તે વીસરી ગયો અને અમોએ તેનામાં દ્રઢ નિશ્ચય દેખ્યો નહિ.

અ ૧૧૬. અને (તે સમયને યાદ કર) જ્યારે કે અમોએ સઘળા

ફરિશ્તાઓને કહ્યું કે તમે આદમને સીજદો કરો, જેથી ઈબ્લીસ સિવાય સર્વેએ સિજદો કર્યો, તે ઈન્કાર કરનારો રહ્યો.

૧૧૭. જેથી અમોએ કહ્યું કે હે આદમ! નિસંશય આ તારો અને તારી પત્નીનો દૂશ્મન છે, જેથી એમ ન થાય કે તે તમો બન્નેને જન્નતમાંથી કાઢી મુકે, જેથી તુ આપત્તિમાં આવી પડે.

૧૧૮. જો કે આ વાત ચોકકસ છે કે તું તેમાં ન ભૂખ્યો રહેશે અને ન નાગો :

૧૧૯. અને ન તેમાં કદી તરસ્યો થશે અને ન તને તડકો લાગશે.

૧૨૦. હવે શેતાને તેના મનમાં વસવસો નાખ્યો અને કહ્યું કે હે આદમ! શું હું તને અમર રહેવાનું વૃક્ષ દેખાડું ? અને એવી સલ્તનત (દેખાડું) કે જે કદી જુની ન થાય ?

૧૨૧. ત્યારે બન્નેએ તેમાંથી થોડુંક ખાઈ લીધું, જેથી તેમની છુપી જગ્યાઓ તેમના પર જાહેર થઇ ગઇ, અને તેઓ બન્ને જન્નતના પાંદડાં પોતાના શરીર પર ઢાંકવા લાગ્યા, અને આદમે પોતાના પરવરદિગારની નાફરમાની કરી, જેથી તે સન્માર્ગથી ભટકી ગયો.

૧૨૨. પછી તેના પરવરદિગારે તેને (પાછો) ચુંટી કાઢયો, અને તેની તોબા કબુલ કરી લીધી અને સીધો માર્ગ દેખાડી દીધો.

૧૨૩. (પછી અલ્લાહે) ફરમાવ્યું, હવે તમે બન્ને આ (જન્નત)માંથી ઉતરી જાઓ, તમારામાંના કેટલાકો કેટલાકોના શત્રુ (થઇને) રહેશો. પછી મારા તરફની હિદાયત તો તમારી પાસે જરૂર આવશે, પછી મારી હિદાયતને જે અનુસરશે તો તે ન બહેકી જશે અને ન અભાગ્યો રહેશે.

૧૨૪. અને જે મારી નસીહતથી મોઢું ફેરવી લેશે તો નિસંશય તેની જીંદગી તંગ થઇ જશે, અને કયામતના દિવસે અમે તેને આંધળો કરી ઉઠાડીશું.

૧૨૫. (ત્યારે) તે અરજ કરશે કે હે મારા પરવરદિગાર! તેં મને આંધળો કરી કેમ ઉઠાડયો, જ્યારે હું તો ખરેજ (જગતમાં) દેખતો હતો ?

૧૨૬. (અલ્લાહ) ફરમાવશે, એવુંજ તો તેં કર્યું હતું; (યાને) જ્યારે અમારી નિશાનીઓ તારી પાસે આવતી હતી ત્યારે તેં તેમને

વીસારી મૂકી હતી, અને (તેથી) આજના દિવસે તું પણ એવીજ સ્થિતિમાં એવીજ રીતે વીસારી દેવામાં આવશે.

૧૨૭. અને જે શખસ (દુરાચારમાં) હદ ઉપરાંત વધી ગયો અને પોતાના પરવરદિગારની આયતો પર ઇમાન ન લાવ્યો તેને અમે એવીજ રીતે શિક્ષા આપ્યા કરીએ છીએ; અને ખચીતજ આખેરતનો અઝાબ એ કરતાંય વધારે સખત અને વધુ ટકી રહેનારો છે.

૧૨૮. શું તે (બનાવોએ) તેમને દેખાડી દીધું નથી કે તેમની પૂર્વે અમોએ કેટેલીએ પેઢીઓનો નાશ કરી નાખ્યો જેમના મકાનોમાં આ (લોકો આજે) ચાલતા ફરતા રહે છે? બેશક બુદ્ધિવાનો માટે તેમાં નિશાનીઓ મોજુદ છે.

અ ૧૨૯. અને (હે રસુલ!) જો તારા પરવરદિગાર તરફથી એક બોલ નકકી થઈ ચૂકયો ન હોત અને એક (ચોકકસ) સમય નકકી કર્યો ન હોત તો ખચીતજ તે (અઝાબ) તેમને ચોંટી ગયો હોત.

૧૩૦. માટે હવે આ (લોકો) જે કાંઈ કહે છે તે સાંખી લે, અને સૂર્યોદય પહેલાં તથા તેના અસ્ત થતા પહેલાં તારા પરવરદિગારની હમ્દ(તારીફ)ની જપમાળા જપ્યા કર, અને રાતની ઘડીઓમાં તેની પવિત્રતા વર્ણવ્યા કર, અને દિવસના (ચોકકસ) ભાગોમાં પણ, કે જેથી તું ખુશ રહે.

૧૩૧. અને દુનિયાની જીંદગીની શોભા તરીકે અમોએ નાસ્તિકોના જુદા જુદા ટોળાંઓને જે લાભ પહોંચાડયો છે, તું તેની તરફ આંખ ઉંચકીને પણ જોતો ના; કારણ કે અમે તે વડે તેમની કસોટી કરીએ છીએ; અને તારા પરવરદિગારે આપેલી રોજી વધારે સારી અને વધારે ટકાઉ છે.

૧૩૨. અને તારા કુટુંબીઓને નમાઝની આજ્ઞા કર, અને પંડે પણ તેનો પાબંદ રહે; અમે તારી પાસે કોઇ રોજી નથી માગતા, (બલ્કે) અમે પંડે તને રોજી આપીએ છીએ; અને (સારૂં) પરિણામ પરહેઝગારો માટેજ છે.

૧૩૩. અને તેઓ કહે છે કે આ (રસુલ) તેના પરવરદિગાર તરફથી કોઇ નિશાની શા માટે લાવતો નથી? શું તેમની પાસે આગલી કિતાબોમાં જે કાંઈ (આગાહીઓ) છે તેનો પુરાવો (આ કુરઆનમાં) આવી ચુકયો નથી?

૧૩૪. અને જો અમે આ (રસુલ)ના આવ્યા પહેલાંજ તેમનો નાશ કરી નાખતે તો અવશ્ય તેઓ કહેતે કે હે અમારા પરવરદિગાર! તેં અમારી પાસે કોઇ રસુલ કેમ ન મોકલ્યો કે જેથી અમે ફજેત અને ઝલીલ થવા પહેલાંજ તારી આજ્ઞાઓને અનુસરતે.

૧૩૫. (હે રસુલ!) તું કહે કે દરેક જણ (પોતાના પરિણામની) વાટ જોઈ રહયો છે માટે તમે પણ વાટ જુઓ; પછી નજીકમાં તમે જાણી લેશો કે સીધા માર્ગવાળા અને હિદાયત પામેલા કોણ છે.



# ભાગ ૧૭ મો.

## પ્રકરણ ૨૧ મું.

## સુરતુલ અંબીઆ

## નબીઓ.

મક્કામાં ઉતરેલી જેની ૧૧૨ આયતો અને ૭ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. (સઘળા) માણસો માટે હિસાબનો દિવસ આવી લાગ્યો, છતાંય તેઓ હજી સુધી અજ્ઞાનતામાં (પડયા રહી) મોઢું ફેરવી રહ્યા છે.

૨. તેમની પાસે તેમના પરવરદિગાર તરફથી કોઇ નવી નસીહત આવે છે તો તેઓ તે એવી બેદરકારીથી સાંભળે છે કે જાણે તેઓ રમતમાં હોય,

૩. તેમનાં મન રમતગમતમાં મચેલાં છે, અને (હે રસુલ!) જે જાલિમો છે તે (તારા સંબંધમાં) ગુસપુસ કરે છે (અને કહે છે) કે આ રસુલ છેજ શું? તમારાજ જેવો તો માણસ છે; ત્યારે શું તમે જાણી જોઇને જાદુ(ની વાત સાંભળવા) માટે આવો છો?

૪. (હે રસુલ!) તું કહે કે મારો પરવરદિગાર આકાશ તથા પૃથ્વીમાં જે જે વાતો થાય છે તે જાણે છે, અને તે મોટો સાંભળનાર (તથા) જાણનારો છે.

૫. બલ્કે તેઓ કહે છે કે આ (કુરઆન) ગુંચવણ ભરેલા સ્વપ્નાં છે; (એટલુંજ નહિ) બલ્કે તે તેણે પોતાના મનથીજ ઘડી કાઢયું છે; બલ્કે તે એક કવી છે; (અગર તેમ નથી તો) આગલા પયગમ્બરોની જેમ આ પણ એક મોજીઝો લઇ આવે.

૬. તેમની પહેલાં અમોએ જે વસ્તીનો નાશ કરી નાખ્યો તે (મોજીઝા જોયા છતાં) ઇમાન લાવી ન હતી; ત્યારે શું આ લોકો ઇમાન લાવશે?

૭. અને (હે રસુલ!) અમોએ તારી પહેલાં પણ (રસુલ તરીકે) માણસજ મોકલ્યા હતા જેમના ઉપર અમે વહી મોકલતા

હતા, તથાપિ જો તમે જાણતા ન હો તો (અગાઉની) કિતાબવાળાઓને પૂછી જુઓ.

૮. અને અમોએ તેમના એવા શરીર બનાવ્યા ન હતા કે તેઓ ખાવાનું ખાતા ન હોય, અને ન તેઓ અમર રહેનારા હતા.

૯. પછી તેમને કરેલો વાયદો સાચો કરી દેખાડયો, પછી ખુદ તેમને અને જેને જેને અમોએ ચાહ્યું બચાવી લીધા અને અત્યાચાર કરનારાઓનો અમોએ નાશ કર્યો.

૧૦. (હે કુરૈશની કોમ!) ખચીતજ અમોએ તમારી તરફ એક કિતાબ ઉતારી છે જેમાં તમારી ભલી યાદ છે; છતાં તમે સમજતા નથી?

૧૧. અને અમોએ કંઈ કેટલીએ વસ્તીઓ કે જે જુલમગાર હતી તેમનો નાશ કરી નાખ્યો છે, અને તેમના (નાશ કર્યા) બાદ બીજા લોકો પેદા કર્યા. રુકુઅ ૨

૧૨. પછી જ્યારે તેમણે પણ અમારો અઝાબ કળી લીધો તો ત્યાંથી ઉતાવળા ઉતાવળા નાસવા લાગ્યા.

૧૩. (અમોએ તેમને કહ્યું) હવે ઝડપભેર નાસો નહી, અને જે(સ્થાનો)માં તમે સુખ–ચેન ઉડાવતા હતા તે સ્થાન તરફ તથા તમારા મકાનો તરફ પાછા ફરો કે જેથી તમને પૂછપરછ કરવામાં આવે.

૧૪. તેઓ બોલ્યા, હાય ખરાબી અમારી! અમે તો નિસંશય જુલમગાર હતા.

૧૫. સારાંશ કે તેઓ નિરંતર એમજ પોકારતા રહ્યા, અહીં સુધી કે અમોએ તેમનો (નાશ કરી) વાઢેલી ખેતીની જેમ ઢગલો બનાવી દીધો.

૧૬. અને અમોએ આકાશ તથા પૃથ્વી અને તેમની વચ્ચે જે કાંઈ છે તે રમતગમત માટે પેદા કર્યું નથી.

૧૭. અગર અમે કોઈ રમતગમતજ બનાવવા ચાહતે તો અમારા તરફથી (અમને છાજતુ) બનાવતે, જો અમારે કરવુંજ હોત તો.

૧૮. બલ્કે અમે તો સત્યને અસત્ય ઉપર ફેંકી મારીએ છીએ

કે જેથી તે (સત્ય) તે(અસત્ય)નું માથું ભાંગી નાખે છે, પછી એકાએક તે અસત્ય અદૃષ્ય થઈ જાય છે; અને તમારા પર અફસોસ છે કે આવી (નિરર્થક) વાતો વર્ણવો છો.

૧૯. અને જે કોઈ આકાશો તથા પૃથ્વીમાં છે તે તેનાજ છે; અને જેઓ તેની હજુરમાં છે તેઓ ન તેની ઇબાદત કરવાથી અભિમાન કરે છે, અને ન (ઇબાદત કરતાં) થાકી જાય છે.

૨૦ (બલ્કે) રાત દિવસ (તેની) પવિત્રતા વર્ણવ્યા કરે છે, (અને મુદ્દલ) આળસ કરતા નથી.

૨૧. શું તેમણે પૃથ્વી(માંહેની વસ્તુઓ)માંથી એવા ખુદા પસંદ કરી લીધા છે કે જેઓ (મરણ પામેલાઓને) સજીવન કરી ઉઠાડે છે?[1]

૨૨. અગર (આકાશ તથા પૃથ્વીમાં) તે અલ્લાહના સિવાય કોઈ બીજા પણ ખુદાઓ હોત તો ખરેજ તે બન્નેમાં અંધાધુંધી ફેલાઈ ગઇ હોત; માટે તેઓ જે જે કાંઇ વર્ણવે છે તે સર્વે (વાતો)થી અર્શનો માલિક, અલ્લાહ પાક છે.

૨૩. જે કાંઈ તે (અલ્લાહ) કરે છે તેના સંબંધી તેનાથી પડ પૂછ કરી શકાતી નથી અને તેઓ જે કાંઇ કરે છે તેના સંબંધમાં તેમને જરૂર પડપૂછ કરવામાં આવશે.

૨૪. શું તેમણે તે(અલ્લાહ)ને મૂકી બીજા ખુદા બનાવી લીધા છે? (હે રસુલ!) તું કહે કે તમે પોતપોતાની દલીલો રજુ કરો; આ (કુરઆન) તેમના માટે નસીહત છે કે જેઓ મારી સાથે છે, અને તેઓ માટે પણ નસીહત છે કે જેઓ મારી આગમચના (લોકો) હતા. પરંતુ તેઓમાંના ઘણા ખરા લોકો સત્યને પારખતા નથી જેથી તેઓ (સત્યથી) મોઢું ફેરવતા રહે છે.

૨૫. અને અમોએ તારી પહેલાં એક પણ રસુલ મોકલ્યો

---

૧ આ આયત મુશ્રીકોની અજ્ઞાનતા ખુલ્લી પાડે છે કે તેઓ જમીનમાંથી પેદા થતી વસ્તુઓને (જેમાં મનુષ્યનો પણ સમાવેશ થાય છે) ખુદા માની બેઠા છે. અલ્લાહ સિવાય કોઇ પણ મરી ગએલાને સજીવન કરવાની શકિત ધરાવતો નથી, માટે તેનીજ ઇબાદત કરવી અને શિર્કથી બચવું જોઇએ.

થી કે જેની તરફ અમે (એવી) વહી કરતા રહ્યા ન હોઇએ કે મારા સિવાય કોઇ માઅબુદ નથી, માટે તમે મારીજ ઈબાદત કરતા રહો.

૨૬. અને તેઓ કહે છે કે દયાળુ અલ્લાહે પોતાના માટે એક પુત્ર બનાવી લીધો છે; તેની જાત (આ આક્ષેપથી) પાક છે. બલ્કે તેઓ (કે જેમને તેઓ અલ્લાહના પુત્ર માને છે) તે(અલ્લાહ)ના માનવંત બંદા છે:

૨૭. જેઓ કોઈપણ વાત કહેવામાં તેનાથી પહેલ નથી કરતા, અને માત્ર તેનીજ આજ્ઞા પ્રમાણે અમલ કરતા રહે છે.

૨૮. તે તેમના ભાવી તથા ભૂત(કાળના સઘળા)ની હકીકત જાણે છે, અને તેઓ (કોઈની) ભલામણ કરતા નથી, સિવાય તેના કે જે તે (અલ્લાહ)ને પસંદ હોય અને તેઓ તેના ખોફથી ડરતા રહે છે.

૨૯. અને તેઓમાંથી જે કોઈ કહે કે હું પણ તેના સિવાય એક માઅબુદ છું (તો બસ) એવાઓનોજ બદલો અમે જહન્નમ નક્કી કરીશું; અમે જાલિમોને એવોજ બદલો આપતા રહીએ છીએ.

૩૦. જે લોકો નાસ્તિક છે શું તેમની સમજમાં આ નથી આવ્યું કે આકાશ તથા પૃથ્વી બન્ને બંધ હતાં, પછી તે બન્નેને અમોએ ઉઘાડી નાખ્યાં[1]; અને દરેક વસ્તુને અમોએ પાણી વડે જીવતી બનાવી દીધી; તોપણ તેઓ ઈમાન નહિ લાવે ? રૂકુઅ ૩

૩૧. અને અમોએ પૃથ્વીમાં ભારે (વજનદાર) પહાડો કાયમ કરી દીધા છે કે જેથી કયાંય એમ ન થાય કે તે (પૃથ્વી) તેમને લઈ ધસી પડે; અને તેમાં તેમના માટે લાંબા પહોળા માર્ગ બનાવ્યા છે કે જેથી તેઓ ખરો માર્ગ મેળવી લેય.

૩૨. અને આકાશને અમોએ એક સુરક્ષિત છત્ર બનાવ્યું છે અને (તોપણ) તેઓ તે નિશાનીઓથી મોઢું ફેરવી લે છે.

૩૩. અને તે (અલ્લાહ) એજ તો છે જેણે રાત તથા દિવસ

---

૧ આકાશ ઉઘડવાનો અર્થ વરસાદની વૃષ્ટી છે, અને જમીન ઉઘડવાનો અર્થ તેમાંથી પેદા થતી વસ્તુઓ છે, જેમકે ઘાસચારો ફળફળાદી વનસ્પતિ વિગેરે.

અને સૂરજ તથા ચંદ્રમાને સરજ્યાં છે; તેઓ (સર્વે) પોતપોતાના (ઠરાવેલા) વર્તુળમાં તર્યા કરે છે.

૩૪. અને અમરપણું તો અમોએ તારી પહેલાં પણ કોઈ માણસ માટે નક્કી કર્યું ન હતું; ત્યારે (હે રસુલ!) જો તું મરી જશે તો શું તેઓ હમેશ (માટે જીવતા) રહેનાર છે?

૩૫. દરેક વ્યક્તિ મૃત્યુ(નો સ્વાદ) ચાખનાર છે; અને અમે અજમાયશ તરીકે નેકી તથા બદી વડે તમારી કસોટી કરીએ છીએ; અને અમારી તરફજ તમારૂં પાછું ફરવું થશે.

૩૬. અને જે વખતે તે લોકો કે જેઓ ઈમાન નથી લાવ્યા તને જુએ છે ત્યારે તેઓ માત્ર તારી ઠઠ્ઠા ઉડાડે છે; (અને કહે છે કે.) શું તે શખસ આજ છે કે જે તમારા માઅબુદોનું વર્ણન (બુરાઈ સાથે) કરે છે? જો કે તેઓ પંડેજ દયાળુ અલ્લાહની યાદનો ઈન્કાર કરનારા છે (માટે તેમનીજ મૂર્ખાઇ ઉપર હસવું જોઇએ).

૩૭. મનુષ્ય માત્ર (સ્વભાવે) ઉતાવળો પેદા કરવામાં આવ્યો છે; હું તમને નજીકમાંજ મારી નિશાનીઓ દેખાડીશ, માટે તમે મારી પાસે ઉતાવળની ઈચ્છા કરશો મા.

૩૮. અને તેઓ કહે છે કે જો તમે સાચા છો તો દેખાડી દો કે કે આ (કયામતનો) વાયદો આવશે કયારે?

૩૯. કદાચને આ લોકો કે જેઓ ઈન્કાર કરનારા થઇ ગયા છે તેઓ તે વખત(ની સ્થિતિ)ને જાણી લેતે જ્યારે કે તેઓ (જહન્નમની) આગને ન પોતાના મોઢા તરફથી રોકી શકશે અને ન પોતાની પીઠ તરફથી, અને ન તેમની (કોઈ પ્રકારની) સ્હાય કરવામાં આવશે (તો કદી પણ ઉતાવળ કરતે નહિ).

૪૦. બલ્કે તે (કયામત) તો તેમને ઓચિંતી આવી પકડશે, પછી તે તેમને મુંઝવી નાખશે, જેથી તેઓ ન તેને ટાળી શકશે અને ન તેમને મોહલત આપવામાં આવશે.

૪૧. અને (હે રસુલ!) ખચીતજ તારી આગમચના રસુલોની પણ હાંસી ઉડાડવામાં આવી હતી, જેથી તેઓ જે અઝાબને હસી કાઢતા

હતા તેણેજ તેમને આવી પકડયા.

૪૨. તું કહે કે રાતમાં કે દિવસમાં દયાળુ(અલ્લાહ)ના અઝાબથી તમારૂં કોણ રક્ષણ કરે છે? પણ તેઓ તો તેમના પરવરદિગારની યાદથી પણ મોઢું ફેરવી લેનારા થઈ ગયા છે.

૪૩. શું અમારા સિવાય તેમના કોઇ (બીજા પણ) ખુદા છે જે તેમને અમારા(અઝાબ)થી બચાવે? (તેઓ શું બચાવશે,) પોતાની જાતની તો મદદ કરી શકતા નથી, અને ન અમારી આગળ તેમનો કોઇ સાથી થનાર છે.

૪૪. બલ્કે અમોએ તેમને તથા તેમના બાપદાદાઓને સુખનો ઉપભોગ કરવા દીધો, અહીં સુધી કે તેમની જીંદગી (સુખમાં) લંબાઈ; શું તેઓ આ નથી દેખતા કે પૃથ્વીને અમે તેની આજુ બાજુથી સતત ઓછી કરતા ચાલ્યા જઇએ છીએ[1]? શું તોપણ તેઓજ પ્રબળ છે?

૪૫. (હે રસુલ!) તું કહે કે સિવાય તેના નથી કે હું તમને (મને જે) વહી (થાય છે તેજ) પ્રમાણે ડરાવતો રહું છું; અને બહેરાઓને જ્યારે ડરાવવા માટે પોકારવામાં આવે છે ત્યારે તેઓ તે પોકારને સાંભળતા નથી.

૪૬. અને જો તેમને તારા પરવરદિગારના અઝાબની હવા માત્ર અડકી જાય તો તેઓ અવશ્ય આ કહેવા માંડશે કે અફસોસ! ખરેજ અમે જુલમગાર હતા.

૪૭. અને અમે કયામતના દિવસે ન્યાયના ત્રાજવાં કાયમ કરીશું, જેથી કોઇ વ્યક્તિ પર જરા જેટલોય જુલમ કરવામાં નહિ આવે; અને જો રાઈના દાણા જેટલા વજનનો (પણ કોઈ અમલ) હશે તો તે પણ અમે લાવી હાજર કરીશું; અને હિસાબ લેવા માટે અમે પુરતા છીએ.

૪૮. અને ખરેજ અમોએ મુસા તથા હારૂનને ફુરકાન (સત્ય-અસત્ય પારખવાની કિતાબ–તૌરેત) અર્પણ કરી હતી જે પરહેઝગારો માટે પ્રકાશ તથા બોધ હતી.

---

૧. પૃથ્વીપટ પર નાસ્તિકોની આણ હેઠળ જે ભૂમિ છે તે ભૂમિ અલ્લાહપાક ધીમે ધીમે ઓછી કરતો જાય છે, અને એક દિવસ એવો આવશે કે જે દિવસે પૃથ્વીપટની એક ઇંચ જમીન પણ તેમના કબજામાં નહિ હોય અને સર્વત્ર ઇસ્લામનો જયજયકાર હશે.

૪૯. કે જેઓ વણ દેખ્યે પોતાના પરવરદિગારથી ડરતા રહે છે અને કયામતના દીવસથી ભયભીત રહે છે.

૫૦. અને આ (કુરઆન) બરકતવાળી નસીહત છે જે અમોએ ઉતારી છે; તે છતાં શું તમે તેનો ઇન્કાર કરનારા છો?

૫૧. અને ખરેજ અમોએ ઇબ્રાહીમને શરૂઆતથીજ પોતાનો સન્માર્ગ(પારખી લેવા)ની બુદ્ધિ અર્પણ કરી હતી, અને અમે તે (ની લાયકાત)થી સંપુર્ણ વાકેફ હતા.

૫૨. (તે સમયને યાદ કરો) જ્યારે કે તેણે પોતાના બાપ(આઝર)ને તથા પોતાની કોમને કહ્યું કે આ મૂર્તિઓ શી વસ્તુઓ છે કે જેની બંદગીમાં તમે મચ્યા રહ્યા છો?

૫૩. તેમણે કહ્યું કે અમોએ અમારા બાપદાદાઓને તેમની પૂજા કરતા દીઠા હતા.

૫૪. ફરમાવ્યું, ખરેજ તમે અને તમારા બાપદાદા પણ ખુલ્લી ગુમરાહીમાં છો.

૫૫. તેમણે કહ્યું, તું કોઈ હક વાત લાવ્યો છે કે અમસ્થીજ દિલલગી કરનારાઓ માંહેનો છે?

૫૬. ફરમાવ્યું, હા, તમારો પરવરદિગાર એજ આકાશો તથા પૃથ્વીનો પરવરદિગાર છે, જે તે(સર્વે)ને અસ્તિત્વમાં લાવ્યો છે; અને હું એ વાત પર શાક્ષી આપનારાઓ માંહેનો છું.

૫૭. અને (પછી મનમાંજ કહ્યું) અલ્લાહની કસમ! જ્યારે તમે પીઠ ફેરવીને ચાલ્યા જશો ત્યારે હું તમારી આ મૂર્તિઓ સાથે (કોઇને કોઇ) ચાલબાજી જરૂર ચાલીશ.

૫૮. પછી તેમના વડા સિવાય બીજા બધાના કટકે કટકા કરી નાખ્યા કે જેથી તેઓ (વડી મૂર્તિને સલામત જોઈ) તેની તરફ પાછા આવે.

૫૯. (અને જ્યારે તેઓ ઉત્સવ ઉજવી પાછા આવ્યા ત્યારે) બોલ્યા, અમારા માઅબુદોની જેણે આવી દશા કરી છે તે ખચીતજ જુલમગારો માંહેનો છે.

૬૦. (તેઓમાંથી કેટલાકોએ) કહ્યું, અમોએ તો એક નવયુવાનને કે જે ઇબ્રાહીમના નામે પ્રખ્યાત છે તેને (આપણા દેવતાઓનું બુરાઇની સાથે) સ્મરણ કરતાં સાંભળ્યો હતો.

૬૧. (આથી) તેઓ કહેવા લાગ્યા કે (અગર) એમજ છે તો તેને લોકો સામે હાજર કરો કે જેથી તેઓ શાક્ષી રહે.

૬૨. (પછી જ્યારે ઇબ્રાહીમને હાજર કરવામાં આવ્યો ત્યારે આ લોકો) બોલ્યા કે હે ઇબ્રાહીમ! શું તેંજ અમારા દેવતાઓની આવી દશા કરી છે?

૬૩. ફરમાવ્યું, નહિ, (કદાચને) તેઓમાંથી આ જે સૌથી મોટો છે તેણેજ આવું કર્યું હશે, માટે અગર તે બોલતા હોય તો તેમનેજ પૂછી જુઓ.

૬૪. ત્યારે તેમણે પોતાના મનમાં વિચાર્યું અને પરસ્પર કહેવા લાગ્યા કે જાલિમ તો તમે પંડેજ છો:

૬૫. પછી તેમના માથા (ક્ષોભના કારણે) ઝુકી ગયા, (અને કહેવા લાગ્યા કે) આ તો તું ખાત્રીપૂર્વક જાણેજ છે કે તે(મૂર્તિ)ઓ બોલતી નથી.

૬૬. ફરમાવ્યું, તે છતાં શું તમે અલ્લાહને છોડી એવાઓને પૂજો છો કે જેઓ તમને ન કાંઈ ફાયદો પહોંચાડે છે ન કાંઈ નુકસાન પહોંચાડે છે?

૬૭. ધિક્કાર છે તમારા પર તથા તેમના પર કે જેને તમે અલ્લાહના સિવાય પૂજો છો; શું તમે (એટલું પણ) સમજતા નથી?

૬૮. (આથી નાસ્તિકો વધુ ક્રોધે ભરાયા અને) કહેવા લાગ્યા કે જો તમારે કાંઈ કરવું હોય તો તેને બાળી નાખો અને તમારા દેવતાઓની સ્હાય કરો.

૬૯. (સારાંશ કે જ્યારે ઈબ્રાહીમને ભડભડતી આગમાં નાખવામાં આવ્યો ત્યારે) અમોએ કહ્યું કે હે આગ! તું ઈબ્રાહીમ પર ટાઢી અને સલામતિ આપનારી થઈ જા;

૭૦. અને તેમણે ઇબ્રાહીમ સાથે ચાલ ચાલવાનો ઈરાદો કર્યો

પણ અમોએ તેમનેજ સૌથી વધારે હાનિ ભોગવનારા બનાવી દીધા.

૭૧. અને અમોએ તે(ઈબ્રાહીમ)ને તથા લૂતને (જાલિમોના જુલમોથી) બચાવી લઇને એક એવી ભૂમિ (બયતુલ મુકદ્દસ) પર પહોંચાડી દીધા કે જેને અમોએ સઘળી દુનિયાવાળાઓ માટે બરકત વાળી બનાવી હતી.

૭૨. અને અમોએ તે(ઈબ્રાહીમ)ને (પુત્ર) ઈસ્હાક તથા (પૌત્ર) યાકુબ અર્પણ કર્યા; અને તે સર્વેને અમોએ સદાચારી બનાવ્યા.

૭૩. અને અમોએ તેમને એવા ઈમામ (રાહબર) બનાવ્યા કે જેઓ અમારી આજ્ઞા પ્રમાણે (લોકોને) હિદાયત કરતા હતા, અને અમોએ તેમને નેકીઓ કરવાની તથા નમાઝ પઢવાની તથા ઝકાત આપવાની આજ્ઞા આપી હતી, અને તેઓ સઘળા માત્ર અમારીજ બંદગી કરનારા હતા:

૭૪. અને લૂતને અમોએ ચુકાદાની શકિત તથા જ્ઞાન આપ્યા હતાં, અને તેને તે વસ્તીથી છુટકારો આપ્યો કે જે વ્યભિચાર કરતી હતી; બેશક તેઓ બદકાર (અને) નાફરમાન લોકો હતા:

૭૫. અને અમોએ તે(લૂત)ને અમારી કૃપા(ભરી છાયા)માં લઈ લીધો; ખરેજ તે સદાચારી લોકોમાંથી હતો

રુકુઅ ૬ ૭૬. અને (તે સમયને યાદ કર)જ્યારે નુહે પણ તે અગાઉ અમને પોકાર્યા હતા ત્યારે અમોએ તેની દુઆ કબુલ કરી લીધી હતી, પછી તેને તથા તેના કુટુંબને સખત મુસીબતમાંથી મુકિત આપી હતી.

૭૭. અને તે લોકોના મુકાબલામાં કે જેમણે અમારી આયતો જુઠલાવી અમોએ તેની મદદ કરી હતી; બેશક તે બદકાર લોકો હતા, જેથી અમોએ તે સર્વેને ડુબાડી દીધા.

૭૮. અને (તે સમયને યાદ કર) જ્યારે દાઉદ તથા સુલયમાન તે ખેતીનાં સંબંધમાં નિર્ણય બાંધી રહ્યા હતા કે જેમાં (રાત્રીના સમયે) બકરીઓનું એક ટોળું ચરી ગયું હતું, અને અમે તેમના ચુકાદાના શાક્ષી હતા.

૭૯. પછી અમોએ સુલયમાનને તે (ચુકાદો) સમજાવી દીધો,[1] અને (એવા) ચુકાદાની શકિત તથા જ્ઞાન તો અમોએ દરેક (દરેક રસુલ)ને આપ્યાં હતાં; અને અમોએ પર્વતોને દાઉદને આધિન કરી દીધા હતા કે જે તેની સાથે (સાથે અલ્લાહુની) જપમાળ જપ્યા કરતા હતા, અને એવીજ રીતે પક્ષીઓ પણ; અને આ બાબતોના બનાવનારા અમેજ તો હતા.

૮૦. અને અમોએ તે(દાઉદ)ને તમારા માટે બખ્તર(બનાવવા)નો હુન્નર શીખવ્યો હતો કે જે તમને યુદ્ધમાં (શસ્ત્રોના ઘાથી) સુરક્ષિત રાખે, તે છતાં શું તમે હજી પણ (અમારો) આભાર નહિ માનો?

૮૧. અને અમોએ સખત (ફુંકાતા) વાયુને સુલયમાનને આધિન કરી દીધો હતો કે જે તેને તેના હુકમ મુજબ તે ભૂમિ (બયતુલ મુકદ્દસ) સુધી ફુંકાતો લઈ જતો હતો કે જે અમોએ બરકતવાળી બનાવી હતી અને (ખચીતજ) અમે દરેક વસ્તુના જાણનારા છીએ.

૮૨. અને શેતાનોમાંથી કેટલાકો (તેને આધીન કરી દીધા હતા તે માંહેના કેટલાક) તેના માટે (મોતી કાઢવાને સમુદ્રમાં) ડુબકીઓ મારતા હતા, અને તદુપરાંત બીજા પણ (ઘણાં) કાર્યો કરતા હતા, અને અમેજ તે સર્વેના નિગેહબાન હતા:

૮૩. અને (હે રસુલ!) ઐયુબ(નો કિસ્સો યાદ કર કે) જે વખતે તેણે પોતાના પરવરદિગારને પોકાર્યો કે નિસંશય મને હાનિ પહોંચી ચૂકી છે, અને તું સર્વે દયા કરનારાઓ કરતાં ઉત્તમ દયા કરનાર છે.

૮૪. તો અમોએ તેની દુઆ કબુલ કરી લીધી અને તેને જે દુઃખ હતું તે દુર કરી દીધું, અને અમારા તરફથી કૃપા તરીકે અને એ હેતુ માટે કે ઈબાદત કરનારાઓ માટે એક યાદગીરી રહે, તેના

---

૧ એક રાત્રે એક કોમની બકરીઓ બીજી કોમવાળાના ખેતરમાં ઘુસી ગઇ અને તેની બધી ખેતી ચરી ગઈ. આ મુકદમો હ૦ દાઉદ અ૦ સ૦ની પાસે જતાં તેમણે ચુકાદો આપ્યો કે ખેતરના માલીકને બદલા તરીકે બધી બકરીઓ આપી દેવી; પરંતુ હ૦ સુલયમાન અ૦ સ૦ એ હુકમ કર્યો કે ખેતરના માલીકને બકરીઓ એવી રીતે સોંપવી કે તે તેમના દૂધ, ઉન, અને બચ્ચાંથી ફાયદો મેળવતો રહે; અહિં સુધી કે તેને તેની નાશ પામેલી ખેતીનો પુરેપુરો બદલો મળી રહે; ત્યાર પછી તે બકરીઓ તેના માલીકને પાછી સુપરદ કરે.

બાલબચ્ચાં (કે જે સઘળાં મરી ચુકયાં હતાં) પાછા અર્પણ કર્યાં, અને (તદુપરાંત) એટલાજ બીજા પણ આપ્યાં.

૮૫. અને ઇસમાઇલ તથા ઇદ્રીસ તથા ઝુલકિફ્લ(ની હકીકત યાદ કરો); તેઓ સર્વે સબર કરનારાઓ માંહેના હતા:

૮૬. અને તેમને અમોએ અમારી રહેમતમાં દાખલ કરી લીધા હતા; નિસંશય તેઓ સદાચારીઓમાંથી હતા.

૮૭. અને ઝુન્નુન (યુનુસ) કે જ્યારે તે ક્રોધે ભરાઈ ચાલ્યો ગયો હતો[1] અને તેણે ધારી લીધું હતું કે અમે તેના પર સત્તા ચલાવી શકનાર નથી, પછી તે (માછલીના પેટ માંહેના) અંધકારમાં પોકારવા લાગ્યો કે (હે મારા પરવરદિગાર!) તારા સિવાય કોઈ માઅબુદ નથી, તું પાક છે; અને નિસંશય જુલમગારો માંહેનો તો હુંજ છું.

૮૮. આથી અમોએ તેની દુઆ કબુલ કરી લીધી, અને તેને તે મુસીબતમાંથી છુટકારો આપ્યો; અને અમે મોમીનોને એવીજ રીતે છુટકારો આપ્યા કરીએ છીએ.

૮૯. અને ઝકરીઆએ જે વખતે (નિરાશ સ્થિતિમાં) પોતાના પરવર–દિગારને પોકાર્યો કે હે મારા પરવરદિગાર! મને એકલો (અટુલો વારસ વિનાનો) રાખીશ નહિ, જો કે તુંજ સૌથી બેહતર વારસ છે.

૯૦. આથી અમોએ તેની દુઆ કબુલ કરી લીધી, અને તેને યહયા (જેવો સદાચારી પુત્ર) આપ્યો, અને તેની પત્નીને ગર્ભ ધારણ કરવાને પાત્ર બનાવી દીધી; બેશક આ સર્વે નેક કાર્યોની હરિફાઈમાં ઉતાવળ કર્યા કરતા હતા અને આશા તથા ભય સાથે અમારી પાસે દુઆ માગ્યા કરતા હતા; અને અમારી પાસે આજીજી કરતા હતા.

૯૧. અને તે સ્ત્રી (મરિયમ) જેણીએ પોતાના શિયળનું રક્ષણ કર્યું હતું, પછી અમોએ તે(ના પેટ)માં અમારી રૂહમાંથી ફુંકયું અને અમોએ તેણીને તથા તેણીના પુત્ર(ઇસા)ને સઘળા દુનિયાવાળાઓ માટે (અમારી કુદરતના) ચમત્કાર બનાવ્યા હતા.

---

[1] હ૦ યુનુસ અ૦ સ૦ પોતાની કોમ ઉપર ક્રોધે ભરાઇ અલ્લાહની આજ્ઞા વગર તેમને છોડી ચાલ્યા ગયા હતા.

૯૨. નિસંશય આ ઇસ્લામજ તમારો ધર્મ છે,[1] જે એકજ ખરો ધર્મ છે; અને હું તમારો પરવરદિગાર છું માટે મારીજ ઇબાદત કરો.

૯૩. અને તેમણે (અસલ ધર્મમાં) મત ભેદ પાડી પોતાના મામલા ને માંહોમાંહે કટકે કટકા કરી નાખ્યા છે; (પણ કોઇ પરવાહ નથી) સઘળા અમારી પાસેજ પાછા આવનારા છે.

૯૪. પછી જે કોઈ મોમીન હોવાની હાલતમાં નેકીઓ કરશે રૂકુઅ ૭
તેના પ્રયત્નોની નાકદ્રી કરવામાં નહિ આવે, એને બેશક અમે તેના માટે તે (નેકીઓ) લખતા જઇએ છીએ.

૯૫. અને જે વસ્તીનો અમે નાશ કરી ચૂકયા તેમના માટે (આ જગતમાં) પાછા આવવાનું હરામ કર્યું છે:

૯૬. અહીં સુધી કે જ્યારે યાજુજ તથા માજુજ છુટા મૂકી દેવામાં આવશે અને તેઓ દરેક ઉંચાણમાંથી ફેલાતા ચાલ્યા આવશે.

૯૭. અને જ્યારે તે સાચો વાયદો પાસે આવી લાગશે ત્યારે તે લોકો કે જેઓ ઈન્કાર કરનારા થઈ ગયા હતા તેમની આંખો (ત્રાસથી) ફાટીને ફાટીજ રહેશે; (અને તેઓ કહેશે કે) હાય અફસોસ! અમે તો ખરેજ આ(કયામતના દિવસ)ના સંબંધમાં અજ્ઞાનતામાંજ હતા; એટલુંજ નહિ, બલ્કે અમે જુલમગાર હતા.

૯૮. (કહેવામાં આવશે) નિસંશય તમે તથા તેઓ કે જેમની અલ્લાહના સિવાય તમે ઇબાદત કરતા હતા જહન્નમનું બળતણ બનશો; (અને) તમારે તેમાં ઉતરવુંજ પડશે.

૯૯. અગર તેઓ (સાચા) ખુદા હોત તો તે(જહન્નમ)માં ઉતરતે નહિ; અને તેઓ માંહેના દરેક હમેશ (માટે) જહન્નમમાં રહેનારો છે.

૧૦૦. તેમાં તેમના માટે હાય વોય કરવાનું રહેશે અને તેમાં તેઓ કાંઈ પણ સાંભળી શકશે નહિ.

૧૦૧. નિસંશય તે લોકો કે જેમના હકમાં અમારા તરફથી

---

૧ હ૦ મોહમ્મદ સ૦અ૦વ૦ની પેઠે આગળના બધા પયગમ્બરોનો ધર્મ ઇસ્લામ હતો, અને તેમનું શિક્ષણ અલ્લાહની ઐકયતાનું હતું, તફાવત માત્ર શરીયત (ધર્મ નિયમો)માં હતો.

પ્રથમથીજ ભલાઈ નિર્માણ થઈ ચૂકી છે તેમને તેનાથી પરે રાખવામાં આવશે;

૧૦૨. તે(જહન્નમ)નો જરાય અવાજ તેઓ નહિ સાંભળે, અને જે જે વસ્તુઓ માટે તેમનું મન ચાહશે નિરંતર તેમાંજ રહેશે.

૧૦૩. (કયામતની) મોટામાં મોટી ધાસ્તી પણ તેમને દિલગીર નહિ કરે, અને ફરિશ્તા તેમની મુલાકાત લેતા રહેશે; (અને કહેશે કે) જે દિવસનો તમારાથી વાયદો કરવામાં આવ્યો હતો તે આજ છે.

૧૦૪. તે દિવસ કે જે દિવસે અમે આકાશને એવી રીતે વાળી લઇશું જેવી રીતે કે લખવાના કાગળોનું બંડલ વાળવામાં આવે છે, પછી જેવી રીતે સૃષ્ટિને અમોએ પ્રથમ વાર સર્જી હતી તેવીજ રીતે તેને પુનઃ સર્જી દઇશું; આ વાયદો પુરો કરવાને અમે બંધાએલા છીએ; (અને) નિસંશય અમે તેમ કરી દેખાડીશું.

૧૦૫. અને ખચીતજ અમોએ ઝબુરમાં નસીહત (કર્યા) બાદ આ લખી લીધું હતું કે મારા નેક બંદાઓજ તે(પૃથ્વી)ના વારસ બનશે.[1]

૧૦૬. બેશક ખુદાપરસ્ત લોકો માટે એમાંજ શુભ સંદેશો છે.

૧૦૭. અને (હે રસુલ!) અમોએ તને સઘળી દુનિયાવાળાઓ માટે રહેમત બનાવી મોકલ્યો છે.

૧૦૮. તું કહે કે સિવાય તેના નથી કે મને વહી કરવામાં આવી છે કે તમારો માઅબુદ એકજ માઅબુદ છે, તો શું તમે હવે આધીન થાઓ છો?

૧૦૯. આ છતાં જો તેઓ મોઢું ફેરવી જાય તો તું કહે કે મેં તો તમો (સઘળાઓ) ને એક સરખી ચેતવણી આપી છે; અને હું આ નથી જાણતો કે જે વસ્તુનો તમને વાયદો કરવામાં આવ્યો છે તે પાસે છે કે આઘે.

---

૧ અહિંયા આખર જમાનાના નબી હ૦ મોહમ્મદ સ૦ અ૦ વ૦ ના આગમનની ગવાહી જે તૌરેત પછી ઝબુરમાં આપવામાં આવી હતી તેનું વર્ણન છે. ઝબુર હ૦ દાઉદ અ૦ સ૦ પર નાઝીલ થઇ હતી, તેમાં ખબર આપવામાં આવી છે કે આખર જમાનાના પયગમ્બરની ઉમ્મત આખી સૃષ્ટી ઉપર પ્રબળતા મેળવશે.

૧૧૦. બેશક તે મોટા સાદે થતી વાતને જાણે છે અને જે કાંઇ તમે સંતાડો છો તેને પણ જાણે છે.

૧૧૧. અને હું આ નથી જાણતો કે કદાચ તે (અઝાબનો વિલંબ) તમારા માટે અજમાયશ હોય અને થોડાક વધુ દિવસનો લાભ પહોંચાડવો હોય.

૧૧૨. (છેવટે રસુલે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! (મારા અને નાસ્તિકોના વચ્ચે) તું સત્યતાપૂર્વક નિર્ણય કરી દે; અને અમારો પરવરદિગારજ તે દયાળુ (અલ્લાહ) છે કે જેનાથી આ સઘળી વાતો વિરૂદ્ધ કે જે તમે વર્ણવો છો મદદ માગવામાં આવે છે.

---

## પ્રકરણ ૨૨ મું.

## સુરતુલ હજ્જ

### હજ્જ

મદીનામાં ઉતરેલી જેની ૭૮ આયતો અને ૧૦ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે મહાન) દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હે લોકો! તમે તમારા પરવરદિગારથી ડરો; નિસંશય કયામતનો (ભૂ)કંપ ઘણીજ મોટી વસ્તુ છે. રૂકુઅ ૧

૨. જે દિવસે તમે તે(કયામત)ને નિહાળશો ત્યારે દરેક દૂધ (પાનારી માતા પોતાના દૂધ) પીનાર(બાળક)ને તજી દેશે અને દરેક ગર્ભવંતી પોતાના ગર્ભ (ભયથી) નાખી દેશે અને (હે રસુલ!) તું લોકોને નશામાં ચકચુર જોશે, જોકે તેઓ નશામાં (ખરી રીતે મસ્ત) નહિ હોય, બલ્કે અલ્લાહનો અઝાબજ (એવો) સખત હશે.

૩. અને લોકોમાંથી કોઈ કોઈ એવો પણ છે કે જે જ્ઞાન વિના અલ્લાહના સંબંધમાં વાદવિવાદ કરે છે, અને તે દરેક ઉદ્ધત શેતાનની તાબેદારી કરે છે.

૪. તે(શેતાન)ના માટે આ નિર્ણય કરવામાં આવ્યો છે કે જે પણ તેની સાથે પ્રીતિ ધરાવશે તેને તે જરૂરજ બહેકાવશે, અને તેને ધગધગતી આગના આઝાબ તરફ લઈ જશે.

૫. હે લોકો! અગર તમે પાછા ઉઠાડવાના સંબંધી શંકામાં હો તો (જાણી લો કે પ્રથમ) અમોએ તમને માટીમાંથી પેદા કર્યા, પછી વીર્યમાંથી, પછી ઠરી ગએલા લોહીમાંથી, પછી માંસના લોથડામાંથી, (જે કાંતો) સંપૂર્ણ સર્જન થઇ ગયો, કાંતો અપુર્ણ રહી ખોડખાંપણ વાળો રહ્યો કે જેથી તમારા માટે (અમારી રચના) સ્પષ્ટ કરી દેખાડીએ, અને અમે જેને ચાહીએ તેને એક ઠરાવેલી મુદ્દત સુધી ગર્ભાશયમાં સ્થિર રહેવા દઇએ છીએ, પછી તમને બાળક બનાવી કાઢીએ છીએ, (પછી તમારૂં પાલન પોષણ કરીએ છીએ) કે જેથી તમે તમારી સંપુર્ણ શકિતએ પહોંચો; અને તમારામાંથી કોઇ તો (તરૂણ અવસ્થામાંજ) મરણ પામે છે, અને તમારામાંથી કોઇ ઘરડો ખખ થઈ જાય છે કે જાણ્યા પછી અજાણ બની જાય; અને તું આ ભૂમિને શુષ્ક જુએ છે, પછી જ્યારે તેના પર પાણી ઉતારીએ છીએ ત્યારે તે ઉપસી આવી વધવા માંડે છે, અને તેમાંથી જાત જાતની સુંદર વનસ્પતિ ઉગી નીકળે છે.

૬. આ વર્ણનનો હેતુ એ છે કે (તમને ખાત્રી થઈ જાય કે) અલ્લાહ એજ બરહક છે, અને એજ મરણ પામેલાઓને સજીવન કરી દે છે, અને એજ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે;

૭. અને કયામત(ની ઘડી) અવશ્ય આવનારી છે, તેમાં કોઈ જાતની શંકા નથી; અને અલ્લાહ તે સઘળાઓને કે જેઓ કબરોમાં છે ઉઠાડી ઉભા કરશે.

૮. અને માણસોમાંથી કોઈ એવો છે જે અલ્લાહના સંબંધમાં ઝગડયા કરે છે, જોકે ન તેને (તેના વિષે કાંઇ) જ્ઞાન છે અને ન

તેને હિદાયત મળેલી છે, અને ન તેની પાસે કોઈ રોશન કિતાબ છે:

૯. તે અભિમાનથી પોતાના ખભા ઉંચા ચઢાવે છે જેનો ઉદ્દેશ આ છે કે જેથી (લોકોને) રાહે અલ્લાહુથી બહેકાવે; તેના માટે દુનિયામાં ફજેતી છે, અને કયામતના દિવસે અમે તેને (જહન્નમની આગમાં) બળવાના અઝાબની મજા ચખાડીશું.

૧૦. (અને કહીશું કે) આ તેનો બદલો છે જે અગાઉ તારા હાથોએ મોકલ્યું છે, અને અલ્લાહુ પોતાના બંદાઓના હકમાં હરગીઝ જુલમગાર નથી.

૧૧. અને લોકોમાંથી કોઈ એવો પણ છે જે (દીનના) કાંઠે રૂકુઅ ૨
રહી (ઉપલકીયા મનથી) અલ્લાહુની ઇબાદત કરે છે, પછી જો તેને કાંઈ ભલાઇ પહોંચી જાય છે ત્યારે તે તેનાથી સંતોષ પામે છે, અને જો તેના પર કોઇ મુસીબત આવી પડે છે તો મોઢું ફેરવી પાછો (નાસ્તિક પણાં તરફ) ફરી જાય છે, એ(વો શખસ) આ લોક તથા પરલોક બન્ને ગુમાવી બેસે છે; એજ તો ખુલ્લી હાનિ છે.

૧૨. તે અલ્લાહુને છોડી તે વસ્તુઓને પોકારે છે જે ન તેને હાનિ પહોંચાડે છે અને ન તેને નફો પહોંચાડે છે; એજ તો મોટી ગુમરાહી છે!

૧૩. (બલ્કે) તે તો એવા ને પોકારે છે કે જેની હાનિ લાભના પ્રમાણમાં વધુ નઝદીક છે; (અરે!) એવો મદદગાર પણ બુરો અને એવો મિત્ર પણ બુરો!

૧૪. બેશક અલ્લાહુ તે લોકોને કે જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા જન્નતોમાં દાખલ કરશે જેની હેઠળ નદીઓ વહે છે; બેશક અલ્લાહુ જે ચાહે છે કરે છે.

૧૫. જે શખસને (ક્રોધના આવેશમાં) એવું ગુમાન થઇ ગયું હોય કે અલ્લાહુ તેની દુનિયા તથા આખેરતમાં હરગીઝ મદદ નહિ કરે તો તેને જોઇએ કે આકાશ તરફ એક દોરડું તાણી લાવે પછી તે (ગળામાં નાખી તે દોરડું) કાપી નાખે, પછી જુએ કે તેની આ યુક્તિ ક્રોધિત કરનાર વસ્તુને દફે કરે છે કે નહિ.

૧૬. અને આવી રીતે અમોએ તે(કુરઆન)ને ખુલ્લી આયતો કરીને ઉતાર્યું છે, અને અલ્લાહ જેની ચાહે છે રાહબરી કરે છે.

૧૭. બેશક જે લોકો ઇમાન લાવ્યા અને યહુદી તથા સિતારા પરસ્ત તથા ખ્રિસ્તી તથા અતિશપરસ્ત તથા મુશ્રીકો, આ સઘળાઓની વચ્ચે અલ્લાહ કયામતના દિવસે અવશ્ય (યોગ્ય) ફેંસલો કરશે; બેશક અલ્લાહ દરેક વસ્તુ જુએ છે.

૧૮. શું તેં આ(બનાવ)માં વિચાર નથી કર્યો કે જે આકાશો તથા જમીનમાં છે અને સૂરજ તથા ચંદ્ર તથા તારા, અને પર્વત તથા વૃક્ષ, અને પ્રાણીઓ તથા માણસો માંહેના ઘણાં ખરા અલ્લાહનેજ સિજદો કરે છે; અને ઘણાખરા અઝાબને પાત્ર બની જાય છે; અને જેને અલ્લાહ ઝલીલ કરે તેને ઇઝ્ઝત આપનાર કોઈ થઈ શકતું નથી; બેશક અલ્લાહ જે ચાહે છે કરે છે.

૧૯. આ બન્ને પક્ષો એક બીજાના દુશ્મન છે, જે પોતાના પરવરદિગારના સંબંધમાં ઝગડે છે: પછી જેઓ ઇમાન નથી લાવ્યા તેમના માટે આગનાં લુગડાં વેતરવામાં આવ્યા છે; (અને) તેમના માથા પરથી તેમના પર ઉકળતું પાણી રેડવામાં આવશે.

૨૦. જેથી તેમના પેટમાં જે કાંઈ હશે તે તથા તેમની ચામડીઓ પીગળી જશે.

૨૧. અને તેમને (મારવા) માટે લોખંડી ગદાઓ છે.

૨૨. જ્યારે જ્યારે પણ તેઓ (દુખઃના કારણે) તેમાંથી નીકળવાનો ઈરાદો કરશે તો તેમાંજ પાછા હડસેલી દેવામાં આવશે, અને (તેમને કહેવામાં આવશે કે) બળવાના અઝાબની મજા ચાખો.

રૂકુઅ ૩ ૨૩. નિસંશય અલ્લાહ તે લોકો કે જેઓ ઇમાન લાવ્યા અને સત્કાર્યો કર્યાં તેમને જન્નતોમાં દાખલ કરશે જેની હેઠળ નદીઓ વહેતી હશે; તેમાં તેમને સુવર્ણ–કંકણ તથા મોતી(ની માળાઓ) પહેરાવવામાં આવશે, અને તેમાં તેમનો પોશાક રેશમનો હશે.

૨૪. (તેનું) કારણ એ છે કે તેમને (દુનિયામાં) પવિત્ર કલ્માની હિદાયત મળી હતી, અને વખાણને પાત્ર(અલ્લાહ)ના માર્ગની પણ

હિદાયત મળી હતી.

૨૫. બેશક જે ઇમાન નથી લાવ્યા તથા લોકોને રાહે અલ્લાહથી તથા તે મસ્જીદુલ હરામ(માં જવા)થી અટકાવે છે કે જેમાં અમોએ સર્વે લોકોનો સમાન હક રાખ્યો છે– પછી તે ત્યાંનો રહેનારો હોય કે બહારનો આવનારો હોય તો પણ—અને જે કોઈ જોર જુલમથી તેમાં સત્ય વિરૂદ્ધ વર્તવા ઇચ્છિશે તો તેને દુઃખદાયક અઝાબની મજા ચખાડીશું.

૨૬. અને (તે સમયને યાદ કર) જ્યારે અમોએ ઇબ્રાહીમને બયતુલ્લાહમાં એવા હેતુસર સ્થાન આપ્યું (અને કહ્યું) કે કોઈને મારો શરીક કર નહિ, અને મારા ઘરને તવાફ (પ્રદક્ષિણા) કરનારાઓ માટે તથા કિયામ કરનારાઓ માટે તથા રૂકુઅ અને સિજદો કરનારાઓ માટે પાક સાફ રાખ. રૂકુઅ ૪

૨૭. અને લોકોને (ઢંઢેરો પીટાવી) હજ્જ માટે આમંત્રણ આપ, (કે જેથી) તેઓ તારી પાસે ચાલીને તેમજ સઘળા દુર દુરના માર્ગોથી દુબળા દુબળા ઉંટો પર સવાર થઇને પણ આવે:

૨૮. કે જેથી તેઓ પોતાના (દીની તથા દુન્યવી) લાભ મેળવવા હાજર થાય, અને જાણીતા દિવસોમાં જે પશુઓ તેમને તે(અલ્લાહે) આપ્યા છે (તેમની અલ્લાહનું નામ લઈ કુરબાની કરે); પછી તેમાંથી તમે પોતે ખાઓ અને સંકટગ્રસ્ત મોહતાજોને પણ ખવડાવો.

૨૯. પછી આ જરૂરી છે કે તેઓ પોતાની નાપાકીઓ દૂર કરે (માથાનાં વાળ વગેરે મુંડાવી નાખે) અને પોતાની માનતાઓ પુરી કરે અને (અલ્લાહના) પ્રાચીન[1] ઘરની પ્રદક્ષિણા પણ કરે.

૩૦. આ (હુકમ) છે, અને હવે જે શખસ અલ્લાહની હુરમતવાળી વસ્તુઓ(ને લગતી આજ્ઞાઓ)ને માન આપશે તો તે તેના માટે તેના પરવરદિગારની પાસે બહેતર છે; અને તમારા માટે ચોપગાં પશુઓ હલાલ કરવામાં આવ્યાં છે, સિવાય કે જેમનું વર્ણન તમને (આ પછી)

૧ પ્રાચીન ઘર અર્થાત ખાનએ કાઅબાને પ્રાચીન એટલા માટે કહેવામાં આવે છે કે તેનો પાયો બયતુલ મુકદ્દસ જે પહેલો કિબ્લો હતો તેની પહેલાં નાખવામાં આવ્યો હતો. ખાનએ કાઅબા દુનિયામાં અલ્લાહનું પહેલું ઘર છે.

સંભળાવવામાં આવશે, માટે હવે તમે મૂર્તિઓની ગંદકીથી બચો અને જુઠા બોલ બોલતાં અટકો.

૩૧. માત્ર એકજ અલ્લાહને માનનારા થઈ જાઓ, કોઇને પણ તેનો શરીક બનાવો નહિ; અને જે શખસ કોઇને અલ્લાહનો શરીક કરે છે તો તે એવો છે કે જાણે તે આકાશ પરથી પડી ગયો હોય, પછી તેને પક્ષીઓ ઝડપી લઈ ગયા હોય, અથવા વાયુએ તેને ઉડાડી દઈ કોઈ દૂરની જગ્યાએ ફેંકી દીધો હોય.

૩૨. આ (હકીકત) છે, અને (હવે) જે શખસ અલ્લાહની નિશાનીઓને માન આપશે તો નિસંશય તે કાર્ય અંતઃકરણની પરહેઝગારી માંહેનું ગણાશે.

૩૩. તમારા માટે એક ઠરાવેલા સમય સુધી તે (કુરબાનીના જનાવરો)માં ફાયદાઓ છે, પછી એજ પ્રાચીન ઘરની પાસે તેમના હલાલ થવાનું સ્થાન છે.

રૂકુઅ ૫ ૩૪. અને પ્રત્યેક ઉમ્મત માટે અમોએ એક એક કુરબાનીની રીત નક્કી કરી છે, કે જે પશુઓ અમોએ તેમને રોજી તરીકે આપ્યા છે તેમના ઉપર અલ્લાહનું નામ લઇ ઝબેહ કરે; બસ તમારો માઅબુદ એકજ માઅબુદ છે, માટે તમે તેનેજ આધીન થઇ જાઓ; અને (હે રસુલ !) તે નમ્ર(સેવકો)ને ખુશખબર સંભળાવી દે:

૩૫. કે જેમની સામે જ્યારે અલ્લાહનું વર્ણન કરવામાં આવે છે ત્યારે તેમના મન ભયગ્રસ્ત થઈ જાય છે, અને જે દુઃખ તેમના પર પડે છે તેના પર સબર કરનારા હોય છે, અને નમાઝને (નિયમિત) અદા કરનારા હોય છે, અને અમોએ તેમને જે કાંઈ રોજી માટે આપ્યું છે તેમાંથી (રાહે અલ્લાહમાં) ખરચ કરે છે.

૩૬. અને (કુરબાની માટેના) મોટાં તાજા ઉંટો પણ અમોએ તમારા માટે અલ્લાહની નિશાનીઓ માંહેના બનાવ્યાં છે; તેમાં તમારા માટે (દીની દુન્યવી બન્ને પ્રકારના) લાભ છે; જેથી તેમને (ઝબેહ કરતી વખતે) હારબંધ ઉભા કરી અલ્લાહનું નામ લઇ લો, પછી જ્યારે તેઓ પોતાના પડખા ભેર પડી જાય તો તમે પોતે તેમાંથી ખાઓ તથા

સંતોષી (જાહેરમાં કે મોઢેથી નહિ માગનારા) મીસ્કીનો તથા ભીખ માગનારા ફકીરોને પણ ખવડાવો; આવી રીતે અમોએ તે(પ્રાણી)ઓ તમારા આધીન કરી દીધા છે કે જેથી તમે આભાર માનતા રહો.

૩૭. અલ્લાહને ન કદી તેમનું ગોશ્ત પહોંચે છે અને ન તેમનાં લોહી, બલ્કે તેને તો તમારી પરહેઝગારીજ પહોંચશે; એવી રીતે તેણે તેમને તમારા આધીન કરી દીધા છે કે જેથી તે હિદાયત ઉપર (રહીને) કે જે તેણે તમને કરી છે અલ્લાહની મોટાઈ વર્ણવતા રહો; અને (હે રસુલ!) તું નેકી કરનારાઓને ખુશખબર સંભાળવી દે.

૩૮. નિસંશય અલ્લાહ તે લોકોથી કે જેઓ ઈમાન લાવ્યા છે (મુશ્રીકો તરફના દુ:ખોને) દૂર કરી દેશે; બેશક અલ્લાહ વિશ્વાસઘાતિ અને નગુણાઓને દોસ્ત નથી રાખતો.

૩૯. તે લોકોને–કે જેમનાથી લડાઇ કરવામાં આવે છે–એ માટે (જેહાદની) રજા આપવામાં આવી છે કે તેમના પર જુલમ કરવામાં આવ્યો છે; અને બેશક અલ્લાહ તેમને મદદ કરવાને સંપુર્ણ શક્તિવાન છે:

૪૦. (તેમને કે) જેઓ સ્વદેશમાંથી વિના કારણે–આટલી વાત કહેવાના કારણે કે અમારો પરવરદિગાર અલ્લાહ છે–કાઢી મુકવામાં આવ્યા છે; અને જો અલ્લાહ એકના હાથે બીજાને દફે કરતો ન રહેતે તો (સઘળા) મઠો તથા ગીરજાઓ તથા કનયસા (યહુદીઓનાં પ્રાર્થના રૂકુઅ ૬
ગૃહ) તથા મસ્જીદો કે જેમાં અલ્લાહનું નામ ઘણું લેવામાં આવે છે તે સઘળા જરૂર તોડી પાડી નાખવામાં આવ્યા હોત; અને અલ્લાહ તેની મદદ જરૂર કરશે જે તે(અલ્લાહ)ની મદદ કરે છે; બેશક અલ્લાહ શકિતમાન (અને) ઝબરદસ્ત છે.

૪૧. તેઓ એવા લોકો છે કે જો તેમને અમે જમીનમાં સત્તા આપીએ તો, પણ તેઓ (રીતસર) નમાઝ પઢશે તથા ઝકાત આપશે અને સત્કાર્યોના હુકમ કરશે તથા બદીની મનાઈ કરશે; અને સઘળા કામોનું પરિણામ અલ્લાહનાજ અધિકારમાં છે.

૪૨. અને (હે રસુલ!) અગર આ લોકો તને જુઠલાવે તો (કોઈ આશ્ચર્ય જેવું નથી કેમકે) તેમની પહેલાં નૂહની કોમ તથા આદ

તથા સમુદની કોમ પણ (પોતાના રસુલોને) જુઠલાવી ચુકી છે:

૪૩. અને ઇબ્રાહીમની કોમ તથા લૂતની કોમ પણ:

૪૪. અને મધ્યનવાળાઓએ પણ (પોતાના પયગમ્બરોને જુઠલાવ્યા હતા), અને મુસાને પણ જુઠલાવવામાં આવ્યો હતો, પછી અમોએ ઈમાન નહિ લાવનારાઓને મોહલત આપી, પછી મેં તેમની ધરપકડ કરી, ત્યારે મારો કોપ કેવો (સખત) હતો!

૪૫. પછી ઘણીએ વસ્તીઓ એવી હતી કે જેમનો અમોએ તેમની નાફરમાનીની સ્થિતિમાં નાશ કરી નાખ્યો, જેથી તે પોતાનાં છાપરાંઓ પર ઉંધી પડેલી છે, અને ઘણુંય કુવા બેકાર પડયા છે અને મજબુત મહેલો (પણ નાશ પામ્યા છે).

૪૬. શું તેઓ ભૂમિ પર ચાલ્યા ફર્યા નથી, (કે જેથી તે જોઇને) તેમના મન એવા થઈ જાય કે જેનાથી તેઓ સમજે અથવા તેમના માટે એવા કાન થઇ જાય કે જે વડે સાંભળી શકે? એ માટે કે (માત્ર) આંખોજ આંધળી હોતી નથી, બલ્કે હૈયાં કે જે છાતીની અંદર છે તે પણ આંધળા બની જાય છે.

૪૭. અને (હે રસુલ!) તેઓ તારાથી અઝાબના સંબંધમાં ઉતાવળ કરે છે, જોકે અલ્લાહ કદી પણ પોતાના વાયદાનો ભંગ કરતો નથી; અને ખચીતજ તારા પરવરદિગાર પાસેનો એક દિવસ તેમની ગણત્રી પ્રમાણે એક હજાર વર્ષની[1] બરાબર છે.

૪૮. અને કેટલીએ વસ્તીઓને મેં મોહલત આપી હતી એવી સ્થિતિમાં કે તે જુલમગાર હતી, પછી મેં તેમની ધરપકડ કરી, અને છેવટનું પાછું ફરવું મારી તરફ છે.

રૂકુઅ ૭ ૪૯. તું કહે કે હે લોકો! સિવાય તેના નથી કે હું તમો સર્વે માટે એક ખુલ્લો ડરાવનારો છું.

૫૦. માટે જે લોકો ઇમાન લાવ્યા અને જેમણે સત્કાર્યો કર્યાં તેમના માટે ગુન્હાઓની માફી તથા ઇઝઝતની રોજી છે.

---

૧ અલ્લાહ ચાહે તો હજાર વર્ષનું કામ એકજ દિવસમાં કરી શકે છે, અલ્લાહ માટે સમય અને સ્થળની કેદ નથી.

૫૧. અને જે લોકો અમારી આયતોના સંબંધમાં (અમને) લાચાર બનાવી દેવાની આશાએ પ્રયત્નો કરે છે તેઓજ નર્કવાસી છે.

૫૨. અને અમોએ તારી આગમચ કોઇ રસુલ કે નબી (એવો) નથી મોકલ્યો, પણ આ કે તેણે (ઇસ્લામ પ્રચારની) કોઇ ઇચ્છા કરી (કે તરતજ) શેતાને તેની ઇચ્છામાં (કાંઇને કાંઇ વસવસો) નાખ્યો; પછી શેતાન જે (વસવસો) નાખે છે તેને અલ્લાહ નષ્ટ કરી નાખે છે, પછી અલ્લાહ પોતાની આયતોને મજબુત કરી દે છે; અને અલ્લાહ જાણનાર (તથા) હિકમતવાળો છે:

૫૩. કે જેથી શેતાને જે (વસવસો) નાખ્યો છે તેને તે લોકો માટે અજમાયશ ઠરાવે કે જેમનાં અંતઃકરણોમાં રોગ છે, અને તેમના માટે કે જેઓ પાષાણ હૃદયી છે; અને બેશક જાલિમો સખત વિરૂદ્ધતામાં પડયા છે:

૫૪. અને એક હેતુ એ પણ હતો કે તે લોકો કે જેમને (આકાશી કિતાબોનું) જ્ઞાન આપવામાં આવ્યું છે તેઓ જાણી લે કે તે (કુરઆન) તારા પરવરદિગાર તરફથી સત્ય છે, પછી તેઓ તેના પર ઇમાન લાવે, પછી તેમના અંતઃકરણ તે (અલ્લાહ) માટે નરમ થઇ જાય; અને બેશક અલ્લાહ તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા છે સીધા માર્ગે પહોંચાડી દેનારો છે.

૫૫. અને જે લોકો ઇમાન નથી લાવ્યા તેઓ તો તે(કુરઆન)ના તરફથી બરાબર શંકામાં પડયા રહેશે, અહીં સુધી કે (કયામતની) ઘડી તેમના પર ઓચિંતી આવી પડે અથવા નાશકારક દિવસનો અઝાબ તેમના પર આવી પડે.

૫૬. તે દિવસે હકુમત અલ્લાહનીજ હશે; તે તેમની વચ્ચે (પરસ્પરના વિરોધનો) ફેંસલો કરશે; માટે જે લોકો ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યા તેઓ નેઅમતોવાળી જન્નતોમાં હશે.

૫૭. અને જેઓ ઇમાન નથી લાવ્યા અને અમારી નિશાનીઓને જુઠલાવી, તો એજ લોકો છે કે જેમના માટે હીણપતભર્યો અઝાબ હશે.

૫૮. જે લોકોએ અલ્લાહની રાહમાં હિજરત કરી, પછી કતલ રૂકુઅ ૮

કરવામાં આવ્યા અથવા મરી ગયા, તો તેમને અલ્લાહ અવશ્ય ઉત્તમ રોજી અર્પણ કરશે; અને બેશક અલ્લાહ એજ બેહતર રોજી આપનાર છે.

૫૯. તેમને જરૂર એવા સ્થાનોમાં દાખલ કરશે કે જેનાથી તેઓ ખુશ થશે; અને બેશક અલ્લાહ મોટો જાણનારો (અને) સહનશીલ છે.

૬૦. એમજ થશે; અને જેને (શત્રુના હાથે) જેટલી ઈજા પહોંચાડવામાં આવી હોય તેટલીજ ઈજા તે તે(શત્રુ)ને પહોંચાડે,તે પછી પણ જો તે(શત્રુ)ના પર વધુ અત્યાચાર કરવામાં આવે તો અલ્લાહ તેની જરૂર મદદ કરશે; બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) ક્ષમાવાન છે.

૬૧. આ એ કારણે કે અલ્લાહ રાત્રીને દિવસમાં દાખલ કરી દે છે અને દિવસને રાત્રીમાં દાખલ કરી દે છે, અને એ કારણે કે અલ્લાહ મોટો સાંભળનારો (તથા) દેખનારો છે.

૬૨. વળી એ કારણે કે અલ્લાહ એજ તો સાચો છે, અને અલ્લાહના સિવાય તેઓ જેને જેને પોકારે છે તેજ જુઠા છે, અને અલ્લાહ એજ મોટાઇ (તથા) બુઝુર્ગીવાળો છે.

૬૩. શું તેં આ નથી નિહાળ્યું કે અલ્લાહ આકાશપરથી પાણી ઉતારે છે, જેથી ભૂમિ ઓચિંતી લીલીછમ થઇ જાય છે? બેશક અલ્લાહ મોટો મહેરબાન (અને) વાકેફગાર છે.

૬૪. જે કાંઇ આકાશોમાં છે તથા જે કાંઈ જમીનમાં છે તે તેનુંજ છે; અને બેશક અલ્લાહ એજ બેપરવાહ (અને) સ્તુતિને પાત્ર છે.

રુકુઅ ૯ ૬૫. શું તેં આ નથી જોયું કે જમીનમાં જે કાંઇ છે તેને અલ્લાહે તમારા આધીન કરી દીધું છે અને વહાણો પણ, જે તેના હુકમથી સમુદ્રમાં તરે છે? અને તેણે પોતાની પરવાનગી વિના આકાશને જમીનપર તૂટી પડતાં અટકાવી રાખ્યો છે; બેશક અલ્લાહ લોકો પર મોટો મેહરબાન (અને) દયાવાન છે.

૬૬. અને તે એજ છે જેણે તમને સજીવન કર્યા છે, પછી તે તમને મૃત્યુ આપશે, પછી તે તમને પુન: સજીવન કરશે; બેશક મનુષ્ય મહા અનુપકારી છે.

૬૭. દરેક ઉમ્મત માટે અમોએ (ભક્તિની) એક રીત (શરીઅત)

નક્કી કરી છે કે જેના પર તેઓ ચાલે છે, માટે જોઈએ કે તેઓ તે દીન (ઇસ્લામ)ની બાબતમાં તારી સાથે ઝગડો ન કરે, અને તું તારા પરવરદિગાર તરફ (તેમને) બોલાવ્યા કર; બેશક તું સત્ય માર્ગ પર છે.

૬૮. છતાં પણ જો તેઓ તારી સાથે હઠાગ્રહ કરે તો કહે કે જે કર્મો તમે કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૬૯. કયામતના દિવસે અલ્લાહ તમારી વચ્ચે તે મામલામાં નિર્ણય કરશે કે જેમાં તમે મતભેદ કરો છો.

૭૦. શું તું આ નથી જાણતો કે આકાશો તથા જમીનમાં જે કાંઈ છે તે (સઘળાને) અલ્લાહ જાણે છે; બેશક તે સઘળું તે કિતાબ (લવહે મહફુઝ)માં (લખેલું) છે; બેશક આ (કાર્ય) અલ્લાહ માટે (તદ્દન) સ્હેલું છે.

૭૧. અને તેઓ અલ્લાહને મૂકી એવી વસ્તુની પૂજા કરે છે કે જેના વિષે તે (અલ્લાહે) કોઇ દલીલ ઉતારી નથી, અને જેના સંબંધમાં તેમને કાંઇજ માહીતી નથી; અને જાલિમોનો કોઈ મદદગાર થશે નહિ.

૭૨. અને જે વેળા તેમની સમક્ષ અમારી સ્પષ્ટ આયતો પઢવામાં આવે છે તો જે લોકો ઈમાન નથી લાવ્યા તેમના ચહેરા પરથી તું અણગમો પારખી લેશે; જેઓ અમારી આયતો તેમને પઢી સંભળાવે છે તેમની ઉપર આ લોકો લગભગ હુમલો કરીજ બેસે છે. તું કહે કે શું હું તમને તે કરતાંય વધુ ખરાબ ખબર આપું? (સાંભળો!) તે (દોઝખની) આગ છે; જે લોકો ઈમાન નથી લાવ્યા અલ્લાહે તેમને તેનો વાયદો કર્યો છે; અને તે ઘણુંજ બુરૂં પાછા ફરવાનું ઠેકાણું છે.

૭૩. હે લોકો! એક દાખલો વર્ણવવામાં આવે છે તે ધ્યાનપૂર્વક રૂકુઅ
સાંભળી લો; એમાં સંદેહ નથી કે જેમને તમે અલ્લાહના સિવાય પોકારો ૧૦
છો તેઓ એક માખી પણ પેદા કરી શકતા નથી, પછી ભલેને તે માટે તેઓ સઘળા એકત્ર થઈ જાય; અને જો તેમની પાસેથી માખી કોઈ વસ્તુ ખુંચવી લઈ જાય તો પણ તેઓ તેની પાસેથી તે (વસ્તુ) છોડવી શકે નહિ; (સારાંશ કે) માગનાર (પુજારી) અને જેમની પાસે માગવામાં

આવે છે (માઅબુદો) તેઓ બન્ને નિર્બળ છે.

૭૪. તેમણે અલ્લાહની કદર કરી નથી જેવી કે તેની કદર કરવી જોઇએ બેશક અલ્લાહ મહાબળવાન (અને) પ્રબળ છે.

૭૫. અલ્લાહ ફરિશ્તા તથા માણસોમાંથી રસુલો ચુંટી કાઢે છે; બેશક અલ્લાહ મોટો સાંભળનાર (અને) જોનારો છે.

૭૬. તે તેમના ભાવીની હકીકત જાણે છે તથા ભૂતકાળની પણ; અને સર્વે બાબતોનું પાછું ફરવું અલ્લાહનીજ તરફ છે.

૭૭. હે તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા છો! તમે રૂકુઅ કરો તથા સિજદા કરો અને તમારા પરવરદિગારની ઈબાદત કરો અને નેકી કરો કે જેથી તમે ભલાઇ મેળવો.

૭૮. અને અલ્લાહની રાહમાં જેહાદ કરો જેવો કે જેહાદ કરવો ઘટે છે; તેણે તમને ચુંટી લીધા છે અને તમારા પર ધર્મના સંબંધમાં કોઈપણ પ્રકારની સખ્તાઈ જાઇઝ કરી (મૂકી) નથી; આ તમારા બાપ ઇબ્રાહીમનીજ (શરૂ કરેલી) મિલ્લત (મઝહબે ઈસ્લામ) છે; તે(અલ્લાહ)એજ તમારૂં નામ મુસ્લિમ (યાને તાબેદાર—આજ્ઞાપાલક) રાખ્યું છે—પહેલાંથી અને આ(કુરઆન)માં પણ; જેથી રસુલ તમારા (કર્મો તથા વર્તન) પર શાક્ષી રહે, અને તમે લોકોના (કર્મો તથા વર્તન) પર શાક્ષી રહો; માટે તમે નમાઝ પઢયા કરો તથા ઝકાત આપતા રહો, અને અલ્લાહનેજ દ્રઢતાપૂર્વક વળગી રહો; એજ તમારો કાર્યસાધક છે, તો તે કેવો સૌથી ઉત્તમ કાર્યસાધક અને ઉત્તમ મદદગાર છે!

---

# ભાગ ૧૮ મો.

## પ્રકરણ ૨૩ મું.

## સુરતુલ મુમેનુન

## માનનારા

મક્કામાં ઉતરેલી જેના ૧૧૮ આયતો અને ૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. બેશક તે મોમીનો સફળ થઇ ગયા: રૂકુઅ ૧

૨. કે જેઓ પોતાની નમાઝોમાં કરગરે છે:

૩. અને જેઓ બેહુદી વાતોથી અળગા રહે છે:

૪. અને જેઓ ઝકાત અદા કરતા રહે છે:

૫. અને જેઓ પોતાના ગુપ્ત ભાગોનું રક્ષણ કરે છે:

૬. સિવાય પોતાની પત્નીઓથી અથવા પોતાના જમણા હાથે મેળવેલી(લોંડી)ઓથી, તો તેઓ નિસંશય ઠપકાને પાત્ર નથી.

૭. પછી જે કોઇ તે સિવાયની ખાહેશ કરે તો તેઓજ અત્યાચારી છે.

૮. અને તેઓ (પણ સફળ થઈ ગયા) કે જેઓ પોતાની અમાનતોનું તથા વચન વાયદાનું પાલન કરે છે:

૯. અને જેઓ પોતાની નમાઝોની કાળજી રાખે છે.

૧૦. એજ લોકો તો (ખરા) વારસ છે:

૧૧. જેઓ જન્નતુલ ફિરદોસને વારસામાં લઈ લેશે; જેમાં તેઓ હમેશ માટે રહેનારા હશે.

૧૨. અને ખચીતજ અમોએ માણસને માટીના સત્વમાંથી પેદા કર્યો છે.

૧૩. પછી અમોએ તેને સુરક્ષિત (ગર્ભ)સ્થાનમાં વીર્યબિંદુ બનાવી મૂક્યું.

૧૪. પછી અમોએ તે વીર્યના ટીપાને બાઝી ગએલા લોહીનો ગોળો બનાવ્યો, પછી તે બાઝી ગએલા લોહીને અમોએ માંસનો

લોચો બનાવ્યો, પછી તે માંસના લોચામાં હાડકાં બનાવ્યા, પછી તે હાડકાં પર અમોએ માંસનું ઢાંકણ ચઢાવ્યું, તે બાદ અમોએ (તેમાં રૂહ નાખી) તેની એક બીજીજ આકૃતિ (સર્જત) બનાવી; તો કેવો બરકતવાળો છે તે અલ્લાહ કે જે સર્વોત્તમ સર્જનહાર છે!

૧૫. પછી તે બાદ તમે સઘળા ખચીતજ મરવાના છો.

૧૬. પછી કયામતના દિવસે તમે પાછા (કબરોમાંથી) ઉઠાડવામાં આવશો.

૧૭. અને ખચીતજ અમોએ તમારા પર સાત આકાશો બનાવ્યા છે; અને અમે સષ્ટિ(સર્જન)થી અજ્ઞાત નજ હતા.

૧૮. અને અમોએ આકાશમાંથી જોઇતા પ્રમાણમાં પાણી ઉતાર્યું, પછી તેને ભૂમિમાં થંભાવી દીધું, અને નિસંશય અમે તેને લઇ જવા (વહાવી દેવા) ઉપર પણ કાબુ ધરાવીએ છીએ.

૧૯. પછી અમોએ તે વડેજ તમારા માટે ખજુરો (તથા) દ્રાક્ષના બગીચા પેદા કર્યા, જેમાં તમારા માટે (જાત જાતના) ઘણાં મેવા (ઉત્પન્ન થાય) છે, અને તેમાંથીજ તમે (કેટલાક મેવા) ખાઓ પણ છો:

૨૦. અને એક ઝાડ[1] કે જે સીના (નામક) પહાડમાં ઉગે છે, તે એક (જાતનું) તેલ લઇને ઉગે છે, અને ખાનારાઓ માટે તરકારી પણ.

૨૧. અને નિસંશય ચોપગાંઓમાં પણ તમારા માટે એક બોધપાઠ છે; જે કાંઈ તેમના પેટમાં છે તેમાંથી અમે તમને (દૂધ) પાઇએ છીએ, અને તેમાં તમારા માટે (બીજા પણ) ઘણા લાભ છે, અને તેમાંથીજ કેટલાકો(નું માંસ) પણ તમે ખાઓ છો:

૨૨. અને તેમના પર તથા વહાણો પર તમે સવાર થઈ ફરો છો.

રૂકુઅ ૨ ૨૩. અને ખચીતજ અમોએ નૂહને તેની કોમ તરફ (રસુલ બનાવી) મોકલ્યો હતો, પછી તેણે (પોતાની કોમને) કહ્યું કે હે મારી કોમ! તમે અલ્લાહની ઈબાદત કરો, જેના સિવાય તમારો બીજો કોઈ

---

૧ ઝેતુન=ઓલીવ–Olive.

માઅબુદ નથી; તો શું તમે (તેના અઝાબથી) ભય નથી પામતા?

૨૪. ત્યારે તેની કોમમાંથી જેઓ ઈમાન લાવ્યા ન હતા તેમના સરદારોએ કહ્યું કે આ (નૂહ) કાંઈજ નથી પણ તમારાજ જેવો એક માનવી છે, જે (એવું) ચાહે છે કે તમારા પર તે શ્રેષ્ઠતા ભોગવે; અને અગર અલ્લાહ ચાહતે તો (તેના બદલામાં) ખચીતજ ફરિશ્તો ઉતારતે. અમોએ તો અમારા આગલા બાપદાદાઓ(ના સમય)માં પણ આવી વાત સાંભળી નથી.

૨૫. આ કાંઇજ નથી કિંતુ એક (સામાન્ય) માનવી કે જેને ગાંડપણ થઈ ગયું છે, માટે તમે તેના સંબંધમાં થોડો વખત રાહ જુઓ.

૨૬. (આથી નૂહે) અરજ કરી, હે મારા પરવરદિગાર! તેમણે મને જુઠલાવ્યો છે, માટે તું મારી મદદ કર.

૨૭. જેથી અમોએ તેના તરફ વહી કરી કે તું અમારી આંખો સામે તથા અમારી સુચના પ્રમાણે (એક) વહાણ બનાવ; પછી જ્યારે અમારો હુકમ આવી પહોંચે તથા ભઠ્ઠી(માંથી પાણી) ઉભરાવા માંડે ત્યારે દરેક પ્રાણીનું (એક એક) જોડું તે(વહાણ)માં લઈ લેજે, અને તારા ઘર-વાળાઓને પણ (તેમાં બેસાડી લેજે), સિવાય કે જેના વિષે (ડુબી જવાનો) પ્રથમથીજ હુકમ થઇ ચુકયો છે, અને (હવે) જેઓ જુલમગાર છે તેમના સંબંધમાં મને સંબોધજે નહિ; (કારણ કે) તેઓ નિસંશય ડુબાડી દેવામાં આવનાર છે.

૨૮. પછી જ્યારે તું તથા તારા સાથીઓ વહાણમાં બરાબર બેસી જાઓ ત્યારે તું કહેજે કે સઘળા ગુણગાન એજ અલ્લાહના માટે છે કે જેણે અમને જુલમગાર લોકો(ના જુલમો)થી છુટકારો આપ્યો.

૨૯. અને (આ) દુઆ કરજે કે હે મારા પરવરદિગાર! મને બરકતવાળા ઉતારા પર ઉતારજે, અને તુંજ સૌથી સારો ઉતારનારો છે.

૩૦ બેશક તે(નૂહના બનાવ)માં નિશાનીઓ છે, અને નિસંશય અમે હમેશાં (લોકોની) કસોટી કરતા રહીએ છીએ.

૩૧. પછી તેમના (નાશ) પછી અમોએ એક બીજી પેઢી (સમુદની કોમ) પેદા કરી.

૩૨. પછી તેઓમાંથીજ અમોએ તેમનામાં એક (શખસ સાલેહને) રસુલ (બનાવી) આ હુકમ સાથે મોકલ્યો કે તમે અલ્લાહની ઈબાદત કરો, તેના સિવાય તમારો કોઈ માઅ્બુદ નથી; તો શું તમે (તેના અઝાબથી) ડરતા નથી?

રૂકુઅ ૩ ૩૩. અને તે(સાલેહ)ની કોમમાંથી તે સરદારો કે જેઓ ઈમાન લાવ્યા ન હતા અને કયામતની મુલાકાતને જુઠલાવતા હતા, અને જેમને અમોએ આ દુનિયાની જીંદગીમાં સુખી બનાવ્યા હતા, તેઓ (પરસ્પર) કહેવા લાગ્યા કે આ (રસુલ) તો તમારા જેવોજ એક (સામાન્ય) મનુષ્ય છે, જે કાંઈ તમે ખાઓ છો તેમાંથી તે પણ ખાય છે, અને તમે જે કાંઇ પીઓ છો તેમાંથી તે પણ પીએ છે.

૩૪. અને અગર તમે તમારાજ જેવા એક મનુષ્યની આજ્ઞા માનશો તો એ સ્થિતિમાં નિસંશય તમે હાનિ ભોગવનારા થઈ જશો.

૩૫. શું તમને તે આ વાતથી બીવરાવે છે કે જ્યારે તમે મરી જશો અને માટી તથા હાડકાં બની જશો તો પણ તમે પાછા (કબરમાંથી) કાઢવામાં આવશો?

૩૬. (અરે!) જે વાતથી તમને બીવરાવવામાં આવે છે તે (બુદ્ધિબળથી) વેગળી છે.

૩૭. (બીજી વખતે જીવતા થવું કેવું?) જે કાંઇ છે તે આ દુનિયાની જીંદગી છે, જ્યાં અમે મરીએ છીએ અને જીવીએ છીએ, અને અમે (પાછા) ઉઠાડવામાં નહિ આવીએ:

૩૮. આ (સાલેહ) બીજો કોઈ નથી પણ એવો શખસ છે કે જેણે અલ્લાહ પર જુઠી તોહમત મૂકી છે, અને અમે તેના પર ઈમાન લાવનારા નથી.

૩૯. (આથી તે રસુલે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! તેમણે મને જુઠલાવ્યો છે, માટે તું મારી સ્હાય કર.

૪૦. (જેથી અલ્લાહે) ફરમાવ્યું કે નજીકના સમયમાં તેઓ ખરેજ પસ્તાવો કરવા માંડશે.

૪૧. પછી તેમને (અમારા) સત્ય વચન પ્રમાણે એક કીકીયારીએ

પકડી લીધા, પછી અમોએ તેમને કચરો પુંજો કરી નાખ્યા, માટે જુલમગાર લોકો (અલ્લાહની દયાથી) પરે થાઓ!

૪૨. પછી અમોએ તેમની પાછળ બીજી પેઢીઓ નવેસરથી પેદા કરી.

૪૩. કોઇ ટોળું પોતાના (જીવન મરણના) ઠરાવેલા સમયથી ન આગળ વધી શકે છે અને ન પાછળ રહી શકે છે.

૪૪. પછી અમોએ અમારા રસુલ સતત મોકલ્યા કર્યા; જ્યારે જ્યારે કોઇ ઉમ્મતનો રસુલ તેમની પાસે આવ્યો ત્યારે ત્યારે તેને તેમણે જુઠલાવ્યા કર્યો, જેથી અમોએ પણ તેમને એક બીજાના પગલે પગલે પાડી (નાશ કરી) નાખ્યા, અને તેમ(ના વિનાશ)ને દંતકથા બનાવી દીધી; માટે જે લોકો ઇમાન નથી લાવતા તેઓ (અલ્લાહની દયાથી) પરે થાઓ!

૪૫. પછી અમોએ મુસા તથા તેના ભાઇ હારૂનને અમારી નિશાનીઓ તથા ખુલ્લી સત્તા સાથે મોકલ્યા:

૪૬. ફિરઔન તથા તેના સરદારો તરફ; પણ તેમણે અભિમાન કર્યું, અને તેઓ હતાજ શીરજોર લોકો.

૪૭. અને કહેવા લાગ્યા કે શું અમે અમારાજ જેવા બે શખસો પર ઇમાન લઈ આવીએ, જ્યારે કે એ બન્નેની કોમ અમારી ગુલામીમાં છે?

૪૮. સારાંશ કે તેમણે તે બન્નેને જુઠલાવ્યા, જેથી તેઓ (સર્વ) નાશ પામનારાઓ માંહેના થયા.

૪૯. અને ખચીતજ અમોએ મુસાને (તૌરેત) કિતાબ આપી હતી કે જેથી તે લોકો હિદાયત મેળવે.

૫૦. અને અમોએ મરિયમના પુત્ર તથા તેની માને (અમારી કુદરતની) નિશાનીઓ બનાવી, અને તે બન્નેને એક ઉંચા ટેકરા પર કે જે વિશ્રાંતિસ્થાન અને સ્વચ્છ પાણીવાળી જગા હતી આશ્રય આપ્યો.

૫૧. (અને તેમને મારો સામાન્ય હુકમ હતો કે) હે પયગમ્બરો! રૂકુઅ ૪
તમે પાક વસ્તુઓમાંથી ખાઓ અને નેકી કરતા રહો; બેશક તમે જે

કાંઇ કરો છો તે હું સંપુર્ણ રીતે જાણું છું.

૫૨. અને (હે લોકો!) નિસંશય તમારો આ (ઇસ્લામ) પંથ વાસ્તવમાં એકજ (સત્ય) પંથ છે, અને હું તમારો પરવરદિગાર છું, માટે મારાથી ડરતા રહો.

૫૩. પણ તેઓએ પોતાના (દીની) મામલાને માંહોમાંહે કાપી કટકે કટકા કરી નાખ્યા; દરેક ફિર્કો તેની પાસે જે કાંઇ છે તેનાથી ખુશ ખુશ છે.

૫૪. માટે (હે રસુલ!) એક મુદ્દત પર્યંત તું તેમને (અજ્ઞાનતાના) ઘેનમાં પડયા રહેવા દે.

૫૫. શું તેઓ એવું ગુમાન કરે છે કે અમે તેમને સંપતિ તથા સંતતિ વડે જે મદદ કરી રહ્યા છીએ:

૫૬. તેને આ (લોકો) અમે તેમના માટે લાભ પહોંચાડવાની ઉતાવળ કરીએ છીએ (એમ માને છે)? (એમ નથી,) બલ્કે તેમને (ખરી હકીકતનું) મુદ્દલ ભાન નથી.

૫૭. નિસંશય તે લોકો કે જેઓ પોતાના પરવરદિગારની બીકમાં ભયભીત રહે છે:

૫૮. અને તેઓ કે જેઓ પોતાના પરવરદિગારની નિશાનીઓ પર ઇમાન રાખે છે:

૫૯. અને તેઓ કે જેઓ પોતાના પરવરદિગારનો કોઇને શરીક બનાવતા નથી:

૬૦. અને તે લોકો કે જેઓ (અલ્લાહની રાહમાં) બની શકતું આપે છે, એવી હાલતમાં કે તેમના મન (આ વાતથી) બીધેલાં હોય છે કે તેઓ ખચીતજ પોતાના પરવરદિગારની હજુરમાં પાછા ફરીને જનારા છે:

૬૧. તેઓજ નેકીઓમાં ઉતાવળ કર્યા કરે છે, અને તેઓજ તે માટે આગળ વધે છે.

૬૨. અને અમે કોઈ પણ વ્યકિતને તેની સહનશકિત ઉપરાંત તકલીફ આપતા નથી, અને અમારી પાસે (લોકોની કરણીનું) એક લખાણ છે જે સાચે સાચું બોલે છે, અને તે લોકો પર કાંઇજ જુલમ

કરવામાં નહિ આવે.

૬૩. પરંતુ તેમનાં અંતઃકરણો તેના તરફથી સખત ગફલતમાં છે, અને તેમના (કુ)કૃત્યો તે સિવાય કાંઇ બીજા પણ છે જે તેઓ કર્યા કરે છે.

૬૪. અહીં સુધી કે જ્યારે અમે તેઓ માંહેના એશઆરામમાં જીંદગી ગુજારનારાઓને અઝાબમાં સપડાવીએ છીએ ત્યારે તેઓ મદદ માટે કકળાટ કરવા માંડે છે.

૬૫. (ત્યારે અમારા તરફથી કહેવામાં આવે છે કે) આજે કકળાટ ન કરો; નિસંશય તમને અમારા તરફથી કાંઇ પણ મદદ કરવામાં નહિ આવે.

૬૬. (કેમકે) તમારા પર અમારી આયતો અવશ્ય પઢવામાં આવતી હતી, પણ તમે તમારા પાછલા પગોએ ફરી જતા હતા:

૬૭. (અને) અભિમાન કરીને તે(રસુલ)ને કહાણી કહેનાર તરીકે (ગણી કાઢી) છોડી ચાલ્યા જતા હતા.

૬૮. શું તેમણે (અલ્લાહના) બોલોનું ચિંતવન નથી કર્યું, અથવા તેમની પાસે એવું કાંઈ આવી ગયું છે કે તેવું તેમના આગલા બાપ દાદાઓ પાસે આવ્યું ન હતું?

૬૯. અથવા તેમણે પોતાના રસુલને ઓળખ્યો નથી કે જેથી તેઓ તેનો ઇન્કાર કરે છે?

૭૦. અથવા તેઓ આ કહે છે કે તેને ઘેલાપણું થઇ ગયું છે? (નહિ) બલ્કે તે તો તેમની પાસે સત્ય (વાત) લઇને આવ્યો છે, તથાપિ તેઓમાંથી ઘણા ખરા સત્યથી તિરસ્કાર ધરાવનારા છે.

૭૧. અને જો સત્ય તેમની ઇચ્છાઓનું અનુકરણ કરવા માંડે તો આકાશો તથા જમીન અને જેઓ તેઓમાં છે તે સર્વેમાં અંધાધુંધી પ્રસરી જાય; બલ્કે (આ કુરઆનમાં) અમોએ તો (આગલાઓનાં દ્રષ્ટાંતોમાં) તેમના માટે બોધ આપ્યો છે, છતાં પણ તેઓ પોતાના (માટે આપેલા) આ બોધથી મોઢું ફેરવે છે.

૭૨. (હે રસુલ!) શું તું તેમની પાસે (તારી રિસાલતનો) કાંઈ

બદલો માગે છે? પણ તારા પરવરદિગાર તરફનો બદલો બેહતર છે, અને તેજ સૌ કરતાં ઉત્તમ રોજી આપનારો છે.

૭૩. અને નિસંશય તું તેમને સીધા માર્ગ તરફ બોલાવે છે.

૭૪. પરંતુ જેઓ આખેરત પર ઇમાન નથી રાખતા તેઓ રાહે રાસ્તથી હટી ગયા છે.

૭૫. અને જો અમે તેમના પર દયા કરીએ તથા જે મુસીબત તેમને હોય તે ટાળી દઇએ તો પણ તેઓ પોતાની ગુમરાહીમાં આંધળા બની હઠાગ્રહ કરતાજ રહેશે.

૭૬. અને અમોએ તેમને અઝાબમાં ગિરફતાર કર્યા ત્યારે પણ તેમણે પોતાના પાલનકર્તા સામે ન આજીજી કરી અને ન કરગર્યા.

૭૭. અહીં સુધી કે જ્યારે અમોએ તેમના પર સખત અઝાબનું એક બારણું ઉઘાડી દીધું ત્યારે તેઓ તેમાં એકદમ હતાશ થઈ બેસી રહ્યા.

રુકુઅ ૫ ૭૮. અને તે અલ્લાહ એજ છે જેણે તમારા માટે કાન તથા આંખો તથા હૃદય પેદા કર્યાં છે; (તે છતાંય) તમે કેટલો થોડો આભાર માનો છો?

૭૯. અને તે એજ છે જેણે તમને જમીનમાં ફેલાવી દીધા છે, અને તેનીજ હઝુરમાં તમને ભેગાં કરવામાં આવશે.

૮૦. અને તે એજ છે જે મારે છે તથા જીવાડે છે, અને તેનીજ આજ્ઞાથી રાત્રી તથા દિવસની અદલા બદલી થાય છે; શું તમે એટલુંયે નથી સમજતા?

૮૧. બલ્કે તેઓ તો એવી વાત કરે છે કે જેવી અગાઉના લોકો કહ્યા કરતા હતા.

૮૨. તેઓ કહેવા લાગ્યા કે જ્યારે અમે મરી જઈશું અને માટી તથા હાડકાં થઈ જઈશું ત્યારે શું અમે પછી પણ ઉઠાડવામાં આવીશું?

૮૩. આ વાયદો તો અમારાથી તથા અમારાં બાપદાદાઓથી પહેલાંથીજ થતો ચાલ્યો આવે છે; આ કાંઇજ નથી, સિવાય કે આગલા લોકોની કિસ્સા કહાણીઓ છે.

૮૪. (હે રસુલ!) તું કહે કે (હે લોકો!) તમે જાણુતા હો તો (કહો કે) આ જમીન અને જે કાંઈ તે જમીનમાં છે તે કોનું છે ?

૮૫, તેઓ તરતજ કહેશે કે તે અલ્લાહુનાંજ છે; તું કહે કે છતાં શું તમે વિચાર નથી કરતા ?

૮૬. તું કહે કે સાતેય આકાશ અને મહાન અર્શનો પરવરદિગાર કોણુ છે ?

૮૭. તેઓ તરતજ કહેશે કે તે અલ્લાહુનાંજ છે; તું કહે કે છતાંય તમે (તેનાથી) નથી ડરતા ?

૮૮. તું કહે કે અગર તમે જાણુતા હો તો (આ દેખાડો કે) તે કોણુ છે કે જેના હાથમાં દરેક વસ્તુનો અધિકાર છે અને તે (જેને ચાહે છે) પનાહ આપે છે, અને તેની વિરૂદ્ધ પનાહ આપવામાં આવતી નથી ?

૮૯. તેઓ તરતજ કહેશે કે અલ્લાહુના હાથમાં છે; તું કહે, પછી તમે જાદુમાં ઘેરાઈ કયાં ચાલ્યા જાઓ છો ?

૯૦. બલ્કે અમે તો તેમની પાસે સત્ય લાવ્યા છીએ અને તેઓ ખચીતજ જુઠા છે.

૯૧. અલ્લાહે ન તો કોઈ પુત્ર બનાવ્યો છે અને ન તેની સાથે બીજો કોઇ ખુદા છે, કેમકે એવી સ્થિતિમાં તો દરેકે દરેક ખુદા જે જે કાંઇ પેદા કરતે તેને (સાથે સાથે) લઇનેજ ફર્યા કરતે, અને તેઓમાંથી (દરેક) એક બીજા ઉપર ઉપરીપણું ચલાવતે; (સારાંશકે) જે કાંઈ તેઓ વર્ણવે છે તેનાથી અલ્લાહ પાક (અને નિરાળો) છે.

૯૨. તે છુપા કે ખુલ્લા(બનાવો)નો જાણુનારો છે, અને જે જે વસ્તુઓને તેઓ તેની શરીક ઠરાવે છે તે સર્વેથી ઉચ્ચ છે.

૯૩. (હે રસુલ!) તું દુઆ કર કે હે મારા પરવરદિગાર! જે જે અઝાબનો તેમને વાયદો કરવામાં આવ્યો છે તે અગર તું મને દેખાડે, રૂકુઅ ૬

૯૪. ત્યારે હે મારા પરવરદિગાર! તું મને જાલિમ લોકોમાં ન રાખજે.

૯૫. અને નિસંશય અમે આ વાત ઉપર કાબુ ધરાવીએ છીએ કે જે(અઝાબ)નો તે લોકોને વાયદો કરીએ છીએ તે તને દેખાડી દઇએ.

૯૬. તુ બુરાઇને એવી વાતથી ટાળી દે કે જે ઉત્તમ હોય; જે કાંઈ તેઓ વર્ણવે છે તેનાથી અમે સારી પેઠે વાકેફ છીએ.

૯૭. અને તું દુઆ કર કે હે મારા પરવરદિગાર! હું શેતાનોના વસવસાથી તારી પનાહ માગુ છું:

૯૮. અને હે મારા પરવરદિગાર ! આ વાતથી પણ તારી પનાહ માગુ છુ કે તે(શેતાન)ઓ ક્યાંય મારી પાસે આવી હાજર ન થઈ જાય.

૯૯. (નાસ્તિકોની સ્થિતિ એવીજ રહેશે) જ્યાંસુધી કે તેઓમાંથી કોઇને મૃત્યુ આવશે તો તે અરજ કરશે કે હે મારા પરવરદિગાર ! મને પાછો (દુનિયામાં) ફેરવી દે:

૧૦૦. કે જેથી હું જે કાંઈ મૂકી આવ્યો છું તેમાં કાંઈક નેકી કરૂં; (કહેવામાં આવશે કે) હરગિઝ નહિ ! આ માત્ર એક નિરર્થક વાત છે જે તે બોલી રહ્યો છે; અને તેમની આગળ તે દિવસ સુધી કે જે દિવસે તેઓ પાછા ઉઠાડવામાં આવશે એક બર્ઝખ (આડ) રહેશે.

૧૦૧. પછી જ્યારે સૂર ફુંકવામાં આવશે તો તે દિવસે તેમની વચ્ચે ન તો કોઈ સગપણનો સંબંધ બાકી રહેશે, ન એક બીજાને પૂછશે.

૧૦૨. પછી જેમના પલડા (નેકીઓથી) ભારે થશે તેઓ તો ભલાઈ મેળવનારા થશે.

૧૦૩. અને જેમના પલડા હલકાં રહ્યાં, બસ તેઓ એજ છે કે જેઓ પંડે પોતાની જાતને હાનિ પહોંચાડી હમેશ (માટે) જહન્નમમાં રહેશે.

૧૦૪. આગ તેમના ચહેરા બાળી ભસ્મ કરી નાખશે, અને તેમાં તેઓ દાંત કચકચાવી મોઢું બગાડનારા હશે.

૧૦૫. (ત્યારે અમે પૂછીશું કે) શું મારી આયતો તમને પઢી સંભળાવવામાં આવતી ન હતી ? (જરૂર પઢવામાં આવતી હતી,) પરંતુ તમે તેને જુઠલાવતા હતા.

૧૦૬. અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! અમારૂં દુર્ભાગ્ય અમારા પર પ્રબળ થઈ ગયું હતું અને અમે ગુમરાહ લોકો હતા.

૧૦૭. હે અમારા પરવરદિગાર! આમાંથી તું અમને કાઢી લે, પછી જો અમે (ફરીથી પણ) તેવું કરીએ તો અમે અવશ્ય જાલિમ થઈશું.

૧૦૮. (અલ્લાહ) ફરમાવશે, જાઓ, એમાંજ હીણાએલા પડયા રહો, અને મારી સાથે વાત ન કરો.

૧૦૯. બેશક મારા બંદાઓમાંથી એક ટોળું એવું પણ હતું કે જે આ કહ્યા કરતું હતું કે હે અમારા પરવરદિગાર! અમે ઈમાન લાવ્યા, માટે તું અમારા ગુન્હા માફ કર, અને અમારા પર દયા કર, અને તું સૌથી ઉત્તમ દયા કરનારો છે.

૧૧૦. પરંતુ તમે તેની મજાક ઉડાવ્યા કરતા હતા, અહીં સુધી કે તેમણે તમને મારી યાદ વીસરાવી દીધી હતી અને તમે તેની હાંસી કર્યાજ કરતા રહ્યા.

૧૧૧. (જેથી) તેમણે જેવી ધીરજ ધરી તેવોજ બદલો આજે મેં તેમને આપ્યો છે કે જેથી તેઓજ સફળતા મેળવનારા થયા.

૧૧૨. (પછી) પૂછશે કે તમે પૃથ્વી પર કેટલા વર્ષ રહ્યા હશો?

૧૧૩. અરજ કરશે કે એક દિવસ અથવા દિવસનો થોડો ભાગ થોભ્યા હોઈશું, પણ ગણત્રી કરનારાઓને પૂછી લે.

૧૧૪. ફરમાવશે કે તમે થોડોકજ સમય થોભ્યા, જો (પ્રથમથીજ) તમે સમજ્યા હોત તો કેવું સારૂં થાત!

૧૧૫. શું તમોએ એમ ધારી લીધું હતું કે અમોએ તમને વ્યર્થ ઉત્પન્ન કર્યા છે, અને આ કે તમે અમારી હજુરમાં પાછા નહિ આવો?

૧૧૬. બસ, અલ્લાહુજ ખરો બાદશાહ છે, તેના સિવાય કોઈ માઅબુદ નથી, એજ માનવંત અર્શનો માલિક છે.

૧૧૭. અને જે કોઇ અલ્લાહની સાથે બીજા કોઇ માઅબુદને પોકારશે કે જેના સંબંધમાં તેની પાસે કોઈ દલીલ નથી, તો સિવાય તેના કાંઇ નથી કે તેનો હિસાબ અલ્લાહની પાસે રહેશે; નિસંશય નાસ્તિકો ભલાઈ નહિ મેળવે.

૧૧૮. અને (હે રસુલ!) તું કહે કે હે મારા પરવરદિગાર! તું (મારી ઉમ્મતને) માફ કરી દે, અને દયા કર, અને તું સૌથી સારો દયા કરનારો છે.

---

## પ્રકરણ ૨૪ મું.

## સુરતુન નૂર

## પ્રકાશ

મદીનામાં ઉતરેલી જેની ૬૪ આયતો અને ૯ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. આ એક સુરહ (અધ્યાય) છે જે અમોએ ઉતારી છે, અને તે (માંહેની આજ્ઞાઓ)ને અમોએ ફરજ ઠરાવી છે, અને તેમાં અમોએ ખુલ્લે ખુલ્લા હુકમો ઉતાર્યા છે, એ માટે કે તમે બોધ ગ્રહણ કરો.

૨. વ્યભિચાર કરનારી સ્ત્રી અને વ્યભિચારી પુરૂષ, એમાંથી દરેકને સો સો કોરડા મારો, અને (ખબરદાર!) જો તમે અલ્લાહ તથા કયામત પર ઇમાન રાખતા હો તો તે બન્નેના સંબંધમાં અલ્લાહનો કાનુન અમલમાં મૂકતાં તમને દયા આવવા ન પામે, અને તેમની સજા (અમલમાં મૂકતી) વખતે મોમીનોનું એક ટોળું હાજર હોવું જરૂરી છે.

૩. વ્યભિચારી પુરૂષ વ્યભિચારી અથવા મુશરિક સ્ત્રી સિવાય અન્ય કોઈ (સ્ત્રી) સાથે નીકાહ કરવા ન પામે, અને વ્યભિચારી સ્ત્રી

સાથે વ્યભિચારી અથવા મુશરિક પુરૂષ સિવાય બીજો કોઇ નિકાહ કરે નહિ, અને આ (નિકાહ) મોમીનો પર હરામ કરવામાં આવ્યો છે.

૪. અને જે લોકો પતિવૃતા સ્ત્રીઓ પર તોહમત મૂકે, (અને) પછી (એ તોહમતના પુરાવામાં) ચાર શાક્ષીઓ રજુ ન કરે તો તેમને (૮૦) એંશી કોરડા મારો, અને (ભવિષ્યમાં) તેમની શાક્ષી કદી પણ માન્ય રાખો નહિ; અને તેઓ જાતેજ બદકાર છે:

૫. સિવાય કે જેઓ તે બાદ તોબા કરે અને (દુર્ગુણો) સુધારે, તો બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

૬. અને જે લોકો પોતાની પત્નીઓ પર (અનિતીનો) આરોપ મૂકે અને તેમના પોતાના સિવાય બીજો કોઇ શાક્ષી ન હોય, તો તે દરેકની જુબાની(ની રીત) આ છે કે તેઓ ચાર વખત અલ્લાહનું નામ લઈ શાક્ષી આપે, (અને કહે) કે નિસંશય તે પોતે સાચાઓ માંહેનો છે.

૭. અને પાંચમી વખત આ કહે કે અગર તે જુઠાઓ માંહેનો હોય તો તેના પર અલ્લાહની લાનત થાઓ.

૮. અને તે સ્ત્રી ઉપરથી સજાને આ વાત ટાળી દેશે, અગર તેણી ચાર વખત અલ્લાહનું નામ લઈ એવી શાક્ષી આપે કે તે ખરેજ જુઠાઓ માંહેનો છે:

૯. અને પાંચમી વખત એમ કહે કે અગર તે સાચાઓ માંહેનો હોય તો તેણી ઉપર અલ્લાહનો કોપ ઉતરી પડે.

૧૦. અને અગર તમારા પર અલ્લાહની કૃપા અને તેની દયા ન હોત (તો આવા સ્પષ્ટ કાયદા શાને શીખવતે? પરંતુ) બેશક અલ્લાહ મોટો તોબાનો કબુલ કરનાર (અને) હિકમતવાળો છે.

૧૧. બેશક જે લોકોએ જુઠાણું ઉભું કર્યું છે[1] તે તમારા માંહેનુંજ એક ટોળું છે; પણ તમે તે (તોહમત)ને તમારા હકમાં બૂરી સમજો નહિ, રુકુઅ ૨

[1] હીજરતના પાંચમા વર્ષે બની મુસ્તલક સાથેની લડાઇ પછી મુસલમાનો મદીના પાછા ફરતા હતા, રસ્તામાં એક જગ્યાએ ઉતારો કર્યો, ત્યાં આયેશા રદી૰ કુદરતી હાજત માટે પોતાની પાલખીમાંથી નીકળી જંગલ તરફ ગયા, પરંતુ ત્યાં તેમની મોહરે સુલયમાની નામની માળા ગુમ

બલ્કે તે તમારા માટે બેહતર છે; તેઓમાંથી જે કોઇ શખ્સ જે ગુન્હા કરશે (તેની શિક્ષા) તેના માટેજ છે, અને તેઓમાંથી જે તે(ગુન્હાઓ)માં મોટો ભાગ લેશે તેના માટે (ઘણો) અઝાબ છે.

૧૨. જ્યારે કે તમોએ તેને સાંભળ્યો ત્યારે મોમીન પુરૂષો તથા મોમીન સ્ત્રીઓએ પોતાના માણસો માટે સારૂં ગુમાન કેમ ન કર્યું, અને આ કેમ ન કહ્યું કે આ ખુલ્લું જુઠાણું છે?

૧૩. (વળી જેમણે તોહમત મુકી હતી) તેઓ આ (વાત) ઉપર ચાર શાક્ષીઓ કેમ ન લાવ્યા? હવે જ્યારે તેઓ ચાર શાક્ષીઓ નથી લાવ્યા તો તેઓ અલ્લાહની પાસે અવશ્ય જુઠા છે.

૧૪. અને જો દુનિયા તથા આખેરતમાં તમારા પર અલ્લાહની કૃપા અને દયા ન હોત તો જે(વાત)ની તમોએ ચર્ચા કરી હતી તેના કારણે તમારા પર એકાદ શિક્ષા જરૂર આવી પડતે.

૧૫. બલ્કે તમે તમારી જીભ વડે તે(વાત)ની ચર્ચા કરવા માંડી અને પોતાના મોઢેથી એવું કાંઈ બકવા લાગ્યા કે જેની જાણ વટીક તમને ન હતી, અને તેને નજીવી વાત સમજતા હતા; જો કે તે અલ્લાહની પાસે (ઘણી) ગંભીર વાત હતી.

૧૬. અને જે વખતે તમોએ તે (વાત) સાંભળી ત્યારે આ કેમ ન કહ્યું કે અમને આવી વાત મોઢામાંથી કાઢવી શોભતી નથી, (અને એમ કેમ ન કહ્યું કે હે પરવરદિગાર!) તું પાક છે, આ એક ઘણી મોટી તોહમત છે.

૧૭. અલ્લાહ તમને ઉપદેશ આપે છે કે જો તમે મોમીન હો તો (ખબરદાર!) ફરીથી એવું કદી કરશો નહિ.

---

થઇ ગઇ તેની તપાસમાં તેમને વાર લાગી; પરંતુ કાફલાના લોકો આયેશા રદી૦ની ગેરહાજરીથી અજ્ઞાન હોતાં આગળ વધી ગયા. સારે નસીબે સફવાન બીન મોઅતલ જે હ૦મોહમ્મદ સ૦અ૦વ૦ના હુકમ મુજબ લશ્કરનો પાછળ પાછળ આવતો હતો, તે ત્યાં આવી પહોંચતા તેના ઉંટ પર સવાર થઈ આયેશા રદી૦ લશ્કરમાં આવી પહોંચ્યા.

મુનાફીકોનો સરદાર અબદુલ્લા ઈબ્ને ઉબય આવી તક જવા દે તેમ ન હતો, તેણે પવિત્ર નબીના પવિત્ર હરમ ઉપર નછાજતી તોહમત લગાડી, પરંતુ આયેશા રદી૦ની પવિત્રતા અને પતિવ્રતાની સાબેતી રૂપે અલ્લાહે આ આયત ઉતારી અને મુનાફીકોનું મોહું કાળું થયું.

૧૮. અને અલ્લાહ પોતાના હુકમો સ્પષ્ટ કરીને વર્ણવે છે; અને અલ્લાહ મોટો જાણનાર (અને) હિકમતવાળો છે.

૧૯. તે લોકો કે જેઓ ઇચ્છે છે કે ઈમાન લાવનારાઓના સંબંધમાં નિર્લજ્જ વાતોની ચર્ચા ફેલાય, નિસંશય તેમના માટે દુનિયામાં દુ:ખદાયક અઝાબ છે અને આખેરતમાં પણ; અને અલ્લાહ (ખરી હકીકત) સારી પેઠે જાણે છે અને તમે નથી જાણતા.

૨૦. અને જો તમારા પર અલ્લાહની કૃપા તથા તેની રહેમત ન હોત (તો તે તમારા પર જલદીથી અઝાબ ઉતારતે), પરંતુ અલ્લાહ મોટો મહેરબાન (અને) દયાળુ છે.

૨૧. હે ઈમાન લાવનારાઓ! શેતાનના પગલે પગલે ન ચાલો; અને જે શખસ શેતાનના પગલે ચાલશે તો તે તેને બેશરમી તથા અનિતીની વાતોનો અવશ્ય હુકમ કરશે; અને જો તમારા પર અલ્લાહની કૃપા તથા તેની રહેમત ન હોત તો તમારામાંથી હરગીઝ કોઈ પણ પવિત્ર રહેતે નહિ, પરંતુ અલ્લાહ જેને ચાહે પવિત્ર કરી દે છે; અને અલ્લાહ મોટો સાંભળનાર (તથા) જાણનારો છે. રૂકુઅ ૩

૨૨. અને તમારામાંથી અલ્લાહની કૃપા મેળવેલાઓ અને ધનની રેલમછેલ ધરાવનારાઓ આ (વાતની) સોગંદ ખાઈ ન બેસે કે તેઓ સગાંવહાલા, મીસ્કિનો અને રાહે અલ્લાહમાં હિજરત કરનારાઓને કાંઈ નહિ આપે, બલ્કે તેમને જોઇએ કે (તેમના વાંક) માફ તથા દરગુજર કરે; શું તમે આ પસંદ નથી કરતા કે અલ્લાહ તમારા ગુન્હા માફ કરી દેય? અને અલ્લાહ મોટો ક્ષમાવાન, દયાળુ છે.

૨૩. નિસંસય જે લોકો પતિવ્રતા બેખબર (નિર્દોષ) મોમીન સ્ત્રીઓ પર અનિતીનો આરોપ મૂકે છે તેમના પર દુનિયામાં લાનત કરવામાં આવી છે અને આખેરતમાં પણ, અને તેમના માટે ઘણો મોટો અઝાબ છે.

૨૪. તે દિવસ કે જે દિવસે તેમની જબાનો તથા તેમના હાથ તથા તેમના પગ (વગેરે અવયવો) તેમના કૃત્યોનાં સંબંધમાં તેમનીજ વિરૂદ્ધ જુબાની આપશે.

૨૫. તે દિવસે અલ્લાહ તેમને (તેમની કરણીનો) પૂરેપૂરો

(અને) યોગ્ય બદલો આપશે, અને તેઓ આ જાણી લેશે કે અલ્લાહ એજ સત્ય છે, (અને સત્યને) ખુલ્લું કરી દેખાડનારો છે.

૨૬. બદકાર સ્ત્રીઓ બદકાર પુરૂષો માટે છે, અને બદકાર પુરૂષો બદકાર સ્ત્રીઓ માટે બંધ બેસતા છે; અને નેક સ્ત્રીઓ નેક પુરૂષો માટે છે, અને નેક પુરૂષો નેક સ્ત્રીઓ માટે બંધ બેસતા છે; આ સઘળા માણસો તે વાતોથી કે જે તે (દુરાચારી લોકો) બકે છે નિર્દોષ છે; તેમનાજ માટે ગુન્હાઓની માફી છે અને આબરૂની રોજી પણ.

રુકૂઅ ૪ ૨૭. હે ઇમાન લાવનારાઓ! તમે તમારા પોતાના ઘરો સિવાય બીજાઓના ઘરોમાં જ્યાં સુધી તમે રજા ન મેળવો અને તેના રહેવાશીઓને સલામ ન કરો (હરગીઝ) દાખલ થશો નહિ; એજ તમારા માટે બેહતર છે કે જેથી તમે બોધ ગ્રહણ કરો.

૨૮. પણ જો તમને જણાય કે તે(ઘર)માં કોઇ નથી તો પણ જ્યાં સુધી તમને રજા ન મળે તેમાં હરગીઝ જાઓ નહિ, અને અગર તમને (એમ) કહેવામાં આવે કે પાછા ચાલ્યા જાઓ તો (તરતજ) પાછા જાઓ, એજ તમારા માટે વધારે ચોકખાઈ ભરેલું છે; અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ વાકેફ છે.

૨૯. જે ઘરોમાં કોઈ રહેતું ન હોય અને તેમાં તમારો કાંઈ સામાન હોય તો તેવાં ઘરોમાં જાઓ તો તમારા પર કાંઇ દોષ નથી; અને તમે જે કાંઇ જાહેર કરો છો તથા જે કાંઈ તમે સંતાડો છો તેનાથી અલ્લાહ સારી પેઠેં વાકેફ છે.

૩૦. (હે રસુલ!) મોમીનોને કહે કે તેઓ તેમની આંખો હેઠી રાખે અને પોતાના ગુપ્ત ભાગોનું રક્ષણ કરે; આ તેમના માટે વધારે પવિત્રાઇ ભર્યું છે; બેશક તેઓ જે કાંઇ કરતા રહે છે તેનાથી અલ્લાહ સારી પેઠે ખબરદાર છે.

૩૧. અને તું મોમીન સ્ત્રીઓને પણ કહે કે તેણીઓ પોતાની દ્રષ્ટિ નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોને (બીજાઓની નજરથી) બચાવે, અને પોતાના બનાવ શણગાર—કે જે પોતમેળે જાહેર થાય તે સિવાય—(જાણી જોઇને) જાહેર (કરવાના પ્રયત્નો) ન કરે, અને તેમને

જોઇએ કે પોતાની ઓઢણીઓ છાતીપર નાખી રાખે; અને પોતાનો શણગાર પોતાના ખાવિંદો અથવા પોતાના બાપદાદાઓ અથવા પોતાના પતિઓના બાપદાદાઓ અથવા પોતાના પુત્રો અથવા પોતાના પતિના (સાવકા) પુત્રો અથવા પોતાના ભાઇઓ અથવા પોતાના ભત્રીજાઓ અથવા પોતાના ભાણેજો અથવા પોતાની ચાકરડીઓ અથવા પોતાના લોંડી ગુલામો અથવા એવા પુરૂષ નોકરો—કે જેમને સ્ત્રીઓની જરૂર હોતી નથી—અથવા તે છોકરાઓ કે જેઓ હજી સ્ત્રી અંગથી વાકેફ (બાલિગ) થયા ન હોય તેમના સિવાય બીજા કોઈ પર જાહેર થવા ન દેય; અને તેણીઓ (ચાલતાં ચાલતાં) પોતાના પગ એવા હેતુથી (જમીન પર જોરથી) પછાડે નહિ કે જે શણગાર તેણીએ સંતાડેલો છે તે જાહેર થઈ જાય; અને હે મોમીનો! તમે સઘળાને સઘળાજ અલ્લાહની હજુરમાં તોબા કરો કે જેથી તમે (સર્વે) મુક્તિ પામો.

૩૨. અને તમારામાંથી જે સ્ત્રીઓ અવિવાહીતા હોય તેમનાં લગ્ન કરી આપો, અને તમારા ગુલામો તથા લોંડીઓમાંથી જેઓ સદાચારી હોય તેમનાં પણ; અગર તેઓ મોહતાજ હશે તો અલ્લાહ પોતાની કૃપા વડે તેમને સમૃદ્ધ કરી દેશે; અને અલ્લાહ ઉદાર (અને) જાણનાર છે.

૩૩. અને તમારામાંથી જેઓ નિકાહ ન કરી શકે તેમણે પરહેઝગાર રહેવું, અહીં સુધી કે અલ્લાહ પોતાની કૃપાથી તેમને સમૃદ્ધ કરી દેય; અને તમારા લોંડી ગુલામ કે જેઓ (અમુક રકમ આપી આઝાદી મેળવવા માટે) લખત કરવા ચાહતા હોય તો અગર તમે તેમનામાં સદાચારના ચિન્હો જુઓ તો તેમની સાથે લખત કરી લો, અને તેમને તે માલમાંથી કે જે અલ્લાહે તમને આપ્યો છે કાંઈ આપો; અને તમારી લોંડીઓ અગર પાકદામનીને ચાહનારી હોય તો તેમને તમે સંસારી લાભ મેળવવા કાજે બદકારી (કરવા)ની ફરજ ન પાડો; અને જે તેમને ફરજ પાડશે તો તેમને (તેમ કરવાની) ફરજ પાડયા પછી બેશક અલ્લાહ (તેમના સંબંધમાં) મોટો ક્ષમાવાન, દયાળુ છે.

૩૪. અને (હે મુસલમાનો!) બેશક અમોએ તમારા તરફ ખુલ્લી

નિશાનીઓ ઉતારી છે અને તે લોકોના દૃષ્ટાંતો કે જે તમારી આગમચ થઇ ગયા છે તથા પરહેઝગારો માટે નસીહત પણ.

રુકુઅ ૫ ૩૫. અલ્લાહ આકાશ તથા પૃથ્વીનો નૂર (પ્રકાશ) છે; તેના નૂરનો દાખલો એક ગોખલાના જેવો છે જેમાં એક દીવો બળતો હોય; અને તે દિવા કાચના એક ફાનસમાં (મૂકેલો) હોય; અને તે ફાનસ એવું હોય જેવો કે એક ઝગઝગતો તારો, અને તે ઝયતુનના મુબારક વૃક્ષના તેલથી રોશન થએલો હોય, જે ન પૂર્વ (બાજુ)નો હોય ન પશ્ચિમ (બાજુ)નો, પાસે છે કે તેનું તેલ પોત મેળે (રોશન થઇ) પ્રકાશીત થઈ જાય, (પછી) ભલેને તેને આગ અડકે પણ નહિ; નૂર ઉપર નૂર છે; અલ્લાહ જેને ચાહે છે તેને પોતાના નૂર તરફનો માર્ગ દેખાડી દે છે; અને અલ્લાહ લોકો માટે (આવા સ્પષ્ટ) દાખલા વર્ણવે છે; અને અલ્લાહ દરેક વસ્તુનો જાણકાર છે:

૩૬. (આ દીવો) એવા ઘરોમાં છે કે જેમના સંબંધમાં અલ્લાહે (એવો) હુકમ આપ્યો છે કે તે (ઘરો) નું સન્માન કરવામાં આવે, અને આ કે તેમાં તે(અલ્લાહ)ના નામનું સ્મરણ કરવામાં આવે; તેમાં તેઓ સવાર સાંજ તેની પવિત્રતા વર્ણવે છે:

૩૭. એવા લોકો કે જેમને અલ્લાહના સ્મરણથી તથા નમાઝ પઢવાથી અને ઝકાત આપવાથી ન તો વેપાર રોકે છે અને ન કોઇ લેવડ દેવડ; (કારણ કે) તેઓ તે દિવસથી ડરતા રહે છે કે જે દિવસે હૃદયો (ગભરાટને લીધે) ઉલટાઈ જશે અને આંખો પણ:

૩૮. (તેઓ તેની ઈબાદત એ માટે કરે છે) કે કદાચને તેમની કરણીઓનો ઉત્તમોત્તમ બદલો અલ્લાહ તેમને આપે અથવા પોતાની કૃપાથી તેમના માટે બીજું પણ કાંઇક વધારી દેય; અને અલ્લાહ જેને ચાહે છે તેને બેહિસાબ રોજી અર્પણ કરે છે.

૩૯. અને જે લોકો ઇમાન નથી લાવ્યા તેમના કર્મો એવા છે જેવી કે સપાટ પ્રદેશમાં ચકચકતી રેતી (યાને મૃગજળ), જેને તરસ્યો (માણસ) પાણી ધારી લે છે; અહીં સુધી કે જ્યારે તે તેની પાસે પહોંચે છે ત્યારે તેને (પાણી જેવી) કોઈ વસ્તુ સાંપડતી નથી, અને અલ્લાહને

પોતાની પાસે જુએ છે, પછી તે તેનો પુરે પુરો હિસાબ કરી દે છે; અને અલ્લાહ મહા ઝડપી હિસાબ કરનારો છે:

૪૦. અથવા (તેમના કર્મો) તે અંધકારોના જેવા છે જે ઉંડા સમુદ્રોની અંદર હોય, અને તેને મોજાઓએ ઢાંકી રાખ્યો હોય, અને તે મોજાં ઉપર એક બીજું મોજું હોય, અને તેના ઉપર એક વાદળ હોય; એવી રીતે એકની ઉપર એક અંધકાર(ના એવા થર) હોય કે જ્યારે તે પોતાનો હાથ કાઢે તો તે ભાગ્યેજ જોઈ શકે; અને જેના માટે અલ્લાહ કોઇ (હિદાયતનો) પ્રકાશ નિર્માણ કરતો નથી તો તેના માટે કાઇ પ્રકાશ હોઈ શકતો નથી.

૪૧. શું તું આ નથી જોતો કે જે આકાશોમાં તથા જમીનમાં છે તે અને પાંખ ફેલાવી ઉડનારા પક્ષીઓ પણ અલ્લાહનો મહીમા ગાયા કરે છે; તેમાંથી દરેક પોત પોતાની નમાઝ તથા તસ્બીહ (જપ-માળ) સારી પેઠે જાણે છે; અને તેઓ જે કાંઈ કરે છે તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે. રૂકુઅ ૬

૪૨. અને આકાશો તથા પૃથ્વીની બાદશાહત અલ્લાહનીજ છે, અને અલ્લાહ તરફજ (સર્વેનું) છેવટનું પાછું ફરવાનું છે.

૪૩. શું તેં આ નથી દેખ્યું કે અલ્લાહજ વાદળાં હાંકી લાવે છે, પછી તે(ના કટકા) આપસમાં જોડી દે છે, પછી તેમને એક ઉપર એક ખડકી દે છે, પછી તું તેમની વચ્ચેથી વૃષ્ટિ (નાં પાણી) નીકળતા જુએ છે, અને તે આકાશ પરથી પહાડની આકૃતિ જેવા વાદળાંઓમાંથી કરા વરસાવે છે, પછી તે વડે લોકોમાંથી જેને ચાહે છે તેને ઈજા પહોંચાડે છે અને જેનાથી ચાહે છે તેના ઉપરથી તે ટાળી દે છે; પાસે છે કે વિજળીનો ચમકાર તેની જોવાની શકિત હણી લઈ જાય.

૪૪. અલ્લાહ રાત્રી તથા દિવસ (નિરંતર) બદલતો રહે છે; બેશક તેમાં દ્રષ્ટિ ધરાવનારાઓ માટે બોધપાઠ છે.

૪૫. અને અલ્લાહે દરેક પ્રાણીને પાણીમાંથી પેદા કર્યો છે, પછી તેઓમાંથી કેટલાક તો એવા છે કે જે પોતાના પેટના બળે ચાલે છે, અને તેમનામાંથી કેટલાક એવા છે કે જે બે પગો વડે ચાલે છે, અને

તેમાંથી કેટલાક એવા છે જે ચાર પગે ચાલે છે; અલ્લાહ જે ચાહે છે તે પેદા કરે છે; બેશક અલ્લાહ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે.

૪૬. ખરેજ અમોએ વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરનારી આયતો ઉતારી છે; અને અલ્લાહ જેને ચાહે છે તેને સીધા માર્ગે પહોંચાડી દે છે.

૪૭. અને (કેટલાક લોકો એવા છે કે જેઓ) કહે છે કે અમે અલ્લાહ પર તથા તેના રસુલ પર ઈમાન લાવ્યા અને અમોએ આજ્ઞા માની, પણ તેઓ માંહેનું એક ટોળું એમ કહ્યા પછી પણ મોહું ફેરવી લે છે; અને (વાસ્તવમાં) તેઓ મોમીનજ નથી.

૪૮. અને જ્યારે તેમને અલ્લાહ તથા તેના રસુલ તરફ બોલાવવામાં આવે છે (એ માટે) કે તે (રસુલ) તેમની વચ્ચે (ના મતભેદોનો) નિર્ણય કરે તો તેઓમાંથી એક ટોળું તરતજ પીઠ ફેરવી ચાલ્યું જાય છે.

૪૯. અને (ખરૂં આ છે કે) જો સત્ય તેમની પડખે હોય છે તો આજ્ઞાંકિત બની તેની પાસે દોડતા ચાલ્યા આવે છે.

૫૦. શું તેમના અંતઃકરણોમાં (નાસ્તિકપણાંનો) કાંઈ રોગ છે અથવા તેઓ સંદેહમાં પડેલા છે અથવા તેઓ (આ વાતથી) બીએ છે કે અલ્લાહ અને તેનો રસુલ તેમની સાથે અન્યાયથી વર્તશે? પરંતુ (એવું કાંઇ નથી) ખરી રીતે તો તેઓ પડેજ જાલિમ છે.

રૂકુઅ ૭ ૫૧. (પણ) જ્યારે મોમીનોને અલ્લાહ તથા રસુલ તરફ એ માટે બોલાવવામાં આવે છે કે તે તેમના વચ્ચે (ના ઝગડાનો) નિર્ણય કરે તો તેમનું કહેવું આ સિવાય બીજું કાંઈજ હોતુ નથી કે અમોએ સાંભળ્યું અને અમોએ આજ્ઞા માની; અને તેઓજ સંપુર્ણ ભલાઈ મેળવનારા છે.

૫૨. અને જે કોઈ અલ્લાહ તથા તેના રસુલની આજ્ઞા માનશે તથા અલ્લાહથી ડરશે અને તે(ના કોપ)થી બચતો રહેશે તો બસ એવાજ લોકો (હમેશના) લાભમાં રહેશે.

૫૩. અને (હે રસુલ!) તે(મુનાફીક)ઓ અલ્લાહની સખતમાં સખત પ્રતિજ્ઞાઓ લઇ આ કહેશે કે જો તું તેમને હુકમ આપે તો તેઓ જરૂર (જેહાદ માટે) નીકળી પડશે; તું કહે કે તમે સોગંદો

ખાઓ નહિ, (માત્ર તમારી) વ્યાજબી આજ્ઞા પાલનની જરૂર છે; બેશક તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહુ સારી પેઠે જાણકાર છે.

૫૪. તું કહે કે તમે અલ્લાહુની આજ્ઞા માનો તથા રસુલની આજ્ઞા માનો, પછી જો તમે મોઢું ફેરવી લેશો તો સિવાય તેના નથી કે જે જોખમદારી તે(રસુલ)ના માથે નાખેલી છે તેની જવાબદારી તેના માથે છે, અને જે જોખમદારી તમારાપર નાખવામાં આવી છે તેની જવાબદારી તમારા માથે છે; અને જો તમે તેની આજ્ઞા માનશો તો (ખચીતજ) સન્માર્ગ મેળવશો; અને રસુલના માથે સંદેશો ખુલ્લી રીતે પહોંચાડી દેવા સિવાય બીજું કાંઈ નથી.

૫૫. તે સઘળા લોકોથી કે જેઓ તમારામાંથી ઈમાન લાવ્યા છે તથા સત્કાર્યો કર્યાં છે અલ્લાહે એવો વાયદો કર્યો છે કે તે તેમને અવશ્ય ભુમિમાં વારસ બનાવશે, જેમકે તેમની આગમચના (લોક) ઓને વારસ બનાવ્યા હતા, અને તેમના દીન (ઇસલામ) ને કે જે તેણે તેમના માટે પસંદ કર્યો છે તેમની ખાતર અવશ્ય મજબુત રીતે સ્થાપી દેશે, અને તેમના ભયને તે પછી જરૂર શાંતિમાં બદલી નાખશે; (માટે) જોઇએ કે તેઓ મારીજ ઈબાદત કરે અને કોઇ વસ્તુને મારી શરીક બનાવે નહિ; અને જે કોઈ તે બાદ પણ કૃતઘ્નતા કરશે તો બસ એજ નાફરમાન છે.

૫૬. અને (હે ઈમાન વાળાઓ!) નમાઝ કાયમ કરો તથા ઝકાત આપો તથા રસુલની આજ્ઞા માનો કે જેથી તમારા પર દયા કરવામાં આવે.

૫૭. તે લોકો કે જેઓ ઈમાન નથી લાવ્યા પૃથ્વીમાં (અલ્લાહુને) લાચાર કરી દેનારા છે એવું હરગીઝ ન માને, અને તેમનું ઠેકાણું જહન્નમ છે; અને ખરેજ તે ઘણુંજ ખરાબ છેવટનું પાછું ફરવાનું (સ્થાન) છે.

૫૮. હે ઈમાન લાવનારાઓ! (આ) લાજિમ છે કે તમારા લોંડી ગુલામ તથા તમારામાંથી પણ જે કોઈ યુવાવસ્થાએ પહોંચ્યા ન હોય ( તેઓ તમારી પાસે આવવા માટે રાત દિવસમાં) ત્રણ વખત તમારી રૂકુઅ ૮

રજા મેળવ્યા કરે; (એક તો) સવારની નમાઝ પહેલાં, (બીજી) બપોરે (સુતી વખતે કે જ્યારે તમે) તમારા લુગડાં ઉતારી નાખો છો અને (ત્રીજી) ઇશાની નમાઝ બાદ; આ ત્રણેય તમારા એકાંતના સમય છે; એ સિવાય (વગર રજાએ) આવવા જવામાં ન તમારા માથે કાંઈ દોષ છે અને ન તેમના માથે, (કારણકે) તમને એક બીજા પાસે વારંવાર આવવું જવું પડે છે; આવી રીતે અલ્લાહ તમારા માટે પોતાના હુકમો સ્પષ્ટ કરીને વર્ણવે છે; અને અલ્લાહ મોટો જાણનાર (અને) હિકમતવાળો છે.

૫૯. અને (હે ઈમાનદારો!) જ્યારે તમારા છોકરાં બાલિગ (ઉમર લાયક) થઈ જાય તો તેમને પણ લાજિમ છે કે તેઓ પણ એવીજ રીતે રજા મેળવ્યા કરે જેવી રીતે કે તેમના આગળનાઓ મેળવ્યા કરતા હતા; આવી રીતે અલ્લાહ પોતાના હુકમો સ્પષ્ટ કરીને વર્ણવે છે; અને અલ્લાહ ઇલ્મ (અને) હિકમતનો સાહેબ છે.

૬૦. અને મોટી વૃદ્ધ સ્ત્રીઓ કે જેમને નિકાહની આશા ન હોય તેઓ પોતાના વસ્ત્રો (ઓઢણી વગેરે) કાઢી નાખે તો તેમના માથે કોઈ દોષ નથી એવી સ્થિતિમાં કે તેમને પોતાના બનાવ શણગારની જાહેરાતનો હેતુ ન હોય; અને જો તેણીઓ તેમ કરતાં પણ અટકે તો તે તેમના માટે વધુ બેહતર છે; અને અલ્લાહ મહાન સાંભળનાર, જાણનાર છે.

૬૧. ન કોઈ આંધળાના માથે દોષ છે ન કોઈ લંગડાના માથે, અને ન કોઇ માંદા ઉપર અને ન તમારા પોતાના માથે, એ (વાત)માં કે તમે ખાવાનું તમારા ઘરોમાં ખાઓ અથવા તમારા બાપ દાદાઓના ઘરોમાં, અથવા તમારી માઓના ઘરોમાં અથવા તમારા ભાઇઓના ઘરોમાં અથવા તમારી બ્હેનોના ઘરોમાં અથવા તમારા કાકાઓના ઘરોમાં અથવા તમારી ફોઇઓના ઘરોમાં અથવા તમારા મામાઓના ઘરોમાં અથવા તમારી માસીઓના ઘરોમાં અથવા જે ઘરોની ચાવીઓ[1] તમારા હાથમાં હોય તે ઘરોમાં અથવા તમારા મિત્રોના ઘરોમાં; (વળી) એમાં પણ તમારા માટે કાંઈ વાંધો નથી કે તમે ભેગા મળીને ખાઓ યા જુદા જુદા

૧ ચાવીઓ તમારા હાથમાં હોય અર્થાત જે ઘરો તમારા રક્ષણ હેઠળ હોય.

(બેસીને); પછી જ્યારે તમે ઘરોમાં દાખલ થાઓ તો તમારા લોકોને સલામ કરો, તે અલ્લાહ તરફની મુબારક અને પાક ભેટ છે; આવી રીતે અલ્લાહ પોતાના હુકમો સ્પષ્ટ કરીને તમને વર્ણવે છે કે જેથી તમે (સહેલાઈથી) સમજી લો.

૬૨. સિવાય તેના નથી કે મોમીન તે લોકો છે કે જેઓ રુકુઅ ૯
અલ્લાહ પર તથા તેના રસુલ પર ઈમાન લાવ્યા, અને જ્યારે કોઈ મહત્વના કામ માટે તેઓ તે (રસુલ)ની પાસે હોય છે ત્યારે તેની રજા લીધા વિના ચાલ્યા જતા નથી; બેશક જે લોકો તારી પાસે રજા માગે છે તેઓજ તો અલ્લાહ અને તેના રસુલ પર ઈમાન રાખે છે, પછી જ્યારે તેઓ તેમના કોઈ ખાસ કામ માટે તારી રજા માગે તો તેઓમાંથી ચાહે તેને રજા આપી દે, અને તેમના માટે અલ્લાહ પાસે માફી માગતો રહે; બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

૬૩. (હે ઈમાનદારો!) રસુલના આમંત્રણને તમે પરસ્પરના આમંત્રણ જેવું ન ગણો; તમારામાંથી જે લોકો (રસુલ પાસેથી) ચોરી છુપીથી ખસકી જાય છે તેમને અલ્લાહ સારી પેઠે જાણે છે, માટે જે લોકો તે (રસુલ)ની આજ્ઞાની અવગણના કરે છે તેમણે આ વાતથી ખબરદાર રહેવું જોઇએ કે (રખેને) તેમના પર કોઈ આફત આવી (ન) પડે અથવા તેમને કોઈ દુ:ખદાયક અઝાબ આવી પડે.

૬૪. ખબરદાર થાઓ! આકાશો તથા જમીનમાં જે કાંઈ છે તે નિસંશય અલ્લાહનુંજ છે; તમે જે (માર્ગ) પર છો તેને તે સારી પેઠે જાણે છે; અને જે દિવસે તેઓ તેની હજુરમાં પાછા ફેરવવામાં આવશે ત્યારે જે જે કાંઈ તેઓ કર્યા કરતા હતા તેનાથી તે તેમને વાકેફ કરશે; અને અલ્લાહ દરેક વસ્તુનો જાણનારો છે.

---

# પ્રકરણ ૨૫ મું.

## સુરએ ફૂર્કાન

### ફૂર્કાન

**મક્કામાં ઉતરેલી જેની ૭૭ આયતો અને ૬ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. બરકતવાળો છે તે (અલ્લાહ) કે જેણે પોતાના બન્દા (મોહમ્મદ સ૦ અ૦ વ૦) પર ફુર્કાન (કુરઆન) ઉતાર્યું છે કે જેથી તે તમામ દુનિયાવાળાઓને (અલ્લાહના અઝાબથી) ડરાવનારો થાય:

૨. તે (અલ્લાહ) કે જેના માટે આકાશો તથા જમીનની (અભંગ) સલતનત છે, અને જેણે ન કોઇને પણ પુત્ર બનાવ્યો છે અને ન સલતનત(ના મામલામાં) તેનો કોઈ ભાગીદાર છે, અને તેણે દરેક વસ્તુને ઉત્પન્ન કરી, પછી તે દરેકને માટે ચોકકસ અંદાજ નકકી કરી લીધો કે જેવો અંદાજ કરવો ઘટતો હતો.

૩. અને લોકોએ તેને છોડી દઈ એવા માઅબુદો ગ્રહણ કરી લીધા છે કે જેઓ એક (નજીવી) વસ્તુ પણ પેદા કરતા નથી, બલ્કે તેઓ પંડે પેદા કરવામાં આવેલા છે, અને ન તેઓ પોતાના માટે કાંઈ લાભ કે હાનિનો અધિકાર ધરાવે છે અને ન કોઇના મરણ જીવનનો અધિકાર ધરાવે છે અને ન કોઇને બીજી વેળા સજીવન કરી ઉઠાડવાનો.

૪. અને જેઓ ઇમાન નથી લાવ્યા તેઓ કહે છે કે આ (કુરઆન) તો (નર્યું) જુઠાણું છે કે જે આ (શખસ) એ જોડી કાઢયું છે, અને તેને બીજા લોકોએ તે (જોડી કાઢવા)માં સહાય કરી છે, માટે ખરેજ એ લોકોએ મહા અન્યાય કર્યો અને જુઠું બોલ્યા.

૫. અને વળી આ પણ કહે છે કે એ તો આગલાઓની કહાણીઓ છે જે આ શખસે લખાવી લીધી છે, અને તે સવાર સાંજ તેને વાંચી સંભળાવવામાં આવે છે.

૬. (હે રસુલ!) તું કહે કે આ (કુરઆન)ને તો તેણે ઉતાર્યું છે કે જે આકાશો તથા પૃથ્વીના સઘળા ભેદો જાણે છે; બેશક તે મોટો ક્ષમા કરનાર (અને) દયાળુ છે.

૭. અને તેઓ કહે છે કે આ રસુલને શું થઈ ગયું છે કે એ તો (આપણી જેમ) ખાવાનું ખાય છે અને બજારોમાં હરેફરે પણ છે; શા માટે તેની તરફ કોઈ ફરિશ્તો મોકલવામાં ન આવ્યો કે જે તેની સાથે રહી લોકોને ડરાવનારો બને:

૮. અથવા તેના માટે કોઈ ખજાનો કેમ ફેંકવામાં ન આવ્યો અથવા તેના માટે એક બગીચો કેમ બનાવવામાં નથી આવ્યો કે તેમાંથી (ફળફળાદિ) ખાતો રહે; અને જાલિમો (મુસલમાનોને) કહે છે કે તમે તો માત્ર એક જાદુ કરેલા માણસને અનુસરી રહ્યા છો.

૯. (હે રસુલ!) જો તો ખરો! તેઓ તારા માટે કેવા કેવા દાખલા વર્ણવે છે જેથી પંડેજ ગુમરાહ થઈ ગયા છે, માટે હવે તેઓ સન્માર્ગ મેળવી શકશે નહિ.

૧૦. બરકતવાળી છે તેની ઝાત કે જે અગર ચાહે તો તારા માટે એ કરતાંય ઉત્તમ (વસ્તુઓ) પેદા કરી આપે, (અર્થાત) એવા બગીચા કે જેની હેઠળ નદીઓ વહેતી હોય, અને (વળી) તારા માટે ઘણાં મહેલો પણ બનાવી દેય. રૂકુઅ ૨

૧૧. બલ્કે તેઓ તો કયામતને પણ જુઠલાવે છે, (અને) જેઓ કયામતને જુઠલાવે છે તેમના માટે અમોએ ભડભડતી આગ તૈયાર કરી છે.

૧૨. જ્યારે દૂરથી તે (આગ) તેમની દ્રષ્ટિએ પડશે તો તેઓ તેનો ક્રોધ ભર્યો અવાજ અને (ભયંકર) સુસવાટા સાંભળી લેશે.

૧૩. અને જ્યારે તેમને તે (જહન્નમ)ની એક (અતિ) સાંકડી જગ્યામાં મુશ્કેટાટ કરી ફેંકી દેવામાં આવશે તો તેઓ ત્યાં (કેવળ) નાશનેજ પોકારશે.

૧૪. (ત્યારે તેમને કહેવામાં આવશે કે) આજે (માત્ર) એકજ નાશને ન પોકારો, બલ્કે ઘણા (ઘણા પ્રકારના) નાશને પોકારો.

૧૫. (હે રસુલ!) તું કહે કે શું આ (દશા) બેહતર છે કે તે હમેશની બેહિશ્ત કે જેનો પરહેઝગારોને વાયદો કરવામાં આવ્યો છે કે જે તેમનો બદલો હશે, અને (જેમાં તેમનું) છેવટનું પાછું ફરવું થશે.

૧૬. જે કાંઈ તેઓ ઇચ્છશે તે તેમાં જરૂર હશે; તેઓ હમેશ તેમાંજ રહેનારા થશે, આ એક વાયદો છે જે તારા પરવરદિગાર પાસેથી માગી લેવામાં આવેલો હોવાથી તે તેને પૂર્ણ કરવાને બંધાયેલો છે.

૧૭. અને જે દિવસે અલ્લાહ તેમને ભેગાં કરશે અને તેમને પણ કે જેમની આ લોકો અલ્લાહના સિવાય પુજા કરતા હતા, પછી તેમને ફરમાવશે કે શું તમોએ મારા બંદાઓને ગુમરાહ કર્યા હતા, કે તેઓ પંડેજ સન્માર્ગથી ભટકી ગયા હતા?

૧૮. ત્યારે તેઓ કહેશે કે તારી ઝાત પાક છે, અમને છાજતું ન હતું કે અમે તારા સિવાય બીજા (ભલતાજ) કાર્યસાધકો બનાવતે, પરંતુ તેં તેમને તથા તેમના બાપ દાદાઓને સુખ ભોગવવાના સાધન આપ્યા હતા, અહીં સુધી કે તેઓ (તારી) યાદને વીસરી ગયા, અને તેઓ નાશ પામનારા લોકો હતા.

૧૯. (તે વખતે અમે કહીશું કે) જે કાંઈ તમે કહો છો તેને તો (તમારા આ માઅબુદો) ખચીતજ જુઠલાવે છે, હવે ન તમે (અઝાબને) ખસેડી શકશો અને ન મદદ લઈ શકશો; અને તમારામાંથી જે જુલમગાર હશે તેને અમે મહાન અઝાબ ચખાડીશું.

૨૦. અને (હે રસુલ!) અમોએ તારી પહેલાં જે રસુલ મોકલ્યા હતા તેઓ પણ ખાતા રહેતા હતા અને બજારોમાં પણ હરફર કરતા હતા; અને અમોએ તમારામાંથી કેટલાકોને કેટલાકો માટે કસોટીના સાધન બનાવ્યા છે; તો (હે મુસલમાનો) શું તમે (નાસ્તિકો તરફનું દુઃખ હજી પણ) ધીરજથી સહન કરતા રહેશો? અને તારો પરવરદિગાર (સર્વેનો) હમેશ દેખનારો છે.

---

૨૧. અને તે લોકો કે જેઓ (કયામતના દિવસે) અમારી હજુરમાં રૂકુઅ ૩
આવવાની ઉમેદ રાખતા નથી તેઓ કહે છે કે અમારા પર ફરિશ્તા
કેમ ઉતારવામાં આવ્યા નથી? અથવા અમે અમારા પરવરદિગારને
કેમ નિહાળતા નથી? ખરેજ તેમણે (આ બાબત સંબંધી) પોતાના
મનમાં ઘણુંજ અભિમાન કર્યું છે અને હદ ઉપરાંતની શીરજોરી કરી છે.
૨૨. જે દિવસે તેઓ ફરિશ્તા નિહાળશે તે દિવસે ગુન્હેગારો
માટે કોઈ (પ્રકારનો) આનંદ નહિ હોય, અને તેઓ કહેશે કે કદાચને
(અમારી અને તેમની વચ્ચે) કોઈ આડ કે અટકાવ કરી દેવામાં આવે.
૨૩. અને જે કર્મો પણ તેમણે કર્યા હશે તેની તરફ અમે
ધ્યાન આપીશું, પછી અમે તે (કર્મો)ને વિખરાએલા રજકણો જેવા
કરી નાખીશું.
૨૪. સ્વર્ગવાસીઓ તે દિવસે સારામાં સારા વિશ્રાંતિગૃહો અને
ઉમદા(માં ઉમદા) શયનગૃહોમાં હશે.
૨૫. અને તે દિવસે કે જ્યારે આકાશો વાદળાઓ સહીત ફાટી જશે
અને ફરિશ્તા ઉતારવા જોગ ઉતારવામાં આવશે:
૨૬. તે દિવસે વાસ્તવિક બાદશાહત દયાળુ (અલ્લાહ) માટેજ હશે;
અને તે દિવસ ઇમાન નહિ લાવનારાઓ માટે અત્યંત કઠણ હશે.
૨૭. અને તે દિવસે કે જ્યારે જુલમગાર પોતાના બન્ને હાથ
દાંતો વડે કરડવા માંડશે ત્યારે કહી ઉઠશે કે જો મેં રસુલોનો માર્ગ
ગ્રહણ કર્યો હોત તો કેવું સારૂં થાત!
૨૮. હાય અફસોસ, જો મેં ફલાણાને મિત્ર બનાવ્યો ન હોત
તો કેવું સારૂં થાત!
૨૯. ખચીતજ તેણે મને બોધ મળી ચુકયા બાદ તેનાથી ભમાવી
મૂકયો; અને શેતાન છેજ ઇન્સાનની સ્હાય છોડી દેનારો.
૩૦. અને (તે વખતે) રસુલ ફરમાવશે કે હે મારા પરવરદિગાર!
નિસંશય મારી કોમે આ કુરઆનને તદ્દન ત્યાગી દીધું હતું.
૩૧. અને આવી રીતે અમે દરેક નબી માટે ગુન્હેગારોમાંથી
એકેકો દુશ્મન બનાવતા આવ્યા છીએ; અને તારો પરવરદિગારજ હિદાયત

અને સ્હાય માટે પુરતો છે.

૩૨. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ કહે છે કે તેના ઉપર આખું કુરઆન એકી વખતમાં કેમ ઉતારવામાં ન આવ્યું ? આ એ માટે (નથી કરવામાં આવ્યું) કે અમે તે દ્વારા તારા મનને દ્રઢ કરીએ, અને અમોએ તેને જરૂર પડતાં રહી રહીને વાંચી સંભળાવ્યું છે.

૩૩. અને આ લોકો જે પણ (દલીલ) દાખલો તારી પાસે લાવે છે તેનો અમે યોગ્ય અને સર્વોત્તમ ખુલાસાવાર જવાબ પુરો પાડી દઇએ છીએ.

૩૪. જે લોકો તેમના ઉંધા મોઢે જહન્નમ તરફ ભેગાં કરી હુંકારવામાં આવશે, તેઓજ બૂરા મકાનમાં (રહેનારા) અને સૌથી વધુ સન્માર્ગથી રખડી ગએલા હશે.

રૂકુઅ ૪ ૩૫. અને નિસંશય અમોએ મુસાને કિતાબ (તૌરેત) આપી હતી અને તેના ભાઈ હારૂનને તેનો પ્રધાન નીમ્યો હતો.

૩૬. પછી અમોએ આજ્ઞા કરી કે તમે બન્ને તે લોકો પાસે જાઓ કે જેમણે અમારી આયતો જુઠલાવી છે; પછી અમોએ તે (લોક)ઓનો સંપુર્ણ નાશ કરી નાખ્યો.

૩૭. અને નૂહની કોમ—જે વેળા તેમણે રસુલોને જુઠલાવ્યા તો અમોએ તેમને ડુબાડી દીધા અને લોકો માટે તેમને ધડારૂપ બનાવ્યા; અને અમોએ જુલમગાર લોકો માટે દુઃખદાયક અઝાબ તૈયાર કર્યો છે.

૩૮. અને (એવીજ રીતે) આદ, સમુદ અને રસ્સવાળાઓને[1] અને તેમની વચ્ચે(ના કાળમાં) થઈ ગએલી ઘણીએ પેઢીઓનો પણ (નાશ કર્યો).

૩૯. અને દરેકને અમોએ દ્રષ્ટાંત આપી સમજાવ્યા હતા, અને અમોએ સર્વેનો સદંતર નાશ કરી નાખ્યો.

૪૦. અને ખચીતજ આ લોકો તે વસ્તી પાસેથી પણ પસાર થઈ ચુકયા છે કે જેનાપર (પત્થરોની) ખરાબ વૃષ્ટિ વરસાવવામાં આવી

---

૧ રસ્સનો અર્થ ખંદક અથવા ખાઇ થાય છે. લોકોએ એક ખાઇ ખોદી તેમાં આગ સળગાવી હતી અને જે લોકો મૂર્તિપૂજા કરવાને ના પાડતા તેમને તેમાં નાખી દેતા; પણ આ લોકો કયા પયગમ્બરના ઝમાનામાં અને કયાં હતા તે વિષે મતભેદ છે.

હતી; તો પણ શું આ (લોકો) તેને (ધડાની નજરે) જોતા નહિ હોય? નહિ, બલ્કે (વાત એમ છે કે) તે(લોક)ઓ પુન: સજીવન થવાની આશાજ રાખતા નથી.

૪૧. અને જે વેળા આ (લોકો) તને જુએ છે ત્યારે તારી મશ્કરી ઉડાડે છે; (અને કહે છે કે) શું આ એજ છે કે જેને અલ્લાહે રસુલ બનાવી મોકલ્યો છે?

૪૨. (અરે!) તેણે તો અમને આપણા ખુદાઓથી ફેરવી નાખ્યા હોત, અગર અમે તેમની (ઈબાદત) પર ધીરજ ધરી તટસ્થ રહેતે નહિ; પણ આગળ જતાં જ્યારે તેઓ અઝાબ નિહાળશે ત્યારે જાણી લેશે કે વધારે આડે માર્ગે ગએલા કોણ છે.

૪૩. શું તેં તેને જોયો કે જેણે પોતાની મનોવાસનાને પોતાનો ખુદા બનાવી રાખ્યો છે, તો શું તું તેનો નિગેહબાન થઈ શકે છે?

૪૪. અથવા તું એમ ધારે છે કે તેમનામાંથી કેટલાકો સાંભળે કે સમજે છે? (અરે!) એ તો પશુઓ સરીખા છે, બલ્કે તે કરતાંય વધારે આડે માર્ગે ગએલા.

૪૫. શું તેં આ નથી જોયું કે તારા પરવરદિગારે કેવી રીતે છાંયડો ફેલાવી દીધો છે? અગર તે ચાહતે તો ખચીતજ તેને (એક સ્થળે) સ્થીર કરી દેતે; પછી અમોએ સૂર્યને તે(છાયા)નું દેખીતું કારણ બનાવ્યું. રૂકુઅ ૫

૪૬. પછી તેને અમે અમારી તરફ સહેલાઇથી ધીમે ધીમે ખેંચી લઇએ છીએ.

૪૭. અને તે એજ છે જેણે રાત્રીને તમારા કાજે પડદો બનાવી છે અને નિદ્રાને રાહત, અને દિવસને ફરીથી ઉઠવા બેસવા (કે હરવા ફરવા) માટે બનાવ્યો છે.

૪૮. અને તે એજ છે જે પોતાની રહેમત (વૃષ્ટિ) પહેલાં ખુશખબર આપવા માટે પવન મોકલે છે, અને અમે આકાશમાંથી નિર્મળ પાણી ઉતારીયે છીએ:

૪૯. કે તે(પાણી)ના પ્રતાપે મરિએલ ભૂમીને સજીવન કરી

દઈએ, અને (વળી) એ માટે કે જે જનાવરો તથા માણસો અમોએ પેદા કર્યાં છે તેમાંથી ઘણાંખરાઓને તે પાણી પાઈએ.

૫૦. અને ખરેજ અમોએ આ (બીના)ને લોકોમાં વારંવાર વર્ણવી છે કે જેથી તેઓ યાદ રાખે, પરંતુ ઘણાંખરા લોકોએ ઈન્કાર કરવા સિવાય કોઈ વાત માની નહિ.

૫૧. અને જો અમે ચાહતે તો દરેકે દરેક વસ્તીમાં એકેકો ડરાવનારો (પયગમ્બર) ઉભો કરી દેતે.

૫૨. માટે તું ઈમાન નહિ લાવનારાઓનું કહેવું હરગીઝ ન માન, અને તે (કુરઆનની સચોટ દલીલો) વડે તેમનાથી જેહાદ (વાદવિવાદ) કરવા જોગ જેહાદ કર.

૫૩. અને તે એજ છે જેણે બે સમુદ્રો એક બીજાથી જોડી દીધા છે, એક તો મીઠું પાણી કે જે તરસ મટાડનાર છે, અને બીજું ખારૂં ખરાબ સ્વાદવાળું છે; અને તે બન્નેની વચ્ચે એક બંધ અને ઓળંગી ન શકાય એવો તટ બનાવ્યો છે.

૫૪. અને તે એજ છે જેણે મનુષ્યને (વીર્યના) પાણીમાંથી પેદા કર્યો, પછી તેને વંશ (ઓલાદ) અને સગપણ (વહુ જમાઇ વગેરે) ધરાવનાર બનાવી દીધો; અને તારો પરવરદિગાર (સઘળી વાતો પર) સંપુર્ણ કાબુ ધરાવનારો છે.

૫૫. અને તેઓ અલ્લાહને છોડી તેમને પૂજે છે કે જેઓ ન તેમને નફો પહોંચાડે છે ન નુકસાન; અને નાસ્તિકો પોતાના માલિક વિરૂદ્ધ એક બીજાને પુષ્ટી આપનારા છે.

૫૬. અને અમોએ તને (અમસ્થો) નથી મોકલ્યો, પણ ખુશખબર આપનાર તથા ડરાવનાર બનાવીને (મોકલ્યો છે.)

૫૭. (હે રસુલ!) તું કહે કે હું તો તમારી પાસે તે (સંદેશો પહોંચાડવા)નું કાંઈ મહેનતાણું માગતો નથી, સિવાય એ કે જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો માર્ગ ધારણ કરે.

૫૮. અને તું તે અમર અલ્લાહ પર આસ્થા રાખ કે જેને મૃત્યુ (આવનારજ) નથી અને તેના ગુણગાનની તસ્બીહ પઢ; અને એજ

પોતાના બંદાઓના ગુન્હાઓથી પુરતો વાકેફ છે:

૫૯. જેણે આકાશો, પૃથ્વી અને તેમની વચ્ચે જે કાંઈ છે તે (સઘળુ) છ દિવસમાં સરજ્યું, પછી અર્ષ ઉપર પોતાની સત્તા જમાવી; રહેમાન (દયાળુ અલ્લાહ) એજ છે, માટે તેને લગતી હકીકત કોઈ જાણકારને પૂછી લે.

૬૦. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે રહેમાનને સિજદો કરો ત્યારે તેઓ કહે છે કે રહેમાન છે કઈ વસ્તુ? શું અમે તેને સિજદો કરીએ કે જેના વિષે તું અમને હુકમ કરે છે? અને આ વાતે તેમના તિરસ્કારમાં વધુ વધારો કરી મુકયો છે.

૬૧. મોટી બરકતવાળો છે તે જેણે આકાશમાં (બાર) બુર્જો રૂકુઅ ૬
(નક્ષત્રો) નિર્માણ કર્યા, અને તેમાં એક દીવો (સુર્ય) અને પ્રકાશ આપનાર એક ચંદ્ર બનાવ્યો.

૬૨. અને તે એજ છે જેણે રાત્રી તથા દિવસને તે શખસ માટે કે જે બોધ ગ્રહણ કરવા કે આભાર માનવા ચાહે વારા ફરતી આવનાર બનાવ્યા છે.

૬૩. રહેમાન (અલ્લાહ)ના એવા પણ ખાસ બંદા છે[1] કે જેઓ ભૂમિ પર ધીમે પગલે ચાલે છે, અને જ્યારે અજ્ઞાન લોકો તેમને સંબોધે છે ત્યારે કહે છે કે તમારા પર સલામ.

૬૪. અને જેઓ રાત્રીને પોતાના પરવરદિગારની હજુરમાં સિજદો કરતા તથા બંદગીમાં ઉભા ઉભા પસાર કરે છે.

૬૫. અને જેઓ આ કહે છે કે હે અમારા પરવરદિગાર! અમારા પરથી જહન્નમનો અઝાબ દૂર કરી દે, નિસંશય તેનો અઝાબ હમેશા ટકી રહેનારો છે.

૬૬. બેશક તે થોડા (વખત) કે હમેશ માટે રહેવાને ઘણીજ બૂરી જગ્યા છે.

૬૭. અને તેઓ જ્યારે કાંઇ ખરચ કરે છે તો ન ઉડાઉપણે ખરચે

---

૧ આ અને આની પછીની આયતોમાં અલ્લાહે જેમને 'રહેમાનના બંદાઓ' તરીકે ઓળખાવી જે વર્ણન કર્યું છે તે તેના ખાસ નિકટના રહેમાની સીફત ધરાવનાર બંદાઓનું છે; જેઓ સંતોષિ અને નમ્ર છે, અને અજ્ઞાન લોકો તેમની સાથે ઝગડો કરતા આવે છે ત્યારે તેમને શાંતીથી અને નમ્રતાપૂર્વક ટાળી દે છે.

છે અને ન કંજુસાઈથી, બલ્કે તેમનું દાન મધ્યમસરનું હોય છે.

૬૮. અને તેઓ અલ્લાહુની સાથે બીજા કોઈને પોકારતા નથી, અને એવા કોઈપણ જીવને કે જેનું કતલ કરવું અલ્લાહે હરામ કર્યું છે—વિના ગુન્હાએ કતલ કરતા નથી, અને ન વ્યભિચાર કરે છે; અને જે કોઇ એવું કૃત્ય કરશે તો તેનો યોગ્ય બદલો તે અવશ્ય પામશે.

૬૯. કયામતના દિવસે તેનો અઝાબ તેના માટે બમણો કરી દેવામાં આવશે, અને તે હમેશને માટે ઝલીલ થઈ તેમાંજ રહેશે:

૭૦. સિવાય કે જે તોબા કરે અને ઈમાન લઈ આવે અને સત્કાર્યો કરે, તો પછી તેઓજ તે છે કે જેમની બદીઓ અલ્લાહ નેકીઓથી બદલી નાખશે; અને અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયાળુ છે.

૭૧. અને જે શખસ તોબા કરે તથા સત્કાર્યો કરે તો નિસંશય તે અલ્લાહુની તરફ યોગ્ય (રીતે) રજુ થાય છે.

૭૨. અને જેઓ ખોટી શાક્ષી (કદી પણ) પુરતા નથી, અને જ્યારે કોઇ વ્યર્થ વસ્તુ પાસેથી પસાર થાય છે ત્યારે બુઝુર્ગીની છટાથી પસાર થાય છે.

૭૩. અને તેઓ જ્યારે તેમને તેમના પરવરદિગારની આયતો દ્વારા બોધ આપવામાં આવે છે તો તેના પર બહેરા અને આંધળા બની તૂટી પડતા નથી (બલ્કે લક્ષ દઇ સાંભળે છે).

૭૪. અને તેઓ કે જેઓ આ અરજ કરે છે કે હે અમારા પરવરદિગાર! અમને અમારી પત્નીઓ તરફથી તથા અમારી ઓલાદો તરફથી આંખોમાં ટાઢક અર્પણ કર, અને અમને પરહેઝગારોના આગેવાન બનાવી દે.

૭૫. આ એજ (લોકો) છે કે જેમને તેમની ધીરજ ધરવાના કારણે ઉચ્ચ સ્થાન આપવામાં આવશે, અને દરેક મુલાકાત વખતે તેમને ધન્યવાદ તથા સલામનો આવકાર આપવામાં આવશે:

૭૬. હમેશ માટે તેમાંજ રહેશે; તે કેવું ઉત્તમ વિશ્રાંતિસ્થાન અને હમેશનું રહેઠાણ હશે!

૭૭. (હે રસુલ!) તું કહે કે જો તમે દુઆ માગતા ન રહેતે તો

મારો પરવરદિગાર તમારી કાંઇજ પરવાહ કરતે નહિ, હુવે ખચીતજ તમોએ જુઠલાવ્યું છે, માટે આગળ જતાં આ (જુઠાણા)નું પરિણામ (તમારા પંર) કાયમનું આવી પડશે.

---

## પ્રકરણ ૨૬ મું.

## સુરતુસ્ શોઅરા

## કવિઓ.

મક્કામાં ઉતરેલી જેની ૨૨૭ આયતો અને ૧૧ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. તા સીન મીમ. રૂકુઅ ૧

૨. આ પ્રત્યક્ષ કિતાબ (કુરઆન)ની આયતો છે.

૩. તેઓ મોમીન કેમ નથી થતા તે વાત(ની ચિંતા)માં કદાચને તું તારા પ્રાણનો ઘાત કરી બેસશે.

૪, જો અમે ચાહીએ તો આકાશ પરથી તેમના ઉપર એવી નિશાનીઓ ઉતારી દઇએ કે તેની સામે તેમની ગરદનો ઝુકેલીજ રહે.

૫. અને તેમના તરફ દયાળુ (અલ્લાહ)ની એવી કોઈ તાજી નસીહત નથી આવતી કે જેનાથી તેઓ મોઢું ફેરવી લેતા ન હોય.

૬. ખચીતજ આ પુરવાર થઇ ચૂકયું છે કે તેમણે (સત્યને) જુઠલાવ્યું છે, માટે નજીકમાંજ જે વસ્તુની તેઓ હાંસી ઉડાવ્યા કરતા હતા તેની ખબરો તેમની પાસે આવી જશે.

૭. શું તેમણે પૃથ્વી તરફ નથી નિહાળ્યું કે અમે તેમાં કેટલા

પ્રકારની ઉમદા ઉમદા વસ્તુઓ ઉગાડી દઇએ છીએ.

૮. બેશક તેમાં (કુદરતની મહાન) નિશાની મોજુદ છે; પરંતુ તેઓમાંથી ઘણાં ખરા ઈમાન લાવનારા નથી.

૯. અને બેશક તારો પરવરદિગાર એજ છે જે (દરેક વસ્તુપર) સમર્થ (અને) દયાળુ છે.

રુકુઅ ૨ ૧૦. અને જે વખતે તારા પરવરદિગારે મુસાને પોકાર્યો કે તું જુલમગાર કોમ તરફ જા:

૧૧. (અર્થાત) ફિરઔનની કોમ (તરફ); શું તેઓ (અમારા અઝાબથી) ડરતા નથી?

૧૨. તેણે અરજ કરી કે હે મારા પરવરદિગાર! મને ભય છે કે તેઓ મને જુઠલાવશે:

૧૩. અને મારી છાતી સંકોચાય (યાને મારી હિંમત ન ચાલે) અને મારી જીભ સ્પષ્ટ બોલી ન શકે, માટે તું હારૂનને (રસુલ બનાવી) મોકલ.

૧૪. વળી મારા માથે તેમનો એક અપરાધ પણ છે, જેથી હું બીઉં છું કે તેઓ મને મારી નાખે.

૧૫. ફરમાવ્યું, ના, ના (હરગીઝ એમ નહિ બને); તમે બન્ને અમારી નિશાનીઓ લઈને જાઓ, નિસંશય અમે તમારી સાથેજ (રહી દરેક વાત) સાંભળનાર છીએ.

૧૬. હવે તમે બન્ને ફિરઔન પાસે જાઓ, અને (તેને) કહો કે નિસંશય અમે સઘળી દુનિયાવાળાઓના પરવરદિગારના રસુલ છીએ:

૧૭. (અને કહો) કે તું બની ઇસરાઇલને અમારી સાથે મોકલી દે.

૧૮. (ફિરઔને) કહ્યું, શું અમોએ તને અમારા (ઘર)માં બાળકની જેમ પાળ્યો ન હતો, અને તું તારી જીંદગીમાં કેટલાક વર્ષો અહીં રહ્યો સહ્યો ન હતો?

૧૯. અને તેં એવા કૃત્યો કર્યાં કે જે કાંઈ કર્યાં તે કર્યાં, અને તું અનુપકારી (પુરવાર) થયો.

૨૦. (મુસાએ) ફરમાવ્યું, એ (કૃત્ય) તો મેં તે વેળા કર્યું હતું

કે જ્યારે મને સીધો માર્ગ સૂજતો ન હતો.

૨૧. (પણ) પછી જ્યારે તમારી બીક લાગી ત્યારે હું તમારામાંથી નાસી ગયો, પછી મારા પરવરદિગારે મને સદ્બુદ્ધિ અર્પણ કરી અને મને રસુલો માંહેનો (એક રસુલ) બનાવ્યો.

૨૨. અને તે ઉપકાર કે જેનો તું મારા પર ભાર રાખે છે તે શું આ છે કે તેં બની ઇસિરાઇલિને (તારા) ગુલામ બનાવી રાખ્યા છે?

૨૩. ફિરઔને કહ્યું, સઘળી દુનિયાવાળાઓનો પરવરદિગાર તે વળી શું છે?

૨૪. (મુસાએ) કહ્યું કે આકાશો તથા પૃથ્વી અને તે બન્નેની વચ્ચે જે કાંઇ છે તે (સઘળા)નો તે પાલનહાર છે; અગર તમને વિશ્વાસ હોય તો (માનો).

૨૫. (ફિરઔને) પોતાની આજુબાજુવાળા (દરબારી)ઓને કહ્યું, શું તમે સાંભળતા નથી?

૨૬. (મુસાએ) કહ્યું કે તમારો પરવરદિગાર અને તમારા આગલા બાપદાદાઓનો પરવરદિગાર પણ (એજ છે).

૨૭. (ફિરઔને) કહ્યું કે (હે લોકો!) ખચીતજ તમારો આ રસુલ કે જે તમારા તરફ મોકલવામાં આવ્યો છે તે દીવાનો છે.

૨૮. (મુસાએ) કહ્યું કે પૂર્વ તથા પશ્ચિમ અને જે કાંઇ તે બન્નેની વચ્ચે છે તે (સઘળા)નો પરવરદિગાર પણ (એજ છે); અગર તમે સમજ ધરાવતા હો તો (સમજો).

૨૯. (ફિરઔને) કહ્યું કે જો તેં મારા સિવાય બીજા કોઇને માઅબુદ બનાવ્યો તો હું ખચીતજ તને કેદીઓમાં દાખલ કરી દઇશ.

૩૦. (મુસાએ) ફરમાવ્યું કે જો હું તારી પાસે એક પ્રત્યક્ષ વસ્તુ લાવ્યો હોઉં તો પણ (બંદીવાન બનાવીશ)?

૩૧. (ફિરઔને) કહ્યું, અગર તું સાચો છે તો તે લાવ દેખાડ.

૩૨. આથી મુસાએ પોતાનો અસા (જમીન પર) ફેંકયો કે તે તરતજ એક દેખીતો અઝદહા બની ગયો:

૩૩. અને પોતાનો હાથ જેવો (બગલમાં નાખી પાછો) કાઢયો તેવોજ તે સઘળા જોનારાઓને સફેદ ચકચકતો દેખાયો.

રૂકુઅ ૩ ૩૪. (આથી ફિરઔન) પોતાની આજુબાજુના દરબારીઓ (પર દ્રષ્ટિ નાખીને) બોલ્યો, નિસંશય આ મહા પ્રવીણ જાદુગર છે:

૩૫. જે (એવું) ચાહે છે કે તમને તમારા દેશમાંથી પોતાના જાદુઈ બળ વડે કાઢી મૂકે, માટે (તેના સંબંધમાં) તમે શી સલાહ આપો છો?

૩૬. તેમણે કહ્યું કે તેને તથા તેના ભાઈને (થોડીક) મોહલત આપ, અને (તમામ) શહેરોમાં દાંડી પીટનારા મોકલ:

૩૭. કે જેથી તેઓ તારા માટે સઘળા પ્રવીણ જાદુગરો (ભેગા કરી) લાવે.

૩૮. આથી એક ઠરાવેલા દિવસના સમયે જાદુગરો ભેગા થયા:

૩૯. અને સર્વે લોકોને પણ કહી દેવામાં આવ્યું કે શું તમે લોકો પણ ભેગા થશો કે નહિ?

૪૦. કે કદાચને જાદુગરો પ્રબળતા પામે તો આપણે તેમનુંજ અનુકરણ કરીએ.

૪૧. પછી જ્યારે જાદુગરો (નકકી કરેલા સ્થળે) આવી ગયા ત્યારે તેમણે ફિરઔનને કહ્યું કે જો અમે પ્રબળતા મેળવીએ તો અમને કાંઈ બદલો પણ મળશે કે?

૪૨. તેણે કહ્યું, જરૂર (મળશે અને વળી) તમે (મારા) નજીકના બેસનારા પણ થઈ જશો.

૪૩. (પછી) મુસાએ તે (જાદુગરો)ને કહ્યું કે જે કાંઈ તમારે (જાદુના દાવ) નાખવા હોય તે નાખો.

૪૪. જેથી તેમણે (જંતર મંતર પઢી) પોતાની દોરડીઓ તથા લાકડીઓ (વગેરે) નાખીને કહ્યું કે ફિરઔનની ઇઝઝતની કસમ! અમે જરૂર પ્રબળતા પામીશું.

૪૫. પછી મુસાએ પણ પોતાની લાઠી નાખી (તો લોકો) જુએ છે શું! તેમણે જે ઢોંગ ધતુરા બનાવ્યા હતા તે સઘળાને તે (લાઠી

અજગર બની) ગળી જાય છે.

૪૬. આથી (તમામ) જાદુગરો (આવેશમાં આવી) સિજદામાં પડયા:

૪૭. અને કહેવા લાગ્યા કે અમે સઘળી દુનિયાઓના પરવરદિગાર પર ઈમાન લાવ્યા:

૪૮. (યાને) મુસા તથા હારૂનના પરવરદિગાર પર.

૪૯. (ફિરઔને) કહ્યું કે શું હું તમને રજા આપું તે પહેલાંજ તમે તેના પર ઈમાન લઈ આવ્યા? નિસંદેહ એ તમારો ગુરૂ છે કે જેણે તમને જાદુ શીખવ્યો છે, પણ ખરેજ આગળ જતાં તમને જણાઈ આવશે (કે તેમ કરવાની શી સજા છે); હું તમારા ઉલટા સુલ્ટા હાથ પગ અવશ્ય કાપી નાખીશ, અને (પછી) તમો સર્વેને ખચીતજ ફાંસીએ ચઢાવીશ.

૫૦. તેમણે કહ્યું, કાંઈ પરવાહ નહિ; નિસંશય અમે અમારા પરવરદિગાર તરફજ રજુ થઈએ છીએ.

૫૧. અમે નિસંશય એવી આશા રાખીએ છીએ કે અમારો પરવરદિગાર અમારા ગુન્હા માફ કરી દેશે, (કારણ કે તમો સર્વેમાં) અમેજ પહેલા ઈમાન લાવનારા છીએ.

૫૨. અને અમોએ મુસાને વહી કરી કે તું મારા બંદાઓને રૂકુઅ
(અહીંથી) કાઢી લઈ જા, (કારણ કે) તમારી પૂઠ જરૂર પકડવામાં ૪
આવશે.

૫૩. પછી ફિરઔને (લશ્કર ભેગું કરવાના વિચારે) શહેરોમાં દાંડી પીટનારા મોકલ્યા.

૫૪. (અને કહેવડાવી મોકલ્યું કે) નિસંશય તે(મુસા)નું આ ટોળું તો (ઘણુંજ) નાનું છે:

૫૫. અને વળી એ લોકોએ આપણને સખત ક્રોધાયમાન કર્યા છે:

૫૬. અને આપણે તો સઘળાને સઘળાજ હથિયારબંધ છીએ (માટે તમે પણ આવો કે જેથી આપણે સઘળા સાથે મળી તેમની પૂઠ પકડીએ).

૫૭. સારાંશ કે આવી રીતે અમોએ તેમને બગીચા તથા ઝરણાંઓ માંથી બહાર કાઢ્યા:

૫૮. અને ખજાના તથા રળિઆમણાં મકાનોમાંથી પણ:

૫૯. (આખરે) એમજ થયું; અને અમોએ બની ઇસરાઇલને તે (સર્વે વસ્તુઓ)ના વારસ બનાવ્યા.

૬૦. પછી સૂર્યોદય થતાં થતાં તે (ફિરઔની)ઓએ તેમની પૂઠ પકડી.

૬૧. પછી જ્યારે બન્ને ટોળાંઓએ એકમેકને દીઠા ત્યારે મુસાના સાથીઓ (ભયભીત બની) બોલી ઉઠયા કે (હાય!) ખરેજ આપણા પર (શત્રુઓ) આવી પહોંચ્યા.

૬૨. (મુસાએ) ફરમાવ્યું, હરગીઝ તેમ નહિ થાય, નિસંશય મારો પરવરદિગાર મારી સાથે છે, તે તરતજ મને (મુક્તિનો) માર્ગ દેખાડી દેશે.

૬૩. પછી અમોએ મુસાને વહી કરી કે તું તારી લાઠી સમુદ્ર પર માર; (જેથી લાઠી મારતાંજ) તે ફાટી ગયો અને તેનો દરેક ભાગ એક મોટા પહાડ જેવો બની ગયો.

૬૪. અને બીજાઓને (યાને ફિરઔનીઓને) અમોએ ત્યાંજ પાસે કરી દીધા.

૬૫. અને અમોએ મુસાને તથા જેઓ તેની સાથે હતા તે સઘળાઓને બચાવી લીધા.

૬૬. પછી બીજાઓને અમોએ ડુબાડી દીધા.

૬૭. નિસંશય એમાં નિશાની મોજુદ છે; જોકે તે (મુસાની કોમ)માંથી ઘણુંાંખરા ઇમાન લાવનારા ન હતા.

૬૮. અને બેશક તારો પરવરદિગાર એજ છે જે સમર્થ (અને) દયાળુ છે.

રૂકુઅ ૬૯. અને (હે રસુલ!) તું તેમને ઇબ્રાહીમની ખબર વાંચી
૫ સંભળાવ.

૭૦. જ્યારે તેણે પોતાના બાપ તથા પોતાની કોમને કહ્યું કે તમે કઈ વસ્તુની પૂજા કરો છો?

૭૧. તેમણે કહ્યું, અમે તો મૂર્તિઓની પૂજા કર્યા કરીએ છીએ, અને તેમનાજ પૂજારી બનેલા રહીશું.

૭૨. ફરમાવ્યું, જ્યારે તમે તે (મૂર્તિ)ઓને પોકારો છો ત્યારે શું તેઓ તમારૂં (કાંઈ) સાંભળે પણ છે કે?

૭૩. અથવા તમને (કાંઈ) લાભ કે હાનિ પહોંચાડે છે?

૭૪. તેમણે કહ્યું, (એવું તો કાંઇ નથી) પણ અમોએ અમારા બાપ-દાદાઓને તેમ કરતા જોયા છે.

૭૫. ફરમાવ્યું, તમોએ વિચાર પણ કર્યો કે તમે કઈ વસ્તુની પૂજા કરો છો:

૭૬. તમે અને તમારા આગલા બાપદાદાઓ પણ?

૭૭. બસ, એજ તો મારા ખરેખરા દુશ્મન છે, સિવાય કે તે જગતનો પાલનહાર (મારો સાચો મિત્ર છે):

૭૮. જેણે મને પેદા કર્યો, અને એજ મને સન્માર્ગ દેખાડશે:

૭૯. અને એજ મને ખાવાનું ખવડાવે છે અને મને પાણી પીવડાવે છે:

૮૦. અને જ્યારે હું માંદો પડુ છું ત્યારે તે મને સાજો કરે છે:

૮૧. અને તે એજ છે જે મને મૃત્યુ આપશે, પછી મને પુનઃ સજીવન કરશે:

૮૨. અને તે એજ છે કે જેનાથી હું આશા રાખું છું કે તે ન્યાયના દિવસે મારા ગુન્હા માફ કરી દેશે.

૮૩. હે મારા પરવરદિગાર! મને સદ્‌બુદ્ધિ અર્પણ કર, અને મને સદાચારીઓમાં ભેળવી દે:

૮૪. અને હવે પછી આવનારા લોકોમાં મારી સત્યવાદી તરીકેની યાદ કાયમ રહે એમ કર:

૮૫. અને મને નેઅમતોવાળી જન્નતોના વારસો માંહેનો બનાવ:

૮૬. અને મારા બાપના ગુન્હા માફ કરી દે, બેશક તે ગુમરાહો માંહેનો છે:

૮૭. અને જે દિવસે લોકોને (કબરોમાંથી) પુનઃ ઉઠાડવામાં આવે

તે દિવસે મને ફજેત ન કરજે:

૮૮. જે દિવસે ન સંપતિ કોઇને લાભ પહોંચાડશે ન સંતતિ:

૮૯. સિવાય કે જેઓ નિર્મળ મન લઇને અલ્લાહની હજુરમાં આવશે.

૯૦. અને સ્વર્ગ પરહેઝગારોની (તદ્દન) પાસે કરી દેવામાં આવશે:

૯૧. અને જહન્નમ ગુમરાહોની સામે ખુલ્લી કરી નાખવામાં આવશે:

૯૨. અને તેમને કહેવામાં આવશે કે તમે જેની પૂજા કરતા હતા તેઓ હવે ક્યાં છે:

૯૩. અલ્લાહને છોડી; શું તેઓ તમારી કાંઈ મદદ કરી શકે છે, અથવા તેઓ પંડે પોતાને મદદ કરી શકે છે?

૯૪. પછી તે (સઘળા)ઓને તથા ગુમરાહ લોકોને તે (જહન્નમ)માં ઉંધે મોઢે નાખી દેવામાં આવશે:

૯૫. અને ઇબ્લીસનું આખું લશ્કર પણ.

૯૬. અને જ્યારે તેઓ જહન્નમમાં ઝગડો કરતા હશે ત્યારે (પોતાના માઅબુદોને) કહેશે કે:

૯૭. અલ્લાહની કસમ! અમે ખરેજ ખુલ્લી ગુમરાહીમાં હતા:

૯૮. જ્યારે કે અમે તમને દુનિયાઓના પરવરદિગારની બરાબર ગણતા હતા.

૯૯. અને અમને આ ગુન્હેગારો સિવાય બીજા કોઇએ ઉંધે માર્ગે દોર્યા ન હતા.

૧૦૦. જેથી (હવે) અમારો ન કોઈ ભલામણ કરનારો છે:

૧૦૧. અને ન કોઈ ખરો મિત્ર.

૧૦૨. પણ અગર અમને (દુનિયામાં) એકવાર પાછું જવાનું મળે તો અમે જરૂર મોમીનો માંહેના થઇ જઇએ.

૧૦૩. બેશક આ (કિસ્સા)માં પણ નિશાની મોજુદ છે; જોકે તે (ઇબ્રાહીમની કોમ)માંથી પણ ઘણાંખરા ઇમાન લાવનારા ન હતા.

૧૦૪. અને બેશક તારો પરવરદિગાર એજ છે કે જે મહા બળવાન

(અને) દયાળુ છે.

૧૦૫. (અને એવીજ રીતે) નૂહની કોમે પણ પયગમ્બરોને જુઠલાવ્યા. રૂકુઅ ૬

૧૦૬. જે વેળા તેમના ભાઈબંધ નૂહે તેમને કહ્યું કે શું તમે (અલ્લાહથી) ડરતા નથી?

૧૦૭. નિસંશય! હું તમારા માટે એક વિશ્વાસપાત્ર પયગમ્બર છું:

૧૦૮. માટે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૦૯. અને હું તમારી પાસે આ (સંદેશો) પહોંચાડવાની કાંઈ મજુરી માગતો નથી, મારી મજુરી તો જગતના પાલનહારના માથે છે.

૧૧૦. માટે તમે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૧૧. તેઓ કહેવા લાગ્યા, શું અમે એવી હાલતમાં તારા પર ઈમાન લઈ આવીએ કે માત્ર નીચ વર્ગના લોકોએ (લાલચમાં સપડાઈ) તારૂં અનુકરણ કર્યું છે.

૧૧૨. (નૂહે) કહ્યું, તેઓ જે કાંઈ કરતા રહે છે તેની ખબર મને નથી.

૧૧૩. અગર તમે સમજતા હો તો (આ જાણી લો કે) તેમનો હિસાબ તો મારા પરવરદિગારનાજ માથે છે.

૧૧૪. અને હું તો મોમીનોનો ત્યાગ કરી દેનારો નથી.

૧૧૫. (બલ્કે) હું તો (અલ્લાહના અઝાબથી) એક ખુલ્લો ડરાવનારો છું.

૧૧૬. તેમણે કહ્યું કે હે નૂહ! અગર તું નહિ અટકે તો તને પત્થરો મારી જરૂર મારી નાખવામાં આવશે.

૧૧૭. (નૂહે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! નિસંશય મારી કોમે મને જુઠલાવ્યો છે.

૧૧૮. માટે તું મારી અને તેમની વચ્ચે યોગ્ય ફેંસલો કરી દે અને તું મને તથા ઈમાન લાવનારાઓ માંહેના જેઓ મારી સાથે છે તેમને બચાવી લે.

૧૧૯. આથી અમોએ તેને તથા તેની સાથે જેઓ તે ભરેલા વહાણમાં હતા તેમને બચાવી લીધા.

૧૨૦. પછી તે બાદ બાકી રહેલાઓને ડૂબાડી દીધા.

૧૨૧. નિસંશય એમાં પણ એક નિશાની છે; જોકે તે (નૂહની

કોમ) માંથી ઘણુંખરા ઈમાન લાવનારા ન હતા.

૧૨૨. અને બેશક તારો પરવરદિગાર એજ છે જે ઝબરદસ્ત (અને) દયાવાન છે.

રુકુઅ ૭ ૧૨૩. (એવીજ રીતે) આદના કબીલા(ના લોકો)એ પણ રસુલોને જુઠલાવ્યા.

૧૨૪. જ્યારે તેમના ભાઈબંધ હુદે તેમને કહ્યું કે શું તમે (અલ્લાહુથી) નથી ડરતા?

૧૨૫. બેશક હું તમારા માટે એક વિશ્વાસને પાત્ર રસુલ છું:

૧૨૬. માટે તમે અલ્લાહુથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૨૭. અને આ (સંદેશો) પહોંચાડવા બદલ હું તમારી પાસે કોઈ મજુરી માગતો નથી, મારી મજુરી તો જગતના પાલનહારના માથે છે.

૧૨૮. શું તમે (કીર્તિ માટે) દરેક ઉંચા સ્થળે નિશાનીઓ (ઉંચી ઉંચી ઈમારતો વગેરે) બાંધો છો? વ્યર્થ છે આ જે તમે કરો છો.

૧૨૯. અને મજબુત મજબુત કિલ્લા ચણો છો જાણે તમે અમર રહેનારા કેમ ન હો?

૧૩૦. અને જ્યારે તમે (કોઈના ઉપર) હાથ નાખો છો ત્યારે જુલમગારોની જેમ હાથ નાખો છો.

૧૩૧. માટે તમે અલ્લાહુથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૩૨. અને તમે તેનાથી ડરો કે જેણે તમારી સ્હાય એવી વસ્તુઓ વડે કરી છે કે જે તમે (સારી પેઠે) જાણો છો.

૧૩૩. તેણે પશુઓ તથા પુત્રો વડે તમારી સ્હાય કરી છે:

૧૩૪. અને બગીચાઓ તથા ઝરણાંઓથી પણ.

૧૩૫. નિસંશય હું તમારા માટે મહાન દિવસના અઝાબનો ભય રાખું છું.

૧૩૬. તેમણે કહ્યું કે ચાહે તું નસીહત કરે યા નસીહત કરનારાઓ માંહેનો ન થાય એ (સઘળું) અમારા માટે સમાન છે:

૧૩૭. આ તો આગલા લોકોની ટેવ (રૂઢી) છે:

૧૩૮. અને અમે અઝાબમાં સપડાનારા નથી.

૧૩૯. સારાંશ કે તેમણે તે (હુદ)ને (દરેક રીતે) જુઠલાવ્યો, જેથી અમોએ તેમનો નાશ કરી નાખ્યો; બેશક એમાં પણ એક નિશાની છે. જોકે તે (હુદની કોમ)માંથી ઘણાંખરા ઇમાન લાવનારા ન હતા.

૧૪૦. અને નિસંશય તારો પરવરદિગાર એજ છે જે જબરદસ્ત (અને) દયાવાન છે.

૧૪૧. (એવીજ રીતે) સમુદના કબીલા(ના લોકો)એ પણ રસુલોને જુઠલાવ્યા હતા. રૂકુ ૮

૧૪૨. જ્યારે કે તેમના ભાઇબંધ સાલેહે તેમને કહ્યું કે શું તમે (અલ્લાહુથી) નથી ડરતા?

૧૪૩. બેશક હું તમારા માટે એક વિશ્વાસને પાત્ર રસુલ છું:

૧૪૪. માટે તમે અલ્લાહુથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૪૫. અને હું તમારી પાસે તે (સંદેશો) પહોંચાડવા બદલ કાંઇ મહેનતાણું માગતો નથી, મારો બદલો તો જગતના પરવરદિગારના માથે છે.

૧૪૬. શું તમે અહીંની વસ્તુઓમાં નિર્ભય સ્થિતિમાં છોડી દેવામાં આવશો,

૧૪૭. (અર્થાત) બગીચા તથા નહેરોમાં,

૧૪૮. અને ખેતરોમાં તથા ખજુરીના વૃક્ષોમાં કે જેની કળીઓ નાજુક હોય છે?

૧૪૯. અને (અઝાબથી બચવા માટે તમારા) ચાતુર્ય વડે પહાડો કોરી (તેમાં) મકાનો બનાવો છો?

૧૫૦. માટે તમે અલ્લાહુથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૫૧. અને તે અત્યાચારીઓની આજ્ઞા ન માનો:

૧૫૨. કે જેઓ પૃથ્વીમાં ફસાદ કરતા રહે છે અને સુધારણા કરતા નથી.

૧૫૩. તેમણે કહ્યું કે સિવાય તેના બીજું કાંઇ નથી કે તારા પર જાદુ કરવામાં આવ્યો છે:

૧૫૪. (બાકી) તું અમારાજ જેવો એક માણસ છે, પણ જો તું સાચો હોય તો કોઇ નિશાની લઇ આવ.

૧૫૫. (સાલેહે) ફરમાવ્યું કે આ એક ઉંટણી (નિશાની તરીકે) છે,

પાણી પીવાનો એક ઠરાવેલો દિવસ તેના માટે છે, અને એક ઠરાવેલા દિવસનું પાણી તમો સર્વ માટે છે.

૧૫૬. અને (ખબરદાર!) તેને ઈજા પહોંચાડવાના હેતુથી અડકશો મા, નહિ તો તમને એક મહાન દિવસનો અઝાબ આવી પકડશે.

૧૫૭. છતાં તેમણે તે (ઉંટણી)ના ગુંઠણ કાપી નાખ્યા (અને) પછી પસ્તાવા લાગ્યા:

૧૫૮. પછી તેમને અઝાબે આવી પકડયા; બેશક એમાં પણ નિશાની છે; જોકે તે (સાલેહની કોમ) માંથી ઘણાંખરા ઈમાન લાવ્યા ન હતા.

૧૫૯. અને બેશક તારો પરવરદિગાર એજ છે જે ઝબરદસ્ત (અને) દયાવાન છે.

રૂકુઅ ૯ ૧૬૦ (એવીજ રીતે) લૂતની કોમે પણ રસુલોને જુઠલાવ્યા.

૧૬૧. જ્યારે કે તેમના ભાઈબંધ લૂતે તેમને કહ્યું કે શું તમે (અલ્લાહથી) નથી ડરતા?

૧૬૨. બેશક હું તમારા માટે એક વિશ્વાસને પાત્ર રસુલ છું.

૧૬૩. માટે તમે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૬૪. અને હું તમારી પાસે આ (સંદેશો) પહોંચાડવા બદલ કાંઈ મજુરી માગતો નથી, મારી મજુરી તો જગતના પાલનહારના માથે છે.

૧૬૫. શું તમે આખી સૃષ્ટિમાં (કેવળ) પુરૂષો પાસેજ જાઓ છો,

૧૬૬. અને તમારી સ્ત્રીઓને ત્યાગી દો છો કે જે તમારા માટે (તમારા) પરવરદિગારે પેદા કરી છે? બલ્કે વાત આ છે કે તમે હદ ઓળંગી જનારા લોકો છો.

૧૬૭. તેમણે કહ્યું કે હે લૂત! અગર તું (આવું કહેતાં) નહિ અટકે તો તું (અહીંથી) જરૂર હાંકી કાઢવામાં આવશે.

૧૬૮. (લુતે) કહ્યું, નિસંશય હું તમારા કૃત્યોને સખત (રીતે) ધિક્કારનારાઓ માંહેનો છું.

૧૬૯. હે મારા પરવરદિગાર! મને તથા મારા ઘરવાળાઓને આ લોકો જે કૃત્યો કરે છે તેનાથી બચાવી લે.

૧૭૦. જેથી અમોએ તેને તથા તેના ઘરવાળા સઘળાઓને બચાવી લીધા.

૧૭૧. સિવાય એક વૃધ્ધ સ્ત્રીના કે જે પાછળ રહી જનારાઓ માંહેની હતી.

૧૭૨. પછી અમોએ બીજાઓનો સદંતર નાશ કરી નાખ્યો.

૧૭૩. અને અમોએ તેમનાપર (પત્થરોનો) વરસાદ વરસાવ્યો; જે લોકો (અઝાબથી) ડરાવવામાં આવ્યા હતા તેમના ઉપર આ કેવો બુરો વરસાદ હતો?

૧૭૪. બેશક એમાં પણ એક નિશાની છે; જોકે તે (લૂતની કોમ)માંથી ઘણાંખરા ઈમાન લાવનારા ન હતા.

૧૭૫. અને બેશક તારો પરવરદિગાર એજ છે જે મહા બળવાન (અને) દયાળુ છે.

૧૭૬. (એવીજ રીતે) અયકાવાળા (વનવાસી)ઓએ પણ પયગમ્બરોને જુઠલાવ્યા. રુકુઅ ૧૦

૧૭૭. જ્યારે કે શોઅયબે તેમને કહ્યું કે શું તમે (અલ્લાહથી) નથી ડરતા?

૧૭૮. બેશક હું તમારા માટે એક વિશ્વાસને પાત્ર રસુલ છું:

૧૭૯. માટે તમે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞા માનો.

૧૮૦. અને હું તમારી પાસેથી આ (સંદેશો) પહોંચાડવા બદલ કાંઈ મહેનતાણું માગતો નથી, મારૂં મહેનતાણું તો જગતના પાલનહારના માથે છે.

૧૮૧. (હે લોકો!) તોલ માપ પૂરાં આપો, અને (બીજાઓને) ઓછું આપનારાઓ માંહેના ન થાઓ.

૧૮૨. અને સમતોલ ત્રાજવાં વડે જોખો.

૧૮૩. અને લોકોને તેમની વસ્તુઓમાં ઓછું ન આપો, અને પૃથ્વી પર ફસાદ ફેલાવતા ફરો નહિ.

૧૮૪. અને જેણે તમને તથા (તમારી) પહેલાંની મખ્લુક સર્જી છે તેનાથી ડરતા રહો.

૧૮૫. તેઓ બોલ્યા, (હે શોઅયબ!) તારા પર તો જાદુ કરી દેવામાં આવ્યો છે:

૧૮૬. અને તું તો અમારા જેવોજ એક માણુસ છે અને અમે તો તને જુઠાઓ માંહેનો સમજીએ છીએ.

૧૮૭. તથાપિ અગર તું સાચાઓ માંહેનો હોય તો અમારા પર આકાશનો એક કટકો તોડી પાડ.

૧૮૮. (શોઅયબે) ફરમાવ્યું, તમે જે કાંઈ કરો છો તે (સઘળા) થી મારો પરવરદિગાર સારી પેઠે વાકેફ છે.

૧૮૯. આ છતાં તે લોકોએ તેને જુઠલાવ્યો, જેથી તેમને (આગથી ભરેલી વાદળાંની) છાયાવાળા દિવસના અઝાબે આવી પકડયા; નિસંશય તે દિવસનો અઝાબ ઘણોજ મોટો હતો.

૧૯૦. નિસંશય તેમાં પણ એક નિશાની છે; જોકે તે (શોઅયબની કોમ)માંથી ઘણુંખરા ઇમાન લાવનારા ન હતા.

૧૯૧. અને બેશક તારો પરવરદિગાર એજ છે જે મહા બળવાન (અને) દયાળુ છે.

રૂકુઅ ૧૧ ૧૯૨. અને (હે રસુલ!) નિસંશય આ (કુરઆન પણ) સઘળી દુનિયાઓના પરવરદિગારનું ઉતારેલું છે.

૧૯૩. રૂહુલ અમીન (જીબ્રઇલ) એ તેને ઉતાર્યું છે:

૧૯૪. તારા હૃદયપર, કે તું ડરાવનારાઓ માંહેનો થઈ જાય:

૧૯૫. શુદ્ધ (સરળ) અરબી ભાષામાં.

૧૯૬. અને નિસંશય તે (નો ઉલ્લેખ) આગલી (આકાશી) કિતાબોમાં પણ મોજુદ છે.

૧૯૭. શું તેમના માટે આ એક (પુરતી) નિશાની નથી કે તે (કુરઆન) ને બની ઇસરાઇલના વિદ્વાનો પણ જાણે છે?

૧૯૮. અને જો અમોએ તેને કોઇ પરભાષિ ઇસમ પર ઉતાર્યું હોત:

૧૯૯. પછી તે તેમની સામે પઢતે તો પણ તેઓ તેના પર હરગીઝ ઈમાન લાવતે નહિ.

૨૦૦. એવી રીતે અમોએ ગુન્હેગારોના મનમાં આ (ઇન્કાર કરવાની) વાત ઠસાવી દીધી છે.

૨૦૧. જ્યાંસુધી તેઓ દુ:ખદાયક અઝાબ નહી જુએ ત્યાંસુધી

તેઓ ઈમાન નહિ લાવે:

૨૦૨. તે તો તેમને ઓચિંતો આવી પકડશે, અને તેમને તેનું ભાન વટીક હશે નહિ:

૨૦૩. તે વેળા તેઓ કહેશે કે શું અમને (થોડીક) મોહુલત આપવામાં આવશે?

૨૦૪. છતાં શું આ (લોકો) અમારો અઝાબ જલદી આવી પહોંચે એમ ઇચ્છે છે?

૨૦૫. શું તેં વિચાર્યું (નથી) કે જો અમે તેમને થોડાક વર્ષો સુધી (દુનિયામાં) સુખ ભોગવવા પણ દઇએ:

૨૦૬. પછી જેનો તેમને વાયદો કરવામાં આવ્યો છે તે તેમની પાસે આવી જાય:

૨૦૭. તો પણ જે વસ્તુઓથી તેઓ લાભ મેળવી ચૂકયા છે તે તેમના કાંઈ કામમાં નહિ આવે.

૨૦૮. અને અમોએ કોઈ પણ વસ્તી એવી બરબાદ નથી કરી કે જેમના માટે અમોએ ડરાવનારા મોકલ્યા ન હોય:

૨૦૯. ચેતવણી આપવા માટે; અને ખચીતજ અમે જુલમગાર ન હતા.

૨૧૦. અને આ (કુરઆન)ને શેતાનો ઉતારી લાવ્યા નથી.

૨૧૧. અને ન તેઓ (તેમ કરવાને) લાયક હતા, અને ન તેઓ (તેમ) કરી શકતા હતા.

૨૧૨. નિસંશય તેઓ તો આ (કુરઆન) સાંભળવાથી પણ દૂર રાખવામાં આવ્યા છે.

૨૧૩. માટે (હે રસુલ!) અલ્લાહના સાથે સાથે બીજા કોઈ માઅબુદને ન પોકાર, નહિ તો તું પણ તે લોકો માંહેનો થઈ જઈશ કે જેમને અઝાબ આપવામાં આવશે.

૨૧૪. અને (પ્રથમ) તારા નિકટના સગાંવહાલાઓને ડરાવ:

૨૧૫. અને મોમીનોમાંથી જેઓ તારા અનુયાયી છે તેમની સાથે નમ્રતાપૂર્વક વર્ત.

૨૧૬. પછી જો તેઓ તારી નાફરમાની કરે તો તું (સાફ સાફ) કહી દે કે જે કર્મો તમે કરો છો તેનાથી હું અળગો છું.

૨૧૭. અને તે ઝબરદસ્ત (અને) દયાળુ (અલ્લાહ) પર ભરોસો રાખ:

૨૧૮. જે તે વખતે તને નિહાળતો રહે છે કે જ્યારે તું (નમાઝ માટે) ઉભો રહે છે:

૨૧૯. અને સિજદા કરનારાઓ (ની જમાત) માં પણ તારી હીલચાલને (જોતો રહે છે).

૨૨૦. બેશક તે મોટો સાંભળનાર (અને) જાણનારો છે.

૨૨૧. શું હું તમને આ વાતની ખબર આપું કે શેતાનો કોના ઉપર ઉતરે છે?

૨૨૨. (સાંભળો) દરેક જુઠા (અને) પાપી પર ઉતરે છે:

૨૨૩. જેઓ (ફરિશ્તાઓની વાતો સાંભળવા) કાન ધરી રાખે છે, જોકે તેઓમાંના ઘણાંખરા જુઠા હોય છે.

૨૨૪. અને કવીઓનું અનુકરણ ગુમરાહ લોકોજ કર્યા કરે છે.

૨૨૫. શું તેં નથી દીઠું કે તેઓ દરેક ખીણ (યાને દરેક વિષયની કલ્પનામાં) માર્યા માર્યા ફરે છે:

૨૨૬. અને તેઓ જે કાંઇ મોઢેથી કહે છે તે (મુદ્દલ) કરતા નથી:

૨૨૭. સિવાય તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા, અને સારાં સારાં કામો કર્યાં, અને અલ્લાહની યાદ વધારે (પ્રમાણમાં) કરી, અને તેમના પર જુલમ કરવામાં આવ્યા બાદ (તેનો) યોગ્ય બદલો લીધો; અને નજીક (ના સમય) માંજ તે લોકો કે જેમણે જુલમ કર્યો છે આ જાણી લેશે કે તેઓ કઈ છેવટની જગ્યાએ પાછા ફરશે.

---

## પ્રકરણ ૨૭ મું.

## સુરતુન નમ્લ

## કીડી

**મક્કામાં ઉતરેલી જેની ૯૩ આયતો અને ૭ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. તા સીન, આ કુરઆન અને રોશન કિતાબની આયતો છે: રૂકુઅ ૧

૨. તે મોમીનો માટે હિદાયત અને ખુશખબર છે:

૩. કે જેઓ નમાઝ કાયમ કરે છે તથા ઝકાત આપે છે અને આખેરત (પરલોક) ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખે છે.

૪. બેશક જેઓ આખેરત પર વિશ્વાસ નથી રાખતા તેમના કર્મો અમોએ તેમના માટે શોભાયમાન કરી દીધા છે, જેથી તેઓ આંધળાઓની જેમ ભટકતા ફરે છે.

૫. તેઓ એજ છે કે જેમના માટે ખરાબ પ્રકારનો અઝાબ છે અને આખેરતમાં સૌથી વધુ હાનિ ભોગવનારા પણ તેઓજ હશે.

૬. અને (હે રસુલ!) નિસંશય આ કુરઆન હિકમત તથા જ્ઞાનના સાહેબ તરફથી તને મળ્યું છે.

૭. (તે સમયને યાદ કર) જ્યારે મુસાએ પોતાના ઘરવાળાંને કહ્યું કે નિસંશય મેં એક આગ જોઈ છે; (માટે જરા થોભો કે) તેની પાસેથી હું તમારા માટે કોઈ ખબર લઈ આવું, અથવા તો કોઈ બળતો અંગારો લાવું કે જેથી તમે તાપો.

૮. આથી જ્યારે મુસા તે (આગ)ની પાસે પહોંચ્યો તો તેને આકાશવાણી કરવામાં આવી કે ધન્ય છે તેને કે જે આગમાં છે અને જે તેની આસપાસ છે; અને અલ્લાહ સઘળી દુનિયાઓનો પાલનહાર, પાક અને નિરાળો છે.

૯. હે મુસા! નિસંશય હુંજ ઝબરદસ્ત હિકમતવાળો અલ્લાહ છું:

૧૦. અને તારી લાઠી (જમીન પર) ફેંક; પછી જ્યારે તે (લાઠી) ને એવી રીતે હાલતાં ચાલતાં નિહાળી કે જાણે તે એક (જીવતો)

સાપ છે ત્યારે તે મોઢું ફેરવીને નાઠો અને પાછા વળીને જોયું પણ નહિ; (અમોએ તેને સાદ કર્યો કે) હે મુસા! ડર ના; નિસંશય રસુલો મારી હજુરમાં ડરતા નથી :

૧૧ સિવાય કે જેણે (અજાણતામાં) કોઈ અન્યાય કર્યો હોય, પછી તે બદી કર્યા બાદ તેના બદલે નેકી કરે તો બેશક હું મોટો માફ કરનાર (અને) રહેમ કરનારો છું.

૧૨. અને તું તારો હાથ બગલમાં નાખ એટલે તે ખામી રહીત સફેદ (નુરાની) થઇને નીકળશે, આ (બે ચમત્કાર તે) નવ ચમત્કારો માંહેના છે કે જે તને આપીને ફિરઔન અને તેની કોમ તરફ મોકલવામાં આવ્યો છે; નિસંશય તેઓ બદકાર લોકો છે.

૧૩. પછી જયારે તેમની પાસે અમારી ખુલ્લી નિશાનીઓ પહોંચી ત્યારે તેમણે કહી દીધું કે આ તો ખુલ્લો જાદુ છે.

૧૪. અને તેમણે જુલમ તથા અભિમાનના કારણે તે મોજીઝા (ચમત્કાર)ઓનો ઈન્કાર કર્યો, જોકે તેમના અંતઃકરણ તેમની (સત્યતાની) ખાત્રી રાખતા હતા; તો (હે રસુલ!) જો કે ફસાદ કરનારાઓનું પરિણામ કેવું નીપજ્યું!

રૂકુઅ ૨ ૧૫. અને ખરેજ અમોએ દાઉદ તથા સુલયમાનને જ્ઞાન અર્પણ કર્યું હતું; અને તે બન્નેએ કહ્યું કે સર્વ ગુણગાન તે અલ્લાહને માટેજ યોગ્ય છે જેણે પોતાના મોમીન બંદાઓમાંથી ઘણાઓ ઉપર અમને શ્રેષ્ઠતા આપી છે.

૧૬. અને સુલયમાન દાઉદનો વારસ થયો અને કહ્યું કે હે લોકો! અમને (પશુ) પક્ષીઓની ભાષા શીખવવામાં આવી છે, અને અમને દરેક વસ્તુ (નેઅમત) આપવામાં આવી છે; નિસંશય એજ તો ખુલ્લી કૃપા છે.

૧૭. અને સુલયમાન માટે તેનું લશ્કર જીન્નાતો, ઈન્સાનો તથા પક્ષીઓમાંથી ભેગું કરવામાં આવ્યું હતું, જે સર્વે જુદા જુદા વર્ગવાર (તેની સામે) ઉભાં રાખવામાં આવતાં હતાં.

૧૮. અહીં સુધી કે જ્યારે તેઓ (એક દીવસે) કીડીઓની ખીણમાં પહોંચ્યા, ત્યારે એક કીડીએ કહ્યું કે હે કીડીઓ! તમે તમારા દરોમાં

ઘુસી જાઓ, ક્યાંય એમ ન થાય કે સુલયમાન તથા તેનું લશ્કર તમને કચડી નાખે, અને તેમને (તેની) જાણ વટીક થવા ન પામે.

૧૯. જેથી (સુલયમાન) તેની વાત પર સ્મિત કરી હસી પડયો, અને અરજ કરવા લાગ્યો કે હે મારા પરવરદિગાર! જે નેઅમતો તેં મારા ઉપર તથા મારા માબાપ ઉપર ઉતારી છે તેનો પાડ માનવાની મને પ્રેરણા આપ, અને (એવું પણ કર કે) હું કોઈ એવું સત્કાર્ય કરૂં કે જે તું પસંદ કરે, અને તારી દયાથી મને તારા સદાચારી બંદાઓમાં દાખલ કરી લે.

૨૦. અને (પછી) પક્ષીઓ (ના લશ્કર) ની હાજરી લીધી ત્યારે ફરમાવ્યું કે હું હુદહુદને કેમ જોતો નથી? શું તે ગેરહાજર માંહેનો છે?

૨૧. અગર તે મારી પાસે (પોતાની ગેરહાજરીનો) કોઇ સ્પષ્ટ પુરાવો નહિ લાવે તો હું ખચીતજ તેને સખત સજા કરીશ, અથવા તો તેને મારી નાખીશ.

૨૨. પછી કાંઈ ઝાઝો વખત થયો ન હતો કે તે (હુદહુદ આવી પહોંચ્યો અને) કહેવા લાગ્યો કે મને એ વાતની જાણ થવા પામી છે કે જેની જાણ (હજી સુધી) તને થવા પામી નથી, અને હું સબા (નામના) દેશમાંથી એક ખાત્રીપૂર્વકની ખબર તારા માટે લઇ આવ્યો છું.

૨૩. નિસંશય (ત્યાં) મેં એક (એવી) સ્ત્રી દીઠી કે જે ત્યાંનાં લોકોની પાદશાહ છે, અને તેણીને (દુનિયાની) દરેકે દરેક વસ્તુ પ્રાપ્ત થએલી છે, અને તેણીનું સિંહાસન પણ અત્યંત મોટું છે.

૨૪. મેં પંડે તેણીને તથા તેણીની કોમને અલ્લાહને મૂકી સુર્યને પૂજતાં જોયાં, અને શેતાને તેમના કૃત્યોને (તેમની નજરમાં) શોભા આપી દીધી છે અને તેમને તેણે સન્માર્ગથી ભમાવી દીધા છે; જેથી તેમને સન્માર્ગ મળતો નથી:

૨૫. (આ અજબ જેવું છે કે) તેઓ અલ્લાહને (શા માટે) સિજદો કરતા નથી કે જે આકાશો તથા પૃથ્વીની અદ્રષ્ય વસ્તુઓ પ્રકટ કરે છે, અને તમે (લોકો) જે કાંઈ સંતાડો છો તથા જે કાંઈ તમે જાહેર કરો છો તે (સઘળું) તે જાણે છે.

૨૬. અલ્લાહ, તેના સિવાય અન્ય કોઇ માઅબુદ નથી (અને) તે

મહાન સિંહાસનનો માલિક છે.

૨૭. (સુલયમાને) કહ્યું, અમે હમણાંજ જોઈ લઈશું કે તું સાચું બોલ્યો છે કે જુઠાઓ માંહેનો છે.

૨૮. મારો આ પત્ર લઇ જા અને તે તેમની તરફ નાખી દે, પછી જરા બાજુએ ખસી જોજે કે તેઓ શો (જવાબ) વાળે છે.

૨૯. (આ હુકમ મુજબ પત્ર નાખતાં બિલ્કીસ) બોલી ઉઠી, હે મારા દરબારીઓ! નિસંશય મારી તરફ એક માનવંત પત્ર ફેંકવામાં આવ્યો છે.

૩૦. બેશક તે સુલયમાન તરફથી આવેલો છે, અને તે (ના આરંભ) માં બિસ્મીલ્લા હિર્રહમા નિર્રહીમ લખ્યું છે (અને તે બાદ લખ્યું છે કે:)

૩૧. મારી સામે શીરજોરી કરો નહિ, અને મારી પાસે મુસલમાન બની ચાલ્યા આવો.

રૂકુઅ ૩ ૩૨. (વળી) કહ્યું, હે દરબારીઓ! મને (આ) મારી બાબતમાં સલાહ આપો, કારણ કે (તમે જાણો છોજ કે) જ્યાં સુધી તમે મારી હજુરમાં હો નહિ હું કોઈ પણ વાતનો નિર્ણય કરતી નથી.

૩૩. તેમણે કહ્યું કે અમે મહા શકિતવાન અને બળવાન લડવૈયા છીએ, છતાં જેવી તારી આજ્ઞા, માટે જે આજ્ઞા કરે તે વિચારીને કર.

૩૪. (બિલ્કીસે) કહ્યું કે નિસંશય જ્યારે બાદશાહો કોઈ વસ્તીમાં દાખલ થાય છે તો તેઓ તેનો નાશ કરી નાખે છે અને તેના આબરૂદાર રહેવાસીઓને ઝલીલ કરી નાખે છે, અને (કદાચને) આ લોકો પણ તેમ કરે.

૩૫. અને નિસંશય હું તો તેમની પાસે એક તોહફો (નજરાણું) મોકલનાર છું, પછી જોઉં છું કે સંદેશવાહકો (ત્યાંથી) કેવા સમાચાર લઇ પાછા ફરે છે.

૩૬. પછી જ્યારે (બિલ્કીસનો) તે (એલચી) સુલયમાન પાસે હાજર થયો ત્યારે (સુલયમાને) ફરમાવ્યું કે શું તમે માલ વડે મારી મદદ કરી (લોભાવવા) ચાહો છો, પણ અલ્લાહે મને જે કાંઈ અર્પણ કર્યું છે તે તમને જે કાંઇ આપ્યું છે તે કરતાં ઘણુંજ બેહતર છે, બલ્કે તમારી આ ભેટ તમનેજ મુબારક થાઓ.

૩૭. તેમની તરફ પાછો જા, (અને કહે કે) અમે તેમના પર ખચીતજ એવાં લશ્કર લઈને ચઢાઈ કરીશું કે જેમના મુકાબલાની તેમનામાં તાકાત હશે નહિ, અને અમે તેમને તે (દેશ)માંથી ઝલીલ કરીને કાઢી મુકીશું એવી સ્થિતિમાં કે તેઓ હિણાએલા થઇ જશે.

૩૮. (તે બાદ પુનઃ) ફરમાવ્યું, હે દરબારીઓ! તમારામાંથી કોણ એવું છે જે—(તેની કોમના લોકો) મારી પાસે આજ્ઞાધીન બની હાજર થાય તે પહેલાં—તે (બિલ્કીસ)નું સિંહાસન લઈ આવી હાજર કરે?

૩૯. (આ સાંભળી) જીન્નાતોમાંથી એક રાક્ષસ બોલ્યો કે તું તારા સ્થાનેથી ઉઠે (અર્થાત દરબાર બરખાસ્ત થાય) તે પહેલાં તે હું તારી પાસે લઈ આવીશ, અને તે (કામ) માટે હું નિસંશય સમર્થ અને વિશ્વાસને પાત્ર છું.

૪૦. અને તે શખસ કે જેને (આકાશી) કિતાબનું થોડુંક જ્ઞાન હતું તેણે અરજ કરી કે હું તે (સિંહાસન) તારી પલક ઝબકે તે અગાઉ લઇ આવીશ; સારાંશ કે જ્યારે તે (સુલયમાને તે સિંહાસન પોતાની) પાસે ગોઠવેલું દીઠું ત્યારે કહ્યું કે આ મારા પરવરદિગારની કૃપાથી (થયું) છે, અને આ એ માટે કે તે મને અજમાવે કે હું ઉપકાર માનનારો છું કે અનુપકારી; અને જે કોઈ (અલ્લાહનો) આભાર માને છે તો તે પોતાની જાત(ના ફાયદા)ને માટેજ આભાર માને છે, અને જે (કોઈ નેઅમતોની) કૃતઘ્નતા કરે છે તો નિસંશય મારો પરવરદિગાર બેપરવાહ (અને) ઉદાર છે.

૪૧. ફરમાવ્યું, તે (બિલ્કીસ)ના (ચાતુર્યની કસોટી કરવા) કાજે તેના સિંહાસનનો ઘાટ બદલી નાખો, જેથી અમે જોઇએ કે તેણી હિદાયતને પાત્ર છે કે પછી જેઓ હિદાયતને પાત્ર નથી તેઓ માંહેની છે;

૪૨. પછી જ્યારે તેણી (દરબારમાં) હાજર થઇ ત્યારે તેણીને કહેવામાં આવ્યું કે શું તારૂં પણ સિંહાસન આવું હતું? કહેવા લાગી કે લાગે છે તો એવુંજ, અને અમને આ પહેલાંજ (અલ્લાહની વહાદાનીયતનું) જ્ઞાન પ્રાપ્ત થઈ ચૂકયું હતું, અને બેશક અમે મુસલમાન હતાજ.

૪૩. અને અલ્લાહના સિવાય જે વસ્તુની તેણી પ્રાર્થના કર્યા કરતી હતી તેનાથી સુલયમાને તેણીને રોકી દીધી, કારણ કે તેણી નાસ્તિકોની કોમમાંથી હતી.

૪૪. તેણીને કહેવામાં આવ્યું કે આ મહેલમાં દાખલ થા, આથી જ્યારે તેણીએ તે (મહેલ) ને દેખ્યો તો તેને (પાણીનો) હોજ લાગ્યો અને પોતાની બન્ને પીંડળીઓ ઉઘાડી નાખી; (ત્યારે સુલયમાને) ફરમાવ્યું કે આ તો (શીશ) મહેલ છે જેની ફરસબંધીમાં પણ કાચ જડેલા છે; (બિલ્કીસ) અરજ કરવા લાગી કે હે મારા પરવરદિગાર! નિસંશય મેં (સુર્યની પુજા કરી) મારા પોતાના પર જુલમ કર્યો હતો, અને હવે સુલયમાનની સાથે રહી તમામ દુનિયાઓના પરવરદિગારને આધીન થાઉં છું.

રૂકુઅ ૪ ૪૫. અને ખરેજ અમોએ સમુદના કબીલા (વાળાઓ) તરફ તેમના ભાઈબંધ સાલેહને (આ આજ્ઞા સાથે) મોકલ્યો હતો કે તમે અલ્લાહની ઇબાદત કરો ત્યારે તેઓ એકદમ બે પક્ષો થઈ જઈ (માંહેમાંહે) ઝગડવા લાગ્યા.

૪૬. (સાલેહે) ફરમાવ્યું કે હે મારી કોમ! તમે ભલાઈની પહેલાં બુરાઈની ઉતાવળ શાને કરો છો? તમે અલ્લાહ પાસે તમારા ગુન્હાઓની ક્ષમા કેમ માગતા નથી કે કદાચને તમારા પર રહેમ કરવામાં આવે.

૪૭. તેમણે કહ્યું કે અમે તને તથા જેઓ તારી સાથે છે તેમને અપશુકનિયાળ ગણીએ છીએ; ફરમાવ્યું તમારૂં અપશુકન તો અલ્લાહના હાથમાં છે, બલ્કે હકીકત આ છે કે તમે એવા લોકો છો કે જેમની કસોટી કરવામાં આવે છે.

૪૮. અને તે વસ્તીમાં નવ જણા હતા જેઓ તે ભૂમિમાં ફસાદ કર્યા કરતા હતા અને સુધારો કરતા ન હતા.

૪૯. તેમણે કહ્યું કે માંહેમાંહે અલ્લાહની કસમ ખાઓ કે આપણે રાત્રીના (સમયે) તે (સાલેહ) તથા તેના ઘરવાળાઓ પર છાપો મારી (તેમને મારી નાખી) શું, પછી તેમના વારસદારોને કહી દઇશું કે અમે તો તેમના માર્યા જવાના સમયે હાજરજ ન હતા અને અમે તદ્દન સાચા છીએ.

૫૦ અને તેઓ એક ચાલ ચાલ્યા અને અમે પણ એક ચાલ ચાલ્યા અને તેની તેમને જાણ પણ ન હતી.

૫૧. આથી વિચાર કરી જો કે તેમની ચાલનું કેવું (માઠું) પરિણામ આવ્યું કે અમોએ તેમનો અને તેમની કોમના સઘળાઓનો નાશ કરી નાખ્યો.

૫૨. તેઓ જુલમ કરતા હતા તે કારણે આ તેમના ઘરો વેરાન થઈ ખાલી પડયા છે; નિસંશય જે કોમો જ્ઞાન ધરાવે છે તેમના માટે તેમાં એક નિશાની મોજુદ છે.

૫૩. અને અમોએ તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા હતા તથા ડરતા રહેતા હતા છુટકારો આપ્યો.

૫૪. અને લૂત (ને તેની કોમ તરફ મોકલ્યો) જ્યારે તેણે પોતાની કોમને કહ્યું કે જાણ્યા કર્યા છતાં તમે નિર્લજ્જ કૃત્યો કરો છો?

૫૫. (અર્થાત) શું તમે સ્ત્રીઓને છોડી કામવાસના માટે પુરૂષો પાસે જાઓ છો? વાત આ છે કે તમે અજ્ઞાન લોકો છો.

૫૬. પણ તેની કોમનો પ્રત્યુત્તર આ સિવાય કાંઈ ન હતો કે તેમણે કહ્યું કે લૂતના ઘરવાળાઓને તમારી વસ્તીમાંથી કાઢી મૂકો, નિસંશય આ તે લોકો છે કે જે પવિત્ર હોવાનો દાવો કરે છે.

૫૭. જેથી અમોએ તે (લૂત)ને તથા તેના ઘરવાળાઓને મૂક્તિ આપી સિવાય તેની પત્ની, જેના સંબંધમાં અમોએ નિર્માણ કરી દીધું હતું કે તે પાછળ રહી જનારાઓ માંહેની થશે.

૫૮. અને (પછી) અમોએ તેમના પર (પત્થરોનો) વરસાદ વરસાવ્યો, માટે જેમને (અઝાબથી) ડરાવવામાં આવ્યા હતા તેમના પર થયેલી વૃષ્ટિ કેવી બુરી હતી!

૫૯. (હે રસુલ!) તું કહે કે દરેક પ્રકારની તારીફ અલ્લાહ માટેજ (શોભાસ્પદ) છે, અને તેના તે બંદાઓ પર કે જેમને તેણે પસંદ કરી લીધા છે સલામ હોજો; શું અલ્લાહ બેહતર છે કે તે કે જેને આ લોકો (તેના) શરીક કરે છે? રૂકુઅ ૫

---

૬૦. ભલા તે કોણ છે જેણે આકાશો તથા પૃથ્વીને પેદા કર્યાં અને તમારા માટે આકાશ પરથી પાણી ઉતાર્યું ? પછી અમોએ તે વડે હરિઆળા બગીચા ઉત્પન્ન કર્યા, તમારી તો આ શકિત નથી કે તમે તે (બગીચાઓ)ના વૃક્ષો ઉગાડી શકો; શું અલ્લાહની સાથે બીજો પણ કોઇ માઅબુદ છે ? (છે તો નહિ) બલ્કે આ લોકો પંડેજ (ખરા) માર્ગથી ચળી જાય છે.

૬૧. ભલા કે કોણ છે જેણે જમીનને નિવાસનું સ્થાન બનાવી છે, તથા તેની વચ્ચે વચ્ચે નદીઓ વહાવી છે, અને તે (પૃથ્વીના બચાવ)ના માટે મોટા ભારે પહાડ કાયમ કર્યા છે, અને બે (મીઠા તથા ખારાં) સમુદ્રો વચ્ચે એક આડ ઉભી કરી છે; ભલા અલ્લાહની સાથે બીજો પણ કોઈ માઅબુદ છે ? (છે તો નહિ,) પરંતુ આ લોકોમાંથી ઘણુંખરા જાણતા નથી.

૬૨. ભલા તે કોણ છે કે જે વ્યાકુળ થએલા (હૃદયો) જ્યારે તેને પોકારે છે ત્યારે જવાબ આપે છે, અને (તેનાં) સંકટોનું નિવારણ કરે છે, અને તમને પૃથ્વીમાં (આગલા લોકોના) વારસ બનાવે છે; ભલા અલ્લાહની સાથે બીજો પણ કોઈ માઅબુદ છે ? (હરગીઝ નહિ,) છતાં તમે (તેની નેઅમતોનો) કેટલો ઓછો વિચાર કરો છો ?

૬૩. ભલા તે કોણ છે જે ખુશ્કી તથા તરીના અંધકારોમાં તમને માર્ગ દેખાડે છે, અને તે કોણ છે જે પોતાની રહેમત (વૃષ્ટિ મોકલવા) આગમચ ખુશખબર તરીકે વાયુઓ મોકલી આપે છે ? શું અલ્લાહની સાથે બીજો પણ માઅબુદ છે ? (હરગીઝ નહિ,) જેમને તેઓ (અલ્લાહના) શરીક કરે છે તેમનાથી અલ્લાહની જાત ઘણીજ ઉચ્ચ છે.

૬૪. ભલા તે કોણ છે જે પ્રથમ સૃષ્ટિ નિર્માણ કરે છે ? પછી એજ પ્રકારની સૃષ્ટિ વારંવાર બનાવ્યા કરે છે ? અને તે કોણ છે જે આકાશ તથા જમીનમાંથી તમને રોજી આપે છે ? શું અલ્લાહ સાથે બીજો પણ કોઈ માઅબુદ છે ? (હરગીઝ નહિ) તું કહે કે જો તમે સાચા છો તો તમારી દલીલો રજુ કરો.

૬૫. તું કહે કે અલ્લાહના સિવાય આકાશો તથા જમીનમાં

અદ્રષ્ય વાતો કોઈ જાણતું નથી; અને તેઓ આ પણ જાણતા નથી કે તેઓ પાછા ક્યારે ઉઠાડવામાં આવશે.

૬૬. પણ પરલોકની જીંદગી વિષે તેઓ ઘણું ઓછું સમજ્યા છે, બલ્કે તેઓ તેના સંબંધમાં શંકામાં છે, (એટલુંજ નહિ) પણ તેના વિષે તેઓ (તદ્દન) આંધળા છે.

૬૭. અને જે લોકો ઇમાન નથી લાવ્યા તેઓ કહે છે કે જ્યારે રૂકુઅ
અમે અને અમારા બાપદાદા માટી બની જઈશું તો શું પછી પણ અમે ૬
સજીવન કરી કાઢવામાં આવીશું?

૬૮. આ વાયદો અમારાથી અને અમારા બાપદાદાઓથી શરૂઆત થીજ થતો ચાલ્યો આવ્યો છે, એ તો કેવળ આગલા લોકોની કહાણીઓ છે.

૬૯. (હે રસુલ!) તું કહે કે તમે ભૂમિમાં હરો ફરો, પછી જુઓ કે ગુન્હેગારોનો અંત કેવો આવ્યો હતો.

૭૦. અને તું તેમના માટે અફસોસ ન કર, અને જે ચાલબાજીઓ આ (લોકો) ચાલે છે તેનાથી તારા મનમાં કચવાઈશ નહિ.

૭૧. અને તેઓ કહે છે કે અગર તમે સાચા છો તો આ દેખાડો કે (અઝાબનો) આ વાયદો આવશે ક્યારે?

૭૨. (હે રસુલ!) તું કહે કે તમે જેની ઉતાવળ કરી રહ્યા છો તેનો થોડોક ભાગ કદાચને તમારી પાસે આવી પણ પહોંચ્યો હોય.[1]

૭૩. અને બેશક તારો પરવરદિગાર સર્વે મનુષ્યો પર કૃપા કરનારો છે, પરંતુ તેઓ માંહેના ઘણાંખરા આભાર માનતા નથી.

૭૪. અને નિસંશય તારો પરવરદિગાર તે સઘળી વસ્તુઓ કે જેને તેમના અંતઃકરણોએ સંતાડી રાખી છે તથા જેને તેઓ જાહેર કરે છે સારી પેઠે જાણે છે.

૭૫. અને આકાશો તથા પૃથ્વીમાં કોઈ એવી છુપી વસ્તુ નથી કે જેનું વર્ણન પ્રત્યક્ષ કિતાબ (લવહે મહફુઝ)માં નહિ હોય.

૭૬. નિસંશય બની ઈસરાઈલ જે (બાબતો)માં મતભેદ કરતા હતા તે માંહેની ઘણી ખરી બાબતો તેમને આ કુરઆન સુવીદીત કરી દે છે.

---

૧ અર્થાત દુનિયામાંજ શિક્ષા થાય.

૭૭. અને નિસંશય આ (કુરઆન) મોમીન માટે હિદાયત અને રહેમત છે.

૭૮. (હે રસુલ!) બેશક તારો પરવરદિગાર પોતાના હુકમ પ્રમાણે તેમની વચ્ચે (તેમના મતભેદોનો) નિર્ણય કરશે, અને તે ઝબરદસ્ત જ્ઞાનિ છે.

૭૯. માટે તું અલ્લાહ પર ભરોસો રાખ; નિસંશય તું ખુલ્લે ખુલ્લા સત્ય (ધર્મ) ઉપર છે.

૮૦. નિસંશય આ ખરી વાત છે કે તું મરી ગએલાઓને સંભળાવી શકતો નથી, તેમ બહેરાઓને પણ અવાજ સંભળાવી શકતો નથી, (ખાસ કરીને) જ્યારે કે તેઓ પીઠ ફેરવીને ચાલતી પકડે છે.

૮૧. અને ન તું આંધળાઓને તેમના અવળા માર્ગથી સરળ માર્ગ ઉપર લાવી શકે છે; તું તો માત્ર તે શખસને સંભળાવી શકે છે કે જેઓ અમારી આયતો પર ઇમાન રાખે છે, પછી તેઓ (તેને) આધીન થાય છે.

૮૨. અને જ્યારે તેમનાપર (કયામતના વાયદાનો) બોલ પુર્ણ થશે ત્યારે અમે તેમના માટે જમીનમાંથી એક એવું પ્રાણી કાઢી લાવીશું કે જે (કયામતની નિશાનીઓ માંહેની એક નિશાની હશે અને તે એટલા માટે કે) તેમની સાથે વાતો કરશે કે (ઘણાંખરા) લોકો અમારી આયતો પર વિશ્વાસ રાખતા ન હતા.

રૂકુઅ ૭ ૮૩. અને જે દિવસે અમે દરેક કોમમાંથી એક એક એવા ટોળાંને—કે જે અમારી આયતો જુઠલાવ્યા કરતા હતા—ભેગાં કરી લઈશું, પછી તેમને જુદી જુદી ટોળીઓમાં ગોઠવવામાં આવશે.

૮૪. અહીં સુધી કે જ્યારે તેઓ સર્વે (અલ્લાહની સામે) આવી જશે ત્યારે (અલ્લાહ) તેમને ફરમાવશે કે શું તમોએજ અમારી આયતોને જુઠલાવી હતી? જોકે તમે જ્ઞાનની રૂએ તેના ભાવાર્થને ગ્રહણ કરીજ શકયા ન હતા, અથવા તમે બીજું કયું કાર્ય કરતા હતા?

૮૫. અને તેમની વિરૂદ્ધ તેઓ જુલમ કર્યા કરતા હતા તેના બદલામાં (અમારો અઝાબનો) વાયદો પૂર્ણ થઈ જશે, પછી તેઓ કાંઇ બોલી શકશે નહિ.

૮૬. શું તેમણે (આ વાત ઉપર) ધ્યાન નથી આપ્યું કે અમોએ રાત્રી એટલા માટે બનાવી છે કે તેમાં તેઓ આરામ કરે, અને દિવસને પ્રકાશવંત (બનાવ્યો છે)? બેશક જેઓ ઈમાન રાખે છે તેમના માટે તેમાં નિશાનીઓ મોજુદ છે.

૮૭. અને જે દિવસે સૂર (શંખ) ફુંકવામાં આવશે ત્યારે જેઓ આકાશોમાં છે તથા જેઓ જમીનમાં છે તે માંહેથી અલ્લાહ જેને ચાહશે તેના સિવાય સઘળાજ ભયભીત બની જશે, અને સર્વે (લોકો) ઝલીલ થઈ તેની હઝુરમાં ચાલ્યા આવશે.

૮૮. અને (હે રસુલ! તે વખતે) તું પહાડોને (એવા) જોશે કે જાણે તે સ્થિર છે, જોકે (ખરી રીતે તો) તેઓ વાદળાંઓની જેમ ચાલી રહ્યા હશે; આ તે અલ્લાહની કારીગરી છે કે જેણે દરેક વસ્તુ મજબુત બનાવી છે; નિસંશય તમે જે કાંઈ કરો છો તેનાથી તે સારી પેઠે વાકેફ છે.

૮૯. જે શખસ કોઈ નેકી લઈને આવશે તો તેના માટે તેનો બદલો તે કરતાંય ઉત્તમ હશે, અને તેઓ તે દિવસના ભયથી સુરક્ષિત રહેશે.

૯૦. અને જે કોઈ બદી લઈને આવશે તેને ઉંધે મોઢે જહન્નમમાં હડસેલી મૂકવામાં આવશે; (અને તેમને કહેવામાં આવશે કે) જે કર્મો તમે કરતા હતા તેના સિવાય બીજી વસ્તુનો બદલો તમને ઓછોજ આપવામાં આવે છે?

૯૧. (હે રસુલ! તું કહે કે) સિવાય તેના નથી કે મને એવી આજ્ઞા આપવામાં આવી છે કે હું આ (મક્કા) શહેરના પરવરદિગારની ઈબાદત કરૂં, જેણે તેને માનવંત બનાવ્યું છે, અને દરેક વસ્તુ તેનીજ છે, અને મને આ આજ્ઞા પણ કરવામાં આવી છે કે હું (અલ્લાહને) શરણ થઈ ગએલાઓ માંહેનો થઈ જાઉં:

૯૨. અને આ (આજ્ઞા પણ આપવામાં આવી છે) હું કે કુરઆન વાંચી સંભળાવ્યા કરૂં, પછી જે શખસ સન્માર્ગે ચાલ્યો તો તે પોતાની જાત(ના લાભ) માટેજ સન્માર્ગે ચાલશે, અને જે શખસ અવળે માર્ગે

રહ્યો તેને (હે રસુલ) તું કહે કે હું તો માત્ર ડરાવનારાઓ માંહેનો છું.

૯૩. અને તું આ કહે કે સર્વે ગુણગાન અલ્લાહ માટેજ શોભાસ્પદ છે, જે તમને નજીકમાંજ પોતાની (કુદરતની) નિશાનીઓ દેખાડશે, પછી તમે તેમને ઓળખી લેશો; અને જે જે કર્મો તમે કરી રહ્યા છો તેનાથી તમારો પરવરદિગાર અજાણુ નથી.

---

## પ્રકરણ ૨૮ મું.

## સુરતુલ કસસ.

## કીસ્સાઓ.

મકકામાં ઉતરેલી જેની ૮૮ આયતો અને ૯ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. તા સીન મીમ.

૨. (હે રસુલ!) આ ખુલ્લી કિતાબની (થોડીક) આયતો છે.

૩. જે લોકો ઈમાન રાખે છે તેમની (જાણુ) ખાતર અમે તને મુસા તથા ફિરઔનની સત્ય ઘટનાઓ સંભળાવીએ છીએ.

૪. નિસંશય ફિરઔન તે (મિસરની) ભૂમિમાં સર્વોપરી થઈ બેઠો હતો, અને તેના રહેવાશીઓના તેણે પક્ષો પાડી દીધા હતા તે માંહેના એક પક્ષ (બની ઇસરાઈલ)ને કમજોર બનાવી રાખતો હતો; તેમના છોકરાઓને મારી નાખતો અને તેમની છોકરીઓને જીવતી રહેવા દેતો હતો; નિસંશય તે ફસાદ કરનારાઓ માંહેનો હતો.

૫. અને અમોએ એવો ઇરાદો કર્યો કે જેમને તે ભૂમિમાં (ઝલીલ અને) કમજોર કરી નાખવામાં આવ્યા હતા તેમના પર ઉપકાર કરીએ,

અને તેમને આગેવાન બનાવીએ અને તેમને (સમગ્ર ભૂમિના) વારસ બનાવી દઇએ :

૬. અને ભૂમિમાં તેમને સત્તાવાન બનાવીએ, અને ફિરઔન તથા હામાન તથા તે બન્નેના લશ્કરને—કે જે પણ તેઓ માંહેનાંજ હતા—તે દેખાડી દઇએ કે જેની તેમને ધાસ્તી રહેતી હતી.

૭. અને અમોએ મુસાની મા તરફ વહી કરી કે તું તે(મુસા)ને દૂધ પીવડાવ, પછી અગર તું તેના માટે ભય પામે તો તેને (પેટીમાં મૂકી) સમુદ્રમાં નાખી દે, અને તું તેના માટે ન ભય રાખજે અને ન તેના માટે દિલગીર થજે, નિસંશય અમે તેને તારી પાસે પાછો મોકલી દેનાર અને તેને રસુલ માંહેનો પણ બનાવનાર છીએ.

૮. પછી ફિરઓનના કુટુંબીઓએ તે (પેટી માંહેના બાળક)ને ઉચકી લીધો કે તે તેમના માટે એક શત્રુ બની દુઃખ(નું કારણ) બને; બેશક ફિરઔન તથા હામાન તથા તે બન્નેના લશ્કરે આમ કરવામાં (મોટી) ભૂલ કરી હતી.

૯. અને ફિરઔનની પત્ની (આસીયા) એ કહ્યું કે આ (બાળક) મારી અને તારી આંખોની ટાઢક છે; (માટે) તેને મારી ન નાખો; કદાચને તે આપણને કાંઇ લાભ આપે અથવા તેને આપણો (પાલક) પુત્ર બનાવી લઇએ, અને તેઓ ખરી હકીકતથી વાકેફ ન હતા.

૧૦. અને મુસાની માનું મન અધીરૂં બની ગયું; જો અમોએ તેના મનને (અમારા વાયદા પર) વિશ્વાસ રાખવા માટે દ્રઢ બનાવી દીધું ન હોત તો પાસેજ હતું કે તેણી તેના વિષેનો ભેદ જરૂરજ ઉઘાડી નાખતે.

૧૧. અને તેણીએ તે (મુસા)ની બહેનને કહ્યું કે તું તે (બાળ મુસાવાળી પેટી)ની પાછળ પાછળ જા, આથી તેણી તે (સમુદ્રમાં વહેતી પેટી) ને દૂરથી જોતી રહી અને તે લોકોને ખબર વટીક ન પડી.

૧૨. અને અમોએ તે (મુસા) પર બીજી દૂધ પાનારીઓ પ્રથમથીજ હરામ કરી દીધી હતી, જેથી (મુસાની બહેને ત્યાં જઇને) કહ્યું કે શું હું તમને એવા ઘરવાળાં દેખાડું કે જે તમારી ખાતર આ

બાળકનું જતન કરે અને તેઓ તેના શુભેચ્છક પણ હોય ?

૧૩. આ (યુક્તિ)થી અમોએ તે (મુસા)ને તેની મા પાસે પાછો ફેરવી દીધો કે જેથી તેણીની આંખો ટાઢી થાય અને તેણી દિલગીર ન થાય, અને તેણી આ પણ જાણી લે કે અલ્લાહનો વાયદો બેશક સાચો હોય છે; પરંતુ ઘણુંખરા લોકો જાણતા નથી.

રુકુઅ ૨ ૧૪. અને જ્યારે તે (મુસા) પોતાની સંપુર્ણ શકિત (યુવાવસ્થા) એ પહોંચ્યો અને સારી પેઠે હાથ પગ કાઢયા[1] ત્યારે અમોએ તેને સદ્‌બુદ્ધિ અને જ્ઞાન અર્પણ કર્યાં; અને અમે સદાચારીઓને એવી રીતે બદલો આપ્યા કરીએ છીએ.

૧૫. અને તે (મુસા એક દિવસે) એવા સમયે શહેરમાં પહોંચ્યો કે જ્યારે શહેરીઓ ગાફેલ હતા, ત્યાં તેણે બે શખસોને વઢતા દીઠા, (જે માંહેનો) એક તો તેના અનુયાયીઓ માંહેનો હતો, જ્યારે બીજો તેના શત્રુઓ માંહેનો હતો, પછી તે શખસે કે જે તેનો અનુયાયી હતો—તે શખસ કે જે તેના શત્રુઓ માંહેનો હતો—તેની વિરૂદ્ધ તે (મુસા) ની મદદ માગી, જેથી મુસાએ તે (શત્રુ)ને એક એવો ઠોંસો માર્યો કે જેથી તેનો (ત્યાંજ) અંત આવી ગયો; (જે દેખી મુસા) કહેવા લાગ્યો કે આ (ઝગડો) શેતાનના કારસ્થાનો માંહેનું (એક કારસ્થાન) છે; નિસંશય તે ગુમરાહ કરનાર ખુલ્લો દુશ્મન છે.

૧૬. (મુસા) અરજ કરવા લાગ્યો કે હે મારા પરવરદિગાર ! મેં મારા ઉપર જુલમ કર્યો છે, માટે તું મારા ગુન્હા માફ કરી દે, જેથી (અલ્લાહે) તેના ગુન્હા માફ કરી દીધા; બેશક તે મોટો ક્ષમાવાન (અને) દયાળુ છે.

૧૭. અરજ કરી કે હે મારા પરવરદિગાર ! તેં મને જે નેઅમત અર્પણ કરી છે તેની પ્રતિજ્ઞા લઉં છું કે હું કદી પણ ગુન્હેગારોનો મદદગાર નહિ બનું.

૧૮. પછી તેણે (તે રાત્રી) તે શહેરમાં ભય અને આશાવંત

---

૧ અર્થાત તેના અવયવો યોગ્ય શક્તિએ પહોંચ્યા.

સ્થિતિમાં (વીતાડી) સવાર કરી. (બીજે દિવસે પણ) ઓચિંતો શું જુએ છે કે જે શખસે આગલે દિવસે તેની સ્હાય માગી હતી તે (આજે પણ સ્હાય માટે) તેને પોકારી રહ્યો છે, (આથી) મુસાએ તેને કહ્યું કે ખરેખર તું ખુલ્લો ગુમરાહ છે.

૧૯. પછી જ્યારે (મુસાએ) તે શખસ ઉપર કે જે તે બન્નેનો શત્રુ હતો હાથ ઉપાડવા ઈરાદો કર્યો ત્યારે તેણે કહ્યું કે હે મુસા ! શું તું એમ ઇચ્છે છે કે જેવી રીતે તેં કાલે એક શખસને મારી નાખ્યો હતો તેવી રીતે મને પણ મારી નાખે ? શું તું એમ ચાહે છે કે આ ભૂમિમાં તું મોટો જાલિમ બની જાય, અને આ નથી ચાહતો કે તું સદાચારીઓ માંહેનો થઇ જાય ?

૨૦. અને તે શહેરના છેવટના ભાગમાંથી એક શખસ ઉતાવળો (દોડતો) આવ્યો અને કહેવા લાગ્યો કે હે મુસા ! ખચીતજ રાજ્યના અમલદારો તારા સંબંધમાં સલાહ કરી રહ્યા છે કે તને મારી નાખે, માટે તું (હમણાંજ અહીંથી) ચાલ્યો જા, નિસંશય હું તારા શુભેચ્છકો માંહેનો છું.

૨૧. આથી તે તે (શહેર)માંથી ડરતાં ડરતાં આશામાંને આશામાં ચાલી નીકળ્યો, (અને) અરજ કરવા લાગ્યો કે હે મારા પરવરદિગાર ! મને જાલિમ લોકોના હાથમાંથી છુટકારો આપ.

૨૨. જ્યારે તે મધ્યન તરફ ચાલવા લાગ્યો ત્યારે (માર્ગ રૂકુઅ
માલમ ન હોવાથી સ્વગત) કહેવા લાગ્યો કે મને આશા છે કે મારો ૩
પરવરદિગાર મને સીધો માર્ગ દેખાડી દેશે.

૨૩. અને જ્યારે મધ્યનના પાણી (કુવા) પર પહોંચ્યો તો ત્યાં લોકોના એક ટોળાંને (પોતાના પશુઓને) પાણી પાતા જોયાં અને તેમનાથી થોડેક છેટે પોતાનાં (બકરાં ઘેટાં)ને અટકાવતી બે સ્ત્રીઓ દેખી, (જેથી) તેણે પુછ્યું કે તમારી શી મતલબ છે ? તે બન્નેએ કહ્યું કે જ્યાં સુધી આ ગોવાળો (પોતાના પશુ હવાડા પરથી) ખસેડી લેશે નહિ ત્યાં સુધી અમે (અમારા પશુઓને પાણી) પાઈ શકતી નથી, અને અમારો બાપ ઘણો વૃદ્ધ છે (માટે અમે વધુ ખોટી પણ થઇ શકતી નથી).

૨૪. જેથી મુસાએ તે બન્નેની ખાતર (તેમના પશુઓને) પાણી પીવડાવ્યું, પછી છાંયડામાં ચાલ્યો ગયો અને અરજ કરવા લાગ્યો કે હે મારા પરવરદિગાર! જે પણ નેઅમત તું મારા માટે ઉતારે તેનો હું ખરેજ મોહતાજ છું.

૨૫. પછી તે બન્ને પૈકી એક લાજ કાઢતી તેની પાસે આવી અને કહેવા લાગી કે નિસંશય મારા પિતા તને બોલાવે છે કે તને અમારી ખાતર (તેં તસ્દી લઈ અમારા પશુઓને) પાણી પાયું હતું તેનો બદલો આપે; પછી જ્યારે તે (શોઅયબ)ની પાસે પહોંચ્યો અને તેને (પોતાની) સઘળી વિતક કહી સંભળાવી ત્યારે તેણે કહ્યું કે હવે ભય ન પામ, તું જાલિમ લોકોના હાથમાંથી છુટકારો મેળવી ચૂકયો છે.

૨૬. તે બન્ને પૈકી એકે કહ્યું કે હે મારા પિતા! એને કામે લગાડ, નિસંશય જે કોઇને પણ તું કામે લગાડવા માગે તેઓમાં એજ ઘણો સારો હશે કે જે મજબુત હોય અને વિશ્વાસુ પણ.

૨૭. (શોઅયબે)ફરમાવ્યું કે હું ઇચ્છું છું કે આ મારી બે છોકરીઓમાંથી એકના નિકાહ તારી સાથે એવી શરતે કરી દઉં કે તું આઠ વર્ષ (પર્યંત) મારી ચાકરી કરે, પછી જો દસ (વર્ષ) પુરા કરી નાખે તો તે તારી મરજીની વાત છે, અને હું (એ માટે) તારા પર કોઈ (જાતનો) દબાવ નાખવા ચાહતો નથી; અલ્લાહ ચાહશે તો તું મને સદાચારીઓ માંહેનો જોશે.

૨૮. (મુસાએ) કહ્યું કે મારા અને તારા વચ્ચે આ (મામલા નો નિર્ણય) થઇ ગયો; બન્ને મુદ્દતોમાંથી કોઈપણ એક પુરી કરી દઉં, (પણ) મારા પર કોઈ જાતની સખ્તાઈ થવી ન જોઇએ, અને આપણા વચ્ચે જે કાંઈ વાતચીત થઇ છે તેનો અલ્લાહ શાક્ષિ છે.

રુકુઅ ૪ ૨૯. પછી જ્યારે મુસાએ તે મુદ્દત પૂરી કરી દીધી અને પોતાના ઘરવાળાંઓને લઇ (સ્વદેશ તરફ) ચાલ્યો ત્યારે તેને સીના પહાડ તરફ એક આગ નજરે પડી; આથી તેણે પોતાના ઘરવાળાંને કહ્યું

કે તમે અહીંજ થોભો, ખરેજ મેં એક આગ દીઠી છે, આશા છે કે ત્યાંથી તમારા માટે (માર્ગની) કાંઇ ખબર લાવું અથવા તો તે આગમાંથી એક ચિણગારી લઈ આવું કે જેથી તમે તાપો.

૩૦. પછી જ્યારે તે તે (આગ)ની પાસે પહોચ્યો ત્યારે તે મેદાનની જમણી બાજુના ઝાડના એક મુબારક ભાગમાંથી આ સાદ કરવામાં આવ્યો કે હે મુસા! નિસંશય હુંજ સઘળી દુનિયાઓનો પાલનહાર અલ્લાહ છું:

૩૧. અને તું તારી લાઠી (ભૂમિપર) ફેંકી દે; પછી જ્યારે (લાઠી નાખી દીધી ત્યારે) તેને એવી રીતે હાલતાં ચાલતાં દીઠી કે જાણે (જીવતો જાગતો) એક સાપ, તો (ભયભીત બની) પીઠ ફેરવી નાઠો અને (તેની તરફ) પાછા ફરીને મુદ્દલ જોયું નહિ; (પછી સાદ કરવામાં આવ્યો કે) હે મુસા! આગળ આવ અને ડર નહિ, નિસંશય તું ભય રહીત થએલાઓ માંહેનો છે.

૩૨. તારો હાથ તારી બગલમાં નાખ એટલે તે ખામી વિનાનો સફેદ થઈ નીકળશે, અને ભય દૂર કરવા માટે તારા હાથને તારી તરફ વાળી લે, હવે તારા પાલનકર્તા તરફથી (તને આપવામાં આવેલા તારી નબુવ્વતના) આ બે ચમત્કારો ફિરઔન તથા તેના દરબારીઓ માટે છે; નિસંશય તેઓ દુરાચારી લોકો છે.

૩૩. (મુસાએ) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મેં તેમનો એક માણસ મારી નાખ્યો હતો, જેથી તેઓ પણ મને મારી નાખશે એવો મને ભય છે.

૩૪. અને મારો ભાઈ હારૂન મારા કરતાં જબાનમાં વધારે વકતૃત્વવાળો છે, જેથી તેને મારી સાથે મદદગાર બનાવી મોકલ કે તે (મારી સત્યતાને) ટેકો આપે, નિસંશય હું આ વાતથી બીઉં છું કે તેઓ મને જુઠલાવશે.

૩૫. (અલ્લાહે) ફરમાવ્યું કે નજીકમાંજ અમે તારા ભાઈ દ્વારા તારા બાજુ મજબુત કરી દઈશું, અને તમો બન્ને માટે એવી સત્તા આપી દઈશું કે તેઓ તમારી પાસે (ઈજા પહોંચાડવાને) પહોંચી

શકશે નહિ, (હવે) નિશાનીઓ લઇ જાઓ, અને તમે બન્ને તથા તમો બન્નેનું જે અનુકરણ કરશે તેઓ અમારી નિશાનીઓના પ્રતાપે સર્વોપરી રહેશે.

૩૬. પછી જ્યારે મુસા તેમની પાસે અમારી પ્રત્યક્ષ નિશાનીઓ લઇને આવ્યો ત્યારે તેઓ બોલી ઉઠયા કે આ તો કાંઇ નથી પણ એક બનાવટ કરેલો જાદુ છે, અને અમોએ અમારા આગલા વડીલોમાં આવું (કયારેય) સાંભળ્યું નથી.

૩૭. અને મુસાએ કહ્યું કે મારો પરવરદિગાર તેનાથી સારી પેઠે વાકેફ છે કે જે તેની પાસેથી હિદાયત લઇને આવ્યો છે અને તેનાથી પણ કે જેના માટે તે (પરલોકના) ઘરનું પરિણામ સારૂં છે; નિસંશય જુલમગાર લોકો (હરગીઝ) સફળતા પામશે નહિ.

૩૮. અને ફિરઔને કહ્યું કે હે રાજ્યના અધિકારીઓ! હું તો મારા પોતાના સિવાય બીજા કોઇને પણ તમારો ખુદા જાણતો નથી, માટે હે હામાન! મારે માટે આ ભૂમિ પર (ઇંટવાડો બનાવવા માટે) આગ સળગાવ, પછી મારા માટે એક (ઘણીજ) ઉંચી ઇમારત બનાવ કે તેના ઉપર ચઢી મુસાના ખુદાની માહીતી મેળવું, અને નિસંશય હું તેને જુઠું બોલનારાઓ માંહેનો માનું છું.

૩૯. અને તેણે તથા તેના લશ્કરોએ તે ભૂમિમાં વિના કારણે અભિમાન કર્યું અને તેમણે એવું ધારી લીધું કે તેઓ અમારી તરફ (હરગીઝ) પાછા ફેરવવામાં આવશે નહિ.

૪૦. પછી અમોએ તેની તથા તેના લશ્કરોની ધરપકડ કરી, પછી તેમને સમુદ્રમાં નાખી દીધા, માટે (હે રસુલ!) જોઈ લે કે જુલમગાર લોકોનો કેવો અંત આવ્યો!

૪૧. અને અમોએ તેમને (ગુમરાહોના) એવા સરદાર બનાવ્યા કે જેઓ (લોકોને) જહન્નમ તરફ બોલાવે છે, અને કયામતના દિવસે તેમની મદદ કરવામાં આવશે નહિ.

૪૨. અને આલોકમાં પણ અમોએ તેમની પાછળ લાનત લગાડી દીધી છે, અને કયામતના દિવસે તેઓ ચહેરા બગાડી નાખવામાં આવેલાઓ માંહેના

હશે.

૪૩. અને અમોએ પૂર્વકાળની પેઢીઓનો નાશ કર્યા પછી મુસાને એવી કિતાબ આપી કે જે લોકોની આંખ ઉઘાડનારી હિદાયત અને રહેમત હતી કે કદાચને તેઓ બોધ ગ્રહણ કરે.

૪૪. અને (હે રસુલ!) જે વેળા અમોએ મુસા પાસે (વહી દ્વારા) અમારો હુકમ મોકલ્યો હતો તે વેળા તું (સીના પહાડની) પશ્ચિમ દિશાએ હાજર ન હતો, અને ન એ (મામલા) નું નિરિક્ષણ કરનારાઓ માંહેનો હતો:

૪૫. પરંતુ અમોએ (મુસા પછી) ઘણીયે પેઢીઓ પેદા કરી, પછી તેમના પર લાંબા લાંબા કાળ વીતી ગયા, અને ન તું મધ્યન વાસીઓ વચ્ચે રહેતો હતો કે જેથી આ લોકોને (મુસા તથા શોઅયબના વર્ણનવાળી) અમારી આયતો વાંચી સંભળાવે, પરંતુ (તે ખબરો) તને પહોંચાડનારા અમેજ છીએ.

૪૬. અને જે વેળા અમોએ (મુસાને) પોકાર્યો હતો ત્યારે તું તે પહાડની કોઇ બાજુમાં હાજર ન હતો, બલ્કે આ (જ્ઞાનનું મળવું) તારા પરવરદિગાર તરફથી રહેમત છે કે જેથી તું તે લોકોને બીવરાવે કે જેમની પાસે તારી પૂર્વે કોઈ બીવરાવનારો આવ્યો નથી કે જેથી તેઓ બોધ ગ્રહણ કરે.

૪૭. અને એમ ન થાય કે તેમના હાથોએ આ પહેલાં જે કાંઇ મોકલ્યું છે તેના બદલામાં તેમના ઉપર કોઈ સંકટ આવી પડે તો તેઓ આ કહી ઉઠે કે હે અમારા પરવરદિગાર! તેં અમારી પાસે કોઈ રસુલ શા માટે મોકલ્યો નહિ કે જેથી અમે તારી આયતોને અનુસરતે અને અમે પણ ઇમાન લાવનારાઓ માંહેના થઇ જતે.

૪૮. પછી જ્યારે અમારા તરફથી તેમની પાસે સત્ય (ધર્મ) પહોંચ્યો ત્યારે તેઓ કહેવા લાગ્યા કે તે (મોહમ્મદ સ. અ. વ.) ને પણ એવીજ વસ્તુઓ કેમ આપવામાં ન આવી જેવી કે મુસાને આપવામાં આવી હતી? શું આ પહેલાં મુસાને જે (વસ્તુઓ) આપવામાં આવી હતી તેનો તેમણે ઈન્કાર કર્યો ન હતો? (અરે!) તેમણે તો આ

પણ કહી દીધું હતું કે એ બન્ને (મુસા તથા હારૂન) એક બીજાને મદદ કરનારા બે જાદુગરો છે, અને વળી આ પણ કહ્યું હતું કે બેશક અમે દરેક બાબતનો ઈન્કાર કરનારા છીએ.

૪૯. (હે રસુલ!) તું કહે કે અગર તમે સાચા છો તો તમે અલ્લાહ પાસેથી કોઇ એવી કિતાબ લાવો કે જે (તૌરેત તથા કુરઆન) બન્ને કરતાં બેહતર હિદાયત કરનારી હોય કે જેથી હું પણ તેનું અનુકરણ કરૂં.

૫૦. પણ જો તેઓ તારા કહેવા પ્રમાણે કરી ન બતાવે તો આ સમજી લે કે તેઓ પોતાની મનોવાંછાઓનેજ અનુસરે છે; અને તેના કરતાં વધારે ગુમરાહ કોણ હશે કે જે અલ્લાહની હિદાયતને છોડી પોતાની મનોવાંછાઓને અનુસરે? નિસંશય અલ્લાહ જાલિમ લોકોની રાહબરી ફરમાવતો નથી.

૫૧. અને ખરેજ અમોએ તે (મકકાવાસી)ઓ પાસે આ કુરઆનને પહોંચાડી દીધું છે કે કદાચને તેઓ બોધ ગ્રહણ કરે.

૫૨. જે લોકોને અમોએ આ પહેલાં કિતાબ આપી હતી તેઓ (માંહેના કેટલાકો) આ (કુરઆન) પર ઈમાન રાખે છે.

૫૩. અને જ્યારે તેમની સામે (કુરઆન) પઢવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે અમે તેના પર ઈમાન લાવ્યા, બેશક તે અમારા પરવરદિગાર તરફથી સત્યપૂર્વક ઉતરેલું છે, નિસંશય અમોએ તેનો પ્રથમથીજ સ્વીકાર કરી લીધો છે.

૫૪. આ તેજ લોકો છે કે જેમને બમણો બદલો આપવામા આવશે, કારણ કે તેઓ સહનશીલ છે, અને દુષ્કાર્યોને સત્કાર્યો વડે ટાળી દે છે અને અમોએ તેમને જે કાંઇ આપ્યું છે તેમાંથી (અલ્લાહના માર્ગમાં) ખરચ કરતા રહે છે.

૫૫, અને જે વખતે કોઈ બેહુદી વાત સાંભળે છે ત્યારે તેના તરફથી મોઢું ફેરવી લે છે અને કહે છે કે અમારા કર્મો અમારા માટે છે અને તમારા કર્મો તમારા માટે છે, તમારા પર સલામ હોજો, અમે જાહીલો (ની સંગત)ને ચાહનારા નથી.

૫૬. (હે રસુલ!) ખચીતજ તું જેને ચાહે છે તેને રાહ પર લાવી શકતો નથી, પરંતુ અલ્લાહ જેને ચાહે છે તેને રાહ પર લઇ આવે છે, અને તે હિદાયત પામનારાઓથી સારી પેઠે વાકેફ છે.

૫૭. અને (મકકાના નાસ્તિકો તને) કહે છે કે જો અમે તારી સાથે હિદાયતને અનુસરનારા થઈ જઈએ તો અમે અમારા દેશમાંથી ઉચકાઇ જઇએ. શું અમોએ તમને એવા ભય રહીત પવિત્ર હરમ (બયતુલ્લાહના-ક્ષેત્ર)માં જગ્યા નથી આપી કે જેના તરફ અમારા તરફથી રોજી તરીકે દરેક જાતનાં ફળ (મોટા પ્રમાણમાં) લાવવામાં આવે છે? પરંતુ તેઓ માંહેના ઘણુંખરા જાણતા નથી.

૫૮. અને અમોએ એવી કેટલીએ વસ્તીઓનો નાશ કરી નાખ્યો કે જે પોતાના વૈભવ વિલાસ પર ઇતરાઇને પોતાનું જીવન વ્યતીત કરતી હતી, જેથી તેમની પછી તેમના આ (વેરાન થઇ ગએલા) મકાનો ઘણાંજ થોડા વસાવવામાં આવ્યા; અને મૂળ વારસ તો અમેજ છીએ.

૫૯. અને તારો પરવરદિગાર કોઇ વસ્તીનો નાશ કરતો નથી જ્યાંસુધી દરેક વસ્તીઓના કેન્દ્રસ્થાને કોઇ રસુલ પેદા કરી તેમને અમારી આયતો વાંચી ન સંભળાવે, અને તે વસ્તીઓના રહેવાસીઓ જુલમ કરવા માંડે નહિ ત્યાં સુધી અમે તે વસ્તીઓનો હરગીઝ નાશ કરતા નથી.

૬૦. અને તમને જે વસ્તુ પણ આપવામાં આવી છે તે સંસારી જીવનની માયા અને તેનો શણગાર છે, અને જે કાંઈ અલ્લાહની પાસે છે એજ સૌ કરતાં બેહતર અને વધુ ટકી રહેનાર છે; છતાં તમે સમજ ધરાવતા નથી?

૬૧. શું તે શખસ કે જેનાથી અમોએ સારા બદલાનો વાયદો કર્યો હોય, પછી તેને તે (વાયદા મુજબ બદલો) મળનાર પણ હોય, તે તે શખસની બરોબર થઈ શકે કે જેને અમોએ દુનિયાની જીંદગીની સામગ્રીથી લાભ પહોંચાડયો હોય, પછી તે કયામતના દિવસે (અઝાબ માટે) હાજર કરવામાં આવેલાઓ માંહેનો પણ હોય? રૂકુઅ

૬૨. અને જે દિવસે (અલ્લાહ) તેમને બોલાવશે, પછી ફરમાવશે કે મારા તે શરીકો કયાં છે કે જેમને તમે મારા બરોબરીના ગણતા

હતા ?

૬૩. ત્યારે તે લોકો કે જેમના ઉપર અમારા (અઝાબનો) કોલ પુરવાર થઇ ગયો હશે અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! આ એજ લોકો છે કે જેમને અમોએ ભમાવ્યા હતા, તેમને ભમાવ્યા જેવી રીતે કે અમે પોતે ભમી ગયા હતા; હવે અમે તારી હજુરમાં તેમનાથી બેઝારી ઇચ્છએ છીએ, આ લોકો હરગીઝ અમારી પૂજા કરતા ન હતા.

૬૪. અને તેમને કહેવામાં આવશે કે તમે તમારા શરીકોને પોકારો, જેથી તેઓ તેમને પોકારશે, પણ તેઓ તેમને કાંઇ જવાબ નહિ આપે અને તેઓ (નરી આંખે) અઝાબ નીરખશે; (ત્યારે એવી ઇચ્છા કરશે કે) જો તેઓ સન્માર્ગે ચાલ્યા હોત તો કેવું સારૂં થતે!

૬૫. અને જે દિવસે તે (અલ્લાહ) તેમને સાદ કરશે, પછી ફરમાવશે કે તમોએ રસુલોને (તેમના સમજાવવાનો) શો જવાબ આપ્યો હતો ?

૬૬. પણ તે દિવસે તેમને તે બાબતો વિષે કાંઈ પણ સુજશે નહિ, (અને) તેઓ એકમેકને કોઈ પ્રશ્ન પણ કરી શકશે નહિ.

૬૭. પછી જેણે તોબા કરી હશે તથા ઇમાન લાવ્યો હશે તથા સત્કાર્યો કર્યાં હશે તો આશા છે કે તે મુક્તિ પામનારાઓ માંહેનો થઇ જશે.

૬૮. અને તારો પરવરદિગાર જે કાંઈ ચાહે છે ઉત્પન્ન કરે છે, અને જેને ચાહે છે તેને ચુંટી કાઢે છે; તેમને તે અધિકાર નથી, તેમનાથી અલ્લાહ પાક અને ચઢીઆતો છે.

૬૯. અને (હે રસુલ!) તારો પરવરદિગાર તે વસ્તુઓને જાણે છે કે તેમના અંતઃકરણો સંતાડી રાખે છે, અને તેમને પણ કે જેને તેઓ જાહેર કરે છે.

૭૦. અને એજ અલ્લાહ છે કે જેના સિવાય અન્ય કોઇ માઅબુદ નથી; આલોક અને પરલોકમાં દરેક પ્રકારના ગુણગાન તેનાજ માટે લાયક છે, અને તેનેજ દરેક આજ્ઞા કરવાનો અધિકાર છે, અને તમો સર્વેનું પાછું ફરવું પણ તેનીજ તરફ થશે.

૭૧. (હે રસુલ!) તું કહે કે જો તે કયામતના દિવસ સુધી તમારા ઉપર નિરંતર રાત્રીજ કાયમ કરી દે તો અલ્લાહ સિવાય એવો કયો માઅબુદ છે કે જે તમારા માટે પ્રકાશ લઇ આવે? શું તમે ધ્યાનપૂર્વક સાંભળતા નથી?

૭૨. તું કહે કે શું તમે આ વિચાર્યું પણ છે કે જો અલ્લાહ કયામતના દિવસ સુધી તમારા પર સતત દિવસજ કાયમ કરી રાખે તો અલ્લાહના સિવાય બીજો કોણ એવો માઅબુદ છે કે જે તમારા માટે રાત્રી લઇ આવે કે જેમાં તમે આરામ કરો? શું તમે આ (સઘળું અંતર ચક્ષુઓથી) જોતા નથી?

૭૩. અને તેણેજ પોતાની કૃપાથી તમારા માટે રાત્રી તથા દિવસ બનાવ્યાં છે કે જેથી તે (રાત્રી) માં તમે આરામ કરો, અને (દિવસ) એ માટે કે તમે તેની કૃપા (રોજી) ચાહનારા થાઓ, અને એ માટે કે તમે પાડ માનતા રહો.

૭૪. અને જે દિવસે અલ્લાહ તેમને બોલાવશે અને પછી પૂછશે કે મારા તે શરીકો કયાં છે કે જેમને તમે મારા બરોબરીના સમજતા હતા?

૭૫. અને અમે દરેક ઉમ્મતમાંથી એકેકો શાક્ષી[1] જુદો પાડી લઇશું, પછી અમે (મુશ્રીકોને) કહીશું કે તમે પોત પોતાની (બચાવની) દલીલો રજુ કરો ત્યારે તેઓ સમજી જશે કે સત્ય (હકીકત) અલ્લાહ તરફજ છે, અને જે જુઠું તેઓ ઘડી કાઢતા હતા તે તેમની પાસેથી જતું રહેશે.

૭૬. નિસંશય કારૂન મુસાની કોમમાંથી હતો, પણ તે સ્વકોમની વિરૂદ્ધ બંડખોર થઇ ગયો હતો, અને અમોએ તેને એટલા બધા ખજાના આપ્યા હતા કે તેની ચાવીઓ શકિતવાળા લોકો પણ મહા મુશ્કેલીએ ઉપાડી શકતા હતા. તેને જ્યારે તેની કોમે કહ્યું કે તું (અઢળક સંપતિ માટે) હરખા મા, નિસંશય અલ્લાહ હરખાનારાઓને દોસ્ત નથી રાખતો: રૂકુઅ ૮

૭૭. અને અલ્લાહે તને જે કાંઈ આપી રાખ્યું છે તેના પ્રતાપે

---

૧ અર્થાત દરેક કોમ માટે તે કોમનો પયગમ્બર શાક્ષી આપશે.

તું આખેરતના ઘરનો ચાહનારો થા, અને દુનિયા માંહેની તારી ફરજ વીસરી ન જા, અને જેવી રીતે અલ્લાહે તારા ઉપર ઉપકાર કર્યો છે તું પણ (અલ્લાહના બંદાઓ પર) ઉપકાર કર, અને પૃથ્વી પર ફસાદને ચાહનારો ન થા; નિસંશય અલ્લાહ ફસાદ કરનારાઓને દોસ્ત નથી રાખતો.

૭૮. તેણે કહ્યું કે મેં જે કાંઈ મેળવ્યું છે તે તો મારા જ્ઞાન (અકકલ હુશ્યારી) થી મેળવ્યું છે; (પરંતુ) શું તે આ જાણતો ન હતો કે અલ્લાહે તેની પૂર્વે ઘણાંય ટોળાં કે જે તેના કરતાં શકિતમાં વધારે હતા અને જેમના અનુયાયીઓ પણ વધારે હતા તેમનો નાશ કરી નાખ્યો હતો? અને ગુન્હેગારોને તેમના ગુન્હાઓની બાબત સવાલ કરવાની જરૂર પડશે નહિ.

૭૯. પછી જ્યારે તે પોતાની કોમ સામે બની ઠની (પુર ભપકાથી) નીકળતો ત્યારે તે લોકો—કે જેઓ સંસારી જીંદગીના ચાહનારા હતા—કહેવા લાગતા કે અમારા માટે પણ આવું કાંઈ હતે જેવું કે કારૂનને આપવામાં આવ્યું છે તો કેવું સારૂં થતે! નિસંશય તે મહા ભાગ્યશાળી છે.

૮૦. અને તે લોકોએ કે જેમને જ્ઞાન આપવામાં આવ્યું હતું કહ્યું કે અફસોસ તમારા ઉપર! જે શખસ ઇમાન લાવ્યો તથા સત્કાર્યો કર્યાં તેને અલ્લાહ તરફથી જે બદલો મળશે તે બેહતર હશે, પણ તે ધીરજ ધરનારાઓ સિવાય બીજા કોઇને મળતો નથી.

૮૧. પછી અમોએ તે (કારૂન)ને તથા તેના ઘરને જમીનમાં ધસાવી દીધાં, પછી ન તેનું કોઈ એવું ટોળું હતું કે જે અલ્લાહ (ના અઝાબ)થી બચાવવા માટે તેની સ્હાય કરે, અને ન તે પંડે પોતાને બચાવી શકયો.

૮૨. અને તે લોકો કે જેઓ આગલે દિવસે તેના જેવાજ દરજ્જાની ઇચ્છા કરી રહ્યા હતા કહેવા લાગ્યા કે હાય, હાય! આ તો અલ્લાહજ છે જે પોતાના બંદાઓમાંથી જેના માટે ચાહે છે રોજીમાં વિશાળતા આપે છે, અને જેના માટે ચાહે છે તંગ કરી નાખે છે; અગર અમારા પર અલ્લાહે ઉપકાર કર્યો ન હોત તો અમને પણ (તેની માફક જમીનમાં)

ધસાવી દેતે; અરે ગઝબ! અનુપકારીઓ તો હરગીઝ સફળતા પામી શકતા નથી.

૮૩. આ આખેરતનું ઘર અમે તે લોકો માટે નિર્માણ કરીએ છીએ કે જેઓ ન પૃથ્વી પર શેખી ચાહે છે અને ન ફસાદ; અને ઉમદા પરિણામ પરહેઝગારો માટેજ છે. રૂકુઅ ૯

૮૪. જે શખસ નેકી લાવશે તો તેના માટે તે કરતાંય બેહતર (બદલો) હશે, અને જે બદી લાવશે તો તે લોકોને કે જેઓ બદી કરતા હતા. માત્ર એવોજ બદલો મળશે જેવાં કે તેઓ કૃત્ય કરતાં હતાં.

૮૫. (હે રસુલ!) નિસંશય તે—કે જેણે તારા પર કુરઆન (ને અનુસરવાનું) વાજીબ કર્યું છે—તને તારા મુળ સ્થાન (મક્કા) તરફ જરૂર પાછો ફેરવી લાવનાર છે; તું કહે કે મારો પરવરદિગાર તેનાથી સંપુર્ણ વાકેફ છે કે જે હિદાયત લઈને આવ્યો છે અને તેનાથી પણ કે જે નરી ગુમરાહીમાંજ છે.

૮૬. અને તને તો કોઇ એવી આશા ન હતી કે તારા ઉપર આ કિતાબ ઉતારવામાં આવશે, પણ તારા પાલનકર્તા તરફથી ખાસ કૃપા થઈ માટે તું કદી પણ નાસ્તિકોનો આશ્રયદાતા થઈશ ના.

૮૭. અને એવું ન થાય કે અમારી આયતો તારા ઉપર ઉતરી ગયા બાદ (તેના પાલન અને પ્રચારથી) તેઓ તને અટકાવે, અને તું (લોકોને) તારા પરવરદિગાર તરફ બોલાવ, અને તું હરગીઝ મુશ્રીકો માંહેનો થજે નહિ.

૮૮. અને અલ્લાહની સાથે બીજા કોઇને માઅબુદ ન બનાવ, તેના સિવાય કોઇજ માઅબુદ નથી; તેની જાત સિવાય દરેક વસ્તુ નાશ પામનારી છે, મૂળ આજ્ઞા કરવાનું કામ તેનુંજ છે, અને તેનીજ તરફ તમો સર્વ પાછા ફેરવવામાં આવશો.

---

## પ્રકરણ ૨૯ મું.

## સુરયે અનકબુત.

## કરોળીયો.

મક્કામાં ઉતરેલી જેની ૬૯ આયતો અને ૭ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. અલિફ્ લામ મીમ.

૨. શું લોકોએ એમ ધારી લીધું છે કે તેઓ માત્ર આટલું કહેવાથી કે અમે ઈમાન લાવ્યા છોડી દેવામાં આવશે, અને તેમની કસોટી કરવામાં નહિ આવે ?

૩. અને ખચીતજ અમોએ તેમની આગમચવાળાઓને પણ અજમાવ્યા હતા, જેથી અલ્લાહ જેઓ સાચા છે તેમને જરૂર જાણી લેશે અને જુઠાઓને પણ જરૂર જાણી લેશે.

૪. શું તે લોકોએ કે જેઓ બદીઓ કર્યા કરે છે એમ ધારી લીધું છે કે તેઓ અમારાથી આગળ વધી જશે ? કેવો ખરાબ છે તે નિર્ણય કે જે તેઓ કરે છે !

૫. જે કોઈ અલ્લાહની મુલાકાતની આશા રાખતો હોય તો (તેઓ જાણી લે કે) અલ્લાહે નિર્ણીત કરેલો સમય અવશ્ય આવનારો છે; અને તે મહાન સાંભળનાર (તથા) જાણનારો છે.

૬. અને જે શખસ (સત્કાર્યોમાં) સખત પ્રયત્ન કરે છે તે તેના પોતાનાજ ભલા માટે પ્રયત્ન કરે છે; એમાં શંકા નથી કે અલ્લાહ તમામ દુનિયાવાળાઓથી તદ્દન બેપરવાહ છે.

૭. અને જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તેમની બદીઓ તેમનાથી જરૂર ટાળી દઈશું, અને તેઓ જે કર્મ કરતા હતા તે કરતાં ઉત્તમ બદલો અમે તેમને આપીશું.

૮. અને અમોએ મનુષ્યને તેના માબાપ સાથે નેકીથી વર્તવાની આજ્ઞા કરી છે; પણ જો તેઓ તારી ઉપર જબરજસ્તી કરે કે તું પણ એવી વસ્તુને મારી શરીક બનાવ કે જેનું તને જ્ઞાન ન હોય તો તું બન્નેની

આજ્ઞા માન નહિ; (ખચીતજ) તમો સર્વેનું પાછું ફરવું મારીજ તરફ થશે. પછી જે જે વર્તન તમે કર્યા કરતા હતા તેનાથી અમે તમને વાકેફ કરી દઇશું.

૯. અને જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યા તો તેમને અમે (કયામતના દિવસે) અવશ્ય સદાચારીઓમાં દાખલ કરી દઈશું.

૧૦. અને લોકોમાંથી કોઈ કોઈ એવા પણ છે જે (મોઢેથી તો) કહે છે કે અમે અલ્લાહ પર ઇમાન લઇ આવ્યા, પણ જ્યારે અલ્લાહની રાહમાં તેને કાંઇ કષ્ટ પહોંચે છે તો તે કષ્ટને અલ્લાહના અઝાબ સમાન ગણે છે; અને (હે રસુલ!) જ્યારે તારા પરવરદિગાર તરફથી (તારી પાસે) કોઇ મદદ પહોંચે છે ત્યારે તે સઘળાને સઘળાજ આ અવશ્ય કહેશે કે અમે તો તમારીજ સાથે હતા; (પણ) શું અલ્લાહ દુનિયાવાળાઓના અંતઃકરણોમાં જે કાંઈ છે તેનાથી માહીતગાર નથી?

૧૧. અને નિસંશય અલ્લાહ તે લોકોને જાણી લેશે કે જેઓ ઈમાન લઇ આવ્યા છે અને મુનાફીકોને પણ જરૂર જાણી લેશે.

૧૨. અને નાસ્તિકો ઇમાન લાવનારાઓને કહે છે કે તમે અમારા માર્ગને અનુસરો, અને અમે (કયામતમાં) તમારા ગુન્હાઓનો બોજો ઉપાડી લઈશું; પરંતુ તેઓ તેમના ગુન્હાઓનો કોઈ પણ બોજો ઉપાડનારા થશે નહિ; નિસંશય તેઓ જુઠા છે.

૧૩. અને તેઓ પોતપોતાના (ગુન્હાના) બોજા જરૂર ઉપાડશે, અને પોતાના બોજા સાથે (લોકોને બહેકાવવાના) બીજા બોજા પણ ઉચકશે, અને જે જે વાતો તેઓ ઉપજાવી કાઢતા હતા તેના સંબંધમાં કયામતના દિવસે તેમને જરૂર સવાલ કરવામાં આવશે.

૧૪. અને ખચીતજ અમોએ નૂહને તેની કોમ તરફ (પયગમ્બર બનાવી) મોકલ્યો, પછી તે તેઓમાં એક હજારમાં પચાસ વર્ષ ઓછાં રહ્યો (અને હિદાયત કર્યા કરી); પછી તે લોકોને તેમની જુલમગાર સ્થિતિમાં (જળ પ્રલયના) તોફાને આવી પકડયા. રૂકુઅ ૨

૧૫. પછી અમોએ તે (નૂહ)ને તથા કિશ્તીવાળાઓને બચાવી લીધા, અને તે (બનાવ)ને સઘળી દુનિયાવાળાઓ માટે એક (બોધ દાયક)

નિશાની ઠરાવી.

૧૬. અને ઈબ્રાહીમ(ને યાદ કરો) જ્યારે તેણે પોતાની કોમને કહ્યું કે તમે અલ્લાહની ઇબાદત કરો તથા તેનાથી ડરો; અગર તમે જ્ઞાન ધરાવતા હો તો આ તમારા માટે ઉત્તમ છે.

૧૭. સિવાય તેના કાંઈ નથી કે તમે અલ્લાહને મૂકી જેમને પૂજો છો તે માત્ર પાષાણની મૂર્તિઓજ છે, અને વળી જુઠી વાતો ઉપજાવી કાઢો છો; નિસંશય તેઓ કે જેમની અલ્લાહના સિવાય તમે પૂજા કરો છો—તમારી કોઈપણ પ્રકારની રોજીનો અધિકાર ધરાવતા નથી, માટે અલ્લાહ પાસેજ રોજી માગો અને તેનીજ પૂજા કરો અને તેનોજ આભાર માનો; તેનીજ તરફ તમારૂં પાછું ફરવાનું થશે.

૧૮. અને (હે મકકાવાસીઓ!) જો તમે (મારા આ રસુલને) જુઠલાવો તો (કાંઈ પરવાહ નથી) તમારા પહેલાંની કોમો પણ (પોત પોતાના રસુલોને) જુઠલાવી ચૂકી છે; અને રસુલના માથે (અલ્લાહનો સંદેશો) સ્પષ્ટ રીતે પહોંચાડી દેવા સિવાય બીજું કાંઈજ નથી.

૧૯. શું તેમણે આ નથી વિચાર્યું કે અલ્લાહ સૃષ્ટિને નવેસરથી કેવી રીતે સર્જે છે, પછી તેને ફરી ફરી પેદા કર્યા કરે છે? નિસંશય અલ્લાહ માટે આ વાત સ્હેલી છે.

૨૦. (હે રસુલ!) તું કહે કે તમે ભૂમીમાં ચાલો ફરો, પછી લક્ષ પૂર્વક નિહાળો કે તેણે સૃષ્ટિનો કેવી રીતે આરંભ કર્યો છે, પછી (કયામતના દિવસે) એજ અલ્લાહ (લોકોને) છેવટનું ઉઠાડવું ઉઠાડશે; બેશક અલ્લાહ દરેક વસ્તુપર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૨૧. તે જેને ચાહે છે અઝાબ આપે છે અને જેને ચાહે છે તેના પર દયા કરે છે, અને તમો સર્વ તેનીજ તરફ પાછા ફેરવવામાં આવશો.

૨૨. અને તમે (અલ્લાહને) ન પૃથ્વીમાં લાચાર બનાવાનારા છો અને ન આકાશમાં, અને અલ્લાહના સિવાય ન તમારો કોઈ કાર્યસાધક છે અને ન કોઈ મદદગાર.

રૂકુઅ ૩ ૨૩. અને જે લોકો અલ્લાહની આયતોનો તથા (કયામતમાં) તેની મુલાકાતનો ઈન્કાર કરશે તેઓજ મારી રહેમતથી નિરાશ બનશે, અને

તેમનાજ માટે દુ:ખદાયક અઝાબ હશે.

૨૪. સારાંશ કે તે (ઈબ્રાહીમ)ની કોમનો જવાબ આ સિવાય બીજો કાંઈ ન હતો કે તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે તેને કતલ કરી નાખો અથવા તેને બાળી નાખો, પછી અલ્લાહે તે (ઈબ્રાહીમ)ને (નમરૂદની) આગથી બચાવી લીધો; નિસંશય જે લોકો ઈમાન રાખે છે તેમના માટે તેમાં નિશાનીઓ મોજુદ છે.

૨૫. અને એ (ઈબ્રાહીમે) ફરમાવ્યું કે સિવાય તેના બીજું કાંઈ નથી કે તમોએ અલ્લાહને મૂકી દઈ સંસારી જીવનમાં માંહોમાંહેની મિત્રાચારીના કારણે મૂર્તિઓને (ખુદા) માની લીધા છે, પછી કયામતના દિવસે તમારા માંહેના કેટલાકો કેટલાકોનો ઇન્કાર કરશે, અને તમારા માંહેના કેટલાકો કેટલાકો પર લાનત કરશે, અને તમો સર્વનું ઠેકાણું જહન્નમ હશે, અને તમારો કોઈજ મદદગાર થશે નહિ.

૨૬. પછી (માત્ર) લૂત તેના પર ઈમાન લાવ્યો અને કહેવા લાગ્યો કે હું મારા પરવરદિગાર તરફજ હિજરત કરનારો છું; બેશક તેજ ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૨૭. અને અમોએ તેને ઈસ્હાક તથા યાકુબ (જેવા પુત્ર પૌત્રો) અર્પણ કર્યા, અને તેમના વંશજોમાં નબુવ્વત તથા કિતાબ નિર્માણ કરી, અને તેનો બદલો તેને દુનિયામાં આપ્યો, અને આખેરતમાં પણ બેશક તે સદાચારીઓ માંહેનો છે.

૨૮. અને લૂત (ને યાદ કરો) જ્યારે તેણે પોતાની કોમને કહ્યું કે નિસંશય તમે એવાં નિર્લજ્જ કાર્ય કરો છો કે તેવાં તમારી આગમચ આખી દુનિયામાં કોઈએ કર્યાં નથી.

૨૯. શું તમે (કામવાસના માટે સ્ત્રીઓને મૂકી) પુરૂષો પાસે જાઓ છો, અને (પ્રવાસીઓને લૂટવા માટે તેમનો) માર્ગ કાપો છો, અને તમારા જલસાઓમાં મનાઈ કરેલું (અકુદરતી) કૃત્ય પણ કરો છો? ત્યારે તેની કોમ પાસે આ સિવાય બીજો કશો જવાબ ન હતો કે તેમણે કહ્યું કે જો તું સાચાઓ માંહેનો હોય તો અમારા પર અલ્લાહનો અઝાબ લઈ આવ.

૩૦. (લૂતે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! આ ફસાદખોરો વિરૂદ્ધ મારી સહાય કર.

રૂકુઅ ૪ ૩૧. અને જે વખતે અમારા મોકલેલા (ફરિશ્તા) ઇબ્રાહીમ પાસે (વૃદ્ધાવસ્થામાં પુત્ર પ્રાપ્તિના) શુભ સમાચાર લઇને આવ્યા ત્યારે તેમણે કહ્યું કે નિસંશય અમે આ ગામવાસીઓનો નાશ કરનારા છીએ, બેશક તે (ગામ)ના રહેવાશીઓ જુલમગાર છે.

૩૨. (ઈબ્રાહીમે) કહ્યું કે તમને ધ્યાન રહે કે તેમાં લૂત પણ છે; (ફરિશ્તાઓએ) કહ્યું કે જે કોઈ તેમાં છે તેનાથી અમે સારી પેઠે વાકેફ છીએ, અમે તેને તથા તેના કુટુંબી જનોને અવશ્ય બચાવી લઈશું, સિવાય તેની પત્ની કે જે પાછળ રહી જનારાઓ માંહેની થશે.

૩૩. અને જે વેળા અમારા મોકલેલા દૂતો લૂતની પાસે આવ્યા ત્યારે તે તેમને જોઇ દિલગીર થયો અને તેમના રક્ષણ માટે પોતાને (તદ્દન) અશક્ત જોયો, તો તેઓએ કહ્યું કે (હે લૂત!) તું ભય ન પામ અને ખેદ ન કર, બેશક અમે તને તથા તારા કુટુંબીઓને છુટકારો આપનારા છીએ, સિવાય તારી પત્નીના કે જે પાછળ રહી જનારાઓ માંહેની થશે.

૩૪. નિસંશય અમે આ ગામ ઉપર—આ કારણસર કે તેઓ કુકૃત્યો કર્યા કરે છે—આકાશ પરથી આપત્તિ ઉતારનારા છીએ.

૩૫. અને ખચીતજ એમોએ તે (ઉંધી વળી ગએલી વસ્તી)ને સમજુઓ માટે એક ખુલ્લી નિશાની બનાવી રહેવા દીધી છે.

૩૬. અને મધ્યન તરફ તેમના ભાઈબંધ શોઅયબને (મોકલ્યો), પછી તેણે ફરમાવ્યું કે હે મારી કોમ! તમે અલ્લાહની ઇબાદત કરો અને આખેરતના દિવસના (ઉત્તમ બદલાના) ઉમેદવાર રહો, અને ભૂમિ પર અત્યાચાર કરી ફસાદ ફેલાવતા ન રહો.

૩૭. પણ તે લોકોએ તે (શોઅયબ)ને જુઠલાવ્યો, જેથી તેમને ધરતીકંપે ઝડપી લીધા, આથી તેઓ પોતપોતાના ઘરોમાં સ્થીર બની (મરણ પામી) રહી ગયા.

૩૮. અને આદ તથા સમુદ (ના કબીલાવાળાઓનો પણ નાશ કર્યો) જેમના ઘરોના અવશેષો પરથી (તેમની દુર્દશા) જાહેર થઈ આવે છે, અને શેતાને તેમના કર્મોને તેમની દ્રષ્ટિમાં શોભાયમાન કરી દીધા હતા, જેથી તેણે તેમને સન્માર્ગથી રોકી દીધા હતા, જોકે તેઓ શાણા (અને) સમજુ (અવશ્ય) હતા:

૩૯. અને કારૂન તથા ફિરઔન તથા હામાનનો પણ (નાશ કર્યો), અને ખચીતજ મુસા તેમની પાસે સ્પષ્ટ દલીલો લઇને આવ્યો હતો, પણ તેમણે તે ભૂમિમાં અહંકાર કર્યો, છતાંય (અમારી પાસેથી કયાંય પણ) છટકી શકયા નહિ.

૪૦. પછી અમોએ દરેકને તેમના ગુન્હાઓના બદલામાં પકડી લીધા, પછી તેઓમાંથી કેટલાકો ઉપર અમોએ પત્થરોનો વરસાદ વરસાવ્યો, અને કેટલાકોને (ભયંકર) કીકીયારીઓએ ઝડપી લીધા, અને કેટલાકોને અમોએ ભુમિમાં સમાવી દીધા, અને કેટલાકોને (સમુદ્રમાં) ડુબાડી દીધા, અને અલ્લાહનું આ કામ નથી કે તેમના પર જુલમ કરે, પરંતુ તેઓ પંડેજ પોતાના જીવ પર જુલમ કર્યા કરતા હતા.

૪૧. તે લોકો કે જેમણે અલ્લાહના સિવાય બીજાઓને પોતાના કાર્યસાધક બનાવી દીધા છે તેમનો દાખલો તે કરોળીઆના જેવો છે કે જેણે એક ઘર (જાળું) બનાવ્યું; અને નિસંશય નબળામાં નબળું ઘર કરોળીઆનુંજ હોય છે અગર તેઓ સમજી શકે તો.

૪૨. નિસંશય તેઓ અલ્લાહના સિવાય જે વસ્તુને પોકારે છે તેને અલ્લાહ સારી પેઠે જાણે છે; અને તે ઝબરદસ્ત હિકમતવાળો છે.

૪૩. અને આ દાખલાઓ અમે લોકો (ના બોધ) માટે વર્ણવીએ છીએ, અને જ્ઞાનિ લોકો સિવાય તે કોઈ સમજી શકતું નથી.

૪૪. અલ્લાહે આકાશો તથા જમીનને સત્ય હેતુસર ઉત્પન્ન કર્યાં છે; બેશક તેમાં ઈમાન લાવનારાઓ માટે નિશાનીઓ મોજુદ છે.

---

# ભાગ ૨૧ મો.

અ । ૪૫. (હે રસુલ !) આ કિતાબમાંથી તારા તરફ જે વહી કરવામા આવી છે તેનો પાઠ કર્યા કર અને નમાઝ પઢયા કર; નિસંશય નમાઝ નિર્લજજપણું અને અયોગ્ય વર્તનથી બચાવે છે; અને ખરેજ અલ્લાહુની યાદ સૌ કરતાં મોટી વસ્તુ છે; અને તમે લોકો જે કાંઇ કરો છો તે અલ્લાહુ સારી પેઠે જાણે છે.

૪૬. (હે ઈમાનદારો !) કિતાબવાળાઓ સાથે વાદવિવાદ કરો નહિ પરંતુ એવી રીતે કરો કે જે ઉત્તમ હોય, સિવાય (તે લોકોથી) કે તેઓમાંથી જેમણે (તમારા પર) જુલમ કર્યો હોય, અને આ કહો કે અમે તેના ઉપર ઇમાન લાવ્યા છીએ કે જે અમારા તરફ ઉતારવામાં આવ્યું છે અને તેના ઉપર પણ કે જે તમારા તરફ ઉતારવામાં આવ્યું છે, અને અમારો માઅબુદ તથા તમારો માઅબુદ એકજ છે, અને અમે તેનેજ આધીન થઇએ છીએ.

૪૭. અને એવીજ રીતે અમોએ તારી તરફ આ કિતાબ ઉતારી છે; જેથી તે લોકો કે જેમને અમોએ (આ પહેલાં) કિતાબ આપી છે આ (કુરઆન) ઉપર પણ ઇમાન રાખે છે, અને તે (મકકાવાસી)ઓમાંથી પણ કોઈ કોઈ તો તેના પર ઈમાન રાખે છે; અને નાસ્તિકો સિવાય અમારી આયતોનો ઈન્કાર કોઈજ કરતું નથી.

૪૮. જોકે આ કિતાબ ઉતારવા પહેલાં તું ન કોઇ કિતાબ વાંચતો હતો અને ન તારા જમણા હાથથી કાંઇ લખતો હતો, જો એમ હોત તો આ અસત્યવાદીઓ તારી (નબુવ્વતના સંબંધમાં) જરૂર શંકા કરતે.

૪૯. પરંતુ તે લોકોના અંતઃકરણોમાં કે જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે આ આયતો સ્પષ્ટ છે; અને જાલિમ લોકો સિવાય અમારી આયતોનો ઇન્કાર કોઇ કરતું નથી.

૫૦. અને તેઓ કહે છે કે તે (રસુલ)ના પર તેના પરવરદિગાર તરફથી (મોજીઝા તરીકે) નિશાનીઓ શામાટે ઉતારવામાં નથી આવી ? તું કહે કે નિશાનીઓ (મોકલવાનો અધીકાર) તો માત્ર અલ્લાહની પાસે છે; અને હું માત્ર એક ખુલ્લો ડરાવનારો છું.

૫૧. શું તેમના માટે આ પુરતું નથી કે અમોએ તારા ઉપર એક એવી કિતાબ ઉતારી કે જે તેમને પઢી પઢીને સંભળાવવામાં આવે છે? નિસંશય જે લોકો ઇમાન રાખે છે તેમના માટે તેમાં ખચીતજ રહેમત અને નસીહત છે.

૫૨. તું કહે કે અમારી અને તમારી વચ્ચે શાક્ષિ તરીકે અલ્લાહ (એકલો)જ પુરતો છે, આકાશો તથા પૃથ્વીમાં જે કાંઈ છે તેનાથી તે સંપૂર્ણ વાકેફ છે, અને જે લોકો અસત્ય પર ઈમાન લાવ્યા અને અલ્લાહનો ઇન્કાર કર્યો તેઓજ હાનિ ભોગવનારા છે. રૂકુઅ ૬

૫૩. અને તારી પાસે અઝાબ (ઉતારવા)ના સંબંધમાં તેઓ ઉતાવળ કરે છે, પણ જો (અઝાબનો) સમય નક્કી કરેલો ન હોત તો તે અઝાબ તેમના પર ક્યારનોય આવી ચૂક્યો હોત; અને ખચીતજ તે તેમને ઓચિંતો આવી પકડશે અને તેમને જાણ વટીક થવા પામશે નહિ.

૫૪. તેઓ તારી પાસે અઝાબના સંબંધમાં ઉતાવળ કરે છે; જોકે જહન્નમ ઇન્કાર કરનારાઓને અવશ્ય ઘેરી લેનારી છે:

૫૫. તે દિવસે કે જ્યારે અમારો અઝાબ તેમને ઉપરથી ઢાંકી લેશે અને તેમના પગો હેઠળથી પણ, અને (અલ્લાહ તેમને) ફરમાવશે કે જે જે કૃત્યો તમે કર્યા કરતા હતા તેની મજા ચાખો.

૫૬. અને હે મારા તે બંદાઓ કે જે ઈમાન લાવ્યા છો! નિસંશય મારી ભૂમિ અતિ વિશાળ છે, માટે તમે મારીજ ઈબાદત કરો.

૫૭. દરેક જીવ મૃત્યુની મજા ચાખનાર છે; પછી તમો સર્વેનું પાછું ફરવું અમારીજ તરફ થશે.

૫૮. અને જે લોકો ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તેમને અમે જન્નત માંહેના ઉંચા ઉંચા ઝરૂખાઓમાં અવશ્ય સ્થાન આપીશું, જેની હેઠળ નદીઓ વહેતી હશે, તેઓ સદાય તેમાંજ રહેશે; સત્કાર્યો કરનારાઓ માટે આ કેવો ઉત્તમ બદલો હશે!

૫૯. કે જેઓ (દુનિયામાં) ધીરજ ધરે છે અને જેઓ પોતાના પરવરદિગાર પર આસ્થા રાખે છે.

૬૦. અને પૃથ્વી પર ચાલનારા કેટલાય (પ્રાણીઓ) એવા છે કે

જેઓ પોતાની રોજી ઉચકીને ફરતા નથી; પણ અલ્લાહજ તેમને રોજી પહોંચાડે છે અને તમને પણ; અને એજ મોટો સાંભળનાર (અને) જાણનારો છે.

૬૧. અને જો તું તેમને આ સવાલ કરે કે આકાશો તથા પૃથ્વીને કોણે સર્જ્યાં છે, અને સૂર્ય તથા ચંદ્રને કોણે કામે લગાડી દીધા છે? તો તેઓ અવશ્ય એમ કહેશે કે અલ્લાહે; આ છતાંય તેઓ કયાં બ્હેકી જાય છે?

૬૨. અલ્લાહ પોતાના બંદાઓમાંથી જેના માટે ચાહે છે રોજી વિશાળ કરી દે છે અને જેના માટે ચાહે છે તંગ કરી નાખે છે; બેશક અલ્લાહ દરેક વસ્તુથી વાકેફ છે.

૬૩. અને (હે રસુલ!) જો તું તેમને પૂછે કે આકાશ પરથી પાણી કોણ ઉતારે છે, પછી તે વડે મરણ પામેલી ભૂમિને પુનઃ જીવન કોણ કરે છે? તો તેઓ ખચીતજ આ કહેશે કે અલ્લાહ; તું કહે કે સર્વ પ્રકારની તારીફ અલ્લાહ માટેજ લાયક છે; પરંતુ તેઓ માંહેના ઘણાંખરા સમજતા નથી.

અ ૬૪. અને આલોકનું જીવન રમત ગમત સિવાય કાંઈજ નથી; અને નિસંશય પરલોકનું ઘર એજ ખરૂં અમર જીવન છે; અગર તેઓ સમજે તો.

૬૫. પછી જ્યારે તેઓ વહાણમાં સવાર થાય છે ત્યારે નિર્મળ મનથી તેની ભકિત અર્થે તે (અલ્લાહ) નેજ પોકારે છે, પછી જ્યારે તે તેમને છુટકારો આપી ખુશ્કી પર પહોંચાડી દે છે તો તેઓ તરતજ શિર્ક કરવા મંડી જાય છે:

૬૬. કે જેથી અમોએ તેમને જે કાંઇ આપ્યું છે તેની તો કૃતઘ્નતા કરે, અને થોડા (વધુ) દિવસ લાભ મેળવી લે; પણ આગળ જતાં તેઓ જાણીજ લેશે.

૬૭. શું તેમણે આ ઉપર વિચાર નથી કર્યો કે અમોએ હરમ (મક્કા)ને શાંતિનું ધામ બનાવ્યું છે, જ્યારે તેની આસપાસથી લોકોને બળજબરીથી ઉચકી લઈ જવામાં આવે છે? તે છતાં શું તે લોકો

અસત્ય પર ઇમાન રાખશે અને અલ્લાહની નેઅમતોનો ઇન્કાર કરશે?

૬૮. અને તેના કરતાં વધારે જાલિમ કોણ હશે જે અલ્લાહ પર જુઠું આળ ચઢાવે, અથવા જ્યારે તેની પાસે સત્ય આવે ત્યારે તેને જુઠલાવે? શું ત્યારે નાસ્તિકોનું રહેઠાણ જહન્નમ નથી?

૬૯. અને જેઓ અમારા (ધર્મ પ્રચારના) સંબંધમાં પ્રયત્ન કરશે તેને અમે અમારા માર્ગો જરૂર દેખાડી દઈશું; અને અલ્લાહ બેશક નેકી કરનારાઓની સાથે સાથેજ છે.

---

## પ્રકરણ ૩૦ મું.

## સુરતુર્ રૂમ.

## રોમનો.

મક્કામાં ઉતરેલી જેની ૬૦ આયતો અને ૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ્ લામ મીમ. રૂકુઅ ૧

૨. રૂમવાળા પરાજીત થઈ ગયા છે:

૩. પાસેની ભૂમિમાં, પણ તેઓ પરાજ્ય બાદ ટુંક સમયમાં પાછા પ્રબળ થઇ જશે:[1]

---

૧ ઇરાનીઓએ રોમનો પર ચઢાઈ કરી અને રોમન શહેનશાહતના કેટલાક શહેરો પર કબ્જો મેળવ્યો. આ સમાચાર જ્યારે મક્કામાં પહોંચ્યા ત્યારે મુસલમાનો દીલગીર થયા, કારણ કે રોમનો પણ મુસલમાનોની જેમ ઇલાહી કિતાબમાં માનનારા હતા, જ્યારે નાસ્તિકો મજકુર ખબરથી હર્ષમાં આવી ગયા, કારણ કે તેઓ ઇરાનના અગ્ની પૂજકો સાથે સહાનુભુતી દર્શાવતા હતા. આથી અલ્લાહે મજકુર આયત ઉતારી, જેમાં ઇરાનવાસીઓ ઉપર રોમનોના વિજયની આગાહી છે. મજકુર આગાહી ૯ વર્ષ પછી ખરી પડી. આ ઘટના પણ હઝરત મોહમ્મદ સ૦અ૦વ૦ની નબુવ્વતની સચોટ દલીલ છે.

૪. થોડાક વર્ષોમાં; અલ્લાહનો હુકમ પ્રથમ પણ હતો અને પછી પણ રહેશે, અને તે દિવસે ઇમાનવાળા ખુશ થઈ જશે:

૫. અલ્લાહની મદદથી; તે જેની ચાહે છે સહાય કરે છે; અને એજ બળવાન (અને) દયાળુ છે:

૬. આ અલ્લાહનો વાયદો છે; અલ્લાહ કદીપણ પોતાના વાયદાનો ભંગ કરતો નથી, પરંતુ ઘણાંખરા લોકો જાણતા નથી.

૭. આ લોકો આલોકના જીવનની જાહેર સ્થિતિ જાણે છે, અને આખેરતથી તેઓ (તદ્દન) અજ્ઞાત છે.

૮. શું તેમણે પોતાના મનમાં આ (બાબત) ઉપર વિચાર નથી કર્યો કે અલ્લાહે આકાશો તથા પૃથ્વી અને જે કાંઈ તેમની વચ્ચે છે તે સઘળું સત્ય હેતુપૂર્વક અને એક ઠરાવેલી મુદ્દત માટે ઉત્પન્ન નથી કર્યું? જોકે નિસંશય માણસોમાંથી ઘણાંખરા પોતાના પરવરદિગારની મુલાકાતનો ઈન્કાર કરનારા છે.

૯. શું તેઓ પૃથ્વીમાં ચાલ્યા ફર્યા નથી કે તેઓ આ જુએ કે તેમની આગમચવાળાઓનો કેવો અંત આવ્યો હતો? તેઓ તે (મક્કાવાસી) ઓના કરતાં શક્તિમાં પણ ઘણા વધારે હતા, અને જમીનને વધારે વિસ્તારમાં ખેડીને તેમના કરતાંય વધુ આબાદ કરી હતી, અને તેમના રસુલો તેમની પાસે પ્રત્યક્ષ દલીલો લઇને આવ્યા હતા; અને અલ્લાહ માટે આ યોગ્ય નથી કે તેમના પર જુલમ કરે, પરંતુ તેઓ પંડેજ જુલમ કર્યા કરતા હતા.

૧૦. પછી જેમણે બદી કરી હતી તેમનું પરિણામ પણ બુરૂંજ થયું, કારણ કે તેઓ અલ્લાહની આયતો જુઠલાવીને તેમની મજાક કરતા હતા.

અ ૧૧. અલ્લાહજ સૃષ્ટિનો આરંભ કરે છે, પછી પણ તેજ તેને પુનઃ બનાવે છે, પછી તેનીજ તરફ તમો સર્વેનું પાછું ફરવાનું થશે.

૧૨. અને જે દિવસે કયામત કાયમ થશે ત્યારે ગુન્હેગાર લોકો નિરાશ બની રહી જશે.

૧૩. અને તેમના શરીકોમાંથી કોઈ પણ તેમની (મુક્તિ માટે)

સલામણ કરનાર થશે નહિ, અને તેઓ પંડે પણ પોતાના શરીકોનો ઇન્કાર કરનારા થઇ જશે.

૧૪. અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે (ઈમાનવાળા તથા નાસ્તિકો) એક બીજાથી જુદા પડી જશે.

૧૫. પછી જે લોકો ઇમાન લાવ્યા હશે, અને સત્કાર્યો કર્યાં હશે, તેઓ તો બાગે બહિશ્તમાં આનંદ આનંદમાંજ રહેશે.

૧૬. અને રહ્યા તે લોકો કે જેઓ ઇમાન લાવ્યા ન હશે, અને જેમણે અમારી આયતોને તથા કયામત(ના દિવસની) હાજરીને જુઠલાવી હશે તો તેમને અઝાબમાં ગિરફતાર કરી હાજર કરવામાં આવશે.

૧૭. પછી જે વેળા તમને સાંજ પડે છે અને જે વેળા તમને સવાર પડે છે ત્યારે અલ્લાહનીજ પવિત્રતા વર્ણવ્યા કરો.

૧૮. અને દરેક પ્રકારની તારીફ તેનાજ માટે શોભાસ્પદ છે, આકાશો તથા પૃથ્વીમાં; અને રાત પડતાં તથા જે વખતે તમે લોકોને બપોર થાય છે ત્યારે પણ (અલ્લાહની પવિત્રતા વર્ણવ્યા કરો).

૧૯. તે મુડદાઓમાંથી જીવતાઓને કાઢે છે અને જીવતાઓમાંથી મુડદાઓને કાઢે છે, અને જમીનને તેના મૃત્યુ બાદ પુનઃ સજીવન કરે છે; અને એજ રીતે તમે (કબરોમાંથી) કાઢવામાં આવશો.

૨૦. અને તેની (કુદરતની) નિશાનીઓમાંથી આ પણ એક નિશાની છે કે તેણે તમને માટીમાંથી પેદા કર્યા, પછી તમે એકાએક માણસ બની ઠેક ઠેકાણે ફેલાઈ ગયા. રૂકુઅ ૩

૨૧. અને તેની નિશાનીઓમાંથી આ પણ એક છે કે તમારા માટે તમારામાંથીજ જોડાં (સ્ત્રીઓ) પણ પેદા કર્યાં છે કે જેથી તમે તેમની પાસે જઇ રાહત મેળવો, અને તમારા ઉભય વચ્ચે પ્રેમ અને મમતા પેદા કરી; નિસંશય તે લોકો માટે કે જેઓ ચિંતવન કરે છે એમાં (ઘણી) નિશાનીઓ મોજુદ છે.

૨૨. અને તેની નિશાનીઓમાં આકાશો તથા પૃથ્વીનું પેદા કરવું તથા તમારી ભિન્ન ભિન્ન ભાષાઓ તથા રંગોનું ભિન્ન ભિન્ન હોવું

પણ છે; નિસંશય જ્ઞાનિ લોકો માટે તેમાં નિશાનીઓ છે.

૨૩. અને તમારૂં રાતનું ઉંઘવું તથા દિવસનું ઉંઘવું, અને તમારૂં તેની કૃપા વડે રોજીનું ચાહવું; એ પણ તેની નિશાનીઓમાંથી છે; નિસંશય સાંભળનારાઓ માટે એમાં પણ નિશાનીઓ મોજુદ છે.

૨૪. અને તેની નિશાનીઓમાં આ પણ છે કે તમને ડરાવવા તથા આશાવંત કરવા માટે વિજળી (ના ચમકારા) દેખાડે છે, અને આકાશ પરથી પાણી ઉતારે છે, પછી તે વડે ભૂમિને તેના મરણ પામ્યા બાદ પુનઃ સજીવન કરે છે; નિસંશય તે લોકો માટે કે જેઓ અકકલ ધરાવે છે એમાં પણ નિશાનીઓ છે.

૨૫. અને તેની નિશાનીઓમાંથી આ પણ છે કે આકાશો તથા જમીન તેનાજ હુકમથી કાયમ રહ્યાં છે; પછી જે વેળા તે તમને એકજ પોકાર કરી જમીનમાંથી પોકારશે તો તમે (જમીનમાંથી સજીવન થઈ) તત્કાળ નીકળી પડશો.

૨૬. અને જે કાંઈ આકાશો તથા જમીનમાં છે તે તેનુંજ છે; સઘળા તેનાજ તાબેદાર છે.

૨૭. અને તે એજ છે જે સૃષ્ટીને પ્રથમ નિર્માણ કરે છે, પછી (કયામતને દિવસે) પણ તેને પુનઃ નિર્માણ કરશે, અને આ (કાર્ય) તેના માટે તદ્દન સહેલું છે; અને આકાશો તથા પૃથ્વીમાં ઉત્તમ સરખામણી તેનેજ માટે છે, અને તેજ મહા સમર્થ (અને) હિકમત વાળો છે.

રૂકુઅ ૪ ૨૮. તે તમારા (સમજવા) માટે તમારામાંથીજ એક દાખલો વર્ણવે છે કે શું તે રોજીમાં કે જે અમોએ તમને આપી મૂકી છે તમારા ગુલામોમાંથી (કોઈ તમારો) ભાગીદાર હોય છે કે જેથી તમે તે (રોજીના ઉપયોગ)માં સરખે સરખા થઈ જાઓ? (અને) શું જેવી રીતે તમે માંહોમાંહે એક બીજાથી બીઓ છો તેમ તેમનાથી પણ બીઓ છો[1]? જે લોકો અક્કલ ધરાવે છે તેમના માટે અમે એવીજ રીતે અમારી આયતો સ્પષ્ટ કરી વર્ણવીએ છીએ.

---

૧. આ આયતનો ભાવાર્થ એ છે કે જ્યારે તમારી અને તમારા ગુલામોની બરાબરી થઇ શકતી નથી ત્યારે પત્થરની મૂર્તિઓ અને અલ્લાહની બરોબરી કેમ થઇ શકે?

૨૯. બલ્કે વાત એ છે કે જે લોકો જુલમ કરે છે તેઓ જાણ્યા કર્યા વિના પોતાની મનોવાંછાને અનુસરે છે; સારાંશ કે અલ્લાહ જેનાથી હિદાયતની પ્રેરણા ખુંચવી લે તેને રાહ પર કોણ લાવી શકે છે? અને એવાઓનો મદદગાર પણ કોઈ થશે નહિ.

૩૦. માટે (હે રસુલ!) તું એકજ અલ્લાહનો માનનારો રહીને તેનાજ દીન તરફ મોઢું સીધું કરી રાખ; આ અલ્લાહે ઘડેલો સૃષ્ટિ નિયમ (ફીતરત) છે (તેને અનુસરી ચાલ) કે જે સૃષ્ટિનિયમ પર તેણે માણુસોને સર્જ્યાં છે; અલ્લાહના તે સૃષ્ટિનિયમમાં કોઈ ફેરફાર થઇ શકતો નથી; સાચો ધર્મ એજ છે, પરંતુ ઘણુાંખરા લોકો જાણુતા નથી:

૩૧. તેનીજ તરફ રજુ થઈ રહો, અને તેનાથીજ બીઓ, અને નમાઝ કાયમ કરો અને મુશ્રીકો માંહેના થાઓ નહિ:

૩૨. તે (મુશ્રીક)ઓ માંહેના કે જેમણે પોતાના દીનના કટકે કટકા કરી નાખ્યા અને જુદા જુદા પંથવાળા બની ગયા; દરેક પક્ષ જે કાંઇ પણ (ધર્મ) તેની પાસે છે તેમાંજ આનંદ માને છે.

૩૩. અને જ્યારે માણુસોને કાંઈ હાનિ પહોંચે છે ત્યારે તેઓ પોતના પરવરદિગાર તરફ રજુ થઇને તેને પોકારવા માંડે છે, પછી જ્યારે તે તેમને પોતાની કૃપાની મજા ચખાડે છે ત્યારે તેઓ માંહેનું એક ટોળું તરતજ પોતાના પરવરદિગારનો શરીક બનાવવા મંડી જાય છે:

૩૪. કે જેથી અમોએ તેમને જે કાંઈ આપ્યું છે તેની નાશુકરી (કૃતઘ્નતા) કરે; માટે થોડા દિવસનો લાભ મેળવી લો; પછી આગળ જતાં તમને જણાઈ આવશે.

૩૫. અથવા શું અમોએ તેમના પર કોઈ એવી દલીલ ઉતારી છે કે તે અલ્લાહ સાથે બીજાને શરીક કરવાનું કહેતી હોય?

૩૬. અને જે વેળા અમે લોકોને અમારી કૃપાની મજા ચખાડીએ છીએ ત્યારે તેઓ તેનાથી રાજી રાજી થઈ જાય છે; અને જો તેમના પર તેમના હાથોએ અગાઉ કરેલા કૃત્યોના કારણે કોઈ આફત આવી પડે છે તો તરતજ હતાશ થઈ જાય છે.

૩૭. શું તેમણે આ નથી જોયું કે અલ્લાહ જેના માટે ચાહે છે

રોજી વિશાળ કરી દે છે, અને જેના માટે ચાહે છે તંગ કરી દે છે? બેશક જે લોકો ઇમાન રાખે છે તેમના માટે એમાં પણ નિશાનીઓ મોજુદ છે.

૩૮. માટે (હે રસુલ!) તું તારા નજીકના સગાંવહાલાઓને તથા મિસ્કીનોને તથા મુસાફરોને તેમના હક આપતો રહે; આ તે લોકો માટે કે જેઓ અલ્લાહની ખુશીને ચાહનારા છે ઘણુંજ સારૂં છે, અને એવાજ લોકો સંપૂર્ણ મુકિત પામનારા છે.

૩૯. અને રીબા (ભારે વ્યાજ) કે જે લોકોના માલને કાંઇક વધારી દે એવા હેતુથી તમે આપો છો તો (જાણી લ્યો કે) તે અલ્લાહની પાસે કાંઇજ વધારો કરતો નથી, અને અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવા માટે જે ખેરાત તમે આપો છો તો બસ, એવાજ લોકો (પોતાના માલ તથા સવાબને) વધારનારા છે.

૪૦. અલ્લાહ એજ (સર્વ શકિતમાન) છે કે જેણે તમને પેદા કર્યા, પછી તેણે તમને રોજી આપી, પછી તે તમને મૃત્યુ આપે છે, પછી તે તમને સજીવન કરે છે; શું તમારા (બનાવેલા) શરીકોમાંથી પણ કોઈ એવો છે જે આ (કાર્યો) માંથી કોઈ (કાર્ય) કરી દેખાડે? જે વસ્તુ-ઓને આ લોકો (અલ્લાહની) શરીક બનાવે છે તેમનાથી તેની જાત પાક અને ઉચ્ચતર છે.

૧રૂઅ ૫ ૪૧. લોકોના હાથે જે કાંઈ થયું તેના કારણે ખુશ્કી તથા તરીમાં ફસાદ જાહેર થઇ ગયો કે જેથી તેમણે જે કાંઈ વર્તન ચલાવ્યું તેના થોડાક (ભાગ)ની મજા તો અલ્લાહ તેમને ચખાડી દે કે કદાચને તેઓ (વધુ ફસાદ કરતાં) અટકે.

૪૨. (હે રસુલ!) તું કહે કે જમીનમાં ચાલો ફરો, પછી ધ્યાન દઇ જુઓ કે તે લોકો કે જે તમારી પૂર્વે હતા તેમનો કેવો અંત આવ્યો! તેઓમાંથી ઘણાંખરા મુશ્રીક હતા.

૪૩. માટે તું સત્ય ધર્મ તરફ તારૂં મોઢું સીધું રાખ, તે દિવસ અલ્લાહ તરફથી આવી પહોંચે તે પહેલાં કે જે દિવસનું આવવું હરગીઝ ટળનાર નથી. તે દિવસે (ઇમાનવાળા તથા નાસ્તિક) લોકો એક બીજાથી

જુદા પડી જશે.

૪૪. જે શખસ ઇમાન ન લાવ્યો તો તેના ઇમાન નહિ લાવવા (ના ગુન્હા)નો બોજો તેના ઉપરજ રહેશે, અને જેણે કોઈ નેકી કરી તો તેણે પોતાના માટે (આખેરતની) તૈયારી કરી:

૪૫. કે જેથી તે (અલ્લાહ) તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા છે તથા સત્કાર્યો કર્યાં છે પોતાની કૃપાથી (સારો) બદલો આપે; નિસંશય તે ઇમાન નહિ લાવનારાઓને દોસ્ત રાખતો નથી.

૪૬. અને તેની નિશાનીઓમાં આ પણ એક છે કે તે વાયુઓને મોકલે છે એ માટે કે તે વરસાદની ખુશખબર આપનારા હોય, અને એ માટે કે તે તમને પોતાની રહેમતની મજા ચખાડે, અને એ માટે કે તેના હુકમથી વહાણો (સમુદ્રો પર) ચાલે, અને એ માટે કે તેની કૃપામાંથી તમે રોજી માગો અને એ માટે કે કદાચને તમે આભાર માનનારા થાઓ.

૪૭. અને (હે રસુલ!) ખચીતજ અમોએ તારી આગમચ તેમની પોતપોતાની કોમો તરફ રસુલ મોકલ્યા હતા, પછી તેઓ તેમની પાસે (અમારી) ખુલ્લી દલીલો લઇને આવ્યા (છતાં તેમણે માન્યું નહિ), પછી તે લોકોથી કે જેઓ ગુન્હેગાર હતા અમોએ બદલો લીધો; અને મોમીનોની સ્હાય કરવી અમારાપર હમેશ માટે લાજિમ છે.

૪૮. અલ્લાહ એજ છે કે જે વાયુઓ મોકલે છે, પછી તે વાદળાં ખેંચી લાવે છે, પછી તે તેમને જેવી રીતે ચાહે છે આકાશ પર ફેલાવી દે છે, અને તેમના કટકે કટકા કરી નાખે છે, પછી તું જુએ છે કે તે માંહેથી વરસાદ નીકળી ચાલ્યો આવે છે, પછી જ્યારે તે પોતાના બંદાઓમાંથી જેના પર ચાહે તેમાંથી વરસાવી દે છે ત્યારે તેઓ તત્કાળ આનંદોત્સવ કરવા મંડી જાય છે.

૪૯. અને જોકે તેમના પર (વરસાદ) વરસાવવામાં આવ્યો તે પહેલાં તો તેઓ નિરાશ બની ગયા હતા.

૫૦. માટે જરા અલ્લાહની કૃપા ભરી નિશાનીઓને ધ્યાનપૂર્વક નિહાળ કે તે મરણ પામેલી ભૂમિને પાછી કેવી રીતે સજીવન કરે છે; નિસંશય એજ મુડદાઓને પણ જીવતા કરનારો છે, અને એજ દરેક

વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૫૧. અને અગર અમે એવા એક વાયુને મોકલી દઇએ કે જેથી તેઓ પોતાની ખેતી પીળી પડી ગએલી નિહાળે તો તે પછી તેઓ અમારી પહેલી બક્ષીશોને (વીસરી જઈ) કૃતઘ્નતા કરવાનું ચાલુજ રાખશે.

૫૨. માટે (હે રસુલ!) ખાત્રીપૂર્વક જાણજે કે તું મુડદાઓને સંભળાવી શકતો નથી અને ન બહેરાઓને બોલાવવાનો અવાજ સંભળાવી શકે છે, જ્યારે કે તેઓ પીઠ ફેરવી ચાલતી પકડે છે.

૫૩. અને ન તું (અંતઃકરણના) આંધળાઓને તેમની ગુમરાહીમાંથી સરળ માર્ગ પર લાવનાર છે; તું તો કેવળ તેમને (અમારો સંદેશો) સંભળાવી શકે છે કે જે અમારી આયતો પર ઇમાન રાખે છે, પછી તેઓ આધિન થઈ જાય છે.

૫૪. અલ્લાહ તે છે જેણે તમને આરંભમાં નિર્બળતામાંથી પેદા કર્યા, પછી નિર્બળતા બાદ શકિત અર્પણ કરી, પછી શકિત બાદ (પાછી) નિર્બળતા અને વૃદ્ધાવસ્થાની સ્થિતિ કરી દીધી; તે ચાહે છે તે પેદા કરી દે છે, અને એજ જ્ઞાન (અને) કુદરતનો સાહેબ છે.

૫૫. અને જે દિવસે કયામત કાયમ થશે ત્યારે ગુન્હેગારો સોગંદો ખાઈ ખાઇને કહેશે કે તેઓ એક કલાકથી વધુ (સમય દુનિયામાં) થોભ્યા ન હતા; આ (લોકો દુનિયામાં પણ) એવીજ રીતે બ્હેકયા કરતા હતા.

૫૬. અને તે લોકો કે જેમને જ્ઞાન તથા ઈમાન આપવામાં આવ્યું હતું તેઓ કહેશે કે ખચીતજ તમે અલ્લાહના (લખી મૂકેલા) હુકમ મુજબ કયામત સુધી રહ્યા, અને તે કયામતનો દિવસ આજ છે, પરંતુ તમને તેની જાણ ન હતી.

૫૭. માટે તે દિવસે જેમણે જુલમ કર્યો હશે તેમનું બહાનું તેમને કાંઈ લાભ પહોંચાડશે નહિ, અને ન તેમના તરફ દયા ભાવના દેખાડવામાં આવશે.

૫૮. અને અમોએ આ કુરઆનમાં સઘળા મનુષ્યોને (સમજાવવા)

માટે દરેક પ્રકારના દાખલા વર્ણવ્યા છે; અને અગર તું તેમની પાસે કોઇ પણ નિશાની લઈ આવે તો પણ તે લોકો કે જેઓ ઇમાન નથી લાવ્યા એજ કહેશે કે (હે મુસલમાનો!) તમે નર્યો જુઠો દાવો કરનારા છો.

૫૯. અલ્લાહ તે લોકોના મન પર કે જેઓ જ્ઞાન ધરાવતા નથી એવીજ રીતે મોહોર મારી દે છે.

૬૦. માટે (હે રસુલ!) તું ધીરજ ધર, નિસંશય અલ્લાહનો વાયદો સાચો છે, અને એવું ન થાય કે જે લોકો (તારા રસુલ હોવાની) શ્રદ્ધા નથી રાખતા તેઓ તને (ચીઢવીને) હલકો પાડી દે.

---

## પ્રકરણ ૩૧ મું.

## સુરયે લુકમાન.

### લુકમાન.

મક્કામાં ઉતરેલી જેની ૩૪ આયતો અને ૪ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અલિફ્ લામ મીમ. રૂકુઅ ૧

૨. આ હિકમતવાળી કિતાબ (કુરઆન)ની આયતો છે:

૩. તે નેકી કરનારાઓ માટે હિદાયત અને રેહેમત છે:

૪. કે જેઓ (નિયમીત) નમાઝ પઢે છે તેમજ ઝકાત આપે છે, અને આખેરત ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે.

૫. એજ લોકો તેમના પરવરદિગાર તરફથી સન્માર્ગ ઉપર છે, અને તેઓજ (કયામતમાં સંપૂર્ણ) સફળતાને પામનારા છે.

૬. અને લોકોમાંથી કોઇ કોઈ એવો પણ છે જે બેહુદી વાતો ખરીદે છે કે (તે વડે લોકોને) સમજ્યાં વગર અલ્લાહની રાહથી ભમાવે, અને પછી તે (આયતો)ની હાંસી ઉડાડે; હીણપત ભરેલી શિક્ષા તેઓ માટેજ છે.

૭. અને જ્યારે તેને અલ્લાહની આયતો પઢીને સંભળાવવામાં આવે છે ત્યારે તે અભિમાન કરી મોઢું ફેરવી લે છે, જાણે તે (આયતો) તેણે સાંભળીજ નથી, જાણે કે તેના બન્ને કાનોમાં બ્હેરાપણું હોય તેમ, માટે (હે રસુલ!) તું તેને દુ:ખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દે.

૮. ખચીતજ જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તો તેમના માટેજ નેઅમતવાળી જન્નતો છે:

૯. તેમાં તેઓ હંમેશના રહેનારા થશે; અલ્લાહનો આ વાયદો તદ્દન સાચો છે; અને તે મહા સમર્થ (અને) હિકમતવાળો છે.

૧૦. તેણે આકાશોને તમે જુઓ છો તેમ થાંભલા વગરના પેદા કર્યાં છે, અને પૃથ્વીમાં (ભારી) પર્વતો સ્થાયી કર્યાં છે કે જેથી તે તમને લઇને કોઈ બાજુએ ઢળી ન જાય, અને તેમાં દરેક જાતના પ્રાણીઓ મોટા પ્રમાણમાં ફેલાવી દીધા છે; અને અમોએ આકાશો પરથી પાણી ઉતાર્યું, પછી અમોએ તેમાં દરેક જાતની ઉમદા વસ્તુઓ ઉગાડી દીધી છે.

૧૧. આ તો અલ્લાહની પેદા કરેલી વસ્તુઓ છે, હવે તમે મને આ દેખાડો કે જે તેના સિવાય છે તેમણે શું પેદા કર્યું છે? ખરી વાત તો આ છે કે જાલિમો ખુલ્લી ગુમરાહીમાં છે.

રુકુઅ ૨ ૧૨. ખચીતજ અમોએ લુકમાનને હિકમત (સુબુદ્ધિ) અર્પણ કરી હતી (અને ફરમાવ્યું હતું) કે તું અલ્લાહનો ઉપકાર માન્યા કર; અને જે કોઈ ઉપકાર માનશે તો તે પોતાનાજ લાભ માટે ઉપકાર માનશે; અને જે કૃતઘ્નતા કરશે તો નિસંશય અલ્લાહ બેપરવાહ અને સ્તુતિને પાત્ર છે.

૧૩. અને (તે સમયને યાદ કર) જ્યારે લુકમાને પોતાના પુત્રને નસીહત કરતા કહ્યું કે હે મારા (વ્હાલા) પુત્ર! કોઇને અલ્લાહનો શરીક બનાવજે નહિ; નિસંશય શિર્ક સૌથી મોટો ગુન્હો છે (જે હરગીઝ

માફ નહિ થાય).

૧૪. અને અમોએ મનુષ્યને તેના માબાપના સંબંધમાં—આ કારણે કે તેની માએ દુઃખ પર દુઃખ સહન કરી તેને ગર્ભમાં રાખ્યો, અને (પેદા થવાના) બે વર્ષ બાદ તેનું દૂધ છુટયું—આ હુકમ કર્યો કે તું મારો આભાર માનનારો થા અને તારા માતાપિતાનો પણ; (છેવટનું) પાછું ફરવું મારીજ તરફ થશે.

૧૫. અને જો તે બન્ને કોઇ એવી વસ્તુ કે જેની તને કાંઇ માહીતી ન હોય તેને મારી શરીક બનાવવાની તને ફરજ પાડે તો (એ બાબતમાં) તેમની આજ્ઞા ન માન તો પણ દુનિયામાં તેઓ બન્નેનો ભલાઇથીજ સાથ આપ, અને તે શખસના માર્ગ પર ચાલ કે જે મારી તરફ રજુ થએલો હોય; પછી તમો સર્વનું પાછું ફરવું મારીજ તરફ થશે ત્યારે તમે જે જે કાંઇ કર્યા કરતા હતા તેનાથી હું તમને વાકેફ કરી દઇશ.

૧૬. હે મારા (વ્હાલા) પુત્ર! જો (નેકી યા બદી) રાઈના દાણા બરાબર પણ હશે, પછી (ભલેને) તે કોઈ શિલામાં હોય યા આકાશમાં અથવા જમીન (ના પેટા) માં, અલ્લાહ તે જરૂર લાવી હાજર કરશે; નિસંશય અલ્લાહ શૂક્ષ્મદર્શી (અને) માહિતગાર છે.

૧૭. હે મારા (વહાલા) પુત્ર! નમાઝ પઢયા કર, અને (લોકોને) નેકીની આજ્ઞા કર, અને બદીથી (લોકોને) અટકાવ, અને જે સંકટ તારા પર આવી પડે તે સહન કર; નિસંશય આ મહા હિમ્મતના કાર્યો છે.

૧૮. અને લોકો તરફ તારા ગાલ અભિમાનથી ફુલાવ નહિ, અને પૃથ્વી પર અકડીને ન ચાલ; નિસંશય અલ્લાહ કોઈ પણ એંટબાજ અને શેખીખોરને દોસ્ત નથી રાખતો.

૧૯. અને તારા ચાલવામાં મધ્યમ ગતી ધારણ કર, અને તારા અવાજને ધીમો રાખ; નિસંશય સૌથી વધારે અપ્રિય અવાજ ગધેડાઓનો અવાજ હોય છે.

૨૦. શું તમે આ નથી જોયું કે અલ્લાહે જે કાંઇ આકાશોમાં છે ૩ે
તથા જે કાંઇ જમીનમાં છે તે સઘળાને તમારા આધીન કરી દીધા છે,

અને તમારા પર પોતાની નેઅમતો ખુલ્લી તથા છુપી રીતે પૂર્ણ કરી દીધી છે? અને માણુસોમાંથી કોઈ કોઈ એવો પણ છે જે અલ્લાહના વિષયમાં કાંઇ પણ જ્ઞાન વિના તથા સન્માર્ગ ઉપર ન હોવા છતાં તથા પ્રકાશ પહોંચાડનારી કોઇ કિતાબ (ધરાવ્યા) વિના ઝગડતો ફરે છે.

૨૧. અને જે વેળા તેમને આ કહેવામાં આવે છે કે જે કાંઈ અલ્લાહે ઉતાર્યું છે તેનું અનુકરણ કરો ત્યારે તેઓ કહી દે છે કે અમે તો તેનું અનુકરણ કરીશું કે જેના પર અમારા બાપદાદાઓને (અનુકરણ કરતા) દીઠા છે; પછી જોકે તેમ (ના બાપદાદાઓ) ને શેતાન ભડભડતી આગના અઝાબ તરફ બોલાવતો હોય તો પણ (શું તેમનુંજ અનુકરણ કરશે)?

૨૨. અને જે શખસ પોતાના મામલાને અલ્લાહને સોંપી દે અને તે સદાચારી પણ હોય તો ખચીતજ તેણે (ઈમાનના) મજબુત હાથાને પકડી લીધો (કહેવાશે); અને સઘળા મામલાઓનું પરિણામ અલ્લાહ તરફજ છે.

૨૩. અને (હે રસુલ!) જે શખસ ઇમાન નથી લાવ્યો તો તેનું ઈમાન ન લાવવું તને દુઃખી કરવા ન પામે; તેઓ સર્વેનું પાછું ફરવું અમારીજ તરફ છે, પછી તેઓ જે કાંઈ કર્યા કરતા હતા તેનાથી અમે તેમને વાકેફ કરી દઈશું; બેશક અલ્લાહ (દરેકનાં) મનની સ્થિતિથી સારી પેઠે વાકેફ છે.

૨૪. તેમને અમે થોડાક દિવસ લાભ પહોંચાડીશું, પછી તેમને લાચાર બનાવી સખત અઝાબ તરફ ખેંચી લાવીશું.

૨૫. અને અગર તું તેમને પુછે કે આકાશો તથા જમીનને કોણે પેદા કર્યાં છે તો તેઓ ખચીતજ આ કહેશે કે અલ્લાહે; તું કહે કે દરેક પ્રકારના ગુણગાન અલ્લાહ માટેજ (શોભાસ્પદ) છે; પરંતુ તેઓ માંહેના ઘણાંખરા જાણતા નથી.

૨૬. આકાશો તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે સઘળું અલ્લાહનુંજ છે; બેશક અલ્લાહ એજ બેપરવાહ (અને) સ્તુતિને પાત્ર છે.

૨૭. અને અગર પૃથ્વી (આખી) માં જેટલા વૃક્ષો છે તે કલમ

થઇ જાય, અને (સર્વે) સમુદ્રો શ્યાહી બની જાય, અને તે બાદ બીજા સાત સમુદ્રો (શ્યાહી બની) તેમને મદદ કરે તો પણ અલ્લાહના બોલો પુરા થાય એમ નથી; બેશક અલ્લાહ સમર્થ (અને) અને હિકમતવાળો છે.

૨૮. તમારૂં પેદા કરવું અને તમારૂં પાછું ઉઠાડી ઉભા કરવું કાંઇજ નથી, કિંતુ માત્ર એક જીવને પેદા કરવા અને ઉઠાડી ઉભા કરવા સમાન છે; બેશક અલ્લાહ મહાન સાંભળનાર (અને) જોનાર છે.

૨૯. શું તેં આ નથી જોયું કે અલ્લાહ રાતને દિવસમાં દાખલ કરી દે છે, અને દિવસને રાતમાં દાખલ કરી દે છે, અને સૂર્ય તથા ચંદ્રને તેણે તાબે કરી દીધા છે કે જે દરેક એક ઠરાવેલા સમય માટે ચાલ્યા કરશે; અને તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ સંપુર્ણ વાકેફ છે.

૩૦. આ સઘળી તેની દલીલો છે કે બેશક અલ્લાહ સત્ય છે, અને તેના સિવાય જેને જેને પણ તેઓ પોકારે છે તે સર્વ અસત્ય છે, અને અલ્લાહ એજ તો સર્વોપરી (અને) મહાન છે.

૩૧. શું તેં આ નથી દીઠું કે સમુદ્રમાં વહાણો અલ્લાહની (મહાન) રૂકુઅ ૪
નેઅમત (વાયુ) વડે ચાલે છે, એ માટે કે તે તમને પોતાની નિશાનીઓમાંથી કેટલીક દેખાડી દે? નિસંશય દરેક ધીરજ ધરનાર અને ઉપકાર માનનારા માટે તેમાં ઘણીયે નિશાનીઓ મોજુદ છે,

૩૨. પછી જે વખતે તેમને કોઈ મોજું છાયાની જેમ ઢાંકી દે છે ત્યારે તેઓ નિર્મળ મનથી તેની ભક્તિ કરી અલ્લાહનેજ પોકારવા મંડી જાય છે, પછી જ્યારે તે તેમને ઉગારી લઇ ખુશ્કી પર પહોંચાડી દે છે તો તેઓ માંહેના કેટલાકો મધ્યસ્થ માર્ગ પર રહે છે (અને કેટલાકો નાસ્તિક થઈ જાય છે); અને વિશ્વાસઘાતી તથા અનુપકારીઓ સિવાય અમારી આયતોનો ઇન્કાર કોઇ કરતું નથી.

૩૩. હે લોકો! તમે તમારા પરવરદિગારથી ડરો, અને તે દિવસ (ની સખતાઈ)થી ભય પામો કે જે દિવસે બાપ પોતાના પુત્ર તરફથી કાંઇ બદલો આપી શકશે નહિ, અને ન કોઇ પુત્ર પોતાના બાપ તરફથી કોઈ વસ્તુ બદલામાં આપી શકશે; નિસંશય અલ્લાહનો વાયદો સાચો છે, માટે તમને સંસારી જીવન ધોકામાં ન નાખે, અને ન અલ્લાહના

સંબંધમાં કોઈ ધોકો આપનાર (શેતાન) તમને ધોકો આપવા પામે.

૩૪. બેશક ક્યામત (ના દિવસ) ની જાણ અલ્લાહ પાસેજ છે, અને એજ વૃષ્ટિ વરસાવે છે, અને ગર્ભસ્થાનોમાં શું છે તે પણ તેજ જાણે છે; અને કોઈ શખસ આ નથી જાણતો કે તે કાલે શું કમાણી કરશે; અને ન કોઇ શખસ આ જાણે છે કે તે કઈ ભૂમિમાં મરશે; બેશક અલ્લાહ મોટો જાણનાર (અને) માહિતગાર છે.

---

## પ્રકરણ ૩૨ મું.

## સુરયે સિજદા.

### સિજદા.

મક્કામાં ઉતરેલી જેની ૩૦ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. અલિફ્ લામ મીમ.

૨. એમાં કાંઇજ સંદેહ નથી કે આ કિતાબ (કુરઆન) નું ઉતારવું સઘળી દુનિયાવાળાઓના પાલનકર્તા તરફથી છે.

૩. શું તેઓ એમ કહે છે કે તે તેણે પંડેજ ઉપજાવી કાઢ્યું છે? (તેમ નથી) બલ્કે તે તારા પરવરદિગાર તરફથી સત્ય (તાપૂર્વક ઉતરેલું) છે કે જેથી તું તે લોકોને (અલ્લાહના અઝાબથી) બીવરાવે કે જેમની પાસે તારી આગમચ કોઈ બીવરાવનાર આવ્યો નથી કે કદાચને તેઓ સન્માર્ગ મેળવે.

૪. અલ્લાહ એજ છે જેણે આકાશો તથા પૃથ્વીને તથા જે કાંઇ તે બન્નેની વચ્ચે છે તેને છ દિવસમાં સર્જ્યાં છે, પછી અર્ષ પર

બીરાજમાન થયો (અર્થાત સર્વત્ર પોતાની સત્તા જમાવી); તેના સિવાય ન કોઇ તમારો વાલી છે અને ન કોઈ ભલામણ કરનાર; શું તે છતાં તમે નસીહત ગ્રહણ કરતા નથી?

૫. આકાશથી પૃથ્વી સુધીની (સઘળી) બાબતોની વ્યવસ્થા એજ કરે છે, પછી તે દિવસે કે જેનું પ્રમાણ તમારી ગણત્રી મુજબ હજાર વર્ષનું છે તે (સઘળી બાબતો) તેનીજ હજુરમાં ઉપર જશે.

૬. એજ છુપી તથા ખુલ્લી વાતોનો જાણનાર, ઝબરદસ્ત (અને) મોટો મહેરબાન છે:

૭. જેણે પેદા કરેલી દરેક વસ્તુ ઉમદાજ પેદા કરી છે, અને મનુષ્ય ઉત્પત્તિનો આરંભ માટીથી કર્યો છે.

૮. પછી તેના વંશને (મનુષ્ય શરીરનાં) એક ગંદા પાણીનાં સત્વથી પેદા કર્યો.

૯. પછી તેને પુર્ણ કર્યો, અને પછી પોતાની રૂહમાંથી તેમાં ફુંકી, અને તમારા (સાંભળવા) માટે કાન તથા (જોવા માટે) આંખો તથા (સમજવા માટે) દિલ બનાવ્યાં; (છતાં પણ) તમે ઘણોજ થોડો આભાર માનો છો.

૧૦. અને તેઓ કહે છે કે જ્યારે અમે ભૂમિમાં ગુમ થઈ જઇશું ત્યારે શું અમે નવીન સર્જતમાં પેદા થઇશું? મૂળ વાત આ છે કે તેઓ તેમના પરવરદિગારની મુલાકાતનોજ ઈન્કાર કરનારા છે.

૧૧. (હે રસુલ!) તુ કહે કે મલકુલમોત જે તમારા પર નીમવામાં આવ્યો છે તે (અવશ્ય) તમારો અંત લાવશે, પછી તમે તમારા પરવરદિગારની તરફ ફેરવવામાં આવશો.

૧૨. અને અગર તું જોતે કે જ્યારે તે ગુન્હેગારો પોતાના પરવરદિગારની હજુરમાં શીશ નમાવી ઉભા હશે (અને આ અરજ કરતા હશે કે) હે અમારા પરવરદિગાર! હવે અમારા ચક્ષુઓ તથા કાન ઉઘડી ગયા, હવે તું અમને (દુનિયામાં) પાછા મોકલી દે કે જેથી અમે સારા કાર્યો કરીએ, અને નિસંશય હવે તો અમે (કયામતને) સંપૂર્ણ માનનારા થઇ ગયા છીએ. રૂકુઅ ૨

૧૩. અને જો અમે ચાહતે તો દરેકે દરેક વ્યકિતને (દુનિયામાંજ)

હિદાયત આપી દેતે, પરંતુ મારા તરફથી (સૃષ્ટિના આરંભથીજ) આ વાત નકકી થઈ ચુકી છે કે હું જહન્નમને જીન્નાતો તથા માણુસોથી અવશ્ય ભરી નાખીશ.

૧૪. (પછી તેમને કહેવામાં આવશે કે) તમે આજના દિવસની હાજરીને વીસરી ગયા હતા તેના બદલામાં મજા ચાખો; નિસંશય અમે પણુ તમને વીસરી જઇએ છીએ; અને જે કર્મો તમે કર્યા કરતા હતા તેના બદલામાં હમેશના અઝાબની મજા ચાખ્યા કરો.

૧૫. માત્ર તેઓજ અમારી આયતો પર ઇમાન રાખે છે કે જેમને જ્યારે પણુ તે (કુરઆન) વડે બોધ આપવામાં આવે છે ત્યારે સિજદામાં પડી જાય છે, અને પોતાના પરવરદિગારના વખાણુની તસબીહ (માળા) પઢે છે, અને (મુદ્દલ) અભિમાન કરતા નથી.

૧૬. (રાત્રે) તેમના પડખાં પથારીઓથી વિખુટા (જાગૃત) રહે છે, તેઓ પોતાના પરવરદિગારને ભય અને આશાની હાલતમાં પોકારતા રહે છે, અને અમોએ તેમને જે કાંઈ આપ્યું છે તેમાંથી (અમારી રાહમાં) ખરચતા રહે છે.

૧૭. જેથી કોઇ વ્યકિત આ વાત નથી જાણુતી કે તેમની આંખોની ટાઢક માટેની કઇ કઈ વસ્તુઓ તેમના માટે સંતાડી રાખવામાં આવી છે, (અને આ) તેમના નેક કાર્યોનો બદલો હશે જે તેઓ કર્યા કરતા હતા.

૧૮. શું તે શખસ કે જે મોમીન છે તે તેના જેવો (થઈ શકે) છે કે જે દુરાચારી હોય? બન્ને (હરગીઝ) બરાબર નથી.

૧૯. તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તો તેઓ જે કાર્યો કર્યા કરતા હતા તેના બદલામાં તેમને રહેવા માટે બગીચા હશે; આ પરોણાગત તેમણે કરેલા સત્કાર્યોના બદલામાં હશે.

૨૦. અને રહ્યા તે લોકો કે જે દુરાચારી હતા તો તેમનું ઠેકાણું આગ (જહન્નમ) છે; જ્યારે જ્યારે પણુ તેઓ તે (આગ)માંથી નીકળવાનો ઈરાદો કરશે ત્યારે-તેમાંજ પાછા ધકેલી દેવામાં આવશે, અને તેમને કહેવામાં આવશે કે હવે તમે આ આગની મજા ચાખો કે જે તમે જુઠલાવ્યા કરતા હતા.

૨૧. અને આ પણ જરૂરી છે કે એ મોટા અઝાબ ઉપરાંત અમે તેમને (દુનિયામાં) એક નાના અઝાબની પણ મજા ચખાડીએ કે કદાચને તેઓ (સન્માર્ગે) પાછા ફરે.

૨૨. અને તે કરતાં વધારે મોટો જાલિમ કોણ હશે કે જેને તેના પરવરદિગારની આયતો દ્વારા નસીહત કરવામાં આવી હોય, છતાં તેણે તેનાથી મોઢું ફેરવી લીધું હોય? નિસંશય અમે ગુન્હેગારોથી બદલો લેનારા છીએ.

૨૩. અને ખચીતજ અમોએ મુસાને (તૌરેત) કિતાબ અર્પણ કરી હતી (અને એવીજ રીતે તને આ કુરઆન અર્પણ કર્યું છે), માટે (હે રસુલ!) તું આ (કુરઆન)ના મળવામાં શંકા ન કર, અને અમોએ તે (તૌરેત) કિતાબને બની ઈસરાઇલ માટે હિદાયત (સન્માર્ગદર્શક) ઠરાવી હતી. રકુઃ ૩

૨૪. અને જ્યારે તેમણે ધીરજ ધરી તથા અમારી આયતો પર સંપુર્ણ વિશ્વાસ રાખ્યો ત્યારે અમોએ તેઓમાંથી એવા ઈમામ (આગેવાન) બનાવ્યા કે જે અમારી આજ્ઞા પ્રમાણે હિદાયત કરતા હતા.

૨૫. (હે રસુલ!) નિસંશય તારો પરવરદિગાર કયામતના દિવસે જે જે બાબતોમાં તેઓ મતભેદ કર્યા કરે છે તેનો તેમની વચ્ચે નિર્ણય કરી દેશે.

૨૬. શું આ તેમના માટે બોધદાયક નથી કે અમોએ તેમની પહેલાં કેટલીએ પેઢીઓનો નાશ કર્યો કે જેમના ઘરોમાં (આ લોકો) ચાલ્યા ફર્યા કરે છે? બેશક તેમાં નિશાનીઓ મોજુદ છે, છતાં હજી પણ તેઓ (ધ્યાનપૂર્વક) સાંભળતા નથી?

૨૭. શું તેઓ આ નથી જોતા કે અમે પાણીને પડતર ભૂમિ તરફ હાંકી લઈ જઇએ છીએ, પછી તે વડે ખેતી ઉત્પન્ન કરી દઇએ છીએ, જેમાંથી તેમના પશુઓ ખાય છે અને તેઓ પોતે પણ? શું હજી પણ તેઓ ધ્યાન દઈ જોતા નથી?

૨૮. અને તેઓ કહે છે કે જો તમે સાચા છો તો દેખાડો આ ફેંસલો થશે ક્યારે?

૨૯. તું કહે કે ફેંસલાના દિવસે તે લોકો કે જેઓ દુનિયામાં ઈમાન નથી લાવ્યા તેમનું ઈમાન લાવવું તેમને કાંઇ લાભ પહોંચાડશે નહિ, અને તેમને મોહલત પણ આપવામાં આવશે નહિ.

૩૦. માટે (હે રસુલ!) તું તેમના તરફથી મોહું ફેરવી લે અને રાહ જો; નિસંશય તેઓ પણ રાહ જોઈ રહ્યા છે.

---

## પ્રકરણ ૩૩ મું.

## સુરતુલ અહઝાબ.

## લશ્કરી ટુકડીઓ.

મદીનામાં ઉતરેલી જેની ૭૩ આયતો અને ૯ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે નબી! તું અલ્લાહુથી ડર, અને નાસ્તિકો તથા દાંભિકોનું કહેવું ન માન; બેશક અલ્લાહુ મોટો જાણનાર (અને) હિકમતવાળો છે:

૨. અને તારા પરવરદિગાર તરફથી તારી તરફ જે કાંઈ વહી કરવામાં આવે છે તેનેજ અનુસર; બેશક તમે જે જે કર્મો કરો છે તેનાથી અલ્લાહ સંપૂર્ણ વાકેફ છે.

૩. અને અલ્લાહુ ઉપરજ શ્રદ્ધા રાખ; અને કાર્યસાધકતા માટે અલ્લાહુજ પુરતો છે.

૪. અલ્લાહે કોઇ મનુષ્યની છાતીમાં બે હૃદય બનાવ્યાં નથી (કે જેથી એકજ વખતે બે ઈરાદા કરી શકે), અને તેણે તમારી સ્ત્રીઓ કે

જેમની પીઠને તમારી માતાઓની પીઠો સાથે સરખાવો છો[1] તેમને તમારી માઓ બનાવી નથી, અને ન તમારા પાલક પુત્રોને તમારા (સગા) પુત્ર બનાવ્યા છે; એ તો તમારા પોતાના મોઢેનું કથન છે; અને અલ્લાહ સાચુંજ ફરમાવે છે અને એજ ખરો માર્ગ દેખાડે છે.

૫. તેઓને તેમના (સગા) બાપના નામે બોલાવ્યા કરો, અલ્લાહની પાસે એજ વાત વધુ ન્યાયી છે, પછી જો તમે તેમના બાપને જાણતા ન હો તો તેઓ તમારા ધર્મબંધુ અને તમારા મિત્ર છે; પછી તમારામાંથી જે કોઇ તેમના સંબંધમાં કાંઇ ભૂલ કરે તો તેમાં તમારા ઉપર કાંઈ દોષ નથી, પણ ઈરાદાપૂર્વક જે (ભૂલ) તમારૂં મન કરે તો (તે માટે તમારા પર દોષ જરૂર છે); અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

૬. નબી મોમીનોની જીંદગીઓનો તેમના કરતાં વધારે અધિકાર ધરાવનારો છે, અને તેની પત્નીઓ તે(મોમીન)ઓની માતાઓ છે; અને મોમીનો તથા મુહાજેરીનો કરતાં સગાંવહાલા અલ્લાહના લખ્યા મુજબ (વારસાના) એક બીજા ઉપર વધારે હકદાર છે, સિવાય કે તમે તમારા મિત્રો સાથે કાંઇ ભલાઇ કરવા ચાહો (તો તે એક બીજી વાત છે); કિતાબમાં લખેલી આજ્ઞા આજ છે.

૭. અને (તે સમયને યાદ કર) જ્યારે અમોએ પયગમ્બરો પાસેથી તેમનાં વચન લઇ લીધાં હતાં, અને તારી પાસેથી તથા નૂહ તથા ઇબ્રાહીમ તથા મુસા તથા મરિયમના પુત્ર ઈસાથી પણ;

---

૧ આ આયતમાં અજ્ઞાનતાના કાળની બે પ્રથાઓનું ખંડન કરવામાં આવ્યું છે. નાસ્તિકોમાં એ રિવાજ હતો કે જે પુરૂષ પોતાની સ્ત્રીથી છુટાછેડા કરવા માગતો તે તેણીને કહી દેતો કે તારી પીઠ તો મારી માની પીઠની બરાબર છે, આ શબ્દોથી તે સ્ત્રી તેના ઉપર હરામ થઈ જતી.

બીજો રિવાજ આ હતો કે ગમે તે પુરૂષને કોઈ પોતાનો પુત્ર કહી દેતો તો તે તેનો સગો દીકરો લેખાતો.

કુરઆનમાં આ બન્નં રિવાજનું ખંડન કરતી એકજ દલીલ આવી કે જીભે ઉચ્ચારવાથી સ્ત્રી મા બની જતી નથી, અને પરપુરૂષ પુત્ર બની જતો નથી, ખરૂં સગપણ તો લોહીનું સગપણ છે. વળી આ આયત મુનાફીકો અને મુશ્રીકોના તે આક્ષેપનો જવાબ છે, જે તેઓએ હઝરત મોહમ્મદ સ૦અ૦વ૦ ઉપર આપે ઝયદની તલાક પામેલી સ્ત્રી ઝયનબ સાથે નિકાહ કર્યો ત્યારે મૂકયો હતો.

અને અમોએ તેમની પાસેથી પાકું વચન લીધું હતું:

૮. જેથી તે (અલ્લાહ કયામતના દિવસે) તે (સત્યવાદી) ઓથી તેમની સત્યતા વિષે સવાલ કરે, અને ઈન્કાર કરનારાઓ માટે તેણે દુઃખદાયક અઝાબ તૈયાર કર્યો છે.

રૂકુઅ ૨ ૯. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહની જે નેઅમત તમારા ઉપર (જંગે ખન્દકમાં) હતી તેનું સ્મરણ કરો; જ્યારે તમારા પર (નાસ્તિકોના) લશ્કરનાં લશ્કર ચઢી આવ્યાં હતા ત્યારે અમોએ તેમના પર (તોફાની) વાયુ મોકલ્યો હતો,[1] અને એવાં લશ્કર કે જેને તમે દેખતા ન હતા; અને જે કર્મો તમે કર્યા કરો છો તે (સર્વે) અલ્લાહ જુએ છે.

૧૦. (તે સમયને યાદ કરો) જ્યારે તેઓ તમારા પર ઉંચાણમાંથી આવ્યા તથા નીચાણ તરફથી પણ, અને જ્યારે (ભયના લીધે) તમારી આંખો નિસ્તેજ બની ગઈ હતી, અને તમારા કાળજાં મોઢે આવી ગયાં હતાં, અને તમે અલ્લાહના સંબંધમાં જાત જાતની કલ્પનાઓ કરવા લાગ્યા હતા.

૧૧. એજ વખતે મોમીનોની કસોટી કરવામાં આવી હતી, અને તેઓ ઘણીજ સખતાઇ સાથે હચમચાવી નાખવામાં આવ્યા હતા.

૧૨. અને જ્યારે મુનાફીકો તથા તે લોકો કે જેમના અંતઃકરણોમાં (નાસ્તિકપણાંનો) રોગ હતો આ કહેવા લાગ્યા કે અલ્લાહ તથા તેના રસુલોએ અમારાથી કોઇ વાયદા કર્યા નથી પણ નર્યો ધોકોજ (આપ્યો છે).

---

૧ આ અને આની પછીના રૂકુઅમાં ખંદકની લડાઈને લગતું વર્ણન કરવામાં આવ્યું છે. કુરૈશીઓ અને તેમના મિત્રો ગતફાન, અશજા, અને મુર્રા કબીલા, ફીઝારા, સુલૈમ, બની અસદ અને બની સઅદના કબીલાઓ જેમની મદદમાં બની નઝીર અને બની કુરયઝા નામે યહુદી કબીલાઓ પણ હતા—અને બની કુરયઝાએ તો મુસલમાનો સાથે મિત્રાચારીભર્યા કોલકરારો પણ કર્યા હતા—મદીના ઉપર ચઢી આવ્યા, તેમના લશ્કરની સંખ્યા ૧૦ થી ૨૫ હજારની માનવામાં આવે છે; જયારે મુસલમાનોના લશ્કરની સંખ્યા માત્ર ત્રણ હજારની હતી. પયગમ્બર સાહેબે લશ્કરને શહેરમાંજ રાખવાનો નિર્ધાર કર્યો અને દુશ્મનોના હલ્લાને ખાળવા માટે ખાઇઓ ખોદાવી.

લડાઇ કેટલાક દિવસો સુધી ચાલુ રહી, પરંતુ તેઓ મુસલમાનોને કાંઇ પણ હાની પહોંચાડયા વગર સખત તોફાન અને વાવાઝોડાને લીધે નાસી છુટયા.

૧૩. અને જ્યારે તેઓ માંહેના એક ટોળાએ કહ્યું કે હે યસરબ (મદીના)ના રહેવાસીઓ! હવે (શત્રુઓના મુકાબલામાં) તમારાથી અહીં થોભી શકાવાનું નથી માટે પાછા ફરી જાઓ, અને તેઓ માહેનું એક ટોળું એમ કહીને નબી પાસે (મદીનામાં પોતાના ઘેર ચાલ્યા જવાની) રજા માગતું હતું કે અમારા મકાનો રક્ષણ રહીત છે. જોકે તે રક્ષણ રહીત ન હતા, (પણ) તેઓ કેવળ (આ બહાને) વંચે માપી જવા ચાહતા હતા.

૧૪. અને જો (એવુંજ લશ્કર) તે(મદીના)ની આસપાસના ભાગોમાંથી તે(મુનાફીક)ઓ ઉપર આવી દાખલ થાય, અને તેમને (મુસ્લિમો વિરૂદ્ધ) ફસાદ કરવાનું કહેવામાં આવે તો તેઓ જરૂર તેમ કરશે, અને (તે પ્રસંગે) તેઓ તે (મકાનો)માં રહેશે તો પણ ઘણોજ થોડો વખત.

૧૫. અને ખરેજ તેઓ પ્રથમથી અલ્લાહથી વાયદો કરી ચૂકયા હતા કે તેઓ (લડાઈમાં) કદી પીઠ દેખાડશે નહિ; અને અલ્લાહ સાથે કરેલા વાયદા સંબંધી જરૂર સવાલ કરવામાં આવશે.

૧૬. તું કહે જો તમે મૃત્યુ અગર કતલથી નાસો છો તો એ નાસવું તમને હરગીજ હિતકર નહિ નીવડે, અને એવી સ્થિતિમાં (કદાચને તમે બચી પણ જશો તો પણ તે) લાભ તમને અલ્પ સમય માટેજ ભોગવવા દેવામાં આવશે.

૧૭. તું કહે કે જો અલ્લાહ તમારૂં કાંઈ બુરૂં કરવા ચાહે તો કોણ એવો છે કે જે તમને તેનાથી બચાવી શકે, અથવા તે તમારા ઉપર કાંઈ કૃપા કરવા ચાહે (તો તેની આડે આવનાર કોણ છે)? અને તેઓ અલ્લાહના સિવાય ન કોઈને કાર્યસાધક જોશે ન મદદગાર.

૧૮. ખરેજ અલ્લાહ તમારામાંથી (જેહાદથી) અટકાવનારાઓને જાણે છે અને પોતાના ભાઈબંધોને આ કહેનારાઓને પણ કે અમારી પાસે ચાલ્યા આવો, જોકે તેઓ પંડે રણસંગ્રામમાં આવે છે, કિંતુ જવલ્લેજ:

૧૯. તેઓ તમારી સ્હાય કરવામાં ઘણાજ કંજુસ છે; પછી જ્યારે ભય

આવી પડે છે ત્યારે તું તેમને જોશે કે તેઓ તારી તરફ (આશાથી) ટીકી ટીકીને જોવા લાગે છે, તેમની ડીકીઓ એવી રીતે ફરી રહી હોય છે જેવી કે તે શખસની કે જેના પર મૃત્યુની મુર્છા ફરી વળી હોય; પછી જ્યારે ભય જતો રહે છે તો (ગનીમતના) માલથી લોભાઈ તીખી જીભો વડે તમારા પર તાણાંની ભરમાર કરે છે; એ લોકો ઇમાનજ લાવ્યા નથી, માટે અલ્લાહે પણ તેમની કરણીઓ રદ્દ કરી દીધી છે; અને અલ્લાહ માટે એ વાત તદ્દન સહેલી છે.

૨૦. (મદીના પર હલ્લો કરવા આવેલા) જથ્થાઓ સંબંધી આ લોકો એવું ગુમાન કરે છે કે તેઓ ચાલ્યા ગયા નથી, અને કદાચને તે જથ્થા (બીજી વખતે પણ) આવી જતે તો તેમની ઇચ્છા એજ હોતે કે તેઓ જંગલમાં બદદુઓ ભેળા રહીનેજ તમારી ખબરો પૂછ્યા કરતે; અને કદાચને તમારામાં રહેતે તો યુદ્ધ કરતે નહિ, કિંતુ ઘણુંજ થોડું.

રુકુઅ ૩ ૨૧. (હે લોકો!)ખચીતજ તમારા માટે અનુકરણ કરવાને સારામાં સારો નમુનો ખુદ અલ્લાહનો રસુલ છે, (ખાસ કરીને) તે શખસ માટે કે જે અલ્લાહ તથા કયામતના દિવસની ઉમેદ રાખતો હોય અને અલ્લાહની મોટા પ્રમાણમાં યાદ કર્યા કરતો હોય.

૨૨. અને જે વેળા મોમીનોએ (નાસ્તિકોના) જથ્થા દીઠા, કહેવા લાગ્યા કે આ એજ તો છે કે જેનો અલ્લાહ તથા તેના રસુલે અમારાથી વાયદો કર્યો હતો અને અલ્લાહ તથા તેના રસુલે સાચું ફરમાવ્યું હતું; અને ઉલટા આ કસોટીએ તેમનાં ઇમાન તથા આજ્ઞાધિનતાને વિશેષ વધારી મૂક્યાં.

૨૩. મોમીનોમાંથી કેટલાક લોકોએ અલ્લાહથી જે કાંઈ વાયદો કર્યો હતો તે સાચો કરી દેખાડ્યો, પછી તેઓ માંહેના કેટલાકોએ તો પોતાનું વચન પૂર્ણ કરી દેખાડ્યું (અર્થાત શહીદ થઈ ગયા), અને તેઓ માંહેના કેટલાકો તે (શહાદત)ની વાટ જોઇ રહ્યા છે, અને તેમણે (પોતાના નિશ્ચયમાં) કાંઈ ફેરફાર કર્યો નથી.

૨૪. કે જેથી અલ્લાહ સત્યવાદીઓને તેમના સત્યનો બદલો આપે, અને દાંભિકોને જો ચાહે તો અઝાબ આપે, અથવા તેમની તોબા કબુલ કરી લે; બેશક અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયાળુ છે.

૨૫. અને તે લોકોને કે જેઓ ઇમાન ન લાવ્યા અલ્લાહે તેમની ક્રોધિત સ્થિતિમાંજ પાછા ફેરવી દીધા, જેથી તેમણે કાંઈ પણ લાભ મેળવ્યો નહિ; અને અલ્લાહે મોમીનો માટે લડાઈની તકજ આવવા દીધી નહિ; અને અલ્લાહ બળવાન (અને) સમર્થ છે.

૨૬. અને કિતાબવાળાઓમાંથી જે લોકોએ તેમની સ્હાય કરી હતી તેમને તેણે તેમના કિલ્લાઓ પરથી નીચે હાંકી મુકયા,[1] અને તેમના મનમાં પ્રભાવ નાખી દીધો કે જેથી તમે એક ટોળાંને કતલ કરવા લાગ્યા અને એક ટોળાંને કેદ કરવા લાગ્યા.

૨૭. અને તમને તેમની જમીન તથા તેમના ઘરો તથા તેમના માલ મિલ્કતના વારસ બનાવ્યા, અને એવી જમીનના પણ કે જેના પર તમોએ હજી સુધી પગ મૂકયો નથી; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપૂર્ણ કાબુ ધરાવનારો છે.

૨૮. હે નબી! તું તારી પત્નીઓને કહી દે કે જો તમે સંસારી રૂકુઅ
જીવન તથા તેના શણગારના ચાહનારા છો તો આવો હું તમને લાભ ૪
પહોંચાડી દઉં,[2] અને પછી તમને અત્યંત ખુબી સાથે રવાના કરી દઉં.

૨૯. અને જો તમે અલ્લાહ તથા તેના રસુલ તથા આખેરતના ઘરને ચાહનારા છો તો બેશક અલ્લાહે તમારામાંથી જે નેક હશે તેમના માટે ઘણો મોટો બદલો તૈયાર કર્યો છે.

૩૦. હે નબીની પત્નીઓ! તમારામાંથી જે કોઈ ખુલ્લી રીતે નિર્લજ્જપણે વર્તશે તો તેને અઝાબ બમણો આપવામાં આવશે અને અલ્લાહ માટે આ વાત સ્હેલી છે.

---

૧ અહિં કરીઝ નામે કબીલા તરફ ઇશારો છે, જેમણે પયગમ્બર સાહેબને લડાઇ દરમીયાન સાથ આપવાનું વચન આપ્યું હતું; પરંતુ તેઓ વચન ભંગ કરીને દુશ્મનોની સાથે થઇ ગયા, આથી તેમના કિલ્લાનો પયગમ્બર સાહેબે કબ્જો લીધો.

૨ એક પછી એક લડાઇમાં મુસલમાનોનો વિજય થતો ગયો તેમ તેમ તેમના સાધનો અને દોલત વધતી ગઇ, આથી પયગમ્બર સાહેબની પત્નીઓએ પણ સંસારીક શણુગારની માગણી કરી; આથી અલ્લાહે મજકુર આયત ઉતારી અને હુકમ કર્યો કે નબીની પત્નીઓએ દુન્યવી શણુગારનો મોહ ન રાખવો જોઇએ.

૩૧. અને તમારામાંથી જે (સ્ત્રી) અલ્લાહ તથા તેના રસુલની તાબેદારી કરશે તથા સત્કાર્યો કરશે તો અમે તેણીને તેનો બદલો પણ બમણો આપીશું, અને અમોએ તેણીને માટે આબરૂની રોજી તૈયાર કરી રાખી છે.

૩૨. હે નબીની પત્નીઓ! તમે બીજી (સામાન્ય) સ્ત્રીઓ જેવી નથી; અગર તમે અલ્લાહનો ભય રાખતી હો તો (કોઈ પર પુરૂષ સાથે) કોમળ સ્વરે વાત ન કરો કે જેથી તે શખસ કે જેના મનમાં (અનિતીનો) રોગ હોય કોઇ પ્રકારની લાલચ કરે, અને (કોઇને શંકાનું કારણ ન મળે તેવી) વ્યાજબી રીતે બોલો.

૩૩. અને તમારા ઘરોમાં (સ્વમાન સાથે) બેસી રહો, અને પ્રાચીન અજ્ઞાનતાના સમય જેવો બનાવ શણગાર કરી બહાર નીકળો નહિ, અને નિયમીત નમાઝ પઢો તથા ઝકાત આપો, અને અલ્લાહ તથા તેના રસુલની ફરમાબરદારી કરતા રહો; હે અહલેબયત[1] (રસુલના ઘરવાળાઓ)! સિવાય તેના કાંઈજ નથી કે અલ્લાહ ચાહે છે કે તમારાથી દરેક પ્રકારની અપવિત્રતા દૂર કરી દે અને તમને સંપુર્ણ રીતે પાક પવિત્ર કરી દે.

૩૪. અને તમારા ઘરોમાં અલ્લાહની આયતો તથા હિકમતની જે વાતો પઢવામાં આવે છે તે ધ્યાનમાં રાખો; બેશક અલ્લાહ અત્યંત શૂક્ષ્મદર્શી અને ખબરદાર છે.

રૂઅ ૫ ૩૫. નિસંશય મુસ્લિમ પુરૂષો તથા મુસ્લીમ સ્ત્રીઓ, અને ઈમાન વાળા પુરૂષો તથા ઈમાનવાળી સ્ત્રીઓ, અને આજ્ઞાપાલક પુરૂષો તથા આજ્ઞાપાલક સ્ત્રીઓ, અને (કર્મ તથા વચને) સાચા પુરૂષો તથા સાચી સ્ત્રીઓ, અને ધૈર્યવાન પુરૂષો તથા ધૈર્યવાન સ્ત્રીઓ, અને (અલ્લાહને)

---

૧ ઇસ્લામના મહાન મુફસ્સીર ફખરૂદ્દીન રાઝી પોતાની કિતાબ "તફસીરે કબીર" જીલ્દ ૭મી પાના ૪૪૧ પર લખે છે કે એક દિવસ હઝરત મોહમ્મદ સ૦ અ૦ વ૦ કાળી કામળી ઓઢીને બેઠા હતા, એટલામાં હઝરત ફાતેમતુઝ્ ઝહરા સલવાતુલ્લાહે વસલામોહુ અલયહા આવ્યા તો આપે તેમને કામળીમાં લઇ લીધા, ફરી થોડી વાર થઇ ત્યાં હઝરત અલી અ૦ સ૦ આવ્યા અને આપને પણ નબી સાહેબે કામળીમાં લઇ લીધા, એટલામાં હઝરત હસન અને હઝરત હુસેન અ૦ સ૦ પણ ત્યાં આવી ચઢયા, નબી સાહેબે તેમને પણ કામળીમાં લઇ લીધા અને આ આયત પઢયા.

નમ્રતાપૂર્વક યાદ કરનારા પુરૂષો તથા નમ્રતાપૂર્વક યાદ કરનારી સ્ત્રીઓ, અને દાન ધર્મ કરનારા પુરૂષો તથા દાન ધર્મ કરનારી સ્ત્રીઓ, અને રોજા રાખનારા પુરૂષો તથા રોજા રાખનારી સ્ત્રીઓ, અને પોતાના (ગુપ્ત અવયવો)ને સુરક્ષિત રાખનારા પુરૂષો તથા સુરક્ષિત રાખનારી સ્ત્રીઓ, અને ઘણાંજ મોટા પ્રમાણમાં (અલ્લાહની) યાદ કરનારા પુરૂષો તથા યાદ કરનારી સ્ત્રીઓ—આ સઘળાઓ માટે અલ્લાહે ગુન્હાઓની બક્ષિશ અને ઘણોજ મોટો બદલો તૈયાર કર્યો છે.

૩૬. અને કોઈ મોમીન પુરૂષ માટે કે કોઇ મોમીન સ્ત્રી માટે આ વાત યોગ્ય નથી કે જ્યારે અલ્લાહ તથા તેનો રસુલ એક વાત નકકી કરે તો પછી તેઓ તે બાબતમાં પોતાની મરજી મુજબ વર્તે;[1] અને જે કોઇ અલ્લાહ તથા તેના રસુલની નાફરમાની કરશે તો તે નિસંશય ખુલ્લી ગુમરાહીમાં પડશે.

૩૭. અને હે રસુલ! જે વેળા તું તે (ઝયદ)ને કે જેના ઉપર અલ્લાહે ઉપકાર કર્યો હતો અને તેં પણ ઉપકાર કર્યો હતો આ કહી રહ્યો હતો કે તું તારી પત્ની (ઝયનબ)ને તારી પાસે રહેવા દે,[2] અને અલ્લાહથી ડર; અને તું તારા મનમાં તે વાત સંતાડી રહેલો હતો કે જે અલ્લાહ જાહેર કરનાર હતો અને તું લોકોથી બીતો હતો, જોકે અલ્લાહ આ વાતનો વધુ હકદાર છે કે તું તેનાથીજ બીએ; પછી જ્યારે

---

૧ ઇસલામમાં જાતિભેદ નથી એમ પુરવાર કરવા નબી સાહેબે પોતાની પિતરાઇ બહેન ઝયનબને ઝયદ નામે એક આઝાદ થયેલા ગુલામ સાથે કે જેને નબી સાહેબે પોતાનો પુત્ર કહયો હતો—નિકાહ કરવા હુકમ કર્યો.

ઝયનબ અને તેણીના ભાઇને ઝયદ એક ગુલામ હોતાં આ સંબંધ પસંદ ન હતો, અને તેઓ નબી સાહેબના હુકમનું ઉલ્લંઘન કરવા ચાહતા હતા, જેથી આ આયત ઉતરી કે જેની તાબેદારી અર્થે ઝયનબે ઝયદ સાથેના પોતાના નિકાહને મંજુરી આપી.

૨ ઝયદ ઉપર ઝયનબને તલાક અપાવવા બાબત દબાણ ચલાવવાનો જે હડહડતો જુઠો આક્ષેપ પયગમ્બર સાહેબ ઉપર મૂકવામાં આવે છે તેનું આ આયતમાં અલ્લાહ સત્તાવાર રીતે ખંડન કરે છે. ઝયનબ અને તેણીના ભાઈની તો પહેલેથી ઇચ્છા હતી કે ઝયનબના નિકાહ પયગમ્બર સાહેબ સાથે થાય; અને જ્યારે ઝયદ ઝયનબને તલાક આપી ચૂકયો હતો ત્યારે અને પાલક પુત્રની તલાક પામેલી સ્ત્રીની સાથે નિકાહ કરવા અલ્લાહે જાઇઝ કર્યા હતા તે ફરમાનને અમલમાં લાવવાના હેતુથી પયગમ્બર સાહેબે ઝયનબની સાથે નિકાહ કર્યા હતા.

ઝયદે તે (ઝયનબ) ની સાથેનો હિત સંબંધ છોડી દીધો (અર્થાત તલાક આપી દીધી) ત્યારે અમોએ તે સ્ત્રીનો એ હેતુસર તારી સાથે નિકાહ કરી દીધો કે મોમીનો માટે તેમની પાલક ઓલાદની પત્નીઓના સંબંધમાં જ્યારે કે તેઓ પોતાનો હિત સંબંધ તેમના (મરદો)થી છોડી દે. તે બાદ નિકાહ કરવા માટે કાંઈ અટકાયત ન રહે, અને અલ્લાહનો હુકમ પૂરો થઈનેજ રહે છે.

૩૮. નબીના માટે અલ્લાહે જે વાત વાજીબ કરી દીધી હોય (તે કરવામાં) તેને કાંઈ અટકાયત નથી; આ અલ્લાહનો તે કાયદો છે કે જે અગાઉ થઇ ગએલા (રસુલો) માં પણ ચાલુ હતો; અને અલ્લાહના હુકમો પ્રથમથીજ પ્રમાણસર નિર્માણ થએલા હોય છે.

૩૯. તે (રસુલ) ઓ એવા હોય છે કે જેઓ અલ્લાહના સંદેશા (જેમના તેમ લોકોને) પહોંચાડી દે છે અને તેનાથીજ બીએ છે અને તેઓ અલ્લાહના સિવાય કોઇથી બીતા નથી; અને હિસાબ લેવા માટે અલ્લાહ બસ છે.

૪૦. તમો પુરૂષોમાંથી મોહમ્મદ (સ. અ. વ.) કોઇનો બાપ નથી પણ અલ્લાહનો રસુલ છે અને પયગમ્બરો (ના ક્રમ) માં છેલ્લો છે;[1] અને અલ્લાહ દરેક વસ્તુનો સંપૂર્ણ જાણનાર છે.

રૂકુઅ ૬ ૪૧. હે ઇમાન લાવનારાઓ! અલ્લાહની યાદ ઘણા મોટા પ્રમાણમાં કરતા રહોઃ

૪૨. અને સવાર સાંજ તેની પવિત્રતા વર્ણવ્યા કરો.

૪૩. તે એજ છે જે પોતે અને તેના ફરિશ્તા તમારા ઉપર સલવાત (આશિર્વાદ) મોકલે છે કે જેથી તે તમને (નાફરમાનીના) અંધકારમાંથી કાઢી (ઇમાનના) પ્રકાશ તરફ લઇ આવે; અને અલ્લાહ મોમીનો પર રહેમ કરનારો છે.

૪૪. જે દિવસે આ લોકો તે (અલ્લાહ) ને મળશે તે દિવસે અલ્લાહ તરફથી તેમનો સત્કાર સલામની સાથે કરવામાં આવશે,

---

૧ હઝરત મોહમ્મદ સ. અ. વ. પયગમ્બરે આખેરૂઝઝમાન હતા એટલે આપનો પછી કોઈ પયગમ્બર થશે નહિ.

અને અલ્લાહે તેમના માટે માનવંત બદલો તૈયાર રાખ્યો છે.

૪૫. હે નબી ! નિસંશય અમોએ તને શાક્ષી આપનાર તથા ખુશખબર આપનાર તથા ડરાવનાર તરીકે મોકલ્યો છે:

૪૬. અને અલ્લાહની આજ્ઞાથી (લોકોને) તેની તરફ બોલાવનાર તથા (ઇમાન અને હિદાયતનો) પ્રકાશ આપનાર ચિરાગ બનાવી મોકલ્યો છે.

૪૭. અને મોમીનોને આ શુભ સમાચાર પહોંચાડી દે કે અલ્લાહના તરફથી તેમના પર ઘણી મોટી કૃપા હશે.

૪૮. અને નાસ્તિકો તથા દાંભિકોનું કહ્યું ન માન, અને તેમના ત્રાસની (મુદ્દલ) પરવાહ ન કર, અને અલ્લાહ પર શ્રદ્ધા રાખ; અને કાર્યસાધકતા માટે અલ્લાહજ પુરતો છે.

૪૯. હે ઇમાન લાવનારાઓ ! જે વેળા તમો ઇમાનદાર સ્ત્રીઓ સાથે નિકાહ કરો, પછી તેમને તેમની સાથે સંભોગ કર્યા પહેલાંજ તલાક આપી દો તો તેમના માથે તમારી ખાતર કાંઈ ઇદ્દત નથી કે જેની તમારે ગણતરી કરવી પડે, માટે તમે (તરતજ) તેમને કાંઈ (આર્થિક મદદ) આપીને સારી સલુકાઈ સાથે વિદાય કરો.

૫૦. હે નબી ! બેશક અમે તારા માટે તે પત્નીઓ હલાલ કરી દીધી છે કે જેમની મહેર તું આપી ચૂકયો છે, અને અલ્લાહે તને ગનીમતના માલ તરીકે આપેલી લોંડીઓ પણ કે તેમાંથી જેમનો તું માલિક થઇ ગયો છે, અને તારા કાકાની દીકરીઓ તથા તારી ફોઇની દીકરીઓ, અને તારા મામાની દીકરીઓ તથા તારી માસીની દીકરીઓ કે જેઓ તારી સાથે હિજરત કરીને આવી છે, અને દરેક મોમીન સ્ત્રી કે જે પોતાને નબીના હવાલે કરી દેવા ચાહે, એવી શરતે કે નબીએ પણ તેણીની સાથે નિકાહ કરવાનો ઇરાદો કર્યો હોય, આ હુકમ કેવળ તારે માટેજ છે બીજા મોમીનો માટે નથી; ઉમ્મતીઓ માટે તેમની સ્ત્રીઓ તથા લોંડીઓના સંબંધમાં જે આજ્ઞા કરી છે તે અમે સારી પેઠે જાણીએ છીએ કે જેથી તારા માટે કાંઇ વાંધો આવે નહિ, અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) રહેમ કરનારો છે.

૫૧. તેઓમાંથી જેને તું ચાહે તારી પાસેથી દુર કરી દે અને ચાહે તેને તારી પાસે રાખ; અને જેને તું અલગ કરી ચૂકયો હોય તેમાંથી જેને ચાહે પાછી બોલાવી લે તો તારા માથે કાંઈ દોષ નથી; આ (વિશેષતા કે જે તને આપવામાં આવી છે તેના લીધે) તદ્દન સંભવીત છે કે તેનાથી તારી પત્નીઓની આંખો ટાઢી રહે અને ખેદ ન કરે, અને તેં તેમને જે કાંઇ આપ્યું હોય તેનાથી તેઓ સઘળીજ ખુશ રહે; અને તમારા અંતઃકરણોમાં જે કાંઇ છે તે અલ્લાહ જાણે છે; અને અલ્લાહ મહાન જાણનાર (અને) સહનશીલ છે.

૫૨. આ પછી તારા માટે ન બીજી સ્ત્રીઓ હલાલ છે અને ન આ વાત કે તું હાજર પત્નીઓના બદલે બીજી પત્નીઓ કરી લે, પછી ભલેને તને તેમનું સૌંદર્ય ગમે તેટલું સારૂં કેમ ન લાગે, સિવાય કે જે લોંડીઓનો તું માલિક થઈ જાય; અને અલ્લાહ દરેક વસ્તુ પર નજર રાખનારો છે.

રૂકુઅ ૫૩. હે ઈમાન લાવનારાઓ ! તમે નબીના ઘરોમાં દાખલ થાઓ નહિ સિવાય કે તમને ખાવા માટે (અંદર) બોલાવવામાં આવે, પણ (જાણી જોઈ) ખાણું તૈયાર થવાની રાહ ન જુઓ, પરંતુ જ્યારે તમને બોલાવવામાં આવે ત્યારેજ દાખલ થાઓ, અને પછી જેવું ખાણું ખાઇ રહો કે તરતજ છુટા પડી જાઓ, અને વાતોમાં વળગી બેસી રહો નહિ; નિસંશય તમારી આ વાત નબીને તકલીફ આપે છે અને તે તમને કહેતાં શરમાય છે, પણ અલ્લાહ વ્યાજબી વાત કહેતાં શરમાતો નથી; અને જ્યારે તમે નબીની પત્નીઓ પાસે કોઇ વસ્તુ માગો તો તેમની પાસે પડદા પાછળથી માગો; આ વાત તમારા અંતઃકરણોને વધુ પાક કરનારી છે અને તેમના અંતઃકરણોને પણ; અને તમે અલ્લાહના રસુલને કાંઇ તકલીફ આપો એ તમારા માટે ઘટતું નથી, અને ન આ (ઘટે છે) કે તમે તેની પાછળ તેની પત્નીઓ સાથે કદી પણ નિકાહ કરો; બેશક આ વાત અલ્લાહની પાસે મહા ગંભીર છે.

૫૪. અગર તમે કોઈ વાત જાહેર કરો યા તેને સંતાડો, તો નિસંશય અલ્લાહ દરેક વસ્તુનો સંપૂર્ણ જાણનારો છે.

૫૫. તેણીઓ પર ન તેમના બાપો સામે જવામાં કાંઈ વાંધો છે અને ન તેમના પુત્રો સામે, અને ન પોતાના ભાઈઓના, અને ન પોતાના ભત્રીજાઓના, અને ન પોતાના ભાણેજોના, અને ન પોતાના જેવી સ્ત્રીઓના, અને ન પોતાની લોંડીઓની (સામે જવામાં વાંધો છે); અને (હે સ્ત્રીઓ!) અલ્લાહથી ડરો; બેશક અલ્લાહ દરેક વસ્તુનો દેખનારો છે.

૫૬. નિસંશય અલ્લાહ તથા તેના ફરિશ્તા નબી પર દરૂદ (આશિર્વાદ) મોકલતા રહે છે; (માટે) હે ઈમાનવાળાઓ! તમે પણ તેના પર દરૂદ મોકલો, અને એવી રીતે સલામ મોકલો જેવો કે સલામ મોકલવાનો હક છે.

૫૭. નિસંશય જે લોકો અલ્લાહ તથા તેના રસુલને ઈજા પહોંચાડે છે તેમના પર અલ્લાહે દુનિયા તથા આખેરતમાં ફીટકાર કરી છે, અને તેમના માટે ફજેત કરનારો અઝાબ તૈયાર કર્યો છે.

૫૮. અને જે લોકો ઈમાનદાર પુરૂષો તથા ઈમાનદાર સ્ત્રીઓને તેમના કાંઈ કસુર વિના (તોહમત મૂકી) ઈજા પહોંચાડે છે, તેઓ ખચીતજ દોષારોપણ અને ખુલ્લા ગુન્હાઓનો બોજો પોતાના શીરે વ્હોરે છે.

૫૯. હે નબી! તું તારી પત્નીઓ તથા તારી પુત્રીઓ, અને ૧
ઈમાનદારોની સ્ત્રીઓને કહી દે કે તેઓ પોતાની ચાદરોનો થોડો ભાગ (બહાર નીકળતી વખતે) પોતાના (ચહેરા) પર નાખી રાખે;[1] આમ કરવાથી (આ વાત) વધુ સંભવીત છે કે તેણીઓ ઓળખાઈ આવે અને સતામણીમાંથી બચી જાય: અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) રહેમ કરનારો છે.

૬૦. અગર દાંભિકો તથા તે લોકો કે જેમના અંતઃકરણોમાં (નાસ્તિકપણાંનો) રોગ છે, અને મદીનામાં જુઠી ખબરો ફેલાવનારા (શરારતો કરતાં) નહિ અટકે તો અમે તને તેમની પાછળ જરૂર

---

૧ ચાદર ચહેરા પર નાખી રાખવી એ આઝાદ અને પવિત્ર સ્રીઓની નિશાની મુકર્રર થઇ જેથી બદકાર લોકો જાણી લે કે તે સ્રી પવિત્ર છે અને તેણીની છેડતી કરી શકે નહિ.

લગાડી દઈશું, પછી તેઓ આ શહેરમાં તારી પાડોશમાં રહેશે નહિ, પણ ઘણોજ થોડો વખત:

૬૧. તેઓ ફિટકાર પામેલાજ રહેશે, તેઓ જ્યાં પણ મળી આવશે ત્યાં પકડી પાડી ઘણીજ બુરી રીતે મારી નાખવામાં આવશે.

૬૨. અલ્લાહનો આ એજ નિયમ છે કે જે અગાઉ થઈ ગએલા લોકોમાં પણ ચાલુ હતો, અને તું અલ્લાહના નિયમમાં કાંઈપણ ફેરફાર હરગીઝ જોશે નહિ.

૬૩. લોકો તને કયામતની ઘડી વિષેની ખબર પુછે છે; તું કહે કે તેનું જ્ઞાન અલ્લાહ પાસેજ છે; અને તને શી ખબર કે કદાચને કયામત છેક પાસે આવી પહોંચી હોય.

૬૪. નિસંશય અલ્લાહે નાસ્તિકો પર લાનત કરી છે અને તેમના માટે ભડભડતી આગ તૈયાર કરી છે:

૬૫. જેમાં તેઓ હમેશ હમેશના રહેનારા થશે, (અને તેમાં) તેઓ ન કોઈ હિમાયતી મેળવશે અને ન કોઈ મદદગાર.

૬૬. જે દિવસે તેમનાં મોઢાં પલટાવીને જહન્નમમાં ઝોંકી દેવામાં આવશે ત્યારે તેઓ કહેશે કે જો અમોએ અલ્લાહ તથા તેના રસુલની આજ્ઞા માની હોત તો કેવું સારૂં થાત!

૬૭. વળી આ પણ અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! નિસંશય અમોએ અમારા સરદારો તથા અમારા વડવાઓની આજ્ઞા માની હતી, જેથી તેમણે અમને સન્માર્ગથી રખડાવી દીધા.

૬૮. હે અમારા પરવરદિગાર! તેમને આ અઝાબનો બમણો ભાગ આપ, અને તેમના પર લાનત પણ મોટીજ લાનત કર.

રુઅ ૮ ૬૯. હે ઈમાન લાવનારાઓ! તમે તેમના જેવા ન થાઓ કે જેમણે મુસાને સંતાપ્યો હતો, પછી અલ્લાહે તે (લોક) ઓનાં આળો માથી તેને નિર્દોષ ઠરાવ્યો હતો; અને તે અલ્લાહની પાસે માનવંત (રસુલ) હતો.

૭૦. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહથી ડરો અને જે કાંઈ બોલો તે વ્યાજબીજ બોલો.

૭૧. (કે જેથી) તે તમારી ખાતર તમારા કર્મોને અજવાળી દે, અને તમારા ગુન્હાઓ પણ માફ કરી દે; અને જે અલ્લાહ તથા તેના રસુલની આજ્ઞા માનશે તો તે ખચીતજ મોટી સફળતા પામશે.

૭૨. નિસંશય અમોએ (ન્યાય અને આજ્ઞાપાલનની) જવાબદારીનો[1] બોજો આકાશો તથા પૃથ્વી તથા પર્વતો સમક્ષ રજુ કર્યો, પણ તે સર્વેએ તેને ઉચકવાનો ઈન્કાર કર્યો, અને તેઓ તેનાથી ડરી ગયા, પણ મનુષ્યે તે ઉચકી લીધો; નિસંશય તે (મનુષ્ય) પોતાના હકમાં મોટો જુલમગાર (અને) અજ્ઞાન છે:

૭૩. આ એ માટે કે અલ્લાહ દાંભિક પુરૂષો તથા દાંભિક સ્ત્રીઓને, અને મુશ્રીક પુરૂષો તથા મુશ્રીક સ્ત્રીઓને (તેમની કરણીનો) અઝાબ આપે; અને ઈમાનવાળા પુરૂષો તથા ઈમાનવાળી સ્ત્રીઓની તોબા કબુલ કરે; અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયાળુ છે.

---

## પ્રકરણ ૩૪ મું.

## સુરતુસ સબા.

### સબા નામનું શાહેર.

મક્કામાં ઉતરેલી જેની ૫૪ આયતો અને ૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. સર્વે પ્રકારની તારીફ એજ અલ્લાહ માટે લાયક છે કે ૧
જેની માલેકીમાં આકાશોમાં જે કાંઈ છે તે છે, અને જે કાંઈ

---

[1] અહીં જવાબદારીનો અર્થ અલ્લાહની તાબેદારી થાય છે, અને એ 'તાબેદારીમાં ફેર પડે તો અઝાબ થાય. આકાશ, જમીન, પર્વતો વિગેરે એ તાબેદારીમાં ફેર પડે તેથી ડરી ગયા અને બોજો ઉચકવાનો ઈન્કાર કર્યો, પરંતુ મનુષ્ય પરીણામથી અજ્ઞાન હોતાં એ બોજ ઉચકી લીધો.

જમીનમાં છે તે પણ, અને દરેક પ્રકારની તારીફ આખેરતમાં પણ તેનીજ છે; અને એજ મોટો હિકમતવાળો (અને) જાણકાર છે.

૨. જે વસ્તુ ભૂમિમાં દાખલ થાય છે તેને જાણે છે અને તેમાંથી જે વસ્તુ બહાર નીકળે છે તેને પણ, અને જે આકાશ પરથી ઉતરે છે તેને (જાણે છે) અને જે તેના તરફ ચઢે છે તેને પણ; અને તે મોટો દયાળુ (અને) ક્ષમાવાન છે.

૩. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ કહે છે કે અમારા માટે ક્યામત (ની ઘડી) આવશેજ નહિ; (હે રસુલ!) તું કહે કે અલબત્ત, મારા પરવરદિગારની કસમ! તમારા માટે તે ઘડી અવશ્ય આવનારી છે; તે ગેબનો જાણનારો છે, તેનાથી આકાશો તથા પૃથ્વીની એક તરણાં સરખીયે વસ્તુ છુપી નથી, અને તે કરતાંય નાની કે મોટી (કોઇ) વસ્તુ એવી નથી કે જેનું વર્ણન પ્રત્યક્ષ કિતાબમાં મોજુદ ન હોય:

૪. કે જેથી અલ્લાહ તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં સારો બદલો આપે; ગુન્હાઓની માફી અને માનવંત રોજી તેમનાજ માટે છે.

૫. અને જેઓ અમારી આયતોને નિષ્ફળ બનાવવાના હેતુથી તેમની વિરૂદ્ધ પ્રયત્નો કરે છે તેમનાજ માટે દુ:ખદાયક કષ્ટનો અઝાબ છે.

૬. અને તે લોકો કે જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે આ સમજે છે કે તારા પરવરદિગાર પાસેથી તારી તરફ જે કાંઇ ઉતારવામાં આવ્યું છે તે સત્ય છે, અને તે સમર્થ (અને) સ્તુતિને પાત્ર (અલ્લાહ)ના માર્ગ તરફ હિદાયત કરે છે.

૭. અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ (કટાક્ષ કરતાં) કહે છે કે શું અમે તમને (એક) એવો શખસ દેખાડીએ કે જે તમને આ (વાતની) ખબર આપે છે કે જ્યારે તમે (માટીમાં મળી) એકદમ રજકણ બની ચુરેચુરા થઇ જશો, ત્યાર પછી પણ નિસંશય તમે નવેસરથી પેદા કરવામાં આવશો?

૮. તે (મોહમ્મદ સ. અ. વ.) એ અલ્લાહ પર જુઠું આળ

મૂક્યું છે અથવા તેને ગાંડપણ (થઈ ગયું) છે; (એમ નથી) બલ્કે જે આખેરત પર ઇમાન નથી રાખતા તેઓ અઝાબમાં અને હદ ઉપરાંતની ગુમરાહીમાં (પડેલા) છે.

૯. શું તેઓ આકાશો તથા જમીન માંહેની વસ્તુઓ કે જે તેમને આગળ તથા પાછળ(થી ઘેરી રહેલ) છે તે ઉપર દ્રષ્ટિ નથી નાખતા? અગર અમે ચાહીએ તો તેમની સાથે ભૂમિને ધસાવી દઇએ, અથવા તેમના પર આકાશનો એક કટકો તોડી પાડીએ; બેશક અલ્લાહ તરફ રજુ થનાર દરેક બંદા માટે તેમાં બોધપાઠ મોજુદ છે.

૧૦. અને ખરેજ અમોએ દાઉદને અમારા તરફથી શ્રેષ્ઠતા આપી ૨
હતી, (અને અમોએ હુકમ કર્યો હતો કે) હે પહાડો! (અલ્લાહના ગુણગાન ગાવામાં) તેનો સાથ આપો, અને હે પક્ષીઓ! તમે પણ; અને અમોએ તેના માટે લોખંડ નરમ કરી દીધું હતું:

૧૧. (અને) હુકમ આપ્યો હતો કે બખ્તરો બનાવ, અને કડીઓ જોડવામાં ખરા અંદાજનો ખ્યાલ રાખ, અને (હે લોકો!) તમે નેકીઓ કરતા રહો; બેશક તમે જે અમલ કરો છો તે હું જાણું છું.

૧૨. અને અમોએ હવા સુલયમાનને (તાબે કરી દીધી હતી) કે જેથી તેની પ્રભાતની સહેલ એક મહીનાના માર્ગ જેટલી થતી હતી તેમ સંધ્યાકાળની સહેલ પણ એક મહિનાના માર્ગ જેટલી થતી હતી, અને અમોએ તેની ખાતર ત્રાંબાનું ઝરણું ઉભરાવી દીધું હતું; અને જીન્નાતોમાંથી કેટલાકો અલ્લાહના હુકમથી તે (સુલયમાન)ની હજુરમાં કામ કરતા હતા; અને તેમનામાંથી જે અમારી આજ્ઞાની અવગણના કરતો હતો તેને અમે ભડભડતી આગના અઝાબની મજા ચખાડતા હતા.

૧૩. તે (સુલયમાન) જે કાંઈ ઈચ્છતો તે આ જીન્નાતો તેના માટે (તત્કાળ) બનાવી દેતા, (જેમકે) મોટી મોટી (ગગન ચુંબિત) ઈમારતો, તથા પથ્થરની આકૃતિઓ, અને મોટા મોટા હોજ જેવા પ્યાલા, અને એકજ જગ્યાએ ઠરી રહેનારી મોટી મોટી દેગો; માટે હે દાઉદની ઓલાદ! ઉપકાર માન્યા કરો; જોકે અમારા બંદાઓમાંથી ઉપકાર માનનારા ઘણાજ થોડા છે.

૧૪. પછી જ્યારે અમે તે (સુલયમાન) પર મૃત્યુનો સમય લઇ આવ્યા ત્યારે તે (કામ કરનારા જીન્નાતોને) તેના મોતની કોઇ વસ્તુ વડે જાણ ન થઇ પણ જમીનના એક કીડા (ઉધઇ)થી, કે જે તેની લાઠીને અંદરથી ખાઈ રહયો હતો; પછી જ્યારે તે (ભૂમિ પર) ઢળી પડયો ત્યારે જીન્નાતો સ્પષ્ટ રીતે સમજી ગયા (અને કહેવા લાગ્યા) કે જો તેઓ છુપી વાતો જાણતાં હોત તો કદી પણ આ હીણપત ભર્યા (કામ કરવાના) અઝાબમાં પડયા રહેતે નહિ.

૧૫. સબાવાળાઓ માટે તેમના રહેઠાણોમાં ખરેજ (મોટી) નિશાની મોજુદ હતી, (અર્થાત) ડાબી તથા જમણી બન્ને બાજુએ બે (રળિઆમણા) બગીચા હતા; (અને તેમને જણાવી દેવામાં આવ્યું હતું કે) તમારા પરવરદિગારે આપેલી રોજી ખાઓ અને તેનો પાડ માનતા રહો; (સારાંશ કે) શહેર પણ આબાદ હતું અને પાલનકર્તા (અલ્લાહ) પણ મહા ક્ષમાવાન હતો.

૧૬. પણ (અમારી આજ્ઞાઓથી) તેમણે મોઢું ફેરવી લીધું ત્યારે અમોએ પણ તેમના પર ભારે પૂર મોકલ્યું, અને તેમના તે બન્ને બગીચાઓને એવા બે બગીચાઓથી બદલી નાખ્યા કે જેનાં ફૂળ કડવાં હતાં, અને જેમાં થોડાક ઝાવલીના છોડ અને કાંઇ થોડી ઘણી કાંટાવાળી બોરડીના ઝાડ (રહી ગયા).

૧૭. આ બદલો અમોએ તેમનાથી તેમના અનુપકારીપણાના કારણે લીધો; અને અનુપકારીઓ સિવાય એવી શિક્ષા બીજા કોઇને થોડીજ આપીએ છીએ ?

૧૮. અને તે (સબા)ની તથા તે (બયતુલ મુકદ્દસની) વસ્તીઓ કે જેમને અમોએ બરકતપૂર્ણ બનાવી હતી તેમની વચ્ચે અમોએ (બીજી) થોડીક એવી વસ્તીઓ પણ વસાવી હતી કે જે ખુલ્લી રીતે દેખાઈ આવતી હતી, અને તેમાં આવવા જવા માટે માર્ગો પણ પાડી દીધા હતા; (અને આ હુકમ આપ્યો હતો કે) તે (માર્ગો)માં રાત્રે તથા દિવસે બેધડક ચાલ્યા ફર્યા કરો.

૧૯. છતાં તેમણે અરજ કરી કે હે અમારા પરવરદિગાર! (ટુંકી

મુસાફરીમાં કાંઈ મજા નથી પડતી) તું અમારી મુસાફરી વચ્ચે લંબાણ અંતર કાયમ કરી દે; આવી રીતે તેમણે પોતાના ઉપરજ જુલમ કર્યો, જેથી અમોએ પણ તેમને (ભવિષ્યના લોકો માટે દાખલા રૂપ) કહાણી કિસ્સા બનાવી દીધા, અને અમોએ તેમને તદ્દન ધુળધાણી કરી નાખ્યા; નિસંશય આ બનાવમાં દરેક મોટા ધીરજવાન (અને) પાડ માનનારાઓ માટે નિશાનીઓ મોજુદ છે.

૨૦. અને ખચીતજ શેતાને (તેમના સંબંધમાં) પોતાનું ગુમાન સાચું કરી દેખાડયું, જેથી મોમીનોના એક ટોળાં સિવાય સઘળાજ તેના અનુયાયી થઇ ગયા.

૨૧. અને તેમના પર તેનો મુદ્દલ કાબુ ન હતો, પણ (અમોએ તેને કારણ બનાવ્યું હતું) એ માટે કે જેઓ આખેરત પર ઇમાન રાખે છે (તેમને) તે લોકોથી કે જેઓ તેના વિષે શંકામાં છે જુદા પાડી જાણી લઇએ; અને તારો પરવરદિગાર દરેક વસ્તુનો રક્ષણહાર છે.

૨૨. (હે રસુલ!) તું કહે કે તમને અલ્લાહના સિવાય જેમનો ઘમંડ છે તેમને બોલાવી લો, જોકે તેઓ ન આકાશો માંહિની કોઈ કણ બરાબર (ની વસ્તુ) ના માલીક છે, અને ન જમીન માંહે (ની વસ્તુ) ના, અને ન તે (આકાશો તથા પૃથ્વી) ના બનાવવામાં તેઓ તે (અલ્લાહ) ના ભાગીદાર હતા, અને ન તેઓમાંથી કોઈ તે (અલ્લાહ) નો મદદગાર હતો. રૂકુઅ ૩

૨૩. અને (કયામતના દિવસે લોકોમાંથી) કોઈની પણ ભલામણ તે (અલ્લાહ) ની હજુરમાં ફાયદો પહોંચાડશે નહિ, સિવાય કે જેના માટે તે પરવાનગી આપશે, અહીં સુધી કે જ્યારે તેમના મનમાંથી ગભરાટ દૂર થઇ જશે ત્યારે તેઓ કહેશે કે તમારા પરવરદિગારે આ શું ફરમાવ્યું હતું? ત્યારે (જેઓ અલ્લાહના નીકટના બંદા હશે) તેઓ કહેશે કે સત્ય ફરમાવ્યું હતું, અને એજ તો ઉચ્ચ દરજ્જાવાળો (અને) બુઝુર્ગ છે.

૨૪. તું પૂછ કે તમને આકાશો તથા ભૂમિમાંથી રોજી કોણ આપે છે? તું કહે કે અલ્લાહ. હવે હિદાયત પર અથવા ખુલ્લી ગુમરાહીમાં અમે છીએ કે તમે?

૨૫. તું કહે કે જે ગુન્હા અમોએ કર્યા છે તેના વિષે તમને પડપૂછ

કરવામાં નહિ આવે, અને જે કૃત્યો તમે કરો છો તેની પડપૂછ અમને કરવામાં નહિ આવે.

૨૬. તું કહે કે અમારો પરવરદિગાર આપણ સર્વને ભેગાં કરી લેશે, પછી આપણી વચ્ચે સત્યતાપૂર્વક નિર્ણય કરી દેશે; અને એજ મોટો ન્યાયાધીશ (અને) જ્ઞાનિ છે.

૨૭. તું કહે કે તમે મને તેમને દેખાડો કે જેમને તમોએ તે (અલ્લાહ)ની સાથે જોડી શરીકો બનાવી દીધા છે, હરગીઝ તેમ (કરી શકતા) નથી; બલ્કે તે અલ્લાહ સમર્થ (અને) હિકમતવાળો છે.

૨૮. અને અમોએ તને નથી મોકલ્યો પણ સર્વે મનુષ્યો માટે ખુશખબર આપનાર અને ડરાવનારો (બનાવી) મોકલ્યો છે, પરંતુ ઘણાંખરા લોકો જાણતા નથી.

૨૯. અને તેઓ કહે છે કે અગર તમે (તમારા દાવામાં) સાચા છો તો એ (કયામતનો) વાયદો કયારે પૂરો થઇને રહેશે?

૩૦. (હે રસુલ!) તું કહે કે તમારા માટે એક દિવસનો વાયદો નક્કી કરવામાં આવ્યો છે, જેનાથી તમે એક પળ ન પાછળ રહી શકશો, ન આગળ વધી શકશો.

રૂકુઅ ૪ ૩૧. જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ કહે છે કે અમે આ કુરઆન પર કદી ઇમાન લાવીશું નહિ, અને ન તે કિતાબો પર કે જે આ પહેલાં હતી; અને (હે રસુલ!) કદાચને તું જોતે કે જે વેળા આ જુલમગારો તારા પરવરદિગારની હજુરમાં એક બીજાને તાણાં મારતા ઉભા કરવામાં આવશે! તે વેળા કમજોર લોકો ગર્વિષ્ઠ લોકોને કહેશે કે જો તમે ન હોત તો અમે અવશ્ય મોમીન થઇ જતે.

૩૨. (ત્યારે) ગર્વિષ્ઠો કમજોર લોકોને કહેશે કે જ્યારે હિદાયત તમારી પાસે આવી ચૂકી હતી તે બાદ શું અમોએ તમને (તેનું અનુકરણ કરતા) અટકાવ્યા હતા? (એમ તો ન હતું) બલ્કે તમે પંડેજ દોષિત હતા.

૩૩. અને કમજોર લોકો ગર્વિષ્ઠ લોકોને કહેશે કે તમારી રાત દિવસની ચાલબાજીઓએ (અમને ગુમરાહ કર્યા), જ્યારે કે તમે અમને અલ્લાહનો ઈન્કાર કરવા અને તેનો શરીક બનાવવાની આજ્ઞા કરતા હતા. સારાંશ કે જ્યારે

તેઓ અઝાબ નિહાળશે ત્યારે પોતાનો પશ્ચાતાપ સંતાડશે; અને અમે તે લોકોની ગરદનોમાં કે જેઓ ઈન્કાર કરતા હતા ઝંજીરો નાખી દઈશું; શું તેઓ જે કરણી કરતા હતા તેના સિવાય તેમને બીજો કોઈ બદલો આપવામાં આવશે ?

૩૪. અને જે વસ્તીમાં અમોએ કોઈ બીવરાવનારો મોકલ્યો ત્યારે તે (વસ્તી)ના વૈભવશાળી લોકો એમજ કહેતા રહ્યા કે તમને જે કાંઇ (હુકમ) આપીને મોકલવામાં આવ્યા છે તેનો અમે ખરેખર ઇન્કાર કરનારા છીએ.

૩૫. અને તેઓ આ પણ કહે છે કે અમે (તમારા કરતાં) સંપતિ તથા સંતતિમાં ઘણાંજ વધેલા છીએ, અને અમને અઝાબ પણ આપવામાં નહિ આવે.

૩૬. (હે રસુલ!) તું કહે કે બેશક મારો પરવરદિગાર જેના માટે ચાહે છે રોજી વિશાળ કરી દે છે, અને જેના માટે ચાહે છે તંગ કરી દે છે, પરંતુ ઘણાંખરા લોકો તે જાણતા નથી.

૩૭. અને તમારી સંપતિ તથા સંતતિ એવી વસ્તુ નથી કે તે તમને ૨૬ અમારા નિકટના બનાવી દે, હા, જે શખસ ઈમાન લાવે તથા સત્કાર્યો કરે તો એજ તે લોકો છે કે જે કરણી પણ તેઓ કરશે તેનો બમણો બદલો તેમના માટે (તૈયાર) છે, અને તેઓજ ઉચ્ચ સ્થાનોમાં નચિંતપણે રહેશે.

૩૮. અને જે લોકો (અમને) પરાજીત કરવાના વિચારે અમારી નિશાનીઓ વિરૂદ્ધ પ્રયત્નો કરતા રહે છે તેમને અઝાબમાં સપડાવી હાજર કરવામાં આવશે.

૩૯. તું કહે કે બેશક મારો પરવરદિગાર પોતાના બંદાઓમાંથી જેના માટે ચાહે છે રોજી વિશાળ કરી દે છે, અને જેના માટે ચાહે છે તંગ કરી દે છે; અને તમે (તેના માર્ગમાં) જે વસ્તુ પણ ખરચ કરશો તેનો બદલો તે અવશ્ય આપશે, અને તે સૌ કરતાં ઉત્તમ રોજી આપનારો છે.

૪૦. અને જે દિવસે તે સઘળાઓને ભેગાં કરશે, પછી સર્વે ફરિશ્તાઓને ફરમાવશે કે શું આ લોકો તમારી ઈબાદત કર્યા કરતા હતા?

૪૧. (ફરિશ્તાઓ) અરજ કરશે કે સ્તુતિને પાત્ર તુંજ છે—તુંજ અમારો વાલી છે, ન કે આ લોકો, (પછી તેમની સાથે અમારે શી લેવા દેવા?) બલ્કે

તેઓ તો જીન્નાતોની ઈબાદત કરતા હતા; તેઓ માહેના ઘણુંખરા તેમના પરજ ઈમાન રાખતા હતા.

૪૨. માટે આજના દિવસે તમારામાંથી કોઈ પણ એક બીજાના ન લાભનો અધિકાર ધરાવશે ન નુકસાનનો; અને જે લોકોએ જુલમ કર્યો હતો તેમને અમે કહીશું કે તે જહન્નમની આગની મજા ચાખો કે જેને તમે જુઠલાવ્યા કરતા હતા.

૪૩. અને જે વખતે તેમને અમારી ખુલ્લી આયતો પઢીને સંભળાવવામાં આવે છે તો તેઓ કહે છે કે આ (રસુલ) કોઈ નથી પણ એક માણસ કે જે એમ ચાહે છે કે જે વસ્તુઓની તમારા બાપદાદા પૂજા કર્યા કરતા હતા તેના (પૂજવા)થી તમને અટકાવે. અને (તેઓ વળી) એમ પણ કહે છે કે આ (કુરઆન) માત્ર ઉપજાવી કાઢેલું અસત્ય છે. અને તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા નથી તેમની પાસે જ્યારે સત્ય આવે છે ત્યારે કહેવા લાગે છે કે આ માત્ર ખુલ્લો જાદુ છે.

૪૪. અને તે (મક્કાવાસી) ઓને અમોએ કિતાબો તો નથી આપી કે જે તેઓ પઢતા હોય, અને ન તારી પહેલાં તેમની પાસે કોઈ બીવરાવનારો મોકલ્યો હતો.

૪૫. અને તેમની પૂર્વે જે લોકો હતા તેમણે પણ (સત્યને) જુઠલાવ્યું હતું, જોકે અમોએ તેમને જે કાંઈ આપી મૂકયું હતું તેના દસમા ભાગને પણ આ (લોકો) નથી પહોંચ્યા; સારાંશ કે તેમણે પણ મારા રસુલોને જુઠલાવ્યા હતા, જેથી (તમોએ જોયું કે) મારી નાપસંદગી તેમના સંબંધમાં કેવી થઇ પડી હતી ?

રૂઅ ૬ ૪૬. તું કહે કે સિવાય તેના નથી કે હુ તો માત્ર એકજ વાતનો બોધ આપું છું કે તમે બબ્બે અકેક થઈને અલ્લાહના (કામ માટે) ઉભા થઇ જાઓ, પછી વિચાર કરો (તો જણાશે) કે તમારા આ (પયગમ્બર) મિત્રને દિવાનાપણું નથી; એ તો સખત અઝાબ આવતા પહેલાં તમારા માટે માત્ર એક ડરાવનારો છે.

૪૭. તું કહે કે (તબ્લીગે રિસાલતનો) જે બદલો મેં માગ્યો છે તેનો ફાયદો તો તમારાજ માટે છે; મારી મજુરી તો અલ્લાહના શીરે

છે, અને તે દરેક વસ્તુનો સાક્ષી છે.

૪૮. તું કહે કે નિસંશય મારો પરવરદિગાર (અસત્યને નિર્મુળ કરવા) સત્ય (નું બાણુ) મારે છે, તે છુપી વાતોનો મહાન જાણનારો છે.

૪૯. તું કહે કે સત્ય આવી ગયું ! અને અસત્ય કાંઈ પેદા કરી શકતું નથી, તેમજ સજીવન કરી શકતું નથી.

૫૦. તું કહે કે જો હું ગુમરાહ થઈ ગયો છું તો હું મારી પોતીકી જાતનેજ હાનિ પહોંચાડવા કાજે ગુમરાહ થઈ ગયો હોઇશ, અને જો હું સન્માર્ગ પર છું તો એજ કારણુસર કે મને મારો પરવરદિગાર વહી પહોંચાડે છે; બેશક તે મોટો સાંભળનાર (અને) ઘણોજ પાસે છે.

૫૧. અને કદાચને તું તેમને જોતે (તો ઘણુંજ આશ્ચર્ય પામતે) કે જ્યારે તેઓ (કયામતમાં) ગભરાએલી દશામાં હશે અને કયાંય પણ નાસવાનું સ્થાન નહિ મળે, અને પાસેની જગ્યાએથીજ તેમને પકડી પાડવામાં આવશે:

૫૨. અને તેઓ કહેશે કે અમે તે (રસુલ)ના પર ઈમાન લાવીએ છીએ; પણ આટલા લાંબા છેટા પરથી તેઓ (ઇમાન) કેવી રીતે મેળવી શકશે ?

૫૩. જોકે તેમણે પ્રથમ તેનો ઈન્કાર કર્યો હતો, અને દૂર બેઠા બેઠા અદ્રષ્ય વાતોના સંબંધમાં અટકળો બાંધ્યા કરતા હતા.

૫૪. તેઓ તથા તે વસ્તુઓ વચ્ચે કે જેની તેમને ઇચ્છા થશે એક આડ ઉભી કરી દેવામાં આવશે, જેમકે તેમની પહેલાં તેમના જેવા આગમચના ટોળાંઓના સંબંધમાં ઉભી કરવામાં આવી હતી; નિસંશય તેઓ સઘળાજ પરેશાન કરી દેનારી શંકામાં હતા.

---

## પ્રકરણ ૩૫ મું.

## સુરતુલ ફાતિર.

## સર્જનહાર.

મક્કામાં ઉતરેલી જેની ૪૫ આયતો અને ૫ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

આ ૧. દરેક પ્રકારના ગુણગાન અલ્લાહ માટે (શોભાસ્પદ) છે, જે આકાશો તથા પૃથ્વીની ઉત્પત્તિનો આરંભ કરનાર છે, અને જમીન પર વહી લાવનારા ફરિશ્તાઓને બબ્બે, ત્રણત્રણ અને ચચ્ચાર પાંખવાળા બનાવનારો છે, અને તે જે કાંઈ ચાહે છે તે સૃષ્ટિમાં વધારી દે છે; બેશક અલ્લાહ દરેક વસ્તુ પર (સંપુર્ણ) કાબુ ધરાવનારો છે.

૨. અલ્લાહ માણસો માટે જે કૃપા (નાં દ્વાર) ઉઘાડી નાખે છે તેને કોઈ રોકનાર નથી, અને જે કાંઈ તે રોકી લે છે તેને પાછો મોકલનાર પણ કોઈ નથી; અને તે મહા બળવાન (અને) હિકમતવાળો છે.

૩. હે લોકો! તમારાપર અલ્લાહની જે જે નેઅમતો છે તેમને યાદ કરતા રહો; શું અલ્લાહ સિવાય કોઈ બીજો પણ સર્જનહાર છે કે જે આકાશ તથા પૃથ્વીમાંથી તમને રોજી આપે? તેના સિવાય કોઈ માઅબુદ નથી, પછી તમે કયાં બહેકી જાઓ છો?

૪. અને (હે રસુલ!) અગર તને આ લોકો જુઠલાવે તો (તું દુઃખ ન લગાડ) ખરેજ તારી પૂર્વે ઘણાય રસુલો જુઠલાઇ ચૂકયા છે; અને સર્વે બાબતોનું પાછું ફરવું અલ્લાહનીજ તરફ થશે.

૫. હે લોકો! નિસંશય અલ્લાહનો વાયદો સાચો છે, માટે તમને સંસારી જીવન ધોકો ન આપે; અને કોઇ મોટો દગાબાજ (શેતાન) અલ્લાહના સંબંધમાં તમને ધોકો ન આપે.

૬. નિસંશય શેતાન તમારો (ખુલ્લો) દુશ્મન છે, માટે તમે પણ તેને (તમારો) દુશ્મન ગણો; તે પોતાના ટોળાંને કેવળ એટલા માટે બોલાવતો રહે છે કે તેઓ પણ જહન્નમી થઇ જાય.

૭. જે લોકો ઇમાન નથી લાવ્યા તેમના માટે સખત અઝાબ છે; અને જે લોકો ઈમાન લાવ્યા છે અને સતકાર્યો કર્યાં છે તો તેમના

માટે ગુન્હાઓની માફી અને ઘણો મોટો બદલો છે.

૮. શું તે શખસ કે જેની નિગાહમાં બદકારીને શોભા આપવામાં રૂ। આવી છે, પછી તેને તે સારી પણ સમજે છે, (તે શું તેના જેવો થઈ શકે છે કે જે સત્કાર્યો કરનાર હોય?) માટે અલ્લાહ જેનાથી ચાહે છે હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે, અને જેને ચાહે છે હિદાયત આપે છે; જેથી (હે રસુલ!) તેમના સંબંધી હાય અફસોસ કરતાં કરતાં કયાંય તારો પ્રાણ નીકળી ન જાય; નિસંશય તેઓ જે કાંઈ કરે છે તેનાથી અલ્લાહ સંપૂર્ણ વાકેફ છે.

૯. અને અલ્લાહ એજ (સર્વ શકિતમાન) છે જે વાયુઓને મોકલે છે, પછી તે (વાયુઓ) વાદળાંઓને ઉંચે લઇ આવે છે, પછી અમે તે વાદળાંઓને મૃત (ભૂમીવાળા) શહેર તરફ હાંકી લાવીએ છીએ, પછી અમે તે (વાદળાં) દ્વારા જમીનને તેના મૃત્યુ બાદ સજીવન કરી દઇએ છીએ; કયામતમાં પણ એવીજ રીતે (સજીવન થઈ) ઉઠવાનું થશે.

૧૦. જે શખસ આબરૂનો ઇચ્છનાર હોય તો સંપૂર્ણ આબરૂ અલ્લાહ માટેજ છે; તેનીજ તરફ પવિત્ર કલ્મા (શુભવાણી) ચઢે છે, અને સત્કાર્યો તે (શુભવાણી)ને ઉંચે ચઢાવે છે; અને જેઓ ચાલબાજીઓ કરી બદીઓ કરતા રહે છે તેમના માટેજ સખત અઝાબ છે; અને તેમની ચાલબાજીઓ અંતે નિષ્ફળ જનાર છે.

૧૧. અને અલ્લાહે તમને (પ્રથમ) માટીમાંથી પેદા કર્યા, પછી વીર્ય બિંદુમાંથી, પછી તમને જોડાં જોડાં (નર–માદા) બનાવ્યાં; અને કોઈ માદા (એવી) ગર્ભવંતી થતી નથી, અને ન તે કોઈ બાળકને જન્મ આપે છે, પરંતુ આ કે અલ્લાહને તે (સર્વે)ની જાણ ન હોય; અને કોઈ વૃદ્ધને વધારે વય આપવામાં નથી આવતી, અને ન તેની વયમાં ઘટાડો કરવામાં આવે છે, સિવાય કે (જે વય) અલ્લાહના લખાણમાં મોજુદ હોય (તેજ આપવામાં આવે છે); ખચીતજ આ વાત અલ્લાહ માટે અત્યંત સહેલી છે.

૧૨. અને એવા બે સમુદ્રો સમાન હોઇ શકતા નથી કે એકનું તો પાણી મીઠું, રૂચીકર અને તે પીવામાં સ્વાદિષ્ટ હોય, અને બીજું ખારૂં

(તથા) કડવું હોય; છતાંય દરેક (સમુદ્ર)માંથી તમે તાજું તાજું ગોશ્ત ખાઓ છો, તથા ઘરેણાંની વસ્તુઓ કાઢો છો જે તમે પહેરો છો, અને તમે વહાણોને જુઓ છો કે તેમાં (માર્ગ) કાપતાં (કેવાં) ચાલ્યાં જાય છે કે જેથી તમે તેની કૃપા (રોજી) મેળવનારા થાઓ, અને તેથી કદાચને તમે તેના આભાર માનનારા બની જાઓ.

૧૩. તે રાત્રીને વધારી દિવસમાં દાખલ કરી દે છે અને દિવસને વધારી રાત્રીમાં દાખલ કરી દે છે, અને સૂર્ય તથા ચંદ્રને (તમારે) તાબે કરી દીધા છે, જે દરેક પોતપોતાના ઠરાવેલા સમય માટે ચાલી રહ્યા છે; એજ અલ્લાહ તમારો પરવરદિગાર છે (અને) સર્વે બાદશાહત તેનીજ છે; અને જેમને તમે તેના સિવાય પોકારો છો તેમને ખજુરના ઠળીઆની ચામડી જેટલો પણ અધિકાર નથી.

૧૪. અગર તમે તેમને પોકારશો તો તેઓ તમારૂં પોકારવું સાંભળશે નહિ, અને કદાચને સાંભળી લેશે તો પણ તમને કાંઈ જવાબ આપશે નહિ; અને કયામતના દિવસે તમારા તેમને શરીક બનાવવાનો ઇન્કાર કરી દેશે; અને તે (મહાન) જાણનાર અલ્લાહની જેમ બીજો કોઈ તમને ખબર આપશે નહિ.

રૂકુઅ ૩ ૧૫. હે લોકો! તમે સર્વે અલ્લાહના મોહતાજ છો, અને અલ્લાહ એજ બેપરવાહ (અને) સ્તુતિને પાત્ર છે.

૧૬. અગર તે ચાહે તો તમો સર્વેને લઈ જાય (અર્થાત નાબુદ કરે) અને નવી સૃષ્ટિ લાવી વસાવે.

૧૭. અને તે અલ્લાહના માટે મુશ્કેલ નથી.

૧૮. અને કોઇ (ગુન્હાનો) બોજો ઉચકનાર બીજા કોઈનો બોજો ઉચકશે નહિ; અને જો કોઈ ભારે બોજાવાળો પોતાનો બોજો હલકો કરવા માટે કોઈ બીજાને બોલાવે તો પણ તેના બોજામાંથી કાંઇ પણ બોજો ઉપાડી જઇ શકશે નહિ, (પછી) ભલેને તે તેનો નજીકનો (સ્નેહી) પણ (કેમ ન) હોય. (હે રસુલ!) સિવાય તેના નથી કે તું તે લોકોનેજ ડરાવી શકે છે કે જેઓ પોતાના પાલનકર્તાને જોયા વિના ડરતા હોય તથા નમાઝ પઢતા હોય; અને જે શખસ ગુન્હાઓથી પાક રહે છે તે પોતાનાજ

લાભ માટે પાક રહે છે; અને અલ્લાહુનીજ તરફ (સર્વેનું) પાછું ફરવું થશે.

૧૯. અને આંધળો તથા દેખનારો બરાબર થઈ શકતા નથી:

૨૦. અને ન અંધકાર અને પ્રકાશ:

૨૧. અને ન છાંયડો અને તડકો:

૨૨. અને ન જીવતા તથા મુડદા બરાબર હોય છે; નિસંશય અલ્લાહુ તો જેને ચાહે છે તેને સાંભળવા લગાડી દે છે, અને તું તેમને કે જેઓ કબરોમાં છે કાંઈજ સાંભળવા લગાડી શક્તો નથી.

૨૩. તું તો માત્ર એક (ખુલ્લો) ડરાવનારો છે.

૨૪. બેશક અમોએ તને ખુશખબર સંભળાવનાર તથા ડરાવનાર બનાવી સત્યતાપૂર્વક મોકલ્યો છે; અને એક પણ કોમ એવી નથી થઈ કે જેમાં (અમારો) કોઇ ડરાવનાર (રસુલ) થઇ ગયો ન હોય.

૨૫. અને અગર તેઓ તને જુઠલાવે તો (તું માઠું ન લગાડ) ખચીતજ તેમની આગમચવાળાઓએ પણ (રસુલોને) જુઠલાવ્યા હતા, તેમના રસુલ તેમની પાસે ખુલ્લી દલીલો તથા સહીફા (આકાશી પુસ્તકનાં અમુક પાનાં) તથા પ્રકાશ પહોંચાડનારી કિતાબો લઇને આવ્યા હતા.

૨૬. પછી જેઓ ઈમાન લાવ્યા ન હતા તેમની અમોએ ધરપકડ કરી, પછી (તેં જોયું કે) મારી નારાજગી કેવી હતી!

૨૭. શું તેં આ નથી વિચાર્યું કે બેશક અલ્લાહે આકાશ પરથી રુ
પાણી ઉતાર્યું, પછી તે વડે અમોએ જુદા જુદા રંગના ફળ ઉત્પન્ન કર્યાં; અને પહાડોમાં કેટલાક એવા પ્રદેશો છે કે (જેમાં કેટલાક) ધોળા તથા (કેટલાક) રાતા જુદા જુદા રંગના છે, અને કેટલાક અતિશય કાળા?

૨૮. અને માણસો તથા પ્રાણીઓ તથા ચોપગાંઓમાંથી પણ એવીજ રીતે જુદા જુદા રંગના હોય છે; અલ્લાહના બંદાઓમાંથી માત્ર જ્ઞાનિઓજ અલ્લાહુથી ડરતા રહે છે; બેશક અલ્લાહુ જબરદસ્ત (અને) મહા ક્ષમાવાન છે.

૨૯. નિસંશય તે લોકો કે જેઓ અલ્લાહુની કિતાબની તિલાવત કરતા રહે છે તથા નમાઝ પઢતા રહે છે, અને અમે તેમને જે રોજી આપીએ છીએ તેમાંથી છુપી અથવા જાહેર (રીતે અમારી રાહમાં) ખરચતા રહે છે, તેઓ એવા સોદાની આશા રાખેછે કે જેમાં કદી ટોટો આવેજ નહિ:

૩૦. એટલા માટે કે અલ્લાહ તેમના બદલા તેમને પુરેપુરા આપે, અને પોતાની કૃપામાંથી તેમના માટે વધારો કરે; બેશક તે મોટો માફ કરનાર (અને) કદર કરનારો છે.

૩૧. અને હે રસુલ! અમોએ તારી તરફ વહી દ્વારા જે કિતાબ મોકલી છે તે સત્ય છે, (અને) તેની અગાઉની કિતાબોની સત્યતાને ટેકો આપનારી છે; અવશ્ય અલ્લાહ પોતાના બંદાઓના હાલથી સારી પેઠે વાકેફ (અને) તેમને નિહાળનાર છે.

૩૨. પછી અમોએ અમારી કિતાબના વારસ[1] તેમને બનાવ્યા કે જેમને અમોએ અમારા (તમામ) બંદાઓમાંથી ચુંટી લીધા હતા; પણ તે (બંદા) ઓમાંથી કેટલાક તો પોતાના ઉપર જુલમ કરનારા છે, અને તેમનામાંથી કેટલાકો મધ્યસ્થ (માર્ગે) વીચરનારા છે, અને તેમનામાંથી કેટલાક અલ્લાહના હુકમથી નેકીઓમાં આગળ વધી જનારા છે; અને એજ મોટી કૃપા છે.

૩૩. તેઓ સર્વે હુમેશાં (કાયમ) રહેનારી જન્નતોમાં દાખલ થઇ જશે, તેમાં તેમને સોનાના કંકણ તથા મોતી (ની માળા) પહેરાવવામાં આવશે, અને તેમાં તેમનો પોશાક રેશમનો હશે.

૩૪. અને તેઓ કહેશે કે અલ્લાહનો શુક્ર છે કે જેણે અમારાથી દરેક પ્રકારના રંજ ગમ દૂર કરી દીધા; નિસંશય અમારો પરવરદિગાર મહા ક્ષમાવાન (અને) કદર કરનારો છે :

૩૫. જેણે અમને પોતાની કૃપાથી આવા હુમેશના રહેવાના ઘરમાં લાવી ઉતાર્યા, જેમાં અમને ન કોઇ તકલીફ પહોંચશે, અને ન તેમાં અમને કાંઇ પરિશ્રમ લાગશે.

૩૬. અને જે લોકો ઇમાન નથી લાવ્યા તેમના માટે દોજખની આગ છે, ત્યાં ન તો તેમને મૃત્યુ આવશે કે જેથી તેઓ મરી જાય, અને ન તેમનો તે (જહન્નમ) નો અઝાબ હળવો કરવામાં આવશે; (અને) દરેક અનુપકારીને અમે એવીજ સજા આપીએ છીએ.

૩૭. અને તેઓ તેમાં પડયા પડયા (મદદ માટે) કલ્પાંત કરશે, (અને

૧ અર્થાત પયગમ્બર સાહેબ પાસેથી ઉમ્મતને પહોંચી.

કહેશે) કે હે અમારા પરવરદિગાર! અમને (આમાંથી) કાઢી લે કે જેથી અમે જે અમલ અત્યાર સુધી કરતા હતા તેની વિરૂદ્ધ સત્કાર્યો કરીએ, (જવાબ મળશે કે) શું અમોએ તમને લાંબુ આયુષ્ય આપ્યું ન હતું કે તેમાં જે પણ (મનુષ્ય) જે નસીહત ગ્રહણ કરવા ચાહતે તો તે કરી શકતે? તે ઉપરાંત તમારી પાસે એક ખુલ્લો ડરાવનારો (રસુલ) પણ આવ્યો હતો; (પણ તમોએ તેનું કાંઈજ સાંભળ્યું ન હતું જેથી) હવે મજા ચાખો, કારણ કે અહીં જુલમગારોનો કોઈ મદદગાર નથી.

૩૮. નિસંશય અલ્લાહ આકાશો તથા પૃથ્વીની છુપી વાતો જાણનારો રૂ
છે; ખરેજ તે અંતઃકરણોની વાતોથી પણ સંપુર્ણ વાકેફ છે.

૩૯. એજ તો તે છે કે જેણે તમને પૃથ્વીમાં (આગલાઓના) વારસ બનાવ્યા; પછી જે શખસ ઈન્કાર કરનારો થઇ ગયો તેના ઈન્કાર કરવા (ના ગુન્હા) નો બોજો તેના ઉપરજ છે; અને ઇમાન ન લાવનારાઓ માટે તેમનું ઇમાન ન લાવવું તેમના પરવરદિગાર પાસે તેમના પ્રત્યે ધિક્કારમાં વધારો કરવા સિવાય બીજું કાંઈ (વધારો કરતું) નથી, અને ઇમાન ન લાવનારાઓને તેમનું ઈમાન ન લાવવું તેમના નુકસાન સિવાય બીજું કાંઇ વધારતું નથી.

૪૦. (હે રસુલ!) તું કહે કે શું તમોએ તમારા તે શરીકોને જોયા છે કે જેમને તમે અલ્લાહના સિવાય પોકારો છો? જરા મને તો દેખાડો કે તેમણે જમીનનો કયો ભાગ ઉત્પન્ન કર્યો છે, અથવા આકાશોની બનાવટમાં પણ તેમનો કોઇ ભાગ છે, અથવા અમોએ તેમને કોઈ કિતાબ આપી છે કે તેઓ તેના કારણે ખુલ્લી દલીલ પર હોય? (આ માંહેનું કાંઇજ નથી) બલ્કે એ નાફરમાન લોકો એક બીજાને કેવળ ધોકો આપવાના વાયદા કરે છે.

૪૧. નિસંશય અલ્લાહે આકાશો તથા જમીનને આ વાતથી રોકી રાખેલાં છે કે તેઓ (પોતાના સ્થાનેથી) ઢળી પડે: અને કદાચને આ બન્ને (તેમનાં સ્થાનેથી) ઢળી પડે તો તેના સિવાય કોઇ એવો છે કે જે તેમને રોકી રાખે? ખચીતજ તે મહા સહનશીલ (અને) ક્ષમાવાન છે.

૪૨. અને તેમણે પોતાના સંપુર્ણ બળ સાથે અલ્લાહની કસમ ખાઈને કહ્યું હતું કે જો તેમની પાસે કોઇ ડરાવનારો આવશે તો ખચીતજ

તેઓ આગલી કોઇ પણ ઉમ્મતો કરતાં વધારે સન્માર્ગ પર આવનારા થઈ જશે, પરંતુ જ્યારે તેમની પાસે ડરાવનારો આવ્યો ત્યારે (ઉલ્ટો) તેમના ધિક્કારમાં વધારો થયો:

૪૩. (એટલે કે) પૃથ્વી પર તેઓ અભિમાનથી વર્તવા અને ખરાબ ચાલબાજીઓ ચલાવવા લાગ્યા: જોકે ખરાબ ચાલબાજીઓ બીજા કોઇને નહિ પણ તેના કરનારાઓનેજ ઘેરી લે છે; તો શું આ લોકો તેમનાં પૂર્વજો સાથે જે નિયમોથી વર્તવામાં આવ્યું તે (નિયમો સિવાયના બીજા કોઇ વર્તન)ની રાહ જુએ છે? પણ તું અલ્લાહના નિયમોમાં કાંઈ પણ ફેરફાર જોશે નહિ, અને ન કદી તું અલ્લાહના નિયમોને ટળી જતાં જોશે.

૪૪. શું તેઓ પૃથ્વીમાં ચાલ્યા ફર્યા નથી કે તેઓ આ જોતે કે તેમના પૂર્વજોનું પરિણામ કેવું આવ્યું? જોકે બળમાં તેઓ તેમના કરતાં ઘણાં વધેલા હતા; અને અલ્લાહ એવો નથી કે આકાશો તથા પૃથ્વીની કોઇ વસ્તુ તેને હરાવી દે, બેશક તે (દરેક વસ્તુથી સારી પેઠે) વાકેફ (અને) સામર્થ્યવાન છે.

૪૫. અને જો અલ્લાહ માણસોને જે કૃત્યો તેઓ કરી ચૂકયા છે તેના પ્રમાણમાં તેમની ધરપકડ કરે તો પૃથ્વીપટ પર એક પ્રાણીને પણ બાકી રહેવા ન દે, પરંતુ તે તેમને એક ઠરાવેલા સમય સુધી મોહલત આપી દે છે, પછી જ્યારે તેમનો ઠરાવેલો સમય આવી લાગશે (તો બસ) અલ્લાહજ પોતાના બંદાઓના હાલનો જોનાર (અને કરણીના પ્રમાણમાં બદલો આપનાર) છે.

---

## પ્રકરણ ૩૬ મું.

## સુરયે યાસીન.

### યાસીન.

મક્કામાં ઉતરેલી જેની ૮૩ આયતો અને ૫ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. યાસીન.

૨. (આ) હિકમતવાળા કુરઆનના સોગંદ છે:

૩. બેશક તું રસુલો માંહેનો છે:

૪. સન્માર્ગ ઉપર.

૫. આ કુરઆન ઝબરદસ્ત દયાળુ (અલ્લાહ) એ ઉતારેલું છે:

૬. એ માટે કે તું તે લોકોને ડરાવે કે જેમના વડીલો કદી ડરાવવામાં આવ્યા ન હતા, જેથી તેઓ (સદ્ ધર્મથી તદ્દન) અજ્ઞાત છે.

૭. અલ્લાહે ફરમાવેલું વચન તેઓ માંહેના ઘણાંખરાઓ પર સિદ્ધ થઇ ચૂકયું છે, માટે તેઓ ઈમાન લાવશે નહિ.

૮. ખચીતજ અમોએ તેમની ગરદનોમાં તોક નાખી દીધાં છે જે હડપચી સુધી છે, તેથીજ તેમના શીશ ઉભાને ઉભાજ રહી ગયા છે.

૯. અને અમોએ તેમની સામેથી એક દિવાલ[1] તથા તેમની પાછળથી એક દિવાલ ઉભી કરી છે, પછી ઉપરથી અમોએ તેમને ઢાંકી દીધા છે, જેથી હવે તેઓ કાંઇ દેખી શકતા નથી.

૧૦. અને તેમના હકમાં (આ બન્ને વાતો) સમાન છે કે ચાહે તું તેમને બીવરાવે કે ન બીવરાવે, તેઓ ઈમાન લાવશે નહિ.

૧૧. તું ડરાવી તો માત્ર તેનેજ શકે છે કે જે નસીહત પર ચાલે, અને વણદેખ્યા પરમદયાળુ (અલ્લાહ)થી બીએ, તો એવા શખસને ગુન્હાઓની બક્ષીશની તથા માનવંત બદલાની ખુશખબર સંભળાવી દે.

૧૨. નિસંશય અમેજ મુડદાને સજીવન કરીએ છીએ, અને તેઓ

---

૧ અહિં દીવાલનો અર્થ ભીંત નહિ પણ અજ્ઞાનતા અને હઠાગ્રહ થાય છે.

જે કાંઈ (સદ્કરણી) આગળ મોકલે છે અને જે (સદ્કરણીના) ચિન્હો (બીજાઓને અનુકરણ કરવા માટે) પાછળ મુકી જાય છે તે સર્વેને અમે લખી લઇએ છીએ; અને અમોએ દરેક વસ્તુનો એક ખુલ્લા લખાણમાં સમાવેશ કરી દીધો છે.

રુકુઅ ૨ ૧૩. અને તેમના માટે તે (અન્તાકીયા શહેરના) વસ્તીવાળાઓનો દાખલો વર્ણવ કે જ્યારે અમારા મોકલેલા (રસુલો હ. ઈસા તરફથી) તે (વસ્તી) માં આવ્યા હતા.

૧૪. જ્યારે કે અમોએ તેમના તરફ (પ્રથમ) બે રસુલો (યુહન્ના તથા યુનુસ) ને મોકલ્યા હતા, પછી જ્યારે તેમણે તે બન્નેને જુઠલાવ્યા ત્યારે અમોએ ત્રીજા (રસુલ શમઉન) થી (બન્નેને) બળ પહોંચાડયું, પછી તે (ત્રણેએ) મળીને કહ્યું કે ખચીતજ અમે તમારા તરફ મોકલેલા રસુલ છીએ.

૧૫. (વસ્તીવાળાઓએ) કહ્યું કે તમે તો અમારાજ જેવા માણસો છો, અને દયાળુ (અલ્લાહ) એ કોઇ વસ્તુ (કિતાબ વિગેરે) ઉતારી નથી, (પણ) તમે નર્યું જુઠું બોલો છો.

૧૬. (ત્યારે) તેમણે કહ્યું કે અમારો પરવરદિગાર જાણે છે કે અમે તમારા તરફ અવશ્ય મોકલવામાં આવ્યા છીએ.

૧૭. અને અમારા ઉપર સ્પષ્ટ સંદેશો સંભળાવી દેવા સિવાય બીજું કાંઈજ નથી.

૧૮. (લોકોએ) કહ્યું કે અમે તો તમને અપશુકનિયાળ સમજીએ છીએ, (કારણ કે તમારા આવતાંજ અમે દુષ્કાળના સંકટમાં સપડાયા) જો તમે નહિ અટકો તો અવશ્ય અમે તમને પત્થરો મારી મારી નાખીશું, અને ખરેજ અમારા તરફથી તમને દુ:ખદાયક અઝાબ (શિક્ષા) પહોંચશે.

૧૯. (રસુલોએ) કહ્યું કે તમારૂં અપશુકન તમારી સાથેજ છે, શું (તમને સદ્) બોધ આપવામાં આવે છે (તેને તમે અપશુકન ગણો છો?) નહિ, બલ્કે તમેજ હદબહાર જનારા લોકો છો.

૨૦. અને તે શહેરનાં છેવટના ભાગમાંથી એક શખસ (હબીબ નામે સુથાર) દોડતો આવ્યો (અને) કહેવા લાગ્યો કે હે મારી કોમ! આ રસુલોનું અનુકરણ કરો:

૨૧. તે લોકોનું અનુકરણ કરો કે જેઓ તમારાથી (તમને હિદાયત કરે છે તેનો કાંઇપણ) બદલો માગતા નથી, અને (વળી) તેઓ હિદાયત પામેલા છે.

---

૨૨. અને મને શું થઈ ગયું છે કે જેણે મને પેદા કર્યો છે તેની હું ઇબાદત ન કરૂં ? જોકે તમો સર્વેનું પાછું ફરવું પણ તેનીજ તરફ થશે.

૨૩. શું હું તેને મૂકી દઇ (બીજા) એવા માઅબુદો બનાવી લઉં કે જો તે દયાળુ (અલ્લાહ) મને કાંઈ હાનિ પહોંચાડવા ચાહે તો તેમની ભલામણ મારા કાંઈજ કામમાં ન આવે, અને (વળી) તેઓ મને છોડાવી પણ શકશે નહિ ?

૨૪. એ સ્થિતિમાં તો હું ખુલ્લી ગુમરાહીમાં રહી જઇશ.

૨૫. માટે (હે પયગમ્બરો!) સાંભળી લ્યો કે નિસંશય હું તમારા પરવરદિગાર પર ઈમાન લાવ્યો છું.

૨૬. (આ ઉપરથી લોકોએ તેને પત્થરો મારી મારી નાખ્યો ત્યારે) તેને (અલ્લાહ તરફથી) કહેવામાં આવ્યું કે તું આ સ્વર્ગમાં દાખલ થઇ જા; (જેથી) તેણે કહ્યું કે જો મારી કોમના લોકો પણ આ જાણી લેતે તો કેવું સારૂં થતે:

૨૭. કે મને મારા પરવરદિગારે કયા કારણે માફ કરીને માન પામેલાઓ માંહેનો કરી લીધો.

૨૮. અને તે(ના મરણ) બાદ તેની કોમ ઉપર (અઝાબ આપવા માટે) અમોએ આકાશ પરથી કોઈ લશ્કર ઉતાર્યું નહિ, અને ન (તે) ઉતારવાની અમને કંઈ જરૂર હતી.

૨૯. તેમના માટે કેવળ એક (ઘોર) ગર્જના (બસ) હતી કે તરતજ તેઓ બુઝાઈ (નાશ પામી)ને રહી ગયાં.

૩૦. કેવો અફસોસ છે બંદાઓની હાલત પર, કે તેમની પાસે કોઈ પણ રસુલ એવો આવ્યો નહિ કે જેની આ (લોકો) એ હાંસી ઉડાડી ન હોય.

૩૧. શું આ (લોકો) એટલુંયે વિચારતા નથી કે અમોએ તેમની પૂર્વે કંઇ કેટલીએ પેઢીઓનો એવો નાશ કરી નાખ્યો કે (જે હજી) તેમની પાસે પાછી ફરીને આવી નથી?

૩૨. અને એ સિવાય (બીજો) ઉપાયજ નથી કે તેઓ સઘળાને સઘળાજ અમારી સમક્ષ હાજર કરવામાં આવશે.

૩૩. અને મૃત્યુ પામેલી ભૂમિ પણ તેમના (સમજવા) માટે એક (પ્રત્યક્ષ) મોજીઝો છે, જેને અમે પુનઃ સજીવન (ફળદ્રુપ) કરી દઇએ છીએ, અને તેમાંથીજ અનાજ ઉત્પન્ન કરીએ છીએ કે જેમાંથી તેઓ ખાય છે. રૂ ૨

૩૪. અને તેમાં અમે ખજુરીના તથા દ્રાક્ષના બગીચા બનાવીએ છીએ, અને તેમાં (શીતળ જળના) ઝરણાં વહાવી દઇએ છીએ:

૩૫. કે જેથી આ (લોકો) તે ફળોમાંથી ખાય, અને (નિસંશય) આ (ફળો) તેમની જાતિ મહેનતથી બનાવેલાં નથી; છતાં પણ તેઓ આભાર માનતા નથી?

૩૬. સ્તુતિને પાત્ર છે તે (અલ્લાહ) ની જાત કે જેણે દરેક વસ્તુના જોડાં ઉત્પન્ન કર્યા છે, જે જમીનમાંથી ઉગે છે તેમાંથી, અને તેમના પોતાનામાંથી, અને તે વસ્તુઓમાંથી પણ કે જેમનું હજી સુધી તેમને જ્ઞાન નથી.

૩૭. અને તેમના માટે રાત્રી પણ એક નિશાની છે, જેમાંથી અમે દિવસને ખેંચી કાઢીએ છીએ, પછી આ (લોકો) તદ્દન અંધારામાં રહી જાય છે:

૩૮. અને સૂર્ય (પણ એક નિશાની છે) જે તેના ઠરાવેલા ચોકકસ સ્થાન તરફ ચાલ્યો જાય છે; આ એક મહા શકિતમાન (અને) મહા જ્ઞાનિ (અલ્લાહ) તરફથી નિર્માણ છે.

૩૯. અને ચંદ્રમા (પણ એક નિશાની છે), જેની અમોએ (અમુક) મન્ઝીલો (સ્થતિઓ) ઠરાવી છે, અહીં સુધી કે તે (મહિનાની આખરે) પલટાઇને ખજુરીની જુની શાખાનું સ્વરૂપ ધારણ કરી લે છે.

૪૦. ન સૂર્યની મજાલ છે કે તે ચંદ્રમાને પકડી પાડે, અને ન રાત્રીની મજાલ છે કે તે દિવસ કરતાં આગળ વધી જાય; અને સર્વ કોઈ (પોત પોતાના ઠરાવેલા) વર્તુળમાં તર્યા કરે છે.

૪૧. અને તેમના માટે આ પણ એક નિશાની છે કે અમે તેઓની સંતતિને ભરેલા વહાણમાં સવાર કરીએ છીએ:

૪૨. અને તેમના માટે એવાજ (બીજા પણ) વાહનો પેદા કર્યાં

છે કે જેમના પર આ (લોકો) સવાર થતા રહે છે.

૪૩. અને જો અમે ઇચ્છીએ તો તેમને ડૂબાડી દઇએ, પછી તેમનો ન કોઈ ફરિયાદ સાંભળનારો હોય, અને ન તેમને બચાવી લેવામાં આવે :

૪૪. સિવાય કે અમારી (તેમના પર) કૃપા થાય, અને એક ચોકકસ સમય સુધી (તેમને વધુ) લાભ પહોંચે (એમ ધાર્યું હોય).

૪૫. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે તમે તમારા આગળથી અને પાછળથી ઘેરી રહેલી (આપત્તિ)થી બીતા રહો કે કદાચને તમારા પર દયા કરવામાં આવે.

૪૬. અને તેમની પાસે તેમના પરવરદિગાર તરફથી આવેલી નિશાનીઓમાંથી એક પણ એવી નિશાની આવી નથી કે જેનાથી તેમણે મોઢું ફેરવી લીધું ન હોય.

૪૭. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહે જે રોજી તમને આપી છે તેમાંથી (અલ્લાહની રાહમાં પણ) કાંઈક ખરચ કરો, ત્યારે નાસ્તિકો મોમીનો વિષે કહે છે કે શું અમે એવાને કાંઈ ખવડાવીએ કે જેને અલ્લાહ ચાહતે તો પંડેજ ખવડાવી દેતે? (આ બાબતમાં) તમે તો ખુલ્લા ભ્રમમાં છો.

૪૮. અને આ પણ કહે છે કે અગર તમે (તમારા દાવામાં) સાચા છો તો (કહો કે) એ વાયદો ક્યારે પૂરો થઇને રહેશે?

૪૯. (હે રસુલ!) તેઓ માત્ર એનીજ રાહ જુએ છે કે તેમને એક (ઘોર) ગર્જના આવી પકડે, અને તેઓ માંહો માંહે ઝગડતાજ રહી જાય.

૫૦. જેથી તે સમયે તેઓ ન કાંઈ વસીયત કરી શકશે, અને ન પોતાના બાલબચ્ચાં પાસે પાછા આવી શકશે.

રુકુઅ ૪ ૫૧. અને (જ્યારે બીજી વેળા) સૂર ફુંકવામાં આવશે ત્યારે તેઓ કબરોમાંથી તત્કાળ નીકળી (પડી) પોતાના પરવરદિગારની હજુરમાં હાજર થવા માટે ઉતાવળા ઉતાવળા ચાલવા માંડશે.

૫૨. (અને સ્વગત) કહેતા હશે કે હાય અફસોસ! અમને અમારા

શયનગૃહો (કબરો) માંથી કોણે જાગૃત કર્યા? (જવાબ આપવામાં આવશે કે) આ એજ સમય છે કે જેનો દયાળુ (અલ્લાહ) એ વાયદો કર્યો હતો, અને રસુલો પણ સાચુંજ બોલ્યા હતા.

૫૩. માત્ર એકજ ગર્જના હશે કે તેઓ સર્વ તત્કાળ અમારી હજુરમાં હાજર કરી દેવામાં આવશે.

૫૪. ત્યારે તે દિવસે ન કોઈ વ્યક્તિ પર કોઈ જુલમ કરવામાં આવશે, અને ન તેમની કરણીઓ ઉપરાંત કોઈ (બીજો) બદલો આપવામાં આવશે.

૫૫. નિસંશય સ્વર્ગવાસીઓ તે દિવસે (મનરંજનના) કાર્યોમાં મચેલા હશે.

૫૬. તેઓ તથા તેમની પત્નીઓ (શીતળ) છાયામાં સિંહાસનો પર ઓશીકાંઓને અઢેલી બેઠાં હશે.

૫૭. તેમના માટે તે (સ્વર્ગ) માં દરેક (પ્રકારનો) મેવો અને તે દરેક વસ્તુ કે જે તેઓ ઇચ્છશે હાજર હશે.

૫૮. સલામ, દયાળુ પરવરદિગાર તરફથી (તેમના માટે) આ (સત્કારનો બોલ) હશે.

૫૯. (જહન્નમીઓને કહેવામાં આવશે કે) હે ગુન્હેગારો! આજના દિવસે તમે (સ્વર્ગવાસીઓથી) જુદા થઈ જાઓ.

૬૦. હે આદમની ઓલાદ! શું મેં તમને આ હુકમ આપ્યો ન હતો કે (ખબરદાર!) શેતાનની ઈબાદત કરશો નહિ? નિસંશય તે તમારો ખુલ્લો દુશ્મન છે:

૬૧. અને આ (હુકમ કર્યો હતો) કે મારીજ ઈબાદત કરજો; (કેમકે) આજ સીધો માર્ગ છે.

૬૨. અને તેણે ખચીતજ તમારામાંથી ઘણા લોકોને ગુમરાહ કરી નાખ્યા છે, તે છતાં શું તમે સમજતા નથી?

૬૩. હવે આ એજ જહન્નમ છે કે જેની તમને ધમકી આપવામાં આવી હતી.

૬૪. હવે તમે નાસ્તિકપણું કરતા હતા તે કારણે આજે તેને જઈ ભેટો.

૬૫. તે દિવસે અમે તેમના મોઢાં પર સીલ મારી દઈશું, અને તેમના હાથ (વાચાળ બની) અમને (સઘળી) વાતો કહી દેશે, અને તેમના પગો પણ તેઓ જે જે કાંઈ કમાણી કરતા હતા તેને લગતી જુબાની આપશે.

૬૬. અને જો અમે ચાહતે તો તેમની આંખોનું પણ જરૂર કાસળ કાઢી નાખતે, પછી તેઓ માર્ગ તરફ દોડવા માંડતે, પણ તેઓ કેમ જોઈ શકતે?

૬૭. અને જો અમે ઇચ્છીએ તો તેઓ જ્યાં હોય ત્યાં તેમના આકાર બદલી નાખીએ, પછી તેઓ ન આગળ જઈ શકે, અને ન પાછા ફરીને આવી શકે.

રૂકુઅ ૫ ૬૮. અને જેને અમે વધારે આયુષ્ય આપીએ છીએ તેને (શરીર) રચનામાં ઝુકાવી દઈએ છીએ; છતાં તેઓ સમજતા નથી?

૬૯. અને અમોએ તે (રસુલ)ને કાવ્ય નથી શીખવ્યું, અને ન તેને તેની જરૂર છે; આ તો કેવળ નસીહત અને સ્પષ્ટ કુરઆન છે:

૭૦. કે જેથી તે લોકો કે જેઓ ઝિન્દા (દિલ)[1] છે તેમને ડરાવે, અને (સત્યનો) ઈન્કાર કરનારાઓ પર સત્ય વચન પુરવાર થઈ જાય.

૭૧. શું તેઓ નથી જોતા કે જે પશુઓ અમોએ તેમના (લાભ) માટે પેદા કર્યાં છે તે અમારા હાથેજ બનાવેલાં છે, પછી તેઓ તેમના માલિક થઈ બેસે છે?

૭૨. અને અમોએજ તે (પશુ) ઓને તેમનાં આજ્ઞાધીન બનાવી દીધાં છે, પછી તે માંહેના કેટલાક તો તેમની સવારીઓ (માટે) છે, અને તે માંહેના કેટલાકોને તેઓ ખાય છે.

૭૩. અને તેમના માટે આ પશુઓમાં (બીજા પણ ઘણાં) લાભો અને પીવાની વસ્તુઓ છે; છતાં શું તેઓ આભાર નહિ માને?

૭૪. અને તેમણે અલ્લાહને છોડી દઈ બીજા માઅબુદ બનાવી લીધા છે કે તેમની સહાય કરવામાં આવે.

૭૫. (પરંતુ) તેઓ તેમની જરા પણ મદદ કરી શકશે નહિ, ઉલ્ટું

---

૧ ઝીન્દા-દીલ છે અર્થાત સમજ શકિત ધરાવે છે.

તેઓ તેમની સામે (વિરોધી) સૈન્ય તરીકે હાજર કરવામાં આવશે.

૭૬. માટે (હે રસુલ!) તેમની વાતો તને ઉદાસીનતામાં ન નાખે; જે જે કાંઇ તેઓ સંતાડે છે અને જે કાંઇ તેઓ જાહેર કરે છે તેનાથી અમે સારી પેઠે વાકેફ છીએ.

૭૭. શું મનુષ્ય એટલું પણુ નથી જોતો કે ખરેજ અમોએ તેને વિર્યબિન્દુથી પેદા કર્યો છે? પછી તે અચાનક ખુલ્લી રીતે અમારો મુકાબલો કરનાર બની જાય છે.

૭૮. અને તે અમારાજ માટે દાખલો આપવા લાગે છે, અને પોતાની સર્જતને વીસરી જાય છે; (અને) કહેવા લાગે છે કે માટી થઈ ગએલી સ્થિતિવાળા હાડકાંઓને કોણુ સજીવન કરી દેશે?

૭૯. (હે રસુલ!) તું કહે કે તેમને એજ સજીવન કરી દેશે કે જેણે તેમને પ્રથમવાર હસ્તીમાં આણ્યા હતા; અને તે દરેક વસ્તુના સર્જનથી સંપુર્ણ વાકેફ છે:

૮૦. જેણે તમારા માટે લીલા વૃક્ષોમાંથી આગ પેદા કરી દીધી કે જેથી તમે તે વડેજ (દેવતા) સળગાવતા રહો છો.

૮૧. શું તે કે જેણે આકાશો તથા જમીનને પેદા કર્યાં છે તે આ વાત પર કાબુ નથી ધરાવતો કે તેમનાંજ જેવા બીજા પણુ પેદા કરી દે? ખચીતજ કાબુ ધરાવે છે; અને તેજ મહાન સર્જનહાર (અને) જ્ઞાનિ છે.

૮૨. (આ માત્ર તેનીજ શાન છે કે) જ્યારે તે કોઈ વસ્તુ (ઉત્પન્ન કરવા)નો ઈરાદો કરે છે તો તેને માત્ર એટલુંજ ફરમાવે છે કે "થા" કે તે (તત્કાળ) થઈ જાય છે.

૮૩. માટે પવિત્ર છે તે જાત કે જેના હાથમાં દરેક વસ્તુનો અધિકાર છે, અને તેનીજ હજુરમાં તમો સઘળાઓનું પાછા ફરવાનું છે.

---

## પ્રકરણ ૩૭ મું.

## સુરતુસ્ સાફ્ફાત.

## હારબંધ ઉભા રહેનાર.

મક્કામાં ઉતરેલી જેની ૧૮૨ આયતો અને ૫ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. કસમ છે વ્યવસ્થિત રીતે હારબંધ થઇને ઉભા રહેનાર ફ્રિશ્તાઓની:

૨. પછી કસમ છે તે ફ્રિશ્તાઓની કે જેઓ ધસી જઇને (શેતાનોને) હાંકી કાઢે છે:

૩. પછી (કસમ છે) ઝિક્ર (કુરઆન)ની તિલાવત કરનારાઓની:

૪. કે નિસંશય તમારો માઅબુદ એક (અને અનાદી) છે:

૫. આકાશો તથા પૃથ્વી અને જે કાંઈ તેમની વચ્ચે છે તેમનો પાલનહાર છે, અને પૂર્વ દિશાઓનો માલિક છે.

૬. ખરેજ અમોએ આ જગતના આકાશને તારાઓના શણગારથી શણગાર્યું છે:

૭. અને દરેક બંડખોર શેતાન સામે (તેનું) રક્ષણ કર્યું છે.

૮. (જેથી) હવે તે (શેતાનો આકાશ) ઉપરના રહેવાસીઓની (વાતોની) કાનાસોરી લઇ શકતા નથી, અને દરેક બાજુથી (નાના મોટા તારા) તેમની તરફ ફેંકવામાં આવે છે:

૯. તેમને હાંકી કાઢવા માટે, અને આ તેમના માટે (હમેશા) કાયમ રહેનારો અઝાબ છે:

૧૦. સિવાય કે કોઈ શેતાન ઉડતી વાત લઇ નાસે તો પણ એક બાળીને ભસ્મ કરી નાખનારી જવાળા તેની પૂઠ પકડે છે.

૧૧. માટે (હે રસુલ!) તેમને પૂછ કે સર્જનની રૂએ આ (લોકો)નું પેદા કરવું મુશ્કેલ છે કે જે અમોએ નિર્માણ કરી છે તે (ઉપર જણાવેલી વસ્તુઓ)નું; ખચીતજ અમોએ તેમને ચીકણી માટીમાંથી ઉત્પન્ન કર્યા છે.

૧૨. વાત આ છે કે તને તો (તેમના ઇનકારથી) આશ્ચર્ય થાય છે અને તેઓ હસતાજ રહે છે:

૧૩. અને જ્યારે તેમને ઉપદેશ આપવામાં આવે છે ત્યારે પણ તેઓ ઉપદેશ ગ્રહણ કરતા નથી:

૧૪. અને જ્યારે કોઈ મોઅજીઝો નીહાળે છે ત્યારે તે પણ હાંસીમાં ઉડાડી દે છે:

૧૫. અને કહે છે કે આ તો ખુલ્લો જાદુ છે.

૧૬. શું જ્યારે અમે મરી જઇશું અને માટી તથા હાડકાં બની જઇશું તો પછી પણ ખરેજ ઉઠાડવામાં આવીશું ?

૧૭. અથવા અમારા આગલા બાપદાદાઓને પણ (ઉઠાડવામાં આવશે)?

૧૮. (હે રસુલ!) તું કહે કે હા, (અલબત્ત ઉઠાડવામાં આવશો અને એવી રીતે) તમે સર્વે હીણપત ભરેલી દશામાં હશો.

૧૯. પછી તે માત્ર એકજ ગર્જના હશે કે તેઓ સર્વે એકદમ (કબરોમાંથી નીકળી) દેખતા (ને દેખતાજ) રહી જશે.

૨૦. અને કહેશે કે હાય અમારી કમબખ્તી! આ જ ન્યાય (કયામત) નો દિવસ (લાગે) છે.

૨૧. (જવાબ મળશે, હા) આ જ ન્યાયનો દિવસ છે, જેને તમે (દુનિયામાં) જુઠલાવ્યા કરતા હતા.

૨૨. (તે દિવસે અમે ફરિશ્તાઓને હુકમ કરીશું કે) તે લોકો કે જેમણે જુલમ કર્યો હતો તથા તેમના સોબતીઓ, અને તેઓને ભેગાં કરી લ્યો કે જેમની તેઓ પૂજા કર્યા કરતા હતા: રુ

૨૩. અલ્લાહને મૂકીને; પછી તે સર્વેને જહન્નમના માર્ગ તરફ લઇ ચાલો.

૨૪. અને તેમને જરા થોભાવો કે તેમને (થોડાક) સવાલ પૂછવામાં આવનાર છે:

૨૫. (હવે) તમને શું થઇ ગયું છે કે તમે એક બીજાની સહાય નથી કરતા?

૨૬. (જવાબ ક્યાંથી આપશે?) બલ્કે તેઓ તે દિવસે તો નીચું માથું ઘાલી ઉભા હશે.

૨૭. અને તેઓ એક બીજા તરફ રજુ થઈ સવાલ કરશે.

૨૮. (અને એક પક્ષના લોકો બીજા પક્ષના લોકોને) કહેતા હશે કે તમે તો અમારી પાસે જમણી બાજુએથી (બહેકાવવા માટે) આવ્યા કરતા હતા.

૨૯. તેઓ કહેશે કે તમે પંડેજ ઇમાનદાર ન હતા:

૩૦. વળી તમારા પર અમારો કાંઇ કાબુ તો હતો નહિ. બલ્કે તમે પંડેજ બંડખોર લોકો હતા:

૩૧. જેથી આપણા ઉપર આપણા પરવરદિગારનો (અઝાબનો) બોલ પૂરો થઇને રહ્યો છે, હવે તો આપણે અવશ્ય (અઝાબની) મજા ચાખનારા છીએ.

૩૨. અમોએ તમને ગુમરાહ કર્યા, કારણ કે અમે પંડે ગુમરાહ હતા.

૩૩. સારાંશ કે તે દિવસે તે (બન્ને પક્ષવાળા)ઓ અઝાબમાં ભાગીદાર હશે.

૩૪. નિસંશય અમે ગુન્હેગારો સાથે એવુંજ વર્તન ચલાવીએ છીએ.

૩૫. ખચીતજ આ તે (દુષ્ટ) લોકો છે કે જ્યારે તેમને કહેવામાં આવતું હતું કે અલ્લાહના સિવાય કોઈ માઅબુદ નથી ત્યારે તેઓ અભિમાનથી ફુલાઈ જતા હતા:

૩૬. અને કહેતા હતા કે શું અમે એક ઘેલા કવીની ખાતર અમારા માઅબુદોનો ત્યાગ કરી દેનારા થઇ જઇએ?

૩૭. (હે હતભાગીઓ! તે કવી કે ઘેલો નથી) બલ્કે તે તો સત્ય લઇને આવ્યો છે, અને તેણે (આગલા) રસુલોની સત્યતાને સમર્થન આપ્યું છે.

૩૮. (અગર તમે તેને નહિ માનો તો) ખચીતજ તમે દુ:ખદાયક અઝાબ ચાખનારા થશો.

૩૯. અને તમે જે કાંઈ કરણી કર્યા કરતા હતા તેનોજ માત્ર

બદલો મેળવશો :

૪૦. હા, અલ્લાહના નિખાલસ બંદા તેનાથી બાકાત રહેશે.

૪૧. તેઓ એવા (ભાગ્યશાળી) હશે કે જેમના માટે રોજી પણ નક્કી કરેલી છે.

૪૨. (યાને દરેક જાતના) મેવા અને તેઓ માનવંત (મહેમાન) બની રહેશે :

૪૩. નેઅમતોવાળી જન્નતોમાં :

૪૪. સિંહાસનો પર એકમેકની સામે (બેઠા હશે).

૪૫. તેમના પર સ્વચ્છ ઝરણાં માંહેનાં (પાણીના) જામના દોર ચાલી રહ્યા હશે :

૪૬. જે સફેદ (દૂધ જેવા) રંગનું હશે, અને તેની (ખરી) મજા પીનારાઓજ જાણશે.

૪૭. તેમાં ન કેફ હશે, અને ન તેઓ તેનાથી છાકટા થશે.

૪૮. અને તેમની પાસે નીચી નિગાહવાળી (અને) મોટી મોટી આંખો વાળી (હુરો) એવી રીતે (હાજર) હશે :

૪૯. કે જાણે (રંગની સફાઇમાં) સુરક્ષિતપણે મૂકેલા ઈંડાં.

૫૦. પછી તેઓ પણ એક બીજા સામે રજુ થઈ પ્રશ્ન કરશે.

૫૧. (અર્થાત) તેમનામાંથી એક કહેનારો કહેશે કે મારો એક સાથી હતો :

૫૨. જે આ કહ્યા કરતો હતો કે શું તું પણ ખરેખર આ સાચું માનનારાઓ માંહેનો છે :

૫૩. કે જ્યારે આપણે મરી જઇશું અને માટી તથા હાડકાં બની જઇશું તો (પછી) પણ આપણને (પાછા ઉઠાડી) આપણી પાસેથી કર્મનો બદલો લેવામાં આવશે ?

૫૪. (પછી) તે કહેશે કે શું તમે પણ તે (કહેનાર)ને જાણવા માગો છો ?

૫૫. આથી તે નીચો નમીને જોશે તો તે તેને જહન્નમની વચ્ચોવચ જોઈ લેશે.

૫૬. (ત્યારે આવેશમાં આવી જઇ) બોલી ઉઠશે કે અલ્લાહની કસમ !

તેં મને પણ લગભગ મારીજ નાખ્યો હતો.

૫૭. અને જો મારા પરવરદિગારની કૃપા ન હોત તો હું પણ (તારી સાથે શિક્ષામાં) સપડાઇ હાજર કરવામાં આવેલાઓ માંહેનો હોત.

૫૮. શું ત્યારે અમો (જન્નતીઓ) ને મૃત્યુ આવનારજ નથી:

૫૯. પહેલી (વારના) મૃત્યુના સિવાય? અને શું અમને સજા થનાર નથી? (અલબત્ત નહિ.)

૬૦. નિસંશય મોટામાં મોટી સફળતા એજ છે.

૬૧. માટે એવી (સફળતા મેળવવા માટે કરણી) કરનારાઓએ (સદ્) કરણી કરવીજ જોઇએ.

૬૨. શું પરોણાગત માટે આ બેહતર છે કે ઝુકકુમ (થોર) નું વૃક્ષ?

૬૩. કે જેને અમોએ નાફરમાનો માટે કસોટી બનાવ્યું છે.

૬૪. તે એક વૃક્ષ છે જે જહન્નમની ઉંડાણમાં ઉગે છે:

૬૫. તેનાં ફળ એવાં હોય છે કે જાણે શેતાનોના માથાં (સર્પોની ફેણ જેવા).

૬૬. પછી ખચીતજ તેઓ તેમાંથી ખાશે અને તે વડેજ (પોતાનાં) પેટ ભરશે.

૬૭. પછી તેમને તેની ઉપર ઉકળેલા પાણી (અને પરૂ) નું મિશ્રણ પાવામાં આવશે.

૬૮. પછી નિસંશય તેઓ સર્વેનું પાછું ફરવું જહન્નમ તરફજ થશે.

૬૯. ખરેજ તેમણે તેમના બાપદાદાઓને આડે માર્ગે દેખ્યા હતા.

૭૦. માટે આ (લોકો) પણ તેમના પગલે પગલે દોડયા ચાલ્યા જાય છે.

૭૧. અને ખરેજ તેમની પહેલાના પૂર્વજોમાં પણ ઘણાંખરા ગુમરાહ થઈ ગયા હતા.

૭૨. જોકે અમોએ તેમનામાં પણ ડરાવનારા (રસુલ) જરૂર મોકલ્યા હતા:

૭૩. માટે ધ્યાનપૂર્વક જો કે જેમને બીવરાવવામાં આવ્યા હતા તેમનું કેવું (માઠું) પરિણામ થયું?

૭૪. હા, અલ્લાહના નિખાલસ બંદા તેનાથી બાકાત હતા.

૭૫. અને નિસંશય નૂહે અમને પોકાર્યા હતા, અને ખરેજ અમેજ તો સૌથી સારા જવાબ આપનારા છીએ. ૨ રૂકુઅ ૩

૭૬. અને અમોએ તેને તથા તેના ઘરવાળાંઓને તે મોટા સંકટમાંથી ઉગાર્યા હતા.

૭૭. અને અમોએજ તેના વંશજોને બાકી રાખ્યા હતા.

૭૮. અને અમોએ પાછળ આવનારાઓમાં તેની ભલી યાદ બાકી રાખી:

૭૯. નૂહ ઉપર સઘળી કોમોમાં સલામ થાઓ.

૮૦. ખચીતજ અમે નેકી કરનારાઓને એવોજ બદલો આપ્યા કરીએ છીએ.

૮૧. નિસંશય તે અમારા મોમીન બંદાઓ માહેનો હતો.

૮૨. પછી અમોએ બીજાઓને ડૂબાડી દીધા.

૮૩. અને ખચીતજ ઇબ્રાહીમ પણ તેનાજ અનુયાયીઓ માંહેનો હતો.

૮૪. જ્યારે તે પોતાના પરવરદિગારની હજુરમાં નિર્મળ મનથી હાજર થયો.

૮૫. તે વખતે તેણે પોતાના બાપને તથા પોતાની કોમના માણસોને કહ્યું કે તમે આ શાની પૂજા કરો છો?

૮૬. શું તમે અલ્લાહને મૂકી દઈ ખોટા માઅબુદોની ઇચ્છા કરો છો?

૮૭. તો સઘળી દુનિયાઓના પરવરદિગારના સંબંધમાં તમારો શો મત છે?

૮૮. (પછી તે લોકોએ તેને એક ઉત્સવમાં ચાલવાનું કહ્યું) ત્યારે તેણે તારાઓ તરફ એક દ્રષ્ટિ નાખી:

૮૯. અને કહ્યું કે ખરેજ હું માંદો છું (અથવા તમે જેની પૂજા કરો છો તેમનાથી હું બેઝાર છું).

૯૦. આથી તેઓ તેની પાસેથી પીઠ ફેરવી ચાલ્યા ગયા.

૯૧. અને આ (ઇબ્રાહીમ) છુપી રીતે તેમના દેવો તરફ ગયો અને પૂછ્યું, તમે કેમ કાંઈ ખાતા નથી?

૯૨. આ તમને શું થઈ ગયું છે કે તમે બોલતા પણ નથી?

૯૩. પછી છુપી રીતે તેમના ઉપર જમણા હાથના (બળવાન) ઘા કરવા લાગ્યો.

૯૪. પછી તે લોકો તેની તરફ ધસી આવ્યા.

૯૫. (આથી ઈબ્રાહીમે તેમને) કહ્યું કે શું તમે લોકો તે વસ્તુઓની પૂજા કરો છો કે જેમને તમારાજ હાથે કોતરી કાઢો છો?

૯૬. જોકે અલ્લાહે તમને પેદા કર્યા છે, અને જે (મૂર્તિઓ) તમે બનાવો છો તેમને પણ.

૯૭. (પછી) તેમણે માંહોમાંહે કહ્યું કે તમે તેના માટે (ભઠ્ઠી જેવી) એક ઈમારત બનાવો, પછી તેને એક ધગધગતી આગમાં હોમી દો.

૯૮. સારાંશ કે તેમણે ઈબ્રાહીમ માટે આ જાતની એક ચાલબાજી ચાલવાનો મનસુબો કર્યો, પણ અમોએ (તેમની ચાલબાજી નિષ્ફળ બનાવી) તેમનેજ હેઠા પાડયા.

૯૯. અને (જ્યારે આઝરે તેને ઘરમાંથી કાઢી મૂકયો ત્યારે) ઈબ્રાહીમે કહ્યું કે નિસંશય હું મારા પરવરદિગાર તરફ પ્રયાણ કરનાર છું કે તે મારી રાહબરી ફરમાવશે.

૧૦૦. હે મારા પરવરદિગાર! મને સદાચારી આત્માઓમાંથી (એક આત્મા) અર્પણ કર.

૧૦૧. જેથી અમોએ તેને એક સહનશીલ પુત્રની ખુશખબર આપી.

૧૦૨. પછી જ્યારે તે (ઈસ્માઈલ) તેની સાથે હરવા ફરવાને લાયક થયો ત્યારે તેણે કહ્યું કે હે મારા વ્હાલા પુત્ર! હું સ્વપ્નમાં શું જોઉં છું કે હું તને (અલ્લાહના નામ પર) ખરેખર કુરબાન કરી રહયો છું, માટે હવે તું વિચાર કરી કહે કે તારી શી સલાહ છે? તેણે અરજ કરી કે હે મારા પીતા! તને જે આજ્ઞા મળી છે તે પૂર્ણ કર, અગર અલ્લાહે ચાહ્યું તો તું મને ધૈર્ય ધરનારાઓ માંહેનો જોશે.

૧૦૩. પછી જ્યારે બન્ને (અલ્લાહની આજ્ઞાને) આધીન થયા અને (ઈબ્રાહીમે) તે (ઈસ્માઈલ) ને (ભૂમિ પર) ઉંધે મોઢે નાખી દીધો.

૧૦૪. ત્યારે અમોએ તેને પોકારી કહ્યું કે હે ઈબ્રાહીમ!

૧૦૫. નિસંશય તેં તારૂં સ્વપ્નું સાચું કરી દેખાડયું, ખચીતજ નેકી કરનારાઓને અમે એવીજ રીતે ઉમદા બદલો આપ્યા કરીએ છીએ.

૧૦૬. બેશક આ (મહાન અને) ખુલ્લી કસોટી હતી.

૧૦૭. અને અમોએ એક મહાન બળીદાન (તેના બદલામાં) નકકી કરી તે (ઇસ્માઇલ)ને મુક્તિ આપી.

૧૦૮. અને તેની ભલી યાદ અમોએ પાછળ આવનારાઓમાં બાકી રાખી:

૧૦૯. (સઘળી કોમોમાં) ઈબ્રાહીમ પર સલામ થાઓ.

૧૧૦. નેકી કરનારાઓને અમે એવોજ બદલો આપીએ છીએ.

૧૧૧. નિસંશય તે અમારા ઇમાનદાર બંદાઓ માંહેનો હતો.

૧૧૨. અને અમોએ તેને ઇસ્હાક (પુત્ર)ની ખુશખબર આપી કે જે સદાચારી નબીઓ માંહેનો હતો.

૧૧૩. અને અમોએ તે (ઇબ્રાહીમ) તથા ઇસ્હાક પર (અમારી) બરકત ઉતારી; અને તેમની ઓલાદમાંથી સદાચારીઓ પણ હતા, અને તદ્દન ખુલ્લી રીતે પોતાની જાત પર જુલમ કરનારા પણ.

૧૧૪. અને બેશક અમોએ મુસા તથા હારૂન પર પણ ઉપકાર કર્યો હતો. રૂકુઅ ૪

૧૧૫. અને અમોએ તે બન્નેને તથા તેમની કોમને મહાન મુસીબતમાંથી મુક્તિ આપી હતી.

૧૧૬. અને અમોએ (ફિરઔનના મુકાબલામાં) તેમની મદદ કરી હતી, જેથી તેઓજ પ્રબળ રહ્યા હતા.

૧૧૭. અને અમોએ તે બન્નેને પ્રત્યક્ષ કિતાબ (તૌરેત) આપી હતી.

૧૧૮. અને અમોએજ તે બન્નેને સન્માર્ગે ચલાવ્યા હતા.

૧૧૯. અને અમોએજ પાછળ આવનારાઓમાં તે બન્નેની ભલી યાદ બાકી રાખી:

૧૨૦. (સઘળી કોમોમાં) મુસા તથા હારૂન પર સલામ હોજો.

૧૨૧. નિસંશય અમે નેક કાર્યો કરનારાઓને એવોજ (ઉમદા) બદલો આપ્યા કરીએ છીએ.

૧૨૨. બેશક તેઓ બન્ને અમારા ઈમાનદાર બંદાઓ માંહેના હતા.

૧૨૩. અને નિસંશય ઇલ્યાસ પણ રસુલો માંહેનો હતો.

૧૨૪. જે વેળા તેણે સ્વકોમને કહ્યું કે તમે (અલ્લાહથી) ડરતા નથી?

૧૨૫. તમે બઅલ (નામના દેવતા)ને પોકારી પૂજો છો, અને ઉત્તમ પેદા કરનારને છોડી દો છો?

૧૨૬. (યાને) અલ્લાહને કે જે તમારો પાલનહાર છે, અને તમારા આગલા બાપદાદાઓનો પણ પાલનહાર છે.

૧૨૭. પરંતુ તેમણે તે (ઇલ્યાસ)ને જુઠલાવ્યો, જેથી તેઓ સર્વેને (જહન્નમમાં) જરૂર હાજર કરવામાં આવશે:

૧૨૮. પણ અલ્લાહના નિખાલસ બંદા તેનાથી સુરક્ષિત રહેશે:

૧૨૯. અને તેની ભલી યાદ અમોએ પાછળ આવનારાઓમાં બાકી રાખી:

૧૩૦. ઇલ્યાસીન (ઇલ્યાસ) પર સલામ હોજો.

૧૩૧. નિસંશય અમે નેકી કરનારાઓને એવોજ બદલો આપીએ છીએ

૧૩૨. બેશક તે અમારા મોમીન બંદાઓ માંહેનો હતો.

૧૩૩. અને બેશક લૂત પણ રસુલોમાંથી હતો.

૧૩૪. જ્યારે કે અમોએ તેને તથા તેના સઘળા કુટુંબીઓને છુટકારો આપ્યો:

૧૩૫. સિવાય એક વૃદ્ધ સ્ત્રીના કે જે પાછળ રહી જનારાઓ માંહેની હતી.

૧૩૬. પછી અમોએ બીજાઓનો નાશ કરી નાખ્યો.

૧૩૭. અને હે (મકકાવાસીઓ!) તમે સવારમાં તેના અવશેષો પાસેથી ખચીતજ પસાર થાઓ છો:

૧૩૮. અને રાત્રીએ પણ; તે છતાં શું તમે સમજતા નથી?

રુકુઅ ૫ ૧૩૯. અને બેશક યુનુસ પણ રસુલો માંહેનો હતો.

૧૪૦. જ્યારે કે તે નાસી જઈ એક ભરેલા વહાણ પાસે પહોંચ્યો:

૧૪૧. ત્યારે તે (વહાણવાળાઓએ માંહોમાંહે) ચિઠ્ઠીઓ નાખી, તો તેમાં તે (સમુદ્રમાં) નાખી દેવામાં આવનારાઓ માહેનો ઠર્યો (જેથી તેમણે તેને દરિયામાં નાખી દીધો).

૧૪૨. પછી તેને એક માછલી ગળી ગઇ, અને તે પોતાનેજ દોષ દેવા લાગ્યો.

૧૪૩. પણ જો તે કદાચને (અલ્લાહની) તસ્બીહ પઢનારાઓ માંહેનો ન હોત:

૧૪૪. તો જે દિવસે સઘળા (લોકો) ઉઠાડવામાં આવશે તે દિવસ સુધી અવશ્ય માછલીના પેટમાં રહ્યો હોત.

૧૪૫. પછી અમોએ તેને (માછલીના પેટમાંથી કાઢી) એક ઉજ્જડ ભૂમી પર નાખી દીધો, એવી સ્થિતિમાં કે તે માંદો (પણ થઇ ગયો) હતો.

૧૪૬. અને છાંયડા માટે તેના ઉપર એક દૂધીનું વૃક્ષ ઉગાડી દીધું.

૧૪૭. અને તે બાદ તેને એક લાખ અથવા તેથી પણ વધારે (લોકોવાળી વસ્તી) તરફ રસુલ બનાવી મોકલ્યો.

૧૪૮. અને તે લોકો ઇમાન લઇ આવ્યા, અને અમોએ તેમને એક નકકી કરેલા સમય સુધી સુખ ભોગવવા દીધું.

૧૪૯. માટે (હે રસુલ!) તેમને પૂછ કે શું તારા પાલનકર્તા માટે તો પુત્રીઓ છે અને તેમના માટે પુત્રો છે?

૧૫૦. અથવા શું અમોએ ફરિશ્તાઓને ખરેખર સ્ત્રીઓ બનાવી છે, અને તે સમયે આ લોકો હાજર હતા?

૧૫૧. ખબરદાર રહો! આ (લોકો) જે કહે છે તે ખચીતજ મનમાંથી જુઠાણું જોડી કાઢે છે.

૧૫૨. કે અલ્લાહે (પુત્ર પુત્રીઓનો) જન્મ આપ્યો છે; પરંતુ વાસ્તવમાં તેઓ (તદ્દન) જુઠા છે.

૧૫૩. શું તેણે પુત્રો મુકી પુત્રીઓ પસંદ કરી લીધી છે?

૧૫૪. (હે હતભાગીઓ!) તમને શું થઈ ગયું છે, આ તમે કેવો ઈન્સાફ કરો છો?

૧૫૫. શું તમે વિચારતા નથી?

૧૫૬. અથવા તમારી પાસે કોઇ પ્રત્યક્ષ પૂરાવો છે?

૧૫૭. માટે અગર તમે સાચા છો તો તમારા લેખ (પૂરાવા) રજુ કરો.

૧૫૮. અને તેમણે તે (અલ્લાહ) તથા જીન્નાતો વચ્ચે સગપણ

(નો સંબંધ) ઠોકી બેસાડ્યો છે; જોકે જીન્નાતો પણ એ વાતને સારી પેઠે જાણે છે કે તેઓ પણ (કયામતમાં) મનુષ્યોની જેમ જરૂર હાજર કરવામાં આવશે.

૧૫૯. જે કાંઈ તેઓ વર્ણવે છે તેનાથી અલ્લાહુ પાક છે.

૧૬૦. વળી અલ્લાહના નિખાલસ બંદા (એવી ખોટી વાતો નથી કરતા).

૧૬૧. માટે તમે અને જેને જેને તમે પૂજો છો:

૧૬૨. તે સર્વે મળીને પણ અલ્લાહની વિરૂદ્ધ (કોઈને) બહેકાવી શકશો નહિ.

૧૬૩. સિવાય તેને કે જે જહન્નમમાં જનારો હોય.

૧૬૪. અને (ફરિશ્તાઓ કહે છે કે) અમારામાંથી એક પણ એવો નથી કે જેના માટે એક ઠરાવેલું સ્થાન ન હોય:

૧૬૫. અને ખરેજ અમે હાર બાંધી (અલ્લાહની સામે) ઉભા રહેનારા છીએ.

૧૬૬. અને નિસંશય અમે અલ્લાહનો મહિમા ગાનારા છીએ.

૧૬૭. અને નિસંશય તેઓ આ કહેતા હતા:

૧૬૮. કે જો અમારી પાસે (અમારા) પૂર્વજોની કિતાબ હોત:

૧૬૯. તો જરૂર અમે પણ અલ્લાહના નિખાલસ બંદા થઈ જતે.

૧૭૦. ઠીક, અત્યારે તો તેમણે ઈનકાર કર્યો છે પણ આગળ જતાં તેમને (વસ્તુ સ્થિતિ) જણાઈ આવશે.

૧૭૧. અને અમારા બોલ અમારા મોકલેલા બંદાઓ (રસુલો) માટે પહેલેથી નીકળી ચૂકયા છે:

૧૭૨. કે તેઓ સર્વેને જરૂર મદદ પહોંચાડવામાં આવશે.

૧૭૩. અને બેશક અમારૂંજ લશ્કર વિજયવંત રહેશે!

૧૭૪. માટે (હે રસુલ!) તું તેમના તરફથી ચોકકસ સમય માટે મોઢું ફેરવી લે:

૧૭૫. અને તેમની હીલચાલ નીહાળતો રહે: પછી આગળ જતાં તેઓ પોતે પણ (પોતાની કરણીનું પરિણામ) જોઇ લેશે.

૧૭૬. શું તેઓ અમારા અઝાબના સંબંધમાં ઉતાવળ કરે છે?

૧૭૭. તો જ્યારે તે તેમના આંગણાંમાં આવી પડશે ત્યારે તે લોકોની સવાર કે જેઓ (અઝાબથી) ડરાવવામાં આવી ચૂકયા છે ઘણીજ દુઃખ ભરી થશે.

૧૭૮. અને એક (ચોક્કસ) સમય માટે તું તેમના તરફથી મોઢું ફેરવી લે:

૧૭૯. અને જોતો રહે કે થોડાકજ સમય પછી તેઓ પણ પોતાની કરણીનું પરિણામ જોઇ લેશે.

૧૮૦. તારો પરવરદિગાર કે જે ઇઝ્ઝતવાળો પરવરદિગાર છે, તે તેઓ જે કાંઇ વર્ણવે છે તેનાથી પાક છે.

૧૮૧. અને સર્વે રસુલો પર સલામ હોજો.

૧૮૨. અને સર્વે પ્રકારની તારીફ સઘળી દુનિયાવાળાઓના પાલનહાર અલ્લાહ માટેજ (શોભારૂપદ) છે.

---

## પ્રકરણ ૩૮ મું.

## સુરયે સૉદ.

### સૉદ.

મક્કામાં ઉતરેલી જેના ૮૮ આયતો અને ૫ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. સૉદ, કસમ છે આ બોધથી ભરેલા કુરઆનની (કે તું સાચો નબી છે). રૂકુઅ ૧

૨. પરંતુ જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ જાણી જોઇને

અભિમાનથી (આંધળા બની) શત્રુવટમાં પડયા રહ્યા છે.

૩. અમોએ તેમની પહેલાં કેટલીએ પેઢીઓનો નાશ કર્યો છે, પછી તેઓ રડયા કુટયા, પરંતુ કોઇને પણ છટકી જવાનો સમયજ રહ્યો ન હતો.

૪. અને તેમને આશ્ચર્ય તો એ (વાત)નું થયું કે તેમની પાસે તેઓ માંહેનોજ એક ડરાવનારો (રસુલ) આવ્યો, અને નાસ્તિકોએ કહી નાખ્યું કે આ તો એક જાદુગર છે, હડહડતો જુઠો.

૫. શું તેણે સઘળા માઅબુદોને (ખાકમાં મેળવી) એકજ માઅબુદ બનાવી લીધો છે, ખરેજ! આ તો આશ્ચર્યજનક બીના છે!

૬. અને તેમના આગેવાનો ઉઠયા કે ચાલો અને તમે તમારા માઅબુદોનેજ દ્રઢતાપૂર્વક વળગી રહો, નિસંશય (આ વાતમાં) તેનો કાંઈ સ્વાર્થ છે.

૭. આગલા ધર્મોમાં તો અમોએ આવી વાત નથી સાંભળી; આ તો એક નવી ઉપજાવી કાઢેલી વાત છે.

૮. શું આપણામાંથી (કેવળ) તેનાજ ઉપર નસીહત ઉતારવામાં આવી? ખરી વાત આ છે કે તેઓ મારા બોધવચનના સંબંધમાં શંકામાં પડેલા છે, બલ્કે હજી તેમણે મારો અઝાબ ચાખ્યોજ નથી.

૯. અથવા શું તેમની પાસે તારા ઝબરદસ્ત અને મહાન દાતા પરવરદિગારની કૃપાના ખજાના છે?

૧૦. અથવા આકાશો તથા જમીનનો અને તે બન્નેની વચ્ચે જે કાંઈ છે તેનો અધિકાર તેમને છે? અગર એમ હોય તો ભલેને તેઓ સીડીઓ (માંડી આકાશો) પર ચઢી જાય!

૧૧. (રસુલોને જુઠલાવનાર) જથ્થાઓમાંથી જેઓ પરાજીત બની નાસી છુટયા હતા તેમનું ભેગું થએલું આ લશ્કર છે.

૧૨. તેમની પહેલાં નૂહની કોમે તથા આદ(ના કબીલાવાળા યાને હૂદ)ની કોમે તથા મેખોવાળા[1] ફિરઔને પણ (રસુલોને) જુઠલાવ્યા હતા:

૧૩. અને એવીજ રીતે સમુદના કબીલાવાળાઓએ તથા લૂતની

[1] ફિરઓનને મેખવાળો એ માટે કહે છે કે તે લોકોને ચાર ખુંટા મારી શિક્ષા કરતો હતો.

કોમે તથા વનવાસીઓ (હ૦ શોઅયબની કોમ) એ પણ; આ જ તે જથ્થા હતા.

૧૪. તેઓ માહેના સઘળાઓએ રસુલોને જુઠલાવ્યા હતા, જેથી અમારા અઝાબને પાત્ર બન્યા હતા.

૧૫. અને આ લોકો પણ માત્ર એકજ કીકીયારીની વાટ જુએ છે, જેમાં સહેજ પણ વિલંબ થનાર નથી. રૂકુઅ ૨

૧૬. અને આ લોકો (કટાક્ષમાં) કહે છે કે હે અમારા પરવરદિગાર! હિસાબના દિવસ પહેલાંજ અમારા માટે અમારા ભાગનો અઝાબ જલદી મોકલી દે.

૧૭. (હે રસુલ!) તેઓ જે કાંઈ કહે છે તે માટે ધીરજથી સહન કર, અને અમારા બળવાન બંદા દાઉદને યાદ કર; નિસંશય તે (અલ્લાહ તરફ) મોટો રજુ થનારો હતો.

૧૮. ખરેજ અમોએ પહાડો તેના તાબે કરી દીધા હતા, જેથી તે (પહાડો) પણ સાંજ સવાર (અલ્લાહનો) મહિમા ગાવામાં તેનો સાથ આપતા હતા:

૧૯. અને પક્ષિઓ પણ (અલ્લાહની યાદના સમયે તેની આસપાસ) ભેગા થતા હતા; (અને) તે સઘળાં વારંવાર તેનામાં સૂર મેળવતા હતા.

૨૦. અને અમોએ તેનું રાજ્ય મજબુત કરી દીધું હતું, અને અમોએ તેને સુબુદ્ધિ તથા વાદવિવાદ વડે ખરા ચુકાદા આપવાની શકિત અર્પણ કરી હતી.

૨૧. અને (હે રસુલ!) ભલા તને તે દાવેદારોની પણ ખબર મળી છે? જ્યારે તેઓ પ્રાર્થના ગૃહની દિવાલ કુદાવીને[1]:

૨૨. દાઉદ પાસે આવી દાખલ થયા ત્યારે તે તેમનાથી ભય પામ્યો. (જેથી) તેમણે કહ્યું કે (હે દાઉદ!) ભય ન પામ; અમે બન્ને વાદી પ્રતિવાદી છીએ અમારામાંથી એકે બીજા ઉપર અત્યાચાર કર્યો છે, માટે

---

૧ આયત ૨૧ થી ૨૪ માં હઝરત દાઉદ અ. સ. ને લગતું વર્ણન છે. કહેવાય છે કે હઝરત દાઉદ અ. સ. ને ૯૯ પત્નીઓ હતી, તે છતાં આપે એક સ્ત્રી પાસે નિકાહની માગણી કરી કે જેની પાસે ઓરીયા નામના એક શખસે નિકાહની માગણી કરી હતી.

તું અમારી વચ્ચે યોગ્ય ફેંસલો કરી આપ, અને (તેમ કરવામાં) કોઈ પ્રકારનો અન્યાય ન કર, અને અમને સન્માર્ગ ઉપર ચલાવ.

૨૩. (સાંભળ) નિસંશય આ મારો ભાઈ છે; તેની પાસે નવ્વાણું મેંઢીઓ છે, અને મારી પાસે એકજ મેંઢી છે; છતાં તે મને કહે છે કે તે એક મેંઢી પણ મને સોંપી દે, અને (વળી) વાતચીત કરવામાં પણ તે મને દબાવે છે.

૨૪. (દાઉદે) ફરમાવ્યું, ખચીતજ તેણે પોતાની આટલી (બધી) મેંઢીઓ હોવા છતાં તારી એક મેંઢી પણ તારી પાસે માગવામાં તારા ઉપર જુલમ કર્યો છે; અને નિસંશય ઘણા ભાગીદારો એવી રીતે એક બીજા પર જાસ્તી કરી જાય છે, સિવાય કે જેઓ ઇમાન લાવ્યા હોય તથા સદાચારી હોય, પણ તેવા ઘણાજ થોડા હોય છે. (આ સાંભળી તેઓ ચાલ્યા ગયા) અને દાઉદ સમજી ગયો કે અમોએ (આ ચુકાદા વડે) તેની કસોટી કરી છે, જેથી તેણે પોતાના પરવરદિગારની ક્ષમા માગી અને તે સિજદામાં પડી જઈને (અલ્લાહની તરફ) ધ્યાનમગ્ન થઈ ગયો.

૨૫. જેથી અમોએ પણ તેનો આ (ગુન્હો) માફ કરી દીધો; અને બેશક અમારી પાસે તેની મોટી નઝદીકી અને ઉત્તમ સ્થાન છે.

૨૬. હે દાઉદ! નિસંશય અમોએ તને આ ભૂમિમાં (અમારો) પ્રતિનિધિ નીમ્યો છે, માટે તું લોકો વચ્ચે ન્યાયસર ચુકાદા આપતો રહે, અને મનોકામનાને આધીન ન થા, નહિ તો તે તને અલ્લાહના માર્ગ પરથી રખડાવી મૂકશે; નિસંશય જે લોકો રાહે અલ્લાહથી રખડી જશે તેમને હિસાબના દિવસને વિસરી જવાના કારણે સખત અઝાબ થશે.

રૂકુઅ ૩ ૨૭. અને અમોએ આકાશ તથા પૃથ્વી અને તે બન્નેની વચ્ચે જે કાંઈ છે તેને વ્યર્થ સર્જ્યાં નથી; આ ઈમાન ન લાવનારાઓની ખોટી કલ્પના છે; માટે જેઓ જહન્નમનો ઇનકાર કરે છે તેમના માટે દુર્દશાજ છે.

૨૮. ભલા જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તેમની સાથે અમે શું પૃથ્વીમાં ફસાદ ફેલાવનારાઓના જેવું વર્તન ચલાવીશું, અથવા પરહેઝગારોને બદકારોની બરોબર કરી નાખીશું?

૨૯. (હે રસુલ!) આ કિતાબ કે જે અમોએ તારી તરફ ઉતારી

છે મોટી બરકતવાળી છે, માટે તેઓ તેના ફરમાનોમાં મનન કરે તથા બુદ્ધિશાળીઓ બોધ ગ્રહણ કરે.

૩૦. અને અમોએ દાઉદને સુલયમાન પુત્ર અર્પણ કર્યો; ખરેજ તે શ્રેષ્ઠ બંદો હતો; વળી નિસંશય તે (પોતાને) અલ્લાહ તરફ મોટો રજુ કરનારો હતો.

૩૧. (તે સમયને યાદ કરો) જ્યારે સંધ્યા સમયે (કેટલાક) વેગવાન ઘોડા તેની સામે રજુ કરવામાં આવ્યા (અને તે જોવામાં અસરની નમાઝનો વખત ચાલ્યો ગયો):

૩૨. ત્યારે કહેવા લાગ્યો કે મેં માલની માયામાં મારા પરવરદિગારની યાદ છોડી દીધી, અહીં સુધી કે તે (સૂર્ય) પડદામાં અદ્રષ્ય થઇ ગયો.

૩૩. (માટે) તેમને મારી સામે પાછા લઇ આવો, પછી તે તેમની પીંડળીઓ તથા ગરદનોને તલવાર વડે કાપવા લાગ્યો.[1]

૩૪. અને ખરેજ અમોએ સુલયમાનની કસોટી કરી, અને તેના સિંહાસન પર (વારસ તરીકે) એક ધડ[2] લાવી નાખ્યું, જેથી તે અલ્લાહ તરફ રજુ થયો.

૩૫. (અને) અરજ કરવા લાગ્યો કે હે મારા પરવરદિગાર! મારા અપરાધ માફ કરી દે, અને મને એવું રાજ્ય અર્પણ કર કે જે મારા પછી કોઇને અનુકુળ[3] ન આવે; નિસંશય તું મહાન દાતા છે.

---

૧. આ ઘોડા હ૦ સુલયમાનને સૌ કરતાં વધુ વહાલા હતાં, છતાં અલ્લાહની યાદ વીસરાવી દેવાનું કારણ બનવાથી તે સઘળા ઘોડા અલ્લાહના નામ ઉપર કુરબાન કરી ગરીબોને ખવડાવી દીધા.

૨ હઝરત સુલયમાન અ. સ. ના મનમાં વિચાર આવ્યો કે હું એકલો આ દુનિયામાં આટલું બધું કામ કરી શકું છું તો મારા જેવા એક સો માણસ દુનિયામાં હોય તો શું ન થાય, એ વિચારે તેમણે મનમાં કહ્યું હું એક સો સ્ત્રીઓ સાથે સંભોગ કરીશ, અને તે દરેક સ્ત્રીને એકેકો મારા જેવો બળવાન પુત્ર અવતરશે; પરંતુ "ઈન્શાઅલ્લાહ"—અર્થાત અગર અલ્લાહ ચાહશે તો—કહેતા ભૂલી ગયા.

આ કારણે એક સિવાય કોઇ સ્ત્રીને ગર્ભ ન રહયો, અને જેને ગર્ભ રહયો તેણીએ પણ એક કમજોર પુત્રને જન્મ આપ્યો. આથી હઝરત સુલયમાન અ. સ. ને પોતાની ભૂલ સમજાઇ, અને અલ્લાહ તરફ રજુ થયા.

૩ અનુકુળ ન આવે અર્થાત તું કોઇને એવું રાજ્ય ન આપ કે જેથી તે ફિત્નામાં સપડાઇ જાય; કારણ કે એટલું મોટું રાજ્ય નબુવ્વતની શકિત વગર ફિત્નાથી બચી શકે નહિ.

૩૬. જેથી અમોએ વાયુ તેને આધીન કરી દીધો કે જે તેની આજ્ઞા પ્રમાણે જ્યાં તે ચાહતો તે તરફ ધીમે ધીમે ફૂંકાઈ પહોંચાડી દેતો:

૩૭. અને શેતાનોને પણ તેને તાબે કરી દીધા હતા, જે સઘળા ઈમારત બાંધનારા તેમજ સમુદ્રમાં ડૂબકીઓ મારનારા પણ હતા:

૩૮. અને બીજા કેટલાક (નાફરમાનીના કારણે) બેડીઓમાં જકડાએલા હતા.

૩૯. (હે સુલયમાન!) આ અમારી મહાન બક્ષિસ છે, હવે તું ચાહે છુટથી આપ અથવા રોકી રાખ, તેને લગતો હિસાબ લેવામાં નહિ આવે.

૪૦. અને નિસંશય સુલયમાનને અમારી પાસે નીકટપણું પ્રાપ્ત થયું છે, અને પાછા ફરવાનું ઉત્તમ સ્થાન પણ.

રૂકુઅ ૪ ૪૧. અને અમારા બંદા ઐયુબને યાદ કર, જે વખતે તેણે પોતાના પરવરદિગારને પોકાર્યો કે ખરેજ શેતાને મને કષ્ટ પહોંચાડયું છે અને દુ:ખ ભરી ઈજા પણ.

૪૨. (અમોએ જવાબ આપ્યો કે) તું જમીન પર તારો પગ માર, (તેમ કરતાં એક ઝરણું વહી નીકળ્યું; પછી અમોએ ફરમાવ્યું કે) આ શીતળ જળ ન્હાવા માટે છે અને પીવા માટે પણ.

૪૩. અને અમોએ તેના બાલબચ્ચાં તેને (પાછાં) આપ્યાં અને તેમની સાથે તેટલા બીજા પણ આપ્યા, આ અમારા તરફની એક (મહાન) કૃપા હતી અને સમજદારો માટે નસીહત.

૪૪. અને (હે ઐયુબ!) લીલી વનસ્પતિની એક ડાંખળી તારા હાથમાં લે, અને તે વડે (તારી પત્નીને) માર, અને તારી પ્રતિજ્ઞા જુઠ્ઠી ન પાડ;[1] નિસંશય અમોએ તેને (મહા) ધૈર્યવાન ભાળ્યો; તે કેવો ઉત્તમ બંદો હતો!

---

૧, હ૦ ઐયુબ અ. સ. ઘણા સુખી પયગમ્બર હતા, અલ્લાહે તેમને સર્વ પ્રકારની કસોટીમાં નાખ્યા, એટલે સુધી કે તેમની તમામ સંપતિ તથા સંતતિનો નાશ કરી નાખ્યો. એટલુંજ નહિ બલ્કે તેમના શરીરમાં એવો રોગ ઉત્પન્ન કર્યો કે જેથી લોકોએ તેમને વસ્તી બહાર કાઢી મૂકયા હતા. એવી અસહ્ય સ્થિતિમાં માત્ર તેમની પત્ની રહેમત તેમની સાથે રહી સેવા ચાકરી કરતી હતી; પણ કોઇ કારણસર હ૦ ઐયુબ તેમના ઉપર નાખુશ થયા અને તે બદલ તેમને સો દુર્રા મારવાની પ્રતિજ્ઞા લીધી હતી; પરંતુ બીબી રહેમતની પતિ સેવા જોઇ અલ્લાહે તેમને દુર્રાની શિક્ષામાંથી બચાવી લેવા અને હ૦ ઐયુબની પ્રતિજ્ઞા પૂર્ણ થવા માટે આ આજ્ઞા કરી.

ખરેજ તે (પોતાને અલ્લાહ તરફ) મોટો રજુ કરનારો હતો.

૪૫. અને અમારા બંદા ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા યાકુબને યાદ કર, જેઓ મોટી શકિતવાળા અને મોટી દ્રષ્ટિવાળા હતા.

૪૬. બેશક અમોએ તેમને એક નિર્મળ કાર્ય (યાને) આકેબતની સંભારણા (કર્યા કરવા) માટે પસંદ કરી લીધા હતા.

૪૭. અને નિસંશય તેઓ અમારી પાસે પસંદ કરેલા અને ઉત્તમ (બંદાઓ) માંહેનાં છે.

૪૮. અને ઇસ્માઇલ તથા યસઅ તથા ઝુલકિફ્લને પણ યાદ કર; અને તેઓ સઘળાજ ઉત્તમ (બંદાઓ) માંહેના હતા.

૪૯. આ (કુરઆન) એક નસીહત છે; અને બેશક પરહેઝગારો માટે (અમારી પાસે) પાછા ફરવાનું ઉત્તમ રહેઠાણ છે:

૫૦. (યાને) હમેશ રહેવાના બગીચા, જેમના દ્વાર તેમના માટે ઉઘાડેલા હશે.

૫૧. તેઓ તેમાં ઓશીકાંઓને અઢેલી બેઠા હશે, અને તેમાં જાત જાતના પુષ્કળ મેવા તથા પીવાની વસ્તુઓ મંગાવતા હશે.

૫૨. અને તેમની પાસે સમાન વયની નીચી નિગાહવાળી (હુરો) હશે.

૫૩. (હે મુસલમાનો!) આ એજ વસ્તુઓ છે કે જેના વિષે હિસાબના દિવસ માટે તમને વાયદા કરવામાં આવ્યા હતા.

૫૪. નિસંશય આ અમારી તે બક્ષિસો છે કે જેનો (કદી પણ) અંત આવનાર નથી.

૫૫. આવોજ બદલો હશે; અને ખરેજ સરકશી કરનારાઓ માટે પાછા ફરવાનું ઘણુંજ ખરાબ રહેઠાણ છે:

૫૬. (અર્થાત) જહન્નમ; જેમાં તેઓ દાખલ થશે, અને તે અત્યંત ખરાબ આશ્રમ છે.

૫૭. આ છે તેમનો બદલો; માટે જોઇએ કે તેઓ તેનો (સ્વાદ) ચાખે, એટલે કે ઉકળતું પાણી અને પરૂનો:

૫૮. અને એવાજ પ્રકારની બીજી જાત જાતની શિક્ષાઓ પણ (ચાખે).

૫૯. (જ્યારે જહન્નમીઓના સરદારો જહન્નમમાં જવા માંડશે ત્યારે

ફરિશ્તાઓ તેમને એક બીજા ટોળાં તરફ ઈશારો કરી કહેશે કે) આ (તમારા અનુયાયીઓનું બનેલું) એક લશ્કર છે, જે (નાના મોટાના ભેદભાવ વિના) તમારી સાથેજ જહન્નમમાં ઘુસનાર છે; (ત્યારે સરદારો કહેશે કે) તેમના માટે કોઈ પ્રકારનો સત્કાર નથી; ખચીતજ તેઓ જહન્નમમાં દાખલ થનારા છે.

૬૦. (આ સાંભળી તેમના અનુયાયીઓ) કહેશે કે નહિ, નહિ, બલ્કે તમારા માટે કોઈ પ્રકારનો સત્કાર નથી; તમોએજ તો અમારા માટે આ (આફત) પહેલાંથી તૈયાર કરી રાખી છે, અને તે ઘણુંજ બુરૂં વિશ્રાંતિ સ્થાન છે.

૬૧. પછી તે (અનુયાયી) ઓ અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! જેમણે અમારા માટે આ (માર્ગ) તૈયાર કર્યો છે તેમના માટે આગનો બમણો અઝાબ વધારી દે.

૬૨. અને (વળી) તેઓ કહેશે કે અમને શું થઈ ગયું છે કે અમે તે લોકોને (જહન્નમમાં) નથી નિહાળતા કે જેમને અમે દુરાચારીઓ માંહેના ગણ્યા કરતા હતા?

૬૩. ભલા અમોએ તેમની (ખોટી) મશ્કરી કરી હતી, અથવા શું તેઓ અમારી દ્રષ્ટીએજ પડતા નથી?

૬૪. બેશક જહન્નમવાળાઓનું માંહોમાંહેનું તે ઝગડવું વાસ્તવિક હશે.

રૂકુઅ ૫ ૬૫. (હે રસુલ!) તું કહે કે હું તો માત્ર એક ડરાવનારો છું, અને તે એક પ્રબળ અલ્લાહના સિવાય કોઈ બીજો માઅબુદ નથી,

૬૬. આકાશો તથા પૃથ્વીનો અને જે કાંઈ તે બન્નેની વચ્ચે છે તેમનો પરવરદિગાર, જે મહા બળવાન (અને) ક્ષમાવાન છે.

૬૭. તું કહે કે તે (કયામત વિષેની ખબર) મહા (ગંભીર) ખબર છે:

૬૮. કે જેનાથી તમે મોઢું ફેરવી રહ્યા છો.

૬૯. જ્યારે ઉપલી દુનિયાના રહેવાશીઓ માંહોમાંહે વાદવિવાદ કરવા લાગ્યા ત્યારે મને તેમ (ના વાદવિવાદ) નું જ્ઞાન ન હતું.

૭૦. મને કાંઈ બીજી વહી કરવામાં નથી આવતી, પરંતુ આ કે હું એક ખુલ્લો ડરાવનારો છું.

૨. તેણે કહ્યું કે હે મારી કોમ! નિસંદેહ હું તમારા માટે એક ખુલ્લો ડરાવનારો છું:

૩. તમે અલ્લાહની ઇબાદત કરો, અને તેનાથી ડરતા રહો, અને મારૂં કહેવું માનતા રહો.

૪. (જો એમ કરશો તો) તે તમારા કેટલાક ગુન્હા માફ કરી દેશે, અને તમને એક ઠરાવેલા સમય સુધીની મોહલત આપશે; નિસંશય અલ્લાહે ઠરાવેલો વખત જ્યારે આવી લાગે છે ત્યારે તેને મુલતવી રાખી શકાતો નથી, અગર તમે જાણતા હો તો.

૫. (પછી લોકોએ તેનું કહેવું ન માન્યું ત્યારે નૂહે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મેં મારી કોમને રાત તથા દિવસ (તારી તરફ) બોલાવ્યા કરી:

૬. પણ મારા બોલાવવાનું એ પરિણામ આવ્યું કે (જેટલા વધારે મેં તેમને બોલાવ્યા તેટલા) વધારે તેઓ નાઠા.

૭. અને મેં જ્યારે જ્યારે તેમને આ હેતુ માટે બોલાવ્યા કે તું તેમના ગુન્હા માફ કરે ત્યારે તેઓ પોતપોતાના કાનોમાં આંગળા ખોસતા રહ્યા, અને (મારાથી સંતાવા માટે) પોતાના લુગડાં ઓઢી લીધાં, અને પોતાનીજ વાત પર અડી રહ્યા, અને હદથી વધારે અભિમાન કરતા રહ્યા.

૮. પછી મેં તેમને મોટા અવાજે બોલાવ્યા:

૯. પછી તેમને જાહેર રીતે પણ સમજાવ્યા, અને જોઇએ તેટલું ખાનગી રીતે પણ સમજાવ્યા:

૧૦. અને કહ્યું કે તમે તમારા પરવરદિગારથી ક્ષમા માગો, બેશક તે મહા ક્ષમાવાન છે;

૧૧. તે તમારા માટે આકાશ પરથી પુષ્કળ પાણી વરસાવશે:

૧૨. અને માલ તથા ઓલાદથી પણ તમારી સહાય કરશે, અને તમારા માટે બગીચા ઉત્પન્ન કરશે, અને તમારા માટે નદીઓ વહાવશે.

૧૩. તમને શું થઇ ગયું છે કે તમે અલ્લાહ માટે આદરમાન ધરાવતા નથી?

૧૪. જોકે તેણે તમને જુદી જુદી તરેહના પેદા કર્યા છે.

૧૫. શું તમે આ નથી જોતા કે અલ્લાહે એક ઉપર એક (એમ) સાત આકાશો કેવી રીતે પેદા કર્યા છે?

૧૬. અને તેમાં ચંદ્રને એક પ્રકાશ બનાવ્યો છે, અને સૂર્યને એક પ્રકાશીત દીવો બનાવ્યો છે.

૧૭. અને અલ્લાહે તમને વનસ્પતિની જેમ જમીનમાંથી ઉગાડયા છે.

૧૮. પછી તે તમને તેમાંજ પાછા ફેરવી દે છે, અને એક વખત (તેમાંથીજ પાછા) તમને કાઢશે.

૧૯. અને અલ્લાહે જમીનને તમારા માટે પાથરણું બનાવી છે:

૨૦. કે જેથી તમે તેના પહોળા પહોળા માર્ગો પર ચાલો ફરો.

રૂકુઅ ૨ ૨૧. પછી નૂહે અરજ કરી કે હે મારા પરવરદિગાર! તેમણે મારી નાફરમાની કરી અને તે શખસની તાબેદારી કરી કે જેના માલ તથા ઓલાદે તેનું નુકસાનજ વધાર્યું છે.

૨૨. અને તેઓ મોટી મોટી ચાલબાજીઓ ચાલ્યા.

૨૩. અને તેમણે (માંહોમાંહે) કહ્યું કે તમે તમારા માઅબુદોને તજી દેશો નહિ (યાને) તમે વદ્દ તથા સૂવા (નામની મૂર્તિઓ) ને છોડશો નહિ, તેમજ યગુસ, યઉક તથા નસ્ર (નામની મૂર્તિઓ)ને પણ.

૨૪. અને ખરેજ તેમણે ઘણાઓને ગુમરાહ કર્યા છે, અને (હે મારા પરવરદિગાર!) તું એ જાલિમોની ગુમરાહીમાં વધારોજ કરજે.

૨૫. (આથી) તેઓ પોતાના ગુન્હાઓના કારણે ડૂબાડી દેવામાં આવ્યા, અને જહન્નમમાં નાખી દેવામાં આવ્યા, પછી તેમને અલ્લાહના સિવાય કોઇ મદદગારો મળ્યા નહિ.

૨૬. અને નૂહે અરજ કરી કે હે મારા પરવરદિગાર! પૃથ્વીની સપાટી ઉપર વસનારા નાસ્તિકોમાંથી એકને પણ (બાકી) રહેવા દેજે નહિ.

૨૭. અગર તેં તેમને બાકી રાખ્યા તો નિસંશય તેઓ તારા બંદાઓને ગુમરાહ કરી દેશે, અને તેઓ (માત્ર) બદકાર અને કૃતઘ્નીઓનોજ જન્મ આપશે.

૨૮. હે મારા પરવરદિગાર! તું મને માફ કરી દે અને મારા માબાપને પણ, અને દરેક તે શખસને કે જે ઈમાનની હાલતમાં મારા

ઘરમાં દાખલ થાય, અને સઘળા ઇમાનદાર મરદ તથા સઘળી ઈમાનદાર સ્ત્રીઓને પણ; અને જુલમગારોના સંબંધમાં વિનાશના સિવાય કાંઇજ વધારજે નહિ.

---

## પ્રકરણ ૭૨ મું.

## સુરતુલ જીન્ન.[1]

### જીન્નાત.

**મકકામાં ઉતરેલી જેની ૨૮ આયતો અને ૨ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) કહે કે મારા તરફ એવી વહી કરવામાં આવી છે કે જીન્નાતોના એક ટોળાંએ (મને કુરઆનની તિલાવત કરતાં) કાન દઇ સાંભળ્યો ત્યારે કહેવા લાગ્યા કે નિસંશય અમોએ એક અજાયબી ભર્યું કુરઆન સાંભળ્યું છે: રૂકુઅ ૧

૨. કે જે (કુરઆન) નેકી તરફ હિદાયત કરે છે, માટે અમે તેના પર ઇમાન લઈ આવ્યા: અને હવે પછી અમે અમારા પરવરદિગારનો શરીક કોઈને હરગીઝ કરીશું નહિ:

૩. અને અમારા પરવરદિગારની શાન અતિ મોટી છે, તેણે ન કોઇ પત્ની લીધી છે અને ન કોઇ પુત્ર (બનાવ્યો છે).

૪. અને આ કે અમારામાંથી (કેટલાક) મૂર્ખાઓ અલ્લાહની વિરૂદ્ધ વધારે પડતી વાતો કરતા હતા:

---

૧ સુરતુલ અહકાફ (પ્ર. ૪૫ મું) માં કેટલાક જીનો પયગમ્બર સાહેબની તિલાવતે કુરઆન સાંભળી આપ ઉપર ઇમાન લઇ આવ્યા, તેઓએ નબી સાહેબ પાસેથી ઈસલામનું જ્ઞાન મેળવી અને પોતાની કોમમાં જે શબ્દોમાં ઇસલામની સમજ આપી તેનું વર્ણન આ પ્રકરણમાં છે.

૫. અને એમ સમજતા હતા કે માણુસ તથા જીન અલ્લાહુની વિરૂદ્ધ હરગીઝ જૂઠું બોલી શકે નહિ:

૬. અને નિસંશય માણુસોમાંથી કેટલાક જીન્નાતોમાંથી કેટલાકોનો આશ્રય લેતા હતા[1] જેથી તેમણે તેમની જુલમ વૃતિમાં વધારોજ કર્યો.

૭. અને ખચીતજ તેઓ પણ એવું ધારતા હતા જેવું કે તમે ધારો છો કે અલ્લાહ હરગીઝ કોઈને (પાછા) ઉઠાડશે નહિ:

૮. અને ખરેજ જ્યારે અમે આકાશોને અડકવા ગયા તો તેને અમોએ મહા શકિતવાન ચોકીદારો તથા બળતા તારાઓથી ભરપૂર દીઠો.

૯. અને અમે (રસુલુલ્લાહુ સ. અ. વ. ની) અગાઉ તો (આકાશી વાતો) સાંભળવા માટે તેના કેટલાક ભાગોમાં જઇ બેસતા હતા, પણ હવે જો કોઈ સાંભળવા માગે તો તેના ઘાતમાં તૈયાર રહેલી એક જ્વાળા નિહાળે છે.

૧૦. અને અમે (આ વ્યવસ્થાથી) એ પણ જાણુતા નથી કે જે લોકો પૃથ્વીમાં છે તેમના માટે નુકસાનનો ઈરાદો રાખવામાં આવ્યો છે અથવા તેમના પરવરદિગારે તેમના સંબંધમાં કોઇ લાભનો ઈરાદો રાખ્યો છે.

૧૧. અને અમારામાંથી કેટલાક તો નેક છે અને અમારામાંથી કેટલાક તેના સિવાય (યાને ગુન્હેગાર); અમારામાંજ જુદા જુદા માર્ગે ચાલનારા કેટલાય ફિર્કો છે.

૧૨. અને અમને પણ ખાત્રી છે કે અમે અલ્લાહુને ન જમીનમાં પરાજીત કરી શકીશું અને ન નાસી જઇને તેને લાચાર કરી શકીશું.

૧૩. અને અમોએ જ્યારે હિદાયત સાંભળી ત્યારે તેના પર ઈમાન લાવ્યા; પછી જે પોતાના પરવરદિગાર પર ઇમાન લાવ્યો તો તેને ન કોઇ નુકસાનનો ભય છે અને ન અન્યાય (થવા) નો:

૧૪. અને અમારામાંથી કેટલાકો ફરમાબરદાર અને અમારામાંથી કેટલાકો નાફરમાન છે; પછી જે કોઈ આધીન થયો તો એવાજ લોકોએ સન્માર્ગ શોધી કાઢયો.

---

૧ અહીં અજ્ઞાનતાના સમયમાં નાસ્તિકોના એક રિવાજ તરફ ઇશારો છે. તેઓ જ્યારે મુસાફરીમાં કોઇ જગ્યાએ વાસો કરતાં તો કહેતા કે અમે આ જગ્યાના જીન સરદારનો આશ્રય માગીએ છીએ.

૧૫. અને રહ્યા નાફરમાન, તો તેઓજ જહન્નમનું બળતણ બનશે:

૧૬. અને અગર તેઓ સન્માર્ગ પર કાયમ રહેતે તો અમે તેમને પુષ્કળ પાણી પાતે:

૧૭. કે જેથી અમે તેમાં તેમની અજમાયશ કરીએ; અને જે શખસ પોતાના પરવરદિગારની યાદથી મોઢું ફેરવી લેશે તો તે તેને સખત અઝાબમાં નાખી દેશે:

૧૮. અને સિજદાના સ્થાનો (મસજીદો) અલ્લાહને માટેજ ખાસ છે, જેથી (તેમાં) અલ્લાહની સાથે બીજા કોઇને પોકારો નહિ:

૧૯. અને જ્યારે તે અલ્લાહનો બંદો (મોહમ્મદ સ. અ. વ.) તેની પાસે દુઆ કરવા માટે ઉભો થઈ જાય છે તો લોકો (તેને ઘેરી લઈ લગભગ) વળગી પડે છે.

૨૦. (હે રસુલ!) કહે કે હું તો માત્ર મારા પરવરદિગારનેજ પોકારૂં છું, (અને) બીજા કોઇને તેનો શરીક બનાવતો નથી. રૂકુઅ ૨

૨૧. કહે કે હું તમારા માટે ન નુકસાનનો અધિકાર ધરાવું છું અને ન લાભનો.

૨૨. કહે કે અલ્લાહ (ના અઝાબ)થી મને હરગીઝ કોઈ શખસ બચાવી શકતો નથી, અને તેના સિવાય મને કયાંય આશરો પણ મળી શકતો નથી.

૨૩. (પણ મારો બચાવ માત્ર એમાંજ છે) કે હું અલ્લાહની તરફથી (હુકમો) પહોંચાડી દઉં અને તેના સંદેશા પણ; અને જે કોઇ અલ્લાહ તથા તેના રસુલની નાફરમાની કરશે તો નિસંદેહ તેના માટે જહન્નમની આગ છે, જેમાં તે સદાને માટે રહેશે.

૨૪. અહીં સુધી કે જ્યારે તેઓ તેને નિહાળશે કે જેનો તેમને વાયદો કરવામાં આવતો હતો તો તેઓ આ તરત સમજી લેશે કે કોના મદદગાર નબળા છે, અને સંખ્યાના પ્રમાણમાં કોણ વધારે ઓછા છે.

૨૫. કહે કે જેનો તમને વાયદો કરવામાં આવે છે તે ઘણો પાસે છે કે મારો પરવરદિગાર તેની મુદ્દત વધારી દેશે તે હું જાણતો નથી.

૨૬. ગેબનો જાણનાર એજ છે, અને તે પોતાના ગેબ પર કોઇને

વાકેફ કરતો નથી:

૨૭. સિવાય તે શખસને કે જેને રસુલોમાંથી (ઈલ્મે ગેબ માટે) ચૂંટી કાઢે, કારણ કે નિસંશય તે તેની આગલી બાજુએથી તથા તેની પાછલી બાજુએથી ચોકીદારો નીમી દે છે:

૨૮. કે જેથી તે જાણી લે કે તેમણે પોતાના પરવરદિગારના પયગામ પહોંચાડી દીધા છે; અને જે કાંઇ તેમની પાસે છે તે સઘળું તે (નું જ્ઞાન) ઘેરી રાખે છે, અને સઘળી વસ્તુઓની સંખ્યા તે નોંધી રાખે છે.

---

પ્રકરણ ૭૩ મું.

## સુરતુલ મુઝઝમ્મીલ.

### વીંટળાએલો.

મક્કામાં ઉતરેલી જેની ૨૦ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે ચાદરમાં વીંટળાએલા (રસુલ)!

૨. તું રાત્રે (નમાઝ માટે) ઉઠયા કર પણ થોડો (વખત):

૩. (અર્થાત) અર્ધી રાત અથવા તેથી પણ કાંઈ ઓછું કરી દે.

૪. અથવા તે પર કાંઈ વધારી લે અને કુરઆનને યોગ્ય (સ્પષ્ટ) રીતે પઢ.

૫. નજીકમાંજ અમે તારા પર એક ભારે હુકમનો બોજો નાખીશું.

૬. નિસંશય રાતનું ઉઠવું (મનોવિકારને) ઘણી સખત (રીતે) છુંદી નાખનાર છે, અને શુદ્ધ સ્પષ્ટ ઉચ્ચાર કરવામાં વધારે સહાય કરે છે.

૭. નિસંશય તારા માટે દિવસમાં લાંબો રોકાણો રહે છે.

૮. માટે (રાત્રીના સમયે) તું તારા પરવરદિગારના નામનું રટણ કર્યા કર, અને સર્વ રીતે તેનોજ થઇને તેનુંજ ધ્યાન ધર.

૯. તે પૂર્વ તથા પશ્ચિમનો માલીક છે, તેના સિવાય કોઇ માઅબુદ નથી, માટે તું તેનેજ (તારો) કાર્યસાધક બનાવી લે.

૧૦. અને તે લોકો જે કાંઇ કહે છે તેના પર સબર કર, અને યોગ્ય રીતે તેમનો સહવાસ છોડી દે.

૧૧. અને જુઠલાવનારા ધનવાનોથી બદલો લેવાનું મારા ઉપર છોડી દે, અને તેમને થોડીક મોહલત આપ.

૧૨. નિસંશય અમારી પાસે ભારે ભારે બેડીઓ છે અને બાળી નાખનારી આગ પણ:

૧૩. અને ગળામાં ફસી જનાર ખોરાક અને દુઃખદાયક અઝાબ પણ:

૧૪. (તે દિવસ કે) જે દિવસે પૃથ્વી તથા પહાડ ધ્રુજવા લાગશે અને પર્વતો વિખરાએલી રેતીના ઢગ થઇ જશે.

૧૫. નિસંશય અમોએ તમારા તરફ એક રસુલ તમારી સ્થિતિની શાક્ષી આપનાર તરીકે મોકલ્યો છે, જેવી રીતે કે અમોએ ફિરઔનની તરફ રસુલ મોકલ્યો હતો.

૧૬. પણ ફિરઔને તે રસુલની નાફરમાની કરી હતી, જેથી અમોએ તેની ઘણી સખત ધરપકડ કરી.

૧૭. માટે અગર તમોએ નાસ્તિકપણું કર્યું તો તમે તે દિવસથી કેવી રીતે બચશો કે જે બાળકોને વૃદ્ધ કરી દેશે:

૧૮. અને તે દિવસે આકાશ ફાટી પડશે, અને તેનો વાયદો પૂર્ણ થઇને રહેશે.

૧૯. નિસંશય આ એક નસીહત છે, માટે જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો માર્ગ ગ્રહણ કરે.

૨૦. (હે રસુલ!) નિસંશય તારો પરવરદિગાર જાણે છે કે તું રૂકુઅ
અને જેઓ તારી સાથે છે તેમનું એક ટોળું રાત્રીના બે તૃતિયાંશની ૨
લગભગ અને કદી અર્ધી રાત સુધી અને કદી એક તૃતિયાંશ રાત સુધી નમાઝ પઢતું રહેતું હોય છે; અને રાત તથા દિવસનું પ્રમાણ

અલ્લાહજ નક્કી કરે છે; તે આ પણ જાણે છે કે તમે તેનો અંદાજો કરી શકતા નથી, જેથી તે (પોતાની મહેરબાની સાથે) તમારી તરફ રજુ થયો, માટે કુરઆનમાંથી જેટલું બની શકે તેટલું પઢયા કરો; તે આ પણ જાણે છે કે તમારામાંથી કેટલાકો જરૂર માંદા હશે, અને બીજા થોડાક અલ્લાહની કૃપા (રોજી) મેળવવા માટે મુસાફરીમાં હશે, અને બીજા થોડાક અલ્લાહની રાહમાં લડતા હશે, માટે તેમાંથી જેટલું બની શકે તેટલું પઢયા કરો, અને નમાઝ પઢતા રહો તથા ઝકાત આપતા રહો, અને અલ્લાહને "કર્ઝે હસના" આપ્યા કરો; અને જે પણ નેકી તમે તમારી જાત (ના લાભ) માટે પ્રથમથી મોકલશો તે અલ્લાહ પાસે પામશો, (જે આલોકના માટે પણ) ઉત્તમ છે, અને (આખેરતના બદલા રૂપે) મહાન છે, અને અલ્લાહથી ક્ષમા માગ્યા કરો; બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) મહા દયાવાન છે.

---

પ્રકરણ ૭૪ મું.

## સુરતુલ મુદ્દસ્સિર.

## કામળી ઓઢેલો.

મક્કામાં ઉતરેલી જેની ૫૬ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે તું (વહીની હેબતથી) કામળી ઓઢેલા (રસુલ)!

૨. ઉઠ અને (લોકોને) બીવરાવ.

૩. અને તારા પરવરદિગારની મોટાઈ વર્ણવ.

૪. અને તારા લુગડાં પાક કરી નાખ.

૫. અને નાપાકીનો ત્યાગ કર.

૬. અને વધારે મેળવવાની આશાએ ઉપકાર ન કર.

૭. અને તારા પરવરદિગાર(ની ખુશી મેળવવા) માટે સહન કર:

૮. કારણ કે જ્યારે સૂર ફુંકવામાં આવશે:

૯. ત્યારે તે દિવસ એક સખત દિવસ હશે:

૧૦. નાસ્તિકો માટે તે આસાન નહિ હોય.

૧૧. મેં જેને એકલો પેદા કર્યો છે તેની સાથે મને ભોગવી લેવા દે:

૧૨. અને તેને મેં પુષ્કળ દોલત આપી:

૧૩. અને નજર સામે રહેનારા પુત્રો આપ્યા:

૧૪. અને તેના મામલા વ્યવસ્થિત કરી દીધા:

૧૫. છતાં તે એવી લાલચ રાખે છે કે હું હજી પણ તેમાં વધારો કરૂં!

૧૬. હરગીઝ એમ નહિ થાય; બેશક તે અમારી નિશાનીઓનો વિરોધી છે.

૧૭. નજીકમાંજ હું તેને ઉંચી ઉંચાઈ પર ચઢાવીશ (અર્થાત સખત શિક્ષામાં સપડાવીશ).

૧૮. નિસંશય તેણે વિચાર કર્યો અને અંદાજો બાંધ્યો:

૧૯. માટે તેનો નાશ થાઓ, તેણે કેવો અંદાજો કર્યો!

૨૦. પછી પણ તેનો નાશ થાઓ, તેણે કેવો અંદાજો કર્યો!

૨૧. પછી તેણે આસપાસ જોયું:

૨૨. પછી તેણે ભ્રકુટી ચઢાવી અને મોઢું બગાડયું:

૨૩. પછી પીઠ ફેરવી અને ગર્વ કર્યો:

૨૪. પછી બોલ્યો કે આ (કુરઆન) કાંઇ નથી કિંતુ જાદુ કે જે અગાઉથી (થતો) ચાલ્યો આવ્યો છે:

૨૫. આ કાંઈજ નથી પણ કોઈ માનવીનું કથન છે.

૨૬. નજીકમાંજ હું તેને જહન્નમમાં હોમી દઇશ.

૨૭. અને તને શી ખબર કે જહન્નમ શું છે?

૨૮. તે ન કોઈ વસ્તુ બાકી રાખે છે ન છોડી દે છે:

૨૯. માણસને બાળી ભસ્મ કરી દેનારી છે.

૩૦. તેના પર ઓગણીસ (ફરિશ્તા) છે.

૩૧. અને અમોએ જહન્નમના રખેવાળો ફરિશ્તાઓ સિવાય (બીજા કોઇને) બનાવ્યા નથી, અને અમોએ તેમની ગણત્રી એટલા માટે નક્કી કરી છે કે નાસ્તિકો માટે તે અજમાયશ થાય કે જેથી તે લોકોને કે જેમને કિતાબ આપવામાં આવી છે ખાત્રી થઈ જાય, અને જે ઈમાન લાવ્યા છે તેમનું ઈમાન વધુ વધી જાય, અને જેમને કિતાબ આપવામાં આવી છે તેઓ તથા ઇમાન લાવનારાઓ શંકા ન કરે, અને જેથી તે લોકો કે જેમના અંતઃકરણોમાં (દોગલાપણાનો) રોગ છે તેઓ તથા નાસ્તિકો કહેવા લાગે કે અલ્લાહે આ દાખલાથી શો હેતુ રાખ્યો છે? આવી રીતે અલ્લાહ જેનાથી ચાહે છે હિદાયતની તૌફીક ખુંચવી લે છે, અને જેને ચાહે છે હિદાયત આપે છે; અને તારા પરવરદિગારનું લશ્કર તેના સિવાય કોઇ નથી જાણતું, અને આ (વાતો) કાંઈજ નથી પણ મનુષ્ય માત્ર માટે નસીહત છે.

રૂકુઅ ૨ ૩૨. હરગીઝ નહિ, કસમ છે ચંદ્રની:

૩૩. અને રાતની જ્યારે કે તે વિદાય થાય છે:

૩૪. અને કસમ છે પ્રભાતના સમયની જ્યારે કે તે પ્રકાશી ઉઠે છે.

૩૫. નિસંશય તે (જહન્નમ) મહાન મુસીબતો માંહેની એક છે;

૩૬. મનુષ્યોને બીવરાવનારી:

૩૭. (ખાસ કરીને) તેના માટે કે જે તમારામાંથી (નેકીમાં) આગળ વધી જવા ચાહે અથવા (બુરાઇથી) પાછળ રહી જવા ચાહે.

૩૮. દરેક વ્યક્તિ તે જે કાંઇ કરી ચુકી છે તેના સંબંધમાં ગીરવી (મુકાએલી) છે:

૩૯. સિવાય જમણા હાથવાળાઓ કે જેમના કર્મના લેખ તેમના જમણા હાથમાં આપવામાં આવ્યા હશે:

૪૦. તેઓ જન્નતમાં હશે અને એક બીજાને પુછતા હશે:

૪૧. ગુન્હેગારોના સંબંધમાં (અને ખુદ ગુન્હેગારોને):

૪૨. કે કઈ વસ્તુએ તમને જહન્નમમાં લાવી દીધા છે?

૪૩. તેઓ કહેશે કે અમે નમાઝીઓ માંહેના ન હતા:

૪૪. અને અમે નિરાધારોને ખાવાનું પણ ખવડાવતા ન હતા:

૪૫. અને જેઓ નિરર્થક બકવાસ કરતા હતા તેમની સાથે અમે પણ નિરર્થક બકવાસ કરતા હતા:

૪૬. અને અમે ફેંસલાના દિવસને જુઠલાવતા હતા:

૪૭. અહીં સુધી કે અમને મૃત્યુ આવી લાગ્યું.

૪૮. માટે હવે શફાઅત કરનારાઓની શફાઅત તેમનાં કાંઇ કામમાં નહિ આવે.

૪૯. ત્યારે તેમને શું થઇ ગયું છે કે તેઓ નસીહતથી એવી રીતે મોઢું ફેરવી લે છે:

૫૦. કે જાણે તેઓ ભડકી ઉઠનારા ગધેડા હોય:

૫૧. જે સિંહથી ભડકી નાસી છુટયા હોય.

૫૨. વાત આ છે કે તેઓમાંથી દરેક જણ આ ચાહે છે કે દરેકને ખુલ્લી કિતાબો આપવામાં આવે.

૫૩. (પરંતુ) તેમ હરગીઝ નહિ થાય; બલ્કે તેઓ આખેરતથીજ નથી ડરતા.

૫૪. હરગીઝ એમ નહિ થાય, નિસંશય આ (કુરઆન) એક નસીહત. છે.

૫૫. માટે જે ચાહે તે તેનું ચિંતવન કરે.

૫૬. પણ અલ્લાહ નહિ ચાહે તે સિવાય તેઓ ચિંતવન કરનાર નથી, તે (અલ્લાહ) યોગ્ય છે કે તેનાથીજ ડરવામાં આવે અને એજ ક્ષમા કરવાની યોગ્યતા ધરાવે છે.

---

## પ્રકરણ ૭૫ મું.

# સુરતુલ કિયામહ.

## કયામત.

મક્કામાં ઉતરેલી જેની ૪૦ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ — ૧. કસમ ખાઉં છું હું કયામતના દિવસની:

૨. અને કસમ ખાઉં છું (ગુન્હાઓથી) ડંખનારા અંતઃકરણની:

૩. શું ઇન્સાન એમ ધારે છે કે અમે તેનાં હાડકાં (કબરમાં સડી ગયા પછી) ભેગાં નહિ કરીએ?

૪. અલબત્ત! અમે તે ઉપર કાબુ ધરાવીએ છીએ કે તેની આંગળીઓનાં ટેરવાં (વટીક પાછા) સરખાં કરી દઇએ.

૫. પણ વાત આ છે કે મનુષ્ય ઇચ્છે છે કે ભવિષ્યમાં બનનારા બનાવોને પણ જુઠલાવે.

૬. પુછે છે કે કયામતનો દિવસ કયારે આવશે?

૭. પછી જ્યારે આંખો અંજાઈ જશે:

૮. અને ચંદ્રને ગ્રહણ લાગી જશે:

૯. અને સૂર્ય તથા ચંદ્ર ભેગાં કરી દેવામાં આવશે:

૧૦. તે દિવસે મનુષ્ય કહેશે કે હવે નાસવાની જગ્યા કયાં છે?

૧૧. ખાત્રીથી જાણો કે કોઈ આશ્રયનું સ્થાન નહિ હોય.

૧૨. તે દિવસે આશ્રય લેવાની જગ્યા તો માત્ર તારા પરવરદિગારની પાસેજ હશે.

૧૩. તે દિવસે મનુષ્યને તે સર્વે કાંઈ જણાવવામાં આવશે કે જે તેણે અગાઉ મોકલ્યું અને પાછળ[1] મૂકયું હશે.

૧૪. બલ્કે મનુષ્ય પંડે પોતાનો પૂરાવો હશે:

૧૫. પછી ભલેને તે પોતાના (ગુન્હાઓના) બહાના રજુ કર્યા કરે.

૧૬. (હે રસુલ!) તું તારી જીભ તે (વહી)ની સામે એવા હેતુથી ન હલાવ કે જેથી તેને જલદીથી આટોપી લે.

---

[1] બીજાઓને અનુકરણ કરવા માટે સદ્દકરણીના ચિન્હો.

૧૭. નિસંશય તેનું ભેગું કરવું અને તેનું પઢાવવું અમારા માથે છે.

૧૮. પછી જ્યારે અમે તેને (જીબ્રઈલ દ્વારા) પઢાવી રહીયે ત્યારે તે વાંચનનું અનુકરણ કરજે.

૧૯. પછી તેનું સમજાવી દેવું પણ અમારા માથે છે.

૨૦. હરગીઝ નહિ, (બહાનું વ્યર્થ છે) વાત આ છે કે તમે લોકો ક્ષણભંગૂર સંસારના ચાહનારા છો:

૨૧. અને આખેરતને ત્યાગી બેસો છો.

૨૨. તે દિવસે કેટલાક ચહેરા તો ચમકતા હશે:

૨૩. પોતાના પરવરદિગાર (ની નેઅમતો) તરફ એકી ટશે નિહાળતા હશે.

૨૪. અને કેટલાક ચહેરા તે દિવસે શોકાતુર હશે:

૨૫. અને એવું ગુમાન કરતા હશે કે કેડ ભાંગી નાખનારી મુસીબત તેમના પરજ પડશે.

૨૬. એટલુંજ નહિ, (બલ્કે) જ્યારે તે (શ્વાસ) ગળા સુધી આવી પહોંચશે:

૨૭. અને કહેવામાં આવશે કે કોઈ જંતર મંતર કરનાર છે?

૨૮. અને તે (મરનાર)ને ખાત્રી થઈ જશે કે હવે વિજોગ આવી લાગ્યો છે:

૨૯. અને (મૃત્યુની સખતાઇથી) પીંડળી પર પીંડળી ચઢી જશે:

૩૦. તે દિવસે તારા પરવરદિગાર તરફજ (સર્વેની) કુચ થશે.

૩૧. છતાં તેણે ન સત્યનો સ્વીકાર કર્યો ન નમાઝ પઢી: રૂકુઅ ૨

૩૨. બલ્કે જુઠલાવ્યા કર્યું, અને (ઈમાનથી) મોઢું ફેરવ્યા કર્યું:

૩૩. પછી તે પોતાના બાલબચ્ચાં તરફ હેકડાતો ગયો.

૩૪. અફસોસ છે તારા માટે, ફરી પણ અફસોસ છે:

૩૫. પછી પણ અફસોસ છે તારા માટે, ફરી પણ અફસોસ છે.

૩૬. શું મનુષ્ય એમ ધારે છે કે તેને વગર તપાસે અમસ્તો છોડી દેવામાં આવશે?

૩૭. શું તે વીર્યનું એક બિંદુ ન હતો, જે (ગર્ભસ્થાનમાં) નાખવામાં

આવ્યું હતું ?

૩૮. પછી તે બાઝી ગએલું લોહી બની ગયું, પછી તેણે તેનો ઘાટ ઘડયો, પછી તેને સંપુર્ણ (માનવી) કરી નાખ્યો.

૩૯. પછી તેમાંજ બે જાતો પેદા કરી (યાને) નર અને માદા.

૪૦. તો શું તે (અલ્લાહ) આ ઉપર કાબુ ધરાવતો નથી કે મુડદાને સજીવન કરે ?

---

## પ્રકરણ ૭૬ મું.

## સુરતુદ્દ દહ્ર.

### કાળ.

મક્કામાં ઉતરેલી જેની ૩૧ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. શું મનુષ્ય ઉપર એક એવા કાળની મુદ્દત પસાર નથી થઈ કે જે દરમિયાન તે કોઇ વર્ણવવા જોગ વસ્તુજ ન હતો ?

૨. બેશક અમોએ મનુષ્યને (સ્ત્રી પુરૂષના) મિશ્રીત વીર્યથી પેદા કર્યો કે (જેથી) અમે તેને અજમાવીએ, પછી અમોએ તેને સાંભળનાર, જોનાર બનાવી દીધો.

૩. નિસંશય અમોએ તેને (યોગ્ય) માર્ગ દેખાડી દીધો, પછી (ભલેને) તે ઉપકાર માનનારો થાય કે અનુપકારી.

૪. નિસંશય અમોએ (સત્યનો) ઇનકાર કરનારાઓ માટે બેડીઓ તથા તોક તથા ભડભડતી આગ તૈયાર કરી રાખી છે.

૫. નિસંશય સદાચારી લોકો તે પ્યાલામાં પીએ છે કે જેમાં કપુરનું

મિશ્રણ છે.

૬. (તે) એક એવું ઝરણું છે કે જેમાંથી અલ્લાહના (ખાસ) બંદા પીએ છે (અને) જોઇએ તેવી રીતે તેઓ તેને વહેવડાવે છે.

૭. (દરેક) માનતાઓને તેઓ પરિપૂર્ણ કરે છે, અને તે દિવસથી બીએ છે કે જેની સખ્તાઈ ઘણાં લાંબા અને પહોળા વિસ્તારમાં ફેલાએલી હશે.

૮. અને નિરાધાર તથા અનાથ તથા કેદીને (પોતાની) ખાહેશ છતાં ખાવાનું ખવડાવે છે.

૯. (અને કહે છે કે) અમે કેવળ અલ્લાહની ખુશી માટેજ તમને ખવડાવીએ છીએ, તમારાથી અમે ન કોઈ બદલો માગીએ છીએ અને ન ઉપકાર.

૧૦. નિસંશય અમે તો અમારા પરવરદિગારથી તે દિવસનો ખોફ કરીએ છીએ કે જે ભયંકર અને દુઃખદાયક હશે.

૧૧. પછી અલ્લાહ તેમને તે દિવસની સખ્તાઈથી બચાવી લેશે અને તેમ(ના ચહેરા)ને તાજગી તથા પ્રફુલ્લતા અર્પણ કરશે.

૧૨. અને તેમણે ધીરજ ધરી છે તે કારણે તે તેમનો બદલો—જન્નત અને રેશમી પોષાક—અર્પણ કરશે.

૧૩. તેઓ તે (જન્નતો)માં સિંહાસનો પર તકીયા લગાડી બેઠા હશે, તેમાં તેઓ ન ઘણો તાપ અનુભવશે અને ન ઘણી ટાઢ.

૧૪. અને તે (જન્નત)ના વૃક્ષોની છાયા તેમના પર ઝુકેલી હશે, અને ફળોની લૂમો જોઇએ તેટલી તેમની પાસે કરી દેવામાં આવશે.

૧૫. અને તેમની સામે ચાંદીની સુરાહીઓમાં દોર ચાલશે, અને એવા જામોમાં પણ કે જે બિલ્લોરના હશે.

૧૬. પારદર્શક જામો કે જે ચાંદીના બનેલા હશે જેનો (સ્વર્ગવાસીઓની જરૂરીયાત પ્રમાણેનો પીવડાવનારાઓએ) યોગ્ય અંદાજો કરી લીધો હશે.

૧૭. અને તે (જન્નત)માં તે (જન્નતવાસી)ઓને એવા પ્યાલા પીવડાવવામાં આવશે કે જેમાં સૂંઠનું મિશ્રણ હશે:

૧૮. તે (જન્નત)ના તે ઝરણાંમાંથી કે જેનું નામ સલસબીલ રાખવામાં આવ્યું છે.

૧૯. અને તેમની પાસે નિરંતર સમાન વયમાં રહેનારા છોકરા આંટા ફેરા ખાતા રહેશે; જ્યારે (હે મનુષ્ય!) તું તેમને જુએ તો તું તેમને અહીં તહીં વિખરાએલા મોતી છે એમ ધારી લેશે.

૨૦. અને જ્યારે તું ત્યાં નજર ઉઠાવીને જોશે તો (અસંખ્ય) નેઅમતો અને મહાન સલ્તનત તું નિહાળશે.

૨૧. તેમના ઉપરના વસ્ત્રો ઝીણા લીલા રેશમી અને કિનખાબના હશે, અને તેમને ચાંદીના કંકણ પહેરાવવામાં આવશે, અને તેમનો પાલનકર્તા તેમને પાક પીણું પીવડાવશે.

૨૨. (અને તેમને કહેવામાં આવશે કે) બેશક આ તમારો બદલો છે, અને તમારા પ્રયત્નોની કદર કરવામાં આવી છે.

રૂકુઅ ૨ ૨૩. (હે રસુલ!) નિસંશય અમોએ તારા ઉપર આ કુરઆન કટકે કટકે ઉતાર્યું છે.

૨૪. માટે તું તારા પરવરદિગારના હુકમની ધીરજથી રાહ જો, અને તેઓમાંથી કોઈ ગુન્હેગાર અથવા અનુપકારીનું કહેવું ન માન.

૨૫. અને તું સવાર સાંજ તારા પરવરદિગારનું નામ લેતો રહે.

૨૬. અને રાત્રીના કોઇ ભાગમાં તેને સિજદો કર, તથા રાત્રીમાં લાંબો વખત તેની તસ્બીહ પઢયા કર.

૨૭. નિસંશય આ લોકો આ ક્ષણભંગૂર (દુનિયા)ને દોસ્ત રાખે છે, અને ભારે દિવસને પોતાની પાછળ મૂકી દે છે.

૨૮. અમોએ તેમને પેદા કર્યા અને અમોએજ તેમનાં બાંધા મજબુત કરી દીધા, અને જ્યારે અમે ચાહીએ ત્યારે તેમની જગ્યાએ (તેમને બદલી) તેમના જેવા બીજા લઈ આવીએ.

૨૯. નિસંદેહ આ (કુરઆન) એક નસીહત છે, માટે જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો પહોંચવાનો માર્ગ ગ્રહણ કરી લે.

૩૦. અને જ્યાં સુધી અલ્લાહની મરજી નહિ હોય તમે (એવું) ચાહશોજ નહિ, નિસંશય અલ્લાહ મહા જ્ઞાનિ (અને) હિકમતવાળો છે.

૨૫. પછી જ્યારે તે (મુસા) અમારા તરફથી સત્ય (ધર્મ) લઇને તેમની પાસે પહોંચ્યો ત્યારે તેમણે કહ્યું કે જે લોકો તેની સાથે ઈમાન લાવ્યા છે તેમના છોકરા મારી નાખો અને તેમની છોકરીઓ જીવતી રહેવા દો; જોકે નાસ્તિકોની કોઇ ચાલબાજી એવી નથી કે જે નિષ્ફળ જતી ન હોય.

૨૬. અને ફિરઔને કહ્યું, મને મુસાને મારી નાખવા દો, અને (પછી) ભલેને તે પોતાના પરવરદિગારને પોકારે, ખરેજ મને અંદેશો છે કે તે તમારા ધર્મને બદલી નાખશે, અથવા તો દેશમાં ફસાદ ઉપજાવી ઉભો કરશે.

૨૭. અને મુસાએ ફરમાવ્યું કે નિસંશય હું તો તે દરેક અભિમાની કે જે હિસાબના દિવસ પર ઈમાન રાખતો ન હોય તેની વિરૂદ્ધ મારા પરવરદિગાર અને તમારા પરવરદિગારની પનાહ માગું છું.

૨૮. અને ફિરઔનના આપ્તજનોમાંથી એક મોમીન પુરૂષે—કે જે પોતાના ઈમાનને સંતાડી રહ્યો હતો—કહ્યું કે શું તમે આટલી વાત માટે એક શખસને મારી નાખો છો કે તે કહે છે કે મારો પાલનકર્તા અલ્લાહ છે, જોકે તે તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી ખચીતજ પ્રત્યક્ષ દલીલો લઇને આવ્યો છે? અને છતાં જો તે જુઠો હોય તો તેના જુઠનો બોજો તેના પરજ રહેશે, અને જો તે સાચો હોય તો જે (વાત)થી તે તમને ડરાવે છે તેનો થોડો ઘણો ભાગ પણ તમારા ઉપર જરૂર આવી પડશે; નિસંશય અલ્લાહ તે શખસ કે જે હદથી વધી જનાર અને હડહડતો જુઠો હોય તેને સન્માર્ગ દેખાડતો નથી. રૂકુઅ ૪

૨૯. હે મારી કોમ! બાદશાહી તો આજે તમારા માટે છે, (કારણ કે) ભૂમિમાં તમેજ સત્તાવાન છો, પરંતુ (કાલે) અલ્લાહના અઝાબથી કે જે કદાચને આપણા પર આવી પડે તો તેનાથી બચાવવા માટે આપણી સહાય કોણ કરશે? ફિરઔને કહ્યું, હું તો તમને એજ સલાહ આપુ છું કે જે હું સારી સમજું છું, અને હું તમને ભલાઇના માર્ગ સિવાય બીજો કોઇ માર્ગ દેખાડતો નથી.

૩૦. અને તે શખસ કે જે ઈમાન લાવ્યો હતો કહ્યું કે હે મારી

કોમ! નિસંશય મને એવો અંદેશો છે કે રખેને તમારા પર આગલી કોમોના જેવા દિવસ આવી પડે:

૩૧. (અર્થાત) નૂહ તથા આદ તથા સમુદની કોમ તથા તેમની પાછળનાઓના જેવી (તમારી પણ) સ્થિતિ થઈ પડે; જોકે અલ્લાહ બંદાઓના સંબંધમાં જુલમ કરવા ચાહતો નથી.

૩૨. અને હે મારી કોમ! મને તમારા સંબંધમાં શોરબકોર (કયામત)ના દિવસનો પણ અંદેશો છે:

૩૩. જે દિવસે તમે પીઠ ફેરવીને નાસી છુટવા ચાહશો તો (તે દિવસે) અલ્લાહ(ની શિક્ષામાં) થી તમને બચાવનાર કોઈ નહિ હોય, અને જેનાથી અલ્લાહ હિદાયતની તૌફીક ખુંચવી લે તો પછી તેનો માર્ગદર્શક કોઇજ થતો નથી.

૩૪. અને ખચીતજ યુસુફ આ પહેલાં તમારી પાસે ખુલ્લી નિશાનીઓ લાવ્યો હતો, પણ તેના સંબંધમાં તમે સતત શંકામાંજ રહ્યા, અહીં સુધી કે જ્યારે તેનું અવસાન થયું ત્યારે તમોએ કહી દીધું કે તેની પછી અલ્લાહ કોઇ રસુલ ઉભોજ નહિ કરે; એવી રીતે અલ્લાહ—તે દરેક શખસથી કે જે હદ ઓળંગી જાય અને શંકાશીલ હોય—હિદાયતની પ્રેરણા ખુંચવી લે છે.

૩૫. જેઓ અલ્લાહની આયતોના સંબંધમાં તેમની પાસે કોઈ દલીલ આવ્યા વિના ઝગડયા કરે છે, અલ્લાહ તથા જે લોકો ઇમાન લાવ્યા છે તેમની પાસે આ (વર્તણુંક) ઘણીજ અપ્રિય છે, એવી રીતે અલ્લાહ દરેક અભિમાની શીરજોરના મન પર મોહોર લગાવી દે છે.

૩૬. અને ફિરઔને કહ્યું કે હે હામાન! મારા માટે એક ઉંચો મીનારો બનાવ કે જેથી હું ચઢી જવાના સાધન મેળવી લઉં:

૩૭. (અર્થાત) આકાશ પર પહોંચવાના સાધનો કે જેથી હું મુસાના અલ્લાહ સુધી પહોંચી જાઉં, અને હું તો તેને નિસંશય જુઠો ધારૂં છું; અને આવી રીતે ફિરઔનને તેના કૃત્યો શોભાયમાન કરી બતાવવામાં આવ્યા હતા, અને તે ખરા માર્ગથી અટકાવી દેવાયો હતો; અને ફિરઔનની જે ચાલબાજી હતી તે પાયમાલીની હતી.

૩૮. અને તે શખસ કે જે ઈમાન લાવ્યો હતો તેણે કહ્યું કે હે મારી કોમ! તમે મારૂં અનુકરણ કરો, હું તમને સરળ માર્ગ દેખાડીશ. રૂકુઅ ૫

૩૯. હે મારી કોમ! આ સંસારી જીવન થોડો (સમય ટકનારો) લાભ છે, અને આખેરત એજ હમેશ કાયમ રહેવાનું મકાન છે.

૪૦. જે શખસ કોઇ પણ (જાતની) બદી કરશે તો તેને તેના જેવોજ બદલો આપવામાં આવશે, અને જે શખસ પુરૂષ હોય કે સ્ત્રી— એવી સ્થિતિમાં કે તે મોમીન પણ હોય—કોઈ સત્કાર્ય કરશે તો એજ લોકો સ્વર્ગમાં દાખલ થશે, જેમાં તેમને અપાર રોજી આપવામાં આવશે.

૪૧. અને હે મારી કોમ! આ કેવી વાત છે કે હું તમને મોક્ષ તરફ બોલાવું છું અને તમે મને (જહન્નમની) આગ તરફ બોલાવો છો?

૪૨. તમે મને એવી વાત તરફ બોલાવો છો કે હું અલ્લાહનો મુન્કર થઇ જાઉં, અને એવી વસ્તુઓને તેની શરીક ઠરાવું કે જેની મને જાણ વટીક નથી, જ્યારે હું તો તમને મહા બળવાન (અને) મહા ક્ષમાવાન (અલ્લાહ) તરફજ બોલાવું છું.

૪૩. નિસંશય તમે જેની તરફ મને બોલાવો છો તેમને બોલાવવા આલોક અને પરલોકમાં યોગ્ય નથી, અને આપણા સર્વેનું પાછું ફરવું બેશક અલ્લાહનીજ તરફ છે; અને હદ ઓળંગી જનારાઓજ જહન્નમવાસીઓ છે.

૪૪. માટે જે કાંઇ હું કહું છું તેને તમે નજીકમાંજ યાદ કરશો; અને હું તો મારો મામલો અલ્લાહનેજ સોંપી દઉં છું; નિસંશય અલ્લાહ સર્વે બંદાઓને જોનારો છે.

૪૫. પછી જે ચાલબાજીઓ તેઓ ચાલ્યા તેની ખરાબીઓથી અલ્લાહે તેને બચાવી રાખ્યો, અને ખરાબ અઝાબે ફિરઔનના આખા કુટુંબને આવી ઘેર્યું.

૪૬. (યાને) આગ, જેની સામે તેમને સવાર સાંજ ઉભા કરવામાં આવે છે, અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે (હુકમ કરવામાં આવશે કે) ફિરઔનીઓને સખતમાં સખત અઝાબમાં દાખલ કરી દો.

૪૭. (તે સમયને યાદ કર) જ્યારે તેઓ દોઝખમાં માંહોમાંહે ઝગડતા હશે, પછી કમજોર લોકો તે લોકોને કે જેઓ ગર્વિષ્ઠ હતા કહેશે કે ખરેજ અમે તો તમારાજ અનુયાયી હતા, જેથી (આજે) તમે આગના થોડાક ભાગને અમારા પરથી ટાળી શકો છો?

૪૮. જેઓ ગર્વિષ્ઠ હતા તેઓ કહેશે કે ખરેજ આપણે સર્વે જણાં આ (આગ)માંજ છીએ; બેશક અલ્લાહે બંદાઓ વચ્ચે (યોગ્ય) નિર્ણય કરી દીધો છે.

૪૯. અને જે લોકો આગમાં હશે તેઓ દોઝખના રખેવાળોને કહેશે કે તમે તમારા પરવરદિગારને વિનવો કે કોઇ દિવસ તો અમારો અઝાબ હળવો કરે!

૫૦. તેઓ કહેશે કે શું તમારી પાસે તમારા રસુલ ખુલ્લી દલીલો લઇને આવ્યા ન હતા? જવાબ આપશે કે હા (આવ્યા તો હતા); ત્યારે રખેવાળો કહેશે કે ત્યારે તો તમેજ વિનવી લો, જોકે નાસ્તિકોનું વિનવવું તદ્દન વ્યર્થ જશે.

રુકુઅ ૬ ૫૧. બેશક અમે આલોકના જીવનમાં અમારા રસુલોની સહાય કરતા રહીએ છીએ, અને જેઓ ઇમાન લાવ્યા છે તેમની પણ, અને જે દિવસે શાક્ષીઓ[1] ઉભા થશે ત્યારે પણ (સહાય કરીશું).

૫૨. તે દિવસે જુલમગારોના બહાના તેમને કાંઈ ફાયદો નહિ પહોંચાડે, અને તેમના માટે લાનત હશે, અને તેમનાજ માટે બુરૂં રહેઠાણ પણ હશે.

૫૩. અને ખરેજ અમોએ મુસાને હિદાયત (ની કિતાબ) આપી હતી, અને બની ઇસરાઇલ ને એવી કિતાબના વારસ બનાવી દીધા હતા:

૫૪. કે જે બુદ્ધિશાળીઓ માટે હિદાયત અને નસીહત હતી.

૫૫. માટે (હે રસુલ!) તું ધિરજ રાખ, નિસંશય અલ્લાહનો વાયદો સાચો છે; અને (લોકોની હેરાનગતીથી બચવા માટે) અલ્લાહનો આશ્રય માગતો રહે, અને સાંજ સવાર તારા પરવરદિગારના ગુણગાનની જપમાળ જપતો રહે.

---

૧ શાક્ષિઓનો અર્થ અહિં ફરિશ્તાઓ અથવા બીજા પયગમ્બરો તથા હઝરત મોહમ્મદ સ. અ. વ. અને ઉમ્મત થાય છે.

૫૬. નિસંશય તે લોકો કે જેઓ અલ્લાહની આયતોના સંબંધમાં તેમની પાસે કોઈ દલીલ આવ્યા વિના ઝગડતા રહે છે તેમના અંતઃકરણોમાં પ્રબળ બનવાની ઇચ્છા સિવાય બીજુ કાંઇજ નથી, જેને તેઓ કદી પણ પામનાર નથી; માટે તું અલ્લાહની પનાહ માગ; બેશક તે મોટો સાંભળનાર (અને) જોનાર છે.

૫૭. અવશ્ય આકાશો તથા પૃથ્વીનું પેદા કરવું માણસોને પેદા કરવા કરતા વધારે મોટું (કાર્ય) છે, પરંતુ ઘણાંખરા લોકો (એટલુંયે) જાણતા નથી.

૫૮. અને આંધળો તથા દેખતો સમાન હોઈ શકતા નથી, અને જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્યો કર્યાં તેઓ અને દુરાચારીઓ સમાન થઈ શકતા નથી; છતાં તમે ઘણુંજ થોડું વિચારો છો.

૫૯. નિસંશય તે (કયામતની) ઘડી અવશ્ય આવનારી છે જેમાં કાંઇજ સંદેહ નથી, પણ લોકોમાંથી ઘણાંખરા શ્રદ્ધા રાખતા નથી.

૬૦. અને તમારા પરવરદિગારે ફરમાવ્યું છે કે તમે મનેજ પોકારો, હું તમને જરૂર ઉત્તર આપીશ; નિસંશય તે લોકો કે જેઓ મારી ઇબાદત કરવાથી અકડે છે તેઓ નજીકમાંજ ઝલીલ થઇ જહન્નમમાં દાખલ થશે.

૬૧. અલ્લાહ એજ છે જેણે તમારા માટે આરામ કરવાના હેતુસર રાત્રી બનાવી છે, અને દિવસને (માર્ગ) દેખવા માટે (પ્રકાશીત બનાવ્યો છે); બેશક અલ્લાહ સર્વે લોકો પર મહા કૃપાવાન છે, પરંતુ ઘણાંખરા લોકો આભાર માનતા નથી. રૂકુઅ ૭

૬૨. એજ અલ્લાહ તમારો પરવરદિગાર છે, દરેક વસ્તુનો સર્જનહાર, તેના સિવાય કોઈ માઅબુદ નથી; છતાં તમે કયાં બહેકી જાઓ છો?

૬૩. એવીજ રીતે જેઓ અલ્લાહની આયતોનો ઈનકાર કરતા રહેતા હતા તેઓ પણ બહેકી જતા હતા.

૬૪. અલ્લાહ એજ છે જેણે પૃથ્વીને તમારા માટે નિવાસનું સ્થાન અને આકાશને એક છત્ર બનાવ્યાં છે, અને તેણેજ તમારી આકૃતિઓ પણ બનાવી છે, પછી તમારી આકૃતિઓ કેવી સુંદર બનાવી છે! અને તમને ખાવા માટે પવિત્ર વસ્તુઓ આપી છે; એજ અલ્લાહ તમારો પરવરદિગાર છે, માટે ધન્ય છે અલ્લાહને જે તમામ દુનિયાનો

પાલનહાર છે.

૬૫. તેજ જીવંત છે; તેના સિવાય કોઈ માઅબુદ નથી, જેથી તમે દીનને તેનાજ માટે નિર્મળ રાખી તેનેજ પોકારો; સઘળી તારીફ એજ અલ્લાહ માટે છે જે સઘળી દુનિયાઓનો પાલનહાર છે.

૬૬. (હે રસુલ!) તું કહે કે મને તો તમે (અલ્લાહને મૂકી) જેમને પોકારો છો તેમની ઈબાદત કરવાની મનાઈ કરવામાં આવી છે, જ્યારે કે મારા પરવરદિગાર તરફથી મારી પાસે ખુલ્લી દલીલો આવી ચૂકી છે, અને મને તે (વાત) નો હુકમ આપવામાં આવ્યો છે કે હું સઘળી દુનિયાઓના પરવરદિગારનેજ આધીન થઈ જાઉં.

૬૭. તે એજ છે જેણે તમને પ્રથમ માટીમાંથી પેદા કર્યા, પછી વીર્ય બિંદુમાંથી, પછી માંસના લોચામાંથી, પછી તમને બાળક બનાવી કાઢયા કે જેથી તમે તમારી સંપુર્ણ શકિતએ પહોંચી જાઓ, તે બાદ તમે વૃદ્ધ થઇ જાઓ; અને તમારામાંથી કોઇ કોઇનો પહેલાંથીજ અંત લાવી દેવામાં આવે છે, (અને જીવતા રાખવાનો હેતુ આ છે કે) જેથી તમે ઠરાવેલી મુદ્દત સુધી પહોંચી જાઓ, અને એટલા માટે કે તમે સમજો.

૬૮. તે એજ છે જે સજીવન કરે છે અને મારે પણ છે, પછી જ્યારે કોઈ કામનો નિર્ણય કરે છે ત્યારે તેના સંબંધમાં એટલુંજ ફરમાવે છે કે "થઈ જા" અને તે તત્કાળ થઇ જાય છે.

૬૯. (હે રસુલ!) શું તેં તે લોકો તરફ નથી જોયું કે જેઓ અલ્લાહની આયતો (ના સંબંધ) માં ઝગડતા રહે છે? તેઓ કયાં ફર્યા જાય છે:

૭૦. કે જેઓ કિતાબ જુઠલાવે છે અને અમોએ જે કાંઇ રસુલોને આપી મોકલ્યા હતા તેને પણ? જેથી તેઓ આગળ જતાં (તેનું પરિણામ) જાણી લેશે:

૭૧. જ્યારે લોખંડી તોક તેમના ગળામાં હશે અને બેડીઓ (પગમાં); તેમને ઘસડી લઇ જવામાં આવતા હશે:

૭૨. ઉકળતા પાણીમાં, પછી તેમને આગમાં બાળવામાં આવશે;

૭૩. પછી તેમને કહેવામાં આવશે કે તેઓ હવે કયાં છે કે જેમને તમે શરીક ઠરાવતા હતા:

૭૪. અલ્લાહને મૂકીને? (જવાબમાં) ક્હેશે કે તેઓ અમારી પાસેથી ગુમ થઇ ગયા છે, બલ્કે અમે તો પ્રથમથીજ કોઇ વસ્તુને પોકારતા ન હતા; આવી રીતે અલ્લાહ નાસ્તિકોને ગુંચવાડામાં નાખી દેશે.

૭૫. આ એ માટે કે તમે પૃથ્વી પર વિના કારણે ખુશ થયા ફરતા હતા, અને એ માટે કે તમે અકડીને ચાલતા હતા.

૭૬. હવે જહન્નમના દ્વારોમાં દાખલ થાઓ; તેમાંજ હમેશાં રહેનારા થશો, ત્યારે (વિચાર કરો કે) ગર્વ કરનારાઓનું કેવું ખરાબ ઠેકાણું છે!

૭૭. (હે રસુલ!) માટે તું ધીરજ ધર, ખચીતજ અલ્લાહનો વાયદો સાચો છે, પછી અગર તે વસ્તુ કે જેનાથી અમે તેમને બીવરાવીએ છીએ તેનો થોડોક ભાગ તને દેખાડી દઇએ, અથવા (તે પહેલાં) તારો અંત લાવી દઇએ, તો પણ તેમનું પાછું ફરવું તો અમારીજ તરફ થશે.

૭૮. અને ખરેજ અમોએ તારી પૂર્વે ઘણાંય રસુલો મોકલ્યા હતા, તેઓ માંહેના કેટલાકોના કિસ્સા અમોએ તને વર્ણવી દીધા છે, અને તેઓ માંહેના કેટલાકોના કિસ્સા અમોએ (હજી) તને વર્ણવ્યા નથી; અને કોઈ રસુલની મજાલ નથી કે તે અલ્લાહના હુકમ સિવાય કોઈ મોજીઝો લાવી દેખાડે, માટે જ્યારે અલ્લાહનો હુકમ આવી જશે ત્યારે યોગ્ય નિર્ણય કરી દેવામાં આવશે, અને તે વેળા (સત્ય ધર્મને) અસત્ય માનનારા નુકસાનમાંજ રહેશે.

૭૯. અલ્લાહ એજ છે જેણે તમારા માટે પશુ બનાવ્યા કે તે માંહેના રૂકુ
કેટલાક પર તમે સવાર થાઓ છો, અને તે માંહેના કેટલાકને તમે ખાઓ છો. ૬

૮૦. અને તમારા માટે તેઓમાં બીજા પણ લાભ છે, અને આ હેતુ પણ છે કે તેમના પર સવાર થઇ તમારા મનની મુરાદોને પહોંચો, અને વળી તમે તેમના પર તથા વહાણો પર લધ્યા લદાવ્યા ફરો છો.

૮૧. અને તે તમને પોતાની નિશાનીઓ દેખાડે છે, પછી તમે અલ્લાહની નિશાનીઓમાંથી કઇ નિશાનીનો ઇનકાર કરશો?

૮૨. શું તેઓ પૃથ્વીમાં ચાલ્યા ફર્યા નથી કે તેઓ જોઈ લે કે તેમના પૂર્વજોનો અંત કેવો આવ્યો? જેઓ તેમના કરતાં (સંખ્યામાં) વધારે હતા, અને બળના પ્રમાણમાં પણ ઘણા વધેલા હતા, અને ભૂમિમાં

નામ નિશાન (છોડી જવા) ના પ્રમાણુમાં પણ; પરંતુ (જગતમાં) તેમણે જે કમાણી કરી હતી તે તેમને કાંઈ કામમાં આવી નહિ.

૮૩. પછી જ્યારે તેમના રસુલ તેમની પાસે પ્રત્યક્ષ દલીલો લઇને આવ્યા ત્યારે જે જ્ઞાન તેમની પાસે હતું તેના ઉપરજ હર્ષ માનતા રહ્યા, અને પરિણામે જે (અઝાબ) ને તેઓ હસી કાઢતા હતા તેણેજ તેમને આવી ઘેર્યા.

૮૪. પછી જે વખતે તેમણે અમારો અઝાબ નીહાળ્યો ત્યારે કહેવા લાગ્યા કે હવે અમે એકજ અલ્લાહ પર ઈમાન લાવીએ છીએ, અને જે વસ્તુઓને અમે તેની શરીક કરતા હતા તે સઘળીનો હવે અમે ઈનકાર કરીએ છીએ.

૮૫. પરંતુ જ્યારે તેઓ અમારો અઝાબ નિહાળશે તો અલ્લાહના આ કાયદા પ્રમાણે કે જે તેના બંદાઓ વચ્ચે બરાબર ચાલતો આવ્યો છે, તેમનુ ઈમાન તે વખતે તેમને કાંઇ લાભ નહિ પહોંચાડે, અને ત્યારે નાસ્તિકો (નર્યા) નુકસાનમાંજ રહેશે.

---

## પ્રકરણ ૪૧ મું.

## સુરયે હામીમ સિજદા.

## હામીમ સિજદા.

મકકામાં ઉતરેલી જેની ૫૪ આયતો અને ૬ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૫ ૧. હા મીમ.

૨. આ (કિતાબ) રહેમાન (અને) રહીમ (અલ્લાહના) તરફથી

ઉતારવામાં આવેલી છે.

૩. એક કિતાબ જેનાં મહાન વાકયો વિગતવાર વર્ણવવામાં આવ્યા છે, તે અરબી ભાષાનું કુરઆન છે તે લોકો માટે કે જેઓ જાણે છે:

૪. તે (સદાચારીઓને) ખુશખબર સંભળાવનાર છે, અને (દુરાચારીઓને) બીવરાવનાર છે, પણ તેઓ માંહેના ઘણાંખરા મોઢું ફેરવી લે છે, જેથી તેઓ સાંભળતા નથી.

૫. અને તેઓ કહે છે કે તું જેની તરફ અમને બોલાવે છે તેના તરફથી અમારા અંતઃકરણો પડદામાં છે, અને અમારા કાનોમાં બહેરાપણું છે, અને અમારી તથા તારી વચ્ચે એક અંતરાય છે, માટે તું (તારા દીન પર) અમલ કર્યે જા, અમે (અમારા દીન પર) અમલ કરતા રહીશું.

૬. (હે રસુલ!) તું કહે કે હું સ્વરૂપમાં તો તમારાજ જેવો એક માણસ છું, (પણ ખરો તફાવત આ છે કે) મારા તરફ (આ વાતની) વહી કરવામાં આવી છે કે તમારો માઅબુદ એકજ માઅબુદ છે, માટે તમે તેનીજ તરફનો સીધો માર્ગ ધારણ કરો, અને તેનાથી માફી ચાહતા રહો; અને અફસોસ છે તે મુશ્રીકો માટે કે:

૭. જેઓ ઝકાત અદા કરતા નથી અને આખેરતનો પણ (તદ્દન) ઈનકાર કરનારા છે.

૮. બેશક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યાં તેમના માટે એવો બદલો છે કે જેનો કદી અંત આવનાર નથી.

૯. તું કહે કે શું ખરેજ તમે તેનો ઈનકાર કરો છો કે જેણે રૂકુઅ
પૃથ્વીને બે દિવસમાં પેદા કરી, અને તેના બરોબરીઆ બનાવો છો? ૨
સઘળી દુનિયાઓનો પાલનહાર તો એજ છે.

૧૦. અને તેણેજ આ (ભૂમિ)માં મોટા મોટા પહાડ તેના ઉપર કાયમ કર્યા, અને તેણેજ આ (ભૂમી)માં બરકત આપી, અને તેમાં તેમની જીવન નિર્વાહની સામગ્રીઓ ચાર દિવસની મુદ્દતમાં પ્રમાણસર નિર્માણ કરી દીધી; જે સર્વે માગનારાઓ માટે સમાન છે.

૧૧. પછી તેણે આકાશ તરફ ધ્યાન આપ્યું, અને તે તે વખતે (માત્ર) ધુમાડો હતો, પછી તેણે તે (આકાશ)ને તથા જમીનને હુકમ કર્યો કે

તમે બન્ને ખુશીથી અથવા નાખુશીથી આધીન થઈ જાઓ; (જેથી) બન્નેએ અરજ કરી કે અમે ખુશીથી આધીન થઇએ છીએ.

૧૨. પછી તેણે તે (ધુમાડા)ના બે દિવસમાં સાત આકાશ બનાવ્યાં, અને પ્રત્યેક આકાશમાં વહી દ્વારા (ફરિશ્તાઓ પાસે) તેની વ્યવસ્થાનો હુકમ પહોંચાડી દીધો; અને સૌથી હેઠળના (યાને આ જગતના) આકાશને અમોએ તારાઓ વડે શોભીતું બનાવ્યું, તેમજ (તે તારાઓને આકાશના) રક્ષક બનાવ્યા; આ વ્યવસ્થા ઝબરદસ્ત જ્ઞાનવાળા (અલ્લાહ)ની કરેલી છે.

૧૩. પછી પણ જો તેઓ મોઢું ફેરવે તો તું કહે કે હું તો તમને એવી ભયંકર ગર્જનાથી ડરાવું છું કે જેવી ગર્જના આદ તથા સમુદ (ની કોમ) પર પડી હતી.

૧૪. જ્યારે કે તેમની પાસે રસુલો તેમની પહેલાં આ હુકમ લઇને આવ્યા, અને તેમની પછી પણ કે તમે અલ્લાહના સિવાય બીજા કોઈની ઈબાદત કરો નહિ; તેમણે જવાબમાં કહ્યું કે અગર અમારો પરવરદિગાર ચાહતે તો ખચીતજ ફરિશ્તા મોકલી દેતે, માટે તમને જે (હુકમ) આપીને મોકલવામાં આવ્યા છે તેનો અમે ઇનકાર કરીએ છીએ.

૧૫. પછી આદ (ની કોમ) તો ભૂમિમાં વિના કારણે અભિમાન કરવા લાગી, અને કહ્યું કે બળમાં અમારાથી વધારે કોણ છે? શું તેઓ એટલુંએ ન સમજ્યા કે અલ્લાહ કે જેણે તેમને પેદા કર્યા છે બળમાં તેમના કરતાં કેટલોય વધારે છે; અને (આમ) દરેક રીતે તેઓ અમારી આયતોની અવગણના કરતા રહ્યા.

૧૬. જેથી અમોએ પણ તેમના પર (કેટલાક) દુર્ભાગ્યના દિવસોમાં આંધીની હવા મોકલી કે જેથી અમે તેમને આલોકના જીવનમાંજ હીણપત ભર્યા અઝાબની મજા ચખાડી દઇએ; અને પરલોકનો અઝાબ તો ખચીતજ એ કરતાંય વધારે ફજેત કરનારો છે, અને (તે વખતે) તેમની કાંઇજ સહાય કરવામાં નહિ આવે.

૧૭. હવે રહી સમુદ (ની કોમ) તેને અમોએ તો હિદાયત કરી, પણ તેમણે હિદાયતના મુકાબલામાં ગુમરાહી પસંદ કરી, જેથી જેવી કરણી

તેઓ કર્યા કરતા હતા તે કારણે હીણપત ભર્યા અઝાબની ગર્જનાએ તેમને પકડી લીધા.

૧૮. અને જે લોકો ઇમાન લાવ્યા હતા અને ડરતા રહેતા હતા તેમને અમોએ બચાવી લીધા.

૧૯. અને તે દિવસે કે જ્યારે અલ્લાહના દુશ્મનોને ભેગાં કરી જહન્નમ તરફ લઈ જવામાં આવશે ત્યારે તેમને જુદા જુદા ટોળાંઓમાં ગોઠવવામાં આવશે. રુકુઅ ૩

૨૦. અહીં સુધી કે જ્યારે તેઓ તે (જહન્નમ)ની પાસે આવી પહોંચશે તો તેમનાં કાન, તેમની આંખો તથા તેમની ચામડીઓ જે જે દુરાચાર તેઓ કર્યા કરતા હતા તેના સંબંધમાં તેમની વિરૂદ્ધ શાક્ષી આપશે.

૨૧. અને તેઓ પોતાની ચામડીઓને કહેશે કે (ભલા) તમે અમારી વિરૂદ્ધ શા માટે શાક્ષી આપો છો? તે જવાબ આપશે અમને એજ અલ્લાહે વાચાળ કરી દીધી છે કે જેણે દરેક વસ્તુને વાચા આપી છે; (સારાંશ કે) તેણેજ તમને પ્રથમવાર પેદા કર્યા છે, અને તેનીજ હજુરમાં પાછા લઈ જવામાં આવશો.

૨૨. અને તમે (તમારા ગુન્હાઓને) સંતાડતા ન હતા, કારણ કે તમને આ ભય ન હતો કે તમારા કાન, આંખો તથા ચામડીઓ તમારી વિરૂદ્ધ શાક્ષી આપશે, બલ્કે તમોએ તો ધારી લીધું હતું કે જે કર્મો તમે કર્યા કરતા હતા તે માંહેના ઘણાંખરાને અલ્લાહ જાણતોજ નથી.

૨૩. અને તમારી આ ખોટી ધારણાએ કે જે તમોએ તમારા પરવરદિગાર સંબંધી બાંધી લીધી હતી તમને પાયમાલ કરી નાખ્યા કે જેથી તમે (સખત) નુકસાન ભોગવનારાઓ માંહેના થઇ ગયા.

૨૪. હવે જો તેઓ સબર કરે તો પણ જહન્નમ તો તેમનું ઠેકાણું છેજ; અને જો તેઓ કૃપા દ્રષ્ટિ ચાહે તો પણ તેઓ એવા લોકોમાંથી નથી કે જેમના પર કૃપા દ્રષ્ટિ કરવામાં આવે.

૨૫. અને અમોએ તેમના માટે (દુષ્ટ) સોબતીઓ મુકર્રર કરી દીધા હતા, પછી તેમણે તેમની પહેલાનાં તથા તેમની પછીનાં સઘળાં

કાર્યો તેમની નજરમાં શોભાયમાન કરી બતાવ્યાં હતાં, અને અગાઉ થઈ ગએલી જીન્નાતો તથા ઈન્સાનોની સઘળી ઉમ્મતો પર પુરવાર થઇ ચૂકેલા અઝાબનો વાયદો આ લોકો ઉપર પણ પૂર્ણ થયો કે ખચીતજ તેઓ હાનિ ભોગવનારા બનશે.

રૂકુઅ ૪ ૨૬. અને જે લોકો ઈમાન લાવ્યા ન હતા તેમણે કહ્યું કે તમે આ કુરઆનને ધ્યાન દઈ સાંભળો નહિ, અને (તેના પઢવાના સમયે) ગડબડ મચાવતા રહો કે કદાચને તમે ફાવી જાઓ.

૨૭. માટે જે લોકો ઈમાન લાવ્યા નથી તેમને અમે ખચીતજ સખત અઝાબની મજા ચખાડીશું, અને જે ખરાબમાં ખરાબ કાર્યો તેઓ કરતા હતા તેનો પણ બદલો અમે તેમને જરૂર આપીશું.

૨૮. અલ્લાહના દુશ્મનોનો બદલો એજ અગ્નિ છે, તેમાં તેમનું હમેશ રહેવાનું ઘર છે; અમારી આયતોનો ઈનકાર કરતા હતા તેનો આ બદલો છે.

૨૯. અને જે લોકો ઈમાન લાવ્યા ન હશે તેઓ (કયામતમાં) કહેશે કે હે અમારા પરવરદિગાર! જીન્નાતો તથા ઇન્સાનોમાંથી જેમણે અમને ગુમરાહ કર્યા હતા તેમને અમને દેખાડી દે કે જેથી તેમને અમે અમારા પગો તળે રગદોળી નાખીએ કે તેઓ સૌથી હેઠળ થઇ (વધારે ઝલીલ થઇ) જાય.

૩૦. નિસંશય જે લોકોએ આ કહ્યું કે અમારો પરવરદિગાર અલ્લાહ છે, પછી તેઓ (છેવટ સુધી એજ આસ્થાપર) કાયમ રહ્યા, તેમના પર (મૃત્યુ સમયે) ફરિશ્તા (આ સંદેશો લઇ) ઉતરશે કે તમે ન (ભવિષ્ય માટે) ચિંતા કરો અને ન (ભૂતકાળ માટે) ખેદ, અને જે સ્વર્ગનો તમને વાયદો કરવામાં આવતો હતો તેનો લહાવો લો.

૩૧. અમે દુનિયાના જીવનમાં તમારા મિત્ર હતા અને આખેરતમાં પણ છીએ, અને તમારા માટે તે (સ્વર્ગ)માં તમારૂં મન ચાહે તે દરેક વસ્તુ તમને મળશે, અને તેમાં તે દરેક વસ્તુ કે જે તમે માગશો હાજર હશે.

૩૨. મહા ક્ષમાવાન (અને) દયાનિધિ (અલ્લાહ) તરફની આ

પરોણાગત હશે.

૩૩. અને આ કરતા ઉત્તમ બોલ કોનાં હશે કે જે અલ્લાહુની તરફ બોલાવે તથા સત્કાર્ય કરે, અને કહે કે નિસંશય હું (અલ્લાહુની) તાબેદારી કરનારાઓ માંહેનો છું. રૂકુ ૫

૩૪. અને નેકી તથા બદી સમાન હોતી નથી; માટે તું (સખતમાં સખત વેણોને) એવા (વેણ)થી દૂર કર કે જે ઉત્તમમાં ઉત્તમ હોય, એમ કરતાં જેની અને તારી વચ્ચે દુશ્મનાઈ હશે તે એવો થઈ જશે કે જાણે એક દિલસોજ મિત્ર.

૩૫. અને આ (ગુણ) ધીરજ ધરનારાઓ સિવાય બીજો કોઈ પ્રાપ્ત કરી શકતો નથી, અને વળી તેને મહા ભાગ્યશાળી સિવાય બીજો કોઇ પ્રાપ્ત કરી શકતો નથી.

૩૬. અને અગર શેતાન તરફથી તારા મનમાં કોઇ વસવસો ઉત્પન્ન થાય તો તું અલ્લાહુની પનાહ માગી લે; નિસંશય તે સર્વ સાંભળનાર (અને) સર્વજ્ઞ છે.

૩૭. અને રાત તથા દિવસ, અને સૂર્ય તથા ચંદ્ર, એ પણ તેનીજ (કુદરતની) નિશાનીઓમાંથી છે; તમે લોકો ન સૂર્યને સિજદો કરો ન ચંદ્રને, બલ્કે તે અલ્લાહુને સિજદો કરો કે જેણે તેમને સર્જ્યાં છે, અગર તમે તેનીજ ઇબાદત કરતા હોવો તો.

૩૮. પછી જો આ લોકો અહંકાર કરે તો (કાંઇ પરવાહ નહિ) તારા પરવરદિગાર પાસે જે (ફરિશ્તા)ઓ છે તે રાત દિવસ તેની પવિત્રતા વર્ણવતા રહે છે, અને તેઓ (સહેજ) પણ થાકતા નથી.

૩૯. અને આ વાત પણ તેની નિશાનીઓમાંથી છે કે તું ભૂમિને કુમળાઈ ગએલી (સુકી) સ્થિતિમાં જુએ છે, પછી જ્યારે અમે તેના પર પાણી વરસાવીએ છીએ ત્યારે તે લહેર મારતી અને ઉભરાઇ આવે છે; જે (અલ્લાહે) તે (મરિઅલ ભૂમિ) ને સજીવન કરી દીધી તેજ મુડદાઓને પણ નિસંશય સજીવન કરનારો છે; બેશક તે દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે.

૪૦. નિસંશય જે લોકો અમારી આયતોને મચડી નાખી (અવળો અર્થ)

કરે છે તેઓ અમારાથી છુપા નથી; શું તે કે જે જહન્નમમાં નાખવામાં આવશે તે સારો છે કે તે કે જે કયામતના દિવસે અમન અમાનથી આવશે તે? (વારૂ) તમારૂં મન ચાહે તે કરતા રહો, નિસંશય જે કાંઇ તમે કરી રહ્યા છો તે (સઘળું) તે નિહાળે છે.

૪૧. બેશક જે લોકો જ્યારે તેમની પાસે નસીહત આવે છે તો તેને માનતા નથી (તેઓજ ગુમરાહ છે), જોકે આ કુરઆન એક ઝબરદસ્ત લેખ છે:

૪૨. કે જુઠાણું તેને ન આગળથી લાગુ પડશે, ન તેની પાછળથી; તે હિકમતના સાહેબ અને સ્તુતિને પાત્ર (અલ્લાહ)ના તરફથી ઉતરેલું છે.

૪૩. (હે રસુલ!) તારા માટે બીજું કાંઇ કહેવામાં આવતું નથી પણ એજ કે જે તારી આગમચના રસુલો માટે કહેવામાં આવતું હતું; બેશક તારો પરવરદિગાર મહા ક્ષમાવાન છે, અને દુ:ખદાયક અઝાબ પણ આપનારો છે.

૪૪. અને અગર અમે આ કુરઆનને અજમી (અરબી સિવાયની બીજી કોઇ) ભાષામાં ઉતાર્યું હોત તો લોકો જરૂર એમ કહેતે કે તેની આયતો (અમારી સમજને લાયક અરબી ભાષામાં) સ્પષ્ટ કરવામાં કેમ નથી આવી ? કેવી અજબ વાત છે (કે કુરઆનની ભાષા) અજમી અને (અમારી ભાષા) અરબી! તું કહે કે તે લોકો માટે કે જેઓ ઇમાન લાવ્યા છે તે (કુરઆન) તો હિદાયત અને (દરેક રોગની) આરોગ્યતા છે, અને જેઓ ઇમાન નથી રાખતા તેમના કાનોમાં બહેરાપણું છે, અને તે (કુરઆન) તેમના માટે અંધાપો છે, (માટે) તેઓ એવાજ રહેશે કે જાણે તેમને દૂરથી પોકારવામાં આવતા હોય.

અ ૪૫. અને ખચીતજ અમોએ મુસાને (તૌરેત) કિતાબ આપી હતી, પછી તેમાં મતભેદ કરવામાં આવ્યો; અને અગર તારા પરવરદિગાર તરફથી (મોહલતને લગતો) બોલ પહેલાંથી નીકળી ચૂકયો ન હોત તો તેમની વચ્ચે કયારનોયે ફેંસલો થઇ ગયો હોત; અને બેશક તેઓ તેના તરફથી પરેશાન કરનારી શંકામાં પડયા છે.

૪૬. જે શખસ કાંઈ નેકી કરશે તો તે પોતાનાજ ભલા માટે કરશે,

અને જે કોઈ બદી કરશે તો તેનું નુકસાન તેનેજ પહોંચશે; અને તારો પરવરદિગાર પોતાના બંદાઓના સંબંધમાં હરગીઝ જુલમગાર નથી.

---

૪૭. તે સમય (કયામત) નું જ્ઞાન તેનીજ તરફ રજુ કરવામાં આવે છે; અને તેની જાણ વિના ન કોઈ ફળ પોતાના ખોપટામાંથી (બહાર) નીકળે છે, અને ન કોઇ માદા ગર્ભ ધારણ કરે છે, અને ન તેણી જણે છે; અને તે દિવસે તે તે (મુશ્રીક) ઓને સાદ કરી ફરમાવશે કે મારા શરીકો કયાં છે? તેઓ કહેશે કે અમે તો તને ખબર આપી ચૂકયા છીએ કે અમારામાંથી કોઈ પણ (તેમને) જાણતો નથી.

૪૮. અને જે જે વસ્તુઓને તેઓ પહેલાં પોકાર્યા કરતા હતા હવે તે સર્વે તેમની પાસેથી જતી રહેશે, અને તેમની ખાત્રી થઈ જશે કે તેમના માટે છટકી જવાનો કોઇજ માર્ગ નથી.

૪૯. મનુષ્ય લાભ માટેની દુઆ (માગવા) થી (મુદ્દલ) કંટાળતો નથી, અને જો તેને કોઈ દુ:ખ પહોંચે છે તો તે હતાશ (અને) નિરાશ બની જાય છે.

૫૦. અને તેના પર કોઇ દુ:ખ આવી પડયું હોય તે બાદ અમે તેને જો અમારી કૃપાની મજા ચખાડીએ તો તે જરૂર આ કહેશે કે આનો તો હું હકદાર હતોજ, અને હું નથી ધારતો કે કયામત આવનાર છે, અને જો કદાચને હું મારા પરવરદિગારની હજુરમાં પાછો ફેરવવામાં પણ આવીશ તો તેની પાસે પણ મારા માટે તો કલ્યાણજ હશે;[1] આથી નાસ્તિકો જે કાંઇ કર્યા કરતા હતા તેનાથી તેમને (કયામતના દિવસે) જરૂર વાકેફ કરી દઈશું, અને તેમને સખત અઝાબની મજા જરૂર ચખાડીશું.

૫૧. અને જ્યારે અમે મનુષ્યને કોઇ નેઅમત અર્પણ કરીએ છીએ તો તે (અમારા તરફથી) મોઢું ફેરવી લે છે, અને પોતે ખસી જાય છે, અને જો તેના ઉપર કોઈ દુ:ખ આવી પડે છે તો તે લાંબી પહોળી દુઆ માગવા મંડી જાય છે.

૫૨. (હે રસુલ!) તું કહે કે ભલા તમારી સમજમાં આ વાત આવે છે કે અગર આ (કુરઆન) અલ્લાહુના તરફથી હોય, છતાં તમે તેના ઇનકાર કરનારા થયા હો, તો (પછી) જે હદ ઉપરાંતની વિરૂદ્ધતામાં

---

૧ અહિં નાસ્તિકોની કૃતઘ્નતા તરફ ઇશારો છે. તેમને અલ્લાહ ટુંક વખત માટે કોઇ નેઅમત આપે છે, તો તેઓ સમજે છે કે આ રહેમત તેમની સાથે હમેશાં રહેશે, અને અલ્લાહની બીક રાખતા નથી.

હોય તેના કરતાં વધારે (મોટી) ગુમરાહીમાં કોણ હોઈ શકે છે?

૫૩. અમે તેમને નજીકમાંજ (જગતની) દિશાઓમાં અમારી (કુદરતની) નિશાનીઓ દેખાડીશું અને ખુદ તેમના પોતાનામાં પણ, અહીં સુધી કે તેમના પર આ વાત ઉઘડી જશે કે આ (કુરઆન) સત્ય છે; શું તારો પરવરદિગાર એ વાત માટે પુરતો નથી કે તે દરેક વસ્તુનો જાણકાર છે?

૫૪. ખબરદાર રહો! તેઓ પોતાના પરવરદિગારની મુલાકાતના સંબંધમાં શંકામાં છે; ખબરદાર રહો! નિસંશય તે દરેક વસ્તુમાં (જ્ઞાન તથા કુદરતથી) વ્યાપી રહેલો છે.

---

## પ્રકરણ ૪૨ મું.

## સુરતુશ્ શુરા.

### સલાહ.

મક્કામાં ઉતરેલી જેની ૫૩ આયતો અને ૫ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હા મીમ: રૂકુઅ ૧

૨. અયન સીન કાફ.

૩. (હે રસુલ!) ઝબરદસ્ત હિકમતવાળો અલ્લાહ તારી તરફ અને જેઓ તારી પહેલાં હતાં તેમના તરફ આવીજ રીતે વહી કરતો રહ્યો છે.

૪. આકાશો અને પૃથ્વીમાં જે કાંઈ છે તે (સઘળું) તેનુંજ છે; અને એજ ઉચ્ચ દરજ્જા (અને) બુઝુર્ગીવાળો છે.

૫. (નાસ્તિકોની આ વાતોથી) પાસે છે કે આકાશ (અલ્લાહના પ્રભાવથી) તેમની ઉપરથી ફાટી પડે, પણ ફિરિશ્તા પોતાના પરવરદિગારના ગુણગાનની તસ્બીહ કરતા રહે છે, અને જે લોકો પૃથ્વીમાં છે તેમના માટે ક્ષમા માગતા રહે છે (જેથી તેમ થતું નથી); ખબરદાર રહો! બેશક અલ્લાહ એજ છે કે જે મહા ક્ષમાવાન (અને) દયા કરનાર છે.

૬. અને જે લોકોએ તેને છોડી બીજા વાલી બનાવી લીધા છે તેમના પર અલ્લાહ નિગાહ રાખી રહ્યો છે, અને (હે રસુલ!) તું તેમનો જવાબદાર નથી.

૭. અને એવીજ રીતે અમોએ તારા તરફ કુરઆન અરબી ભાષામાં વહી દ્વારા મોકલ્યું છે કે જેથી તું ખાસ મુખ્ય શહેર (મક્કા) અને તેની આસપાસના રહેનારાઓને ડરાવે તથા તેમને ભેગા થવા (કયામત)ના દિવસથી બીવરાવે કે જેના (આવવાના) સંબંધમાં કોઈજ સંદેહ નથી; (તે દિવસે) એક ટોળું જન્નતમાં હશે અને એક ભડભડતી આગમાં.

૮. અને અગર અલ્લાહ ચાહતે તો તે તેમને એકજ પંથના બનાવી દેતે, પરંતુ તે જેને ચાહે છે (હિદાયત આપી) પોતાની કૃપામાં દાખલ કરી લે છે; અને જુલમગારોનો ન કોઈ વાલી થશે અને ન કોઈ મદદગાર.

૯. શું તેમણે તેને છોડી દઈ બીજા વાલી બનાવી લીધા છે? જોકે અલ્લાહ એજ (ખરો) વાલી છે, અને એજ મુદડાઓને સજીવન કરે છે, અને એજ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવે છે.

રૂકુઅ ૨ ૧૦. અને જે કોઈ બાબતમાં તમે મતભેદ કરો છો તો તેનો (છેવટનો) ફેંસલો અલ્લાહના હાથમાં છે; એજ અલ્લાહ મારો પાલનહાર છે, તેના ઉપરજ હું ભરોસો રાખું છું, અને તેનીજ તરફ હું વારંવાર રજુ થાઉં છું.

૧૧. આકાશો અને પૃથ્વીનો આરંભ કરનાર છે; જેણે તમારા માટે તમારીજ જાતમાંથી જોડાં બનાવ્યાં છે, અને ચોપગાં (જનાવરો)માંથી પણ જોડાં બનાવ્યાં છે, અને (આવી રીતે) તે તમને તે (પૃથ્વી)માં ફેલાવતો રહે છે; કોઈ પણ વસ્તુ તેના જેવી નથી, અને તે મોટો

સાંભળનાર (અને) જોનારો છે.

૧૨. આકાશો તથા પૃથ્વી (ના ખજાના) ની ચાવીઓ તેનાજ હાથમાં છે, જેના માટે ચાહે છે રોઝી વિશાળ કરી દે છે, અને (જેના માટે ચાહે છે) સંકોચી લે છે; ખચીતજ તે દરેક વસ્તુથી સંપુર્ણ વાકેફ છે.

૧૩. તેણે તમારા માટે એજ ધર્મ નક્કી કર્યો છે કે જેની તેણે નૂહને આજ્ઞા કરી હતી, અને જે અમોએ તારી તરફ વહી દ્વારા મોકલ્યો છે, અને જેની અમોએ ઈબ્રાહીમ તથા મુસા તથા ઈસાને પણ (પાળવાની) આજ્ઞા કરી હતી કે દીનને[1] કાયમ રાખો, અને તેના સંબંધમાં મતભેદમાં વહેંચાઈ ન જાઓ; જે ધર્મ તરફ તું મુશ્રિકોને બોલાવે છે તે તેમના માટે અત્યંત ભારે થઇ પડ્યો છે, અલ્લાહ જેને ચાહે છે તેને પોતાના માટે ચુંટી કાઢે છે, અને જે તેની તરફ વારંવાર રજુ થાય છે તેને પોતાના તરફનો સન્માર્ગ દેખાડે છે.

૧૪. અને તેમની પાસે (સત્યનું) જ્ઞાન આવી ચૂક્યા પછીજ તેઓ પરસ્પરની ઈર્ષાના કારણે ફિર્કાઓમાં વહેંચાઇ ગયા; અને જો તારા પરવરદિગાર (તરફથી મોહલતનો) હુકમ એક નક્કી કરેલા સમય માટે પ્રથમથી નીકળી ચૂક્યો ન હોત તો તેમની વચ્ચે (કયારનોય) ફેંસલો થઈ ગયો હોત, અને બેશક જે લોકોને તેમની પછી કિતાબના વારસ બનાવવામાં આવ્યા હતા તેઓ (આજ પર્યંત) તે (કુરઆન)ના સંબંધમાં મુંઝવનારી શંકામાં છે.

૧૫. માટે (હે રસુલ!) તું તેમને તે (દીન)નીજ તરફ બોલાવ્યે જા, અને તને જેવો હુકમ આપવામાં આવ્યો છે તે મુજબ ખરા માર્ગ પર કાયમ રહે, અને તેમની મનોવાંછાઓનું અનુકરણ ન કર, અને આ કહે કે અલ્લાહે જે કિતાબ ઉતારી છે તેના પર હું ઈમાન લાવ્યો છું, અને મને આ હુકમ આપવામાં આવ્યો છે કે તમારી વચ્ચે (તમારા મતભેદોનો) ન્યાય કરૂં; અલ્લાહ અમારો પરવરદિગાર છે અને તમારો પણ; અમારા કર્મો અમારા માટે છે અને તમારા કર્મો તમારા

---

૧ બધા પયગમ્બરો ધર્મના મૂળ સિદ્ધાંત ઇસ્લામ એટલે અલ્લાહની ઐકયતામાં એકમત હતા; માત્ર એક બીજા નબીની શરીયતો (ધર્મ-નિયમો)માં ફેરફાર હતો.

માટે; (જેથી હુવે) અમારી તમારી વચ્ચે કોઈ ઝગડાનું કારણ ન રહે, અલ્લાહુ (કયામતના દિવસે) આપણ સર્વને ભેગા કરશે, અને તેનીજ તરફ (સર્વે કોઇનું) પાછું ફરવાનું થશે.

૧૬. અને જે લોકો અલ્લાહુની આજ્ઞા (જગતમાં) માની ચૂકાયા બાદ પણ તેના સંબંધમાં દુરાગ્રહુ[1] કર્યે જાય છે તો તેમનો દુરાગ્રહુ તેમના પરવરદિગાર પાસે પોકળજ ગણાશે, અને તેમના પર તેનો કોપ ઉતરશે અને તેમના માટે સખત અઝાબ પણ (તૈયાર) છે.

૧૭. અલ્લાહુ એજ છે જેણે આ કિતાબ સત્યતાપૂર્વક ઉતારી છે અને મીઝાન (ન્યાયનું ત્રાજવું) પણ; અને તને શી ખબર કે કયામતની ઘડી કદાચને પાસે પણ હોય.

૧૮. જેઓ તેના પર ઈમાન નથી લાવ્યા તેઓજ તેના માટે ઉતાવળ કરે છે, અને જેઓ ઇમાન લાવ્યા છે તેઓ તો તેનાથી ડરતા રહે છે, અને આ જાણે છે કે તે (કયામત) બરહક (ખચીતજ આવનાર) છે; ખબરદાર રહો! જે લોકો કયામતના સંબંધમાં હઠાગ્રહ કરે છે તેઓ ખચીતજ મોટી ગુમરાહીમાં છે.

૧૯. અલ્લાહુ પોતાના બંદાઓ પર ઘણોજ મહેરબાન છે, જેને ચાહે છે તેને રોજી આપે છે, અને તે મહા શક્તિવાન (અને) ઝબરદસ્ત છે.

રુકુઅ ૩ ૨૦. જે આખેરતની ખેતી ચાહે છે તેની ખેતીને અમે ઘણીજ વધારી દઇશું, અને જે દુનિયાની ખેતી ચાહે છે તેને અમે તેમાંજ આપી દઈશું, અને (પછી) આખેરતમાં તેનો કાંઈજ ભાગ હશે નહિ.

૨૧. શું તે (નાસ્તિક) ઓના એવા શરીકો છે કે જેમણે તેમના માટે ધર્મનાં તે કાયદા નક્કી કરી દીધા છે કે જેની અલ્લાહે બહાલી આપી નથી? અને જો ફેંસલાને લગતું વચન (નક્કી) થઇ ચૂકયું ન હોત તો તેમની વચ્ચે કયારનોયે ફેંસલો થઇ ગયો હોત; અને નિસંશય જુલમગારો માટે દુઃખદાયક અઝાબ છે.

---

૧. દુરાગ્રહ કરનાર લોકો તે લોકો છે કે જેઓ બીજી ઈલાહી કિતાબોમાં માનનારા છે, પણ હઝરત મોહમ્મદ સ. અ. વ. ના આવ્યા પછી પોતાની કિતાબમાં આપના આગમન વિષેની ખબરને જુઠલાવે છે.

૨૨. તું જુલમગારોને તેઓ જે કાંઇ કરી ચૂકયા છે તે કારણે ડરતાં જોશે, જોકે તે (નો બોજો) તેમના પર (જરૂર) પડનાર છે; અને જે લોકો ઈમાન લાવી ચૂકયા તથા સત્કાર્યો કર્યાં તેઓ સ્વર્ગના બગીચાઓમાં હશે, તેમના માટે તેઓ જે કાંઇ ચાહશે તેમના પરવરદિગાર પાસે (તૈયાર) હશે; એજ તો મહાન કૃપા છે.

૨૩. એજ (અલ્લાહની) તે (કૃપા) છે કે જેની અલ્લાહ પોતાના બંદાઓને કે જેઓ ઈમાન લાવ્યા તથા નેક કામો કર્યાં ખુશખબર આપે છે; (હે રસુલ!) કહે કે હું તો આ (રિસાલતના પ્રચાર) માટે તમારી પાસે કાંઇ મહેનતાણું માગતો નથી, કિંતુ મારા નિકટના સગાવહાલાંઓનો પ્રેમ;[1] અને જે કોઇ નેકી કરશે તો અમે (તેની) નેકી વધારી દઈશું; બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) મહા શુક્રગુઝાર (કદરદાન) છે.

૨૪. અથવા તેઓ આ કહે છે કે તે (રસુલે) અલ્લાહ પર અસત્ય આળ મૂકયું છે? પણ અગર અલ્લાહ ચાહતે તો તારા અંતઃકરણ પર મોહોર મારી દેતે; પરંતુ અલ્લાહ પોતાની વાણીથી અસત્યનો નાશ કરે છે અને સત્યને સ્થાપે છે; ખરેજ તે અંતઃકરણ સ્થિતિથી સંપુર્ણ વાકેફ છે.

૨૫. અને તે એજ છે જે પોતાના બંદાઓની તોબા સ્વીકારે છે, અને તેમની બુરાઇઓથી દરગુજર કરે છે, અને તમે જે કાંઈ કરો છો તે (સઘળું) તે જાણે છે:

૨૬. અને જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તેમની દુઆ કબુલ કરી લે છે, અને તેમના સંબંધમાં પોતાની કૃપા વધારી દે છે, અને નાસ્તિકો માટે તો સખત અઝાબ છે.

૨૭. અને અગર અલ્લાહ પોતાના (સર્વે) બંદાઓ માટે રોજી

---

૧. ઇસ્લામના મહાન મુફસ્સીર ફખરૂદ્દીન રાઝી પોતાની કિતાબ "તફસીરે કબીર" જીલ્દ ૭ મી પાના ૬૬૫ પર લખે છે: જ્યારે આ આયત નાઝીલ થઈ ત્યારે સહાબીઓએ નબી સાહેબને સવાલ કર્યો કે આ આયતમાં આપના સગાંવહાલાંઓની મહોબ્બત અમારા પર વાજીબ કરવામાં આવી છે તેઓ કોણ છે. તેના જવાબમાં નબી સાહેબે ફરમાવ્યું કે તેઓ મારી પુત્રી ફાતેમતુઝ્ ઝહરા તેમના પતિ હઝરત અલી અ. સ. અને બે પુત્રો હઝરત હસન અ. સ. અને હઝરત હુસેન અ. સ. છે.

વિશાળ કરી દેતે તો તેઓ પૃથ્વી પર જરૂર બળવો કરતે, પરંતુ તે જે કાંઇ ચાહે છે તેજ પ્રમાણુસર ઉતારતો રહે છે, ખરેજ તે પોતાના બંદાઓની સ્થિતિથી સંપુર્ણ વાકેફ (અને) દેખનારો છે.

૨૮. અને તે એજ છે કે જે તે લોકો નિરાશ થઈ ચૂકયા હોય તે બાદ વૃષ્ટિ વરસાવે છે, અને પોતાની કૃપા ફેલાવી દે છે; અને એજ વાલી (અને) સ્તુતિને પાત્ર છે.

૨૯. અને તેની નિશાનીઓમાં આકાશો તથા પૃથ્વીનું પેદા કરવું છે અને તે બન્નેની અંદર જેટલા પણ હરફર કરનારા (પ્રાણી)ઓને ફેલાવી દીધા છે તે પણ; અને તે જ્યારે ચાહે ત્યારે તેમને ભેગાં કરી લેવા પર સંપુર્ણ કાબુ ધરાવે છે.

રૂકુઅ ૪ ૩૦. અને જે પણ મુસીબત તમને પહોંચે છે તે તમારા હાથોનાં કર્તુતોનુંજ પરિણામ છે, અને તે ઘણીખરી (ભૂલો)થી તો દરગુજર કરતો રહે છે.

૩૧. અને તમે જમીનમાં (રહીને તેને) લાચાર બનાવનારા નથી, (છતાંય અભિમાન કરો છો?) અને અલ્લાહના સિવાય ન તમારો કોઈ હિમાયતી છે અને અને ન કોઈ મદદગાર.

૩૨. અને સમુદ્રમાં (ચાલતાં) પહાડ જેવા વહાણો પણ તેની નિશાનીઓમાંથી છે.

૩૩. અગર તે ચાહે તો હવાને થંભાવી દે, પછી તે (વહાણો) સમુદ્રની સપાટી પર (જ્યાંના ત્યાં ઉભાને) ઉભાજ રહી જાય; નિસંશય તેમાં દરેક ધૈર્યવાન (અને) આભાર માનનારા શખસ માટે નિશાનીઓ મોજુદ છે:

૩૪. અથવા (જો તે ચાહે તો) તે (વહાણવાળા) ઓનો તેમના કુકૃત્યોના કારણે નાશ કરી નાખે, જોકે તે ઘણીખરી વાતોથી દરગુજર કરતો રહે છે.

૩૫. અને જે લોકો અમારી આયતોનાં સંબંધમાં ઝગડતા રહે છે તેમણે જાણી લેવું જોઇએ કે તેમના માટે પનાહનું કોઇજ સ્થાન નથી.

૩૬. માટે જે વસ્તુ તમને આપવામાં આવી છે તે માત્ર (આ

ક્ષણભંગુર) સંસારી જીવનની પુંજી છે, અને જે કાંઈ અલ્લાહની પાસે છે તે કેટલુંએ બેહતર અને વધુ ટકી રહેનારૂં છે, (આ) તે લોકોના માટે કે જેઓ ઈમાન લાવ્યા છે તથા પોતાના પરવરદિગાર પર શ્રદ્ધા રાખે છે.

૩૭. અને જેઓ મહાન ગુન્હા અને નિર્લજ કાર્યોથી બચતા રહે છે, અને જ્યારે તેઓ ક્રોધે ભરાય છે ત્યારે તેઓ માફ કરી દે છે.

૩૮. અને જેઓ પોતાના પરવરદિગારની આજ્ઞાનું પાલન કરે છે તથા નમાઝ પઢે છે, તથા તેમના કાર્યો પરસ્પરની સલાહથી થાય છે, અને જે કાંઈ અમોએ તેમને આપ્યું છે તેમાંથી (અમારી રાહમાં) ખરચતા રહે છે.

૩૯. અને જેઓ એવા છે કે જ્યારે તેમની સાથે (કોઈ પ્રકારનો) અત્યાચાર થાય છે ત્યારેજ તેનો બદલો (વ્યાજબી રીતે) લે છે.

૪૦. અને દરેક બદીનો બદલો તેવીજ બદી હોય છે, છતાં જે કોઇ માફ કરી દે અને સમાધાન કરી લે તો તેનો બદલો અલ્લાહના શીરે છે; ખચીતજ તે જુલમગારોને દોસ્ત નથી રાખતો.

૪૧. અને જે જુલમ સાંખી લીધા બાદ બદલો લે તો તેમના પર કોઈ પ્રકારનો (દોષ મૂકવાનો) માર્ગ નથી.

૪૨. (દોષ મુકવાનો) માર્ગ તેમના પર છે કે જેઓ લોકો પર જુલમ ગુજારે છે, અને પૃથ્વીમાં વિના કારણે દંગો કરતા રહે છે; એજ તે (લોક)ઓ છે કે જેમના માટે દુ:ખદાયક અઝાબ (તૈયાર) છે.

૪૩. અને અલબત્ત, જે સાંખી લે તથા માફ કરી દે તો નિસંદેહ તે કાર્ય મહાન હિમ્મતના કાર્યોમાં ગણાશે.

૪૪. અને જેનાથી અલ્લાહ હિદાયતની તૌફીક ખુંચવી લે તો તે રૂકુઃ ૫
બાદ તેનો કોઈ કાર્યસાધક નથી; અને તું જાલિમોને જોશે કે જ્યારે તેઓ અઝાબ નિહાળશે ત્યારે આ કહેતા હશે કે ભલા (દુનિયામાં) પાછા ફરવાનો પણ કોઈ માર્ગ છે?

૪૫. અને તું તેમને જોશે કે તેઓ તે (જહન્નમ)ની સામે લાવી હાજર કરવામાં આવશે, એવી સ્થિતિમાં કે હીણપતથી ઝુકેલા હશે, અને બાંડી નજરથી જોતા હશે; અને જે લોકો ઈમાન લાવ્યા છે તેઓ કહેતા

હશે કે ખરેખરૂં નુકસાન ભોગવનારા તેઓ છે કે જેમણે કયામતના દિવસે પંડેજ પોતાને નુકસાન પહોંચાડયું છે, અને પોતાના સગાંવહાલાઓને પણ; (માટે) હવે જાણી લ્યો કે બેશક જાલિમો હમેશ ટકી રહેનારા અઝાબમાં હશે.

૪૬. અને અલ્લાહના સિવાય તેમના માટે કોઈ એવા કાર્યસાધક નહિ હોય કે જે તેમની સ્હાય કરે; અને જેનાથી અલ્લાહ હિદાયતની તૌફીક ખુંચવી લે તેના માટે (હિદાયતનો) કોઈ પણ માર્ગ નથી.

૪૭. (હે લોકો!) તે દિવસ કે જેનું ટળવું અસંભવીત છે તે અલ્લાહના તરફથી આવી પહોંચે તે પહેલાં તમે તમારા પરવરદિગારનો હુકમ માનો; (કારણ કે) તે દિવસે તમારા માટે કોઈ ન પનાહનું સ્થાન હશે, અને ન તમારા (ગુન્હાનો) કોઇ ઇનકાર ચાલી શકશે.

૪૮. આ છતાંય તેઓ અગર મોઢું ફેરવી લે તો (હે રસુલ!) અમોએ તને તેમનો નિગેહબાન બનાવી નથી મોકલ્યો; તારા માથે તો માત્ર (અમારો) સંદેશો પહોંચાડી દેવાનું છે; અને અમે જ્યારે મનુષ્યને અમારી રહેમતની મજા ચખાડીએ છીએ ત્યારે તે તેનાથી ખુશ ખુશ થઇ જાય છે, અને જો તેમને તેમના હાથોએ અગાઉ જે કર્યું હોય તે કારણે કોઈ કષ્ટ પહોંચે છે તો મનુષ્ય બેશક મહા કૃતઘ્ન તો છેજ.

૪૯. આકાશો તથા જમીનની બાદશાહી અલ્લાહનીજ છે; તે જે ચાહે છે પેદા કરે છે; જેને ચાહે છે પુત્રીઓ આપે છે, અને જેને ચાહે છે પુત્ર આપે છે:

૫૦. અથવા તેમને પુત્ર અને પુત્રીઓ (એમ બન્નેય) આપે છે, અને જેને ચાહે છે વાંઝીઆ રાખે છે; બેશક તે સર્વજ્ઞ (અને) સર્વ શક્તિમાન છે.

૫૧. અને કોઇ મનુષ્યની એટલી મજાલ નથી કે તેની સાથે અલ્લાહ વાત કરે, સિવાય કે વહી દ્વારા, અથવા પડદા પાછળથી, અથવા કોઈ ફરિશ્તો મોકલીને; પછી તે પોતાના હુકમથી જે ચાહે તે પ્રકટ કરે; ખચીતજ

૧ મનુષ્ય સાથે અલ્લાહની વાત કરવાની ત્રણ રીત છે. પહેલી રીત વહી છે એટલે હૃદય

તે ઉચ્ચ દરજ્જાવાળો (અને) હિકમતવાળો છે.

૫૨. અને એવીજ રીતે અમોએ અમારા હુકમથી આ કુરઆન તારી પાસે વહી દ્વારા મોકલ્યું; આ પહેલાં તું જાણતો ન હતો કે કિતાબ શી વસ્તુ છે, અને ન આ કે ઈમાન શું છે, પરંતુ અમોએ તે (કુરઆન)ને એક નૂર બનાવ્યું, જે વડે અમે અમારા બંદાઓમાંથી જેને ચાહીએ હિદાયત કરી દઈએ છીએ; અને નિસંશય (હે રસુલ!) તું સન્માર્ગ તરફજ હિદાયત કરે છે:

૫૩. (યાને) તે અલ્લાહના માર્ગ તરફ કે આકાશો તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે (સઘળું) તેનુંજ છે; જાણી લ્યો કે સઘળા મામલાઓનું પાછું ફરવું છેવટે અલ્લાહનીજ તરફ થશે.

---

## પ્રકરણ ૪૩ મું.

## સુરતુઝ્ ઝુખરૂફ

## સોનું.

**મક્કામાં ઉતરેલી જેની ૮૯ આયતો અને ૭ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હા મીમ. રૂકુ

૨. આ સ્પષ્ટ કિતાબની કસમ છે:

૩. બેશક અમે તેને અરબી (ભાષામાં) કુરઆન બનાવ્યું કે જેથી તમે સમજી શકો.

---

ઉપર જાગૃત કે સ્વપ્નાવસ્થામાં કોઈ વાતનું અંકિત થઇ જવું; બીજી રીત પડદા પાછળથી વાત કરવાની એટલે માણસ આવાજ સાંભળે પણ કોઇ બોલનાર દીઠામાં ન આવે; ત્રીજી રીત એ છે કે ફરિશ્તા માનવરૂપે પ્રત્યક્ષ થાય અને વાત કહી જાય. આ છેલ્લી રીત માત્ર પયગમ્બરો માટેજ હતી.

૪. અને નિસંશય તે (કુરઆન) અમારી પાસે ઉમ્મુલ કિતાબ (મૂળ પુસ્તક લવહે મહફુઝ) માં અવશ્ય આલીશાન (અને) હિકમતવાળું છે.

૫. પછી શું તમે લોકો મર્યાદા બહાર નીકળી જાઓ છો તેથી અમે (તમને સુધારવા માટેનો) ઉપદેશ કરવાનું સદંતર છોડી દઈએ?

૬. અને અમોએ આગલા (લોકો) માં પણ કેટલાએક નબીઓ મોકલ્યા હતા.

૭. અને તેમની પાસે કોઈ નબી આવતો ન હતો કે જેની તેઓ હાંસી ન ઉડાવતા.

૮. પછી અમોએ તે લોકોનો કે જેઓ (આ કુરૈશીઓ કરતાં) સખ્તાઈમાં (ઘણાં) વધેલા હતા નાશ કરી નાખ્યો, અને (પછી) આગલાઓનાં દ્રષ્ટાંત ચાલુ થઈ ગયા.

૯. અને (હે રસુલ!) અગર તું તેમને પૂછે કે આકાશો તથા પૃથ્વીને કોણે પેદા કર્યાં છે તો તેઓ જરૂર કહેશે કે તેમને તે સમર્થ (અને) સર્વજ્ઞ (અલ્લાહે) પેદા કર્યાં છે:

૧૦. જેણે તમારા માટે ભૂમિને પાથરણું બનાવી છે, અને તમારા માટે તેમાં માર્ગો બનાવ્યાં છે કે કદાચને તમે (સીધો) માર્ગ મેળવી શકો.

૧૧. અને જેણે આકાશ પરથી પ્રમાણસર પાણી ઉતાર્યું, પછી અમોએ તે વડે મૃતપ્રાય ભૂમિને પુનઃ સજીવન કરી દીધી, એવીજ રીતે તમે પણ (પુનઃ સજીવન કરી) કાઢવામાં આવશો.

૧૨. અને જેણે દરેક જાતના જોડાં પેદા કર્યાં, અને તમારા માટે વહાણો તથા પશુઓ પેદા કર્યાં કે જેમના પર તમે સવાર થાઓ છો:

૧૩. એ માટે કે તમે તેમની પીઠ ઉપર ટટાર થઈ બેસી જાઓ, પછી જ્યારે તમે તેમના ઉપર ટટાર થઇને બેસી જાઓ ત્યારે તમારા પરવરદિગારની નેઅમતને યાદ કરો, અને કહો કે સ્તુતિને પાત્ર છે તે જાત કે જેણે આ (વાહનો) ને અમારા તાબે કરી દીધાં, જોકે તેમને કાબુમાં લાવવાની અમારી શક્તિ ન હતી:

૧૪. અને નિસંશય અમે અમારા પરવરદિગારની હજુરમાં પાછા ફરીને

જનારા છીએ.

૧૫. અને તેમણે તે (અલ્લાહ) ના માટે તેના બંદાઓમાંથી કેટલાકોને તેનાંજ અંગ (ઓલાદ) બનાવી દીધાં છે; નિસંશય મનુષ્ય ખુલ્લો કૃતઘ્ની છે.

૧૬. તે જે કાંઇ પેદા કરે છે તેમાંથી શું તેણે પોતે પુત્રીઓ લઇ લીધી છે અને પુત્રોથી તમને નવાજ્યા છે? રૂકુઅ ૨

૧૭. અને જ્યારે તેઓમાંથી કોઇને તે (પુત્રીના જન્મ) ની ખુશખબર આપવામાં આવે છે કે જેનો તે દયાળુ (અલ્લાહ) સાથે સંબંધ દેખાડયા કરતો હતો ત્યારે ક્રોધનો માર્યો તેનો ચહેરો શ્યામ થઇ જાય છે.

૧૮. ભલા તે (છોકરીની જાત) કે જે ઘરેણાં (આદિ શણગાર) માં પોષણ પામે અને તે વાદવિવાદમાં શુદ્ધ બોલી પણ ન શકે (તે છોકરાના જેવી હોઈ શકે છે)?

૧૯. અને તેમણે ફરિશ્તાઓને કે જે પણ દયાળુ (અલ્લાહ) ના બંદા છે સ્ત્રી જાતિ (તરીકે) માની લીધા છે; ભલા તેઓ તેમના સર્જન વખતે હાજર હતા? નજીકમાંજ તેમની શાક્ષી લખી લેવામાં આવશે અને તેમને સવાલ કરવામાં આવશે.

૨૦. અને તેઓ કહે છે અગર દયાળુ અલ્લાહ ચાહતે તો અમે તે (ફરિશ્તા) ઓની પૂજા ન કરતે; તેમને એ વિષેની માહીતીજ નથી, તેઓ તો માત્ર અટકળો બાંધે છે.

૨૧. અથવા શું અમોએ તેમને આ પહેલાં કોઈ કિતાબ આપી છે કે જેને તેઓ દ્રઢતાથી વળગી રહ્યા છે?

૨૨. (નહિ) બલ્કે તેઓ કહે છે કે અમોએ અમારા બાપદાદાઓને એક પંથ ઉપર ચાલતા દીઠા હતા, અને નિસંશય અમે પણ તેમનાજ પગલે પગલે ચાલ્યા જઈએ છીએ.

૨૩. અને (હે રસુલ!) આ મુજબ અમોએ તારી આગમચ જે ગામમાં ડરાવનારો (રસુલ) મોકલ્યો ત્યારે તે (ગામ) ના વૈભવશાળીઓએ કહ્યું કે અમોએ તો અમારા બાપદાદાઓને એક પંથ ઉપર ચાલતા દીઠા હતા, અને અમે પણ તેમનાજ ચીલે ચીલે ચાલ્યા જઇશું.

૨૪. (આથી તે રસુલે) કહ્યું કે જે ચીલે ચાલતા તમોએ તમારા

બાપદાદાઓને દીઠા હતા તે કરતાંય વધારે સરળ માર્ગ (પર લાવનારો ધર્મ) હું લઇને આવ્યો હોઉં તો પણ (તમે તમારા બાપદાદાઓનાજ ચ ચાલશો કે)? તેમણે કહ્યું કે ગમે તે હોય, તમને જે કાંઇ આપી મોકલ્યા છે તેનો તો અમે અવશ્ય ઇનકાર કરનારા છીએ.

૨૫. જેથી અમોએ તેમનાથી પણ બદલો લીધો; પછી જો લે કે જુઠલાવનારાઓનો અંત કેવો આવ્યો!

રૂકુઅ ૩ ૨૬. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમે પોતાના બ તથા પોતાની કોમને કહ્યું કે જે વસ્તુઓને તમે પૂજો છો તેનાથી હું તા પરે છું:

૨૭. સિવાય તેના કે જેણે મને પેદા કર્યો છે, માટે તે નજીકમાં મને હિદાયત પણ આપશે.

૨૮. અને તેણે (અલ્લાહની ઐક્યતાના) વાક્યને પોતાના વંશજો કાયમ રાખ્યું કે કદાચને તે (મુશ્રિક)ઓ પાછા ફરે.

૨૯. પરંતુ હું તેમને તથા તેમના બાપદાદાઓને લાભ પહોંચાડ રહ્યો, અહીં સુધી કે તેમની પાસે સાચો (દીન) અને સાક્ષાત રસુલ આ પહોંચ્યા.

૩૦. અને જ્યારે તેમની પાસે સત્ય (ધર્મ) આવી ગયો ત્ય તેમણે કહ્યું કે આ તો જાદુ છે, અને ખરેજ અમે તેની અવગણ કરનારા છીએ.

૩૧. અને તેમણે આ પણ કહ્યું કે આ કુરઆન બે ગામો (મક તથા તાઇફ) માંહેના કોઇ સંભાવિત માણસ પર શા માટે ઉતારવામાં આવ્યું?

૩૨. શું તેઓ તારા પરવરદિગારની રહેમતને વહેંચે છે? અમો આલોકના જીવનમાં તેમની વચ્ચે તેમની રોજી વહેંચી આપી છે, અ અમોએ તેઓ માંહેના કેટલાકોને કેટલાકો પર દરજ્જા આપ્યા છે કે જે તેઓમાંથી કેટલાકો કેટલાકોને આજ્ઞાંકિત કરી રાખે; અને ત પરવરદિગારની રહેમત તે વસ્તુઓ કરતાં કે જેનો તેઓ સંગ્રહ કરે કેટલીયે વધારે છે.

૩૩. અને જો એમ ન હોત કે (સઘળા) લોકો એકજ પંથના બની જતે, (અર્થાત સઘળાજ ઇર્ષાળુ બની જવાની ધાસ્તી ન હોત) તો અમે તેમના માટે કે જેઓ દયાળુ (અલ્લાહ)નો ઇનકાર કરે છે તેમના મકાનોના છાપરાં ચાંદીના બનાવી દેતે, અને સીઢીઓ પણ કે જેના ઉપર તેઓ ચઢે (ઉતરે) છે:

૩૪. અને તેમના મકાનો માટેના બારણાં, અને તે સિંહાસનો પણ કે જેમના પર તેઓ અઢેલીને બેસે છે:

૩૫. અને (ચાંદીનાજ નહિ, બલ્કે) સોનાના પણ; પરંતુ આ (સઘળું કેવળ) સંસારી જીવનની પુંજી છે; અને તારા પરવરદિગાર પાસે તો પરહેઝગારો માટે આખેરતજ (લાભદાયી) છે.

૩૬. અને જે શખસ (દયાળુ) અલ્લાહની યાદથી મોઢું ફેરવી લે છે તો તેના માટે અમે એક શેતાનની નીમણુંક કરી દઈએ છીએ, એજ તેનો સાથી રહે છે. રૂકુઅ ૪

૩૭. અને ખચીતજ એજ (શેતાનો) તેમને સન્માર્ગથી અટકાવતા રહે છે, અને તેઓ એવું ગુમાન કરતા રહે છે કે તેઓ હિદાયત પામેલા છે.

૩૮. અહીં સુધી કે જ્યારે તે (કયામતમાં) અમારી પાસે આવશે તો (તે પોતાના સાથી શેતાનને) કહેશે કે મારી તથા તારી વચ્ચે પૂર્વ પશ્ચિમનું છેટું હોત તો કેવું સારૂં થતે! માટે (જુઓ કે) તે કેવો દુષ્ટ સાથી છે!

૩૯. અને જ્યારે તમે જુલમ કરી ચૂકયા છો તો તમને આ દિવસ કાંઈજ નફો નહિ પહોંચાડે, (માટે) તમે આ અઝાબમાં એક બીજાના શરીક થઈ જાઓ.

૪૦. ત્યારે (હે રસુલ!) શું તું બહેરાઓને સંભળાવી શકે છે, અથવા આંધળાઓ તથા જેઓ ખુલ્લી ગુમરાહીમાં છે તેમની રાહબરી કરી શકે છે?

૪૧. પણ જો અમે તને (દુનિયામાંથી) લઈ પણ લઇએ તો પણ તેમનાથી બદલો તો જરૂર લઇશું:

૪૨. અથવા અમે તને (તારી જીંદગીમાંજ) તે (અઝાબ) પ્રત્યક્ષ

દેખાડી દઈએ કે જેનો અમોએ તેમને વાયદો કર્યો છે, કારણ કે નિસંશય અમે તેમના પર સંપુર્ણ કાબુ ધરાવનારા છીએ.

૪૩. માટે તારા તરફ જે કાંઈ વહી કરવામાં આવી છે તેને દ્રઢતાથી વળગી રહે, નિસંશય તું સરળ માર્ગ ઉપર છે.

૪૪. અને નિસંશય આ (કુરઆન) તારા તથા તારી કોમ માટે (ઉમદા) નસીહત છે, અને (તે વિષે) આગળ જતાં તમને સવાલ કરવામાં આવશે.

૪૫. અને અમોએ તારી પહેલાં જે રસુલો મોકલ્યા હતા તેમને પૂછી જો કે ભલા અમોએ દયાળુ (અલ્લાહ) સિવાય કોઇ બીજા માઅબુદો નક્કી કરી આપ્યા હતા કે જેમને પૂજવામાં આવે?

રૂકુઅ ૫ ૪૬. અને ખરેજ અમોએ મુસાને અમારી નિશાનીઓ આપીને ફિરઔન તથા તેની કોમના સરદારો તરફ મોકલ્યો ત્યારે (મુસાએ) ફરમાવ્યું હતું કે ખચીતજ હું સઘળી દુનિયાઓના પરવરદિગારનો રસુલ છું.

૪૭. પણ જ્યારે તે તેમની પાસે અમારી નિશાનીઓ લઇને પહોંચ્યો ત્યારે તરતજ તેમણે તે (નિશાનીઓ) ને હસી કાઢી.

૪૮. અને અમે તેમને કોઇ એવી નિશાની દેખાડતા ન હતા કે જે આગલી નિશાનીઓ કરતાં ચઢીયાતી ન હોય, અને અમોએ તેમને અઝાબમાં પણ પકડી લીધા કે કદાચને તેઓ (સન્માર્ગ તરફ) પાછા ફરે.

૪૯. અને (જ્યારે અઝાબમાં સપડાયા ત્યારે મુસાને) તેમણે કહ્યું કે હે જાદુગર! તું અમારી ખાતર તારા પરવરદિગાર પાસે તે વસ્તુ માટે દુઆ કર કે જેનો તેણે તારી સાથે વાયદો કર્યો છે, (અગર હવે અઝાબથી છુટીશું) તો પછી અમે નિસંશય સન્માર્ગ પર ચાલીશું.

૫૦. પછી જ્યારે અમોએ તેમના પરનો અઝાબ દૂર કર્યો ત્યારે તરતજ તેઓ પોતાના વાયદાનો ભંગ કરવા લાગ્યા.

૫૧. અને ફિરઔને પોતાની કોમમાં ઢંઢેરો પીટાવી કહ્યું કે હે મારી કોમ! શું મિસરનું રાજ્ય તથા આ નદીઓ કે જે મારા (પગો) હેઠળ વહે છે મારી નથી? તો શું તમે દેખતા નથી?

૫૨. અથવા આ કે હું આ શખસ કરતાં કે જે નીચ છે અને સ્પષ્ટ વાત સુદ્ધાંય કરી શકતો નથી ઘણે દરજ્જે બેહતર નથી?

૫૩. (અગર તે નબી હોય તો) તેના માટે સુવર્ણ કંકણ કેમ ઉતારવામાં નથી આવ્યા? અથવા તેની સાથે ફરિશ્તા (તેના) સાથીઓ બની કેમ નથી આવ્યા?

૫૪. આવી આવી વાતોથી તેણે પોતાની કોમવાળાઓને મૂર્ખ બનાવી દીધા હતા, જેથી તેઓ તેનાજ આજ્ઞાંકિત બની ગયા હતા; નિસંશય તેઓ અત્યાચારી લોકો હતા.

૫૫. પછી જ્યારે તેમણે અમને ક્રોધ ચઢાવ્યો ત્યારે અમોએ પણ તેમનાથી બદલો લીધો, એટલે તે સઘળાઓને ડુબાડી દીધા:

૫૬. અને અમોએ પાછળ આવનારાઓ માટે તેમને પૂર્વ વૃતાંત અને દ્રષ્ટાંત રૂપ બનાવ્યા.

૫૭. અને (હે રસુલ!) જે વેળા મરિઅમના પુત્ર ઇસાનો દાખલો વર્ણવવામાં આવે છે ત્યારે તારી કોમ તે (સાંભળવા) થી એકદમ ઘોંઘાટ કરવા લાગી જાય છે. રૂકુઅ ૬

૫૮. અને કહેવા લાગે છે કે ભલા અમારા માઅબુદ બેહતર છે કે તે (ઇસા)? તેમણે તારી સામે આ (દ્રષ્ટાંત) કેવળ ઝગડો ઉત્પન્ન કરવા માટે રજુ કર્યું છે;[1] બલ્કે તે લોકો છેજ ઝગડો કરનાર.

૫૯. તે (મસીહ) બીજો કોઇજ ન હતો કિંતુ એક બંદો હતો, જેને અમોએ નવાજ્યો હતો, અને તેને બની ઇસરાઇલ માટે (કુદરતનો) નમુનો બનાવ્યો હતો.

૬૦. અને અગર અમે ચાહુતે તો તમારામાંથીજ ફરિશ્તા પણ બનાવી

---

૧ પયગમ્બર સાહેબે જ્યારે કુરૈશીઓના સરદારોને કહ્યું કે અલ્લાહ સિવાય બીજા કોઇની ઇબાદતમાં ભલાઇ નથી ત્યારે તે લોકોએ કહ્યું કે ખ્રિસ્તિઓ હજરત ઇસા અ. સ. ને ખુદા માને છે અને હજરત ઇસા અ. સ. સર્જીત છે; તો પછી અમારી મૂર્તિઓ કે જેની અમે ઇબાદત કરીએ છીએ તેઓ પણ સર્જીત છે. અને અમારી મૂર્તિઓને પૂજવામાં ભલાઇ નથી તો હજરત ઇસા અ. સ. ની ઇબાદત કરવામાં પણ ભલાઇ નથી; આ વાતથી મૂર્તિપૂજકોએ માની લીધું કે તેમણે પયગમ્બર સાહેબને હરાવી દીધા, આથી અલ્લાહે આ આયત ઉતારી તેમનો ભ્રમ ભાંગી નાખ્યો.

હેતે, જેઓ પૃથ્વીમાં વારસ બનતે.

૬૧. અને નિસંશય તે (ઈસા) કયામતની એક નિશાની છે, મા તમે કયામતના સંબંધમાં હરગીઝ શંકા ન કરો, અને મારૂં અનુકરા કર્યે જાઓ; એજ સીધો માર્ગ છે.

૬૨. અને (ખબરદાર!) શેતાન તમને (સત્કાર્યો કરતાં) ન અટકાવે નિસંશય તે તમારો ખુલ્લો દુશ્મન છે.

૬૩. અને જ્યારે ઈસા પ્રત્યક્ષ દલીલો લઈને આવ્યો અને ફરમાવ્યુ નિસંશય હું તમારી પાસે હિકમત (શરીઅત લઈને આવ્યો) છું, અં જે જે બાબતોમાં તમે મતભેદ કર્યા કરો છો તે માંહેની કેટલીક (બાબતો હું તમને સ્પષ્ટ કરી દઉં, માટે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞા માને

૬૪. બેશક અલ્લાહ એજ મારો પરવરદિગાર છે અને તમારો પણ માટે તેનીજ ઈબાદત કરો; એજ સીધો માર્ગ છે.

૬૫. પણ તેઓ માંહેના ઘણા (પક્ષો) માંહોમાંહે મતભેદ કરવ લાગ્યા, માટે જે લોકો જુલમગાર હતા તેમના માટે અફસોસ છે દુઃખદાય દિવસના અઝાબ માટે.

૬૬. શું તેઓ તેની રાહ જુએ છે કે તેમને કયામત ઓચિંત આવી પકડે, અને (તેની) તેમને જાણ વટીક થવા ન પામે?

૬૭. (ગાઢ) મિત્રતા ધરાવનારાઓ પણ તે દિવસે એક બીજાન દુશ્મન બની જશે, પણ પરહેઝગારો તેનાથી બાકાત રહેશે.

રૂકુઅ ૬૮. (પછી આકાશવાણી થશે) કે હે મારા (પરહેઝગાર) બંદાઓ આજે ન તમને (ભવિષ્ય માટે) કાંઇ ભય છે, અને ન તમે (ભૂતકાળન બાબતોથી) દીલગીર થશો.

૬૯. જે લોકો અમારી નિશાનીઓ પર ઇમાન લાવ્યા હતા, અં જેઓ આજ્ઞાધીન રહ્યા હતા:

૭૦. (તેમને કહેવામાં આવશે કે) તમે તથા તમારી સ્ત્રીઓ ખુશ થઈ સ્વર્ગમાં ચાલ્યાં જાઓ:

૭૧. (ત્યાં) તેમની સામે સોનાના જામ અને સુરાહીઓ ફેરવવામ આવશે, અને તેમાં તે વસ્તુઓ હશે કે જે તેમનું મન ચાહશે, અં

(જે દેખીને તેમની) આંખો ટાઢી થશે, અને તમે તે (સ્વર્ગ)માં હમેશ માટે રહેશો.

૭૨. અને એજ તે સ્વર્ગ છે કે જેના તમને તમારા સત્કાર્યોના કારણે વારસ બનાવ્યા છે.

૭૩. તેમાં તમારા માટે ઘણુંય મેવા હશે જેમાંથી તમે ખાતા રહેશો.

૭૪. નિસંશય ગુન્હેગારો હમેશ માટે જહન્નમની શિક્ષામાં રહેશે.

૭૫. તેમના અઝાબમાં કાંઇ કમી કરવામાં નહિ આવે, અને તેઓ તેમાં નિરાશ થઇ ગએલી સ્થિતિમાં હશે.

૭૬. અને અમોએ તેમના પર કાંઇજ જુલમ કર્યો ન હતો, બલ્કે તેઓ પંડેજ (પોતાના સંબંધમાં) જુલમગાર હતા.

૭૭. તેઓ (જહન્નમના દારોગાને) પોકારી કહેશે કે હે માલિક! (તું કોઇ એવી યુક્તિ કર કે જેથી) તારો પરવરદિગાર અમારો અંત લાવી મૂકે, (જહન્નમનો રખેવાળ માલિક) કહેશે કે નિસંશય તમે એજ સ્થિતિમાં રહેનારા છો.

૭૮. (હે નાસ્તિકો!) ખચીતજ અમે તમારી પાસે સત્ય લઇ આવ્યા, પણ તમારામાંથી ઘણુંખરા સત્યનો તિરસ્કાર કરનારા રહ્યા.

૭૯. અથવા શું તેમણે એકાદ વાત નક્કી કરી છે તો બેશક અમોએ પણ કાંઇ નક્કી કરી રાખ્યું છે.

૮૦. અથવા તેઓ એવું ગુમાન કરે છે કે અમે તેમના ભેદ તથા ગુપ્ત વાતો સંભળતા નથી? (અલબત અમે) અવશ્ય (સાંભળીએ છીએ), અને અમારા મોકલેલા (ફરિશ્તા) તેમની પાસે (હાજર રહી દરેક કરણી) લખતા જાય છે.

૮૧. (હે રસુલ!) તું કહે કે અગર દયાળુ (અલ્લાહ)ને કોઇ પુત્ર હોત તો સૌથી પહેલાં (તેની) ઇબાદત કરનાર હુંજ હોત.

૮૨. આકાશો તથા જમીનનો પરવરદિગાર, અર્શનો માલિક તેઓ જે વર્ણવે છે તેનાથી પવિત્ર છે.

૮૩. (માટે) હવે તેમને છોડી દે કે તેઓ ખોટી વાતો બનાવ્યા કરે અને રમત ગમતમાં પડયા રહે, અહીં સુધી કે તેમને તે (કયામતનો)

દિવસ આવી ભેટે કે જેનો તેમને વાયદો કરવામાં આવ્યો છે.

૮૪. અને તે (અલ્લાહુ) એજ છે જે આકાશોમાં પણ માઅબુદ છે અને જમીનમાં પણ માઅબુદ છે; અને તે હિકમતવાળો (અને) સર્વજ્ઞ છે.

૮૫. અને બરકતવાળી છે તેની જાત જેના માટે આકાશો તથા જમીન અને જે કાંઇ તે બન્નેની વચ્ચે છે તેની બાદશાહી છે, અને ક્યામતનું જ્ઞાન પણ તેનીજ પાસે છે, અને તેનીજ તરફ તમારૂં પાછું ફરવાનું થશે.

૮૬. અને આ (લોકો) અલ્લાહુના સિવાય જેમને પોકાર્યા કરે છે તેઓ શફાઅત[1] (ભલામણ)નો અધિકાર ધરાવતા નથી, સિવાય તેના કે જે સમજીને સત્યની શાક્ષી આપે.

૮૭. અને જો તું તેમને પૂછે કે તેમને પેદા કોણે કર્યા છે તો તેઓ જરૂર કહેશે કે અલ્લાહે, પછી તેઓ ક્યાં બહેકી જાય છે ?

૮૮. અને રસુલ (ની વારંવારની) આ પોકાર કે હે મારા પરવરદિગાર ! નિસંશય આ લોકો ઇમાન લાવનારા નથી (તે અમે સાંભળી છીએ).

૮૯. માટે (ચિંતા ન કર) તું પણ તેમના તરફથી મોઢું ફેરવી લે, અને કહે કે (લ્યો હવે) સલામ; પછી આગળ જતાં તો તેમને (તેમની શરારતનું પરિણામ) માલમ પડીજ જશે.

---

૧ શફાઅત (ભલામણ) તેજ કરી શકશે જે શિર્કમાં ફસાયો નહિ હોય, અને શફાઅતનો મુખ્ય અધિકાર તો હઝરત મોહમ્મદ સ. અ. વ. નેજ છે, અને આપની પછીજ બીજા નબીઓ અને અવલીયા શફાઅત કરી શકશે.

## પ્રકરણ ૪૪ મું.

## સુરતુદ્ દુખાન.

## ધુમાડો.

મક્કામાં ઉતરેલી જેની ૫૯ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હા મીમ. રૂકુઅ ૧

૨. કસમ છે આ રોશન કિતાબ (કુરઆન)ની;

૩. નિસંશય તેને અમોએ (એક) શુભ રાત્રી (શબે કદ્ર)માં ઉતાર્યું છે, અમને (લોકોને અમારી શિક્ષાનો) ભય બતાવવો હતો.

૪. દરેક હિકમતવાળું કાર્ય તે (શુભ રાત્રી)માં નિર્માણ થાય છે:

૫. ખાસ અમારા તરફની આજ્ઞા વડે; બેશક રસુલોને મોકલનારા અમેજ છીએ:

૬. આ તારા પરવરદિગાર તરફની એક રહેમત છે; નિસંશય તે મોટો સાંભળનાર (અને) સર્વજ્ઞ છે:

૭. જે આકાશો તથા પૃથ્વી અને જે કાંઇ તે બન્નેની વચ્ચે છે તેમનો પાલનહાર છે; જો તમને સંપુર્ણ વિશ્વાસ હોય તો (એ જરૂર માનજો).

૮. તેના સિવાય અન્ય કોઇ માઅબુદ નથી; એજ જીવાડે અને મારે છે; તમારો પાલનહાર છે અને તમારા પૂર્વજોના બાપદાદાઓનો પણ.

૯. છતાં તેઓ શંકામાં પડી રમ્યા કરે છે.

૧૦. માટે (હે રસુલ!) તું (તે દિવસની) રાહ જોતો રહે કે જે દિવસે આકાશમાંથી પ્રત્યક્ષ રીતે ધુમાડો નીકળશે:

૧૧. જે સઘળા માણસોને ઢાંકી લેશે; એજ તો દુ:ખદાયક અઝાબ હશે.

૧૨. (તેઓ યાચના કરશે કે) હે અમારા પરવરદિગાર! અમારા ઉપરથી આ અઝાબ ટાળી દે, અમે ખરેખર ઇમાન લાવનારા છીએ.

૧૩. હવે તેમને નસીહત ક્યાંથી મળશે? જોકે તેમની પાસે

(અલ્લાહની આજ્ઞાઓને) સ્પષ્ટ કરી સંભળાવનાર રસુલ આવી ચૂકયો હતો:

૧૪. છતાં તેમણે તેના તરફથી મોઢું ફેરવી લીધું હતું, અને કહી દીધું હતું કે આ તો એક શીખવેલો દિવાનો છે.

૧૫. (વારૂ, ઠીક) અમે થોડી મુદ્દત માટે આ અઝાબ દૂર કરી દઈશું[1] પણ ખરેજ તમે પાછું એનુંએજ કરનારા છો.

૧૬. જે દિવસે અમે મોટામાં મોટી ધરપકડ કરીશું, (તે દિવસે) અમે ખચીતજ (પૂરેપૂરો) બદલો લઈશું.

૧૭. અને ખરેજ તેમની પહેલાં અમોએ ફિરઔનની કોમની અજમાયશ કરી હતી, અને તેમની પાસે એક માનવંત રસુલ (આ આજ્ઞા સાથે) મોકલ્યો હતો:

૧૮. કે (હે ફિરઔનવાળાઓ!) અલ્લાહના બંદા (બની ઇસરાઇલ) ઓને મારા હવાલે કરી દો; ખચીતજ હું (અલ્લાહના તરફથી) તમારા માટે એક વિશ્વાસપાત્ર રસુલ છું:

૧૯. અને અલ્લાહની સામે શીરજોરી ન કરો; ખચીતજ હું તમારી પાસે સ્પષ્ટ દલીલ લાવનાર છું.

૨૦. અને તમે મને પત્થરો મારી મારી નાખો તે સામે હું મારા પરવરદિગારની તથા તમારા પરવરદિગારની પનાહ માગું છું.

૨૧. અને જો તમે મારા પર ઇમાન ન લાવો તો મારાથી જુદા થઇ જાઓ (છતાં તેઓ તેને સંતાપવા લાગ્યા).

૨૨. ત્યારે (મુસાએ) પોતાના પરવરદિગાર પાસે દુઆ કરી કે

---

૧ મકકાના કુરેશીઓ મુસલમાનો સાથે વિરૂદ્ધતામાં હદબહાર ગયા ત્યારે તેમના ઉપર અલ્લાહના અઝાબ તરીકે સખત દુકાળ આવ્યો, અને તેમની હાલત એવી થઇ ગઇ કે તેમણે મૃત શરીરો તથા હાડકાં ખાધાં, અને ભૂખને લીધે તેમની સ્થિતિ એવી થઈ ગઇ હતી કે જ્યારે તેઓ આકાશ તરફ જોતા તો તેમને સર્વત્ર ધુમાડા જેવું દેખાતું.

અબુસુફીયાન કુરેશીઓના એક ટોળાં સાથે મદીનામાં હઝરત મોહમ્મદ સ. અ. વ. પાસે આવ્યો અને આ અઝાબ દુર કરવા માટે દુઆ કરવાની અરજ કરી, અને આપને અલ્લાહ અને રહેમાનના સોગંદ આપ્યા; નબી સાહેબે દુઆ કરી અને દુકાળ દુર થયો તો પણ જ્યારે આ નાસ્તિકો અલ્લાહ ઉપર ઇમાન લાવ્યા નહિ, અને મુસલમાનો સાથે તેમની શત્રુતા વધતીજ ચાલી ત્યારે બદરની લડાઇમાં તેમને એવી હાર મળી કે તેમના મોટા મોટા ૭૦ સરદારો માર્યાં ગયા અને ૭૦ મુસલમાનોના હાથે કેદ પકડાયા.

(ખરેજ) આ તો ગુન્હેગાર લોકો છે.

૨૩. (હુકમ થયો કે) ત્યારે તું મારા બંદાઓને રાતો રાત લઈ જા, તમારી પૂઠ જરૂર પકડવામાં આવશે.

૨૪. અને (જતાં જતાં) સમુદ્રને થંભી ગએલો છોડી દેજે; (તમારા પછી) નિસંદેહ તેમનું લશ્કર ડૂબી જનાર છે.

૨૫. કેટલા બધા બગીચા તથા ઝરણાં તેઓ પાછળ છોડી ગયા:

૨૬. અને કેટલાય ખેતરો તથા ઉમદા મકાનો:

૨૭. અને (ઉમદા ઉમદા) નેઅમતો કે જેની તેઓ મજા લૂટ્યા કરતા હતા:

૨૮. (ખરેજ) એમજ થયું, અને તે (સઘળી) વસ્તુઓના વારસ અમોએ બીજા લોકોને બનાવી દીધા.

૨૯. પછી તેમના પર ન આકાશે રૂદન કર્યું ન પૃથ્વીએ, અને ન તેમને મોહલત આપવામાં આવી.

૩૦. અને ખરેજ અમોએ બની ઈસરાઈલને તે હિણપતભર્યા રૂકુઅ ૨
અઝાબમાંથી છોડાવ્યા:

૩૧. (યાને) ફિરઔનના (અઝાબથી); નિસંશય તે અત્યાચારીઓ માંહેનો શીરજોર હતો.

૩૨. અને ખરેજ અમોએ જાણી જોઈને સઘળી દુનિયા પર તે (બની ઈસરાઈલિ) ઓને (વધુ) પસંદ કરી લીધા હતા.

૩૩. અને તેમને અમોએ અમારી નિશાનીઓમાંથી એવી (નિશાનીઓ) આપી હતી કે જેમાં (તદ્દન) ખુલ્લી અજમાયશ હતી.

૩૪. નિસંશય આ લોકો તો એમજ કહે છે:

૩૫. કે અમારૂં આ (મૃત્યુ) પ્રથમજ મૃત્યુ છે (યાને અમારે એકજ વખત મરવું છે), અને અમે પાછા ઉઠાડવામાં નહિ આવીએ.

૩૬. માટે (હે મુસલમાનો!) તમે સાચા હો તો અમારા બાપદાદાઓને (સજીવન કરી) લઈ આવો.

૩૭. ભલા આ લોકો બેહતર છે કે તુબ્બા (યમન) ના લોકો, અને તે લોકો કે જેઓ તેમની પૂર્વે હતા? અમોએ તેમનો નાશ કરી નાખ્યો,

(કારણકે) નિસંશય તેઓ ગુન્હેગાર હતા,

૩૮. અને અમોએ આકાશો તથા પૃથ્વીને અને તે બન્નેની વચ્ચે જે કાંઇ છે તેને રમત રૂપે ઉત્પન્ન નથી કર્યાં.

૩૯. (બલ્કે) અમોએ તે બન્નેને સત્ય હેતુપૂર્વક સર્જ્યાં છે, પરંતુ એ વાતને તેઓ માંહેના ઘણાંખરા (લોકો) જાણતા નથી.

૪૦. નિસંશય (સત્ય અસત્યના) નિર્ણયનો દિવસ તેઓ સર્વે માટે એક મુકર્રર કરેલો વખત છે:

૪૧. જે દિવસે કોઈ મિત્ર કોઈ મિત્રને કામ નહિ આવે, અને ન તેમની સહાય કરવામાં આવશે:

૪૨. સિવાય કે જે લોકો પર અલ્લાહે કૃપા કરી હશે; બેશક તે મહા સમર્થ (અને) દયાવાન છે.

રુકુઅ ૩ ૪૩. ખચીતજ થોરનું ઝાડ:

૪૪. ગુન્હેગારોનો ખોરાક હશે:

૪૫. જે પીગળેલા ત્રાંબાની જેમ પેટમાં ઉકળતું હશે:

૪૬. કે જાણે ગરમ પાણીનું ખળખળવું.

૪૭. (આજ્ઞા થશે કે) એને પકડો, પછી તેને જહન્નમની વચ્ચે ઘસડી નાખી દો.

૪૮. પછી તેના માથા ઉપર ઉકળતા પાણીનો અઝાબ નાખી દો.

૪૯. (પછી તેને કહેવામાં આવશે કે) આ મજા ચાખ, (કારણ કે) તું તો મોટો આબરૂદાર સરદાર હતો.

૫૦. (હે જહન્નમવાસીઓ!) જે (અઝાબ) ના સંબંધમાં તમે શંકા કર્યા કરતા હતા તે આ જ છે.

૫૧. નિસંશય પરહેઝગાર લોકો નિર્ભય સ્થાનોમાં:

૫૨. (યાને) બગીચાઓમાં તથા નહેરોમાં:

૫૩. પાતળા, જાડા અને લીલા રંગના અમુલ્ય રેશમી વસ્ત્રાભૂષણો પરિધાન કરી એકમેકની સામે બેઠા હશે:

૫૪. એમજ થશે; અને અમે તેમના લગ્ન મોટી મોટી આંખો વાળી સ્વરૂપવાન હુરો સાથે કરી દઇશું.

૫૫. તેમાં તેઓ બેધડક દરેક પ્રકારના મેવા માગી માગી ને મેળવશે:

૫૬. પ્રથમ મૃત્યુ સિવાય તે (સ્વર્ગ) માં (બીજા) મૃત્યુની તેઓ મજા નહિ ચાખે, અને અલ્લાહ તેમને જહન્નમના અઝાબથી બચાવી લેશે:

૫૭. આ તારા પરવરદિગાર તરફની એક કૃપા હશે; એજ તો મહાન સફળતા છે.

૫૮. માટે સિવાય તેના નથી કે અમોએ આ (કુરઆન) ને તારી ભાષામાં ઘણુંજ સહેલું કરી દીધું છે કે જેથી તેઓ બોધ ગ્રહણ કરે.

૫૯. માટે તું રાહ જો, નિસંશય તેઓ પણ રાહ જોઇ રહ્યા છે.

---

## પ્રકરણ ૪૫ મું.

## સુરતુલ જાસીયાહ.

### ગું઼ઠણ મંડીએ.

**મક્કામાં ઉતરેલી જેની ૩૭ આયતો અને ૪ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હા મીમ. રૂકુઅ ૧

૨. આ કિતાબ (કુરઆન) નું ઉતરવું ઝબરદસ્ત હિકમતવાળા અલ્લાહ તરફથી થયું છે.

૩. ખચીતજ આકાશો તથા જમીનમાં ઇમાન લાવનારાઓ માટે (અલ્લાહની કુદરતની) ઘણીયે નિશાનીઓ (મોજુદ) છે.

૪. અને ખુદ તમારી ઉત્પત્તિમાં તથા જમીન પર જેટલાં ચાલનારાં પ્રાણીઓને ફેલાવે છે તેમની ઉત્પત્તિમાં પણ તે લોકો માટે કે જેઓ

વિશ્વાસ રાખે છે નિશાનીઓ (મોજુદ) છે:

૫. અને રાત તથા દિવસના ક્રમમાં, તથા જે રોજી અલ્લાહુ આકાશ પરથી ઉતારે છે કે જે (પાણી) વડે તે ભૂમિને તેના મૃત્યુ બાદ પુનઃ સજીવન કરી દે છે તેમાં, તથા વાયુઓના ફેરફારમાં પણ તે લોકો માટે કે જેઓ સમજ ધરાવે છે નિશાનીઓ (મોજુદ) છે.

૬. આ અલ્લાહુની આયતો છે જે (હે રસુલ!) અમે તને યથાર્થ રીતે પઢી સંભળાવીએ છીએ, પછી આ લોકો અલ્લાહુ તથા તેની આયતો (સાંભળ્યા) બાદ કઇ વાત પર ઈમાન લાવશે?

૭. અફસોસ છે દરેક અસત્યવાદી ગુન્હેગાર માટે:

૮. કે જે અલ્લાહુની આયતો પોતાની સમક્ષ વંચાતી સાંભળે છે, છતાં અભિમાનના આવેશમાં (નાસ્તિકપણાં પર) એવી રીતે આગ્રહ કરતો રહે છે કે જાણે તે તેણે સાંભળીજ નથી; ત્યારે હવે તું પણ તેને દુઃખદાયક અઝાબની ખુશખબર સંભળાવી દે.

૯. અને જ્યારે તેને અમારી આયતોનું થોડુંક જ્ઞાન થઈ જાય છે ત્યારે તે તેની હાંસી ઉડાડે છે; એવા લોકો માટેજ હીણપતભર્યો અઝાબ છે.

૧૦. (અને વળી) આગળ જતાં તેમના માટે જહન્નમ છે; અને તેમણે જે કાંઈ કમાવ્યું હશે તે તેમના કાંઈજ કામમાં નહિ આવે, અને ન તેઓ (કામમાં) આવશે કે જેમને તેમણે અલ્લાહુના સિવાય પોતાના મુરબ્બી બનાવી લીધા હશે, અને તેમના માટે ઘણો મોટો અઝાબ હશે.

૧૧. હિદાયત આ છે; અને જેમણે પોતાના પરવરદિગારની આયતોનો ઇનકાર કર્યો છે તેમના માટે દુઃખદાયક બલાના અઝાબની માર છે.

રૂકુઅ ૨ ૧૨. અલ્લાહુ એજ છે જેણે સમુદ્રને તમારા તાબે કરી દીધો છે કે જેથી તેમાં તેના હુકમથી વહાણો ચાલે, અને એ માટે કે તમે પંડેજ તેની કૃપા (રોજી) ના ચાહનારા થઈ જાઓ, અને તમે તેનો આભાર માનતા રહો.

૧૩. અને જે કાંઈ આકાશોમાં છે તથા જે કાંઇ જમીનમાં છે તે સર્વેને (પોતાની આજ્ઞાથી) તેણે તમારા કામમાં વળગાડી દીધા છે; બેશક તેમાં

તે લોકો માટે કે જેઓ ધ્યાન દઈ ચિંતવન કરે છે નિશાનીઓ (મોજુદ) છે.

૧૪. (હે રસુલ!) તું તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા છે કહે કે તેઓ તેમને માફ કરી દે કે જેઓ અલ્લાહના (બદલાના) દિવસોની ઉમેદ નથી રાખતા કે જેથી અલ્લાહ પોતેજ તે લોકોને જેવું તેઓ કરતા હતા તે મુજબ બદલો આપે.

૧૫. જે શખસ કોઇ નેકી કરશે તો તે પોતાનાજ (ભલા) માટે, અને જે બદી કરશે તેનો બોજો પણ તેનાજ માથે રહેશે, પછી (છેવટે) તમે સર્વે જણાં તમારા પરવરદિગાર તરફ ફેરવવામાં આવશો.

૧૬. અને ખરેજ અમોએ ઇસરાઇલના વંશજોને કિતાબ (તૌરેત) તથા સુબુદ્ધિ તથા નબુવ્વત અર્પણ કર્યાં હતા, અને તેમને ખાવા માટે અમોએ સારી સારી વસ્તુઓ આપી હતી, અને તેમને સઘળી દુનિયા-વાળાઓ પર શ્રેષ્ઠતા આપી હતી.

૧૭. અને અમોએ તેમને ધર્મને લગતા ખુલ્લા નિયમો આપ્યા હતા, પણ તેમણે માંહોમાંહે જે મતભેદ કર્યો તે તેમને જ્ઞાન થયા પછીજ માત્ર પરસ્પરની ઈર્ષાના કારણે (કર્યો); બેશક તારો પરવરદિગાર ક્યામતના દિવસે તેમની વચ્ચે તે સઘળી બાબતો કે જેમાં તેઓ મતભેદ કરતા હતા ફેંસલો કરી દેશે.

૧૮. આ પછી (હે રસુલ!) અમોએ એજ (ધર્મ) બાબતોના મામલામાં એક શરીઅત (માર્ગ) પર તને કાયમ કર્યો છે, માટે તું તેનુંજ અનુકરણ કર, અને જેઓ અજ્ઞાત છે તે લોકોની ઇચ્છાઓનું અનુકરણ કરજે નહિ.

૧૯. ખરેજ તેઓ અલ્લાહને ત્યાં તારા કાંઇજ કામમાં નહિ આવે; અને બેશક જુલમગારો એક બીજાના મિત્ર છે, અને પરહેઝગારોનો મિત્ર અલ્લાહ છે.

૨૦. સર્વે લોકો માટે આ (કુરઆન) દલીલો (થી ભરપુર પુસ્તક) છે, અને જેઓ આસ્થા રાખે છે તેમના માટે હિદાયત તથા રહેમત છે.

૨૧. ભલા તે લોકો કે જેઓ દુષ્ટ કાર્યો કરે છે તેમણે આ ધારી લીધું

છે કે અમે તેમને પણ તે લોકોનાં જેવા ઠરાવીશું કે જેઓ ઇમાન લાવ્યા છે અને સત્કાર્યો કરે છે, (અને) શું તેમનું જીવવું મરવું સરખું થશે? તેઓ કેવો ખરાબ નિર્ણય કરે છે!

રુકુઅ ૩ ૨૨. અને અલ્લાહે આકાશો તથા પૃથ્વીને સત્ય હેતુપૂર્વક પેદા કર્યાં છે, અને એ માટે કે દરેક વ્યક્તિ પોતાની કરણીનો બદલો પામે; અને તેમના પર હરગીઝ જુલમ કરવામાં આવશે નહિ.

૨૩. (હે રસુલ!) શું તેં તે માણસની સ્થિતિ પર વિચાર કર્યો કે જેણે પોતાની વાસનાઓને પોતાના ખુદા બનાવી લીધા, અને અલ્લાહે પણ (તે) જાણી લઇને તેનાથી હિદાયતની પ્રેરણા ખુંચવી લીધી, અને તેણે તેના કાનો તથા અંતઃકરણ પર મોહોર મારી દીધી, અને તેની આંખો પર પડદો નાખી દીધો: માટે અલ્લાહે તેને છોડી દીધા પછી તેની કોણ રહબરી કરશે? છતાં તમે બોધ ગ્રહણ નહિ કરો?

૨૪. અને તેઓ કહે છે કે અમારી જીંદગી આ દુનિયાનીજ જીંદગી છે, (જેમાં) અમે જીવીએ તથા મરીએ છીએ, અને કાળ સિવાય અમારો અંત કોઈ લાવતો નથી, અને તેમને આ વિષયનું કાંઈ જ્ઞાન નથી તેઓ નરી કલ્પના (દોડાવ્યા) કરે છે.

૨૫. અને જ્યારે અમારી ખુલ્લી આયતો તેમની સામે પઢવામાં આવે છે તો તેમનો દુરાગ્રહ એ સિવાય બીજો કોઇ હોતો નથી કે તેઓ કહે છે કે અગર તમે સાચા છો તો અમારા બાપદાદાઓને (જીવતા કરી) લઈ આવો.

૨૬. (હે રસુલ!) તું કહે કે અલ્લાહજ તમને જીવાડે છે અને એજ તમને મૃત્યુ આપે છે, પછી એજ તમને કયામતના દિવસે કે જે (ના આવવા) માં કાંઈ સંદેહ નથી તમો સર્વેને ભેગાં કરી લેશે, પણ ઘણાં-ખરા લોકો (તે) જાણતા નથી.

રુકુઅ ૪ ૨૭. અને આકાશો તથા પૃથ્વીનો (સઘળો) અધિકાર અલ્લાહનેજ છે; અને જે દિવસે કયામત કાયમ થશે તે દિવસે (સત્યને) જુઠલાવનારા નુકસાનમાં રહેશે.

૨૮. અને તું દરેક ઉમ્મતને ગુઠણો પર પડેલી ઉભેલી નિહાળશે,

દરેક ઉમ્મતને પોત પોતાની કરણીના લેખ તરફ બોલાવવામાં આવશે; (અને તેમને કહેવામાં આવશે કે) જે કાર્યો તમે કર્યા કરતા હતા તેનો બદલો આજે મેળવશો.

૨૯. આ અમારૂં લખાણુ તમારી વિરૂદ્ધ યોગ્ય શાક્ષી આપે છે; જે જે કાર્યો તમે કર્યા કરતા હતા તે ખચીતજ અમે લખી લેતા હતા.

૩૦. પછી જે લોકો ઈમાન લાવ્યા છે અને સત્કાર્યો કર્યાં છે તેમને તો તેમનો પરવરદિગાર પોતાની રહેમતમાં દાખલ કરી લેશે, એજ તો ખુલ્લી સફળતા છે.

૩૧. હવે રહ્યા તે લોકો કે જેઓ ઇમાન લાવ્યા ન હતા, (તેમને કહેવામાં આવશે કે) શું મારી આયતો તમારી સામે પઢવામાં આવતી ન હતી? પણ તમે તેનાથી અકડયા કરતા હતા, અને તમે હતાજ ગુન્હેગાર લોકો.

૩૨. અને જ્યારે આ કહેવામાં આવતું હતું કે ખરેજ અલ્લાહનો વાયદો સાચો છે, અને કયામતની બાબતમાં કાંઇ સંદેહ નથી, ત્યારે તમે કહી દેતા કે કયામત શી વસ્તુ છે તે અમે જાણુતાજ નથી, અને કદાચને હોય તો તે પણ અમને તો ભ્રમ જેવીજ લાગે છે, અને અમને તેની મુદ્દલ ખાત્રી નથી.

૩૩. અને તેઓ જે કૃત્યો કરતા હતા તેની બુરાઈઓ તેમની સામે ઉઘડી જશે, અને જે વસ્તુઓની તેઓ હાંસી ઉડાવ્યા કરતા હતા તેજ તેમને ઘેરી લેશે.

૩૪. અને (તેમને) કહેવામાં આવશે કે આજે અમે તમને એવીજ રીતે ભૂલી જઇએ છીએ કે જેવી રીતે તમે આ દિવસના આવવાને ભુલી ગયા હતા, અને તમારૂં ઠેકાણું જહન્નમ છે, અને (હવે) તમારો કોઈ મદદગાર નથી.

૩૫. આ એ માટે કે તમોએ અલ્લાહની આયતોને મશ્કરીનું સાધન બતાવી લીધું હતું, અને દુનિયાની જીંદગીએ તમને ધોકો આપ્યો હતો, જેથી તેઓ તે દિવસે તેમાંથી બહાર જવા પામશે નહિ, અને ન તેમને (પશ્ચાતાપ કરી અલ્લાહને) રાજી કરી લેવાની

તક આપવામાં આવશે.

૩૬. માટે દરેક પ્રકારની તારીફ અલ્લાહ માટે છે કે જે આકાશોનો પરવરદિગાર તથા પૃથ્વીનો પરવરદિગાર (અને) સર્વ જગતોનો પરવરદિગાર છે.

૩૭. અને આકાશોમાં તથા પૃથ્વીમાં તેનીજ મોટાઈ છે; અને તે મહા પ્રબળ (અને) હિકમતવાળો છે.

---

# ભાગ ૨૬ મો.

## પ્રકરણ ૪૬ મું.

## સુરતુલ અહ્કાફ.

### એક રેતાળ પ્રદેશનું નામ.

મક્કામાં ઉતરેલી જેની ૩૫ આયતો અને ૪ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હા મીમ. રૂકુઅ ૧

૨. આ કિતાબ (કુરઆન) ઝબરદસ્ત હિકમતવાળા અલ્લાહ તરફથી ઉતરી છે.

૩. અમોએ આકાશો તથા જમીન અને જે કાંઈ તે બન્નેની વચ્ચે છે તે સઘળું નથી પેદા કર્યું પણ સત્ય હેતુપૂર્વક અને એક ઠરાવેલા સમય માટે; અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેમને જે વસ્તુઓ વડે બીવરાવવામાં આવે છે તેનાથી તેઓ મોઢું ફેરવી લે છે.

૪. (હે રસુલ!) તું કહે કે ભલા તમોએ વિચાર પણ કર્યો કે જે વસ્તુઓને તમે અલ્લાહના સિવાય પોકારો છો? મને દેખાડો કે તેમણે જમીનમાં શું ઉત્પન્ન કર્યું છે, અથવા તેમણે આકાશો (ના સર્જન) માં પણ કાંઈ ભાગ લીધો છે? અગર તમે (તમારા દાવામાં) સાચા છો તો આ (કુરઆન) પહેલાંની એકાદ કિતાબ અથવા જ્ઞાનથી ભરેલું કોઈ કથન મારી પાસે લઈ આવો.

૫. અને તેના કરતાં વધારે ગુમરાહ કોણ હશે જે અલ્લાહને છોડી એવાઓને પોકારે કે જે કયામત પર્યંત તેને જવાબજ ન આપે, અને તેઓ તે (મુશ્રિક) ઓના પોકારવાથી બેખબર પણ રહે.

૬. અને (કયામતના દિવસે) જ્યારે સઘળાં લોકો ભેગાં કરવામાં આવશે, ત્યારે તે (માઅબુદ) ઓ તેમનાં શત્રુ બની જશે, અને તેમની ઈબાદતનો પણ ઈનકાર કરશે

૭. અને જ્યારે તેમની સામે અમારી સ્પષ્ટ આયતો પઢવામાં આવે છે ત્યારે જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ તેમની પાસે સત્ય આવ્યું

ત્યારે તેના સંબંધમાં કહે છે કે આ તો ખુલ્લો જાદુ છે.

૮. શું તેઓ એમ કહે છે કે આ (કુરઆન)ને (રસુલે) પંડે જોડી કાઢયું છે? (હે રસુલ!) તું કહે કે જો મેં તે મારા તરફથી જોડી કાઢયું હોય તો પણ તમે અલ્લાહની સામે મારા કોઈ કામમાં નહિ આવો; જે જે વાતો તે (કુરઆન)ના સંબંધી તમે ઉડાડો છો તેનાથી તે સારી પેઠે વાકેફ છે; મારી તથા તમારી વચ્ચે શાક્ષિ આપવા માટે એજ (અલ્લાહ) પૂરતો છે; અને તે સૌથી મોટો માફ કરનાર (અને) રહેમ કરનારો છે.

૯. તું કહે કે હું રસુલોમાંથી એક નવો (અને પહેલોજ રસુલ) નથી, અને હું એ પણ નથી જાણતો કે મારી સાથે કેમ વર્તવામાં આવશે, અને ન આ કે તમારી સાથે કેમ વર્તવામાં આવશે; હું તો માત્ર મારા તરફ જે વહી કરવામાં આવે છે તેનુંજ અનુકરણ કરૂં છું, અને હું તો માત્ર એક ખુલ્લો ડરાવનારો છું.

૧૦. તું કહે કે ભલા તમોએ આ (વાત)માં પણ વિચાર કર્યો કે જો આ (કુરઆન) અલ્લાહના તરફથી હોય અને (છતાં) તમે તેનો ઇનકાર કરો, અને વળી બની ઇસરાઇલમાંથી એક શાક્ષિએ એવા એક (પુસ્તકના પ્રકટ થવાની) શાક્ષિ પણ આપી હોય, અને તે ઈમાન પણ લાવ્યો હોય, તે છતાં તમે મદાંધ બની રહ્યા હો (તો તમારા જાલિમ હોવામાં સંદેહજ શો છે)? નિસંશય અલ્લાહ જુલમગાર લોકોની રાહબરી કરતો નથી.

રૂકુઅ ૧૧. અને નાસ્તિકો ઇમાનદારોના સંબંધમાં કહે છે કે આ (રસુલ
૨ જે કાંઇ લાવ્યો છે તે) સારૂં હોત તો આ લોકો તેના તરફ અમારાથી પહેલ કરતે નહિ; અને કારણ કે તેઓ તે (કુરઆન) વડે હીદાયત મેળવવા ઇચ્છતા નથી એટલે તેઓ એજ કહેશે કે આ તો પ્રાચીન વખતનું જૂઠાણું છે.

૧૨. અને આ (કુરઆન ઉતરવા) આગમચ મુસાની કિતાબ (પ્રકટ થઈ ચૂકી હતી કે જે) માર્ગદર્શક અને રહેમત હતી; અને આ અરબી ભાષામાં (હોઇ મુસાની કિતાબની) સત્યતા (ને સમર્થન) આપનારી છે

કે જેથી જે લોકો જુલમગાર છે તેમને (અલ્લાહના અઝાબથી) ડરાવે, અને નેકી કરનારાઓને ખુશખબર આપે.

૧૩. બેશક જે લોકો એમ કહે છે કે અમારો પરવરદિગાર અલ્લાહ છે, પછી એ (માન્યતા) ઉપર મકકમ રહે છે, તો તેમને ન તો કાંઇ ભય રહેશે અને ન તો તેઓ ઉદાસ થશે.

૧૪. એજ લોકો સ્વર્ગવાસી છે, તેમાં તેઓ હમેશના રહેનારા છે; આ બદલો તેઓ જે સત્કાર્યો કરતા હતા તેનો છે.

૧૫. અને અમોએ મનુષ્યને તેના માતપિતાના સંબંધમાં ઉપકાર (ભલાઇ) કરવાનો હુકમ આપ્યો છે; (કારણ કે) તેની માએ તેને કષ્ટ સાથે ગર્ભાશયમાં રાખ્યો, અને (વળી) કષ્ટ સાથે તેને જણ્યો; અને તેના ગર્ભ (માં રહેવા)ની તથા દૂધ છોડવવા (સુધી)ની મુદ્દત ત્રીસ મહિના થઈ; અહીં સુધી કે જ્યારે તે પોતાની પૂરેપૂરી શકિતએ પહોંચી ગયો અને ચાલીશ વર્ષની વયે પહોંચ્યો ત્યારે તેણે અરજ કરી કે હે મારા પરવરદિગાર! મને એવી પ્રેરણા આપ કે હું તારી તે બક્ષિશોનો પાડ માનું કે જે તેં મારા પર તથા મારા માતપિતા પર અર્પણ કરી છે, અને હું કોઇ એવું સત્કાર્ય કરૂં કે જે તને પસંદ પડે, અને મારા માટે મારી ઓલાદમાં સદાચારીઓ પેદા કરી દે; બેશક હું તારી હજુરમાં રજુ થાઉં છું, અને નિસંશય હું આજ્ઞાપાલકો માંહેનો છું[1].

૧૬. સ્વર્ગવાસીઓ માંહેના આ એજ લોકો છે કે તેમણે જે જે સત્કાર્યો કર્યાં છે તે અમે કબુલ કરી લઈશું, અને તેમના દુરાચારોથી અમે દરગુજર કરીશું; (આ) સાચો વાયદો છે જે તેમનાથી (દુનિયામાં) કરવામાં આવ્યો હતો.

૧૭. અને તે શખસ કે જેણે (પોતાના) માબાપને કહ્યું કે મને તો તમારા પ્રત્યે ઘૃણા છે; શું તમે બન્ને મને એ (વાત)થી બીવરાવો છો

---

૧ અહીં ૧૫ થી ૨૦ આયત સુધીમાં નેકબખ્ત (સારા) અને બદબખ્ત (નરસા) લોકોનું શબ્દચિત્ર દોરવામાં આવ્યું છે, સારા લોકો તેઓ છે, જે અલ્લાહ તથા પોતાના માતપિતાના હકનું પાલન કરે છે, અને અલ્લાહે આપેલી નેઅમતોથી લાભ ઉપાડે છે, અને સઘળા કાર્યોમાં અલ્લાહ તરફથી રજુ થાય છે; નરસા લોકો તેઓ છે, જે અલ્લાહ તથા પોતાના માતપિતાના હકની પરવાહ કરતા નથી, અને અલ્લાહે આપેલ નેઅમતોની કૃતઘ્નતા કરે છે.

કે હું કબરમાંથી (પાછો) કાઢવામાં આવીશ ? જોકે મારી પહેલાં ઘણી પેઢીઓ પસાર થઈ ગઈ છે (પણ કોઇ પાછી જીવતી થઈ નથી); અને બન્ને (માબાપ) એ અલ્લાહ પાસે ફરિયાદ કરી મદદ માગતા તેને કહેતા હતા કે અફસોસ તારી હાલત પર! તું ઈમાન લઇ આવ, નિસંશય અલ્લાહનો વાયદો સાચો છે, પરંતુ તે એજ કહેતો રહ્યો કે એ તો કેવળ આગલાઓની કહાણીઓ છે.

૧૮. આ એજ લોકો છે કે જેમના ઉપર શિક્ષાનું વચન સિદ્ધ થઇ ચૂકયું છે, તેમની અગાઉ થઈ ગએલી જીન્નાતો તથા ઇન્સાનોની ઉમ્મતોની જેમ; નિસંશય તેઓ હતાજ નુકસાન પામનારા.

૧૯. અને દરેકના માટે તેમના કર્મોના પ્રમાણમાં દરજ્જા છે અને તે એ માટે કે અલ્લાહ તેમના કાર્યોનો પૂરેપૂરો બદલો આપે અને તેમના પર કાંઈ જુલમ કરવામાં ન આવે.

૨૦. અને જે દિવસે તે લોકો કે જેઓ ઇમાન નથી લાવ્યા જહન્નમ સમક્ષ લાવવામાં આવશે ત્યારે (તેમને કહેવામાં આવશે કે) તમે સંસારી જીંદગીમાં તો તમારા ભાગની સારી વસ્તુઓ લઇ ચૂકયા, અને તેનો લાભ પણ ઘણો ભોગવી ચૂકયા, અને તમે પૃથ્વીમાં વિના કારણે ગર્વિષ્ઠ રહેતા હતા તથા તમે અત્યાચાર કર્યા કરતા હતા તે કારણે આજે તમને હીણપતભર્યા અઝાબનો બદલો આપવામાં આવે છે.

રૂકુઅ ૩ ૨૧. (હે રસુલ !) આદ (ની કોમ)ના ભાઈબંધ (હુદ)ને યાદ કર; જ્યારે તેણે પોતાની કોમને અહ્કાફ્ (ના રેતાળ પ્રદેશ)માં ડરાવ્યા, જોકે તેની આગમચ તથા પછી બીજા પણ ડરાવનારા આવી ચૂકયા હતા, (એમ કહીને કે) તમે લોકો અલ્લાહના સિવાય બીજા કોઇની ઇબાદત કરો નહિ; નિસંશય મને તમારા માટે મહાન દિવસના અઝાબનો અંદેશો છે.

૨૨. તેમણે કહ્યું, શું તું એ માટે આવ્યો છે કે અમને અમારા માઅબુદોથી ફેરવી નાખે ? માટે જો તું સાચાઓ માંહેનો હોય તો જે વસ્તુથી અમને ડરાવે છે તે અમારા પર લઈ આવ.

૨૩. તેણે ફરમાવ્યું કે તે (નું) જ્ઞાન તો અલ્લાહ પાસે છે, અને હું તો જે સંદેશા સાથે મોકલવામાં આવ્યો છું તેજ પહોંચાડી રહયો છું, પરંતુ

હું જોઉં છું કે તમે (તદ્દન) અજ્ઞાન લોકો છો.

૨૪. પછી જ્યારે તેમણે પોતાના મેદાનો તરફ તે (અઝાબ) ને એક વાદળના આકારમાં આવતાં દીઠો ત્યારે તેઓ કહેવા લાગ્યા કે આ એક વાદળ છે કે જે અમારા પર મેહ વરસાવશે; (ત્યારે હૂદે ફરમાવ્યું, ના) બલ્કે એ તો તે (અઝાબ) છે કે જેના માટે તમે ઉતાવળ કર્યા કરતા હતા; (યાને) એક વાવાઝોડું છે જેમાં દર્દભર્યો અઝાબ છે:

૨૫. તે પોતાના પરવરદિગારની આજ્ઞાથી દરેક વસ્તુનો નાશ કરી નાખશે; પછી તેઓ એકાએક એવા થઇ ગયા કે તેમનાં (ખાલી) મકાનજ મકાન નજરે પડતા હતા. અમે ગુન્હેગારોને એવીજ રીતે બદલો આપ્યા કરીએ છીએ.

૨૬. અને ખરેજ અમોએ તેમને તે (ભૂમિ) માં સ્થાયી કરીને એવા સમર્થ બનાવી દીધા હતા કે તેવા સમર્થ તમને તેમાં નથી બનાવ્યા, અને અમોએ તેમને પણ કાન તથા આંખો તથા અંતઃકરણો આપ્યા હતા, પછી જ્યારે તેઓ અલ્લાહની નિશાનીઓનો ઇનકાર કરવા લાગ્યા ત્યારે ન તેમના કાન કામમાં આવ્યા અને ન તેમની આંખો અને ન તેમના અંતઃકરણો, અને જે (અઝાબ) ની તેઓ હાંસી ઉડાડતા હતા તેણેજ તેમને ઘેરી લીધા.

૨૭. અને (હે મક્કાવાસીઓ!) ખરેજ અમોએ તમારી આજુ રૂકુઅ
બાજુની વસ્તીઓનો નાશ કર્યો, અને તે (ને લગતી) આયતો અમે વારંવાર ૪
વર્ણવતા રહીએ છીએ કે કદાચને તેઓ (સન્માર્ગે) પાછા ફરે.

૨૮. પછી તેમણે—કે જેમને તેઓએ અલ્લાહના સિવાય નજદીકી મેળવવાના હેતુથી માઅબુદો બનાવી લીધા હતા—તેમની સહાય કેમ ન કરી? બલ્કે તેઓ તો તેમનાથી અદ્રષ્ય થઈ ગયા, અને આ જ તેમનું અસત્ય તથા તેમની ઉપજાવી કાઢેલી (હકીકત) છે.

૨૯. અને (તે સમયને યાદ કર) જ્યારે અમોએ જીન્નાતોના એક ટોળાંને તારી તરફ તારૂં કુરઆનનું વાચન ધ્યાનપૂર્વક સાંભળવા માટે આકર્ષ્યું હતું,[1] પછી જ્યારે તેઓ તે સાંભળવા હાજર થયા તો એક

---

૧ પયગમ્બરે આખેરૂઝ્ઝમાન હઝરત મોહમદ સ. અ. વ. તાઇફથી પાછા ફરતાં બત્ને નખ્લમાં

બીજાને કહેવા લાગ્યા કે ખામોશ રહો; પછી જ્યારે તે પુરૂં થઈ ચૂક્યું ત્યારે તેઓ (અલ્લાહની શિક્ષાથી) ડરાવનારા બની પોતાની કોમમાં પાછા ગયા.

૩૦. (અને ત્યાં જઇ) કહેવા લાગ્યા કે હે અમારી કોમ! અમે એક એવી કિતાબ સાંભળીને આવ્યા છીએ કે જે મુસાની પછી ઉતારવામાં આવી છે, જે તેની આગળની કિતાબની સચ્ચાઈ (ને સમર્થન) આપનારી છે, અને સત્યતા તરફ તથા સન્માર્ગ તરફ હિદાયત કરનારી છે.

૩૧. હે અમારી કોમ! અલ્લાહના તરફ બોલાવનારની વાત માનો અને તેના પર ઇમાન લઈ આવો; અલ્લાહ તમારા ગુન્હા માફ કરી દેશે અને તમને દુ:ખદાયક અઝાબથી ઉગારી લેશે.

૩૨. અને જે શખસ અલ્લાહના તરફ બોલાવનારની વાત નહિ માને તે પૃથ્વીમાં (તેને) હરગીઝ લાચાર બનાવી નહિ શકે, અને તે (અલ્લાહ)ના સિવાય તેનો કોઇ કાર્યસાધક થશે નહિ; એજ લોકો છે કે જે ખુલ્લી ગુમરાહીમાં છે.

૩૩. શું તેમણે આ નથી વિચાર્યું કે અલ્લાહ કે જેણે આકાશો તથા પૃથ્વીને પેદા કર્યાં છે, અને તેના પેદા કરવાથી (મુદ્દલ) થાક્યો નહિ, એજ અલ્લાહ મુર્દાઓને પણ સજીવન કરી દેવાનો કાબુ ધરાવે છે? અલબત્ત તે દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવે છે.

૩૪. અને જે દિવસે તે લોકો કે જેઓ ઇમાન નથી લાવ્યા જહન્નમ સમક્ષ લાવવામાં આવશે, (અને તેમને કહેવામાં આવશે કે) શું આ સત્ય નથી? ત્યારે તેઓ કહેશે કે અમારા પરવરદિગારની કસમ! આ ખચીતજ (સત્ય) છે; ફરમાવશે કે તમે ઇનકાર કર્યા કરતા હતા તે કારણે હવે અઝાબની મજા ચાખો.

---

રાતવાસો કર્યો. જ્યાં રાત્રે ઉઠીને તહજ્જુદની નમાઝમાં કુરઆનની તીલાવત કરતા હતા ત્યારે જીનાતોનું એક ટોળું ત્યાંથી પસાર થતું હતું તેમના કાનોમાં આપના કુરઆન પઢવાનો અવાજ પહોંચ્યો, આથી તેઓ ત્યાં થોભી ગયા અને એક ચિત્તે શ્રવણ કરવા લાગ્યા. આ જીનો મુસા અ. સ. ની કોમમાંથી હોવા જોઇએ, કારણ કે તેઓ તૌરેતને છેલ્લું આકાશી પુસ્તક માનતા હતા.

આ જીનો પયગમ્બર સાહેબ પર ઇમાન લાવ્યા, અને પોતાની કોમમાં જઈ ઈસ્લામનો પ્રચાર કરવા લાગ્યા તે તરફ આ આયતમાં ઇશારો છે.

૩૫. માટે (હે રસુલ!) તું પણ એવીજ ધીરજ ધર જેવી કે રસુલોમાંથી ઉલુલ અઝમ [૧] (મહા હિમ્મતવાળા) રસુલોએ ધરી હતી, અને તેમના માટે (અઝાબની) ઉતાવળ ન કર; જે દિવસે આ લોકો તે (અઝાબ) ને નીહાળશે કે જેનો તેમને વાયદો કરવામાં આવે છે ત્યારે તેમને એવું લાગશે કે દિવસના એક કલાક કરતાં વધુ (સમય) તેઓ દુનિયામાં થોભ્યા ન હતા; (હે રસુલ!) તારો (સંદેશો) પહોંચાડવોજ બસ છે. શું નાફરમાન લોકો સિવાય અન્ય કોઈ નાશ પામશે?

---

## પ્રકરણ ૪૭ મું.

## સુરએ મોહમ્મદ.

### હઝરત મોહમ્મદ સ. અ. વ.

મદીનામાં ઉતરેલી જેની ૩૮ આયતો અને ૪ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જે લોકો ઈમાન લાવ્યા નથી અને (લોકોને) અલ્લાહના માર્ગથી અટકાવ્યા છે તેમના કર્મો તે (અલ્લાહ) રદ કરી નાખશે. રૂ૧

૨. અને જે લોકો ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તથા મોહમ્મદ (સ. અ. વ.) પર જે કાંઈ ઉતારવામાં આવ્યું છે તેના પર પણ ઈમાન લાવ્યા કે જે (કુરઆન) સત્ય છે, અને જે તેના પરવરદિગાર તરફથી ઉતર્યું છે, તો (અલ્લાહ) તેમનાથી તેમની બદીઓ દૂર કરી દેશે, અને તેમની સ્થિતિ સુધારી દેશે.

---

૧ ઉલુલ અઝમનો ખિતાબ ચાર નબીઓને આપવામાં આવ્યો હતો ૧ હ૦ નૂહ અ. સ. ૨ હ૦ ઇબ્રાહીમ અ. સ. ૩ હ૦ મુસા અ. સ. ૪ હ૦ મોહમ્મદ સ. અ. વ.

૩. આ એ માટે કે જેઓ ઈમાન ન લાવ્યા તેમણે તો અસત્યનું અનુકરણ કર્યું, એને જેઓ ઇમાન લાવ્યા તેમણે ખરેજ પોતાના પરવરદિગાર તરફના સત્યનું અનુકરણ કર્યું; આવી રીતે અલ્લાહ લોકો (ના સમજવા) માટે તેમનાજ દાખલા વર્ણવે છે.

૪. પછી જ્યારે તમે નાસ્તિકોથી લડાઈમાં મુકાબલો કરો તો (તેમની) ગરદનો (બેધડક) ઉડાડી દો; અહીં સુધી કે જ્યારે તમે તેમને સારી પેઠે જેર કરી ચૂકો, તો પછી (તેમને) મુશ્કેટાટ (બંદીવાન) કરી લો, પછી તે બાદ અગર ઉપકાર કરવો હોય (તો તેમને છોડી દો) અથવા ફિદીયો (છુટકારાનો અવેજ) લઈ જતા કરો, જ્યાંસુધી લડાઈમાં (ભાગ લેનારાઓ) પોતાના હથિઆર હેઠા મૂકી દે, એમજ થવું જોઇએ; અને અગર અલ્લાહ ચાહતે તો તે પોતેજ તેમનાથી (પૂરતો) બદલો લઇ લેતે, પરંતુ તમારામાંથી કેટલાકોને કેટલાકોની સામે અજમાવવા માટે (તેમ કર્યું નહી); અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા જાય છે તેમના કર્મો તે હરગીઝ એળે જવા દેશે નહિ.

૫. તે (અલ્લાહ) તરતમાંજ તેમની રાહબરી કરશે અને તેમની સ્થિતિ સુધારી દેશે.

૬. અને તેમને એવા સ્વર્ગમાં દાખલ કરી દેશે કે જેની ઓળખ તેમને (પહેલાંથી) આપી દીધી છે.

૭. હે ઈમાન લાવનારાઓ! અગર તમે અલ્લાહ (ના દીન) ની મદદ કરશો તો તે પણ તમારી મદદ કરશે, અને તમારા પગ જમાવી દેશે.

૮. અને જે લોકો ઈમાન લાવ્યા નથી તેમના માટે વિનાશ છે, અને તે તેમના કર્મો વ્યર્થ કરી દેશે.

૯. આ એ માટે કે અલ્લાહે જે કાંઈ ઉતાર્યું છે તેનાથી તેમણે તિરસ્કાર કર્યો છે, જેથી તે પણ તેમના કર્મો નિરર્થક કરી નાખશે.

૧૦. શું તે લોકો પૃથ્વીમાં હર્યા ફર્યા નથી કે તેઓ જોઈ લેતે કે જે લોકો તેમની પહેલાં હતા તેમનો અંત કેવો આવ્યો? અલ્લાહે તેમનો સર્વનાશ કરી નાખ્યો, અને આ નાસ્તિકોનો પણ તેમના જેવોજ (અંત) આવનાર છે.

૧૧. આ એ માટે કે અલ્લાહ તે લોકોનો મદદગાર છે કે જે લોકો ઈમાન લાવ્યા છે, અને આ કે ઈમાન નહિ લાવનારાઓ માટે કોઈ પણ મદદગાર નથી.

૧૨. બેશક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યાં તેમને રૂકુ ૨
અલ્લાહ એવી જન્નતોમાં દાખલ કરી દેશે કે જેની હેઠળ નદીઓ વહે છે; અને જે લોકો ઈમાન નથી લાવ્યા તેઓ (આલોકમાંજ) એવી રીતે લાભ મેળવે છે અને એવી રીતે ખાય પીએ છે જેમકે પશુઓ ચરી ખાય છે, અને (પરલોકમાં) તેમનું ઠેકાણું આગ છે.

૧૩. તારી આ વસ્તી કરતાં કે જે(ના લોક) ઓએ તને કાઢી મૂક્યો છે ઘણીએ બળવાન વસ્તીઓનો અમોએ નાશ કરી નાખ્યો, પછી (તે વેળા) તેમનો કોઈજ મદદગાર ઉઠયો નહી.

૧૪. શું તે શખસ કે જે પોતાના પરવરદિગાર તરફથી ખુલ્લી દલીલ પર હોય તેના જેવો થઇ શકે છે કે જેની નજરમાં તેના કૃત્યોની બુરાઈ શોભા પામી ગઇ હોય, અને તેમણે પોતાની મનોવાંછાઓની તાબેદારી કરી હોય?

૧૫. તે જન્નત કે જેનો પરહેઝગારોને વાયદો કરવામાં આવ્યો છે તે એવી હશે કે તેમાં કેટલીક નહેરો એવી હશે કે જેનું પાણી વાસી થતું નથી, અને કેટલીક નદીઓ એવા દૂધની હશે કે જેનો સ્વાદ બદલાતો નથી, અને કેટલીક નદીઓ એવા પીણાંની હશે કે જે પીનારાઓ માટે (અનહદ) સ્વાદિષ્ટ હશે, અને કેટલીક નદીઓ ચોકખા મધની હશે; અને તે લોકો માટે તે (સ્વર્ગ)માં દરેક પ્રકારના (સ્વાદિષ્ટ) મેવા હશે, અને તેમના પરવરદિગાર તરફથી (મળનારી) માફી પણ; ભલા (આ પરહેઝગાર લોકો) તે લોકોના જેવા હોઇ શકે છે કે જે સર્વદા જહન્નમમાં રહેશે, અને જેમને એવું ગરમ પાણી પીવડાવવામાં આવશે કે તે તેમના આંતરડાં કાપી નાખશે!

૧૬. અને (હે રસુલ!) તેઓમાંથી કોઇ કોઇ એવા પણ છે જે તારી તરફ લક્ષ દઇને સાંભળે છે, અહીં સુધી કે જ્યારે તારી પાસેથી ઉઠી ચાલ્યા જાય છે ત્યારે જે લોકોને (કુરઆનનું) જ્ઞાન આપવામાં

આવ્યું છે તે લોકોને કહે છે કે હમણાં આ (રસુલ) એ શું કહ્યું? એજ તે લોકો છે કે જેમના અંતઃકરણો પર અલ્લાહે મોહોર મારી દીધી છે, અને તેઓ પોતાની મનોવાંછા મુજબ ચાલે છે.

૧૭. અને જે લોકો સન્માર્ગને અનુસરે છે તેમની સન્માર્ગની પ્રેરણાને તે (અલ્લાહ) વધુ વધારી દે છે, અને તેમને પરહેઝગારીની પ્રેરણા આપે છે.

૧૮. તો શું તેઓ કયામત તેમને ઓચિંતી આવી પકડે તે સિવાય બીજી કોઇ વસ્તુની રાહ જુએ છે? તેના ચિન્હો તો આવી ચૂક્યા છે, પછી જ્યારે તે (કયામત તેમની સામે) આવી લાગશે ત્યારે તેમનું સમજવું તેમના શા કામમાં આવશે?

૧૯. માટે આ સમજી લે કે અલ્લાહના સિવાય કોઈ માઅબુદ નથી, અને તું તારી (ઉમ્મતના) ગુન્હાઓની માફી માટે તથા દરેક મોમીન પુરૂષ અને દરેક મોમીન સ્ત્રી માટે ક્ષમા માગ; અને અલ્લાહ તમારા ચાલવા ફરવા અને તમારા રહેઠાણને સારી પેઠે જાણે છે.

રૂકુઅ ૩ ૨૦. અને જે લોકો ઈમાન લાવ્યા છે તેઓ કહે છે કે (જેહાદને લગતું) કોઈ પ્રકરણ કેમ ઉતારવામાં આવ્યું નથી? પણ જ્યારે કોઇ સ્પષ્ટ પ્રકરણ ઉતારવામાં આવે છે અને તેમાં ધર્મયુદ્ધ (જેહાદ)નું વર્ણન પણ કરવામાં આવે છે ત્યારે તું તે લોકોને જુએ છે કે જેમના અંતઃકરણોમાં (દંભનો) રોગ છે તેઓ તારી પ્રત્યે એવી દ્રષ્ટિએ નીહાળે છે કે જાણે તેમના ઉપર મૃત્યુની મૂર્છા છવાઇ ગઈ (ન) હોય! માટે તેમના માટે ખરાબીજ છે.

૨૧. આજ્ઞાનું પાલન કરવું અને યોગ્ય વાત કહેવી (ઉત્તમ છે), પછી જ્યારે મામલો પાકો થઈ જાય (યાને લડાઈ છેડાઇ જાય) ત્યારે અગર તેઓ અલ્લાહથી સાચા રહે તો ખચીતજ (પરિણામ) તેમના માટે બેહુતર થાય.

૨૨. પણ જો તમે સત્તાવાન થઇ જાઓ તો શું આ સંભવીત નથી કે પૃથ્વી ઉપર ફસાદ ફેલાવવા લાગી જાઓ, અને કુટુંબીજનો (સાથે)નો સંબંધ તોડી નાખો?

૨૩. એજ તે લોકો છે કે જેમના પર અલ્લાહે લાનત કરી છે, પછી તેમને બહેરા બનાવી દીધા છે, અને તેમના ચક્ષુઓ આંધળા કર્યા છે.

૨૪. છતાં શું આ લોકો કુરઆન પર ચિંતવન નથી કરતા, અથવા શું તેમના અંતઃકરણો પર તાળાં પડેલાં છે?

૨૫. નિસંશય જે લોકો પર હિદાયત જાહેર થઈ ચૂકયા બાદ પણ તેઓ પોતાના પાછલા પગે (નાસ્તિકપણાં તરફ) ફરી જાય તો તેમના માટે શેતાન (તેમ કરવું) સહેલું કરી દે છે; અને તે (અલ્લાહ) તેમને મોહલત આપે છે.

૨૬. આ એ માટે કે તે (મુનાફીક)ઓ તે (યહુદી) લોકોને કે જેઓ અલ્લાહના ઉતારેલા (કુરઆન) તરફ અણગમો દર્શાવે છે તેમને કહે છે કે અમે કેટલાક મામલાઓમાં તમારૂં કહ્યું માનીશું, અને અલ્લાહ તેમના ભેદોને સારી પેઠે જાણે છે.

૨૭. પણ તે વખતે (તેમની) કેવી દશા થશે કે જ્યારે ફરિશ્તા તેમનો અંત એવી સ્થિતિમાં લાવશે કે તેમના મોઢાં તથા પીઠો પર માર મારતા હશે.

૨૮. આ એ માટે કે તેમણે તે વસ્તુનું અનુકરણ કર્યું કે જે અલ્લાહને નારાજ કરતી હતી, અને તેની ખુશી તરફ અણગમો દેખાડયો, આથી તેણે પણ તેમની કરણીઓને નિરર્થક કરી નાખી.

૨૯. શું તે લોકોએ—કે જેમના મનમાં (દંભનો) રોગ છે—એમ સમજી લીધું છે કે અલ્લાહ તેમના કીનાઓને જાહેર નહિ કરે? રૂકુઅ ૪

૩૦. અને જો અમે ચાહીએ તો તે (કીનાખોર) લોકો તને દેખાડી દઇએ, જેથી તું (પોતમેળે) તે લોકોને તેમના મોઢાના ચિન્હો પરથી પારખી કાઢે; અને તું તેમની વાતચીતની છટા પરથી પણ તેમને અવશ્ય ઓળખી શકશે; અને અલ્લાહ તમારા કર્મોને સારી પેઠે જાણે છે.

૩૧. અને અમે તમારી કસોટી અવશ્ય કરીશું, એટલે સુધી કે તમારામાંથી જેહાદ (ધર્મયુદ્ધ) કરનારાઓ તથા ધૈર્ય ધરનારાઓને અમે સમજી લઇએ, અને તમારી સ્થિતિઓને અજમાવી લઇએ.

૩૨. નિસ્સંશય જે લોકો ઈમાન નથી લાવ્યા અને (લોકોને) અલ્લાહના

માર્ગથી અટકાવ્યા અને તેમના ઉપર હિદાયત ઉઘડી ચૂકી હતી તે બાદ પણ તેમણે રસુલની વિરૂદ્ધતા કરી તેઓ અલ્લાહનું હરગીઝ કાંઇ બગાડશે નહિ; અને તે તેમના કર્મો ઘણાજ જલદી નકામા કરી નાખશે.

૩૩. હે ઈમાન લાવનારાઓ! તમે અલ્લાહની આજ્ઞા માનો તથા રસુલની આજ્ઞા માનો અને તમારા કર્મો નિરર્થક[1] બનાવો નહિ.

૩૪. બેશક જે લોકો ઈમાન નથી લાવ્યા અને (લોકોને) અલ્લાહના માર્ગથી અટકાવ્યા, પછી નાસ્તિકપણાંની સ્થિતિમાંજ મરી ગયા તો અલ્લાહ તેમને હરગીઝ માફ નહિ કરે.

૩૫. માટે નરમ થઇ ન જાઓ અને (દુશ્મનો સાથે) સુલેહની માગણી પણ ન કરો, અને (જાણજો) કે તમેજ સર્વોપરી રહેશો, અને અલ્લાહ તમારી સાથે છે અને તે તમારા કર્મો હરગીઝ વ્યર્થ જવા દેશે નહિ.

૩૬. આલોકનું જીવન રમત ગમત સિવાય કાંઈજ નથી, અને જો તમે ઈમાન લાવશો તથા પરહેઝગાર રહેશો તો તે તમારા બદલા તમને (અવશ્ય) આપશે, અને તે તમારી પાસે તમારી (સઘળી) માલ મિલ્કત માગશે નહિ.

૩૭. અગર તે તમારાથી (સઘળો માલ) માગે અને તમને (તે આપી દેવા માટે) આગ્રહ કરે તો તમે (જરૂર) કંજુસાઇ કરશો, અને તે (અલ્લાહ) તમારો કીનો જાહેર કરી દેશે.

૩૮. લ્યો સાંભળો પણ છો? તમે તે છો કે જેમને અલ્લાહની રાહમાં કાંઈ ખરચ કરવા માટે બોલાવવામાં આવે છે, પણ તમારામાં કોઇ કોઈ એવો પણ છે જે કંજુસાઇ કરે છે, અને જે કંજુસાઈ કરશે તો તે પોતાનીજ જાત માટે કંજુસાઇ કરશે; અને અલ્લાહ તવંગર છે, અને તમે (તેના) મોહતાજ છો, અને જો તમે (અલ્લાહના હુકમથી) મોઢું ફેરવી લેનારા થઇ જશો તો તે તમારા બદલે બીજા લોકો લઇ આવશે, પછી તેઓ તમારી જેમ (સાંકડા મનનાં) થશે નહિ.

---

૧ અર્થાત બીજાઓને દેખાડવા માટે કે સંભળાવવા માટે અથવા ગર્વ કરવા માટે કોઇ કાર્ય કરશો તો તે નિરર્થક થશે એટલે એળે જશે માટે એમ કરતાં બચો.

## પ્રકરણ ૪૮ મુ.

## સુરતુલ ફતહ.

## વિજય.

**મદીનામાં ઉતરેલી જેની ૨૯ આયતો અને ૪ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ ! આ હુદયબીયાની સુલેહ નથી) બલ્કે અમોએ તને વાસ્તવમાં ખુલ્લે ખુલ્લી ફતેહ અર્પણ કરી છે:[૧] રૂકુઅ ૧

૨. કે જેથી અલ્લાહ તારી (ઉમ્મતના) આગલા ગુન્હા માફ કરી દે તેમજ પાછલા પણ, અને પોતાની નેઅમત તારા પર સંપુર્ણ કરી નાખે, તેમ તને સન્માર્ગ પર સાબિત કદમ રાખે:

૩. અને અલ્લાહ ઝબરદસ્ત મદદ વડે તારી મદદ કરે.

૪. તે એજ છે જેણે મોમીનોના દિલોમાં શાંતવન ઉતાર્યું કે જેથી તેમની આસ્થા સાથે વધુ આસ્થા વધે, અને આકાશો તથા જમીનના લશ્કર અલ્લાહનાંજ છે; અને અલ્લાહજ જ્ઞાનિ (અને) હિકમતવાળો છે.

૫. આ એ માટે કે મોમીન પુરૂષો તથા મોમીન સ્ત્રીઓને જન્નતમાં દાખલ કરે જેમની હેઠળ નદીઓ વહે છે, જેમાં (તેઓ) સદાના રહેવાસી બને અને તેમનાથી તેમની બદીઓ દૂર કરે; અને અલ્લાહની પાસે એજ મહાન સફળતા છે.

૬. અને દાંભિક પુરૂષો તથા દાંભિક સ્ત્રીઓ અને મુશ્રીક પુરૂષો તથા મુશ્રીક સ્ત્રીઓ કે જેઓ અલ્લાહના સંબંધમાં નઠારા ગુમાન કર્યા કરે છે તેમને શિક્ષા આપે. એમના ઉપરજ કાળચક્ર આવી પડશે, અને

---

૧ હિજરતના સાતમા વર્ષે ઝીલકાઅદ મહિનામાં હઝરત મોહમ્મદ સ. અ. વ. એ મક્કે જવાનો ઇરાદો કર્યો, અને ઘણાં મુસલમાનો આપની સાથે મદીનાથો રવાના થયા; પરંતુ કુરૈશીઓએ દુશ્મનાવટ ને લીધે આપને મકકામાં દાખલ થવા દીધા નહિ. આથી આપ પશ્ચિમ તરફ ફર્યા અને હુદયબીયા નામના સ્થળે પડાવ નાખ્યો. અહિં મકકાવાસીઓ સાથે વાટાઘાટ ચાલી અને સુલેહનામું મુકર્રર થયું તેને હુદયબીયાની સંધી તરીકે ઓળખવામાં આવે છે. આ સંધીના કરારોમાં એક કરાર આ પણ હતો કે સઘળા મતભેદ દશ વર્ષ સુધી ભૂલી જવા, અર્થાત શત્રુતા બંધ રાખવી, અને મુસલમાનોને વર્ષમાં એક વખત મકકામાં આવવાનો અને ત્યાં ત્રણ દિવસ રહેવાનો હક આપ્યો.

આ સંધીને અલ્લાહે "ખુલ્લી ફતેહ" એટલા માટે ઓળખાવી છે કે એ સંધી પછી મુસલમાનો એક પછી એક લડાઇમાં વિજય મેળવતા ગયા.

અલ્લાહુ તેમના પર કોપાયમાન છે તથા તેમના પર લાનત કરી છે અને તેમના માટે જહન્નમ તૈયાર કરી રાખી છે; અને (તે) ઘણુંજ બુરૂં રહેઠાણ છે.

૭. અને આકાશો તથા પૃથ્વીના (સઘળાં) લશ્કર અલ્લાહુનાંજ છે; અને અલ્લાહ ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૮. (હે રસુલ!) નિસંશય અમોએ તને શાક્ષી આપનાર તથા ખુશખબર આપનાર તથા ડરાવનાર બનાવી મોકલ્યો છે:

૯. એ માટે કે તમે લોકો અલ્લાહુ પર તથા તેના રસુલ પર ઇમાન લાવો, અને તેની સહાય કરો તથા તેનું આદરમાન કરો; તેમ સવાર સાંજ તે (અલ્લાહુ)ની પવિત્રતા વર્ણવો.

૧૦. (હે રસુલ!) જે લોકો (હુદયબીયાની સંધી વખતે) તારાથી બયઅત (તારા હાથ પર હાથ રાખી પ્રતિજ્ઞા) કરે છે તેઓ (વાસ્તવમાં) અલ્લાહુથીજ બયઅત કરે છે, તેમના હાથો પર અલ્લાહુનો હાથ છે, પછી જે પ્રતિજ્ઞાનો ભંગ કરે તો તે પોતાનીજ જાતની હાનિ માટે ભંગ કરશે, અને જે અલ્લાહુની સાથે કરેલા વચનને પૂર્ણ કરશે તો નજીકમાંજ તે તેમને મોટો બદલો આપશે.

રૂકુઅ ૨ ૧૧. પાસે છે કે બદદુઓમાંથી જેઓ (હુદયબીયાથી) પાછળ રહી ગયા હતા તેઓ તને આ કહેશે કે અમારા માલ તથા અમારા બાલબચ્ચાંઓની સંભાળમાં રોકાઈ ગયા હતા માટે તું અમારા માટે ક્ષમા (ની દુઆ) માગ; તેઓ તેમની જીભે જે કહે છે તે તેમના મનમાં નથી; (હે રસુલ!) તું કહે કે અગર અલ્લાહુ તમારા સંબંધમાં કાંઇ નુકસાન ચાહે અથવા તમારા સંબંધમાં કાંઇ નફો ચાહે તો તેની આગળ એવો કોણ છે કે જેનો તમારી ખાતર કાંઇ બસ ચાલી શકે? બલ્કે તમે જે કર્મો કરો છો તેનાથી અલ્લાહ વાકેફ છે.

૧૨. વાત આ છે કે તમોએ તો એવું ધારી લીધું હતું કે રસુલ તથા મોમીનો (હુદયબીયાની લડાઈમાંથી) કદીપણ પોતાના બાલબચ્ચાંઓમાં પાછા ફરીને નહિ આવે, અને આ વાત તમારા મનમાં શોભા પામી ગઈ હતી, અને તમોએ ખરાબ તર્કો બાંધી લીધા હતા; અને

તમે હતાજ નાશ પામનારા.

૧૩. અને જે (કોઈ) અલ્લાહ પર તથા તેના રસુલ પર ઈમાન નહિ લાવે તો અમોએ પણ એવા નાસ્તિકો માટે ખરેજ ભડભડતી આગ તૈયાર કરી રાખી છે.

૧૪. અને આકાશો તથા જમીનનો (સર્વ) અધિકાર અલ્લાહનેજ છે; તે જેને ચાહશે તેને માફ કરી દેશે અને જેને ચાહશે તેને અઝાબ આપશે; અને અલ્લાહ મહા ક્ષમાવાન (અને) દયાળુ છે.

૧૫. (હે મુસલમાનો! તે સમય) પાસે છે કે જ્યારે તમે (ખૈબરના) ગનીમતનો માલ લેવા જશો (ત્યારે હુદયબીયાથી) પાછળ રહી જનારાઓ કહેશે કે અમને પણ તમારી પાછળ પાછળ ચાલ્યા આવવાની રજા આપો, તેઓ અલ્લાહનો બોલ બદલી નાખવા ચાહે છે; તું કહે તમારાથી હરગીઝ અમારી પાછળ આવી શકાવાનું નથી, એમ તમારા સંબંધમાં અલ્લાહ પ્રથમથીજ ફરમાવી ચૂકયો છે, પછી તેઓ નજીકમાં આ કહેશે કે નહિ (નહિ) તમે અમારી ઈર્ષા કરો છો; બલ્કે વાત આ છે કે તેઓ સમજે છેજ થોડું.

૧૬. તું તે (જંગે હુદયબીયામાં જવાથી) પાછળ રહી જનારા બદ્દુઓને કહે કે નજીકમાં તમે એક સખત લડાયક[1] કોમ તરફ બોલાવવામાં આવશો ત્યારે તેમની સામે લડજો, અહીં સુધી કે તેઓ ઈસલામ કબુલ કરે, પછી જો તમે (અલ્લાહ)ની આજ્ઞા માનશો તો અલ્લાહ તમને સારો બદલો આપશે, અને જો તમે એવીજ રીતે મોઢું ફેરવી લેશો કે જેવી રીતે પહેલાં પણ મોઢું ફેરવી ચૂકયા હતા તો (તે) તમને દુ:ખદાયક અઝાબમાં સપડાવશે.

૧૭. (જેહાદમાં ન જોડાવા માટે) ન આંધળા પર કાંઈ દોષ છે અને ન અપંગ પર કાંઈ દોષ છે, અને ન કોઈ બીમાર પર દોષ છે; અને જે અલ્લાહ તથા રસુલની આજ્ઞા માનશે તેને અલ્લાહ એવા સ્વર્ગોમાં દાખલ કરશે કે જેની હેઠળ નદીઓ વહેતી હશે, અને જે મોઢું ફેરવી લેશે તેને દુ:ખદાયક (અઝાબની) શિક્ષા આપશે.

---

૧ અર્થાત ઇરાનવાસી અને રોમનો.

રૂકુઅ ૩ ૧૮. ખચીતજ અલ્લાહ મોમીનોથી રાજી થઈ ગયો જ્યારે કે તેઓ તે વૃક્ષની હેઠળ તારા હાથ ઉપર (લડવા મરવાની) બયઅત (પ્રતિજ્ઞા) કરી રહ્યા હતા અને તેમના અંતઃકરણોમાં જે કાંઈ હતું તેનાથી તે વાકેફ હતો, પછી તેણે તેમના પર શાંતવન ઉતાર્યું, અને તેમને બદલા તરીકે તત્કાળ એક (ખૈબરનો) વિજય આપ્યો:

૧૯. અને ઘણીએ લૂટ કે જે તેઓ હસ્તગત કરશે, અને અલ્લાહ ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૨૦. અલ્લાહ તમારાથી ઘણીએ ગનીમતોનો વાયદો કરી ચૂક્યો છે કે જે તમે (નજીકના ભાવિમાં) હસ્તગત કરશો, પછી તેણે તમારી ખાતર આ (ખૈબરની લૂટની) તક તમને તરતજ અપાવી અને (હુદયબીયામાં) લોકોના હાથ તમારાથી રોકી દીધા, અને (તે) એ માટે કે આ (લડાઇ) મોમીનો માટે (અલ્લાહની કુદરતનો) એક નમુનો થઈ જાય, અને એ માટે કે તે (અલ્લાહ) તમને સન્માર્ગ ઉપર ચલાવે:

૨૧. અને બીજી (ઇરાન તથા શામની) લૂટો કે જેમના પર (હજી) તમે કબ્જો મેળવી શક્યા નથી તે પણ ખરેજ અલ્લાહે (તમારા માટે) સાધી રાખી છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે.

૨૨. અને અગર તે લોકો કે જેઓ ઈમાન નથી લાવ્યા (આ લડાઇમાં) તમારી સાથે લડતે તો જરૂર પીઠ ફેરવીને નાસી જતે, પછી ન તેઓ કોઇ મિત્ર મેળવતે અને ન કોઈ મદદગાર.

૨૩. અલ્લાહના નિયમ મુજબ પ્રથમથી (આમ) થતું આવ્યું છે; અને તું અલ્લાહના નિયમમાં કાંઈ ફેરફાર જોશે નહિ.

૨૪. અને તે એજ છે જેણે મકકા શહેરની વચ્ચોવચ તમને નાસ્તિકો પર જીત આપ્યા પછી તેમના હાથ તમારાથી અને તમારા હાથ તેમનાથી રોકી દીધા[1]; અને જે પણ વર્તન તમે કરો છો તે અલ્લાહ જુએ છે.

૨૫. આ એજ લોકો છે કે જેમણે નાસ્તિકપણું કર્યું, અને તેમણે

---

૧ મુફસ્સેરીન લખે છે કે મકકામાં નાસ્તિકોમાંથી ૮૦ માણસોનું એક ટોળું હુદયબીયા આગળ જ્યાં પયગમ્બર સાહેબની છાવણી હતી ત્યાં મુસલમાનો ઉપર ઓચિંતો હુમલો કરવાના

તમને મસ્જીદુલ હરામથી અટકાવ્યા, અને કુરબાની (ના પ્રાણીઓ) ને તેના હલાલ થવાના સ્થળે પહોંચતા અટકાવી રાખ્યા; (આ છતાં તમારા હાથ એ કારણે રોકી રાખ્યા કે) તેમાં કેટલાક ઈમાનદાર પુરૂષો તથા ઈમાનદાર સ્ત્રીઓ હતાં કે જેમને તમે ઓળખતા ન હતા, (જેથી લડાઈમાં) તેમને તમે કચડી ન નાખો, અને તમે તેમના કારણે અજાણતામાં દોષિત ન બનો[2] કે જેથી અલ્લાહ જે શખસને ચાહે પોતાની કૃપામાં દાખલ કરી લે; પણ જો એ બન્ને પક્ષો એક બીજાથી જુદા પડી ગયા હોત તો અમે નાસ્તિકોને ખચીતજ દુઃખદાયક શિક્ષા કરતે.

૨૬. (તે સમયને યાદ કરો) જ્યારે નાસ્તિકોએ પોતાના મનમાં અહંકારને સ્થાન આપ્યું હતું—અને તે પણ અજ્ઞાનતાના કાળનો અહંકાર—ત્યારે અલ્લાહે પણ પોતાના રસુલ તથા મોમીનો પર આશ્વાસન[3] ઉતારી દીધું, અને તેમને ડરીને ચાલવાના વચન પર કાયમ રાખ્યા, અને તેઓ હતા તેના હકદાર અને તેને લાયક પણ; અને અલ્લાહ દરેક વસ્તુનો જાણકાર છે.

---

ઈરાદાથી છાનું માનું એક રાત્રે આવ્યું, પરંતુ તેમને પકડીને પયગમ્બર સાહેબ પાસે લાવવામાં આવ્યા અને આપે તેમને માફ કરી છોડી દેવાનો હુકમ કર્યો. નબી સાહેબના આ ઉદાર વર્તનથી મક્કાના નાસ્તિકો અને મુસલમાનો વચ્ચે સંધી થઇ તે હુદયબીયાની સંધી તરીકે ઓળખાય છે.

૨ હુદયબીયામાં પયગમ્બર સાહેબે સંધી કરી તેનું એક કારણ આ પણ છે કે મક્કામાં કેટલાક લોકો નબી સાહેબ પર ઇમાન લાવ્યા હતા અને ગુપ્ત રીતે રહેતા હતા તેઓને પણ જો લડાઇ થાય તો નુકસાન પહોંચે અને નાસ્તિકો સાથે તેઓ પણ હલાક થઇ જાય.

૩ હુદયબીયાની સંધીની શરતોથી મુસલમાનોને બહુ સંતાપ થયો, કારણ કે એ શરતો બહુ કડક હતી જેમાં ત્રણ શરતો નીચે મુજબ હતી:—

૧ સંધીના વર્ષમાં મુસલમાનો મક્કે હજ કરવા ન જાય.

૨. સંધી પછીના બીજા વર્ષે મુસલમાનો મક્કે હજ કરવા જાય, પરંતુ ત્રણ દિવસથી વધુ રોકાય નહિ.

૩. મક્કાવાસીઓમાંથી કોઇ પણ મુસલમાન થાય અને મદીના જાય તો તેને પાછો મક્કે મોકલી આપવો, પણ જો કોઇ મુસલમાન નાસ્તિક બની મક્કામાં જાય તો તેને પાછો સોંપવો નહિ.

આ ત્રીજી શરત મુસલમાનો માટે ઘણી કઠણ હતી, પરંતુ જ્યારે એના ભેદથી તેઓ વાકેફ થયા ત્યારે તેમને ખુશી ઉત્પન્ન થઇ અને તે ભેદ આ હતો:—

એક નાસ્તિક એક વખત મુસલમાન થયા પછી ગમે તેટલી મુસીબતો વહેવી પડે તો પણ ઈસ્લામથી વિમુખ થશે નહિ એ બાબતની પયગમ્બર સાહેબને ખાત્રી હતી, અને જે માણસ પયગમ્બર સાહેબને મૂકીને નાસ્તિકો સાથે મળી જાય તેનું મુસલમાનો સાથે રહેવું પણ ફોકટ હતું

રૂકુઅ ૪ ૨૭. નિસંશય અલ્લાહે પોતાના રસુલને સાચુંજ સ્વપ્ન દેખાડયું હતું કે અગર અલ્લાહે ચાહ્યું તો તમે અમન અમાન સાથે તમારા માથા મુંડાવતા અને તમારા વાળ કપાવતા મસ્જીદુલ હરામમાં અવશ્ય દાખલ થશો, પછી તમને (કોઇ વાતનો) ભય રહેશે નહિ; કારણ કે જે તમે જાણતા ન હતા તે તે (અલ્લાહ) જાણતો હતો, પછી તેણે તે ઉપરાંત નજીકમાંજ એક બીજો (ખૈબરનો) વિજય પણ પાસે લાવી દીધો.

૨૮. તે એજ છે જેણે પોતાના રસુલને હિદાયત તથા સત્ય ધર્મની સાથે મોકલ્યો કે જેથી તેને તમામ જગતના ધર્મો પર પ્રબળ કરી દે; અને શાક્ષી માટે અલ્લાહ પૂરતો છે.

૨૯. મોહમ્મદ (સ. અ. વ.) અલ્લાહનો રસુલ છે; અને જેઓ પણ વાસ્તવમાં તેની સાથે છે તેઓ નાસ્તિકો પર ભારે છે અને આપસમાં રહેમ દીલ; તું તેમને રૂકુઅ તથા સિજદાની સ્થિતિમાં જોશે કે તેઓ અલ્લાહની કૃપા તથા તેની ખુશી ચાહતા રહે છે, તેમના ચહેરાઓમાં સિજદાના ચિન્હો મોજુદ છે; તેમનો આ દાખલો તૌરેતમાં વર્ણવેલો છે, અને તેમનો દાખલો ઈન્જીલમાં પણ વર્ણવવામાં આવ્યો છે કે તેઓ એક એવી ખેતીના જેવા છે કે જેણે પોતાની કુંપળો કાઢી હોય, પછી તેને બળ આપ્યું હોય, પછી તે મોટી થઈ હોય, પછી તે પોતાના થડ ઉપર મજબુત રીતે ઉભી થઈ ગઈ હોય, (અને) તે ખેતી કરનારાઓને પણ અજાયબીમાં નાખી દેતી હોય કે જેથી તે (અલ્લાહ) નાસ્તિકોને તેમના કારણે ક્રોધ ચઢાવે; અલ્લાહ તે લોકોથી કે જેઓ તેમાંથી ઈમાન લાવ્યા છે અને સત્કાર્યો કર્યાં છે તેમને માફી અને ઘણાં મોટા બદલાનો વાયદો કરી લીધો છે.

---

## પ્રકરણ ૪૯ મું.

## સુરતુલ હુજરાત[1]

## ઓરડા.

**મદીનામાં ઉતરેલી જેની ૧૮ આયતો અને ૨ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ અને દયા કરનાર છે.

૧. હે ઇમાન લાવનારાઓ! અલ્લાહ અને તેના રસુલ સામે કોઈ રૂકુઅ ૧
વાતમાં આગળ વધી ન જાઓ અને અલ્લાહુથી ડરો; બેશક અલ્લાહ મોટો સાંભળનાર (અને) જાણનાર છે.

૨. હે ઇમાન લાવનારાઓ! તમારા અવાજને નબીના અવાજ કરતાં ઉંચો ન કરો, અને ન વાત કરવામાં તેની સાથે એવા જોરથી બોલો જેમકે તમે એક બીજાઓની જોડે ઘાંટા પાડીને વાત કરો છો કે જેથી એવું ન થાય કે તમારા કર્મો રદ થઇ જાય અને તમને જાણ વટીક થવા પામે નહિ.

૩. નિસંશય જે લોકો અલ્લાહના રસુલની સેવામાં પોતાના અવાજને મંદ રાખે છે તેઓ એજ છે કે જેમની પરહેઝગારીના સંબંધમાં અલ્લાહે તેમના અંતઃકરણોની કસોટી કરી લીધી છે; તેમના માટે ક્ષમા અને મોટો બદલો છે.

૪. (હે રસુલ!) બેશક જે લોકો તને તારા ખાનગી ઓરડાઓની બહારથી પોકારે છે તેઓ માંહેના ઘણુંખરા બુદ્ધિહીન છે.

૫. અને તું ઘરમાંથી બહાર નીકળી તેમની પાસે આવે તેટલો સમય જો તેઓ ધીરજ ધરે તો તેમના માટે બેહતર છે; અને અલ્લાહ મોટો માફ કરનાર (અને) દયા કરનારો છે.

૬. હે તે લોકો કે જેઓ ઇમાન લાવ્યા છો! અગર તમારી પાસે કોઈ દુરાચારી અમુક ખબર લઇને આવે તો તેની (સચ્ચાઇની) ખાતરી

---

૧ આ પ્રકરણમાં અલ્લાહ મુસલમાનોને રહેણી કરણી તથા સમાજ સાથેના વર્તનની રીતો બતાવે છે.

આ પ્રકરણમાં જે સિદ્ધાંતો બતાવવામાં આવ્યા છે તે વિશ્વશાંતી અને જગતબંધુત્વની બાંહેધરી રૂપ છે.

કરી લો કે જેથી એમ ન બને કે કોઈ કોમને તમે જાણ્યા કર્યા વિના કાંઇ આઘાત પહોંચાડી બેસો, અને પછી તમે જે કર્યું તેના માટે તમને પસ્તાવો કરવો પડે.

૭. અને આ પણ જાણી લો કે અલ્લાહનો રસુલ તમારામાં મોજુદ છે; અગર તે ઘણીખરી વાતોમાં તમારૂં કહ્યું માને તો તમે જરૂર કષ્ટમાં પડી જશો, પરંતુ અલ્લાહે ઈમાનને તમારા માટે પ્રિય બનાવ્યું છે, અને તે (ઇમાન)ને તમારા અંતઃકરણોમાં શોભાયમાન કરી રાખ્યું છે, અને નાસ્તિકપણું તથા અત્યાચાર તથા નાફરમાનીને તમારા માટે તિરસ્કારયુક્ત બનાવ્યાં છે; એજ લોકો સન્માર્ગ ઉપર છે:

૮. આ અલ્લાહ તરફથી કૃપા અને બક્ષિશ છે; અને અલ્લાહ મોટો જાણનાર (અને) હિકમતવાળો છે.

૯. અને અગર મોમીનોના બે પક્ષો માંહોમાંહે લડે તો તેમની વચ્ચે સમાધાન કરાવી દો, પછી જો તે બન્નેમાંથી એક (પક્ષ) બીજા ઉપર સખ્તાઈ કરે તો સખ્તાઇ કરનારની સાથે લડો, અહીં સુધી કે તે અલ્લાહના નિર્ણય તરફ રજુ થાય, પછી જો તે રજુ થાય તો તેમની વચ્ચે ન્યાય સર સમાધાન કરાવી દો અને ન્યાયથી વર્તો; નિસંશય અલ્લાહ ન્યાયથી વર્તનારાઓને દોસ્ત રાખે છે.

૧૦. સિવાય તેના કાંઇજ નથી કે મોમીનો (પરસ્પર ભાઇ) ભાઈ છે માટે તમે તમારા ભાઇઓ વચ્ચે સલાહ કરાવી દો, અને અલ્લાહથી ડરતા રહેો કે કદાચને તમારા પર રહેમ કરવામાં આવે.

રૂકુઅ ૨ ૧૧. હે તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા છો! કોઈ કોમ બીજી કોમની હાંસી ઉડાડે નહિ કે કદાચને તેઓ (પરિણામમાં) તેમનાં કરતાં બેહતર હોય, તેમ સ્ત્રીઓ પણ (બીજી) સ્ત્રીઓની (હાંસી ઉડાડે નહિ) કે કદાચને તે તેમનાથી બેહતર હોય, અને તમે ન આપસમાં ટાણાં મારો, અને ન એક બીજાને બુરા નામે બોલાવો; ઇમાન (લાવ્યા) પછી બુરા નામ રાખવા ઘણીજ બુરી વસ્તુ છે, અને જે (તેનાથી) તોબા નહિ કરે તો એજ લોકો જુલમગાર છે.

૧૨. હે ઈમાન લાવનારાઓ! ઘણાં તર્કવિતર્ક દોડાવવાથી બચો,

સંશય કેટલાક તર્કો ગુન્હા છે, અને (એક બીજાની) સ્થિતિની તપાસ
ાની કોશીશ કરો નહિ, તેમ તમારામાંથી કોઇ કોઇની પાછળ નિંદા
નહિ; શું તમારામાંથી કોઇ આ (કૃત્ય)ને પસંદ કરે છે
તે પોતાના મરી ગએલા ભાઇનું માંસ ખાય? નહિ, બલ્કે એ (કૃત્ય)
તમો બુરૂંજ સમજશો, અને અલ્લાહથી ડરો; બેશક અલ્લાહ મોટો
બા કબુલ કરનાર (અને) દયાવાન છે.

૧૩. હે લોકો! નિસંશય અમોએ તમને એક પુરૂષ અને એક સ્ત્રી
ા સમાગમ)થી પેદા કર્યા, અને તમને જુદી જુદી કોમો તથા
બીલાઓ બનાવી દીધા કે જેથી તમે એક બીજાને ઓળખી શકો;
શક અલ્લાહની પાસે તમારામાંથી વધારે માનવંત એજ છે જે વધારે
રહેઝગાર છે; બેશક અલ્લાહ મહાન જાણનાર (અને) ખબરદાર છે.

૧૪. બદદુઓ કહે છે કે અમે ઇમાન લાવ્યા; (પણ) કહે કે તમે
માન નથી લાવ્યા, બલ્કે તમે એમ કહો કે અમે ઈસ્લામ લાવ્યા, કેમ
ઇમાન તો તમારા અંતઃકરણોમાં હજુ સુધી પેઠુંજ નથી; અને અગર
મે અલ્લાહની તથા તેના રસુલની આજ્ઞા માનશો તો તે તમારા કર્મો-
ાંથી કાંઇ ઓછું કરશે નહિ; બેશક અલ્લાહ મોટો માફ કરનાર
અને) દયાવાન છે.

૧૫. સિવાય તેના નથી કે મોમીન તે લોકો છે જે અલ્લાહ તથા
ના રસુલ પર ઇમાન લાવ્યા બાદ તેઓ કદી શંકા કરતા નથી, અને
લ્લાહના માર્ગમાં પોતાના માલથી તથા પોતાના પ્રાણોથી જેહાદ કરે
; એજ લોકો (ઈમાનના દાવામાં) સાચા છે.

૧૬. (હે રસુલ!) તું કહે કે ભલા તમે અલ્લાહને તમારા ધર્મની
ાણ કરો છો? જોકે અલ્લાહ આકાશો તથા જમીનમાં જે કાંઇ છે તે
ણું જાણે છે; અને અલ્લાહ દરેક વસ્તુથી માહીતગાર છે.

૧૭. તેઓ તારા ઉપર તેમના ઈસલામ સ્વીકાર કર્યાનો ઉપકાર રાખે
; તું કહે કે તમે તમારા ઇસ્લામ (લાવવા)નો ઉપકાર મારા પર ન
ખો, તમે (તમારા ઇમાનના દાવામાં) સાચા હો તો (જાણી લો કે)
લ્લાહેજ તમને ઈમાન તરફ હિદાયત કરી તમારા પર ઉપકાર કર્યો છે.

૧૮. નિસંશય અલ્લાહ આકાશો તથા પૃથ્વીની છુપી વાતો જાણે છે; અને તમે જે કાંઈ અમલ કરો છો તે અલ્લાહ નિહાળે છે.

---

## પ્રકરણ ૫૦ મું.

## સુરતુલ કાફ.

### કાફ.

મક્કામાં ઉતરેલી જેની ૪૫ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. કાફ; આ મહા બુઝુર્ગીવાળા કુરઆનની કસમ! (મોહમ્મદ સ. અ. વ. અલ્લાહનો પયગમ્બર છે.)

૨. પરંતુ આ નાસ્તિકોને તો તેમની પાસે તેઓમાંથીજ એક ડરાવનારો (રસુલ) આવ્યો તેનુંજ આશ્ચર્ય થાય છે, (અને) કહે છે કે આ તો અજબ જેવી વાત છે.

૩. શું જ્યારે અમે મરી જઇશું અને માટી બની જઇશું (તો પણ અમે પાછા ફરીશું)? એ પાછા ફરવુંજ (અકકલથી) વેગળું છે.

૪. તે (મુર્દા) ઓના કયા કયા ભાગને જમીન ખાઇને ઘટાડે છે તે અમે ખરેજ જાણીએ છીએ, અને અમારી પાસે સુરક્ષિત કરેલું પુસ્તક (પણ મોજુદ) છે.

૫. બલ્કે તેમણે તો જ્યારે પણ તેમની પાસે સત્ય આવ્યું ત્યારે તેને જુઠલાવ્યા કર્યું, માટે (હવે) તેઓ ગુંચવણ ભરી સ્થિતિમાં પડયા છે.

૬. શું ત્યારે તેઓ પોતાના ઉપર આકાશ તરફ જોતા નથી કે

અમોએ તેને કેવું બનાવ્યું છે, અને તેને કેવું શણગાર્યું છે? અને તેમાં એક પણ ફાટ નથી.

૭. અને અમોએ ભૂમિને ફેલાવી દીધી છે અને તેમાં મોટા મોટા પહાડ જડી દીધા છે, અને અમોએ તેમાં દરેક પ્રકારની સુંદર વસ્તુઓ ઉત્પન્ન કરી દીધી છે.

૮. (અલ્લાહ તરફ) રજુ થનાર દરેક બંદા માટે (તેમાં કુદરતનું) અવલોકન અને બોધ છે.

૯. અને અમોએ આકાશ પરથી બરકતવાળું પાણી ઉતાર્યું, પછી તે વડે (ફળફળાદિના) બગીચા તથા કાપણી કરેલા ખેતરોનું અનાજ ઉત્પન્ન કર્યાં.

૧૦. અને લાંબા લાંબા ખજુરના વૃક્ષો પણ, જેના ઝુમખા એક ઉપર એક લટકે છે.

૧૧. આ (સઘળું) બંદાઓ માટે રોજી છે, અને એજ (પાણી) વડે અમો મૃતપ્રાય ભૂમિને સજીવન કરીએ છીએ; એજ પ્રમાણે (કયામતના દિવસે મુડદાઓનું) નીકળવું પણ થશે.

૧૨. તેમની પૂર્વે નૂહની કોમ તથા અસ્હાબે રસ્સ (ખંદકવાળા) તથા સમુદ (સાલેહની કોમ)એ પણ જુઠલાવ્યું હતું:

૧૩. અને આદ(ની કોમ) તથા ફિરઔન તથા લૂતના ભાઇબંધોએ પણ:

૧૪. અને અસ્હાબે અયકા (વનવાસીઓ અર્થાત શોઅયબની કોમ) તથા તુબ્બાની કોમે પણ; આ સઘળાઓએ રસુલોને જુઠલાવ્યા, પછી મારો (અઝાબનો) વાયદો પૂર્ણ થઇને રહ્યો.

૧૫. શું અમે પહેલીવારના (સૃષ્ટિ) સર્જનથી થાકી ગયા હતા કે જેથી તેઓ નવીન સર્જન વિષે શંકામાં છે?

૧૬. અને નિસંશય મનુષ્યને અમોએજ પેદા કર્યો છે, અને તેનું રૂકુઅ
મન જે કાંઈ સુચવે છે તે અમે જાણીએ છીએ, અને અમે તેની ધોરી ૨
નસ કરતાંય વધારે પાસે છીએ.

૧૭. જ્યારે કે જમણી તથા ડાબી બાજુએ બેઠેલા (દરેક વાતના)

લખી લેનારા બે (ફરિશ્તાઓ) દરેક વાતને લખી લે છે.

૧૮. એક પણ બોલ તેનાં મોઢેથી નથી નીકળતો કે જે તેની પાસેનો પહેરેગીર (ફરિશ્તો) હાજર (રહી લખી લેતો) ન હોય.

૧૯. અને નિસંશય મૃત્યુની મૂર્છા ખરેખર આવી પહોંચશે; (ત્યારે તેને કહેવામાં આવશે કે) આ એજ છે કે જેનાથી તું નાસતો ફરતો હતો.

૨૦. અને સૂર ફુંકી દેવામાં આવશે; એજ અઝાબના વાયદાનો દિવસ છે.

૨૧. દરેક વ્યકિત એવી રીતે આવશે કે એક હાંકનાર તથા એક શાક્ષી તેની સાથે હશે.

૨૨. (તેને કહેવામાં આવશે કે) ખચીતજ તું આ દિવસથી બેખબર હતો, પણ હવે એમોએ તારા ઉપરથી તારો (અજ્ઞાનતાનો) પડદો ખસેડી લીધો છે, જેથી તારી દ્રષ્ટિ આજે સતેજ છે.

૨૩. અને તેનો સાથી કહેશે કે આ (તારી કરણી) મારી પાસે હાજર છે.

૨૪. (પછી હાંકનાર તથા શાક્ષીને હુકમ થશે કે) તમે બન્ને દરેક કૃતઘ્ની શિરજોરને જહન્નમમાં નાખી દો:

૨૫. કે જે નેકીઓથી રોકનાર, અને (દીનમાં) શંકા કરનાર હતો:

૨૬. કે જેણે અલ્લાહની સાથે બીજો માઅબુદ પણ ઠરાવ્યો હતો, માટે તમે બન્ને તેને સખત અઝાબમાં નાખી દો.

૨૭. ત્યારે તેનો સાથી (શેતાન) અરજ કરશે કે હે અમારા પરવરદિગાર! મેં તો તેને ગુમરાહ કર્યો ન હતો, પરંતુ તે પંડેજ મહાન ગુમરાહીમાં હતો.

૨૮. (અલ્લાહ) ફરમાવશે કે મારી હજુરમાં પરસ્પર ઝગડો ન કરો, મેં તમને મારા અઝાબનો ભય પ્રથમથીજ સંભળાવી દીધો હતો.

૨૯. મારી હજુરમાં કોઈ વાત બદલી શકાતી નથી, અને ન હું બંદાઓના હકમાં જુલમગાર છું.

રૂકુઅ ૩ ૩૦. તે દિવસે અમે જહન્નમને કહીશું કે ભલા તારૂં પેટ ભરાઈ

ગયું? તે અરજ કરશે કે શું હજી કાંઇ વધારે છે?

૩૧. અને પરહેઝગારોની ખાતર સ્વર્ગ નજીક કરી દેવામાં આવશે અને તે છેટે નહિ હોય.

૩૨. (તેમને કહેવામાં આવશે કે) આ એજ છે કે જેનો તમારામાંથી દરેક (અલ્લાહની તરફ) વારંવાર રજુ થનાર અને (સત્યની) નિગેહદારી કરનારને વાયદો કરવામાં આવતો હતો:

૩૩. જે વણદેખ્યે દયાળુ (અલ્લાહ)થી ડરતો રહ્યો, અને જે પશ્ચાતાપ કરતા અંતઃકરણ સાથે હાજર થયો:

૩૪. (એવાઓનેજ કહેવામાં આવશે કે) તમે સલામતીની સાથે તેમાં દાખલ થઈ જાઓ; એજ હમેશ રહેવાનો દિવસ છે.

૩૫. તેમના માટે તેમાં તેઓ જે કાંઈ ચાહશે તે મોજુદ હશે, અને અમારી પાસે તે કરતાંય વધારે છે.

૩૬. અને તેમની પૂર્વે અમે કેટલીએ પેઢીઓનો નાશ કરી ચૂકયા છીએ કે જે તેમનાં કરતાં બળમાં ઘણી વધારે હતી, પછી તેમણે (મૃત્યુથી બચવા માટે) બધાય દેશો શોધી નાખ્યા કે કયાંય બચવાની જગ્યા છે?

૩૭. બેશક તેમાં તે શખસ માટે બોધ છે કે જે અંતઃકરણ ધરાવે છે અથવા ધ્યાન દઇ સાંભળે છે, અને વળી તે શાક્ષી પણ હોય છે.

૩૮. અને ખચીતજ અમોએ આકાશો તથા જમીન તથા તે બન્નેની વચ્ચે જે કાંઇ છે તે (સઘળું) છ દિવસમાં પેદા કર્યું છે, અને છતાં અમને કાંઈ પરિશ્રમ પડયો નહિ.

૩૯. માટે (હે રસુલ!) તેઓ જે કાંઈ કહે છે તેને સહન કર, અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત પહેલાં તારા પરવરદિગારનાં ગુણગાન ગાયા કર.

૪૦. અને રાત્રીના અમુક ભાગમાં તેની પવિત્રતા વર્ણવ્યા કર અને નમાઝો પછી પણ.

૪૧. અને કાન દઇ સાંભળી રાખ કે જે દિવસે એક પોકારનાર (ઇસરાફીલ) પાસેની જગ્યાએથી પોકાર કરશે (કે ઉઠો):

૪૨. જે દિવસે તેઓ ખરેખરો (બિહામણો) અવાજ સાંભળશે; એજ (કબરોમાંથી) નીકળવાનો દિવસ હશે.

૪૩. નિસંશય અમેજ સજીવન કરીએ છીએ અને અમેજ મૃત્યુ આપીએ છીએ, અને અમારીજ તરફ છેવટનું ફરવાનું છે:

૪૪. જે દિવસે પૃથ્વી તેમનાં (શબ) પરથી ફાટી જશે ત્યારે તેઓ (હિસાબ માટે) ઝટ આગળ આવશે; આ એક ભેગું કરવું અમારા માટે સહેલ છે.

૪૫. (હે રસુલ!) આ લોકો જે કાંઈ કહે છે તેનાથી અમે સારી પેઠે વાકેફ છીએ, અને તું તેમના પર ઝબરદસ્તી કરનાર નથી; માટે મારી ધમકીથી જે બીએ છે તેને તું કુરઆન સંભળાવી બોધ આપ્યા કર.

---

## પ્રકરણ ૫૧ મું.

## સુરતુઝ્ ઝારિયાત.

## વીખેરી નાખનાર વાયુઓ.

મક્કામાં ઉતરેલી જેની ૬૦ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. કસમ છે તે વાયુઓની કે જે ધૂળને વિખેરવા જોગ વિખેરી નાખે છે:

૨. પછી કસમ છે તે વાદળાંઓની કે જે (વરસાદનો) ભાર ઉચકનારાં છે:

૩. પછી કસમ છે તે વહાણોની કે જે સહેલાઈથી ચાલનારા છે:

૪. પછી તે ફરિશ્તાઓની કે જે આજ્ઞાઓની વહેંચણી કરનારા છે:

૫. નિસંશય જે વસ્તુઓનો તમને વાયદો કરવામાં આવ્યો છે તે સાચો છે.

૬. અને ન્યાયનો દિવસ અવશ્ય ઉપસ્થિત થનાર છે.

૭. અને કસમ છે માર્ગોવાળા આકાશની:

૮. કે (હે મક્કાવાસીઓ !) નિસંશય તમે માંહોમાંહે મતભેદવાળી વાતમાં પડયા છો.

૯. જે બહેકી ગએલા છે તેજ તેનાથી બહેકી જાય છે.

૧૦. હડહડતું ખોટું બોલનારાઓ પર લાનત થાઓ.

૧૧. જે (અજ્ઞાનતાના) વમળમાં ગાફીલ પડયા રહ્યા છે:

૧૨. તેઓ પૂછે છે કે ફેંસલાનો દિવસ ક્યારે આવશે ?

૧૩. (હે રસુલ ! તું કહે કે) તે દિવસ તે હશે કે જે દિવસે તેમને આગ ઉપર તપાવવામાં આવશે:

૧૪. (અને કહેવામાં આવશે) કે તમે તમારા અઝાબની મજા ચાખો, આ એજ (અઝાબ) છે જેની તમે ઉતાવળ કર્યા કરતા હતા.

૧૫. બેશક પરહેઝગારો બાગો અને ઝરણાંમાં હશે:

૧૬. તેમના પરવરદિગારે તેમને જે કાંઈ અર્પ્યું હશે તે તેઓ (રાજી થઈ) લેતા હશે; નિસંશય તેઓ આ પૂર્વે (દુનિયામાં) સદાચારી હતા.

૧૭. તેઓ રાત્રે ઓછું ઉંઘ્યા કરતા હતા.

૧૮. અને પ્રભાતમાં ક્ષમા માગ્યા કરતા હતા.

૧૯. અને તેમની સંપતિમાં માગનારા અને મોહતાજોનો પણ ભાગ રહેતો હતો.

૨૦. અને શ્રદ્ધાળુઓ માટે આ ભૂમિમાં (કુદરતની) નિશાનીઓ મોજુદ છે:

૨૧. અને ખુદ તમારામાં પણ; છતાં તમને સુઝતું નથી ?

૨૨. અને આકાશમાં પણ તમારી રોજી મોજુદ છે, અને તે વસ્તુઓ કે જેનાથી તમને ડરાવવામાં આવે છે.

૨૩. માટે આકાશ તથા પૃથ્વીના પાલનહારની કસમ ! બેશક આ (કુરઆન) એવુંજ સત્ય છે[1] જેમ તમે વાતો કરી રહ્યા છો.

---

૧ જેવી રીતે તમારા પોતાના ઉચ્ચારેલ સત્ય શબ્દોમાં તમે વિશ્વાસ રાખો છો તેવીજ રીતે આ કુરઆનમાં પણ દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ.

અ ૨ ૨૪. ભલા તારી પાસે ઈબ્રાહીમના માનવંત મહેમાનોનો કિસ્સો પહોંચ્યો છે ?

૨૫. જે વેળા તે (ફરિશ્તા)ઓ તે (ઈબ્રાહીમ)ની પાસે દાખલ થયા અને સલામ કરી; (આથી) તેણે પણ સલામ કરી; અને (મનમાં બોલ્યો) આ લોકો અજાણ્યા લાગે છે.

૨૬. પછી તે તરતજ પોતાનાં કુટુંબ પાસે ગયો, પછી ત્યાંથી એક મોટું (ભુંજેલું) વાછરડું લઈ આવ્યો:

૨૭. પછી તે તેમની સામે ધર્યું, (અને તેમને ખાતા ન જોઈ) કહ્યું તમે કેમ ખાતા નથી ?

૨૮. પછી પોતાના મનમાં તેમનાથી ભય પામ્યો, તેમણે કહ્યું તું ભય ન પામ; અને તેમણે તેને એક જ્ઞાની પુત્રની ખુશખબર આપી.

૨૯. ત્યારે (આ સાંભળી) તેની પત્ની (સારાહ) મોટેથી બોલતી બોલતી ત્યાં આવી પહોંચી, અને પોતાનાં મોઢા પર હાથ મારી કહેવા લાગી કે એક વૃદ્ધા અને વંઝયા (કેવી રીતે બાળક જણશે)!

૩૦. તેમણે કહ્યું, તારા પરવરદિગારે એવુંજ ફરમાવ્યું છે; બેશક તે મહા હિકમતવાળો (અને) સર્વજ્ઞ છે.



૩૧. (ઈબ્રાહીમે) ફરમાવ્યું કે હે રસુલો! તમે કયા હેતુસર મોકલવામાં આવ્યા છો?

૩૨. તેમણે કહ્યું કે અમે એક ગુન્હેગાર કોમ તરફ મોકલવામાં આવ્યા છીએ:

૩૩. કે અમે તેમના ઉપર માટીવાળા પત્થર વરસાવીએ:

૩૪. જે તારા પરવરદિગાર પાસે ગુન્હાઓમાં હદ ઉપરાંત વધી જનારાઓ માટે નિશાની કરેલા (તૈયાર) છે.

૩૫. પછી અમોએ તે (શહેર)માંથી જે કોઈ મોમીનો હતા તેમને (બચાવી) બહાર કાઢી લીધા.

૩૬. પણ અમને તેમાં એક મુસ્લિમ ઘર સિવાય બીજું કોઈ (મુસ્લિમ ઘર) મળ્યું નહિ.

૩૭. અને અમોએ તેઓમાં જે લોકો દર્દભર્યા અઝાબથી બીએ છે તેમના માટે એક નિશાની પાછળ મૂકી દીધી.

૩૮. અને (એવીજ રીતે) મુસા (ના બનાવ) માં પણ (નિશાની છે), જ્યારે અમોએ તેને ફિરઔન તરફ સ્પષ્ટ ચમત્કાર સાથે મોકલ્યો હતો.

૩૯. પણ તેણે પોતાના લશ્કર સાથે મોઢું ફેરવી લીધું અને કહેવા લાગ્યો, આ તો એક જાદુગર છે અથવા દિવાનો.

૪૦. જેથી અમોએ તેને તથા તેના લશ્કરને (અમારા અઝાબમાં) પકડયા અને તેઓ સર્વને સમુદ્રમાં હોમી દીધા, અને તે (ફિરઔન) હતોજ ઠપકાને પાત્ર.

૪૧. અને એવીજ રીતે આદની કોમ(ના બનાવ)માં પણ (નિશાની છે), જ્યારે અમોએ તેમના ઉપર એક નાશકારક વાવાઝોડું મોકલ્યું.

૪૨. તે જે વસ્તુ પર પહોંચતું હતું તેનો ચૂરેચૂરો કર્યા વિના મૂકતું ન હતું.

૪૩. અને સમુદ(ની કોમના બનાવ)માં પણ (નિશાની છે), જ્યારે તેમને કહેવામાં આવ્યું કે એક (ઠરાવેલા) સમય સુધી સુખ ભોગવી લો.

૪૪. પણ તેમણે પોતાના પરવરદિગારની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું ત્યારે તેમનાં દેખતાં દેખતાંજ તેમને એક ઘોર ગર્જનાએ આવી પકડ્યા.

૪૫. પછી ન તો તેઓ ઉભા થઈ શક્યા અને ન પોતાનો બચાવ કરી શક્યા:

૪૬. અને નૂહની કોમને આ (લોકો) ની પહેલાંજ (અમે નિશાની બનાવી ચૂક્યા હતા); નિસંશય તેઓ હતાજ આજ્ઞાભંગ કરનારા લોકો.

રૂકુઅ ૩ ૪૭. અને આકાશને અમોએજ અમારા બાહુબળ વડે બનાવ્યું છે, અને નિસંશય અમે સર્વવ્યાપિ સામર્થ્ય ધરાવીએ છીએ.

૪૮. અને પૃથ્વીને એમોએજ પાથરી છે, માટે (જુઓ કે) અમે કેવા સરસ પાથરનારા છીએ!

૪૯. અને દરેક વસ્તુની જોડી અમોએ બનાવી છે કે જેથી તમે બોધ ગ્રહણ કરો.

૫૦. માટે તમે અલ્લાહનીજ તરફ દોડી જાઓ; ખચીતજ હું તેના તરફથી તમારા માટે એક ખુલ્લો ડરાવનારો (રસુલ) છું.

૫૧. અને અલ્લાહની સાથે બીજો કોઈ ખુદા ન બનાવો; બેશક હું તેના તરફથી તમારા માટે એક ખુલ્લો ડરાવનારો (રસુલ) છું.

૫૨. એવીજ રીતે તે લોકોની પાસે કે જે તેમની પૂર્વે હતા એક પણ રસુલ એવો આવ્યો ન હતો કે જેના સંબંધમાં તેમણે આ કહી દીધું ન હોય કે આ તો એક જાદુગર છે અથવા દિવાનો.

૫૩. શું તેઓ આ (કહેતી)ની એક બીજાને વસીયત કરતા ચાલ્યા આવ્યા છે? નહિ, બલ્કે તે લોકો છેજ ઉદ્ધત.

૫૪. હવે તું તેમના તરફથી મોઢું ફેરવી લે, તેમ કરવાથી તું ઠપકાને પાત્ર ઠરશે નહિ:

૫૫. અને ઉપદેશ કર્યા કર, કારણ કે ઉપદેશ મોમીનોને અવશ્ય ફાયદો કરશે.

૫૬. અને મેં જીન્નાતો તથા ઈન્સાનોને (અમસ્તા) પેદા કર્યા નથી પણ એ માટે કે તેઓ મારી ઇબાદત કરે.

૫૭. તેમની પાસે ન હું રોઝી માગું છું, અને ન હું એ ચાહું છું કે

તેઓ મને ખવડાવે.

૫૮. નિસંશય અલ્લાહ એજ મહાન રોજી આપનાર, શક્તિવાન (અને) બળવાન છે.

૫૯. માટે નિસંશય તે લોકો માટે કે જેમણે જુલમ કર્યો છે એવી શિક્ષાનો એક ભાગ છે જેવો કે (તેમની પહેલાંના) તેમના સાથીઓ માટે સજાનો ભાગ હતો; માટે તેમણે (મારી પાસે અઝાબની) ઉતાવળ કરવી નહિ.

૬૦. પછી જે દિવસથી તેમને બીવરાવવામાં આવે છે તે દિવસનો જેઓ ઇનકાર કરે છે તેમના માટે દુર્દશા છે.

---

## પ્રકરણ ૫૨ મું.

## સુરતુત તૂર.

### પર્વત.

મક્કામાં ઉતરેલી જેની ૪૯ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે તે (સીના) પર્વતની: રૂકુઅ ૧

૨. અને કસમ છે લખેલી કિતાબની:

૩. ખુલ્લા પાનાઓમાં:[1]

૪. અને કસમ છે બયતુલ માઅમૂર (એટલે આબાદ ઘર કાઅબા)ની:

૫. અને ઉંચા ગુંબઝ (આકાશ)ની:

૬. અને ઉભરેલા સમુદ્રની:

---

૧ અલ્લાહ તરફથી નાઝીલ થએલી કિતાબ અથવા આકાશી પુસ્તકો.

૭. નિસંશય તારા પરવરદિગારનો અઝાબ થઇનેજ રહેનાર છે:

૮. જેને ટાળનાર કોઇ નહિ હોય:

૯. જે દિવસે આકાશ બહુ જોરથી હાલી ઉઠશે:

૧૦. અને પહાડો પોતાના સ્થાનેથી જોરમાં ચાલવા લાગશે:

૧૧. તો તે દિવસે જુઠલાવનારાઓની બૂરી દશા થશે:

૧૨. કે જેઓ વ્યર્થ વાતોમાં પડી રમ્યા કરે છે.

૧૩. જે દિવસે તેમને ધકકા મારી જહન્નમની આગ તરફ ઘસડી લઇ જવામાં આવશે.

૧૪. (અને યાદ દેવડાવવામાં આવશે કે) આ એજ આગ છે કે જેને તમે જુઠલાવ્યા કરતા હતા.

૧૫. (હવે કહો કે) ભલા આ નજરબંદી છે, અથવા શું તમને સુઝતુંજ નથી?

૧૬. તમે તેમાં દાખલ થઈ જાઓ, પછી ચાહે તમે સહન કરો યા સહન ન કરો, તમારા માટે (બન્ને સ્થિતિ) સમાન છે; જે કરણી તમે કર્યા કરતા હતા માત્ર તેનોજ બદલો તમને આપવામાં આવે છે.

૧૭. બેશક પરહેઝગાર લોકો જન્નતો તથા નેઅમતોમાં હશે:

૧૮. તેમના પરવરદિગારે તેમને જે આપ્યું હશે તેની મોજ માણતા હશે, અને તેમનો પરવરદિગાર તેમને જહન્નમના અઝાબથી બચાવી લેશે.

૧૯. (અને તેમને ફરમાવશે કે) જે સત્કાર્ય તમે કર્યા કરતા હતા તેના બદલામાં ખૂબ ખાઓ પીઓ (અને) રચ્યા પચ્યા રહો.

૨૦. (અને) તેઓ હારબંધ પાસે પાસે ગોઠવેલા સિંહાસનો પર તકીયા લગાવી બેઠા હશે, અને મોટી મોટી આંખો વાળી હૂરો સાથે અમે તેમનાં લગ્ન કરી દઇશું.

૨૧. અને જે લોકો ઇમાન લાવ્યા અને તેમની સંતતિએ ઇમાન (લાવવા)માં તેમનું અનુકરણ કર્યું તો તેમની સંતતિનો (કદાચ ને કાંઈ કસુર થયો હશે તો પણ તે સ્વર્ગવાસીઓની ખાતર તેમનો) પણ અમે તેમની સાથે (સ્વર્ગમાં) મેળાપ કરાવી દઇશું, અને તેમના સત્કાર્યો (ના બદલા) માંથી કાંઇ પણ ઓછું નહિ કરીએ; (ખરેજ) દરેક શખસ પોતાની

કરણી (ના બદલા)માં ગીરવી (જોખમદાર) છે.

૨૨. અને તેમને જે જાતના મેવા તથા ગોશ્તની ઈચ્છા હશે તેની તેમના માટે રેલમછેલ કરી દઈશું.

૨૩. (જન્નતમાં) તેઓ પરસ્પર એવા (પીણાંનાં) જામની આપ લે કરશે કે તેમાં ન કાંઇ નકામો બકવાસ (કરવાનું તત્વ) હશે અને ન કોઇ ગુન્હા(નું તત્વ).

૨૪. અને તેમના ગુલામો કે જે (સીપમાં) જળવાઈ રહેલા મોતીના જેવાં હશે તેમની સેવામાં આંટા ફેરા મારતા હશે.

૨૫. અને તેઓ એકમેકની સામે થઇ પ્રશ્નો કર્યા કરશે.

૨૬. એમ કહીને કે આ પહેલાં તો આપણે આપણાં બાલબચ્ચાંઓમાં રહીને (અલ્લાહથી) ડરતા રહેતા હતા.

૨૭. જેથી અલ્લાહે આપણા ઉપર ઉપકાર કર્યો, અને આપણને (જહન્નમની) ગરમ હવાથી બચાવી લીધા.

૨૮. નિસંશય આપણે તો આ પહેલાં તેનેજ પોકાર્યા કરતા હતા; બેશક તે મહા પરોપકારી (અને) દયા કરનારો છે.

૨૯. માટે (હે રસુલ!) તું ઉપદેશ કર્યે જા, કારણ કે તું તારા પરવરદિગારની કૃપાથી ન નજુમી છે ન દિવાનો. રૂકુઅ ૨

૩૦. શું તેઓ એમ પણ કહે છે કે આ (રસુલ) એક કવી છે કે જેના સંબંધમાં અમે કાળચક્રની વાટ જોઇએ છીએ?

૩૧. તું કહે કે તમે રાહ જુઓ, ખચીતજ હું પણ તમારી સાથે રાહ જોનારાઓ માંહેનો છું.

૩૨. શું તેમની બુદ્ધિ તેમને એવુંજ શીખવે છે, અથવા તેઓ શીરજોરી કરનારા લોકો છે?

૩૩. અથવા શું એમ કહે છે કે આ (કુરઆન) તે (રસુલ)નો જોડી કાઢેલો બોલ છે? પણ વાત આ છે કે તેઓ ઇમાનજ ધરાવતા નથી.

૩૪. પછી અગર તેઓ સાચા છે તો તેઓ પણ તેના જેવીજ એક વાત રચી લાવે.

૩૫. ભલા તેઓ કોઇ વસ્તુ વિના પંડેજ પેદા થઈ ગયા છે કે તેઓ

પંડેજ (પોતાને) પેદા કરનારા છે?

૩૬. અથવા તેમણે આકાશો અને જમીનને પેદા કર્યાં છે? આ કાંઈ પણ નથી પરંતુ તેઓ શ્રદ્ધાજ ધરાવતા નથી.

૩૭. અથવા તેમની પાસે તારા પરવરદિગારનાં ખજાના છે, અથવા શું તેઓ તેના દારોગા છે?

૩૮. અથવા શું તેમની પાસે કોઇ નીસરણી છે કે (જેના ઉપર ચઢી) તેઓ તે (આકાશની ખબરો) સાંભળી લે છે? (અગર એમ છે) તો તેમનો સાંભળનાર કોઈ ખુલ્લી દલીલ લઈ આવે.

૩૯. અથવા શું તે (અલ્લાહ)ને પુત્રીઓ છે અને તમારા માટે પુત્રો?

૪૦. અથવા તું તેમનાથી કાંઇ મજુરી માગે છે કે જેના ભારથી તેઓ દબાતા જાય છે?

૪૧. અથવા શું તેમની પાસે ગેબની ખબરો છે કે જેને તેઓ લખતા જાય છે?

૪૨. અથવા શું તેઓ (તારાથી) કોઈ ચાલબાજી ચાલવા ચાહે છે? પણ નાસ્તિકો પંડેજ પોતાની ચાલબાજીમાં સપડાઈ જશે.

૪૩. અથવા અલ્લાહના સિવાય તેમનો કોઈ બીજો માઅબુદ છે? જેને જેને આ (લોકો) તેના શરીક ઠરાવે છે તેનાથી અલ્લાહની જાત પાક છે.

૪૪. અને અગર તેઓ કોઈ આકાશનો કટકો તુટી પડતાં જુએ તો પણ કહેશે કે એ તો જામી ગએલું વાદળ છે.

૪૫. માટે તું તેમને (તેમની હાલત પર) રહેવા દે, અહીં સુધી કે તે દિવસ તેમની સામે આવી લાગે કે જે દિવસે તેમને બેભાન કરી દેવામાં આવશે:

૪૬. તે દિવસે તેમની ચાલબાજી તેમનાં સહેજ પણ કામમાં નહિ આવે, અને ન તેમની સહાય કરવામાં આવશે.

૪૭. અને બેશક તે લોકો માટે કે જેમણે જુલમ કર્યો છે (તેમના માટે કયામતની) આ (શિક્ષા) સિવાય (દુનિયામાં પણ) બીજી એક શિક્ષા છે, પરંતુ તેઓ માંહેના ઘણુંખરા જાણતા નથી.

૪૮. અને તું તારા પરવરદિગારના હુકમની ધીરજથી વાટ જો, કારણ કે તું બેશક અમારી નજર સામે (અમારા રક્ષણમાં) છે, અને જે વેળા તું (પરોઢીઆની નમાઝ માટે) જાગૃત થાય ત્યારે તારા પરવરદિગારના ગુણગાનની માળા જપ્યા કર:

૪૯. તેમજ રાત્રીના એક ભાગમાં તું તેની તસ્બીહ પઢ, અને તારાઓના અસ્ત થવાના સમયે પણ.

---

## પ્રકરણ ૫૩ મું.

## સુરતુન નજમ.

### તારો.

**મક્કામાં ઉતરેલી જેની ૬૨ આયતો અને ૩ રૂકૂઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે તે સિતારાની જ્યારે કે તે (આકાશમાંથી) તુટી પડે છે: રૂકૂઅ ૧

૨. તમારો સાથી ન આડે માર્ગે ગયો છે અને ન તેણે ભૂલ કરી છે.

૩. અને તે પોતાના મનની ઇચ્છાથી કાંઈ કહેતો નથી.

૪. (પણ) તે જે કાંઇ કહે છે તે તેને વહી કરવામાં આવે છે તેના સિવાય બીજું કાંઇ નથી:

૫. તેને મોટી શક્તિવાળા (ફરિશ્તા જીબ્રઇલ) એ કેળવ્યો છે:

૬. કે જે ઘણી શકિત ધરાવનારો છે; પછી તે (તેના મૂળ સ્વરૂપમાં તેની સામે) આવી ઉભો થયો:

૭. અને તે તે વખતે (આકાશના) એક અતિ ઉંચા ભાગમાં હતો.

૮. પછી તે તેની પાસે આવ્યો, પછી (તેની તરફ) ઝુકયો:

૯. અહીં સુધી કે તે (જીબ્રાઈલ અને મોહમ્મદ. સ. અ. વ.) ની વચ્ચે બે કમાન જેટલું છેટું રહી ગયું અથવા તે કરતાંય ઓછું.

૧૦. પછી તેણે પોતાના બંદા (મોહમ્મદ સ. અ. વ.) તરફ જે વહી કરવાની હતી તે (જીબ્રાઈલ મારફત) કરી.

૧૧. (તે વખતે) તે (મોહમ્મદ સ. અ. વ. એ) જે કાંઈ પણ જોયું તેમાં તેના અંતઃકરણે કાંઇ પણ ભૂલ કરી ન હતી.

૧૨. છતાં શું તમે (લોકો) તે (રસુલે) જે કાંઇ જોયું છે તેના વિષે (શંકા કરી) તેની સાથે વાદવિવાદ કરો છો?

૧૩. અને ખરેજ તેણે તેને એક બીજા વખતે પણ ઉતરતો દીઠો હતો:

૧૪. સિદરતુલ મુન્તહા (સાતમા આકાશ પરના બોરડીના છેલ્લા ઝાડ) પાસે.

૧૫. કે જેની નજીક જન્નતુલ માવા (વિશ્રાંતી લેવાનું સ્થાન) છે.

૧૬. જ્યારે કે તે સિદરા (કાંટા વિનાની બોરડી) ના ઝાડ પર જે ઢાંકવાનું હતું તે ઢાંકી રહ્યો હતો.

૧૭. (તેના સંબંધમાં) ન તો રસુલની દ્રષ્ટિએ ચૂક કરી, અને ન તે જોઇએ તે કરતાં હદથી બહાર ગઈ.

૧૮. ખચીતજ તેણે પોતાના પરવરદિગારની નિશાનીઓમાંથી મોટી નિશાનીઓ (પ્રત્યક્ષ) નીહાળી.

૧૯. ત્યારે શું તમોએ પણ લાત તથા ઉઝ્ઝાના સંબંધમાં વિચાર કર્યો:

૨૦. અને એક ત્રીજી છેલ્લી મનાત (નામની દેવી) નાં સંબંધમાં પણ? (ભલા તે ખુદા હોઈ શકે છે?)

૨૧. શું તમારા ભાગમાં તો પુત્રો આવ્યા છે અને તે (અલ્લાહ) ના ફાળે પુત્રીઓ?

૨૨. એમ હોય તો તે મહા અન્યાયી વહેંચણી છે.

૨૩. આ તો કેવળ તેમનાં નામજ નામ છે જે તમોએ તથા તમારા બાપદાદાઓએ રાખ્યાં છે, અલ્લાહે તો તેમના વિષે કોઇ સનદ ઉતારી નથી; તેઓ તો નર્યા ગુમાનને અને જે તેમનું મન ચાહે છે તેને અનુસરે છે, જોકે ખરેજ તેમની પાસે તેમના પરવરદિગાર તરફથી હિદાયત આવી

ચૂકી છે.

૨૪. શું મનુષ્ય જે કાંઇ ઇચ્છા કરશે તેજ પૂર્ણ થશે?

૨૫. નહિ, નહિ, બલ્કે પરલોક અને આલોક અલ્લાહુ માટેજ છે.

૨૬. આકાશોમાં ઘણા ફરિશ્તા (એવા) છે કે જેમની શફાઅત (ભલામણ) કાંઇ ઉપયોગી નીવડતી નથી, સિવાય કે અલ્લાહુ જેના માટે ચાહે (શફાઅતની) રજા આપી દે અને પસંદ પણ કરી લે. રૂકુઅ ૨

૨૭. બેશક જે લોકો આખેરત પર ઇમાન નથી રાખતા તેઓજ ફરિશ્તાઓનાં નામ સ્ત્રીઓના નામ જેવાં રાખે છે.

૨૮. જોકે તેમને તેનું મુદ્દલ જ્ઞાન નથી; તેઓ નરી કલ્પનાને અનુસરે છે, જોકે કલ્પનાં સત્યના મુકાબલામાં કાંઇજ કામ આપી શકતી નથી.

૨૯. માટે જેણે (અમારી યાદ કરવાથી) મોઢું ફેરવી લીધું છે, અને દુનિયાની જીંદગી સિવાય અન્ય કોઇ વસ્તુના ચાહનારા નથી, તેનાથી તું પણ મોઢું ફેરવી લે.

૩૦. તેમના જ્ઞાનની પહોંચ એટલીજ છે, બેશક તારો પરવરદિગાર તેનાથી સારી પેઠે વાકેફ છે કે જે તેના માર્ગ પરથી ભમી ગયો છે, અને તેનાથી પણ સારી પેઠે વાકેફ છે કે જેણે હિદાયત પ્રાપ્ત કરી છે.

૩૧. અને જે કાંઈ આકાશોમાં છે તથા જે કાંઈ પૃથ્વીમાં છે તે અલ્લાહુનુંજ છે કે જેથી તે તેમને કે જેમણે કુકર્મો કર્યાં છે તેમના કુકર્મોની શિક્ષા આપે, અને જેમણે સત્કાર્યો કર્યાં છે તેમને સારો બદલો આપે.

૩૨. જે (લોકો) કબીરા (અક્ષમ્ય) ગુન્હાઓથી તથા બેહુયાયીની વાતોથી બચતા રહે છે સિવાય કે નાના સુના પાપ, તો બેશક તારો પરવરદિગાર ક્ષમા કરવામાં ઉદાર છે; તે તમારી સ્થિતિથી ત્યારે પૂર્ણ વાકેફ હતો જ્યારે કે તેણે તમને જમીન (ની માટી) માંથી પેદા કર્યા અને ત્યારે પણ કે જ્યારે તમે તમારી માતાઓના પેટમાં માત્ર ગર્ભ હતા, માટે (અભિમાન કરી) તમે પોતાને પવિત્ર ઠરાવો નહિ; જે પરહેઝગાર છે તેનાથી તે સારી પેઠે વાકેફ છે.

મ ૩૩. (હે રસુલ!) શું તેં તે શખસને ધ્યાનપૂર્વક નિહાળ્યો કે જેણે (સત્યથી) મોઢું ફેરવી લીધું:

૩૪. અને (અલ્લાહની રાહમાં) થોડો ખરચ કર્યો અને હાથ રોકી લીધો ?

૩૫. શું તેની પાસે ગેબનું જ્ઞાન છે કે તે (પરિણામ) જોઇ શકે છે?

૩૬. અથવા મુસાના સહીફા (લેખો)માં જે કાંઇ છે તેની તેને જાણ કરવામાં નથી આવી ?

૩૭. અને ઇબ્રાહીમના (સહીફાની) પણ કે જેણે (તાબેદારીનો હક) સંપુર્ણ (રીતે) બજાવ્યો હતો:

૩૮. કે કોઇ ભાર ઉચકનાર બીજાનો ભાર ઉચકશે નહિ.

૩૯. અને ઇન્સાન માટે બીજું કાંઇજ નથી, સિવાય કે જેટલો તેણે પ્રયત્ન કર્યો હોય:

૪૦. અને તેના પ્રયત્ન આગળ જતાં જરૂર જોવામાં આવશે.

૪૧. પછી તેને પૂરેપૂરો બદલો આપવામાં આવશે:

૪૨. અને (સર્વેનો) અંત તો નિસંશય તારા પાલનકર્તા પાસેજ આવશે.

૪૩. અને એજ (મનુષ્યોને) હસાવે છે તથા રડાવે છે:

૪૪. અને ખચીતજ તેજ મારે છે અને જીવાડે છે:

૪૫. અને તેણેજ જોડાં પેદા કર્યાં છે, નર અને માદા.

૪૬. એક વીર્ય બીંદુમાંથી જ્યારે કે તે (ગર્ભાશયમાં) પાડવામાં આવે છે.

૪૭. અને (કયામતમાં) પુનઃ સજીવન કરવું પણ તેનાજ માથે છે:

૪૮. અને એજ શ્રીમંત અને માતબર બનાવે છે.

૪૯. અને તેજ શેઅરા (નામના સીતારા)નો માલીક છે.[1]

૫૦. અને તેણેજ અગાઉના આદ(ની કોમ)નો નાશ કર્યો:

૫૧. અને સમુદ(ના લોકો)નો પણ એવી રીતે (નાશ કર્યો) કે

---

૧ અંગ્રેજીમાં શેઅરાને સાઇરસ SIRUS કહે છે, અને મૂર્તિપૂજક અરબો તેની પણ પૂજા કરતા હતા.

કોઈને બાકી રાખ્યો નહિ:

૫૨. અને એવીજ રીતે તે પહેલાં નૂહની કોમ(ના લોકો)ને પણ; તેઓ ખરેખર મોટા જાલિમ અને મહાન સરકશ હતા:

૫૩. અને (લૂતની) ઉંધી વળી ગએલી વસ્તીઓને તેણેજ ઉંધી મારી હતી.

૫૪. પછી તે (વસ્તીઓ) ઉપર જે ઢાંકવાનું[1] હતું તે ઢાંકી દીધું હતું.

૫૫. માટે (હે ઇન્સાન!) હવે તું તારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોમાં શંકા કરતો રહેશે?

૫૬. આ (મોહમ્મદ સ. અ. વ. પણ) અગાઉના ડરાવનારાઓ માંહેનો એક ડરાવનારો છે.

૫૭. આવનાર ઘડી (કયામત) પાસે આવી લાગી છે.

૫૮. અલ્લાહના સિવાય તેને ટાળનાર કોઇ નથી.

૫૯. શું તમો આ ખબરથી આશ્ચર્ય પામો છો?

૬૦. અને હસો છો અને રડતા નથી!

૬૧. અને તમે ગફલતમાં પડયા રહો છો?

૬૨. માટે અલ્લાહનેજ સિજદો કરો અને (તેનીજ) ઇબાદત કર્યા કરો.

---

૧ અર્થાત ચિન્હોવાળા પત્થરોનો તેમના પર વરસાદ વરસાવવામાં આવ્યો

---

## પ્રકરણ ૫૪ મું.

## સુરતુલ કમર.

## ચંદ્રમા.

મક્કામાં ઉતરેલી જેની ૫૫ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. તે ઘડી પાસે આવી પહોંચી અને ચંદ્રમા ફાટી ગયો.[1]

૨. અને અગર આ લોકો કોઇ મોઅજીઝો જોશે તો પણ (તેના માનવાથી) મોઢું ફેરવી લેશે, અને એજ કહેશે કે (આ તો) હમેશથી થતો રહેલો જાદુ છે.

૩. અને તેમણે જુઠલાવ્યું અને સ્વેચ્છાઓની તાબેદારી કરી, અને દરેક કાર્ય (નો સમય) નક્કી કરવામાં આવ્યો છે.

૪. અને ખચીતજ તેમની પાસે એવી ખબરો આવી ચૂકી છે કે જેમાં ધમકી હતી:

૫. (તેમ) અસાધારણ પ્રકારની દાનાઈ પણ હતી, પરંતુ (તેમના માટે તો) ધમકી કાંઈ ઉપયોગી નીવડતી નથી.

૬. માટે તું તેમનાથી મોઢું ફેરવી લે; જે દિવસે એક પોકારનાર તેમને એવી એક બાબત તરફ બોલાવશે કે જે તદ્દન અણગમતી હશે:

૭. ત્યારે તેમની આંખો નીચે ઢળેલી હશે; (અને) કબરોમાંથી એવી રીતે નીકળશે જાણે કે તેઓ છવાઈ ગએલા તીડો (નાં ઝુંડ) હોય:

૮. બોલાવનારા તરફ ઉતાવળા ઉતાવળા જતા હશે; (અને) નાસ્તિકો કહેતા હશે કે આ દિવસ તો મહા કઠણ છે.

૯. તેમની પહેલાં નૂહની કોમે પણ જુઠલાવ્યું હતું; (યાને) તેમણે અમારા બંદાને જુઠલાવ્યો હતો, અને કહ્યું હતું કે એ તો દિવાનો છે, અને તેને હાંકી કાઢવામાં આવ્યો.

૧૦. જેથી તેણે પોતાના પરવરદિગારને પોકારી કહ્યું કે ખરેખર હું હારી ગયો છું, હવે તો તું મદદ કર!

---

૧ નાસ્તિકોએ પયગમ્બર સાહેબ પાસે મોઅજીઝાની માગણી કરી, અલ્લાહના હુકમથી નબી સાહેબની આંગળીના ઈશારે ચંદ્રના બે ટુકડા થઇ ગયા, જે જોનારાઓને દુર સુધી દેખાયા.

૧૧. આથી અમોએ મુશળધાર પાણીની સાથે આકાશનાં દ્વાર ઉઘાડી નાખ્યા :

૧૨. અને અમોએ પૃથ્વીને ફાડી (સર્વત્ર) ઝરણાંજ ઝરણાં કરી દીધાં, જેથી ઠરાવેલી આજ્ઞા મુજબ (દરેક બાજુથી) પાણી આવીને ભેગું થઇ ગયું.

૧૩. અને અમોએ તે (નૂહ તથા તેના સાથીઓ)ને પાટીયા તથા ખીલાવાળી (હોડી) પર ઉચકી રાખ્યો :

૧૪. (તે હોડી) અમારા રક્ષણ હેઠળ ચાલતી રહી; આ બદલો તે શખસ માટે હતો કે જે (ની પયગમ્બરી) નો ઇનકાર કરવામાં આવ્યો હતો.

૧૫. અને ખરેજ અમોએ તે (બનાવ) ને પાછળ આવનારાઓ માટે એક (ધડો લેવા જોગ) નિશાની કરી રાખી, માટે છે કોઈ બોધ ગ્રહણ કરનાર?

૧૬. પછી મારો અઝાબ અને મારી ધમકી કેવાં રહયાં!

૧૭. અને ખરેજ અમોએ બોધ ગ્રહણ કરવા માટે કુરઆનને સહેલું કર્યું છે, માટે છે કોઇ બોધ ગ્રહણ કરનાર?

૧૮. આદની કોમે પણ જુઠલાવ્યું હતું, પછી (જુઓ કે) મારો અઝાબ તથા મારૂં બીવરાવવું કેવાં રહ્યાં!

૧૯. નિસંશય અમોએ એક ટળી નહિ શક્નાર દુર્ભાગ્યવાળા દિવસે ભયંકર વાવાઝોડું તેમના પર મોકલ્યું :

૨૦. કે જે લોકોને એવી રીતે ઉખેડી ફેંકી દેતું હતું કે જાણે ખજુરીના થડ મુળમાંથી ઉખડી જતાં (ન) હોય!

૨૧. પછી (જુઓ કે) મારો અઝાબ અને ભય કેવા રહ્યા!

૨૨. અને ખરેજ અમોએ બોધ ગ્રહણ કરવા માટે આ કુરઆનને સહેલું કર્યું છે, માટે છે કોઈ બોધ ગ્રહણ કરનાર?

૨૩. સમુદ(ની કોમે પણ) બીવરાવનાર (પયગમ્બરો) ને જુઠલાવ્યા હતા. રૂકુઅ ૨

૨૪. પછી કહેવા લાગ્યા કે શું અમે અમારા માંહેનાજ એક માણસના અનુયાયી થઇ જઇએ? એ સ્થિતિમાં તો અમે અવશ્ય આડે માર્ગે અને

ભડભડતી આગમાં હોઇશુ.

૨૫. શું અમારામાંથી તેનાજ ઉપર ઝિક્ર (બોધપાઠ) ઉતારવામાં આવ્યો? નહિ, નહિ, એ તો હડહડતો જૂઠો (અને) શેખીખોર છે.

૨૬. આ તો તેઓ જલદીથી જાણી લેશે કે જૂઠો (અને) શેખીખોર કોણ છે.

૨૭. (હે સાલેહ!) અમે તેમની કસોટી માટે એક સાંઢણી જરૂર મોકલનાર છીએ; માટે તું તેમને જોતો રહે અને ધીરજ ધર.

૨૮. અને તેમને જણાવી દે કે તેમની (અને ઉંટણીની) વચ્ચે પાણી વહેંચાઈ ગયું છે, માટે દરેક (પક્ષ પોતપોતાના ઠરાવેલા) વારા પર હાજર થાય.

૨૯. પછી તેમણે પોતાના સાથી (કુદાર) ને બોલાવ્યો, એટલે તેણે તે (ઉંટણી) ઉપર હાથ ચલાવ્યો, (યાને) તે (ઉંટણી) નાં ઘુંટણના પાછલા ભાગની રગો કાપી નાખી.

૩૦. પછી (જુઓ કે) મારો અઝાબ અને મારૂં બીવરાવવું કેવાં રહ્યાં!

૩૧. નિસંશય અમોએ તેમના ઉપર એક ભયંકર કીકીયારી મોકલી, જેથી તેઓ છુંદાઇ ગએલી વાડની જેમ (પાયમાલ) થઈ ગયા.

૩૨. અને અમોએ આ કુરઆનને બોધ ગ્રહણ કરનારાઓ માટે ખચીતજ સહેલું કર્યું છે, માટે છે કોઇ બોધ ગ્રહણ કરનાર?

૩૩. લૂત (ની કોમે) પણ ડરાવનારા (રસુલ) ઓને જુઠલાવ્યા હતા,

૩૪. (જેથી) નિસંશય અમોએ તેમના ઉપર પત્થરો વરસાવનારો વાયુ મોકલ્યો, સિવાય લૂતના કુટુંબના, જેમને અમોએ પ્રભાત થતાં બચાવી લીધાં.

૩૫. આ અમારા તરફથી એક ઉપકાર હતો; જે આભાર માનનારો હોય છે તેને અમે એવોજ બદલો આપ્યા કરીએ છીએ.

૩૬. અને તે (લૂતે) તેમને અમારી સખત પકડથી જરૂર બીવરાવ્યા હતા, પણ તેમણે (લૂતના) બીવરાવવામાં હઠીલાઇભરી શંકા કરી.

૩૭. અને (તેને વાતોમાં વળગાડી) તેના પરોણાઓને ઉડાડી જવાનો પ્રયત્ન કર્યો, પણ અમોએ તેમની આંખો ફોડી નાખી, (અને કહી દીધું કે લ્યો) હવે મારા અઝાબની અને મારી ધમકીઓની મજા ચાખો.

૩૮. અને પરોઢિયું થતાં તેમને એક કાયમના અઝાબે પકડી લીધા.

૩૯. (પછી તેમને કહેવામાં આવ્યું) કે લો, હવે મારા અઝાબ તથા મારી ધમકીઓની મજા ચાખો.

૪૦. અને અમોએ બોધ ગ્રહણ કરવા માટે આ કુરઆનને અવશ્ય સહેલું કર્યું છે, માટે છે કોઇ બોધ ગ્રહણ કરનાર?

૪૧. અને ફિરઔનવાળાઓ પાસે પણ (અમારા) ડરાવનારા અવશ્ય આવ્યા હતા. રૂકુઅ ૩

૪૨. (પરંતુ) તેમણે અમારી સઘળી નિશાનીઓ જુઠલાવી ત્યારે અમોએ પણ તેમને એવા (સપાટામાં) લઇ નાખ્યા કે જેમ એક બળવાન સત્તાધારી લઈ નાખે છે.

૪૩. (માટે હે કુરૈશના લોકો!) શું તમારા નાસ્તિકો આ (ઉપર જણાવેલી) ઉમ્મતો કરતાં બેહતર છે? અથવા શું ધર્મ પુસ્તકોમાં તમારા માટે માફી લખી દેવામાં આવી છે?

૪૪. અથવા શું એમ કહે છે કે અમે એક બીજાને સહાય કરવા માટે ભેગા થયા છીએ?

૪૫. નજીકમાંજ તે ટોળાંને હાર ખવડાવી નસાડી મુકવામાં આવશે અને તે (લોક)ઓ પીઠ દેખાડશે.

૪૬. વાત આ છે કે કયામતની ઘડી તેમના વાયદાનો દિવસ છે, અને તે ઘડી અતી કઠણ અને કડવી વસ્તુ હશે.

૪૭. બેશક ગુન્હેગારો ભ્રમમાં છે, અને (આખરે) તેઓ ભડભડતી આગમાં જશે.

૪૮. જે દિવસે તેઓ આગમાં તેમના ઉંધા મોંએ ઘસડી લઈ જવામાં આવશે (ત્યારે તેમને કહેવામાં આવશે કે) જહન્નમના સ્પર્શની મજા ચાખો.

૪૯. નિસંશય અમોએ દરેક વસ્તુ એક પ્રમાણસર પેદા કરી છે.

૫૦. અને અમારા હુકમ (ને પુરવાર થતાં વધારે વિલંબ લાગતો) નથી, પણ માત્ર એક પલક મારવા જેટલોજ (સમય લાગે છે.)

૫૧. અને ખચીતજ અમે તમારા જેવાઓનો નાશ કરી ચૂકયા

છીએ, માટે છે કોઇ બોધ ગ્રહણ કરનાર?

૫૨. અને દરેક કાર્ય કે જે તેમણે કર્યું હતું તે તેમના (કરણીના) લેખોમાં (મોજુદ) છે.

૫૩. અને દરેક નાનું યા મોટું કાર્ય (લવ્હે મહફુઝમાં) લખેલું છે.

૫૪. નિસંશય પરહેઝગાર લોકો જન્નતોમાં તથા નહેરોમાં:

૫૫. સત્તાવાન બાદશાહની પાસે ખરા સન્માનની જગ્યાએ હશે.

---

## પ્રકરણ ૫૫ મું.

## સુરતુર્ રહમાન.

## દયાળુ અલ્લાહ.

**મક્કામાં ઉતરેલી જેની ૭૮ આયતો અને ૩ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

અ ૧. દયાળુ (અલ્લાહ) એ:

૧ ૨. કુરઆન શીખવ્યું.

૩. તેણેજ મનુષ્યને પેદા કર્યો.

૪. (અને) તેણેજ તેને (પોતાના વિચારો) સ્પષ્ટ બોલોમાં જાહેર કરતાં શીખવ્યું.

૫. સૂર્ય તથા ચંદ્ર એક (ઠરાવેલી) ગણત્રી પ્રમાણે (ચાલે) છે.

૬. અને વેલા તથા વૃક્ષો બન્ને (તેને) સિજદો કરે છે.

૭. અને આકાશને તેણેજ ઉંચું કર્યું છે, અને તેણેજ ત્રાજવાની સ્થાપના કરી છે:

૮. કે જેથી તમે તોલવામાં હદ બહાર જાઓ નહિ.

૯. અને તોલ માપ ને ન્યાયસર કાયમ રાખો, અને ઓછું તોલ તોલો નહિ.

૧૦. અને તેણેજ પૃથ્વીને પ્રાણી માત્ર માટે સ્થાપી છે.

૧૧. તેમાં મેવા છે અને ખજુરના વૃક્ષો પણ, જે ઢાંકેલા ઝુમખાવાળા છે.

૧૨. અને ફોતરાવાળું અનાજ તથા સુગંધી પુષ્પો પણ છે.

૧૩. છતાં (હે ઈન્સાન તથા જીન્નાતના ટોળાં!) તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૧૪. તેણેજ મનુષ્યને ખણખણ કરતી ચીકણી માટીમાંથી પેદા કર્યો.

૧૫. અને તેણેજ જીન્નાતને અગ્ની જ્વાળામાંથી પેદા કર્યા.

૧૬. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.?

૧૭. તે બન્ને પૂર્વ દિશાઓનો માલિક છે અને બન્ને પશ્ચિમોનો[૧] માલિક છે.

૧૮. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૧૯. તેણે બે સમુદ્રો વહાવ્યા છે તે આપસમાં મળે છે.

૨૦. અને તે બન્નેની વચ્ચે એક આડ છે કે જેથી તે બન્ને ઓળંગી શકતા નથી.

૨૧. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૨૨. તે બન્ને (સમુદ્રો) માંથી મોતી તથા પરવાળાં નીકળે છે.

૨૩. છતા તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૨૪. અને સમુદ્રોમાં ઉંચા ઉંચા પહાડ જેવા ઉભા રહેલા વહાણો પણ તેનાજ છે.

---

૧ બે પૂર્વ અને બે પશ્ચિમો એટલા માટે કે શિયાળા અને ઉનાળામાં સુર્યોદય અને સુર્યાસ્તની દિશાઓમાં થોડો ફેરફાર થાય છે.

૨૫. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો?

રૂકુઅ ૨ ૨૬. દરેક વસ્તુ કે જે તે (પૃથ્વીપટ) ઉપર છે તે નાશ પામનાર છે.

૨૭. અને તારા પરવરદિગારની પ્રભાવશાળી અને કૃપાવંત જાત (માત્ર) બાકી રહેનાર છે.

૨૮. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો?

૨૯. આકાશો તથા જમીનમાં જે કોઈ છે તે તેનાથી માગતાજ રહે છે; તે દરરોજ એક નવી પ્રવૃત્તિમાં[1] હોય છે.

૩૦. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો?

૩૧. હે બન્ને ટોળાં! અમે નજીકમાંજ તમારા તરફ લક્ષ આપીશું.

૩૨. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો?

૩૩. હે જીન્નાત તથા ઈન્સાનના ટોળાં! અગર તમારામાં આકાશો તથા પૃથ્વીની હદોમાંથી નીકળી જવાની શક્તિ હોય તો નીકળી જાઓ; પણ (અમારી) પરવાનગી વિના તમે હરગીઝ નીકળી શકશો નહિ.

૩૪. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો?

૩૫. તમો બન્ને પર અગ્નીના ભડકા તથા ધુમાડો મોકલવામાં આવશે, પછી તમે બન્ને (મળીને પણ) તમારો બચાવ કરી શકશો નહિ.

૩૬. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઇ નેઅમતોને જુઠલાવશો?

૩૭. પછી જ્યારે (કયામતના દિવસે) આકાશ ફાટી જશે ત્યારે વે તેલ જેવું લાલ થઈ જશે.

૩૮. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઇ નેઅમતોને

---

૧ મનુષ્યે હમેશ માગતાજ રહેવું, કારણ કે અલ્લાહ હમેશ નવી પ્રવૃત્તિમાં હોય છે એટલે ક્યારેક ને ક્યારેક માગનારની દુઆ કબુલ કરી લે છે.

જુઠલાવશો ?

૩૯. પછી તે દિવસે ન મનુષ્યને તેના ગુન્હાઓ વિષે પૂછવામાં આવશે અને ન જીન્નાતને.

૪૦. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૪૧. ગુન્હેગાર લોકોને તેમના મુખમુદ્રાના ચિન્હો પરથી ઓળખી કાઢવામાં આવશે, પછી તેમને ચોટલીઓ તથા એડીઓથી પકડી લેવામાં આવશે.

૪૨. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૪૩. (પછી કહેવામાં આવશે કે) જે જહન્નમને ગુન્હેગાર લોકો જુઠલાવતા હતા તે આ જ છે.

૪૪. તેઓ તે (જહન્નમ) અને તેના ઉકળતા પાણી વચ્ચે પડયા ફરશે.

૪૫. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેમઅતોને જુઠલાવશો ?

૪૬. અને જે (શખસ) પોતાના પરવરદિગારની હજુરમાં ઉભા રહેવાને ડરતો રહ્યો તેના માટે બે જન્નતો છે. રૂકુઅ ૩

૪૭. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૪૮. બન્ને (બગીચાઓ) જાતજાતની નેઅમતોથી લચીપચી રહ્યા હશે.

૪૯. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૫૦. તે બન્નેમાં બે ઝરણાં વહેતા હશે.

૫૧. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૨. તે બન્નેમાં દરેક મેવો બે પ્રકારનો હશે.

૫૩. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૫૪. તેઓ એવા બિછાનાઓ પર તકીઆ લગાવીને બેઠા હશે કે જેમના અસ્તર કીનખાબનાં હશે; અને તે બન્ને બાગના મેવા (તેમની) પાસે લટકી રહ્યા હશે.

૫૫. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૫૬. તે જન્નતોમાં (પારકાઓથી બચાવીને માત્ર પોતાનાજ પતિઓ પર) નિગાહ રાખનારી સ્ત્રીઓ હશે, જેમને તેમની પહેલાં ન કોઈ ઈન્સાન અડકયો હશે, ન કોઇ જીન્નાત.

૫૭. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૫૮. જાણે તે (હૂરો) માણેક અને પરવાળાં જેવી હશે.

૫૯. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૦. શું નેકીનો બદલો નેકીના સિવાય બીજો પણ કાંઇ હોય છે ?

૬૧. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૬૨. અને તે બન્ને ઉપરાંત બીજા પણ બે બાગ હશે.

૬૩. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૪. તે બન્ને (બાગ) લીલાંછમ હશે.

૬૫. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૬૬. તે બન્નેમાં બે ઝરણાં ઉભરાતાં હશે.

૬૭. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૬૮. તે બન્નેમાં મેવા તથા ખજુરના ઝાડ તથા દાડમ હશે.

૬૯. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૦. તે જન્નતોમાં સદાચારી તથા સૌંદર્યવાન સ્ત્રીઓ હશે.

૭૧. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઇ નેઅમતોને જુઠલાવશો ?

૭૨. હૂરો કે જે તંબુઓમાં સુરક્ષિત હશે.

૭૩. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૪. તેમને તેમની પહેલાં ન કોઇ પુરૂષ અડકયો હશે, ન કોઇ જીન્નાત.

૭૫. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઈ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૬. લીલા (રંગના) તકીઆઓને અઢેલી ખુબસુરત ગાલીચાઓ પર બેઠા હશે.

૭૭. છતાં તમે બન્ને તમારા પરવરદિગારની કઇ કઈ નેઅમતોને જુઠલાવશો ?

૭૮. (હે રસુલ !) તારા પ્રભાવશાળી અને કૃપાવંત પરવરદિગારનું નામ મહાન બરકતવાળું છે.

---

## પ્રકરણ ૫૬ મું.

## સુરતુલ વાકેઆહ.

### બનાવ.

મક્કામાં ઉતરેલી જેની ૯૬ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. જ્યારે બનનાર બનાવ (કયામત) ઉપસ્થિત થશે:

૨. જેના ઉપસ્થિત થવામાં જરાય અસત્યતા નથી.

૩. (તે વખતે લોકોમાં તફાવત જાહેર થશે એટલે કે) કોઈને ઝુકાવશે તો કોઈને ઉંચો કરશે:

૪. જે વેળા પૃથ્વીને સખત રીતે હલાવી નાખવામાં આવશે:

૫. અને પહાડ (આપસમાં અથડાઈ) ભુકકે ભુકકા થઈ જશે:

૬. પછી તે (હવામાં ફેલાઈ ગએલા) બારીક રજકણો બની ઉડવા લાગશે:

૭. અને તમે ત્રણ ટોળાં થઈ જશો.

૮. પછી જમણી બાજુવાળા, શું કહેવું જમણી બાજુવાળાઓનું! (તેઓ હર્ષથી પ્રફુલ્લીત હશે.)

૯. અને ડાબી બાજુવાળા, કેવી માઠી દશા હશે તે ડાબી બાજુ વાળાઓની!

૧૦. અને (બીજાઓ કરતાં સત્કાર્યોમાં) આગળ વધી જનારા તો આગળ વધી ગએલા હશે:

૧૧. એજ લોકો તો (અલ્લાહની હજુરમાં) નજદીકી મેળવેલા હશે.

૧૨. તેઓ નેઅમતોવાળી જન્નતોમાં હશે.

૧૩. ઘણાંખરા આગલાઓમાંથી હશે:

૧૪. અને પાછલાઓમાંથી થોડાકજ.

૧૫. સુવર્ણથી મઢેલા સિંહાસનો પર:

૧૬. એક બીજાની સામે તે (સિંહાસનો) પર અઢેલીને બેઠા હશે.

૧૭. હમેશાં એકજ સ્થિતિમાં રહેનારા છોકરા તેમની આસપાસ આંટા ફેરા ખાતા હશે:

૧૮. જામો તથા સૂરાહીઓ લઇને, અને સ્વચ્છ પીણાંઓનાં પ્યાલાઓ લઇને :

૧૯. જે પીણાંથી તેમનું ન કદી માથું દુ:ખશે અને ન તેમની શુદ્ધી ગુમ થઈ જશે :

૨૦. અને તેમને એવા મેવા મળશે કે જે તેઓ પસંદ કરશે:

૨૧. અને જે જે પક્ષીઓનું ગોશ્ત તેઓ ચાહશે તે પણ (તેમને મળશે) :

૨૨. અને મોટી મોટી કાળી આંખોવાળી હુરો પણ :

૨૩. એવી કે જાણે (સીપમાં) છુપેલાં મોતી.

૨૪. આ બદલો તેઓ જે (સદ્દકરણી) કરતા હતા તેનો હશે.

૨૫. તેમાં ન તો તેઓ વ્યર્થ વાતો સાંભળશે અને ન ગુન્હાઓની વાતો :

૨૬. સિવાય કે સલામ અને (માત્ર) સલામનીજ વાતો.

૨૭. અને જમણા હાથવાળા, શું કહેવું જમણા હાથવાળાઓનું !

૨૮. તેઓ કાંટા વિનાની બોરડીઓમાં હશે:

૨૯. અને એકમેક ઉપર લદાએલા કેળાના ઝાડોમાં:

૩૦. અને ફેલાએલી (શીતળ) છાયામાં :

૩૧. અને વહેતા પાણીમાં :

૩૨. અને પુષ્કળ મેવાઓમાં·

૩૩. કે જે (ક્યારેય) ખુટશે નહિ, અને ન તેમને ખાતાં રોકવામાં આવશે :

૩૪. અને ઉંચા ઉંચા પાથરણાંઓ પર હશે.

૩૫. (વળી તેમને હુરો પણ મળશે) અમોએ તે (હુર)ઓની એક નવીન સર્જત રચી છે :

૩૬. પછી અમોએ તેમને કુમારીકાઓ બનાવી છે :

૩૭. પ્રેમ કરનારી સમાન વયની યુવતીઓ:

૩૮. ખાસ કરીને જમણા હાથવાળાઓ માટે.

૩૯. આ (લોકો) ઘણાંખરા આગલાઓમાંથી હશે: રૂકુઅ ૨

૪૦. અને ઘણુંખરા પાછલાઓમાંથી પણ.

૪૧. અને ડાબા હાથવાળા, કેવી દુર્દશા હશે ડાબા હાથવાળાઓની!

૪૨. ગરમ હવા અને ઉકળતા પાણીમાં:

૪૩. અને કાળા તથા ગરમ ધુમાડાની છાયામાં હશે:

૪૪. જે ન ટાઢું હશે ન લાભદાયક.

૪૫. નિસંશય તેઓ આ પૂર્વે ઘણી મોજમજાહમાં રહેતા હતા.

૪૬. અને તે મોટા મોટા ગુન્હા માટે આગ્રહ કરતા હતા (યાને શિર્ક)

૪૭. અને કહ્યા કરતા હતા કે શું જ્યારે અમે મરી જઈશું અને માટી તથા હાડકાં થઈ જઈશું ત્યારે પણ અમે પાછા ઉઠાડવામાં આવીશું?

૪૮. અથવા અમારા આગલા બાપદાદાઓ પણ?

૪૯. (હે રસુલ!) તું કહે કે બેશક આગલાઓ અને પાછલાઓ પણ:

૫૦. એક ઠરાવેલા દિવસના નક્કી સમય પર અવશ્ય એકત્ર કરવામાં આવશે.

૫૧. પછી તમે હે આડે માર્ગે વળી ગએલાઓ! અને હે જુઠલાવનારાઓ!

૫૨. અચીતજ તમે થોરના ઝાડમાંથી ખાનારા થશો:

૫૩. અને તે વડેજ પેટ ભરનારા થશો.

૫૪. પછી તેના ઉપર ઉકળતું પાણી પીનારા થશો.

૫૫. અને તરસ્યા ઉંટોના પીણાં જેવું પીનારા થશો.

૫૬. ન્યાયના દિવસે તેમની આ પરોણાગત હશે.

૫૭. અમોએજ તમને પેદા કર્યા છે, તે છતાં તમે શા માટે સાચું માનતા નથી?

૫૮. ભલા જે વીર્ય તમે (ગર્ભાશયમાં) પહોંચાડો છો તે વિષે વિચાર કર્યો?

૫૯. તે શું તમે ઉત્પન્ન કરો છો કે અમે ઉત્પન્ન કરનારા છીએ?

૬૦. અમોએજ તમારી વચ્ચે મૃત્યુને નિર્માણ કરી મૂક્યું છે, અને અમે અસમર્થ નથી:

૬૧. (આ બાબત ઉપર) કે તમારા બદલે તમારા જેવા બીજા

સર્જી દઇએ, અને તમને એવી સર્જતમાં ઉભા કરીએ કે જે તમે જાણતા નથી.

૬૨. અને પ્રથમ સર્જતને તમે જરૂર સમજી ગયા છે, પછી શા માટે બોધ ગ્રહણ કરતા નથી?

૬૩. શું તમે જે બી વાવો છો તેના પર વિચાર કર્યો?

૬૪. શું તેને તમે ઉગાડો છો કે અમે ઉગાડનારા છીએ?

૬૫. અગર અમે ચાહીએ તો તેનો (પાકવા પહેલાંજ) ભુકકે ભુકકો કરી નાખીએ, પછી તમે અચંબો કરતાજ રહી જાઓ.

૬૬. (પછી તમે કહી ઉઠો કે હાય!) નિસંશય અમારા પર તો દંડ પડી ગયો.

૬૭. બલ્કે અમે તો હતભાગી માણસો છીએ.

૬૮. ભલા તમે જે પાણી પીઓ છો તેના વિષે પણ વિચાર કર્યો છે?

૬૯. શું તે વાદળાંમાંથી તમોએ ઉતાર્યું છે કે (તેના) ઉતારનારા અમે છીએ?

૭૦. અગર અમે ચાહીએ તો તેને ખારૂં કરી નાખીએ ત્યારે તમે શા માટે આભાર માનતા નથી?

૭૧. ભલા તમોએ તે આગ વિષે પણ વિચાર કર્યો છે કે જે તમે સળગાવો છો?

૭૨. શું તેના (બળતણનાં) ઝાડ તમે પેદા કર્યાં છે કે (તેના) પેદા કરનારા અમે છીએ?

૭૩. અમોએ તે (આગ)ને (જહન્નમની આગની) યાદ દેવડાવનારી અને મુસાફરો માટે લાભદાયક વસ્તુ બનાવી છે.

૭૪. માટે (હે રસુલ!) તું તારા મોટાઇવાળા પરવરદિગારના નામની તસ્બીહ પઢતો રહે.

૭૫. પછી કસમ છે તારાઓના ખરી પડવાની: રૂકુઅ ૩

૭૬. અને અગર સમજો તો આ કસમ ઘણીજ ભારે છે:

૭૭. નિસંશય આ અતિ માનવંત કુરઆન છે:

૭૮. જે એક સુરક્ષિત કિતાબમાં (લખેલું) છે:

૭૯. પવિત્ર સ્થિતિવાળાઓ સિવાય તેને કોઇ અડકે નહિ:

૮૦. સઘળી દુનિયાઓના પરવરદિગાર તરફથી ઉતારવામાં આવ્યું છે.

૮૧. શું તમે ત્યારે આ વાતને તુચ્છકારી કાઢો છો?

૮૨. અને તમોએ જુઠાણાનેજ તમારી રોજીનું સાધન બનાવી રાખ્યું છે?

૮૩. પછી જ્યારે પ્રાણ ગળા સુધી આવી પહોંચે છે:

૮૪. અને તે સમયે તમે (પડયા પડયા ટગર ટગર) જોતાજ રહો છો (ત્યારે તમારો કાબુ કેમ ચાલતો નથી?)

૮૫. અને અમે (હે સારવાર કરનારાઓ!) તમારા કરતાંય તે (મરનાર)ની વધુ પાસે છીએ, પણ તમને સુઝતુંજ નથી.

૮૬. પછી અગર તમે (કર્મના જવાબ માટે) કોઇના દબાએલા નથી:

૮૭. તો અગર તમે સાચા છો તો તે (પ્રાણ)ને શા માટે પાછો ફેરવી લેતા નથી?

૮૮. પછી જો તેઓ અલ્લાહનું નજીકપણું મેળવેલાઓ માંહેના હશે:

૮૯. તો (તેમના માટે) રાહત તથા સુગંધી પુષ્પો તથા નેઅમતવાળી જન્નત છે.

૯૦. અને જો તે જમણી બાજુવાળાઓમાંથી હશે:

૯૧. તો (હે પુછનારા!) જમણી બાજુવાળાઓ તરફથી તને સલામ છે.

૯૨. અને જો તે જુઠલાવનારા (તથા) ગુમરાહોમાંથી હશે:

૯૩. તો (તેમના માટે) ઉકળતા પાણીની પરોણાગત:

૯૪. અને જહન્નમમાં જવાનું છે.

૯૫. (આ જે કાંઇ વર્ણવવામાં આવ્યું) તે ખાત્રીપૂર્વક સત્ય છે:

૯૬. માટે (હે રસુલ!) તું તારા બુઝુર્ગીવાળા પરવરદિગારના નામના ગુણગાન ગા.

---

## પ્રકરણ ૫૭ મું.

## સુરતુલ હદીદ.

## લોખંડ.

**મદીનામાં ઉતરેલી જેની ૨૯ આયતો અને ૪ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. આકાશો અને પૃથ્વીમાં જે જે કાંઈ છે તે સર્વ અલ્લાહની પવિત્રતા વર્ણવે છે, અને તે પ્રબળ (અને) હિકમતવાળો છે. રૂકુઅ ૧

૨. આકાશો તથા પૃથ્વીની બાદશાહત તેનીજ છે, તેજ જીવાડે અને તેજ મારે છે, અને તેજ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવે છે.

૩. એજ પહેલો છે અને એજ છેલ્લો છે, અને એજ જાહેર તથા એજ છુપો છે, અને એજ દરેક વસ્તુનો સંપુર્ણ જાણકાર છે.

૪. તે એજ છે કે જેણે આકાશો તથા પૃથ્વીને છ દિવસમાં સર્જ્યાં, પછી અર્ષ પર પોતાની સત્તા સ્થાપી; તેને સારી પેઠે જાણે છે કે જે પૃથ્વીમાં દાખલ થાય છે અને તેને પણ કે જે તેમાંથી નીકળે છે, અને તેને કે જે આકાશ પરથી ઉતરે છે અને તેને પણ કે જે તેમાં ચઢી જાય છે; અને જ્યાં પણ તમે હો છો તે તમારી સાથેજ હોય છે; અને જે કરણી તમે કરો છો તે અલ્લાહ નિહાળે છે.

૫. આકાશો તથા જમીનનો (સઘળો) અધિકાર તેનેજ છે, અને સઘળા મામલાઓ તેનીજ તરફ રજુ કરવામાં આવે છે.

૬. તે રાત્રીને (ઘટાડી) દિવસમાં દાખલ કરી દે છે અને દિવસને (ઘટાડી) રાત્રીમાં દાખલ કરી દે છે, અને તે હૃદયો માંહેની વાતોથી સંપુર્ણ વાકેફ છે.

૭. (હે લોકો!) તમે અલ્લાહ પર તથા તેના રસુલ પર ઈમાન લાવો, અને જે જે વસ્તુઓના તમને તેણે વારસ બનાવ્યા છે તેમાંથી (તેની રાહમાં) ખરચ કરો; પછી તમારામાંથી જે લોકો ઈમાન લાવ્યા અને (તેની રાહમાં) ખરચ કર્યો તો તેમના માટે મોટો બદલો છે.

૮. અને તમને શું થઇ ગયું છે કે તમે અલ્લાહ પર ઇમાન નથી લાવતા! જોકે રસુલ તમને તમારા પાલનહાર પર ઇમાન લાવવા માટે

બોલાવ્યા કરે છે, અને વળી અલ્લાહ તમારી પાસેથી (રોઝે અલસ્તમાં) વાયદો પણ લઇ ચૂકયો છે,[1] અગર તમે તે વાતને માનતા હો તો (માનો).

૯. તે એજ છે જે પોતાના બંદા (મોહમ્મદ સ. અ. વ.) પર પ્રત્યક્ષ નિશાનીઓ ઉતારે છે કે જેથી તમને (નાસ્તિકપણાંના) અંધકારમાંથી (ઈમાનના) પ્રકાશ તરફ કાઢી લાવે; અને નિસંશય અલ્લાહ તમારા સંબંધમાં મોટો મહેરબાન (અને) દયાવાન છે.

૧૦. અને તમને શું થઈ ગયું છે કે તમે અલ્લાહની રાહમાં ખરચતા નથી? જોકે આકાશો તથા જમીનનો વારસો અલ્લાહનોજ છે; તમારામાંથી જેણે (મકકાના) વિજય પહેલાં (અલ્લાહની રાહમાં) ખરચ કર્યો તથા જેહાદ કર્યો (અને જેમણે તે બાદ કર્યો) તે દરજ્જામાં સમાન નથી; તેમનો દરજ્જો તે લોકો કરતાં ઘણો મોટો છે કે જેમણે (મકકાના વિજય) પછી અલ્લાહની રાહમાં ખરચ કર્યો તથા જેહાદ કર્યો; જોકે અલ્લાહે સારા બદલાનો વાયદો તો સઘળાઓને કર્યો છે; અને જે કાર્યો તમે કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

રૂકુઅ ૨ ૧૧. છે કોઈ જે અલ્લાહને "કર્ઝે હસના" આપે કે અલ્લાહ તેના માટે (નો બદલો) કેટલાય ગણો વધારી દે? અને તેના માટે માનવંત બદલો (જન્નત) પણ હોય.

૧૨. જે દિવસે તું મોમીન પુરૂષો તથા મોમીન સ્ત્રીઓને જોશે કે તેમનું નૂર તેમની આગળ આગળ તથા તેમના જમણા હાથ (તરફ) દોડતું જતું હશે, ત્યારે તેમને કહેવામાં આવતું હશે કે આજે તમારા માટે વધામણી (શુભ સમાચાર) છે તે જન્નતોની કે જેની હેઠળ નદીઓ વહે છે, તેમાં તમારૂં સદાનું રહેવાનું થશે; મહાન સફળતા તો એજ છે.

૧૩. જે દિવસે દાંભિક પુરૂષો તથા દાંભિક સ્ત્રીઓ ઈમાન લાવનારા-ઓને કહેશે કે અમારા માટે જરા થોભો કે જેથી અમે પણ તમારા

---

૧ રોઝે અલસ્ત (આ દુનિયા પેદા થઇ તે અગાઉના સમય) માં અલ્લાહે સઘળી રૂહોને ભેગી કરી તેમનાથી વચન લીધું હતુ કે "અલસ્તુ બેરબ્બેકુમ" શું હું તમારો રબ (પરવરદિગાર) નથી? ત્યારે બધાએ જવાબ આપ્યો હતો કે "બલા" અલબત્ત તું છે, અર્થાત તુંજ અમારો રબ છે.

નૂર (ના પ્રકાશમાંથી લાભ) લઈ લઇએ તો (તેમને) કહેવામાં આવશે કે તમે પાછા ફરી જાઓ અને (બીજું) નૂર[1] શોધી લો; પછી તેમની વચ્ચે એક દિવાલ ઉભી કરી દેવામાં આવશે જેમાં એક બારણું હશે; જેના અંદરના ભાગમાં તો રહેમત હશે અને તેના બહારના ભાગમાં થોડેક છેટે અઝાબ હશે.

૧૪. તે (દાંભિક) ઓ તે (મોમીન) ઓને પોકારીને કહેતા હશે કે શું અમે તમારી સાથે ન હતા? તેઓ જવાબ આપશે કે હા હતા, પણ તમોએ પંડેજ પોતાને આફતમાં નાખ્યા, અને (મોમીનોનાં સંબંધમાં) બલા (ઉતરવાની) વાટ જોતા હતા, અને તમે (દીનના સંબંધમાં) શંકામાં પડયા રહ્યા, અને તમને ખોટી આશાઓએ ધોકામાં રાખી મૂકયા હતા; અહીં સુધી કે અલ્લાહનો હુકમ આવી પહોંચ્યો અને છેતરનાર (શેતાન)એ તમને અલ્લાહના સંબંધમાં છેતર્યા.

૧૫. માટે આજના દિવસે ન તમારી પાસેથી બદલા તરીકે કાંઈ સ્વિકારવામાં આવશે, અને ન તેમનાથી કે જેઓ નાસ્તિકો હતા, અને તમારૂં સ્થાન જહન્નમની આગ છે; અને એજ તમારો સાથી છે અને એજ ખરાબ સ્થળ છે.

૧૬. શું તે લોકો માટે કે જેઓ ઈમાન લાવ્યા છે તે સમય નથી આવ્યો કે તેમના અંતઃકરણ અલ્લાહની યાદ માટે તથા સત્યના સંબંધમાં જે કાંઇ ઉતર્યું છે તેના માટે નમ્ર બની જાય? અને તેઓ તે લોકોના જેવા થઇ ન જાય કે જેમને આ પહેલાં કિતાબ (તૌરેત તથા ઇન્જીલ) આપવામાં આવી હતી, પણ તેમના ઉપર એક કાળ વીતી ગયો, જેથી તેમનાં હૃદય કઠણ થઈ ગયા; અને તેઓ માંહેના ઘણાંખરા નાફરમાન છે.

૧૭. આ જાણી લો કે નિસંશય અલ્લાહ ભૂમિને તેના મૃત્યુ બાદ સજીવન કરે છે; ખચીતજ અમોએ તમારા માટે આયતો સ્પષ્ટ કરીને વર્ણવી દીધી છે કે જેથી તમે સમજો.

૧૮. નિસંશય ખેરાત કરનારા પુરૂષો તથા ખેરાત કરનારી સ્ત્રીઓ

---

૧ અર્થાત ઇમાનનું નૂર પ્રાપ્ત કરવાની જગા આ દુનિયા છે, દુનિયામાં એ નૂર ન મેળવનાર માટે આખેરતમાં અંધકારજ અંધકાર છે.

તથા તેઓ કે જેમણે અલ્લાહને "કર્ઝે હસના" આપ્યું તેમના માટે તે બમણો ચોગણો કરી (પાછો) વાળવામાં આવશે, અને તેમના માટે માનવંત બદલો પણ હશે.

૧૯. અને જે લોકો અલ્લાહ પર તથા તેના રસુલ પર ઈમાન લાવ્યા છે તેઓજ તો તેમના પરવરદિગાર પાસે સિદ્દીક (સત્યવાદી) અને શહીદ (અલ્લાહની રાહમાં માર્યા ગએલા) નો દરજ્જો ધરાવે છે; તેમના માટે તેમનો બદલો પણ હશે અને નૂર પણ; અને જે લોકોએ નાસ્તિકપણું કર્યું તથા અમારી આયતોને જુઠલાવી તેઓજ જહન્નમી છે.

કુઅ ૩ ૨૦. (આ) સારી પેઠે સમજી લો કે દુનિયાનું જીવન રમત ગમત તથા શોભા અને માંહોમાંહે શેખી કરવા તથા માલ તથા ઓલાદની વૃદ્ધિની ઇચ્છા કરવા સિવાય અન્ય કાંઈજ નથી; તેનો દાખલો વરસાદના જેવો છે કે જેનાથી ઉત્પન્ન થતી વનસ્પતિ ખેડુતોને આશ્ચર્યમાં નાખી દે છે, પછી તે કરમાઈ જાય છે, પછી તું તેને પીળી પડી ગએલી જુએ છે, પછી તે સૂકાઇ ચૂરેચૂરા થઇ જાય છે; અને આખેરતમાં સખત અઝાબ પણ છે, તેમજ (મોમીનો માટે) અલ્લાહ તરફથી ક્ષમા તથા પ્રસન્નતા પણ છે; અને દુનિયાનું જીવન ધોકાના સાધન સિવાય બીજું કાંઈજ નથી.

૨૧. તમે તમારા પરવરદિગારની ક્ષમા તરફ તથા તે જન્નત તરફ દોડો કે જે જન્નતની પહોળાઈ આકાશ તથા જમીન (બન્ને) ની પહોળાઇની બરોબર છે કે જે તે લોકો માટે તૈયાર કરવામાં આવી છે કે જેઓ અલ્લાહ તથા તેના રસુલો પર ઈમાન લાવ્યા છે; આ અલ્લાહની કૃપા છે, તે જેને ચાહે છે અર્પણ કરે છે; અને અલ્લાહ મહા કૃપાનિધી છે.

૨૨. જે કોઈ પણ આફત જમીન પર કે તમારી જાત પર પડે છે તે એ પહેલાં કે અમે તે અસ્તિત્વમાં લાવીએ એક લખાણ (લવહે મહફુઝ) માં લખાએલું મોજુદ હોય છે; નિસંશય એ કાર્ય અલ્લાહ માટે (ઘણુંજ) સહેલું છે:

૨૩. આ એ માટે કે તમારા હાથમાંથી જે કાંઇ જતું રહે તેના માટે અફસોસ કરો નહિ, અને તેણે તમને જે કાંઇ આપ્યું છે તે માટે

ફુલાઈ જાઓ નહિ; અને અલ્લાહ દરેક ગર્વિષ્ટ અને શેખીખોરને દોસ્ત રાખતો નથી:

૨૪. કે જેઓ પંડે કંજુસાઈથી વર્તે છે, અને લોકોને પણ કંજુસાઈથી વર્તવાની આજ્ઞા કરે છે; અને કોઈ મોઢું ફેરવશે તો અલ્લાહ ખરેજ બેપરવાહ અને સ્તુતિને પાત્ર છે.

૨૫. ખરેજ અમોએ પ્રત્યક્ષ દલીલો સાથે અમારા રસુલો મોકલ્યા હતા અને તેમની સાથે સાથે અમોએ કિતાબ તથા મીઝાન (ત્રાજવું) ઉતાર્યાં કે જેથી લોકો ન્યાયસર ચાલવા લાગે, અને અમોએ લોઢું ઉતાર્યું જેમાં (લડાઈનું) સખત બળ છે, અને લોકોના માટે લાભો પણ, અને આ હેતુથી પણ કે અલ્લાહ આ જાણી લે કે તેને જોયા વિના તેની તથા તેના રસુલોની કોણ સહાય કરે છે; નિસંશય અલ્લાહ મહા બળવાન અને સમર્થ છે.

૨૬. અને ખચીતજ અમોએ નૂહને તથા ઈબ્રાહીમને (પયગમ્બર બનાવી) મોકલ્યા હતા, અને અમોએ તે બન્નેની ઓલાદમાં નબુવ્વત તથા કિતાબ ઉતારી હતી, પછી તેઓમાંથી કેટલાકોએ તો હિદાયત મેળવી, અને તેઓ માંહેના ઘણાંખરા નાફરમાન હતા. રુકુઅ ૪

૨૭. પછી અમોએ તેમની પાછળ (પાછળ) તેમનાજ ચીલે આવનારા બીજા રસુલો મોકલ્યા, અને તેમની પછી અમોએ મરીયમના પુત્ર ઈસાને મોકલ્યો, અને તેને અમોએ ઇન્જીલ અર્પણ કરી, અને અમોએ તે લોકોનાં અંતઃકરણોમાં કે જેમણે તે (ઇસા) ની તાબેદારી કરી પ્રેમ તથા દયા કાયમ કરી દીધાં; અને રહબાનીયત (સંસારત્યાગ) તેમણે (પંડેજ) નવીન શરૂ કર્યો, (તે) અમોએ તેમના પર વાજીબ (અનિવાર્ય) કર્યો ન હતો, પરંતુ અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવા માટે (તેમણે તેમ કર્યું હતું); પણ તેમણે તેનું એવું પાલન ન કર્યું જેવું કે પાલન કરવું જોઈએ, પછી અમોએ તે લોકોને કે જેઓ તેમનામાંથી ઈમાન લાવ્યા હતા તેમનો બદલો આપી દીધો, અને તેઓમાંથી ઘણાંખરા આજ્ઞાનો ભંગ કરનારા રહ્યા.

૨૮. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહથી ડરો અને તેના રસુલ

(મોહમ્મદ સ. અ. વ.) પર ઈમાન લાવો કે જેથી તે પોતાની કૃપાનો બેવડો ભાગ તમને આપે, અને તમારા માટે એવું નૂર કાયમ કરે કે જેના પ્રતાપે તમે ચાલો, તથા તમારા ગુન્હા માફ કરી દે; અને અલ્લાહ મોટો માફ કરનાર (તથા) રહેમ કરનારો છે:

૨૯. (આ એ માટે કહેવામાં આવે છે) કે જેથી કિતાબવાળા આ જાણી લે કે તેઓ અલ્લાહની કૃપાના કોઈ ભાગ પર કાબુ ધરાવતા નથી, અને આ કે કૃપા માત્ર અલ્લાહનાજ હાથમાં છે; તે જેને ચાહે છે અર્પણ કરે છે; અને અલ્લાહ મહાન કૃપાનિધી છે.

---

# ભાગ ૨૮ મો.

## પ્રકરણ ૫૮ મું.

## સુરતુલ મુજાદીલાહ.

### વાદવિવાદ કરનારી.

મદીનામાં ઉતરેલી જેની ૨૨ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ !) ખચીતજ અલ્લાહે તેણીની વાત સાંભળી કે જે તારી સાથે પોતાના પતિના સંબંધમાં વાદવિવાદ[1] અને અલ્લાહુની હજુરમાં શિકાયત કરે છે; અને અલ્લાહુ તમો બન્નેની વાતચીત સાંભળતો હતો; નિસંશય અલ્લાહુ મોટો સાંભળનાર (અને) જોનારો છે. રૂકુઅ ૧

૨. તમારામાંથી જે લોકો પોતાની સ્ત્રીઓને (મા કહી) કાઢી મૂકે છે તો તેણીઓ તેમની માઓ થઈ જતી નથી; તેમની માઓ તો કેવળ તેજ છે કે જેમણે તેમને જન્મ આપ્યો છે; અને તેમ કહેનારા ખચીતજ અઘટીત અને જૂઠું બકે છે; અને અલ્લાહુ અવશ્ય મોટો ક્ષમાવાન (અને) બક્ષનારો છે.

૩. અને તમારામાંથી જે લોકો સ્વપત્નીઓને મા કહી કાઢી મૂકે, પછી તેઓ જે કાંઇ કહી ચૂકયા છે તે પાછું ખેંચી લેવા માગે તો તેમને એ પહેલાં કે તેઓ સંભોગ કરે એક ગુલામ આઝાદ કરવો અનિવાર્ય છે; આ ઉપદેશ તમને (એ માટે) કરવામાં આવે છે (કે તમે તે પ્રમાણે ચાલો); અને જે કાંઇ પણ તમે કરો છો તેનાથી અલ્લાહુ માહીતગાર છે.

૪. પછી જેને આ (ગુલામ આઝાદ કરવાનું) બની ન શકે તો

---

૧ એક સ્ત્રીને તેના પતિએ કહ્યું કે તું મારા માટે મારી માની પીઠ સમાન છો. અજ્ઞાનતાના કાળમાં આમ કહેવું તે સ્ત્રીને ત્યાગી દેવા બરાબર હતું.

તે સ્ત્રીએ પયગમ્બર સાહેબ પાસે હાજર થઈ ફરીયાદ કરી. પયગમ્બર સાહેબે પણ તેણીને તે સમયના રિવાજ અનુસાર કહ્યું કે તું તારા પતિ ઉપર હરામ થઇ ગઇ.

તે સ્ત્રી આથી પોતાનો બચ્ચાંઓની વધારે સંખ્યા અને જુના સાથીના વિયોગના વિચારે અફસોસ કરવા લાગી ત્યારે અલ્લાહે ૧ થી ૩ આયત ઉતારી અને જુના રિવાજને નાબુદ કર્યો.

એકમેકને સ્પર્ષ કરતા પહેલાં (પુરૂષના માથે) લાગલાગટ બે માસના રોજા રાખવાના છે; પછી જેને આ (રોજા રાખવાનું પણ) બની ન શકે તો (તેના માથે) સાઠ મીસ્કીનોને ખાવાનું ખવડાવવાનું છે; આ એ માટે કે તમે અલ્લાહ તથા તેના રસુલ પર ઈમાન લાવો; અને આ અલ્લાહની (ઠરાવેલી) હદો છે; અને તે નહિ માનનારાઓ માટે દુ:ખદાયક અઝાબ છે.

૫. નિસંશય જે લોકો અલ્લાહ તથા તેના રસુલની વિરૂદ્ધતા કરે છે તેઓ એવીજ રીતે ઝલીલ કરવામાં આવશે જેવા કે તેમની પૂર્વેના લોકો ઝલીલ કરવામાં આવ્યા હતા, અને અમો (ખુલ્લે) ખુલ્લી નિશાનીઓ ઉતારી ચૂક્યા છીએ; અને તે નહિ માનનારાઓ માટે હીણપતભર્યો અઝાબ છે.

૬. તે દિવસે અલ્લાહ તેઓ સર્વેને પાછા ઉઠાડશે, પછી તેમણે જે કાંઇ કર્યું હશે તેનાથી તેમને વાકેફ કરશે; અલ્લાહે તો તેમના કર્મોની ગણત્રી કરી લીધી છે પણ આ (લોકો) તે (કર્મો)ને વિસરી ગયા છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર શાક્ષી છે.

રૂકુઅ ૨ ૭. શું તું નથી જોતો કે અલ્લાહ જે કાંઇ આકાશોમાં છે તેને જાણે છે અને જે કાંઇ પૃથ્વીમાં છે તેને પણ? કોઈ પણ ત્રણ જણાં વચ્ચે ખાનગી સલાહ થતી નથી કે જે માંહેનો ચોથો તે (અલ્લાહ) ન હોય, તેમ પાંચ (જણાં વચ્ચેની સલાહ પણ એવી) નથી હોતી કે તેઓ માંહેનો છઠ્ઠો તે (અલ્લાહ) ન હોય, અને ન તે કરતાં ઓછા હોય કે વધારે, જ્યાં હોય તેમની સાથે અલ્લાહ પણ (અવશ્ય) હોય છે; પછી તેઓ જે કાંઈ કરી ચૂકયા છે તે તેમને કયામતના દિવસે જણાવી દેશે; નિસંશય અલ્લાહ દરેક વસ્તુનો જાણકાર છે.

૮. શું તેં તે લોકોને નથી દીઠા કે જેમને ખાનગી[1] સલાહ કરતા રોકવામાં આવ્યા હતા? છતાં જે વાતની મનાઇ કરવામાં આવી હતી એજ કરે છે, અને તેઓ જે ખાનગી સલાહ કરે છે તે ગુન્હા તથા અત્યાચાર તથા રસુલની નાફરમાની(ની બાબત)માં કરે છે, અને (હે

---

૧ અર્થાત યહુદીઓ જેઓ મુસલમાનોને તકલીફ પહોંચાડવાના હેતુથી ખાનગી સભા ભરતા હતા.

રસુલ !) જ્યારે તેઓ તારી પાસે આવે છે ત્યારે તને એવી રીતે સલામ[1] કરે છે કે જેવી સલામ તને અલ્લાહે કરી નથી, અને પોતાના મનમાં એમ કહે છે કે (જો તે ખરો પયગમ્બર હોય તો) અમે જે કાંઇ (અઘટીત) બોલીએ છીએ તેના બદલામાં અલ્લાહ અમને શિક્ષા કેમ કરતો નથી? (પરંતુ) તેમના માટે જહન્નમ પૂરતી છે, જેમાં તેઓ (ખચીતજ) જશે, અને તે ઘણુંજ બુરૂં ઠેકાણું છે.

૯. હે ઇમાન લાવનારાઓ! જ્યારે તમે ખાનગીમાં સલાહ કરો તો ગુન્હા તથા અત્યાચાર તથા રસુલની નાફરમાની (ના સંબંધ)માં સલાહ ન કરો, પણ નેકી તથા પરહેઝગારીના સંબંધમાં સલાહ કરો; અને તે અલ્લાહથી ડરો કે જેની હજુરમાં તમે એકઠાં કરવામાં આવશો.

૧૦. (બુરા કામોના સંબંધમાં) છુપી સલાહ કરવી (એ) શેતાની કૃત્ય સિવાય બીજું કાંઈ નથી કે જેથી તે મોમીનોને ખેદ ઉપજાવે, જોકે અલ્લાહની મરજી સિવાય તે (શેતાન) તેમને કાંઇ હાનિ પહોંચાડી શકતો નથી; અને મોમીનોએ કેવળ અલ્લાહ ઉપરજ શ્રદ્ધા રાખવી જોઇએ.

૧૧. હે ઇમાન લાવનારાઓ! જ્યારે તમને તમારા જલસાઓમાં છુટા છુટા બેસવાનું કહેવામાં આવે તો તમે છુટા (થઈ) બેસો, અલ્લાહ પણ તમને વિશાળતા આપશે, અને જ્યારે તમને ઉભા થવાનું કહેવામાં આવે તો ઉઠી ઉભા થજો, અલ્લાહ તે લોકો કે જેઓ તમારામાંથી ઈમાન લાવ્યા છે અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે તેમના દરજ્જા વધારશે; અને તમે જે કાંઇ પણ વર્તન કરો છો તેનાથી અલ્લાહ જાણકાર છે.

૧૨. હે ઇમાન લાવનારાઓ! જ્યારે તમે રસુલ સાથે કોઇ ખાનગી વાત કરવા ચાહો તો તે ખાનગી વાત કરવા પહેલાં કાંઇ દાનધર્મ કરો; આ તમારા માટે બેહતર છે તેમ વધારે પવિત્ર કરનાર પણ છે; પણ જો તેમ કરવાની તમને પહોંચ ન હોય તો ખરેજ અલ્લાહ મોટો માફ કરનાર (અને) રહેમ કરનારો છે.

---

૧ અર્થાત અસ્સલામુન અલયકુમ (તમારા પર સલામતી થાય) ને બદલે અસ્સામુઅલયકુમ (તમારા પર મોત આવે)

૧૩. શું તમે (રસુલ સાથે) એકાંતમાં વાત કરવા પહેલાં કાંઇ દાન આપવા(ના હુકમ)થી ડરી ગયા ? હવે જો તમે એમ નથી કરતા તો અલ્લાહે પણ તમને માફ કરી દીધા છે, જેથી હવે (નિયમીત રીતે) નમાઝ પઢતા રહો તથા ઝકાત આપતા રહો અને અલ્લાહ તથા તેના રસુલની તાબેદારી કરતા રહો; અને જે કરણી પણ તમે કરો છો તેનાથી અલ્લાહ માહીતગાર છે.

રૂકુઅ ૩ ૧૪. શું તેં તેમના તરફ ધ્યાન નથી આપ્યું કે જે એવા લોકોથી દોસ્તી રાખે છે કે જેમના પર અલ્લાહ કોપાયમાન થયો છે? (જેથી હવે) તેઓ ન તમારામાંથી છે અને ન તેમનામાંથી, અને તેઓ જાણી જોઇને જુઠી જુઠી વાતો પર પ્રતિજ્ઞા લેતા રહે છે.

૧૫. અલ્લાહે તેમના માટે સખત અઝાબ તૈયાર કર્યો છે; જે કરણી તેઓ કરે છે તે નિસંશય ઘણી ખરાબ છે.

૧૬. તેઓ પોતાની પ્રતિજ્ઞાઓને ઢાલ બનાવે છે અને લોકોને રાહે રાસ્તથી અટકાવે છે, જેથી તેમના માટે હીણપતભર્યો અઝાબ (તૈયાર) છે.

૧૭. અલ્લાહ (ના અઝાબ)થી બચાવવાને ન તેમની સંપતિ જરાય કામ લાગશે ન તેમની સંતતિ; તેઓજ જહન્નમી છે; તેઓ તેમાં સદાના રહેવાશી થશે.

૧૮. જે દિવસે અલ્લાહ તેમને એકી સાથે ઉઠાડશે ત્યારે આ (લોકો) તેની સામે પણ એવીજ રીતે સોગંદ ખાશે જેવી કે તમારી સામે સોગંદ ખાય છે અને એવું ગુમાન કરે છે કે તેઓ પણ કાંઇક છે (ખરા); ખબરદાર ! એ લોકો જુઠાજ છે.

૧૯. શેતાને તેમના પર પ્રબળતા મેળવી છે, જેથી તેમને અલ્લાહની યાદ વીસરાવી દીધી છે; તેઓ શેતાનનું ટોળું છે; ખબરદાર રહો! નિસંશય શેતાનનું ટોળું એજ તો હાનિ ભોગવનારૂં છે.

૨૦. નિસંશય જે લોકો અલ્લાહ તથા તેના રસુલની વિરૂદ્ધતા કરે છે ઝલીલોમાં સૌથી વધુ (ઝલીલ) તેઓજ છે.

૨૧. અલ્લાહ આ (પ્રથમથીજ) લખી ચૂકયો છે કે હું તથા મારા રસુલો અવશ્ય પ્રબળ રહીશું; બેશક અલ્લાહ મહા શકિતવાન (અને)

ઝબરદસ્ત છે.

૨૨. જે લોકો અલ્લાહ તથા કયામત પર ઈમાન રાખે છે તેમને તું એવા લોકો સાથે મિત્રતા રાખતા નહિ જુએ કે જેમણે અલ્લાહ તથા તેના રસુલની વિરૂદ્ધતા કરી હોય, (પછી ભલેને) તેઓ તેમનાં બાપ દાદા હોય અથવા તેમના પુત્ર પૌત્ર, અથવા તેમનાં ભાઇ ભાંડુ અથવા તેમના સગાં સંબંધીઓ; એજ તે લોકો છે કે જેમનાં મનમાં અલ્લાહે ઈમાન લખી દીધું છે, અને પોતાની પ્રેરણા વડે તેમને સબળ બનાવ્યા છે; અને તેમને એવી જન્નતોમાં દાખલ કરશે કે જેની હેઠળ નહેરો વહેતી હશે, હમેશ (માટે) તેમાંજ રહેનારા થશે; અલ્લાહ તેમનાથી રાજી થઇ ગયો અને તેઓ તેનાથી રાજી થઈ ગયા; એજ અલ્લાહનું ટોળું છે; ખબરદાર રહો! અલ્લાહનું ટોળું એજ (સંપુર્ણ) સફળતા મેળવનારૂં છે.

---

## પ્રકરણ ૫૯ મું.

## સુરતુલ હશ્ર.

### સ્વદેશ ત્યાગ.

મદીનામાં ઉતરેલી જેની ૨૪ આયતો અને ૩ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જે કાંઇ આકાશોમાં અને જે કાંઈ જમીનમાં છે તે (સર્વે) રૂકુઅ ૧
અલ્લાહના ગુણગાન ગાય છે, અને તે (અલ્લાહ) પ્રબળ (અને) હિકમતવાળો છે.

૨. તે (અલ્લાહ) એજ છે કે જેણે કિતાબવાળાઓમાંથી જેઓ નાસ્તિક

થઈ ગયા હતા તેમને તેમના ઘરોમાંથી બહાર કાઢી મૂક્યા[1], (અને) આ તેમનો પહેલો સ્વદેશ ત્યાગ હતો; તમને એવું ગુમાન ન હતું કે તેઓ નીકળી જશે, અને તેમને ખાત્રી હતી કે તેમના કિલ્લા તેમને અલ્લાહના અઝાબથી (જરૂર) બચાવી લેશે, પરંતુ અલ્લાહનો (અઝાબ) તેમના ઉપર એવા સ્થળેથી આવ્યો કે (જ્યાંથી આવવાનું) તેમને ગુમાન વટીક ન હતું, અને તેણે તેમના અંતઃકરણો પર એવો પ્રભાવ પાડી દીધો કે તેઓ પોતાના ઘરોને પોતાનાજ હાથો વડે તથા મોમીનોના હાથો વડે પાયમાલ કરી રહ્યા હતા; માટે હે આંખોવાળાઓ! (તે ઉપરથી) ધડો લો.

૩. અને અગર અલ્લાહે તેમની દેશપારીની શિક્ષા લખી દીધી ન હોત તો તેમને આ જગતમાં (બીજી કોઇ રીતે) પણ જરૂર અઝાબ આપ્યો હોત, અને આખેરતમાં તો તેમના માટે દોઝખનો અઝાબ છેજ.

૪. આ એ માટે કે તેમણે અલ્લાહ તથા તેના રસુલની વિરૂદ્ધતા કરી, અને જે અલ્લાહની વિરૂદ્ધતા કરશે તો નિસંશય અલ્લાહ પણ સખત અઝાબ આપનારો છે.

૫. (હે મોમીનો!) ઉમદા ખજુરના વૃક્ષોમાંથી જે (વૃક્ષ) તમોએ કાપી નાખ્યું અથવા જે (વૃક્ષ)ને તેના મૂળ પર ઉભું રહેવા દીધું તો તે અલ્લાહના હુકમથી હતું; અને (તે) આ માટે હતું કે નાફરમાનોને તે ઝલીલ કરે.

૬. અને જે માલ અલ્લાહે પોતાના રસુલને તેમની પાસેથી (વગર લડયે) અપાવ્યો છે[2] (તેમાં તમારો હક નથી), કારણ કે તેના પર

---

૧ હઝરત મોહમ્મદ સ. અ. વ. મદીનામાં આવ્યા ત્યારે બની નઝીર નામે યહુદી કબીલાએ આપની સાથે સુલેહના કોલકરારો કર્યા; પરંતુ તેમની કમનસીબીને લીધે તેઓ આપની સાથે દુશ્મનાવટ કરવા લાગ્યા. આપે આથી ઇરાદો કર્યો કે તે કબીલાને દેશપારીનો હુકમ સંભળાવી દેવો, પરંતુ મુનાફીકોએ યહુદીઓને ઉશ્કેર્યા કે તેઓ લશ્કર ભેગું કરે અને મુસલમાનોને કતલ કરી નાખે, પણ યહુદીઓ પર મુસલમાનોનો એવો પ્રભાવ પડયો હતો કે તેઓ કબુલ થયા નહી અને મુનાફીકોની આશા ફળી નહિ. છેવટે જરાપણ લોહી રેડાયા વગર યહુદીઓ મદીનાનો ત્યાગ કરી ગયા અને તેમની મીલકત મુસલમાનોના હાથમાં આવી.

૨ લડાઇ વગર જે માલ મીલ્કત હાથ લાગે તેને અરબીમાં "ફય" કહે છે, અને આ મીલ્કત નબી સાહેબ માટે છે અને તેની વહેંચણી ગનીમતના માલ પ્રમાણે થતી નથી (૮ઃ ૪૨) પરંતુ નબી સાહેબની મરજી અનુસાર થાય છે.

તમોએ ન ઘોડા દોડાવ્યા હતા ન ઉંટ; પરંતુ અલ્લાહ પોતાના રસુલોને જેના પર ચાહે છે સત્તાવાન કરી દે છે; અને અલ્લાહ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે.

૭. અલ્લાહે શહેરવાળાઓનો જે માલ પોતાના રસુલને જેહાદ વિના અપાવ્યો છે તે અલ્લાહ અને (તેના) રસુલનો છે, તથા રસુલના સગાંઓનો તથા (તેમનાં) યતીમો તથા મિસ્કીનોનો તથા મુસાફરોનો છે કે જેથી તે માલ હેરફેર થતાં થતાં (છેવટે) તમારા માંહેના શ્રીમંતોના હાથમાં જઇ રહે નહિ, અને રસુલ તમને જે કાંઇ આપે તે લો, અને જેનાથી તમને મના કરે તેનાથી અટકો, અને અલ્લાહથી ડરતા રહો; બેશક અલ્લાહ સખત અઝાબ આપનારો છે.

૮. વળી (આ ગનીમતના માલમાં) હિજરત કરનારાઓમાંથી તે હાજતમંદોનો પણ હક છે કે જે તેમના ઘરોથી કાઢી મૂકાયા છે, અને પોતાના માલ (મિલ્કત) થી પણ (વિખુટા પાડવામાં આવ્યા છે તો પણ) અલ્લાહની કૃપા અને તેની ખુશીના અભિલાષિ છે, અને અલ્લાહ તથા તેના રસુલની સહાય કર્યે જાય છે; તેઓજ સાચા (મુસ્લીમો) છે.

૯. અને (તેમનો પણ હક છે કે) જેઓ હિજરત કરનારાઓની આગમચથી તે (હિજરતના) સ્થાન (મદીના) માં રહી ઈમાન પર કાયમ રહયા, અને તેમની તરફ જેઓ હીજરત કરીને આવ્યા છે તેમનાથી પ્રેમભાવ રાખે છે, અને તે હિજરતીઓને જે કાંઇ આપવામાં આવે છે તે માટે પોતાના મનમાં જરાએ ઇચ્છા રાખતા નથી, અને પછી ભલેને તેમને પોતાને જરૂર (આવી પડી) હોય છતાં તેમને પોતાના પર.વિશેષતા આપે છે; અને જે શખસ પોતાની સ્વાભાવિક કંજુસાઇથી બચ્યો તો તેઓજ સંપુર્ણ ભલાઇ મેળવનારા છે.

૧૦. અને (તેમનો પણ હક છે કે) જેઓ (મુહાજેરીન તથા અનસારોની) પછી અરજ કરતા આવ્યા કે હે અમારા પરવરદિગાર! તું અમારા તથા અમારા તે ભાઈઓના ગુન્હાઓને કે જેમણે ઈમાનમાં અમારાથી પહેલ કરી છે માફ કરી દે, અને અમારા અંતઃકરણોમાં ઈમાનવાળાઓ પ્રત્યે દ્વેષ રહેવા ન દે; હે અમારા પરવરદિગાર! ખરેજ તું

મોટી મહેરબાની કરનારો (અને) મહા દયાવાન છે.

રૂકુઅ ૨ ૧૧. (હે રસુલ!) શું તેં આ દાંભિકો તરફ નજર નથી નાખી કે જેઓ કિતાબ ધરાવનારાઓમાંથી નાસ્તિક થઈ જનારા પોતાના બંધુઓને કહે છે કે જો તમને કાઢી મૂકવામાં આવે તો અમે પણ તમારી સાથે જરૂર (ચાલી) નીકળીશું, અને અમે તમારા સંબંધમાં કદી પણ કોઈનું કાંઈ માનીશું નહિ, અને જો તમારી સાથે લડાઈ થશે તો પણ અમે જરૂર જરૂર તમારી મદદ કરીશું; જોકે અલ્લાહ શાક્ષિ આપે છે કે તેઓ ખચીતજ જુઠ્ઠા છે.

૧૨. અગર તેઓ કાઢી મૂકાયા તો પણ આ (લોકો) તેમની સાથે હરગીઝ નીકળશે નહિ, અને જો તેમની સાથે યુદ્ધ થયું તો પણ આ (લોકો) તેમની હરગીઝ મદદ કરશે નહિ, અને કદાચને તેમની મદદ કરશે તો પણ જરૂર તેઓ પીઠ ફેરવી નાસી જશે; અને પછી તેમની કાંઈ મદદ કરવામાં આવશે નહિ.

૧૩. (હે મોમીનો!) ખચીતજ તેમના મનમાં અલ્લાહ કરતાં વધારે તમારો ભય છવાઈ ગયો છે; આ એ માટે કે આ લોકો સમજ ધરાવતા નથી.

૧૪. આ (લોકો) કદી પણ એકત્ર થઇને તમારી સાથે નહિ લડે, અને જો લડશે તો ફક્ત તેઓ કિલ્લેબંધ વસ્તીઓમાં રહીને, અથવા કિલ્લાની દિવાલોની આડમાં રહીને; તેમની લડાઈ તો માંહોમાંહેજ ઘણી સખત છે; તમે તેમને સંગઠીત ધારો છો, પરંતુ તેમના મન (એકમેકથી) જુદા છે; આ એ માટે કે તેઓ બુદ્ધિ ધરાવનારા લોકો નથી.

૧૫. તેમનો દાખલો તે લોકોના જેવો છે કે જેઓ હમણાંજ તેમની આગમચ પોતાની કરણીઓના માઠા પરિણામની મજા (બદરના રણક્ષેત્રમાં) ચાખી ચૂકયા છે, અને (આખેરતમાં પણ) તેમનાં માટે દુઃખદાયક અઝાબ છે.

૧૬. અથવા તે (દાંભિકો)નો દાખલો શેતાનના જેવો છે કે જે ઈન્સાનને કહે છે કે તું નાસ્તિક થઈ જા, પછી જ્યારે તે નાસ્તિક બની જાય છે ત્યારે તે કહે છે કે ખચીતજ હું તારાથી બેઝાર છું; બેશક હું સઘળી દુનિયાના પરવરદિગાર અલ્લાહથી બીઉં છું.

૧૭. જેથી તે બન્નેનું પરિણામ એ થયું કે તેઓ બન્ને જહન્નમમાં જશે, (અને) હમેશાં તેમાંજ રહેનારા થશે; અને જાલીમોનો બદલો છે પણ એજ.

૧૮. હે ઈમાન લાવનારાઓ! અલ્લાહથી ડરો; અને દરેક વ્યકિતએ ધ્યાન રાખવું જોઇએ કે તે કાલ (કયામત)ના માટે શું મોકલી ચૂકયો છે; અને અલ્લાહથી ડરો, બેશક તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ સંપુર્ણ વાકેફ છે. રૂકુઅ ૩

૧૯. અને તે લોકોના જેવા થઇ ન જાઓ કે જેઓ અલ્લાહને વીસરી ગયા છે, જેથી અલ્લાહે પણ તેમને તેમનું પોતાપણું વીસરાવી દીધું છે; એજ લોકો આજ્ઞાભંગ કરનારા છે.

૨૦. જહન્નમવાસીઓ અને જન્નતવાસીઓ સમાન નથી; જન્નતવાસીઓજ સફળતા પામનારા છે.

૨૧. અગર અમે આ (કુરઆન)ને કોઈ એક પહાડ ઉપર ઉતારતે તો ખરેજ તું તે (પહાડ)ને અલ્લાહના ભયથી કકડભૂસ થઇને કટકે કટકા થઇ જતો જોતે; અને આ દાખલા અમે સર્વે લોકો માટે વર્ણવીએ છીએ કે જેથી તેઓ ચિંતવન કરે.

૨૨. તે અલ્લાહ એજ છે કે જેના સિવાય કોઇ માઅબુદ નથી, તે છુપી તથા જાહેર (વાતો)નો જાણકાર છે, (અને) એજ દયાળુ (અને) દયાવાન છે.

૨૩. તે અલ્લાહ એજ છે કે જેના સિવાય કોઈ માઅબુદ નથી, (તે) બાદશાહ છે, મહા પવિત્ર છે, સલામતી આપનાર છે, પનાહ આપનાર છે, નિગેહબાની કરનાર, પરમ સમર્થ, સર્વોપરી (અને) મહીમાવાળો છે; (અને) જે જે વસ્તુઓને માણસો (તેની) શરીક બનાવે છે તે સઘળાથી અલ્લાહની જાત નીરાળી છે.

૨૪. તે અલ્લાહ એજ છે કે જે પેદા કરનાર, બનાવનાર, ઘાટ ઘડનારો છે; સઘળા સારાં સારાં નામ તેનાજ છે; આકાશો તથા પૃથ્વીમાં જે કાંઇ પણ છે તે (સઘળાં) તેનાજ ગુણગાન ગાય છે, અને એજ બળવાન (અને) હિકમતવાળો છે.

---

## પ્રકરણ ૬૦ મું.

## મુરતુલ મુમતહેના.

## કસોટીએ ચઢાવેલો.

મદીનામાં ઉતરેલી જેની ૧૩ આયતો અને ૨ રૂકૂઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકૂઅ ૧ ૧. હે ઈમાન લાવનારાઓ! તમે મારા શત્રુઓને તથા તમારા શત્રુઓને મિત્ર ન બનાવો, તમે તેમની સાથે પ્રેમથી મળો ભેટો છો, જોકે જે સત્ય તમારી પાસે આવ્યું તેનો તેઓ ઇનકાર કરી ચૂક્યા છે, તેઓ તમને તથા રસુલને એ માટેજ (તમારા દેશમાંથી) કાઢી મૂકે છે કે તમે અલ્લાહ (યાને) તમારા પરવરદિગાર પર ઈમાન રાખો છો; જોકે તમે મારી રાહમાં જેહાદ કરવા માટે તથા મારી ખુશી પ્રાપ્ત કરવા માટે (તમારા ઘરોમાંથી) નીકળો છો છતાં તમે તેમને છુપી (રીતે) મિત્રતાનો સંદેશો આપો છો (તેમ થવું ન જોઇએ), અને જે કાંઇ તમે સંતાડો છો અને જે કાંઇ તમે જાહેર કરો છો તેનાથી હું સારી પેઠે વાકેફ છું; અને તમારામાંથી જે કોઈ તેમ કરશે તે ખરેજ સન્માર્ગથી તદ્દન ભટકી જશે.

૨. જો તેઓ તમારા પર સત્તા મેળવે તો તમારા શત્રુ બની જશે, અને ઈજા પહોંચાડવાના હેતુથી તમારા તરફ પોતાના હાથ તથા જબાન લંબાવશે, અને એવું ઈચ્છશે કે તમે પણ (તેમના જેવા) નાસ્તિક બની જાઓ.

૩. કયામતના દિવસે ન તમારા સગાવ્હાલાં તમને કાંઈ લાભ પહોંચાડશે અને ન તમારા બાલબચ્ચાં; તે તમારી વચ્ચે (યોગ્ય) નિર્ણય કરશે અને જે કાંઇ કરણી તમે કરો છો તે અલ્લાહ જુએ છે.

૪. (હે મુસલમાનો!) તમારા માટે ઈબ્રાહીમ તથા તે લોકોમાં કે જેઓ તેની સાથે હતા (અનુકરણ કરવા જોગ) સારો નમુનો મોજુદ છે, જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું કે અમે તમારાથી તથા તે વસ્તુઓથી કે જેમની તમે અલ્લાહના સિવાય પૂજા કરો છો ખચીતજ બેઝાર છીએ; અમે તમને અનુસરવાનો ઈનકાર કરીએ છીએ, અને જ્યાં સુધી તમે એકજ અલ્લાહ પર ઇમાન નહિ લાવો ત્યાં સુધી અમારા અને તમારા

વચ્ચે ખુલ્લે ખુલ્લી દુશ્મનાઈ અને દ્વેષ હમેશને માટે જાહેર થઇ ગયાં છે, પણ ઈબ્રાહીમે પોતાના બાપને માત્ર એટલુંજ કહ્યું હતું કે હું તારા માટે ક્ષમાની દુઆ જરૂર કરીશ, જોકે તારા માટે (તેમ કરવાની) અલ્લાહની હજુરમાં હું કાંઈ પણ સત્તા તો ધરાવતો નથી; હે અમારા પરવરદિગાર! અમે તારા પરજ ભરોસો રાખીએ છીએ અને અમે તારી તરફજ રજુ થઇએ છીએ, અને છેવટનું પાછું ફરવું પણ તારી તરફ થશે.

૫. હે અમારા પરવરદિગાર! અમને તે લોકો માટે કે જેઓ ઈમાન નથી લાવ્યા કસોટી(નું કારણ) ન બનાવ, અને હે અમારા પરવરદિગાર! અમને માફ કરી દે, બેશક તું ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૬. ખરેજ તમારા માટે તે લોકો (ની વાતો)માં (અનુકરણ કરવા માટે) સારો નમુનો છે, (ખાસ કરીને) તે લોકો માટે કે જેઓ અલ્લાહ તથા કયામતના દિવસની મુલાકાતની આશા રાખે છે; પણ જે કોઈ મોઢું ફેરવશે તો અલ્લાહ પણ અવશ્ય બેપરવાહ (અને) સ્તુતિને પાત્ર છે.

૭. એમાં નવાઈ નથી કે અલ્લાહ તમારી અને તે લોકોની વચ્ચે રૂકુઅ
કે જેમની સાથે તમારી શત્રુતા છે મિત્રતા પેદા કરી દે, અને અલ્લાહ ૨
(તેમ કરવાને) તદ્દન શક્તિવાન છે; અને અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયાવાન છે.

૮. જે લોકો દીનના સંબંધમાં તમારી સાથે લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢયા પણ નથી તેમની સાથે નેકી કરવા અને ન્યાયથી વર્તવાની અલ્લાહ તમને મનાઈ કરતો નથી; બેશક અલ્લાહ ન્યાય કરનારાઓને મિત્ર રાખે છે.

૯. અલ્લાહ તમને માત્ર તે લોકો સાથે મિત્રતા ધરાવવાની મનાઇ કરે છે કે જે તમારી સાથે દીનના સંબંધમાં લડયા, તથા તમને તમારા ઘરોમાંથી કાઢી મૂકયા તથા તમને કાઢવામાં (બીજાઓના) મદદગાર બન્યા, છતાં જો તેવાઓને દોસ્ત રાખે તો તેઓજ (ખરેખરા) જુલમગાર છે.

૧૦. હે ઈમાન લાવનારાઓ! જ્યારે ઈમાન લાવનારી સ્ત્રીઓ હિજરત કરીને તમારી પાસે આવે તો તેમની પરિક્ષા કરી લો; અલ્લાહ તો

તેમના ઈમાન(ની સ્થિતિ)થી સારી પેઠે વાકેફ છેજ, પછી જો તમે પણ તેણીઓને ઈમાનદાર માની લો તો તેમને નાસ્તિકો તરફ પાછી મોકલો નહિ; (કારણ કે) તે (ઈમાનદાર સ્ત્રી)ઓ ન તેમના માટે હલાલ છે અને ન તે (નાસ્તિક) ઓ આ (ઈમાનદાર સ્ત્રીઓ) માટે હલાલ છે; હા, અગર તેઓ કાંઈ ખરચ કરી ચૂક્યા હોય તો તે તેમને આપી દો, એવી સ્ત્રીઓને તમારા નિકાહમાં લેવામાં તમારા ઉપર કંઇ દોષ નથી એ શરતે કે તમે તેમની મહેર આપી દો અને (નિકાહ કરવામાં) તેમના નાસ્તિકો સાથે થએલા વિવાહના દસ્તાવેજોને બંધનકર્તા ગણો નહિ, અને તમે જે કાંઈ ખરચ કરી ચૂક્યા છો તે (તેમની પાસેથી) માગી લો અને જે કાંઇ તેઓ ખરચી ચૂક્યા છે તે તેઓ તમારી પાસેથી માગી લે; તમારા માટે અલ્લાહની એજ આજ્ઞા છે; તે તમારી વચ્ચે (આવી રીતે) નિર્ણય કરે છે; અને અલ્લાહ મહા જ્ઞાનિ (તથા) હિકમતવાળો છે.

૧૧. અને અગર તમારી સ્ત્રીઓમાંથી કોઇ તમારા હાથમાંથી નીકળી નાસ્તિકો તરફ ચાલી જાય, પછી જ્યારે તમને લાગ મળે તો જે લોકોની સ્ત્રીઓ ચાલી ગઇ હોય તેમને (તે ગનીમતના માલમાંથી) એટલું આપી દો જેટલું કે તેઓ ખરચી ચૂક્યા છે; અને તે અલ્લાહથી ડરતા રહો કે જેના પર તમે ઈમાન રાખો છો.

૧૨. હે નબી! જ્યારે ઈમાન લાવનારી સ્ત્રીઓ તારી પાસે એવી શરતે બયઅત કરવા આવે કે તેણીઓ ન કોઇ વસ્તુને અલ્લાહની શરીક બનાવશે, અને ન ચોરી કરશે, અને ન વ્યભિચાર કરશે, અને ન પોતાની ઓલાદને મારી નાખશે, અને ન (પોતાના પતિઓ પર) પોતાના હાથ તથા પગની વચ્ચે (અર્થાત પોતાના મનમાંથી ઉપજાવી કાઢેલું) આળ ચઢાવશે, અને ન કોઇ વ્યાજબી કાર્યમાં તારી નાફરમાની કરશે તો તેમની બયઅત સ્વિકારી લે, અને તેમના સંબંધમાં અલ્લાહ પાસે ક્ષમા માગ; નિસંદેહ અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયાવાન છે.

૧૩. હે ઇમાન લાવનારાઓ! તે લોકો સાથે દોસ્તી ન કરો કે જેમના પર અલ્લાહ કોપાયમાન થયો છે; તેઓ આખેરતથી એવા નિરાશ થઇ ગયા છે જેવા નાસ્તિકો મુડદા(ના સજીવન થવા)થી.

## પ્રકરણ ૬૧ મું.

## સુરતુસ્ સફ્ફ.

## હારબંધ.

મક્કામાં ઉતરેલી જેની ૧૪ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જે કાંઈ આકાશોમાં છે અને જે કાંઇ પૃથ્વીમાં છે તે અલ્લાહની પવિત્રતા વર્ણવે છે, અને એજ પ્રબળ (અને) હિકમતવાળો છે.

૨. હે ઇમાન લાવનારાઓ! તમે જે કરતા નથી તે મોઢેથી શા માટે કહો છો?

૩. અલ્લાહની પાસે આ વાત હદથી વધારે નાપસંદ છે કે જે તમે કરતા નથી તે કહો.

૪. બેશક અલ્લાહ તે લોકોને દોસ્ત રાખે છે જેઓ તેની રાહમાં એવી રીતે હાર બાંધીને લડે છે જાણે તેઓ એક સીસું પાયેલી દિવાલ છે.

૫. અને (તે સમયને યાદ કર) જ્યારે મુસાએ પોતાની કોમને કહ્યું કે હે મારી કોમ! તમે મને શા માટે ઇજા પહોંચાડો છો? જોકે તમે આ જાણો છો કે ખરેજ હું તમારી તરફ અલ્લાહનો (મોકલેલો) રસુલ છું; પછી જ્યારે તેમણે વાંકાપણું (આડાઇ) ધારણ કર્યું તો અલ્લાહે પણ તેમના અંતઃકરણોને વાંકા કરી નાખ્યા; અને અલ્લાહ આજ્ઞાભંગ કરનારી કોમની રાહબરી નથી કરતો.

૬. અને (તે સમયને યાદ કર) જ્યારે મરિયમના પુત્ર ઇસાએ કહ્યું કે હે બની ઇસરાઇલ! નિસંશય હું તમો સર્વેની તરફ અલ્લાહનો રસુલ (બનાવી મોકલવામાં આવ્યો) છું; તૌરેત કે જે મારી પહેલાંની (કિતાબ) છે તેની સત્યતાને ટેકો આપનારો છું, અને એવા એક રસુલની ખુશખબર આપનારો છું કે જે મારી પછી આવશે, જેનું નામ અહમદ (સ. અ. વ.) હશે; પછી જ્યારે તે તેમની પાસે ખુલ્લી દલીલો લઈને આવ્યો ત્યારે તેમણે કહી દીધું કે આ તો ખુલ્લો જાદુ છે.

૭. અને તેના કરતાં વધારે જાલિમ કોણ હશે જે અલ્લાહ પર જૂઠું

આળ મૂકે, જોકે તે ઈસલામ તરફ બોલાવવામાં આવતો હોય; અને અલ્લાહ જુલમગાર કોમની રાહબરી નથી કરતો.

૮. તેઓ તો આ ચાહે છે કે અલ્લાહના નૂરને પોતાના મોઢેથી (ફુંકો મારી) હોલવી નાખે; પણ અલ્લાહ પોતાના નૂરને સંપુર્ણ કરી રહેનાર છે, પછી ભલેને નાસ્તિકોને ખોટું (કાં ન) લાગે!

૯. તે (અલ્લાહ) એજ તો છે જેણે પોતાના રસુલને હિદાયત તથા સત્ય ધર્મ (ઈસલામ) સાથે મોકલ્યો કે જેથી તે તેને સઘળા ધર્મો પર પ્રબળ કરી દે, પછી ભલેને તે મૂર્તિપૂજકોને નાપસંદ (કેમ ન) લાગે.

રુકુઅ ૨ ૧૦. હે ઈમાન લાવનારાઓ! ભલા હું તમને એવો સોદો દેખાડું કે જે તમને (આખેરતના) દુ:ખદાયક અઝાબથી બચાવી લે?

૧૧. (તે સોદો આ છે કે) તમે અલ્લાહ પર તથા તેના રસુલ પર ઈમાન લાવો, અને અલ્લાહની રાહમાં તમારા માલ તથા જાનથી જેહાદ કરો; અગર સમજો તો આ તમારા માટે બેહતર છે.

૧૨. અલ્લાહ તમારા ગુન્હા માફ કરી દેશે અને તમને જન્નતોમાં દાખલ કરશે જેની હેઠળ નહેરો વહે છે, અને તે સ્વચ્છ મકાનોમાં (પહોંચાડશે) કે જે કાયમ રહેનારી જન્નતોમાં છે; એજ સૌથી મોટી સફળતા છે:

૧૩. અને બીજી તે નેઅમતો (આપશે) જેને તમે અત્યંત પસંદ કરો છો; (યાને) અલ્લાહ તરફની મદદ તથા જલદી આવનારો વિજય; અને (હે રસુલ!) મોમીનોને ખુશખબર સંભળાવી દે.

૧૪. હે ઈમાન લાવનારાઓ! તમે અલ્લાહના મદદગાર બની જાઓ, જેમકે મરિયમના પુત્ર ઈસાએ હવારીઓને ફરમાવ્યું હતું કે અલ્લાહના માટે મારા મદદગાર કોણ કોણ છે? ત્યારે હવારીઓએ જવાબ આપ્યો કે અલ્લાહના મદદગાર અમે છીએ. પછી બની ઈસરાઈલમાંથી એક ટોળું તો ઈમાન લાવ્યું અને એક ટોળાંએ ઇનકાર કર્યો; પછી અમોએ તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા હતા તેમની તેમના શત્રુઓ વિરૂદ્ધ સહાય કરી, જેથી તેઓ સબળ રહ્યા.

# પ્રકરણ ૬૨ મું.

## સુરતુલ જુમ્આહ.

## શુક્રવાર.

મદીનામાં ઉતરેલી જેની ૧૧ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. આકાશોમાં જે કાંઇ છે તથા પૃથ્વીમાં જે કાંઈ છે તે અલ્લાહનું રૂકુઅ ૧
રટણ કરતાં રહે છે કે જે (અલ્લાહ) બાદશાહ છે, પરમ પવિત્ર છે, ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૨. તે એજ છે જેણે (મકકાના) અભણોમાં એક રસુલ તેઓમાંથીજ પેદા કર્યો, જે તેમને તેની આયતો પઢીને સંભળાવે છે તથા તેમના (જાહેર—બાતિન)ને પાક કરે છે, અને તેમને કુરઆન તથા હિકમતનું શિક્ષણ આપે છે, જોકે તેઓ પ્રથમ ખુલ્લી ગુમરાહીમાં હતા.

૩. અને તેઓમાંથી બીજાઓને પણ જે હજી તેમને આવી મળ્યા નથી;[1] અને તે ઝબરદસ્ત (અને) હિકમતવાળો છે.

૪. આ તો અલ્લાહની કૃપા છે, જેને ચાહે છે આપે છે; અને અલ્લાહ મહાન કૃપાનિધી છે.

૫. તે લોકોનો દાખલો કે જેમના પર તૌરેત(ના શિક્ષણ અને અમલ)નો બોજો નાખવામાં આવ્યો હતો, પણ જેમણે તેનો ભાર ઉચક્યો નહિ[2] તેમનો દાખલો તે ગધેડાના જેવો છે કે જેણે કિતાબોનો બોજો ઉપાડેલો હોય; તે લોકોની સરખામણી કે જેમણે અલ્લાહની આયતોને જુઠલાવી હોય કેવી બૂરી છે! અને અલ્લાહ જુલમગાર કોમોની રાહબરી નથી કરતો.

૬. (હે રસુલ!) તું કહે કે હે યહુદીઓ! અગર તમે એવું ગુમાન કરો છો કે તમેજ અલ્લાહના દોસ્ત છો અને બીજા કોઈ લોકો નથી તો અગર તમે (તમારા આ ગુમાનમાં) સાચા હો તો મૃત્યુ માગી લો.

૭. પરંતુ (આ) પહેલાં તેમના હાથ જે કર્મો કરી ચૂક્યા છે તેના

---

૧ અર્થાત અરબસ્તાન સિવાયના બીજા બધા દેશ.

૨ અર્થાત તેમાંથી કાંઇ પણ જ્ઞાન મેળવ્યું નહિ. મોઢેથી પઢવા પુરતોજ તેનો ઉપયોગ કર્યો.

લીધે આ (લોકો) તેની ઇચ્છા કદી પણ કરશે નહિ; અને અલ્લાહ આ જાલિમોથી સારી પેઠે વાકેફ છે.

૮. (હે રસુલ!) તું કહે, તે મૃત્યુ કે જેનાથી તમે નાસતા ફરો છો તે તમારી અવશ્ય મુલાકાત કરનાર છે, પછી તમે છુપી તથા જાહેર (વાતો)ના જાણકાર (અલ્લાહ) ની હજુરમાં પાછા ફેરવવામાં આવશો, પછી જે કર્મો તમે કર્યા કરતા હતા તેનાથી તે તમને વાકેફ કરી દેશે.

રૂકુઅ ૨ ૯. હે ઈમાન લાવનારાઓ! જ્યારે જુમ્માના દિવસે (જુમ્માની) નમાઝ માટે પોકારવામાં આવે તો તમે અલ્લાહની યાદ (માટે મસજીદ) તરફ દોડી જાઓ, અને લેણદેણ પડતું મૂકો; અગર તમે સમજતા હો તો આ તમારા માટે બેહતર છે.

૧૦. પછી જ્યારે નમાઝ પૂરી થઈ જાય તો પૃથ્વીમાં ફેલાઇ જાઓ, અને અલ્લાહની કૃપા (રોજી) ના ઇચ્છનારા થાઓ, અને અલ્લાહને વિશેષ (પ્રમાણમાં) યાદ કરો કે કદાચને તમે સફળતા મેળવો.

૧૧. અને જ્યારે તેઓ કોઇ વેપારની અથવા રમત ગમતની વાત જુએ છે તો તેઓ (નમાઝને પડતી મૂકી) તેની તરફ દોડી જાય છે, અને તને (નમાઝ પઢતો) ઉભો છોડી જાય છે; (હે રસુલ!) તું કહે કે જે કાંઇ અલ્લાહની પાસે છે તે આ ખેલકુદ અને વેપાર વણજ કરતાં બેહતર છે; અને અલ્લાહ સર્વે રોજી આપનારાઓ કરતાં ઉત્તમ (રોજી) આપનારો છે.

---

## પ્રકરણ ૬૩ મું.

## સુરતુલ મુનાફેકુન.

## દાંભિકો.

મદીનામાં ઉતરેલી જેની ૧૮ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) જે વખતે દાંભિકો તારી પાસે આવે છે ત્યારે કહે રૂકુઅ ૧
છે કે અમે શાક્ષી આપીએ છીએ કે નિસંશય તું અલ્લાહનો રસુલ છે; અને અલ્લાહ તો જાણે છેજ કે બેશક તું તેનો રસુલ છે; પરંતુ અલ્લાહ આ (વાતની) શાક્ષી આપે છે કે આ દાંભિકો (તેમ કહેવામાં) અવશ્ય જુઠા છે.

૨. તેમણે પોતાની (જુઠી) પ્રતિજ્ઞાઓને ઢાલ બનાવી લીધી છે, જેથી લોકોને અલ્લાહના માર્ગથી અટકાવે; બેશક જે વર્તન તેઓ કરે છે તે ઘણુંજ બુરૂં છે.

૩. આ એ માટે કે તેઓ (જાહેરમાં) ઇમાન લાવ્યા, અને પાછા નાસ્તિક બની ગયા; હવે તેમના અંતઃકરણો પર મોહોર મારી દેવામાં આવી છે, જેથી તેઓ કાંઈ પણ સમજતા નથી.

૪. અને જ્યારે તું તેમને જુએ તો તેમનાં (બાહ્ય) શરીર તને સારાં દેખાશે; અને જો તેઓ વાતો કરે તો તું તેમની વાતો (ધ્યાન દઇ) સાંભળશે; (પણ) તેઓ (જ્ઞાન અને સાનથી) એવા (ખાલી) છે જેવા કે લુગડાં પહેરાવી ભીંતને અડકાડી ઉભા કરેલા લાકડાના ઢીમચાં, તેઓ દરેક કીકીયારીને એવી ધારે છે કે તેમનીજ વિરૂદ્ધ છે; એજ (તારા) દુશ્મન છે, માટે તેમનાથી સાવચેત રહે; અલ્લાહ તેમને ગારત કરે, તેઓ ક્યાં બહેકી જાય છે?

૫. જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, અલ્લાહનો રસુલ તમારા માટે ક્ષમાની દુઆ કરે તો તેઓ પોતાના માથાં ફેરવી લે છે, અને તું તેમને જોશે કે તેઓ અભિમાનમાં પીઠ ફેરવી ચાલ્યા જાય છે.

૬. (માટે) તું તેમના હકમાં ક્ષમાની દુઆ માગે યા ન માગે એ સરખુંજ છે; અલ્લાહ હરગીઝ તેમના ગુન્હા માફ કરશે નહિ;

નિસંશય અલ્લાહ આજ્ઞાભંગ કરનારા લોકોની રાહબરી નથી કરતો.

૭. આ એજ (લોકો) છે કે જેઓ (અનસારોને) કહે છે કે અલ્લાહના રસુલ પાસે જે (મુહાજેરીન) લોકો છે તેમના પર તમારા નાણાં ખરચો નહિ, અહીં સુધી કે તેઓ (કંટાળીને) વિખરાઈ જાય; જોકે આકાશો તથા જમીનના ખજાના અલ્લાહનાજ છે, પણ દાંભિકો તે સમજતા નથી.

૮. તેઓ કહે છે કે જો અમે મદીના પાછા ફરીને જઇએ તો ત્યાંના આબરૂદાર લોકો ત્યાંના ઝલીલ (લોકો) ને જરૂર જરૂર કાઢી મૂકશે; જોકે ખરેખરી ઈઝ્ઝત અલ્લાહના માટે છે, અને તેના રસુલના માટે, અને મોમીનો માટે; પરંતુ મુનાફીકો તે જાણતા નથી.

રૂકુઅ ૨ ૯. હે ઈમાન લાવનારાઓ! (ખબરદાર!) તમને અલ્લાહની યાદથી ન તમારી સંપત્તિ ગાફીલ કરવા પામે ન તમારી સંતતિ, અને જે એવું કરશે તેઓજ હાનિ ભોગવનારા છે.

૧૦. અને અમોએ તમને જે આપ્યું છે તેમાંથી કાંઈક (અમારી રાહમાં) ખરચ કરો એ પહેલાં કે તમારામાંથી કોઈનું મૃત્યુ આવી પહોંચે, પછી તે કહેવા લાગે કે હે મારા પરવરદિગાર! તેં મને બીજી થોડીક મોહલત કેમ ન આપી કે જેથી હું દાનધર્મ કરતે અને હું નેક બંદાઓ માંહેનો થઇ જતે?

૧૧. અને અલ્લાહ કોઈ જીવને જ્યારે કે તેનું મૃત્યુ આવી લાગશે હરગીઝ મોહલત નહિ આપે; અને તમે જે કાંઈ કરો છો તેનાથી અલ્લાહ માહિતગાર છે.

---

## પ્રકરણ ૬૪ મું.

## સુરતુત્ તગાબુન.

### હીજરત.

મદીનામાં ઉતરેલી જેની ૧૮ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જે કાંઇ આકાશોમાં છે અને જે કાંઈ પૃથ્વીમાં છે તે અલ્લાહ રૂકુઅ ૧
(ના નામ)ની જપમાળ જપે છે, હુકુમત તેનીજ છે, અને દરેક પ્રકારની સ્તુતિ તેનાજ માટે છે, અને એજ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવે છે.

૨. તે એજ છે જેણે તમને પેદા કર્યા, પછી તમારામાંથી કોઇ તો નાસ્તિક છે અને તમારામાંથી કોઇ મોમીન છે; અને તમે જે કાંઇ કરો છો તે અલ્લાહ જુએ છે.

૩. તેણે આકાશો તથા પૃથ્વી સત્ય હેતુપૂર્વક સર્જ્યાં છે; અને તેણેજ તમારી આકૃતિઓ બનાવી, પછી તમારી આકૃતિઓ (બનાવી તે) સુંદર બનાવી છે, અને છેવટનું ફરવું પણ તેનીજ તરફ થશે.

૪. જે કાંઈ આકાશોમાં છે તેને તે સારી પેઠે જાણે છે, અને જે કાંઇ જમીનમાં છે તેને પણ; અને તમે જે કાંઈ સંતાડો છો તેને જાણે છે, અને તમે જે કાંઇ જાહેર કરો છો તેને પણ; અને અલ્લાહ મનની વાતોથી પણ ખૂબ વાકેફ છે.

૫. શું તમારી પાસે તે લોકોની હકીકત નથી પહોંચી કે જેમણે અગાઉ નાસ્તિકપણું કર્યું હતું? જેથી તેમણે પોતાની કરણીના માઠાં પરિણામની (દુનિયામાં) મજા ચાખી, અને (વળી) આખેરતમાં તેમના માટે દુઃખદાયક અઝાબ પણ છે.

૬. આ એ કારણે કે તેમના રસુલ તેમની પાસે ખુલ્લી દલીલો લઇને આવતા હતા પણ તેઓ કહેતા હતા કે શું (અમારા જેવા) માણસો અમને હિદાયત કરશે? જેથી તેઓ ઇમાન ન લાવ્યા અને મોઢું ફેરવી લીધું, અને અલ્લાહે પણ તેમની દરકાર કરી નહિ; અને અલ્લાહ બેપરવાહ (અને) સ્તુત્ય છે.

૭. જે લોકો નાસ્તિક છે તેઓ એવું ગુમાન કરે છે કે તેઓ હરગીઝ

ઉઠાડવામાં નહિ આવે; (હે રસુલ!) તું કહે કે અલબત્ત, મારા પરવરદિગારની કસમ! તમે અવશ્ય ઉઠાડવામાં આવશો, પછી તમે જે કાંઈ કરી ચૂક્યા છો તેનાથી તમને જરૂર વાકેફ કરવામાં આવશે; અને આ વાત અલ્લાહના માટે તદ્દન સહેલી છે.

૮. માટે અલ્લાહ પર તથા તેના રસુલ પર તથા તે નૂર (કુરઆન) પર કે જેને અમોએ ઉતાર્યું છે ઇમાન લાવો; અને તમે જે કાંઇ કરો છો તેનાથી અલ્લાહ સારી પેઠે માહીતગાર છે.

૯. ભેગાં કરવાના દિવસે તે તમને ભેગાં કરશે, એજ તો હાર જીતનો દિવસ હશે; અને જે અલ્લાહ પર ઇમાન લાવશે તથા સત્કાર્યો કરશે તો તે (અલ્લાહ) પણ તેની બદીઓ તેનાથી ટાળી દેશે, અને તેને જન્નતોમાં દાખલ કરશે જેની હેઠળ નદીઓ વહે છે, તેમાં સદાના રહેનારા થશે; એજ મહાન સફળતા છે.

૧૦. અને જે લોકો ઇમાન નથી લાવતા અને અમારી આયતો જુઠલાવે છે તેઓ જહન્નમવાસી છે, તેમાં તેઓ સદાના રહેનારા થશે; અને એજ સૌથી ખરાબ પાછા ફરવાનું ઠેકાણું છે.

રુકુઅ ૨ ૧૧. અલ્લાહના હુકમ સિવાય કોઈ પણ મુસીબત આવતી નથી; અને જે અલ્લાહ પર ઇમાન લાવે છે તેના મનને તે સન્માર્ગ સુચવી દે છે, અને અલ્લાહ દરેક વસ્તુનો સંપુર્ણ જાણકાર છે.

૧૨. અને તમે અલ્લાહની આજ્ઞા માનો અને રસુલની પણ આજ્ઞા માનો, પણ જો તમે મોઢું ફેરવી લેનારા થઈ જશો તો અમારા રસુલ પર તો માત્ર (અમારો) સંદેશો સ્પષ્ટ કરીને પહોંચાડી દેવાનુંજ છે.

૧૩. અલ્લાહ એજ છે જેના સિવાય અન્ય કોઇ માઅબુદ નથી; અને મોમીનોને લાજિમ છે કે અલ્લાહ ઉપરજ આધાર રાખે.

૧૪. હે ઇમાન લાવનારાઓ! ખચીતજ તમારી સ્ત્રીઓમાંથી તથા તમારી ઓલાદમાંથી કેટલાંકો તમારા દુશ્મન છે, માટે તેમનાથી ચેતતા રહો, પણ જો તમે (તેમના અપરાધથી) દરગુજર કરો અને જતા કરો અથવા માફ કરી દો તો નિસંશય અલ્લાહ પણ મોટો ક્ષમાવાન (અને) મોટો રહેમ કરનારો છે.

૧૫. નિસંશય તમારી સંપતિ તથા તમારી સંતતિ કસોટી કેવાય બીજું કાંઈ નથી, અને મોટો બદલો તો અલ્લાહ પાસેજ છે.

૧૬. માટે તમારાથી જ્યાં સુધી બની શકે અલ્લાહથી ડરો, અને તેની નસીહત ) સાંભળો, અને (તેની) આજ્ઞા માનો, અને (તેના માર્ગમાં) ખરચ કરો એ તમારી બેહતરી માટે છે; અને જે શખસ પોતાના નફસના કંજુસપણાંથી બચાવી લેવામાં આવશે તો એજ (સંપુર્ણ) ભલાઈ પ્રાપ્ત કરનારો થશે.

૧૭. અને જો તમે અલ્લાહને "કર્ઝે હુસના" આપશો તો તે તેને તમારા માટે બમણો કરી દેશે અને તમારા ગુન્હા માફ કરી દેશે; અને અલ્લાહ મોટો કદરદાન અને મહા સહનશીલ છે:

૧૮. છુપી તથા ખુલ્લી (દરેક વાતો)નો જાણકાર, પ્રબળ (અને) હુકમતવાળો છે.

---

## પ્રકરણ ૬૫ મું.

## સુરતુત્ તલાક.

### છુટા છેડા.

મદીનામાં ઉતરેલી જેની ૧૨ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. હે નબી! જ્યારે તમે લોકો સ્ત્રીઓને તલાક આપો તો તેમની ઈદ્દત (યાને માસિક રૂતુથી પાક થવા)ના સમયે આપો, અને ઈદ્દત (ના દિવસો)ની ગણત્રી રાખો, અને અલ્લાહ (યાને) તમારા પરવરદિગારથી રૂકુઅ ૧

ડરતા રહો; ન તમે (ઇદ્દતની અંદર) તેમને તેમના ઘરોમાંથી કાઢી મૂકો, અને ન તેઓ પંડે નીકળી જાય, સિવાય કે તેમણે કોઇ ખુલ્લી બેહયાયી (અનિતી) કરી હોય; અને આ અલ્લાહની (નકકી કરેલી) હદો છે; અને જે શખસ અલ્લાહની (ઠરાવેલી) હદો ઓળંગી જાય તો ખરેજ તેણે પંડેજ પોતાના પર જુલમ કર્યો કહેવાશે; તું શું જાણે કે આ (તલાક) પછી કદાચને અલ્લાહ કોઇ (એવી) વાત પેદા કરે (કે જેથી પાછો મેળાપ થઇ જાય)?

૨. પછી જ્યારે તેણીઓ પોતાની (ઇદ્દતની) મુદ્દત પુરી કરી નાખે તો કાં તો તમે તેમને ભલાઇની સાથે રોકી લો, અથવા તેમને યથાર્થ રીતે રવાના કરી દો; અને (તલાક આપતી વખતે) તમારામાંથી બે ન્યાયી શાક્ષી રાખજો, અને (હે શાક્ષીઓ! અલ્લાહનો ખોફ રાખીને) ઠીક ઠીક શાક્ષી આપજો; આ આજ્ઞાઓની તમારામાંથી તે (લોકો)ને નસીહત કરવામાં આવે છે કે જે અલ્લાહ પર તથા કયામત પર ઈમાન રાખતો હોય; અને જે શખસ અલ્લાહથી ડરશે તેના માટે અલ્લાહ છુટકારાનો માર્ગ કરી દેશે:

૩. અને તેને એવા સ્થળેથી રોજી પહોંચાડશે કે જ્યાંથી તેને ગુમાન વટીક નહિ હોય; અને જે કોઈ અલ્લાહ પર ભરોસો રાખશે તો તેજ તેના માટે બસ છે; બેશક અલ્લાહ પોતાના કાર્યને પુર્ણ કરનારો છે, બેશક અલ્લાહે દરેક વસ્તુ માટે એક પ્રમાણ નકકી કરી દીધું છે.

૪. અને તમારી સ્ત્રીઓમાંથી જેઓ માસિક રૂતુથી નિરાશ થઇ ગઇ હોય તેમના વિષે તમને જો શંકા હોય તો તેમની ઈદ્દત ત્રણ માસ છે, અને જેમને હજી સુધી માસિક રૂતુ આવીજ નથી તેમની પણ (એટલીજ મુદ્દત છે); અને ગર્ભવંતી સ્ત્રીઓની ઇદ્દત તેમને પ્રસુતિ થઈ જાય ત્યાં સુધીની છે; અને જે અલ્લાહથી ડરીને ચાલશે તો તેના માટે તેના મામલામાં અલ્લાહ સરળતા પેદા કરી દેશે.

૫. આ અલ્લાહનો હુકમ છે, જે તેણે તમારા પર ઉતાર્યો છે; અને જે અલ્લાહથી ડરીને ચાલશે તેની બદીઓ તે તેનાથી દૂર કરી દેશે, અને તેને મોટો બદલો આપશે.

૬. તલાકવાળી સ્ત્રીઓને તમારા ગજા પ્રમાણે ત્યાંજ રાખો કે જ્યાં

તમે રહો છો, અને તેણીઓને તંગ કરવાના હેતુથી ઇજા ન પહોંચાડો; અને અગર તેણીઓ ગર્ભવંતી હોય તો જ્યાં સુધી તેણીઓની પ્રસુતિ થઇ ન જાય ત્યાં સુધી તેમને ખરચ આપતા રહો, પછી જો તે તમારા માટે (બાળકને) દૂધ પીવડાવે તો તેનો બદલો તેણીઓને આપતા રહો, અને તમે એક બીજા વચ્ચે દસ્તુર પ્રમાણે (બદલા વગેરેનો) ઠરાવ કરો, અને અગર તમારા બન્ને પક્ષો તરફથી ખેંચતાણ થાય તો તે (બાળક)ને કોઈ બીજી સ્ત્રી દૂધ પીવડાવે.

૭. શકિતવાળાને જોઇએ કે પોતાના ગજા પ્રમાણે ખરચ કરે, અને જેની રોજી તંગ (ઓછી) હોય તો તેને જોઇએ કે તેને અલ્લાહે જે કાંઈ આપ્યું છે તેના પ્રમાણમાં ખરચ કરે; અલ્લાહ કોઈ વ્યકિતને તકલીફ આપતો નથી પણ એટલીજ કે જેટલી તેને (સહન કરવાની શકિત) આપી હોય; નજીકમાંજ અલ્લાહ તંગી પછી છુટ પણ અર્પણ કરશે.

૮. અને કંઇ કેટલીએ વસ્તીઓએ પોતાના પરવરદિગાર તથા તેના રસુલની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું, જેથી અમોએ પણ મોટી સખતાઇથી તેમનો હિસાબ લીધો, અને તેમને અઝાબ પણ અમોએ અસહ્ય અઝાબ આપ્યો. રૂકુઅ ૨

૯. પછી તેમણે પોતાની કરણીના અઝાબની મજા ચાખી, અને તેમના મામલાનું પરિણામ (નર્યું) નુકસાનજ નુકસાન થયું.

૧૦. અલ્લાહે તેમના માટે સખત અઝાબ તૈયાર કર્યો છે, માટે હે બુદ્ધિશાળીઓ કે જેઓ ઈમાન લાવી ચૂકયા છો! અલ્લાહથી ડરતા રહો, ખચીતજ અલ્લાહે તમારા પર ઉપદેશ ઉતાર્યો છે:

૧૧. (યાને) એક રસુલ, જે તમને અલ્લાહની સ્પષ્ટ આયતો પઢીને સંભળાવે છે, જેથી તે લોકોને કે જેઓ ઇમાન લાવ્યા છે તથા સત્કાર્યો કરે છે (નાસ્તિકપણાંના) અંધકારમાંથી (ઈમાનના) પ્રકાશ તરફ કાઢી લાવે; અને જે શખસ અલ્લાહ પર ઈમાન લાવે તથા સત્કાર્યો કરે તેને અલ્લાહ જન્નતોમાં દાખલ કરશે જેની હેઠળ નહેરો વહેતી હશે, તેઓ સદાના તેમાંજ રહેનારા થશે; ખચીતજ અલ્લાહે એવા શખસ માટે ઉમદા રોજી તૈયાર કરી મૂકી છે.

૧૨. અલ્લાહ એજ છે જેણે સાત આકાશો પેદા કર્યાં અને તેટલીજ જમીનો પણ; અને તે બન્નેમાં (વખતો વખત) અલ્લાહના હુકમો પ્રગટ થતા રહે છે કે જેથી તમે આ જાણી લો કે અલ્લાહ દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે, અને આ (પણ જાણી લો) કે અલ્લાહે પોતાના જ્ઞાનની રૂએ દરેક વસ્તુને અવશ્ય ઘેરી રાખી છે.

---

પ્રકરણ ૬૬ મું.

## સુરતુત તહરીમ.

### હરામ ઠરાવવું.

મદીનામાં ઉતરેલી જેની ૧૨ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે નબી! અલ્લાહે તારા માટે જે કાંઈ હલાલ ઠરાવ્યું છે તેને તું હરામ કેમ કરે છે? તું તારી પત્નીઓની ખુશી પ્રાપ્ત કરવા ચાહે છે; અને અલ્લાહ મોટો ક્ષમાવાન (અને) દયા કરનારો છે.

૨. અલ્લાહે તમારા માટે પ્રતિજ્ઞાઓને તોડવાના પણ નિયમો નક્કી કરી દીધા છે, અને અલ્લાહ તમારો રક્ષક છે, અને તે સર્વજ્ઞ, હિકમતવાળો છે.

૩. અને જે વેળા નબીએ પોતાની પત્નીઓમાંથી એક પત્નીને એક વાત ખાનગી રીતે કરી, અને પછી જ્યારે તેણીએ તે ભેદથી (કોઇ બીજીને) વાકેફ કરી દીધી, અને અલ્લાહે તે (નબી)ને એ બનાવની જાણ કરી દીધી ત્યારે નબીએ (તે બીજીને) તેનો કેટલોક ભાગ જણાવ્યો અને કેટલાક ભાગથી અખાડા કર્યા; પછી જ્યારે નબીએ તે (પહેલી)ને

તેનાથી વાકેફ કરી ત્યારે તે (આશ્ચર્યથી) કહેવા લાગી કે આપને તે (વિષે)ની ખબર કોણે આપી ? ફરમાવ્યું, મને મોટા જાણનાર (અને) મોટા ખબર રાખનાર (અલ્લાહ)એ ખબર આપી.

૪. (હે બન્ને સ્ત્રીઓ !) તમે બન્ને અલ્લાહની હજુરમાં તોબા કરો (તો ઠીક છે), કારણ કે તમો બન્નેના મન (સત્ય તરફથી) ખરેજ ફરી ગયાં છે, અને જો તમે બન્ને અમારા રસુલની વિરૂદ્ધ એક બીજાની સહાયક બનશો તો (કાંઇ પરવાહ નથી કેમકે) નિસંશય અલ્લાહ તેનો હિમાયતી છે, તથા જીબ્રઇલ તથા મોમીનોમાંથી સૌથી સારો (મોમીન) પણ; અને તે બાદ તમામ ફરિશ્તાઓ પણ તેના મદદગાર છે.

૫. અગર તે (રસુલ) તમને તલાક આપી દે તો પાસે છે કે તેનો પરવરદિગાર બદલામાં તેને એવી પત્નીઓ આપી દે કે જે તમારા કરતાં બેહતર હોય (યાને) આજ્ઞાપાલક, ઇમાનદાર, તાબેદારી કરનાર, પશ્ચાતાપ કરનાર, ઇબાદત કરનાર, રોજા રાખનાર, વિધવાઓ અને કુમારીકાઓ (પણ હોય).

૬. હે ઇમાન લાવનારાઓ ! તમારા પોતાને અને તમારા બાલબચ્ચાંઓને તે આગથી બચાવો કે જેનું બળતણ માણસો તથા પત્થર છે, તે (આગ)ના ઉપર અતિ ક્રુર અને સખત સ્વભાવના ફરિશ્તા નિયુક્ત કરેલા છે, તેમને અલ્લાહ તરફથી જે હુકમ આપવામાં આવે છે તે બજાવવામાં પાછી પાની કરતા નથી, અને તેમને જે આજ્ઞા આપવામાં આવે છે તે પ્રમાણેજ વર્તે છે.

૭. હે તે લોકો કે જેઓ ઇમાન નથી લાવ્યા ! આજે તમે બહાના ન કાઢો; જે કર્મો તમે કરતા હતા તેનોજ બદલો તમને આપવામાં આવે છે.

૮. હે ઇમાન લાવનારાઓ ! અલ્લાહની હજુરમાં નિર્મળ મનથી રુકુઅ ૨
પશ્ચાતાપ કરો; અજબ નથી કે તમારો પરવરદિગાર તમારાથી તમારી બૂરાઇઓ ટાળી દે, અને તમને જન્નતોમાં દાખલ કરે જેની હેઠળ નદીઓ વહે છે; તે દિવસે અલ્લાહ નબીને તથા તે લોકોને કે જેઓ તેની સાથે ઇમાન લાવ્યા છે ફજેત નહિ કરે; તેમનું નૂર તેમની આગળ તથા

જમણી બાજુએ ચાલતું હશે અને તેઓ કહેતા હશે કે હે અમારા પરવરદિગાર! તું અમારા નૂરને અમારા માટે સંપુર્ણ કરી દે, અને અમારા ગુન્હા માફ કરી દે; બેશક તું દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે.

૯. હે નબી! તું નાસ્તિકો તથા દાંભિકોથી યુદ્ધ કર, અને તેમના પર સખ્તાઈ કર, અને તેમનું ઠેકાણું જહન્નમ છે, અને તે ઘણુંજ ખરાબ પાછા ફરવાનું ઠેકાણું છે.

૧૦. અલ્લાહ તે લોકો માટે કે જેઓ ઈમાન નથી લાવ્યા નૂહની પત્ની (વાએલા) તથા લૂતની પત્ની (વાહેલા)નો દાખલો વર્ણવે છે; આ બન્ને (સ્ત્રીઓ) અમારા બંદાઓમાંથી બે સદાચારી બંદાઓના નિકાહમાં હતી, પછી તે બન્નેએ તે બન્નેને દગો દીધો, જેથી તે બન્ને સ્ત્રીઓને અલ્લાહના અઝાબથી બચાવવામાં આ બન્ને (બંદા) કોઈ પણ કામમાં આવ્યા નહિ, અને તે બન્ને (સ્ત્રીઓ)ને કહેવામાં આવ્યું કે તમે પણ દાખલ થનારાઓની સાથે જહન્નમમાં દાખલ થઈ જાઓ.

૧૧. અને અલ્લાહે તે લોકો માટે કે જે ઈમાન લાવ્યા છે ફિરઔનની સ્ત્રી (આસીયા)નો દાખલો વર્ણવે છે; જ્યારે તેણીએ અરજ કરી કે હે મારા પરવરદિગાર! મારા માટે સ્વર્ગમાં તારી પાસે એક મકાન બનાવી દે અને મને ફિરઔન તથા તેના (દુષ્ટ) કાર્યોથી છુટકારો આપ, અને જુલમગાર કોમથી મને બચાવી લે:

૧૨. અને ઈમરાનની પુત્રી મરિયમનો (દાખલો પણ વર્ણવે છે) કે જેણીએ પોતાના શીયળનું રક્ષણ કર્યું હતું, પછી તેમાં અમોએ અમારી રૂહમાંથી (રૂહ) ફુંકી દીધી, અને તેણીએ પોતાના પરવરદિગારના કલ્મા તથા તેની કિતાબને સત્ય સમજી માન્ય રાખી હતી, અને તેણી તાબેદારી કરનારા (બંદા)ઓ માંહેની હતી.

---

# ભાગ ૨૯ મો.

## પ્રકરણ ૬૭ મું.

## સુરતુલ મુલ્ક.

## બાદશાહત.

મક્કામાં ઉતરેલી જેની ૩૦ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. બરકતવાળો છે તે અલ્લાહ કે જેના હાથમાં (તમામ જગતની) બાદશાહત છે અને તે દરેક વસ્તુ પર સંપુર્ણ કાબુ ધરાવનારો છે: રૂકુઅ ૧

૨. જેણે મૃત્યુ પેદા કર્યું અને જીવન પણ કે જેથી તમને અજમાવે કે તમારામાંથી કોણ કરણીમાં બેહતર છે; અને તે ઝબરદસ્ત (અને) મહા ક્ષમાવાન છે:

૩. જેણે એક ઉપર એક સાત આકાશો પેદા કર્યાં છે; તું રેહેમાન (અલ્લાહ)ની પેદા કરેલી કોઈ પણ વસ્તુમાં તફાવત જોશે નહિ; પછી ફરીને નજર કર, ભલા (તેમાં) તને કંઈ ખોડ ખાંપણ દેખાય છે?

૪. પછી ફરી ફરીને નજર નાખ, (પણ) તે નજર થાકીને નિષ્ફળ બની તારી તરફ પાછી ફરી આવશે.

૫. અને ખરેજ અમોએ આ જગતના આકાશને (તારાઓના) દીવાઓથી શણગાર્યું છે, અને તે (તારા) ઓને શેતાનોને મારવાના સાધન બનાવ્યા છે, અને તેમના માટે ભડભડતી આગનો અઝાબ તૈયાર કર્યો છે.

૬. અને જેઓ પોતાના પરવરદિગારનો ઇનકાર કરે છે તે લોકો માટે જહન્નમનો અઝાબ છે; અને તે ઘણુંજ બુરૂં પાછા ફરવાનું ઠેકાણું છે.

૭. જે વેળા તેમને તેમાં નાખવામાં આવશે તો તેઓ તેનો સણસણાટ કરતો અવાજ સાંભળશે, અને તે (ભયંકર) ઉછાળા મારતી હશે.

૮. નજીક હશે કે તે ક્રોધના કારણે ફાટી જાય; જ્યારે જ્યારે કોઇ ટોળું તેમાં નાખવામાં આવશે તો તેના રક્ષકો તેને પૂછશે કે શું તારી પાસે કોઈ ડરાવનારો (રસુલ) આવ્યો ન હતો?

૯. તેઓ કહેશે કે હા, ડરાવનારો (રસુલ) અમારી પાસે અવશ્ય

આવ્યો હતો, પણ અમોએ તેને જુઠલાવી કાઢયો, અને કહી દીધું કે અલ્લાહે તો કોઇ પણ વસ્તુ ઉતારી નથી, (પણ) તમે પોતેજ મોટી ગુમરાહીમાં છો.

૧૦. અને તેઓ આ પણ કહેશે કે જો અમે (તેનો ઉપદેશ) સાંભળતે અને સમજી લેતે તો અમે (આજે) જહન્નમવાસીઓની સાથે હોતે નહિ.

૧૧. એટલે કે તેઓ પોતાના ગુન્હાઓનો ઈકરાર કરશે, માટે જહન્નમવાસીઓ ઉપર ફિટકાર થાઓ.

૧૨. નિસંશય જેઓ જોયા વિના પોતાના પરવરદિગારથી ડરતા રહે છે તે લોકો માટે ગુન્હાઓની માફી અને મોટો બદલો છે.

૧૩. અને તમે તમારા બોલોને (ચાહે) સંતાડો યા જાહેર કરો, નિસંશય અલ્લાહ તો મનની વાતોથી ખુબ વાકેફ છેજ.

૧૪. શું જેણે (સર્વે કાંઈ) પેદા કર્યું છે તે (પોતાના સર્જનથી) નાવાકેફ હોય? અને તે સુક્ષ્મદર્શી અને ખબરદાર છે.

રૂકુઅ ૨ ૧૫. તે એજ છે જેણે તમારા માટે જમીનને નરમ તથા સપાટ કરી દીધી છે, જેથી તમે તેના માર્ગોમાં ચાલો ફરો અને તેની (આપેલી) રોજીમાંથી ખાઓ પીઓ; અને તેનીજ તરફ તમો સર્વેનું (કબરોમાંથી) ઉઠીને પાછું જવાનું છે.

૧૬. શું તમે આ વાતથી નિર્ભય થઇ ગયા છો કે જે (ફરિશ્તા) ઓ આકાશમાં છે તેઓ તમને જમીનમાં ધસાવી દે? એવી સ્થિતિમાં કે તે ધ્રુજતી પણ હોય:

૧૭. અથવા શું તમે એ વાતથી નિર્ભય થઇ ગયા છો કે જે આકાશમાં છે તેઓ તમારા પર પત્થરનો વરસાદ મોકલી આપે? પછી તરત તમે જાણીજ લેશો કે મારૂં બીવરાવવું કેવું છે.

૧૮. અને ખચીતજ તે લોકોએ કે જેઓ તેમની પૂર્વે હતા (સત્યને) જુઠલાવ્યું હતું, જેથી મારી નાખુશી (ની શિક્ષા) કેવી હતી!

૧૯. શું તેઓ પક્ષીઓ તરફ નિહાળતા નથી કે તેઓ તેમના ઉપર (કેવી રીતે) પાંખો ફેલાવે અને ભેગી કરી લે છે? સિવાય દયાળુ અલ્લાહના

બીજો કોઇ તેમને થંભાવી રાખતો નથી; ખરેજ દરેક વસ્તુ પર તેનીજ દ્રષ્ટી છે.

૨૦. ભલા આ (લોકો)માંથી અલ્લાહના સિવાય એવો કોણ છે જે તમારૂં લશ્કર બની તમારી સહાય કરે? નાસ્તિકો માત્ર ધોકામાંજ છે.

૨૧. ભલા આ (લોકો)માંથી કોઇ એવો છે જે અગર અલ્લાહ પોતાની રોજી રોકી લે તો તે તમને રોજી આપે? વાત આ છે કે આ (નાસ્તિકો) શીરજોરી અને (સત્યથી) ફરી જવા ઉપર અડી બેઠા છે.

૨૨. ભલા જે પોતાનું મોઢું નીચું ઘાલી ઉંધા મોઢે ચાલી રહ્યો હોય તે વધારે હિદાયત મેળવેલો છે કે જે સરખો ઉભો રહી સન્માર્ગે ચાલી રહ્યો હોય તે?[1]

૨૩. (હે રસુલ!) તું કહે કે તે એજ છે જેણે તમને હસ્તીમાં આણ્યા તથા તમારા માટે કાન તથા આંખો તથા અંતઃકરણો બનાવી આપ્યાં; (છતાં) તમે ઘણોજ ઓછો પાડ માનો છો.

૨૪. તું કહે કે તે એજ છે જેણે તમને પૃથ્વીમાં ફેલાવી દીધા છે, અને તેનીજ હજુરમાં તમે (પાછા) એકઠાં કરવામાં આવશો.

૨૫. અને તેઓ આ કહે છે કે અગર તમે સાચા છો (તો કહો) એ વાયદો (પૂરો) ક્યારે થઇને રહેશે?

૨૬. તું કહે કે (તેની) ખબર તો અલ્લાહનેજ છે, અને હું તો માત્ર એક ખુલ્લો ડરાવનારો છું.

૨૭. પરંતુ જ્યારે તેઓ તે (વાયદા)ને નજીક આવતો નિહાળશે ત્યારે (ભયના માર્યા) નાસ્તિકોના મોઢાં બગડી જશે, અને તેમને કહેવામાં આવશે કે આ એજ છે જેની તમે ઇચ્છા કર્યા કરતા હતા.

૨૮. તું કહે કે ભલા તમે સમજ્યા કે અલ્લાહ મને તથા જેઓ મારી સાથે છે તેમને હલાક કરી નાખે અથવા અમારા પર કૃપા ફરમાવે, પણ નાસ્તિકોને દુઃખદાયક અઝાબથી કોણ બચાવી લેશે?

૨૯. તું કહે કે એજ દયાળુ અલ્લાહ છે, જેના ઉપર અમે ઈમાન લાવ્યા છીએ, અને તેનાજ ઉપર અમે ભરોસો રાખીએ છીએ, જેથી તમે

---

૧ મુસલમાન અને નાસ્તિક વચ્ચેનો તફાવત બતાવવાનું કેવું સુંદર ઉદાહરણ છે.

નજીકમાંજ જાણી લેશો કે ખુલ્લી ગુમરાહીમાં કોણ છે.

૩૦. તું કહે કે ભલા તમે પણ સમજ્યા કે જો તમારૂં પાણી ઉંડાણમાં ચાલ્યું જાય તો તમારા માટે વહેતું પાણી કોણ લઈ આવશે?

---

પ્રકરણ ૬૮ મું.

## સુરતુલ કલમ.

### કલમ.

મક્કામાં ઉતરેલી જેની પર આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. નૂન; કસમ છે કલમની અને તેની કે જે કાંઇ તે (ફરિશ્તા)ઓ લખે છે:

૨. તું તારા પરવરદિગારની કૃપાથી દિવાનો નથી.

૩. અને નિસંશય તારા માટે એવો બદલો (તૈયાર) છે જે કદી ખુટનાર નથી.

૪. અને બેશક તારી નિતી ઘણી ઉચ્ચ (પ્રકારની) છે.

૫. જેથી નજીકમાં તું જોઈ લેશે અને તેઓ પણ જોઈ લેશે:

૬. કે તમારામાંથી દિવાનો કોણ છે.

૭. નિસંશય તારો પરવરદિગાર તેમને સારી પેઠે જાણે છે કે જે તે (અલ્લાહ)ના માર્ગથી ભટકી ગયા છે, અને હિદાયત પામેલાઓને પણ સારી પેઠે જાણે છે.

૮. માટે તું જુઠલાવનારાઓની વાત (હરગીઝ) માનજે નહિ.

૯. તેઓ આ ચાહે છે કે અગર તુ નરમી ધારણ કરે તો તેઓ પણ

નરમ પડી જાય.

૧૦. અને તું કોઈ હડહડતી કસમ ખાનારા નીચની વાતોમાં આવી જજે નહિ:

૧૧. (કે જે) એબ શોધનાર, હરતાં ફરતાં લોકોની નિંદા કરનાર:

૧૨. નેકીથી અટકાવનાર, હદથી વધી જનાર, ગુન્હેગાર:

૧૩. કમજાત (અને) વળી હરામી પણ હોય.[1]

૧૪. માત્ર આ કારણે કે તે ધનવાન અને ઓલાદવાળો છે.

૧૫. જે વખતે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે ત્યારે કહી દે છે કે આ તો આગલાઓની કહાણીઓ છે.

૧૬. નજીકમાંજ અમે તેના નાક પર ડાઘ લગાડી દઈશું.

૧૭. બેશક અમે તેમની એવીજ અજમાયશ કરીશું જેવી કે એક બગીચાવાળાઓની અજમાયશ કરી હતી, જ્યારે કે તેમણે કસમ ખાધી હતી કે કાલે સવારે આપણે આ બગીચાના ફળ જરૂર તોડી લઇશું:

૧૮. પણ ઈન્શાઅલ્લાહ (અગર અલ્લાહ ચાહશે તો) કહ્યું ન હતું.

૧૯. જેથી તે બગીચા પર તારા પરવરદિગાર તરફથી જ્યારે કે તેઓ ઉંઘતા હતા (એક) ફેરી ફરનાર ફરી વળ્યો.

૨૦. જેથી સવાર થતાં તે (બગીચો) કાપી લીધેલી વાડી જેવો (ઉજ્જડ) થઈ ગયો.

૨૧. જેથી સવાર થતાં તેઓ એક બીજાને બોલાવવા લાગ્યા:

૨૨. કે અગર તમારે ફળ ઉતારી લેવાં હોય તો આપણાં બગીચે પરોઢીએજ ચાલો.

૨૩. જેથી તેઓ ચાલ્યા અને ધીમે ધીમે આ કહેતા જતા હતા:

૨૪. કે આજે કોઈ ગરીબ (માણસ) તમારા બગીચામાં દાખલ થવા ન પામે.

૨૫. અને (કંજુસાઈનો) હેતુ પાર પાડવા માટે નિશ્ચિત બની પરોઢીએજ ત્યાં જઇ પહોંચ્યા.

---

૧ આ આયત એક કટ્ટર નાસ્તિક વલીદ બીન મુગીરાના સંબંધમાં ઉતરી હતી કે જે પોતાની શરારત અને નાસ્તિકપણાંની મર્યાદા પણ ઓળંગી ગયો હતો.

૨૬. પછી જ્યારે તેને (ઉજ્જડ થઇ ગએલો) દીઠો ત્યારે કહેવા લાગ્યા કે આપણે ખરેજ માર્ગ ભૂલી ગયા લાગીએ છીએ:

૨૭. બલ્કે (વાત આ છે કે) આપણે છીએજ હતભાગી.

૨૮. તેઓમાંથી જે સૌથી સારો હતો તેણે તેમને કહ્યું કે મેં તમને કહ્યું ન હતું કે તમે અલ્લાહુની પવિત્રતા શા માટે વર્ણવતા નથી?

૨૯. (ત્યારે તેઓ) કહેવા લાગ્યા કે અમારો પરવરદિગાર પાક છે, બેશક અમેજ જુલમગાર હતા.

૩૦. હવે લાગ્યા એકમેકને ઠપકો આપવા.

૩૧. અને કહેવા લાગ્યા કે હાય દુર્દશા અમારી! ખચીતજ અમે શીરજોર હતા.

૩૨. કદાચને અમારો પરવરદિગાર એના બદલામાં અમને એ કરતાંય સરસ આપે, નિસંશય અમે અમારા પરવરદિગાર તરફ (આસ્થાપૂર્વક) રજુ થઇએ છીએ.

૩૩. અઝાબ પણ એવોજ હોય છે; અને આખેરતનો અઝાબ (એ કરતાં) કેટલોય વધારે છે, અગર તેઓ સમજતા હોય તો.

રૂકુઅ ૨ ૩૪. બેશક પરહેઝગારો માટે તેમના પરવરદિગાર પાસે નેઅમતોવાળી જન્નતો છે.

૩૫. શું અમે ફરમાબરદારોને ગુન્હેગારો જેવા કરી દઇશું?

૩૬. તમને શું થઇ ગયું છે? કેવો ન્યાય કરો છો?

૩૭. અથવા શું તમારી પાસે કોઈ કિતાબ છે કે જેમાં તમે પઢો છો:

૩૮. કે જે કાંઇ તમે પસંદ કરશો તેજ તેમાં છે?

૩૯. અથવા શું તમોએ અમારી પાસે સોગંદ લેવડાવ્યા છે કે જે કયામત પર્યંત ચાલ્યા કરશે કે જે કાંઇ તમે હુકમ કરશો તે તમને જરૂર મળી જશે?

૪૦. (હે રસુલ!) તેમને પૂછ કે તેઓમાંથી તેનો જામીન કોણ થશે?

૪૧. અથવા તેમના શરીકો પણ છે? પછી અગર આ (લોકો) સાચા છે તો પોતાના તે શરીકોને લઈ આવે.

૪૨. જે દિવસે પીંડળીઓ ઉઘાડવામાં આવશે (વસ્તુસ્થિતિ જાહેર

થઈ જશે) અને તેમને સિજદા માટે બોલાવવામાં આવશે પણ તેઓ (સિજદો) કરી શકશે નહિ.

૪૩. તેમના ચક્ષુઓ ઢળેલાં હશે, અને હીણપત તેમના પર છવાએલી હશે; જોકે આ (લોકો)ને દુનિયામાં પણ સિજદા માટે બોલાવવામાં આવતા હતા એવી સ્થિતિમાં કે તેઓ તંદુરસ્ત પણ હતા.

૪૪. હવે તેને કે જે આ વાતને જુઠલાવે છે મારા પર છોડી દે (કે હું તેને સમજી લઇશ); અમે ધીમે ધીમે તેમને અઝાબની પાસે એવી રીતે કરી દઈશું કે તેમને ખબર પણ નહિ પડે.

૪૫. અને હું તેમને ઢીલ આપતો રહું છું; બેશક મારી યુક્તિ ડગે નહિ એવી છે.

૪૬. અથવા તું તેમનાથી (પેગામ પહોંચાડવાનું) કાંઈ મહેનતાણું માગે છે કે જેથી તેઓ દંડના ભારથી દબાઇ જાય છે?

૪૭. અથવા તેમની પાસે ગેબની ખબરો છે કે જે તેઓ લખી લે છે?

૪૮. (માટે) તું હવે તારા પરવરદિગારના ફેંસલાની રાહ જોવામાં ધીરજ ધર, અને માછલીવાલા (યુનુસ)ના જેવો (અધીરો) થઈ ન જા, જ્યારે કે તેણે (અલ્લાહને) પોકાર્યો હતો એવી સ્થિતિમાં કે તે અતિ સંતાપમાં પડયો હતો.

૪૯. અગર તેના પરવરદિગારની કૃપાએ તેને સહાય કરી ન હોત તો ખરેજ તે સપાટ મેદાનમાં ફેંકી દેવાયો હોત અને તે ઠપકાને પાત્ર ઠર્યો હોત (અર્થાત તેની માઠી દશા થવા પામી હોત).

૫૦. પરંતુ તેના પરવરદિગારે તેને સ્વિકારી લીધેલો (બંદો) કરી લીધો અને તેને નેક બંદાઓમાં કાયમ કરી દીધો.

૫૧. જે વેળા નાસ્તિકો કુરઆનને સાંભળે છે ત્યારે એમ દેખાય છે કે તેઓ તને ઘુરકીને જોતાં (રાહે રાસ્તથી) ભટકાવી નાખશે, અને તેઓ કહે છે કે ખરેજ આ તો દિવાનો છે.

૫૨. જોકે ખરૂં જોતાં તે (કુરઆન) તો સઘળી દુનિયાઓ માટે નસીહત છે.

---

## પ્રકરણ ૬૯ મું.

## સુરતુલ હાક્કાહ.

## આપત્તિ.

મક્કામાં ઉતરેલી જેની પર આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. તે ખચીતજ આવનારી આપત્તિ (કયામત):

૨. તે ખચીતજ આવનારી આપત્તિ શું છે?

૩. અને તું શું સમજ્યો કે તે ખચીતજ આવનારી આપત્તિ શું છે!

૪. સમુદ તથા આદ (ની કોમ) એ તો તે બેચેન કરનારી (આપત્તિ) ને જુઠલાવી હતી.

૫. પછી સમુદ (ની કોમ) નો તો એક ભયંકર ગર્જનાથી નાશ કરવામાં આવ્યો.

૬. અને રહ્યા આદ (ના લોકો) તો તેઓ ઘુંઘવાટ કરતા એક જોરાવર વંટોળીઆ વડે નાશ પામ્યા:

૭. કે જે વંટોળીઉં અલ્લાહે સતત સાત રાત અને આઠ દિવસ (સુધી) તેમના પર ચાલુ રાખ્યું, જેથી તું તે લોકોને તેમાં એવી રીતે ઉંધા મોઢે પડેલા જોતે કે જાણે તેઓ ખજુરીના પોકળ થડ હોય.

૮. હવે તને તેમનામાંથી કોઇ બાકી રહેલું નજરે પડે છે?

૯. અને ફિરઔન તથા તેની પૂર્વેના લોકો તથા ઉંધી વળી ગએલી (લૂતની) વસ્તીઓવાળાએ પણ પાપકર્મ કર્યા હતા.

૧૦. અને તેમણે તેમના પરવરદિગારના રસુલની નાફરમાની કરી તો તેણે પણ તેમની ઘણીજ આકરી ધરપકડ કરી.

૧૧. આ અમેજ હતા કે જ્યારે પાણીએ જોશ માર્યો ત્યારે અમોએ તમને હોડીમાં સવાર કરી દીધા:

૧૨. કે જેથી અમે તે (બનાવ) ને તમારા માટે એક યાદગીરી બનાવીએ, અને એક યાદ રાખવાની (યોગ્યતા ધરાવનારા) કાન[૧] તેને યાદ રાખે.

---

૧ તફસીરે હુસેનીમાં લખે છે કે હદીસમાં આવ્યું છે કે નબી સાહેબે હઝરત અલી અ. સ.

૧૩. પછી જ્યારે સૂરમાં એક ફુંક મારવામાં આવશે:

૧૪. અને જમીન તથા પહાડ ઉંચકી લેવામાં આવશે, પછી એકદમ (પરસ્પર અથડાવી) કટકે કટકા કરી દેવામાં આવશે:

૧૫. બસ, એજ દિવસે તે મહાન બનાવ (કયામત) ઉપસ્થિત થશે:

૧૬. અને આકાશ ફાટી જશે, પછી તે દિવસે તે તદ્દન કમજોર થઈ જશે:

૧૭. અને ફરિશ્તાઓ તેમના કાઠાંઓ પર હશે; અને તારા પરવરદિગારના અર્ષ (સિંહાસન)ને તે દિવસે આઠ (ફરિશ્તાઓ) પોતાના (માથા) ઉપર ઉંચકી રાખશે:

૧૮. તે દિવસે તમે (સર્વે અલ્લાહની હજુરમાં) હાજર કરી દેવામાં આવશો, અને તમારો કોઈ ભેદ છુપો રહેશે નહિ.

૧૯. પછી તે શખસ કે જેનું લખાણ તેનાં જમણા હાથમાં આપવામાં આવશે તે તો આ કહેતો હશે કે આવો, મારા લખાણને વાંચો.

૨૦. હું તો ખાત્રી રાખતો હતો કે મારો હિસાબ મને મળશે.

૨૧. પછી તો તે (સ્વર્ગમાં) સુખી જીંદગી ભોગવશે:

૨૨. આલીશાન બાગમાં:

૨૩. કે જેનાં ફળો (ઝુકી જઈ) એકદમ પાસે (થએલાં) હશે.

૨૪. (તેમને કહેવામાં આવશે કે) ભૂતકાળમાં તમે પ્રથમ જે જે કાંઈ કરી ચૂક્યા છો તેના બદલામાં હવે સુખેથી ખાઓ પીઓ.

૨૫. અને રહ્યો તે કે જેનું લખાણ તેના ડાબા હાથમાં આપવામાં આવશે ત્યારે તે કહેશે કે કેવું સારૂં થાત કે મારૂં લખાણજ મને આપવામાં આવ્યું ન હોત:

૨૬. અને મારો હિસાબ શો છે તે પણ મેં જાણ્યું ન હોત!

૨૭. અને મૃત્યુએ (મારો સમુળગો) ફેંસલો કરી નાખ્યો હોત તો ઠીક થાત!

૨૮. (અફસોસ) મારી સંપતિ તો મારા કશા કામમાં ન આવી.

---

ને કહ્યું કે મેં તમારા કાન માટે દુઆ કરી છે કે ખુદાવંદા તું અલીના કાનને "ઓઝોનુન વાએવાહ" એટલે યાદ રાખનારાં કાન બનાવ એટલે આ આયાત નાઝીલ થઇ.

હઝરત અલી અ. સ. ફરમાવે છે કે આ પછી હું કદી પણ કોઇ પણ વાત સાંભળ્યા પછી ભૂલ્યો નથી.

૨૯. મારી સત્તા પણ મારી પાસેથી ચાલી ગઈ.

૩૦. (આજ્ઞા થશે કે) એને પકડો, પછી તેના ગળામાં તોક (સાંકળ) નાખો:

૩૧. પછી તેને જહન્નમમાં હોમી દો:

૩૨. પછી એક એવી સાંકળમાં કે જેની લંબાઇ સિત્તેર હાથની હોય તેને જકડી દો.

૩૩. એજ તે છે કે જે બુઝુર્ગીવાળા અલ્લાહ પર ઈમાન લાવતો ન હતો:

૩૪. અને ન નિરાધારોને ખવડાવવા માટે (લોકોને) ઉત્તેજન આપતો હતો.

૩૫. માટે અહીં આજે ન તેનો કોઇ દિલસોઝ મિત્ર છે:

૩૬. અને ન પરૂના સિવાય (તેનો) કોઈ બીજો ખોરાક:

૩૭. જે ગુન્હેગારો સિવાય અન્ય કોઈ ખાશે નહિ.

રુકુઅ ૨ ૩૮. માટે તે (વસ્તુઓ)ની કસમ કે જે તમે જુઓ છો:

૩૯. અને તેની પણ કે જે તમે જોતા નથી:

૪૦. ખચીતજ આ (કુરઆન) એક માનવંત ફરિશ્તાએ આણેલો સંદેશો છે.

૪૧. અને આ કોઈ કવીના શબ્દો નથી; પણ તમે લોકો ઘણો થોડો વિશ્વાસ રાખો છો.

૪૨. અને ન આ કોઈ જ્યોતિષની (કલ્પીત) વાતો છે; (પરંતુ) તમે લોકો ઘણો થોડો વિચાર કરો છો.

૪૩. આ (કુરઆન) તો તમામ જગતના પરવરદિગાર તરફથી ઉતારવામાં આવ્યું છે.

૪૪. અને જો (રસુલે) અમારી વિરૂદ્ધ કોઇ વાત ઉપજાવી કાઢી હોત:

૪૫. તો અમોએ તેનો જમણો હાથ પકડી લીધો હોત:

૪૬. પછી અમોએ તેની ધોરી રગ જરૂર કાપી નાખી હોત.

૪૭. તો તમારામાંથી કોઈ પણ (અમને) તેમ કરતાં અટકાવી શકયો

ન હોત.

૪૮. અને એમાં શક નથી કે આ (કુરઆન) પરહેઝગારો માટે બોધ છે.

૪૯. અને આ પણ અમે અવશ્ય જાણીએ છીએ કે તમારામાંથી કેટલાક જુઠલાવનારા છે.

૫૦. અને એમા શંકા નથી કે આ (કુરઆન) નાસ્તિકો માટે ખેદ (નું કારણ) છે.

૫૧. અને ખચીતજ આ ખાત્રીપૂર્વક સત્ય છે.

૫૨. માટે (હે રસુલ!) તું તારા મહાન પરવરદિગારના નામની જપમાળ જપ્યા કર.

---

## પ્રકરણ ૭૦ મું.

## સુરતુલ મઆરિજ.

### દરજ્જા.

મક્કામાં ઉતરેલી જેની ૪૪ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. એક માગણી કરનારે આવનારા અઝાબની માગણી કરી: રૂકુઅ ૧

૨. કે જે (અઝાબ) ને નાસ્તિકો ઉપર આવતા કોઈ ટાળી શકનાર નથી:

૩. અલ્લાહ તરફથી કે જે (ફરિશ્તાઓ માટે) પગથીઆ (દરજ્જા) નક્કી કરનારો છે.

૪. કે જે (પગથીઆ) નાં (માર્ગ)દ્વારા ફરિશ્તા તથા રૂહ (જીબ્રાઈલ)

એક દિવસમાં તેની તરફ ચઢી જાય છે કે જે (દિવસ) નો અંદાજે પચાસ હજાર વર્ષનો છે.

૫. હવે તું ઘણીજ સારી રીતે સહન કરતો રહે.

૬. ખચીતજ આ લોકો તો તે (કયામત)ને વેગળી સમજે છે:

૭. અને અમે તેને પાસે જોઇએ છીએ.

૮. જે દિવસે આકાશ પીગળેલા ત્રાંબા જેવું થઈ જશે:

૯. અને પહાડો રંગબેરંગી ઉનના જેવા થઈ જશે:

૧૦. અને (તે દિવસે) કોઈ એક સગો (બીજા) કોઈ સગાને પૂછશે નહિ:

૧૧. જોકે તેઓ એક બીજાને દેખાડવામાં આવશે; અને ગુન્હેગાર એવી ઇચ્છા કરશે કે તે આ દિવસના અઝાબથી બચવા માટે પોતાના છોકરાં દાન તરીકે આપે:

૧૨. તેમજ પોતાની પત્ની તથા ભાઇને પણ;

૧૩. અને પોતાના નિકટના કુટુંબને પણ કે જેના આશ્રય હેઠળ તે હતો:

૧૪. અને ભૂમિ (માત્ર)માં જે સઘળું છે તે પણ, (એવી આશાએ) કે તે તેને તે (અઝાબ)થી બચાવી લે:

૧૫. પણ હરગીઝ તેમ થશે નહિ; તે (જહન્નમની આગ) તો ભયંકર જ્વાળા છે:

૧૬. જે માથાંની ચામડી (બાળીને) ઉડાડી નાખનારી છે:

૧૭. આ (જહન્નમ) તે લોકોને બોલાવતી હશે કે જેમણે (સત્ય-ધર્મ તરફથી) પીઠ ફેરવી અને મોઢું ફેરવ્યું:

૧૮. અને સંપતિનો સંગ્રહ કર્યો, પછી તે (અલ્લાહના માર્ગમાં ખરચ ન કરતાં) સંભાળી રાખી.

૧૯. નિસંશય ઇન્સાન (સ્વભાવે) ઉતાવળો પેદા કરવામાં આવ્યો છે,

૨૦. જ્યારે તેના પર કોઇ સંકટ (આવી) પડે છે ત્યારે ઘણો ગભરાઇ જાય છે:

૨૧. અને જ્યારે તેને કોઈ લાભ પહોંચે છે તો તે (વધુ) લોભ કરવા માંડે છે.

૨૨. સિવાય કે જે નમાઝ પઢનારા છે:

૨૩. કે જે પોતાની નમાઝો પર હુમેશાં કાયમ રહેનારા છે:

૨૪. અને જેમના માલમાં એક નક્કી કરેલો ભાગ હોય છે:

૨૫. માગનારા અને (શરમના કારણે) નહિ માગનારાઓનો.

૨૬. અને જેઓ ફેંસલાના દિવસને સાચો માને છે.

૨૭. અને જેઓ પોતાના પરવરદિગારના અઝાબથી ડરનારા છે.

૨૮. નિસંશય તેમના પરવરદિગારનો અઝાબ એવી વસ્તુ નથી કે તેનાથી નિર્ભય થઈ જવાય.

૨૯. અને જેઓ પોતાની શર્મગાહોનું રક્ષણ કરનારા છે:

૩૦. સિવાય પોતાની પત્નીઓ તથા પોતાની લોંડીઓથી, તો બેશક તેવા લોકો ઠપકાને પાત્ર નથી.

૩૧. પણ જે (લોકો) તે ઉપરાંતની ઇચ્છા કરે તો એવાજ લોકો હદથી વધી જનારા છે:

૩૨. અને જેઓ તેમની અનામતો તથા પોતાના વચનની કાળજી રાખનારા છે:

૩૩. અને જેઓ પોતાની શાક્ષીઓ પર કાયમ રહેનારા છે:

૩૪. અને જેઓ પોતાની નમાઝનું રક્ષણ કરનારા છે.

૩૫. એજ લોકો જન્નતોમાં માન પામેલા હશે.

૩૬. છતાં તે નાસ્તિકોને શું થઇ ગયું છે કે તેઓ તારી આસપાસ રૂકુઅ ૨
દોડી આવી ફરી વળે છે:

૩૭. જમણી બાજુથી તેમ ડાબી બાજુથી નાની નાની ટોળકીઓ બનીને?

૩૮. શું તેઓમાંથી દરેક શખસ એવી ઇચ્છા રાખે છે કે તેને નેઅમતવાળી જન્નતમાં દાખલ કરી દેવામાં આવે?

૩૯. હરગીઝ તેમ નહિ થાય; અમોએ તેમને એવી (ગંદી) વસ્તુથી ઉત્પન્ન કર્યાં છે જે તેઓ જાણે છે.

૪૦. માટે પૂર્વ તથા પશ્ચિમોના પરવરદિગારની કસમ! અમે આ વાત ઉપર જરૂર કાબુ ધરાવીએ છીએ:

૪૧. કે તેમના બદલામાં તેમના કરતાંય બેહતર લોકો લઈ આવીએ, અને (તેમ કરતાં) અમને કોઇ હરાવી શકનાર નથી.

૪૨. માટે તું તેમને છોડી દે કે તેઓ વાતો બનાવતા રહે અને રમતા કુદતા રહે, અહીં સુધી કે તેઓ તે દિવસનો સામનો કરે કે જેનો તેમને વાયદો કરવામાં આવે છે:

૪૩. તે દિવસે તેઓ (પોતપોતાની) કબરોમાંથી નીકળી એવી ઝડપથી નાસતા હશે કે જાણે એક ઝન્ડા તરફ દોડતા જતા (ન) હોય!

૪૪. તેમની આંખો શરમથી ઢળેલી હશે, અને હીણપત તેમના પર પથરાએલી હશે; તે દિવસ એજ હશે કે જેનો તેમને વાયદો કરવામાં આવતો હતો.

---

## પ્રકરણ ૭૧ મું.

## સુરતુન્ નૂહ.

### નૂહ.

મક્કામાં ઉતરેલી જેની ૨૮ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. નિસંશય અમોએ નૂહને તેની કોમ તરફ (એવી આજ્ઞા આપી) મોકલ્યો હતો કે તું તારી કોમ ઉપર દુખઃદાયક અઝાબ આવે તે પહેલાં તેને બીવરાવ.

૨. તેણે કહ્યું કે હે મારી કોમ! નિસંદેહ હું તમારા માટે એક ખુલ્લો ડરાવનારો છું:

૩. તમે અલ્લાહની ઇબાદત કરો, અને તેનાથી ડરતા રહો, અને મારૂં કહેવું માનતા રહો.

૪. (જો એમ કરશો તો) તે તમારા કેટલાક ગુન્હા માફ કરી દેશે, અને તમને એક ઠરાવેલા સમય સુધીની મોહલત આપશે; નિસંશય અલ્લાહે ઠરાવેલો વખત જ્યારે આવી લાગે છે ત્યારે તેને મુલતવી રાખી શકાતો નથી, અગર તમે જાણતા હો તો.

૫. (પછી લોકોએ તેનું કહેવું ન માન્યું ત્યારે નૂહે) અરજ કરી કે હે મારા પરવરદિગાર! મેં મારી કોમને રાત તથા દિવસ (તારી તરફ) બોલાવ્યા કરી:

૬. પણ મારા બોલાવવાનું એ પરિણામ આવ્યું કે (જેટલા વધારે મેં તેમને બોલાવ્યા તેટલા) વધારે તેઓ નાઠા.

૭. અને મેં જ્યારે જ્યારે તેમને આ હેતુ માટે બોલાવ્યા કે તું તેમના ગુન્હા માફ કરે ત્યારે તેઓ પોતપોતાના કાનોમાં આંગળા ખોસતા રહ્યા, અને (મારાથી સંતાવા માટે) પોતાના લુગડાં ઓઢી લીધાં, અને પોતાનીજ વાત પર અડી રહ્યા, અને હદથી વધારે અભિમાન કરતા રહ્યા.

૮. પછી મેં તેમને મોટા અવાજે બોલાવ્યા:

૯. પછી તેમને જાહેર રીતે પણ સમજાવ્યા, અને જોઇએ તેટલું ખાનગી રીતે પણ સમજાવ્યા:

૧૦. અને કહ્યું કે તમે તમારા પરવરદિગારથી ક્ષમા માગો, બેશક તે મહા ક્ષમાવાન છે;

૧૧. તે તમારા માટે આકાશ પરથી પુષ્કળ પાણી વરસાવશે:

૧૨. અને માલ તથા ઓલાદથી પણ તમારી સહાય કરશે, અને તમારા માટે બગીચા ઉત્પન્ન કરશે, અને તમારા માટે નદીઓ વહાવશે.

૧૩. તમને શું થઇ ગયું છે કે તમે અલ્લાહ માટે આદરમાન ધરાવતા નથી?

૧૪. જોકે તેણે તમને જુદી જુદી તરેહના પેદા કર્યા છે.

૧૫. શું તમે આ નથી જોતા કે અલ્લાહે એક ઉપર એક (એમ) સાત આકાશો કેવી રીતે પેદા કર્યાં છે?

૧૬. અને તેમાં ચંદ્રને એક પ્રકાશ બનાવ્યો છે, અને સૂર્યને એક પ્રકાશીત દીવો બનાવ્યો છે.

૧૭. અને અલ્લાહે તમને વનસ્પતિની જેમ જમીનમાંથી ઉગાડયા છે.

૧૮. પછી તે તમને તેમાંજ પાછા ફેરવી દે છે, અને એક વખત (તેમાંથીજ પાછા) તમને કાઢશે.

૧૯. અને અલ્લાહે જમીનને તમારા માટે પાથરણું બનાવી છે:

૨૦. કે જેથી તમે તેના પહોળા પહોળા માર્ગો પર ચાલો ફરો.

રુકુઅ ૨ ૨૧. પછી નૂહે અરજ કરી કે હે મારા પરવરદિગાર! તેમણે મારી નાફરમાની કરી અને તે શખસની તાબેદારી કરી કે જેના માલ તથા ઓલાદે તેનું નુકસાનજ વધાર્યું છે.

૨૨. અને તેઓ મોટી મોટી ચાલબાજીઓ ચાલ્યા.

૨૩. અને તેમણે (માંહોમાંહે) કહ્યું કે તમે તમારા માઅબુદોને તજી દેશો નહિ (યાને) તમે વદ્દ તથા સૂવા (નામની મૂર્તિઓ) ને છોડશો નહિ, તેમજ યગુસ, યઉક તથા નસ્ર (નામની મૂર્તિઓ) ને પણ.

૨૪. અને ખરેજ તેમણે ઘણાઓને ગુમરાહ કર્યાં છે, અને (હે મારા પરવરદિગાર!) તું એ જાલિમોની ગુમરાહીમાં વધારોજ કરજે.

૨૫. (આથી) તેઓ પોતાના ગુન્હાઓના કારણે ડુબાડી દેવામાં આવ્યા, અને જહન્નમમાં નાખી દેવામાં આવ્યા, પછી તેમને અલ્લાહના સિવાય કોઇ મદદગારો મળ્યા નહિ.

૨૬. અને નૂહે અરજ કરી કે હે મારા પરવરદિગાર! પૃથ્વીની સપાટી ઉપર વસનારા નાસ્તિકોમાંથી એકને પણ (બાકી) રહેવા દેજે નહિ.

૨૭. અગર તેં તેમને બાકી રાખ્યા તો નિસંશય તેઓ તારા બંદાઓને ગુમરાહ કરી દેશે, અને તેઓ (માત્ર) બદકાર અને કૃતઘ્નીઓનોજ જન્મ આપશે.

૨૮. હે મારા પરવરદિગાર! તું મને માફ કરી દે અને મારા માબાપને પણ, અને દરેક તે શખસને કે જે ઈમાનની હાલતમાં મારા

ઘરમાં દાખલ થાય, અને સઘળા ઈમાનદાર મરદ તથા સઘળી ઈમાનદાર સ્ત્રીઓને પણ; અને જુલમગારોના સંબંધમાં વિનાશના સિવાય કાંઈજ વધારજે નહિ.

---

## પ્રકરણ ૭૨ મું.

## સુરતુલ જીન્ન.[1]

### જીન્નાત.

**મક્કામાં ઉતરેલી જેની ૨૮ આયતો અને ૨ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) કહે કે મારા તરફ એવી વહી કરવામાં આવી છે કે જીન્નાતોના એક ટોળાંએ (મને કુરઆનની તિલાવત કરતાં) કાન દઈ સાંભળ્યો ત્યારે કહેવા લાગ્યા કે નિસંશય અમોએ એક અજાયબી ભર્યું કુરઆન સાંભળ્યું છે: ૧

૨. કે જે (કુરઆન) નેકી તરફ હિદાયત કરે છે, માટે અમે તેના પર ઈમાન લઈ આવ્યા: અને હવે પછી અમે અમારા પરવરદિગારનો શરીક કોઈને હરગીઝ કરીશું નહિ:

૩. અને અમારા પરવરદિગારની શાન અતિ મોટી છે, તેણે ન કોઈ પત્ની લીધી છે અને ન કોઈ પુત્ર (બનાવ્યો છે).

૪. અને આ કે અમારામાંથી (કેટલાક) મૂર્ખાઓ અલ્લાહની વિરૂદ્ધ વધારે પડતી વાતો કરતા હતા:

---

૧ સુરતુલ અહકાફ (પ્ર. ૪૫ મું) માં કેટલાક જીનો પયગમ્બર સાહેબની તિલાવતે કુરઆન સાંભળી આપ ઉપર ઇમાન લઇ આવ્યા, તેઓએ નબી સાહેબ પાસેથી ઈસલામનું જ્ઞાન મેળવી અને પોતાની કોમમાં જે શબ્દોમાં ઇસલામની સમજ આપી તેનું વર્ણન આ પ્રકરણમાં છે.

૫. અને એમ સમજતા હતા કે માણુસ તથા જીન અલ્લાહની વિરૂદ્ધ હરગીઝ જૂઠું બોલી શકે નહિ:

૬. અને નિસંશય માણુસોમાંથી કેટલાક જીન્નાતોમાંથી કેટલાકોનો આશ્રય લેતા હતા[1] જેથી તેમણે તેમની જુલમ વૃતિમાં વધારોજ કર્યો.

૭. અને ખચીતજ તેઓ પણ એવું ધારતા હતા જેવું કે તમે ધારો છો કે અલ્લાહ હરગીઝ કોઈને (પાછા) ઉઠાડશે નહિ:

૮. અને ખરેજ જ્યારે અમે આકાશોને અડકવા ગયા તો તેને અમોએ મહા શક્તિવાન ચોકીદારો તથા બળતા તારાઓથી ભરપૂર દીઠો.

૯. અને અમે (રસુલુલ્લાહ સ. અ. વ. ની) અગાઉ તો (આકાશી વાતો) સાંભળવા માટે તેના કેટલાક ભાગોમાં જઇ બેસતા હતા, પણ હવે જો કોઈ સાંભળવા માગે તો તેના ઘાતમાં તૈયાર રહેલી એક જ્વાળા નિહાળે છે.

૧૦. અને અમે (આ વ્યવસ્થાથી) એ પણ જાણુતા નથી કે જે લોકો પૃથ્વીમાં છે તેમના માટે નુકસાનનો ઈરાદો રાખવામાં આવ્યો છે અથવા તેમના પરવરદિગારે તેમના સંબંધમાં કોઇ લાભનો ઈરાદો રાખ્યો છે.

૧૧. અને અમારામાંથી કેટલાક તો નેક છે અને અમારામાંથી કેટલાક તેના સિવાય (યાને ગુન્હેગાર); અમારામાંજ જુદા જુદા માર્ગે ચાલનારા કેટલાય ફિર્કો છે.

૧૨. અને અમને પણ ખાત્રી છે કે અમે અલ્લાહને ન જમીનમાં પરાજીત કરી શકીશું અને ન નાસી જઇને તેને લાચાર કરી શકીશું.

૧૩. અને અમોએ જ્યારે હિદાયત સાંભળી ત્યારે તેના પર ઈમાન લાવ્યા; પછી જે પોતાના પરવરદિગાર પર ઈમાન લાવ્યો તો તેને ન કોઇ નુકસાનનો ભય છે અને ન અન્યાય (થવા) નો:

૧૪. અને અમારામાંથી કેટલાકો ફરમાબરદાર અને અમારામાંથી કેટલાકો નાફરમાન છે; પછી જે કોઈ આધીન થયો તો એવાજ લોકોએ સન્માર્ગ શોધી કાઢયો.

---

૧ અહીં અજ્ઞાનતાના સમયમાં નાસ્તિકોના એક રિવાજ તરફ ઇશારો છે. તેઓ જ્યારે મુસાફરીમાં કોઇ જગ્યાએ વાસો કરતાં તો કહેતા કે અમે આ જગ્યાના જીન સરદારનો આશ્રય માગીએ છીએ.

૧૫. અને રહ્યા નાફરમાન, તો તેઓજ જહન્નમનું બળતણ બનશે:

૧૬. અને અગર તેઓ સન્માર્ગ પર કાયમ રહેતે તો અમે તેમને પુષ્કળ પાણી પાતે:

૧૭. કે જેથી અમે તેમાં તેમની અજમાયશ કરીએ; અને જે શખસ પોતાના પરવરદિગારની યાદથી મોઢું ફેરવી લેશે તો તે તેને સખત અઝાબમાં નાખી દેશે:

૧૮. અને સિજદાના સ્થાનો (મસજીદો) અલ્લાહને માટેજ ખાસ છે, જેથી (તેમાં) અલ્લાહની સાથે બીજા કોઇને પોકારો નહિ:

૧૯. અને જ્યારે તે અલ્લાહનો બંદો (મોહમ્મદ સ. અ. વ.) તેની પાસે દુઆ કરવા માટે ઉભો થઈ જાય છે તો લોકો (તેને ઘેરી લઈ લગભગ) વળગી પડે છે.

૨૦. (હે રસુલ!) કહે કે હું તો માત્ર મારા પરવરદિગારનેજ પોકારૂં છું, (અને) બીજા કોઇને તેનો શરીક બનાવતો નથી. રૂકુઃ ૨

૨૧. કહે કે હું તમારા માટે ન નુકસાનનો અધિકાર ધરાવું છું અને ન લાભનો.

૨૨. કહે કે અલ્લાહ (ના અઝાબ)થી મને હરગીઝ કોઈ શખસ બચાવી શકતો નથી, અને તેના સિવાય મને કયાંય આશરો પણ મળી શકતો નથી.

૨૩. (પણ મારો બચાવ માત્ર એમાંજ છે) કે હું અલ્લાહની તરફથી (હુકમો) પહોંચાડી દઉં અને તેના સંદેશા પણ; અને જે કોઇ અલ્લાહ તથા તેના રસુલની નાફરમાની કરશે તો નિસંદેહ તેના માટે જહન્નમની આગ છે, જેમાં તે સદાને માટે રહેશે.

૨૪. અહીં સુધી કે જ્યારે તેઓ તેને નિહાળશે કે જેનો તેમને વાયદો કરવામાં આવતો હતો તો તેઓ આ તરત સમજી લેશે કે કોના મદદગાર નબળા છે, અને સંખ્યાના પ્રમાણમાં કોણ વધારે ઓછા છે.

૨૫. કહે કે જેનો તમને વાયદો કરવામાં આવે છે તે ઘણો પાસે છે કે મારો પરવરદિગાર તેની મુદ્દત વધારી દેશે તે હું જાણતો નથી.

૨૬. ગેબનો જાણનાર એજ છે, અને તે પોતાના ગેબ પર કોઇને

વાકેફ કરતો નથી:

૨૭. સિવાય તે શખસને કે જેને રસુલોમાંથી (ઈલ્મે ગેબ માટે) ચૂંટી કાઢે, કારણ કે નિસંશય તે તેની આગલી બાજુએથી તથા તેની પાછલી બાજુએથી ચોકીદારો નીમી દે છે:

૨૮. કે જેથી તે જાણી લે કે તેમણે પોતાના પરવરદિગારના પયગામ પહોંચાડી દીધા છે; અને જે કાંઇ તેમની પાસે છે તે સઘળું તે (નું જ્ઞાન) ઘેરી રાખે છે, અને સઘળી વસ્તુઓની સંખ્યા તે નોંધી રાખે છે.

---

પ્રકરણ ૭૩ મું.

## સુરતુલ મુઝઝમ્મીલ.

### વીંટળાએલો.

મકકામાં ઉતરેલી જેના ૨૦ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે ચાદરમાં વીંટળાએલા (રસુલ)!

૨. તું રાત્રે (નમાઝ માટે) ઉઠયા કર પણ થોડો (વખત):

૩. (અર્થાત) અર્ધી રાત અથવા તેથી પણ કાંઈ ઓછું કરી દે.

૪. અથવા તે પર કાંઈ વધારી લે અને કુરઆનને યોગ્ય (સ્પષ્ટ) રીતે પઢ.

૫. નજીકમાંજ અમે તારા પર એક ભારે હુકમનો બોજો નાખીશું.

૬. નિસંશય રાતનું ઉઠવું (મનોવિકારને) ઘણી સખત (રીતે) છુંદી નાખનાર છે, અને શુદ્ધ સ્પષ્ટ ઉચ્ચાર કરવામાં વધારે સહાય કરે છે.

૭. નિસંશય તારા માટે દિવસમાં લાંબો રોકાણો રહે છે.

૮. માટે (રાત્રીના સમયે) તું તારા પરવરદિગારના નામનું રટણ કર્યા કર, અને સર્વ રીતે તેનોજ થઇને તેનુંજ ધ્યાન ધર.

૯. તે પૂર્વ તથા પશ્ચિમનો માલીક છે, તેના સિવાય કોઇ માઅબુદ નથી, માટે તું તેનેજ (તારો) કાર્યસાધક બનાવી લે.

૧૦. અને તે લોકો જે કાંઇ કહે છે તેના પર સબર કર, અને યોગ્ય રીતે તેમનો સહવાસ છોડી દે.

૧૧. અને જુઠલાવનારા ધનવાનોથી બદલો લેવાનું મારા ઉપર છોડી દે, અને તેમને થોડીક મોહલત આપ.

૧૨. નિસંશય અમારી પાસે ભારે ભારે બેડીઓ છે અને બાળી નાખનારી આગ પણ:

૧૩. અને ગળામાં ફસી જનાર ખોરાક અને દુ:ખદાયક અઝાબ પણ:

૧૪. (તે દિવસ કે) જે દિવસે પૃથ્વી તથા પહાડ ધ્રુજવા લાગશે અને પર્વતો વિખરાએલી રેતીના ઢગ થઇ જશે.

૧૫. નિસંશય અમોએ તમારા તરફ એક રસુલ તમારી સ્થિતિની શાક્ષી આપનાર તરીકે મોકલ્યો છે, જેવી રીતે કે અમોએ ફિરઔનની તરફ રસુલ મોકલ્યો હતો.

૧૬. પણ ફિરઔને તે રસુલની નાફરમાની કરી હતી, જેથી અમોએ તેની ઘણી સખત ધરપકડ કરી.

૧૭. માટે અગર તમોએ નાસ્તિકપણું કર્યું તો તમે તે દિવસથી કેવી રીતે બચશો કે જે બાળકોને વૃદ્ધ કરી દેશે:

૧૮. અને તે દિવસે આકાશ ફાટી પડશે, અને તેનો વાયદો પૂર્ણ થઇને રહેશે.

૧૯. નિસંશય આ એક નસીહત છે, માટે જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો માર્ગ ગ્રહણ કરે.

૨૦. (હે રસુલ!) નિસંશય તારો પરવરદિગાર જાણે છે કે તું અને જેઓ તારી સાથે છે તેમનું એક ટોળું રાત્રીના બે તૃતિયાંશની લગભગ અને કદી અર્ધી રાત સુધી અને કદી એક તૃતિયાંશ રાત સુધી નમાઝ પઢતું રહેતું હોય છે; અને રાત તથા દિવસનું પ્રમાણ

અલ્લાહજ નક્કી કરે છે; તે આ પણ જાણે છે કે તમે તેનો અંદાજો કરી શકતા નથી, જેથી તે (પોતાની મહેરબાની સાથે) તમારી તરફ રજુ થયો, માટે કુરઆનમાંથી જેટલું બની શકે તેટલું પઢયા કરો; તે આ પણ જાણે છે કે તમારામાંથી કેટલાકો જરૂર માંદા હશે, અને બીજા થોડાક અલ્લાહની કૃપા (રોજી) મેળવવા માટે મુસાફરીમાં હશે, અને બીજા થોડાક અલ્લાહની રાહમાં લડતા હશે, માટે તેમાંથી જેટલું બની શકે તેટલું પઢયા કરો, અને નમાઝ પઢતા રહો તથા ઝકાત આપતા રહો, અને અલ્લાહને "કર્ઝે હસના" આપ્યા કરો; અને જે પણ નેકી તમે તમારી જાત (ના લાભ) માટે પ્રથમથી મોકલશો તે અલ્લાહ પાસે પામશો, (જે આલોકના માટે પણ) ઉત્તમ છે, અને (આખેરતના બદલા રૂપે) મહાન છે, અને અલ્લાહથી ક્ષમા માગ્યા કરો; બેશક અલ્લાહ મોટો માફ કરનાર (અને) મહા દયાવાન છે.

---

## પ્રકરણ ૭૪ મું.

## સુરતુલ મુદ્દસ્સિર.

## કામળી ઓઢેલો.

મક્કામાં ઉતરેલી જેની ૫૬ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. હે તું (વહીની હેબતથી) કામળી ઓઢેલા (રસુલ)!
૨. ઉઠ અને (લોકોને) બીવરાવ.
૩. અને તારા પરવરદિગારની મોટાઈ વર્ણવ.
૪. અને તારા લુગડાં પાક કરી નાખ.

૫. અને નાપાકીનો ત્યાગ કર.

૬. અને વધારે મેળવવાની આશાએ ઉપકાર ન કર.

૭. અને તારા પરવરદિગાર(ની ખુશી મેળવવા) માટે સહન કરઃ

૮. કારણ કે જ્યારે સૂર ફુંકવામાં આવશે:

૯. ત્યારે તે દિવસ એક સખત દિવસ હશે:

૧૦. નાસ્તિકો માટે તે આસાન નહિ હોય.

૧૧. મેં જેને એકલો પેદા કર્યો છે તેની સાથે મને ભોગવી લેવા દે:

૧૨. અને તેને મેં પુષ્કળ દોલત આપી:

૧૩. અને નજર સામે રહેનારા પુત્રો આપ્યા:

૧૪. અને તેના મામલા વ્યવસ્થિત કરી દીધા:

૧૫. છતાં તે એવી લાલચ રાખે છે કે હું હજી પણ તેમાં વધારો કરૂં!

૧૬. હરગીઝ એમ નહિ થાય; બેશક તે અમારી નિશાનીઓનો વિરોધી છે.

૧૭. નજીકમાંજ હું તેને ઉંચી ઉંચાઈ પર ચઢાવીશ (અર્થાત સખત શિક્ષામાં સપડાવીશ).

૧૮. નિસંશય તેણે વિચાર કર્યો અને અંદાજો બાંધ્યો:

૧૯. માટે તેનો નાશ થાઓ, તેણે કેવો અંદાજો કર્યો!

૨૦. પછી પણ તેનો નાશ થાઓ, તેણે કેવો અંદાજો કર્યો!

૨૧. પછી તેણે આસપાસ જોયું:

૨૨. પછી તેણે ભ્રકુટી ચઢાવી અને મોઢું બગાડયું:

૨૩. પછી પીઠ ફેરવી અને ગર્વ કર્યો:

૨૪. પછી બોલ્યો કે આ (કુરઆન) કાંઇ નથી કિંતુ જાદુ કે જે અગાઉથી (થતો) ચાલ્યો આવ્યો છે:

૨૫. આ કાંઈજ નથી પણ કોઈ માનવીનું કથન છે.

૨૬. નજીકમાંજ હું તેને જહન્નમમાં હોમી દઇશ.

૨૭. અને તને શી ખબર કે જહન્નમ શું છે?

૨૮. તે ન કોઈ વસ્તુ બાકી રાખે છે ન છોડી દે છે:

૨૯. માણસને બાળી ભસ્મ કરી દેનારી છે.

૩૦. તેના પર ઓગણીસ (ફરિશ્તા) છે.

૩૧. અને અમોએ જહન્નમના રખેવાળો ફરિશ્તાઓ સિવાય (બીજા કોઇને) બનાવ્યા નથી, અને અમોએ તેમની ગણત્રી એટલા માટે નકકી કરી છે કે નાસ્તિકો માટે તે અજમાયશ થાય કે જેથી તે લોકોને કે જેમને કિતાબ આપવામાં આવી છે ખાત્રી થઈ જાય, અને જે ઈમાન લાવ્યા છે તેમનું ઇમાન વધુ વધી જાય, અને જેમને કિતાબ આપવામાં આવી છે તેઓ તથા ઇમાન લાવનારાઓ શંકા ન કરે, અને જેથી તે લોકો કે જેમના અંતઃકરણોમાં (દોગલાપણાનો) રોગ છે તેઓ તથા નાસ્તિકો કહેવા લાગે કે અલ્લાહે આ દાખલાથી શો હેતુ રાખ્યો છે? આવી રીતે અલ્લાહ જેનાથી ચાહે છે હિદાયતની તૌફીક ખુંચવી લે છે, અને જેને ચાહે છે હિદાયત આપે છે; અને તારા પરવરદિગારનું લશકર તેના સિવાય કોઇ નથી જાણતું, અને આ (વાતો) કાંઈજ નથી પણ મનુષ્ય માત્ર માટે નસીહત છે.

૩૨. હરગીઝ નહિ, કસમ છે ચંદ્રની:

૩૩. અને રાતની જ્યારે કે તે વિદાય થાય છે:

૩૪. અને કસમ છે પ્રભાતના સમયની જ્યારે કે તે પ્રકાશી ઉઠે છે.

૩૫. નિસંશય તે (જહન્નમ) મહાન મુસીબતો માંહેની એક છે;

૩૬. મનુષ્યોને બીવરાવનારી:

૩૭. (ખાસ કરીને) તેના માટે કે જે તમારામાંથી (નેકીમાં) આગળ વધી જવા ચાહે અથવા (બુરાઇથી) પાછળ રહી જવા ચાહે.

૩૮. દરેક વ્યકિત તે જે કાંઇ કરી ચુકી છે તેના સંબંધમાં ગીરવી (મુકાએલી) છે:

૩૯. સિવાય જમણા હાથવાળાઓ કે જેમના કર્મના લેખ તેમના જમણા હાથમાં આપવામાં આવ્યા હશે:

૪૦. તેઓ જન્નતમાં હશે અને એક બીજાને પુછતા હશે:

૪૧. ગુન્હેગારોના સંબંધમાં (અને ખુદ ગુન્હેગારોને):

૪૨. કે કઈ વસ્તુએ તમને જહન્નમમાં લાવી દીધા છે?

૪૩. તેઓ કહેશે કે અમે નમાઝીઓ માંહેના ન હતા:

૪૪. અને અમે નિરાધારોને ખાવાનું પણ ખવડાવતા ન હતા:

૪૫. અને જેઓ નિરર્થક બકવાસ કરતા હતા તેમની સાથે અમે પણ નિરર્થક બકવાસ કરતા હતા:

૪૬. અને અમે ફેંસલાના દિવસને જુઠલાવતા હતા:

૪૭. અહીં સુધી કે અમને મૃત્યુ આવી લાગ્યું.

૪૮. માટે હવે શફાઅત કરનારાઓની શફાઅત તેમનાં કાંઇ કામમાં નહિ આવે.

૪૯. ત્યારે તેમને શું થઇ ગયું છે કે તેઓ નસીહતથી એવી રીતે મોઢું ફેરવી લે છે:

૫૦. કે જાણે તેઓ ભડકી ઉઠનારા ગધેડા હોય:

૫૧. જે સિંહથી ભડકી નાસી છુટ્યા હોય.

૫૨. વાત આ છે કે તેઓમાંથી દરેક જણ આ ચાહે છે કે દરેકને ખુલ્લી કિતાબો આપવામાં આવે.

૫૩. (પરંતુ) તેમ હરગીઝ નહિ થાય; બલ્કે તેઓ આખેરતથીજ નથી ડરતા.

૫૪. હરગીઝ એમ નહિ થાય, નિસંશય આ (કુરઆન) એક નસીહત. છે.

૫૫. માટે જે ચાહે તે તેનું ચિંતવન કરે.

૫૬. પણ અલ્લાહ નહિ ચાહે તે સિવાય તેઓ ચિંતવન કરનાર નથી, તે (અલ્લાહ) યોગ્ય છે કે તેનાથીજ ડરવામાં આવે અને એજ ક્ષમા કરવાની યોગ્યતા ધરાવે છે.



## પ્રકરણ ૭૫ મું.

# સુરતુલ કિયામહ.

## કયામત.

મક્કામાં ઉતરેલી જેની ૪૦ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ ખાઉં છું હું કયામતના દિવસની:

૨. અને કસમ ખાઉં છું (ગુન્હાઓથી) ડંખનારા અંતઃકરણની:

૩. શું ઇન્સાન એમ ધારે છે કે અમે તેનાં હાડકાં (કબરમાં સડી ગયા પછી) ભેગાં નહિ કરીએ?

૪. અલબત્ત! અમે તે ઉપર કાબુ ધરાવીએ છીએ કે તેની આંગળીઓનાં ટેરવાં (વટીક પાછા) સરખાં કરી દઈએ.

૫. પણ વાત આ છે કે મનુષ્ય ઇચ્છે છે કે ભવિષ્યમાં બનનારા બનાવોને પણ જુઠલાવે.

૬. પુછે છે કે કયામતનો દિવસ કયારે આવશે?

૭. પછી જ્યારે આંખો અંજાઈ જશે:

૮. અને ચંદ્રને ગ્રહણ લાગી જશે:

૯. અને સૂર્ય તથા ચંદ્ર ભેગાં કરી દેવામાં આવશે:

૧૦. તે દિવસે મનુષ્ય કહેશે કે હવે નાસવાની જગ્યા કયાં છે?

૧૧. ખાત્રીથી જાણો કે કોઈ આશ્રયનું સ્થાન નહિ હોય.

૧૨. તે દિવસે આશ્રય લેવાની જગ્યા તો માત્ર તારા પરવરદિગારની પાસેજ હશે.

૧૩. તે દિવસે મનુષ્યને તે સર્વે કાંઈ જણાવવામાં આવશે કે જે તેણે અગાઉ મોકલ્યું અને પાછળ[1] મૂકયું હશે.

૧૪. બલ્કે મનુષ્ય પંડે પોતાનો પૂરાવો હશે:

૧૫. પછી ભલેને તે પોતાના (ગુન્હાઓના) બહાના રજુ કર્યા કરે.

૧૬. (હે રસુલ!) તું તારી જીભ તે (વહી)ની સામે એવા હેતુથી ન હલાવ કે જેથી તેને જલદીથી આટોપી લે.

---

૧ બીજાઓને અનુકરણ કરવા માટે સદ્દકરણીના ચિન્હો.

૧૭. નિસંશય તેનું ભેગું કરવું અને તેનું પઢાવવું અમારા માથે છે.

૧૮. પછી જ્યારે અમે તેને (જીબ્રઈલ દ્વારા) પઢાવી રહીયે ત્યારે તે વાંચનનું અનુકરણ કરજે.

૧૯. પછી તેનું સમજાવી દેવું પણ અમારા માથે છે.

૨૦. હરગીઝ નહિ, (બહાનું વ્યર્થ છે) વાત આ છે કે તમે લોકો ક્ષણભંગૂર સંસારના ચાહનારા છો:

૨૧. અને આખેરતને ત્યાગી બેસો છો.

૨૨. તે દિવસે કેટલાક ચહેરા તો ચમકતા હશે:

૨૩. પોતાના પરવરદિગાર (ની નેઅમતો) તરફ એકી ટશે નિહાળતા હશે.

૨૪. અને કેટલાક ચહેરા તે દિવસે શોકાતુર હશે:

૨૫. અને એવું ગુમાન કરતા હશે કે કેડ ભાંગી નાખનારી મુસીબત તેમના પરજ પડશે.

૨૬. એટલુંજ નહિ, (બલ્કે) જ્યારે તે (શ્વાસ) ગળા સુધી આવી પહોંચશે:

૨૭. અને કહેવામાં આવશે કે કોઈ જંતર મંતર કરનાર છે?

૨૮. અને તે (મરનાર)ને ખાત્રી થઈ જશે કે હવે વિજોગ આવી લાગ્યો છે:

૨૯. અને (મૃત્યુની સખતાઇથી) પીંડળી પર પીંડળી ચઢી જશે:

૩૦. તે દિવસે તારા પરવરદિગાર તરફજ (સર્વેની) કુચ થશે.

૩૧. છતાં તેણે ન સત્યનો સ્વીકાર કર્યો ન નમાઝ પઢી: રૂકુઅ

૩૨. બલ્કે જુઠલાવ્યા કર્યું, અને (ઈમાનથી) મોઢું ફેરવ્યા કર્યું: ૨

૩૩. પછી તે પોતાના બાલબચ્ચાં તરફ હેકડાતો ગયો.

૩૪. અફસોસ છે તારા માટે, ફરી પણ અફસોસ છે:

૩૫. પછી પણ અફસોસ છે તારા માટે, ફરી પણ અફસોસ છે.

૩૬. શું મનુષ્ય એમ ધારે છે કે તેને વગર તપાસે અમસ્તો છોડી દેવામાં આવશે?

૩૭. શું તે વીર્યનું એક બિંદુ ન હતો, જે (ગર્ભસ્થાનમાં) નાખવામાં

આવ્યું હતું ?

૩૮. પછી તે બાઝી ગએલું લોહી બની ગયું, પછી તેણે તેનો ઘાટ ઘડયો, પછી તેને સંપુર્ણ (માનવી) કરી નાખ્યો.

૩૯. પછી તેમાંજ બે જાતો પેદા કરી (યાને) નર અને માદા.

૪૦. તો શું તે (અલ્લાહ) આ ઉપર કાબુ ધરાવતો નથી કે મુડદાને સજીવન કરે ?

---

## પ્રકરણ ૭૬ મું.

## સુરતુદ્દ દહ્ર.

### કાળ.

મકકામાં ઉતરેલી જેની ૩૧ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

રૂકુઅ ૧ ૧. શું મનુષ્ય ઉપર એક એવા કાળની મુદ્દત પસાર નથી થઈ કે જે દરમિયાન તે કોઇ વર્ણવવા જોગ વસ્તુજ ન હતો ?

૨. બેશક અમોએ મનુષ્યને (સ્ત્રી પુરૂષના) મિશ્રીત વીર્યથી પેદા કર્યો કે (જેથી) અમે તેને અજમાવીએ, પછી અમોએ તેને સાંભળનાર, જોનાર બનાવી દીધો.

૩. નિસંશય અમોએ તેને (યોગ્ય) માર્ગ દેખાડી દીધો, પછી (ભલેને) તે ઉપકાર માનનારો થાય કે અનુપકારી.

૪. નિસંશય અમોએ (સત્યનો) ઈનકાર કરનારાઓ માટે બેડીઓ તથા તોક તથા ભડભડતી આગ તૈયાર કરી રાખી છે.

૫. નિસંશય સદાચારી લોકો તે પ્યાલામાં પીએ છે કે જેમાં કપુરનું

મિશ્રણ છે.

૬. (તે) એક એવું ઝરણું છે કે જેમાંથી અલ્લાહના (ખાસ) બંદા પીએ છે (અને) જોઇએ તેવી રીતે તેઓ તેને વહેવડાવે છે.

૭. (દરેક) માનતાઓને તેઓ પરિપૂર્ણ કરે છે, અને તે દિવસથી બીએ છે કે જેની સખ્તાઈ ઘણાં લાંબા અને પહોળા વિસ્તારમાં ફેલાએલી હશે.

૮. અને નિરાધાર તથા અનાથ તથા કેદીને (પોતાની) ખાહેશ છતાં ખાવાનું ખવડાવે છે.

૯. (અને કહે છે કે) અમે કેવળ અલ્લાહની ખુશી માટેજ તમને ખવડાવીએ છીએ, તમારાથી અમે ન કોઈ બદલો માગીએ છીએ અને ન ઉપકાર.

૧૦. નિસંશય અમે તો અમારા પરવરદિગારથી તે દિવસનો ખોફ કરીએ છીએ કે જે ભયંકર અને દુઃખદાયક હશે.

૧૧. પછી અલ્લાહ તેમને તે દિવસની સખ્તાઈથી બચાવી લેશે અને તેમ(ના ચહેરા)ને તાજગી તથા પ્રફુલ્લતા અર્પણ કરશે.

૧૨. અને તેમણે ધીરજ ધરી છે તે કારણે તે તેમનો બદલો—જન્નત અને રેશમી પોષાક—અર્પણ કરશે.

૧૩. તેઓ તે (જન્નતો)માં સિંહાસનો પર તકીયા લગાડી બેઠા હશે, તેમાં તેઓ ન ઘણો તાપ અનુભવશે અને ન ઘણી ટાઢ.

૧૪. અને તે (જન્નત)ના વૃક્ષોની છાયા તેમના પર ઝુકેલી હશે, અને ફળોની લૂમો જોઇએ તેટલી તેમની પાસે કરી દેવામાં આવશે.

૧૫. અને તેમની સામે ચાંદીની સુરાહીઓમાં દોર ચાલશે, અને એવા જામોમાં પણ કે જે બિલ્લોરના હશે.

૧૬. પારદર્શક જામો કે જે ચાંદીના બનેલા હશે જેનો (સ્વર્ગવાસીઓની જરૂરીયાત પ્રમાણેનો પીવડાવનારાઓએ) યોગ્ય અંદાજ કરી લીધો હશે.

૧૭. અને તે (જન્નત)માં તે (જન્નતવાસી)ઓને એવા પ્યાલા પીવડાવવામાં આવશે કે જેમાં સૂંઠનું મિશ્રણ હશે:

૧૮. તે (જન્નત)ના તે ઝરણાંમાંથી કે જેનું નામ સલસબીલ રાખવામાં આવ્યું છે.

૧૯. અને તેમની પાસે નિરંતર સમાન વયમાં રહેનારા છોકરા આંટા ફેરા ખાતા રહેશે; જ્યારે (હે મનુષ્ય!) તું તેમને જુએ તો તું તેમને અહીં તહીં વિખરાએલા મોતી છે એમ ધારી લેશે.

૨૦. અને જ્યારે તું ત્યાં નજર ઉઠાવીને જોશે તો (અસંખ્ય) નેઅમતો અને મહાન સલ્તનત તું નિહાળશે.

૨૧. તેમના ઉપરના વસ્ત્રો ઝીણા લીલા રેશમી અને કિનખાબના હશે, અને તેમને ચાંદીના કંકણુ પહેરાવવામાં આવશે, અને તેમનો પાલનકર્તા તેમને પાક પીણું પીવડાવશે.

૨૨. (અને તેમને કહેવામાં આવશે કે) બેશક આ તમારો બદલો છે, અને તમારા પ્રયત્નોની કદર કરવામાં આવી છે.

રૂકુઅ ૨ ૨૩. (હે રસુલ!) નિસંશય અમોએ તારા ઉપર આ કુરઆન કટકે કટકે ઉતાર્યું છે.

૨૪. માટે તું તારા પરવરદિગારના હુકમની ધીરજથી રાહ જો, અને તેઓમાંથી કોઈ ગુન્હેગાર અથવા અનુપકારીનું કહેવું ન માન.

૨૫. અને તું સવાર સાંજ તારા પરવરદિગારનું નામ લેતો રહે.

૨૬. અને રાત્રીના કોઇ ભાગમાં તેને સિજદો કર, તથા રાત્રીમાં લાંબો વખત તેની તસ્બીહ પઢ્યા કર.

૨૭. નિસંશય આ લોકો આ ક્ષણભંગૂર (દુનિયા)ને દોસ્ત રાખે છે, અને ભારે દિવસને પોતાની પાછળ મૂકી દે છે.

૨૮. અમોએ તેમને પેદા કર્યા અને અમોએજ તેમનાં બાંધા મજબુત કરી દીધા, અને જ્યારે અમે ચાહીએ ત્યારે તેમની જગ્યાએ (તેમને બદલી) તેમના જેવા બીજા લઈ આવીએ.

૨૯. નિસંદેહ આ (કુરઆન) એક નસીહત છે, માટે જે ચાહે તે પોતાના પરવરદિગાર તરફનો પહોંચવાનો માર્ગ ગ્રહણ કરી લે.

૩૦. અને જ્યાં સુધી અલ્લાહની મરજી નહિ હોય તમે (એવું) ચાહશોજ નહિ, નિસંશય અલ્લાહ મહા જ્ઞાનિ (અને) હિકમતવાળો છે.

૩૧. જેને ચાહે છે પોતાની રહેમત (કૃપા)માં દાખલ કરી લે છે; અને જુલમગારો માટે તેણે દુ:ખદાયક શિક્ષા તૈયાર કરી રાખી છે.

---

## પ્રકરણ ૭૭ મું.

## સુરતુલ મુર્સલાત.

### રસુલ.

**મક્કામાં ઉતરેલી જેની ૫૦ આયતો અને ૨ રૂકુઅ છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે તે (વાયુ)ઓની કે જે (લોકોના મનને) પ્રફુલ્લ બનાવવા માટે મોકલવામાં આવે છે: રૂકુઅ ૧

૨. પછી કસમ છે તે (વાયુ)ઓની કે જે સખ્તાઇથી ફુંકાય છે:

૩. અને કસમ છે તે (વાયુ)ઓની કે જે (વાદળાંઓને યોગ્ય રીતે) ફેલાવી દે છે:

૪. પછી જે વાદળાંઓને યોગ્ય રીતે વીખેરી નાખે છે:

૫. પછી કસમ છે વહી લાવનારા (ફરિશ્તા)ઓની:

૬. દલીલો પૂર્ણ કરવા અથવા બીવરાવવા માટે:

૭. બેશક જે (કયામત)નો તમને વાયદો કરવામાં આવે છે તે બચીતજ થઇને રહેનાર છે.

૮. પછી જ્યારે તારાઓ નિસ્તેજ થઈ જશે:

૯. અને જ્યારે આકાશ ફાડી નાખવામાં આવશે:

૧૦. અને જ્યારે પહાડ ચૂરેચૂરા થઇ ગએલા દેખાશે:

૧૧. અને જ્યારે રસુલો ઠરાવેલા વખતે ભેગા કરવામાં આવશે:

૧૨. (આ બધું) કયા દિવસ ઉપર મુલતવી રાખવામાં આવ્યું છે?

૧૩. ફેંસલાના દિવસ માટે.

૧૪. અને તું શું સમજ્યો કે ફેંસલાનો દિવસ શું છે?

૧૫. તે દિવસે જુઠલાવનારાઓની બૂરી દશા થશે.

૧૬. શું અમોએ આગલાઓનો નાશ નહિ કર્યો?

૧૭. પછી પાછલાઓને તેમની પાછળ લગાડી દઈશું.

૧૮. અમે ગુન્હેગારો સાથે એવુંજ (વર્તન) ચલાવીએ છીએ.

૧૯. તે દહાડે જુઠલાવનારાઓની બૂરી દશા થશે.

૨૦. શું અમોએ તમને એક તુચ્છ પાણીથી પેદા નથી કર્યા?

૨૧. પછી અમોએ તેને એક સુરક્ષિત સ્થાન (ગર્ભ)માં રાખ્યું:

૨૨. એક ઠરાવેલા સમય સુધી:

૨૩. પછી અમોએ તેને એક પ્રમાણસર બનાવ્યો, તો અમે કેવા ઉત્તમ પ્રમાણસર બનાવનારા છીએ!

૨૪. તે દિવસે જુઠલાવનારાઓની બૂરી દશા થશે.

૨૫. શું અમોએ પૃથ્વીને પૂરતી બનાવી નથી:

૨૬. જીવતા તથા મરણ પામેલાઓ(ના સમાસ) માટે?

૨૭. અને અમોએ તેમાં ઉંચા (ઉંચા) પહાડ કાયમ કર્યા અને અમોએ તમને મીઠું પાણી પીવડાવ્યું.

૨૮. તે દિવસે જુઠલાવનારાઓની બૂરી દશા થશે.

૨૯. (તેમને કહેવામાં આવશે કે) જે (અઝાબ)ને તમે જુઠલાવ્યા કરતા હતા તે તરફ ચાલો.

૩૦. ત્રણ શાખાવાળી (આગની) છાયા તરફ ચાલો:

૩૧. જેમાં ન ટાઢક છે, અને ન તે આગની ઝાળથી બચાવી લેતી હશે.

૩૨. મોટા મોટા ઘર જેવડા અંગારા ફેંકતી હશે:

૩૩. જાણે કે તે પીળા ઉંટ (ન) હોય!

૩૪. તે દિવસે જુઠલાવનારાઓની માઠી દશા થશે.

૩૫. એજ તે દિવસ છે કે (ગુન્હેગારો હેબતના માર્યા) બોલી પણ નહિ શકે.

૩૬. અને ન તેમને રજા આપવામાં આવશે કે તેઓ બહાના રજુ કરે.

૩૭. તે દિવસે જુઠલાવનારાઓની માઠી દશા થશે.

૩૮. એજ તો ફેંસલાનો દિવસ છે, અમોએ તમને તથા (તમારી) આગળનાઓને ભેગાં કરી લીધા છે.

૩૯. માટે જો તમને કોઇ ચાલ ચાલતાં આવડતી હોય તો (હવે) મારી સાથે ચાલો.

૪૦. તે દિવસે જુઠલાવનારાઓની માઠી દશા થશે.

૪૧. નિસંશય પરહેઝગાર લોકો છાંયડામાં બેસી ઝરાઓનું પાણી પીતા હશે. રૂકુ: ૨

૪૨. અને એવા મેવા ખાતા હશે કે જેમની તેઓ ઇચ્છા કરશે.

૪૩. (તેમને કહેવામાં આવશે કે) જે સત્કાર્યો તમે કરતા હતા તેના બદલામાં સુખેથી ખાઓ પીઓ.

૪૪. નિસંશય અમે સદાચારીઓને એવોજ બદલો આપીએ છીએ.

૪૫. તે દહાડે જુઠલાવનારાઓની દુર્દશા થશે.

૪૬. ખાઇ પી લ્યો અને થોડા દિવસ લાભ મેળવી લો, (પણ) તમે ગુન્હેગાર તો છોજ.

૪૭. તે દહાડે જુઠલાવનારાઓની દુર્દશા થશે.

૪૮. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે રૂકુઅ કરો તો તેઓ રૂકુઅ કરતા નથી.

૪૯. તે દહાડે જુઠલાવનારાઓની દુર્દશા થશે.

૫૦. માટે આ (કુરઆન) પછી તેઓ કઇ વાત ઉપર ઇમાન લાવશે?

---

# ભાગ ૩૦ મો.

## પ્રકરણ ૭૮ મું.

## સુરતુન્ નબા.

## મહાન બનાવ.

મકકામાં ઉતરેલી જેની ૪૦ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

અ ૧. તે (લોક)ઓ કઈ વસ્તુ માટે એક બીજાને સવાલ કરે છે?
૨. તે મહાન બનાવ માટે:
૩. જેનાં સંબંધમાં તેઓ મતભેદ કરે છે?
૪. તો ઠીક, નજીકમાં તેઓ જાણી લેશે.
૫. ફરી પણ ઠીક, તેઓ નજીકમાં જાણી લેશે.
૬. શું અમોએ પૃથ્વીને પાથરણું નથી બનાવી?
૭. અને પહાડોને (પૃથ્વીના) ખૂંટા (નથી બનાવ્યા)?
૮. અને તમને જોડાંબંધ પેદા (નથી) કર્યાં?
૯. અને તમારી નિદ્રાને પરિશ્રમ દુર કરનારી નથી બનાવી?
૧૦. અને અમોએ રાતને પરદો (નથી) બનાવી?
૧૧. અને અમોએ દિવસને આજીવીકા મેળવવા માટે (નથી) બનાવ્યો?
૧૨. અને અમોએ તમારા પર સાત મજબુત (આકાશ) બનાવી દીધાં છે:
૧૩. અને (તેમાં) અમોએ એક પ્રકાશીત દીવો કાયમ કર્યો છે:
૧૪. અને અમે વાદળાંઓમાંથી મુશળધાર પાણી વરસાવીએ છીએ:
૧૫. કે જેથી અમે તે વડે અનાજ તથા વનસ્પતિ ઉત્પન્ન કરીએ:
૧૬. અને ગીચોગીચ (વૃક્ષોથી) ભરેલા બગીચા પણ.
૧૭. બેશક ફેંસલાનો દિવસ એક ઠરાવેલો દિવસ છે:
૧૮. જે દિવસે સૂર ફુંકવામાં આવશે ત્યારે તમે ટોળેટોળાં (કબરોમાંથી) નીકળી આવશો.
૧૯. અને આકાશો ઉઘાડી નાખવામાં આવશે ત્યારે તેમાં (ઠેકઠેકાણે)

દરવાજા થઈ જશે.

૨૦. અને પહાડો (પોતાના સ્થાનેથી) હલાવી નાખી ચલાવવામાં આવશે, પછી તે ઝાંઝવા જેવાં થઈ જશે.

૨૧. નિસંશય જહન્નમ લાગ જોઇ બેઠી છે:

૨૨. જે શીરજોર લોકોનું રહેઠાણ હશે:

૨૩. જેમાં તેઓ યુગના યુગ રહેશે.

૨૪. તેમાં તેઓ ન ઠંડક ચાખશે અને ન તેમને પીવા માટે પાણી મળશે:

૨૫. સિવાય કે ઉકળતું પાણી અને પરૂ.

૨૬. (તેમની માન્યતા અને કરણીનો) આ પૂરેપૂરો બદલો હશે.

૨૭. ખરેજ તેઓ હિસાબ કિતાબની ઉમેદ રાખતા ન હતા.

૨૮. અને અમારી આયતોને સદંતર જુઠલાવતા હતા.

૨૯. અને અમોએ દરેક વસ્તુ એક કિતાબમાં નોંધી લીધી છે.

૩૦. પછી (અમે તેમને કહીશું કે) તમે હવે (અઝાબ) ચાખો, કારણ કે અમે તમારા માટે અઝાબ સિવાય બીજું કાંઇ નહિ વધારીએ.

૩૧. નિસંશય પરહેઝગારો માટે સફળતા છે: રૂકુઅ ૨

૩૨. (અર્થાત) બગીચા તથા દ્રાક્ષની વાડીઓ:

૩૩. અને સમાન વયની યુવાન સ્ત્રીઓ:

૩૪. અને (પીણાંના) છલકતા પ્યાલા.

૩૫. તેઓ તે (જન્નતો)માં ન કોઈ બેહુદી વાત સાંભળશે અને ન કોઈ જુઠી વાત.

૩૬. આ તારા પરવરદિગાર તરફનો કરણીના પ્રમાણુસર નેક બદલો હશે.

૩૭. (યાને) આકાશો અને જમીન અને જે કાંઈ તેમની વચ્ચે છે તેના માલિક રહેમાન (અલ્લાહ) તરફથી, જેનાથી તેઓ સંબોધીને બોલવાની સત્તા ધરાવશે નહિ.

૩૮. જે દિવસે રૂહ (જીબ્રઈલ) તથા (બીજા સઘળા) ફરિશ્તા હારબંધ ઉભા રહેશે, તે વેળા કોઇપણ હરગીઝ વાત કરી શકશે નહિ, સિવાય કે જેને દયાળુ (અલ્લાહ)એ હુકમ આપ્યો હોય, અને વળી જે કાંઇ

બોલશે તે વ્યાજબીજ બોલશે.

૩૯. આ તે દિવસ છે (કે જેનું આગમન) સત્ય છે, હુવે જે ચાહે તે પોતાના પરવરદિગાર પાસે આશ્રયનું સ્થાન મેળવે.

૪૦. ખચીતજ અમે તમને નજીકમાં આવનારા અઝાબથી ડરાવી ચૂક્યા છીએ, (તે દિવસના અઝાબથી કે) જે દિવસે માણુસની નજરે તેજ પડશે કે જે કાંઇ તેના હાથોએ પહેલાં મોકલ્યું છે, અને નાસ્તિકો એમ કહેશે કે અફસોસ! હું આજે માટી હોત તો કેવું સારૂં!

---

## પ્રકરણ ૭૯ મું.

## સુરતુન્ નાઝેઆત.

## ખેંચી કાઢનાર.

મક્કામાં ઉતરેલી જેની ૪૬ આયતો અને ૨ રૂકુઅ છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

અ ૧. કસમ છે સખ્તાઇથી (નાસ્તિકોનાં) પ્રાણુ ખેંચી કાઢનારા (ફરિશ્તા)ઓની:

૨. અને ઘણીજ સહેલાઇથી (મોમીનોની) રૂહ (આત્મા) કાઢી લેનારા (ફરિશ્તા)ઓની:

૩. અને કસમ છે હુવામાં તરતા ફરનારાઓની:

૪. પછી પહેલ કરી આગળ વધી જનારાઓની:

૫. પછી અલ્લાહની આજ્ઞાઓની વ્યવસ્થા કરનારાઓની (કે કયામત થઇનેજ રહેશે).

૬. જે દિવસે ધ્રુજી ઉઠનારી (ધરણી) ધ્રુજી ઉઠશે:

૭. તે પછી બીજો એક ધરતીકંપ થશે.

૮. તે દિવસે અંતઃકરણો ધડકવા માંડશે :

૯. તેમના ચક્ષુઓ ઢળેલાં હશે.

૧૦. તે (નાસ્તિક) ઓ કહે છે કે શું અમે મરણ બાદ પાછા આગલી સ્થિતિમાં ફેરવાઈશું ?

૧૧. શું ત્યારે પણ કે જ્યારે અમે સડી ગએલા હાડકાં થઈ ગયા હોઇશું ?

૧૨. તેઓ કહે છે કે જો એમ હોય તો આ પાછું ફરવું ઘણુંજ હાનિકારક હશે.

૧૩. પછી તો તે (ક્યામત) માં માત્ર એકજ અવાજ થશે :

૧૪. કે તરતજ તેઓ ખુલ્લા મેદાનમાં આવી જશે.

૧૫. (હે રસુલ !) ભલા તારી પાસે મુસાનું વૃતાંત આવ્યું છે ?

૧૬. જ્યારે તેને તેના પરવરદિગારે તુવાના પવિત્ર મેદાનમાં પોકારીને કહ્યું :

૧૭. કે ફિરઔન તરફ જા, કારણ કે નિસંશય તેણે ઘણું માથું ઉચક્યું છે.

૧૮. પછી તેને કહે કે ભલા તને આ વાતની ઇચ્છા છે કે તું (શિર્કથી) પાક થઇ જાય ?

૧૯. અને હુ તને તારા પરવરદિગારનો માર્ગ દેખાડી દઉં કે જેથી તું ભય પામે ?

૨૦. પછી તેણે (અમારી કુદરતની) એક મોટી નિશાની તેને દેખાડી.

૨૧. પરંતુ (તે) તેણે જુઠલાવી અને નાફરમાની કરી.

૨૨. પછી તે પીઠ ફેરવી ચાલ્યો ગયો કે જેથી (મુસા વિરૂદ્ધ કાંઇ) યુક્તિ શોધી કાઢે.

૨૩. પછી તેણે લોકોને ભેગાં કર્યા, બાદ પોકાર્યું :

૨૪. પછી કહ્યું કે હું તમો સર્વેનો સૌથી મોટો પરવરદિગાર છું.

૨૫. પછી તેને અલ્લાહે પરલોક અને આલોકની શિક્ષામાં પકડી લીધો.

૨૬. નિસંશય આ બનાવમાં તે શખસ માટે ધડો છે કે જે બીએ છે.

૨૭. ભલા તમારૂં પેદા કરવું વધુ મુશ્કેલ છે કે આકાશનું કે જે તેણે બનાવ્યું છે?

૨૮. તેણે તેની ઉંચાઈ વધારી, પછી તેને વ્યવસ્થિત કર્યું.

૨૯. અને તેની રાત અંધારી રાખી, અને તેનો પ્રકાશ બહાર કાઢયો.

૩૦. અને ત્યાર બાદ જમીન પાથરી દીધી.

૩૧. તેમાંથી તેનું પાણી કાઢયું અને તેનો ચારો પણ:

૩૨. અને પહાડોને પણ તેણેજ સ્થાઇ કર્યા છે:

૩૩. તમારા માટે તથા તમારા પશુઓના ઉપભોગ માટે.

૩૪. પછી જ્યારે મહાન આપત્તિ (કયામત) આવી પહોંચશે.

૩૫. તે દિવસે મનુષ્યે (જગતમાં) જે કર્યું હશે તે તેને સાંભરી આવશે.

૩૬. અને દરેક તે શખસ માટે કે જે દેખતો હશે જહન્નમ જાહેર કરી દેવામાં આવશે.

૩૭. પછી જેણે શીરજોરી કરી હશે:

૩૮. અને આલોકની જીંદગીને પસંદ કરી હશે:

૩૯. તો નિસંશય જહન્નમ એજ તેનું ઠેકાણું હશે.

૪૦. અને જે પોતાના પરવરદિગારની હુજુરમાં ઉભા થવાથી ડર્યો હશે તથા નફસને મનોકામનાથી અટકાવતો રહ્યો હશે:

૪૧. તો નિસંશય જન્નત એજ તેનું ઠેકાણું હશે.

૪૨. (હે રસુલ!) તે લોકો તને કયામત સંબંધી પૂછ્યા કરે છે કે તેનો સમય કયો ઠરાવવામાં આવ્યો છે?

૪૩. (પણ) તે (સમય) દેખાડવાની તને શી પડી છે?

૪૪. (કહે કે) તેનું અંતિમ જ્ઞાન તારા પરવરદિગાર તરફજ છે.

૪૫. તું (માત્ર) તે શખસને ડરાવનારો છે કે જે (કયામત)થી ડરતો હોય.

૪૬. જે દિવસે તેઓ તેને નિહાળશે ત્યારે (તેમને) એવું લાગશે કે તેઓ (દુનિયામાં વધુ) થોભ્યાજ નથી પણ એક સાંજ અથવા સવાર.

## પ્રકરણ ૮૦ મું.

## સુરતુલ અબસા.

## ભ્રકુટી ચઢાવી.

મક્કામાં ઉતરેલી જેની ૪૨ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. તે (રસુલ)એ ભ્રકુટી ચઢાવી અને મોઢું ફેરવી લીધું:
૨. કે (જે વેળા) તેની પાસે એક આંધળો આવી ચઢયો.
૩. અને તને શી ખબર કે કદાચને તે પાવન થઇ જાય:
૪. અથવા બોધ ગ્રહણ કરે તો તે બોધ તેને લાભ પહોંચાડે?
૫. જે ધર્મ તરફ બેદરકારી કરે છે:
૬. તેના તરફ તો તું બહુ ધ્યાન આપે છે.
૭. અને ખરૂં જોતાં તે પાવન નહિ થાય તો તારા ઉપર કાંઇ (દોષ) નથી.
૮. અને તે કે જે તારી તરફ દોડતો આવે છે:
૯. અને (અલ્લાહથી પણ) બીએ છે:
૧૦. તો તેનાથી તું દુર્લક્ષ કરે છે.
૧૧. ખબરદાર! આ કુરઆન નિસંશય એક (મહાન) બોધપાઠ છે.
૧૨. માટે જે ચાહે તે તેનું મનન કરે.
૧૩. તે (લવહે મહફુઝના) માનવંત પાનાઓમાં (લખેલું) છે:
૧૪. ઉંચી પદ્વિએ ચઢાવેલા શુદ્ધ કરેલા (પાનાઓમાં):
૧૫. (એવા) લખનારાઓના હાથથી:
૧૬. કે જે સન્માનને પાત્ર (અને) સદાચારી છે.
૧૭. ગારત થાઓ ઇન્સાન! તે કેવો કૃતઘ્ની છે!
૧૮. તેને તે (અલ્લાહ) એ કઇ વસ્તુથી પેદા કર્યો છે?
૧૯. વીર્યના એક ટીપામાંથી તેણે તેને પેદા કર્યો; પછી તેના માટે અંદાજો નક્કી કર્યો:
૨૦. પછી તેના માટે માર્ગ આસાન કરી દીધો:
૨૧. પછી તેને મૃત્યુ આપ્યું, બાદ તેને કબરને હવાલે કર્યો.
૨૨ પછી જ્યારે તે ચાહશે ત્યારે તેને (પાછો) સજીવન કરી

ઉઠાડશે.

૨૩. ખરી વાત એ છે કે અલ્લાહે તેને જે હુકમ આપ્યો છે તે તેણે બજાવ્યોજ નથી.

૨૪. માટે જોઈએ કે મનુષ્ય પોતાના ખોરાક તરફ લક્ષ આપે:

૨૫. કે અમોએ પાણી જોરથી વરસાવ્યું:

૨૬. પછી અમોએજ ભૂમિને સારી પેઠે ફાડી નાખી:

૨૭. પછી અમોએજ તેમાં (થી) અનાજ ઉત્પન્ન કર્યું:

૨૮. અને દ્રાક્ષ તથા ભાજી તરકારી:

૨૯. અને ઝયતુન તથા ખજુરના વૃક્ષો:

૩૦. અને ગીચ બગીચા:

૩૧. અને મેવા તથા ઘાસ ચારો:

૩૨. ખુદ તમારા લાભ માટે તથા તમારા પશુઓનાં લાભ માટે.

૩૩. પછી જ્યારે કાનનાં પડદા ફાડી નાખનારી (ગર્જના) આવી પહોંચશે:

૩૪. ત્યારે તે દિવસે મનુષ્ય પોતાનાં ભાઈથી (પણ દૂર) નાસતો ફરશે:

૩૫. અને પોતાની મા તથા બાપથી પણ:

૩૬. અને પોતાની સ્ત્રી તથા છોકરાંથી પણ:

૩૭. તે દિવસે તેઓમાંથી દરેક જણને પોતાનીજ પડી હશે.

૩૮. તે દિવસે ઘણાંખરા ચહેરા પ્રકાશિત:

૩૯. હસમુખ (અને) આનંદી હશે.

૪૦. અને ઘણાંખરા ચહેરા તે દિવસે ધૂળમાં રગદોળાએલા હશે:

૪૧. તેમના પર કાળાશ પથરાએલી હશે.

૪૨. એજ (લોકો) તો નાસ્તિક (અને) દુરાચારી છે.

---

## પ્રકરણ ૮૧ મું.

## સુરહત્ તકવીર.

## વીંટાળવું.

મક્કામાં ઉતરેલી જેની ૨૯ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જ્યારે સૂર્ય (નો પ્રકાશ) વીંટાળી લેવામાં આવશે:

૨. અને જ્યારે તારાઓ નિસ્તેજ થઇ જશે:

૩. અને જ્યારે પહાડોને ચલાવવામાં આવશે:

૪. અને જ્યારે ગર્ભવાળી ઉંટણીઓ તજી દેવામાં આવશે:

૫. અને જ્યારે જંગલી પ્રાણીઓ ભેગાં કરવામાં આવશે:

૬. અને જ્યારે સમુદ્રોમાં આગ લાગી જશે:

૭. અને જ્યારે આત્માઓ શરીરો સાથે જોડી દેવામાં આવશે:

૮. અને જ્યારે જીવતી દાટેલી (છોકરી)ઓને સવાલ કરવામાં આવશે:

૯. કે તેણી કયા અપરાધસર મારી નખાઈ હતી:

૧૦. અને જ્યારે કરણીના લેખ ઉઘાડી નાખવામાં આવશે:

૧૧. અને જ્યારે આકાશના પડ ઉખેડી નાખવામાં આવશે:

૧૨. અને જ્યારે જહન્નમ (ની આગ) ને ધગધગાવવામાં આવશે:

૧૩. અને જ્યારે સ્વર્ગ નજીક કરી દેવામાં આવશે:

૧૪. ત્યારે દરેક જીવ જાણી લેશે કે તે શું શું લઇને આવ્યો છે.

૧૫. તો હું કસમ ખાઉં છું તે ચાલતા ચાલતા પાછા હઠનારા તારાની:

૧૬. અને સહેલ કરતા કરતા સંતાઇ જનારા (તારા)ની:

૧૭. અને રાતની જ્યારે કે તે વિદાય થાય છે:

૧૮. અને પ્રભાતની જ્યારે કે તે પ્રકાશવા માંડે છે:

૧૯. નિસંશય આ (કુરઆન) એક માનવંત મોકલેલા (જીબ્રઇલ)એ પહોંચાડેલો સંદેશો છે:

૨૦. જે અર્ષના માલિકને ત્યાં શકિતવાળો અને માનવંત છે.

૨૧. ત્યાં ફરિશ્તાઓ તરફથી તેની તાબેદારી કરવામાં આવે છે, વળી તે (મહા) વિશ્વાસુ પણ છે.

૨૨. અને (હે મક્કાવાસીઓ !) તમારો સાથી (મોહમ્મદ સ. અ. વ.) દિવાનો નથી.

૨૩. અને ખચીતજ તેણે તે (જીબ્રઈલ) ને આકાશનાં વાદળાં વિનાનાં ક્ષિતીજ પર નિહાળ્યો છે.

૨૪. અને તે ગેબની વાતોના સંબંધમાં કંજુસ નથી.

૨૫. અને આ (કુરઆન) લાનત પામેલા શેતાનનું કહેણ નથી.

૨૬. છતાં તમે કયાં (બહેકી) જાઓ છો ?

૨૭. આ (કુરઆન) કાંઈ નથી પણ તમામ દુનિયાઓ માટે (મહાન) નસીહત છે:

૨૮. (ખાસ કરીને) તે શખસ માટે કે જે તમારામાંથી સન્માર્ગે ચાલવા ચાહે.

૨૯. અને તમે કોઈ પણ ચાહશો નહિ, સિવાય કે જે અલ્લાહ (યાને) તમામ દુનિયાનો પરવરદિગાર ચાહે.

---

## પ્રકરણ ૮૨ મું.

## સુરતુલ ઇન્ફીતાર.

### ફાટવું.

**મક્કામાં ઉતરેલી જેની ૧૯ આયતો છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જ્યારે આકાશ તડકી જશે:

૨. અને જ્યારે તારાઓ ખરી પડી વિખરાઈ જશે:

૩. અને જ્યારે સમુદ્રો જોરથી વહેવડાવવામાં આવશે:

૪. અને જ્યારે કબરો ખોલી નાખવામાં આવશે:

૫. તો તે વેળા દરેક વ્યકિત જાણી લેશે કે તેણે આગળ શું .કલ્યું છે અને પાછળ શું મૂકયું છે.

૬. હે ઇન્સાન! તને તારા માયાળુ પરવરદિગારના સંબંધમાં કઈ સ્તુએ ધોકો આપ્યો છે:

૭. જેણે તને પેદા કર્યો, પછી તને પરિપૂર્ણ કર્યો, પછી તારા ।વયવો સરખા કર્યા?

૮. પછી જે આકૃતિમાં તેણે ઇચ્છયું તેમાં તને તારા (અવયવો) ।ડી દીધા.

૯. પણ વાત આ છે કે તમે ન્યાય(ના દિવસ)ને જુઠલાવો છો.

૧૦. અને ખચીતજ તમારા પર ચોકીદાર (ફરિશ્તા નીમેલા) છે:

૧૧. (અર્થાત) કિરામન કાતેબીન (માનવંત લખનારા ફરિશ્તા ।મેલા) છે:

૧૨. જે કાંઈ તમે કરો છો તે તેઓ જાણે છે.

૧૩. નિસંશય સદાચારીઓ મેવાવાળી જન્નતોમાં હશે.

૧૪. અને નિસંશય દુરાચારી લોકો જહન્નમમાં હશે.

૧૫. ફેંસલાના દિવસે તેઓ તેમાંજ દાખલ થશે.

૧૬. અને તેઓ તેનાથી ગેરહાજર રહી શકશે નહિ.

૧૭. અને તને શી ખબર કે ફેંસલાનો દિવસ શું છે?

૧૮. પછી પણ તને શી ખબર કે ફેંસલાનો દિવસ શું છે?

૧૯. તે દિવસે કોઈ પણ શખસને કોઈ બીજા શખસના સંબંધમાં ।ઈ જાતનો અધિકાર નહિ હોય, અને તે દિવસે આજ્ઞા માત્ર અલ્લાહનીજ શે.

---

## પ્રકરણ ૮૩ મુ.

## સુરતુત્ તત્ફીફ્.

## તોલમાપમાં ઓછું આપવું.

મક્કામાં ઉતરેલી જેની ૩૬ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અફ્સોસ છે તે લોકો માટે કે જેઓ (તોલ માપમાં) ઓછું આપે છે:

૨. જેઓ જ્યારે લોકો પાસેથી (અનાજ વગેરે) માપીને લે છે ત્યારે પુરેપુરૂં (માપીને) લે છે:

૩. અને જ્યારે તેમને માપીને કે જોખીને આપે છે ત્યારે ઓછું આપે છે.

૪. શું તેઓ વિચારતા નથી કે તેઓ પાછા ઉઠાડવામાં આવશે?

૫. તે મહાન દિવસે:

૬. કે જે દિવસે સર્વે લોકો તમામ જગતના પરવરદિગારની હજુરમાં ઉભા થશે:

૭. સાંભળો! નિસંશય દુરાચારીઓની (કરણીનાં) લખાણ સિજ્જીનમાં હશે.

૮. અને તને શી ખબર કે સિજ્જીન શું છે.

૯. તે એક લખેલું લખાણ છે (જેમાં દુરાચારીઓની કરણી લખેલી છે).

૧૦. અફ્સોસ છે તે દિવસે તે જુઠલાવનારાઓ માટે:

૧૧. કે જેઓ ફેંસલાના દિવસને જુઠલાવે છે.

૧૨. અને તેને બીજું કોઇ જુઠલાવતું નથી, સિવાય કે દરેક અત્યાચારી ગુન્હેગાર:

૧૩. કે જ્યારે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે ત્યારે કહે છે કે આ તો આગલાઓની કહાણીઓ છે.

૧૪. નહિ, નહિ, વાત આ છે કે જે કૃત્યો તેઓ કર્યા કરતા હતા તેનાથી તેમના અંતઃકરણો પર કાટ ચઢી ગયો છે.

૧૫. એટલુંજ નથી, (બલ્કે) તે દિવસે તેઓ તેમના પરવરદિગાર (ની રહેમત)થી પણ વંચિત રહેશે.

૧૬. પછી ખચીતજ તેઓ ભડભડતી આગમાં પણ દાખલ થશે.

૧૭. પછી તેમને કહેવામાં આવશે કે જેને તમે જુઠલાવ્યા કરતા હતા તે આ જ છે.

૧૮. આ પણ સાંભળી રાખો કે નિસંશય સદાચારીઓનું લખાણ ઇલ્લીયીનમાં હશે.

૧૯. અને તને શી ખબર કે ઇલ્લીયીન શું છે?

૨૦. તે એક લખેલું લખાણ છે (જેમાં સદાચારીઓની કરણી લખેલી છે):

૨૧. જેને અલ્લાહની બારગાહના નજીકવાળા (ફરિશ્તા) જોતા રહે છે.

૨૨. નિસંશય સદાચારી લોકો મેવાવાળી જન્નતોમાં હશે:

૨૩. સિંહાસનો પર બેઠા બેઠા નિરીક્ષણ કરતા હશે.

૨૪. તેમના ચેહરા પર તું આનંદની લહેકી પારખી કાઢશે.

૨૫. તેમને સિલબંધ નિર્ભેળ પીણું પીવડાવવામાં આવશે.

૨૬. જેની મોહોર કસ્તુરીની હશે; અને હવસ ધરાવનારાઓએ તેવા (પીણાં)ની હવસ રાખવી જોઇએ.

૨૭. અને તેમાં તસ્નીમનું[૧] પાણી મિશ્રીત હશે.

૨૮. આ એક ઝરણું છે જેમાંથી (અલ્લાહના) નિકટ બંદાઓ પાન કરશે.

૨૯. બેશક જે લોકો ગુન્હેગાર હતા તેઓ ઈમાન લાવનારાઓની હાંસી ઉડાવ્યા કરતા હતા:

૩૦. અને જ્યારે તે (ઈમાનદાર)ઓ તેમની પાસેથી પસાર થતા ત્યારે આપસમાં (ટકોર કરી) આંખ મારતા હતા.

૩૧. અને જ્યારે પોતાના બાલબચ્ચાંઓમાં પાછા ફરી આવતા ત્યારે ઈતરાતા ઇતરાતા આવતા હતા.

૩૨. અને જ્યારે તેઓ તે (મોમીન)ઓને નિહાળતા ત્યારે કહેતા કે

---

૧ તસ્નીમ જન્નતના એક ઝરણાંનું નામ છે.

નિસ્સંશય આ એજ લોકો છે જે ગુમરાહ છે.

૩૩. અને તે (મોમીન) ઓને તેમના પર નિગેહબાન બનાવી મોકલવામાં આવ્યા ન હતા.

૩૪. તો આજના દિવસે તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા છે નાસ્તિકોની હાંસી ઉડાડશે :

૩૫. સિંહાસનો પર બેસી નિરીક્ષણ કરશે.

૩૬. (અને કહેશે કે) ભલા નાસ્તિકોને તેઓ જે કાંઈ કર્યા કરતા હતા તેનો (પૂરેપૂરો) બદલો મળી ગયો કે?

---

## પ્રકરણ ૮૪ મું.

## સુરતુલ ઇનશીકાક.

## ચીરાવું.

મકકામાં ઉતરેલી જેની ૨૫ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જ્યારે આકશ ફાટી જશે:

૨. અને પોતાના પરવરદિગારની આજ્ઞા બજાવી લાવશે અને તે (તેમ કરવાને) બંધાએલું છે.

૩. અને જ્યારે ભૂમિને ખેંચી તાણી પહોળી કરવામાં આવશે:

૪. અને તેમાં જે કાંઈ છે તે તે કાઢી ફેંકી દેશે, અને તે ખાલી થઇ જશે:

૫. અને પોતાના માલીકની આજ્ઞા બજાવશે, અને તે (તેમ કરવાને)

બંધાએલી છે (ત્યારે કયામત આવી લાગશે).

૬. હે મનુષ્ય! નિસંશય તું સખત વૈતરૂં કરતો કરતો તારા પરવરદિગાર તરફ ચાલ્યો જાય છે, તો અહીં સુધી કે તું તેને જઇ મળશે.

૭. પછી જે શખસને તેની કરણીનો લેખ તેનાં જમણા હાથમાં આપવામાં આવશે:

૮. તો તેનાથી આગળ જતાં હિસાબ પણ સહેલાઈથી લેવામાં આવશે:

૯. અને તે પોતાના બાલબચ્ચાં પાસે ખુશ ખુશાલ પાછો ફરી આવશે.

૧૦. અને તે કે જેની કરણીનો લેખ તેની પીઠ પાછળથી આપવામાં આવશે:

૧૧. તો તે આખરે પોતાનો વિનાશ ઇચ્છશે:

૧૨. અને ભડભડતી આગમાં દાખલ થશે.

૧૩. કારણ કે નિસંશય તે (દુનિયામાં) પોતાના બાલબચ્ચાં વચ્ચે ખુશ રહેતો હતો.

૧૪. નિસંશય તે એમ ધારી બેઠો હતો કે તે હરગીઝ પાછો ફરીને નહિ આવે.

૧૫. અલબત્ત (તે પાછો ફરશે), બેશક તેનો પરવરદિગાર તેને હમેશાં જોતો હતો.

૧૬. માટે હું કસમ ખાઉં છું શફક (સંધ્યા સમયે આકાશ પર દેખાતી રતાશ) ની:

૧૭. અને રાતની તથા તે વસ્તુઓની કે જે તે (રાત્રી) ભેગી કરી લે છે:

૧૮. અને ચંદ્રમાની જ્યારે કે તે પરિપૂર્ણ થઈ જાય છે:

૧૯. ખચીતજ તમે એક સ્થિતિ બાદ બીજી સ્થિતિએ પહોંચશો.

૨૦. પછી તેમને શું થઇ ગયું છે કે તેઓ ઇમાન લાવતા નથી:

૨૧. અને જ્યારે તેમની સમક્ષ કુરઆન પઢવામાં આવે છે ત્યારે સિજદો કરતા નથી?

૨૨. એટલુંજ નહિ, બલ્કે જે નાસ્તિકો છે તેઓ તે (કુરઆન) ને જુઠલાવ્યા કરે છે.

૨૩. અને તેઓ (મનમાં) જે કાંઇ સંતાડે છે તેનાથી અલ્લાહ સારી પેઠે વાકેફ છે.

૨૪. માટે (હે રસુલ!) તું તેમને દુઃખદાયક અઝાબની ખુશ ખબર સંભળાવી દે:

૨૫. સિવાય તે લોકોના કે જેઓ ઈમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં, તો તેમના માટે અખુટ બદલો છે.

---

પ્રકરણ ૮૫ મું.

## સુરતુલ બુરૂજ.

### નક્ષત્રો.

મક્કામાં ઉતરેલી જેની ૨૨ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે નક્ષત્રોવાળા આકાશની:

૨. અને તે દિવસની કે જેનો વાયદો કરવામાં આવ્યો છે:

૩. અને શાક્ષી આપનારની તથા જેની શાક્ષી આપવામાં આવે છે તેની.

૪. ખાઇઓવાળાઓનો[1] નાશ થાઓ:

૫. કે જે (ખાઇઓ) મોટા બળતણવાળી આગની હતી:

૬. જ્યારે કે તેઓ તેના કાંઠે બેઠેલા હતા:

૭. અને ઈમાનવાળાઓ સાથે જે (ક્રુર) વર્તન ચલાવી રહ્યા

---

૧. એમ કહેવાય છે કે એક બાદશાહે પોતાની મુસલીમ રૈયતને ઇસલામથી ફરી જવા કહ્યું. તે લોકોએ ના પાડી, આથી તે શખ્સે ખાઇઓ ખોદાવી તેમાં આગ સળગાવીને તેઓને તેમાં હોમી દીધા.

હતા તેનો તમાશો તેઓ પ્રત્યક્ષ નીહાળતા હતા.

૮. અને તેમણે તેમની પાસેથી માત્ર એટલા માટે (આ) વેર લીધું કે તેઓ ઝબરદસ્ત અને સ્તુતિને પાત્ર અલ્લાહ ઉપર ઇમાન લાવ્યા હતા:

૯. કે જેની આકાશો તથા જમીનની બાદશાહત છે; અને અલ્લાહ દરેક વસ્તુનો શાક્ષી છે.

૧૦. નિસંશય જે લોકો ઇમાનદાર પુરૂષો તથા સ્ત્રીઓને સંતાપવા બાદ તોબા કરતા નથી તેમના માટે જહન્નમનો અઝાબ છે, અને તેમનાજ માટે (આગમાં) બળવાનો અઝાબ પણ છે.

૧૧. નિસંશય જે લોકો ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં તેમના માટે બગીચા છે, જેમની હેઠળ નદીઓ વહે છે, અને એજ મોટી સફળતા છે.

૧૨. નિસંશય તારા પરવરદિગારની પકડ અત્યંત સખત છે.

૧૩. નિસંશય એજ નવેસરથી પેદા કરે છે અને એજ બીજી વખતે (કયામતમાં પણ પેદા) કરશે.

૧૪. અને તે મહા ક્ષમાવાન (અને) મહા હેતાળ છે:

૧૫. અર્ષ (સિંહાસન)નો માલિક (અને) મહીમાવાળો છે:

૧૬. જે કાંઇ ચાહે તે કરીનેજ રહેનાર છે.

૧૭. ભલા તારી પાસે લશ્કરોની ખબરો આવી:

૧૮. (યાને) ફિરઔન તથા સમુદના (લશ્કરોની)?

૧૯. વાત આ છે કે જેઓ ઇમાન નથી લાવ્યા તેઓ (આ કુરઆનને) જુઠલાવવામાં મચ્યા રહ્યા છે.

૨૦, અને અલ્લાહે તેમને પાછળથી ઘેરી રાખેલા છે.

૨૧. બલ્કે તે એક માનવંત કુરઆન છે:

૨૨. જે સુરક્ષીત પત્રક (લવહે મહફુઝ) માં (અક્ષરશઃ લખેલું) છે.

---

## પ્રકરણ ૮૬ મું.

## સુરતુત્ તારીક.

## રાત્રીમાં આવનાર.

મક્કામાં ઉતરેલી જેની ૧૭ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે આકાશની અને કસમ છે (અંધારી) રાતમાં આવનારની.

૨. અને તું શું સમજ્યો કે (અંધારી) રાતમાં આવનાર શું છે?

૩. તે (દ્રષ્ટિને) આંજી નાખે એવા પ્રકાશવાળો એક તારો છે.

૪. એક પણ એવી વ્યકિત નથી કે જેના પર એક ચોકીદાર નીમેલો ન હોય.

૫. માટે મનુષ્યે વિચારવું જોઇએ કે તે કઈ વસ્તુમાંથી પેદા કરવામાં આવ્યો છે.

૬. તે ઉછળતા પાણીમાંથી પેદા કરવામાં આવ્યો છે:

૭. જે (પુરૂષની) પીઠ અને (સ્ત્રીની) છાતીનાં હાડકાંઓ વચ્ચેથી નીકળીને આવે છે.

૮. બેશક તે (અલ્લાહ) તેને પાછો લાવવા (પેદા કરવા) ઉપર અવશ્ય કાબુ ધરાવે છે.

૯. જે દિવસે લોકોના અંતઃકરણો (માંહેની વાતો) તપાસી જોવામાં આવશે:

૧૦. તો તે (દિવસે) ન તેનું કોઇ જોર ચાલશે અને ન (તેનો) કોઇ મદદગાર હશે.

૧૧. કસમ છે પાણી વરસાવનારા આકાશની:

૧૨. અને (અંકુર નીકળતી વખતે) ચીરાઈ જતી ભૂમિની:

૧૩. નિસંશય આ (કુરઆન) નિર્ણય કરનાર બોલ છે.

૧૪ અને આ કોઇ બેહુદો (શ્લોક) નથી.

૧૫. નિસંશય તેઓ એક ચાલબાજી ચાલે છે:

૧૬. અને હું પણ એક ચાલ ચાલું છું.

૧૭. માટે તું ઇમાન નહિ લાવનારાઓને મોહલત આપી દે (અને) તેમને થોડાક સમય માટે છોડી દે.

## પ્રકરણ ૮૭ મું.

## સુરતુલ આ'લા.

## સર્વોચ્ચ.

મક્કામાં ઉતરેલી જેની ૧૯ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) તારા મહાન બુઝુર્ગીવાળા પરવરદિગારના નામની પવિત્રતા વર્ણવ:

૨. જેણે દરેક વસ્તુ પેદા કરી પછી (તેને) પરિપૂર્ણ કરી:

૩. અને જેણે (દરેક વસ્તુનો) અંદાજો કર્યો, પછી (તેને) માર્ગ દેખાડયો:

૪. અને જેણે (પશુઓ માટે) ચારો કાઢયો:

૫. પછી તેને સુકકો અને રાખોડી રંગનો કરી નાખ્યો.

૬. (હે રસુલ!) નજીકમાં અમે તને (કુરઆન એવી રીતે) પઢાવીશું કે તું હરગીઝ ભૂલી નહિ જાય:

૭. સિવાય તેના કે જે અલ્લાહ ચાહે; બેશક તે જાહેરને જાણે છે અને છુપી વાતને પણ.

૮. અને અમે તને શરીઅતના માર્ગ તરફ સહેલાઇથી ચાલવાની પ્રેરણા આપીશું.

૯. માટે બોધ આપતો રહે, અગર બોધ લાભ પહોંચાડે.

૧૦. જે શખસ (અલ્લાહથી) બીએ છે તેજ તરતમાં બોધ ગ્રહણ કરે છે.

૧૧. અને તે અતિ હતભાગીજ આ (બોધ)થી વેગળો રહે છે:

૧૨. કે જે મોટી આગમાં જશે.

૧૩. પછી તેમાં ન તેને મૃત્યુ આવશે ન તે જીવતો રહેશે.

૧૪. ખચીતજ તેણે મોક્ષ મેળવ્યો કે જે (શિર્કથી) પાક રહ્યો:

૧૫. અને પોતાના પરવરદિગારના નામને સંભારતો રહ્યો તથા નમાઝ પઢતો રહ્યો.

૧૬. પરંતુ તમે આલોકના જીવનને પસંદ કરો છો:

૧૭. જોકે આખેરત બેહતર અને વધુ બાકી રહેનારી છે.
૧૮. નિસંશય આ (વિષય) આગલી કિતાબોમાં પણ છે:
૧૯. (યાને) ઈબ્રાહીમ તથા મુસાની કિતાબોમાં.

---

## પ્રકરણ ૮૮ મું.

## સુરતુલ ગાશીયાહ.

## ઢાંકી લેનારી મુસીબત.

મક્કામાં ઉતરેલી જેની ૨૬ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. ભલા તારી પાસે તે ઢાંકી લેનારી મુસીબત (કયામત)નું વર્ણન આવ્યું છે?
૨. તે દિવસે (કેટલાય) ચહેરા (ભયના માર્યા) ઉતરી ગએલા:
૩. શ્રમ કરતા, સંકટો સહન કરતા:
૪. ભડભડતી આગમાં દાખલ થતા હશે:
૫. તેમને ઉકળતા ઝરાનું પાણી પીવડાવવામાં આવતું હશે.
૬. તેમનો ખોરાક "દરીઅ" (થોરનાં ઝાડ)ના સિવાય બીજો કાંઈ નહિ હોય:
૭. જે ન તો મોટો હૃષ્ટપુષ્ટ કરશે અને ન ભૂખ મટાડશે.
૮. (અને કેટલાક) ચહેરા તે દિવસે પ્રફુલ્લિત હશે:
૯. પોતાના (કરેલા) પ્રયત્નોથી રાજી થએલા હશે:
૧૦. આલીશાન બગીચાઓમાં હશે:
૧૧. તું તેમાં કોઈ વ્યર્થ વાત સાંભળશે નહિ.

૧૨. તેમાં એક વહેતો ઝરો હશે.

૧૩. (અને) તેમાં ઉંચા ઉંચા સિંહાસન હશે:

૧૪. અને વ્યવસ્થાપૂર્વક ગોઠવેલા પાણી પીવાના કુજા:

૧૫. અને હારબંધ મૂકેલા તકીયા:

૧૬. અને ચોમેર પાથરેલા ગાલીચા.

૧૭. તો શું તેઓ ઉંટ તરફ નથી જોતા કે તે કેવી રીતે પેદા કરવામાં આવ્યો છે?

૧૮. અને આકાશ તરફ (નથી જોતા) કે તે કેવી રીતે ઉંચું કરવામાં આવ્યું છે?

૧૯. અને પહાડો તરફ (નથી જોતા) કે તે કેવી રીતે સ્થાઈ કરવામાં આવ્યાં છે?

૨૦. અને જમીન તરફ (નથી જોતા) કે તે કેવી રીતે વિસ્તારવામાં આવી છે?

૨૧. માટે (હે રસુલ!) તું નસીહત કર્યા કર; તું તો માત્ર નસીહત કરનારો છે.

૨૨. તું તેમના ઉપર કોઈ દારોગો તો છે નહિ:

૨૩. પણ જેણે મોઢું ફેરવ્યું તથા સત્યનો ઈનકાર કર્યો:

૨૪. તો તેને અલ્લાહ ઘણો મોટો અઝાબ આપશે.

૨૫. નિસંશય તેઓ સર્વેનું પાછું ફરવું અમારીજ તરફ છે.

૨૬. પછી નિસંશય અમારા માથે તેમનો હિસાબ લેવાનું છે.

---

## પ્રકરણ ૮૯ મું.

## સુરેતુલ ફજ્ર.

## પ્રભાત.

મક્કામાં ઉતરેલી જેની ૩૦ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે પ્રભાતની:

૨. અને દસ રાત્રીઓની:

૩. અને બેકી તથા એકીની:

૪. અને રાતની જ્યારે કે તે વિદાય થાય છે.

૫. શું એમાં બુદ્ધિશાળીઓ માટે એક કસમ નથી?

૬. શું તેં નથી જોયું કે તારો પરવરદિગાર આદની કોમ સાથે કેવી રીતે વર્ત્યો:

૭. જેઓ મોટા મોટા થાંભલાવાળી ઈમારતોવાળા ઈરમ (શહેરના) રહેવાશીઓ હતા:

૮. કે જેના જેવું શહેર (દુનિયાના) બીજા શહેરોમાં બનાવવામાં આવ્યું ન હતું:

૯. અને સમુદ (ની કોમ) સાથે (કેવું વર્તન ચલાવ્યું) કે જેમણે મેદાનોમાં (મોટા મોટા) ખડકો કોતરી (અખંડ ઈમારતો બનાવી) હતી:

૧૦. અને ફિરઔન સાથે પણ કે જે (લોકોને) શિક્ષા (કરવા) માટે ખુંટા રાખતો હતો?

૧૧. જે (સઘળા) ઓએ શહેરોમાં ઘણું માથું ઉચકયું હતું:

૧૨. પછી તેમાં ખરાબી વધારી દીધી હતી.

૧૩. જેથી તારા પરવરદિગારે પણ તેમના પર શિક્ષાનો કોરડો ચલાવ્યો.

૧૪. નિસંશય તારો પરવરદિગાર ઘાતમાં[1] છે.

૧૫. પછી ઈન્સાન કે જ્યારે તેનો પરવરદિગાર તેને અજમાવે છે, પછી તેનું સન્માન કરે છે, અને તેને નેઅમતોથી નવાજે છે ત્યારે તો તે

---

૧ ઘાત અર્થાત શત્રુ ઉપર એકાએક હુમલો કરવાની જગા.

કહે છે કે મારા પરવરદિગારે મારૂં સન્માન કર્યું.

૧૬. પણ જ્યારે તે (એવી રીતે) અજમાવે છે કે તેની રોજી તેના માટે તંગ કરી નાખે છે ત્યારે તે પોકારી ઉઠે છે કે મારા પરવરદિગારે મને ઝલીલ કરી નાખ્યો.

૧૭. એમ હરગીઝ નથી, વાત આ છે કે તમે યતીમનું સન્માન કરતા નથી:

૧૮. અને ન મિસ્કીનોને ખાવાનું ખવડાવવા માટે (એક બીજાને) ઉત્તેજન આપો છો:

૧૯. અને વારસાનો માલ (હલાલ હરામનો તફાવત રાખ્યા વિના) આખોને આખો ગળી જાઓ છો:

૨૦. અને સંપતિનો સંગ્રહ કરવાને અતિ પ્રિય ગણો છો.

૨૧. સાંભળી રાખો કે જ્યારે જમીન ભાંગી ફોડી ભુકકો કરી નાખવામાં આવશે:

૨૨. અને જ્યારે તારો પરવરદિગાર પધારશે તથા ફરિશ્તા પણ હારબંધ આવીને હાજર થશે:

૨૩. અને જે દિવસે જહન્નમ લાવી હાજર કરવામાં આવશે, તે દિવસે મનુષ્ય જાણી લેશે; પરંતુ તે વેળા તેના માટે જાણી લેવું ક્યાં લાભદાયી થશે?

૨૪. તે કહેશે કે મેં આ જીવન માટે અગાઉથી કાંઇક મોકલ્યું હોત તો કેવું સારૂ થાત!

૨૫. પછી તે દિવસે ન તો કોઈ અલ્લાહના જેવો અઝાબ આપી શકશે:

૨૬. અને ન તેના જેવું જકડવું જકડી શકશે.

૨૭. (ફરમાવશે કે) હે શાંતિધારી આત્મા!

૨૮. તું તારા પરવરદિગાર તરફ પાછો ફર એવી સ્થિતિમાં કે તું તેનાથી રાજી હોય અને તે તારાથી (રાજી હોય):

૨૯. માટે તું મારા ખાસ બંદાઓમાં દાખલ થઈ જા:

૩૦. અને મારી જન્નતમાં ચાલ્યો આવ.

## પ્રકરણ ૯૦ મું.

## સુરતુલ બલદ.

### શહેર.

મક્કામાં ઉતરેલી જેની ૨૦ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે મને આ (મક્કા) શહેરની:

૨. એવી હાલતમાં કે તું આ શહેરમાં વસેલો છે:

૩. અને કસમ છે જન્મ આપનાર અને તેની કે જેને તેણે જન્મ આપ્યો છે (અર્થાત આદમ તથા તેના વંશજો):

૪. ખચીતજ અમોએ મનુષ્યને (હમેશાં) કષ્ટમાં રહેનારો પેદા કર્યો છે (તો તે અભિમાન શા માટે કરે છે?)

૫. શું તે એમ ધારે છે કે તેના પર કોઇનું જોર ચાલનારૂં નથી?

૬. કહે છે કે મેં ઘણી સંપતિ બરબાદ કરી.

૭. શું તે એમ ધારે છે કે તેને કોઈ જોતોજ નથી?

૮. શું અમોએ તેના માટે બે આંખો નથી બનાવી:

૯. અને એક જીભ તથા બે હોઠ (નથી બનાવ્યા):

૧૦. અને શું અમોએ તેને (સારા નરસા) બે મુખ્ય માર્ગ (નથી) દેખાડી દીધા?

૧૧. પણ તેણે ટેકરા પર ચઢવાનો પ્રયત્નજ કર્યો નહિ.

૧૨. અને તું શું સમજ્યો કે તે ટેકરો શું છે?

૧૩. (યાને) કોઈ એક ગરદન છોડવવી (ગુલામ આઝાદ કરવો):

૧૪. અથવા દુકાળના સમયમાં ખવરાવવું:

૧૫. એક નજીકનાં યતીમને:

૧૬. અથવા એક ભોંય પર પડેલા નિરાધારને.

૧૭. પછી આ પણ જોઇએ કે તે તે લોકોમાંથી હોય કે જેઓ ઇમાન લાવ્યા, અને જેઓ એક બીજાને સહન કરવાની તાકીદ કરતા રહ્યા, અને એક બીજાને દયા કરવાની નસીહત કરતા રહ્યા.

૧૮. એજ લોકો જમણા હાથના સોબતીઓ છે.

૧૯. અને જેણે અમારી આયતોનો ઈનકાર કર્યો તેઓ ડાબા હાથના સોબતીઓ હશે.

૨૦. ચારે બાજુથી ફરી વળેલી આગ તેમના ઉપર હશે.

---

## પ્રકરણ ૯૧ મું.

## સુરતુસ્ શમ્સ.

## સૂર્ય.

**મક્કામાં ઉતરેલી જેની ૧૫ આયતો છે.**

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે સૂર્યની અને તેના બપોરના વધતા જતા તાપની:

૨. અને કસમ છે ચંદ્રમાની જ્યારે કે તે (સૂર્ય)ની પછી નીકળી આવે છે:

૩. અને કસમ છે દિવસની જ્યારે કે તે સૂર્યને પ્રગટાવે છે:

૪. અને કસમ છે રાતની જ્યારે કે તે સૂર્યને ઢાંકી દે છે:

૫. અને કસમ છે આકાશની અને તેની કે જેણે તેને બનાવ્યું છે:

૬. અને કસમ છે પૃથ્વીની અને તેની કે જેણે તેને વિસ્તારી છે:

૭. અને કસમ છે આત્માની અને તેની કે જેણે તેને પરિપૂર્ણ કર્યો:

૮. પછી તેણે તેના માટે નરસું શું અને સારૂં શું તેની સમજ આપી.

૯. જેણે તે (આત્મા)ને પવિત્ર કરી લીધો તે તો ખરેજ સફળ થયો:

૧૦. અને જેણે તેને (ગુન્હાઓ વડે) દબાવી રાખ્યો તે ખરેજ

નિષ્ફળ રહ્યો.

૧૧. સમુદ (ની કોમે) પોતાની ઉદ્ધતાઈને લીધે (પયગમ્બર સાલેહને) જુઠલાવ્યો:

૧૨. જ્યારે કે તેઓ માંહેનો એક અધિક હતભાગી પુરૂષ (ફસાદ કરવા) ઉભો થયો:

૧૩. જેથી અલ્લાહના રસુલે તેમને કહ્યું કે અલ્લાહની આ ઉંટણી (ને છેડશો નહિ), અને તેનું પાણી (બંધ કરશો નહિ).

૧૪. પણ તેમણે તે (રસુલ)ને જુઠલાવ્યો, અને તે ઉંટણીની કુચો કાપી નાખી, જેથી તેમના પરવરદિગારે તેમનો તેમના આ ગુન્હાના કારણે નાશ કર્યો, પછી તેમને ભૂમિ ભેગા કરી નાખ્યા.

૧૫. અને તે (અલ્લાહ) તેમના પરિણામની (મુદ્દલ) દરકાર કરતો નથી.

---

## પ્રકરણ ૯૨ મું.

## સુરતુલ લૈલ.

## રાત્રી.

મક્કામાં ઉતરેલી જેની ૨૧ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે રાતની જ્યારે કે તે (સઘળી વસ્તુઓને) ઢાંકી દે છે:

૨. અને કસમ છે દિવસની જ્યારે કે તે પ્રકાશી નીકળે છે:

૩. અને કસમ છે તેની કે જેણે નર માદા પેદા કર્યા છે:

૪. નિસંશય તમારા પ્રયત્નો ભિન્ન ભિન્ન છે.

૫. પછી જેણે (અલ્લાહની રાહમાં કાંઈ) આપ્યું તથા ગુન્હાઓથી

બચ્ચો :

૬. અને સર્વોત્તમ બાબત (ઈસ્લામ) ને સાચો માન્યો:

૭. તો અમે તેને ઘણીજ જલદી સુગમતાની પ્રેરણા આપીશું.

૮. અને જેણે કંજુસાઇ કરી તથા પોતાને (અલ્લાહથી) બેપરવાહ માન્યો :

૯. અને સર્વોત્તમ વાતોને જુઠલાવી:

૧૦. તો અમે ઘણીજ જલદી તેને સખ્તાઈમાં સપડાઇ જવાની પ્રેરણા આપીશું.

૧૧. અને જ્યારે તે ઉંધે મોઢે (જહન્નમમાં) પડી નાશ પામશે ત્યારે તેનો માલ તેના કાંઇજ કામમાં નહિ આવે.

૧૨. બેશક હિદાયત કરવાનું અમારા માથે અનિવાર્ય છે.

૧૩. અને બેશક પરલોક તથા આલોક અમારા અધિકારમાં છે.

૧૪. માટે મેં તમને ભડભડતી આગથી બીવરાવ્યા છે :

૧૫. કે તેમાં કોઈ નહિ જાય સિવાય તે હતભાગીના:

૧૬. કે જેણે જુઠલાવ્યું અને મોઢું ફેરવી લીધું.

૧૭. અને નજીકમાંજ તે પરહેઝગાર તેનાથી ઉગારી લેવામાં આવશે:

૧૮. કે જે પોતાનો માલ પોતે પવિત્ર થઇ જાય એ હેતુથી (અલ્લાહની રાહમાં) આપે છે.

૧૯. અને તેની પાસે કોઇને (આપવા) માટે એવી એકેય વસ્તુ નથી કે જે બદલાની આશાએ આપવામાં આવે:

૨૦. સિવાય કે તેનો આશય પોતાના ઉચ્ચ દરજ્જાવાળા પરવરદિગારની ખુશી સંપાદન કરવાનો હોય.

૨૧. અને આગળ જતાં તે જરૂર રાજી થઈ જશે.

---

## પ્રકરણ ૯૩ મું.

## સુરતુઝ ઝોહા.

### બપોર.

મક્કામાં ઉતરેલી જેની ૧૧ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે (બપોરના) વધતા જતા તાપના સમયની:

૨. અને રાતની જ્યારે કે તે(નો અંધકાર) પથરાઇ જાય છે.

૩. (હે રસુલ!) તારા પરવરદિગારે તને ન તજી દીધો છે અને ન (તારાથી) નારાજ થયો છે:

૪. અને તારા માટે આખેરત (આ) દુનિયા કરતાં કેટલીએ (વધારે) બેહતર છે.

૫. અને ખચીતજ આગળ જતાં તારો પરવરદિગાર તને એટલા (બધા) પ્રમાણમાં અર્પણ કરશે કે તું ખુશ ખુશ થઈ જશે.

૬. શું તેણે તને યતીમ ભાળીને તારૂં જતન નથી કર્યું?

૭. અને તને માર્ગ ભુલેલો ભાળી તારી હિદાયત નથી કરી?

૮. અને તને મોહતાજ ભાળી તને શ્રીમંત નથી બનાવ્યો?

૯. માટે હવે તું યતીમ ઉપર જુલમ કરજે નહિ:

૧૦. અને સવાલ કરનારને ધુતકારી કાઢજે નહિ:

૧૧. અને તારા પરવરદિગારની નેઅમતો વર્ણવ્યા કર.

---

## પ્રકરણ ૯૪ મું.

## સુરતુલ ઇનશરાહ.

### વિશાળ કરવું.

મક્કામાં ઉતરેલી જેની ૮ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) શું અમોએ તારી ખાતર તારી છાતી વિશાળ કરી દીધી નથી:

૨. અને તારા ઉપરથી તે ભાર ઉતારી (નથી) નાખ્યો:

૩. કે જે તારી પીઠ ભાંગી નાખતો હતો:

૪. અને તારી ખાતર તારી કીર્તિ નથી વધારી?

૫. તો બેશક દુ:ખની સાથેજ સુખ છે.

૬. બેશક દુ:ખની સાથે સુખ છે.

૭. માટે જ્યારે તું (તબ્લીગે રિસાલતથી) પરવારી જાય તો હવે તારો (પ્રતિનીધી) નીમી દે:

૮. અને તારા પરવરદિગાર તરફ એકાગ્ર ચિત્તે રજુ થા.

---

## પ્રકરણ ૯૫ મું.

## સુરતુત્ તીન.

### અંજીર.

મક્કામાં ઉતરેલી જેની ૮ આયતો છે

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે અંજીર તથા ઝયતુનની:

૨. અને સીના પહાડની

૩. અને આ નિર્ભયતાવાળા શહેર (મક્કા)ની.

૪. ખચીતજ અમોએ મનુષ્યને ઘણા સરસ આકારમાં પેદા કર્યો :

૫. પછી તેને અમોએ હલકામાં હલકી સ્થિતિમાં ફેરવી નાખ્યો.

૬. સિવાય તે લોકોના કે જે ઇમાન લાવ્યા તથા નેકીઓ કરતા રહ્યા તો તેમના માટે અખુટ બદલો છે.

૭. (માટે હે માનવી!) આ (દલીલો) પછી કઇ વસ્તુ તને કયામતને જુઠલાવવાનું કારણ આપે છે?

૮. શું અલ્લાહ સૌથી ઉત્તમ ફેંસલો કરનારો નથી?

---

## પ્રકરણ ૯૬ મું.

## સુરતુલ અલક.[1]

## જામી ગએલું લોહી.

મક્કામાં ઉતરેલી જેની ૧૯ આયતો છે.

અલ્લાહના નામથી જે મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) પઢ તારા પરવરદિગારના નામથી કે જેણે પેદા કર્યો.

૨. મનુષ્યને જામી ગએલા લોહીનાં કટકામાંથી પેદા કર્યો.

૩. પઢ અને તારો પરવરદિગાર સૌથી વધુ માનવંત છે:

૪. જેણે કલમદ્વારા શિક્ષણ આપ્યું.

૫. મનુષ્યને તે શીખવ્યું કે જે તે જાણતો ન હતો.

---

૧ આ પ્રકરણની પહેલી પાંચ આયતો સૌથી પહેલાં નબી સાહેબ ઉપર નાઝીલ થઇ છે. એ પ્રથમજ વહી આપને થઇ છે, એ બાબતમાં બધા મુફસ્સેરીન એકમત છે.

૬. તે છતાં મનુષ્ય ખરેજ ઉદ્ધત બની જાય છે:

૭. જ્યારે કે તે પોતાને બેપરવાહ ભાળે છે.

૮. નિસંશય (સર્વેને) તારા પરવરદિગારની હઝુરમાં પાછા ફરીને જવાનું છે.

૯. ભલા તેં તેને પણ ભાળ્યો કે જે રોકે છે:

૧૦. એક બંદાને જ્યારે કે તે નમાઝ પઢવા ઉભો થાય છે?

૧૧. ભલા તેં આ પણ જોયું કે જો તે હિદાયત પર હોત:

૧૨. અથવા પરહેઝગાર રહેવાનો હુકમ કરતો હોત (તો કેવું સારૂં થાત)?

૧૩. ભલા તેં આ પણ જોયું કે જો તેણે જુઠલાવ્યું તથા મોઢું ફેરવ્યુ?

૧૪. તો શું તે આ નથી જાણુતો કે અલ્લાહ ખચીતજ જુએ છે?

૧૫. ખબરદાર! અગર તે અટકયો નહિ તો અમે તેને પેશાની (ના વાળ) પકડી જરૂર ઘસડીશું:

૧૬. તે પેશાની (કપાળ) કે જે જુઠ્ઠી અને ગુન્હેગાર છે.

૧૭. પછી ભલેને તે પોતાના સલાહકારને પોકારે:

૧૮. અમે પણ તરતજ જલ્લાદ[૧] ફરિશ્તાઓને બોલાવીશું.

૧૯. ખબરદાર! તેનું કહેવું ન માન અને સિજદો કર! અને અલ્લાહની નઝદીકી પ્રાપ્ત કર.

---

૧. અર્થાત સખત શિક્ષા કરનાર.

## પ્રકરણ ૯૭ મું.

## સુરતુલ કદ્ર.

## મહાન રાત્રી.

મક્કામાં ઉતરેલી જેની ૫ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. નિસંશય અમોએ આ (કુરઆન)ને કદ્રની રાત્રે ઉતાર્યું છે.

૨. અને તું શું સમજ્યો કે કદ્રની રાત શું છે?

૩. કદ્રની રાત હજાર મહીનાઓથી પણ બેહતર છે.

૪. તે (રાત્રી)માં સઘળા ફરિશ્તા તથા તેમની સાથે જીબ્રઇલ પણ પોતાના પરવરદિગારની આજ્ઞાથી દરેક વ્યવસ્થા માટે (પૃથ્વી પર) ઉતરે છે.

૫. તે (રાત્રે) સલામતી હોય છે તે પ્રભાતના ઉદય થતા સુધી (રહે) છે.

---

## પ્રકરણ ૯૮ મું.

## સુરતુલ બૈયેનહ.

## ખુલ્લી દલીલ.

મક્કામાં ઉતરેલી જેની ૮ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કિતાબવાળાઓમાંથી જે નાસ્તિક બની ગયા છે તેઓ તથા મુશ્રિકો (મૂર્તિપૂજકો) પોતાની માન્યતાઓથી ડગ્યા નહિ, જ્યાંસુધી કે તેમની પાસે ખુલ્લી દલીલ આવી:

૨. (અર્થાત) અલ્લાહના તરફથી રસુલ (આવ્યો), જે (તેમને)

પવિત્ર પાનાં પઢીને સંભળાવતો હતો:

૩. જેમાં સત્ય ફરમાનો લખેલાં હતા.

૪. અને તે લોકો કે જેમને કિતાબ આપવામાં આવી હતી તેમણે મતભેદ કર્યો નહિ, પણ તેમની પાસે ખુલ્લી દલીલ આવી ગયા પછી.

૫. અને તેમને બીજો કોઇ હુકમ આપવામાં આવ્યો ન હતો પણ આ કે અલ્લાહને માટે ધર્મને નિખાલસ કરી તેનીજ ઈબાદત કરે, (અને જુઠી માન્યતાઓથી) પરે રહે, અને નમાઝ પઢે તથા ઝકાત આપે, અને એજ ખરો ધર્મ છે.

૬. નિસંશય કિતાબવાળાઓમાંથી જેઓ નાસ્તિક થઇ ગયા તેઓ તથા મુશ્રિકો (મૂર્તિપૂજકો) દોઝખની આગમાં જશે (અને) સદા માટે તેમાંજ રહેશે; સર્વ સૃષ્ટિમાં સૌ કરતાં ખરાબ લોકો એજ છે.

૭. નિસંશય જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યાં, તે લોકોજ સર્વ સૃષ્ટિમાં શ્રેષ્ઠ છે.

૮. તેમનો બદલો તેમના પરવરદિગાર પાસે હમેશાં રહેવાના બગીચા છે, જેની હેઠળ નદીઓ વહે છે; તેમાં તેઓ સદા માટે રહેનારા થશે; આ તેના માટે છે કે જે પોતાના પરવરદિગારથી ડરતો રહે છે.

---

## પ્રકરણ ૯૯ મું.

## સુરતુલ ઝિલઝાલ.

### હાલવું.

મક્કામાં ઉતરેલી જેની ૮ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જ્યારે પૃથ્વી અતિ બળપૂર્વક હલાવવામાં આવશે:

૨. અને જમીન પોતાના બોજા કાઢી નાખશે:

૩. અને મનુષ્ય કહેવા લાગશે કે તેને શું થઇ ગયું છે?

૪. તે દિવસે તે (પૃથ્વી) પોતાની હકીકત કહી દેશે:

૫. કારણ કે તારા પરવરદિગારે તેને આજ્ઞા કરી હશે.

૬. તે દિવસે લોકો જુદી જુદી સ્થિતિમાં (કબરોમાંથી) નીકળશે કે જેથી તેમની કરણી (ના લેખ) તેમને દેખાડવામાં આવે.

૭. પછી જે શખસે જરા જેટલી પણ નેકી કરી હશે તેને તે (પ્રત્યક્ષ) નિહાળી લેશે.

૮. તેમજ જેણે જરા જેટલી પણ બદી કરી હશે તેને પણ તે જોઇ લેશે.

---

## પ્રકરણ ૧૦૦ મું.

## સુરતુલ આદીયાત.

### પુરવેગથી દોડતા હાંફતા ઘોડા.

મક્કામાં ઉતરેલી જેની ૧૧ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કસમ છે પૂરવેગથી દોડનારા (અને) હાંફતા ઘોડાઓની:

૨. પછી કસમ છે તેમની કે જે પત્થર પર ટાપ મારી અગ્નિ કાઢતા જાય છે:

૩. પછી કસમ છે પ્રભાતના સમયે છાપો મારનારાઓની!

૪. કે જે વડે (તે) ધૂળના ગોટેગોટ ઉડાડે છે:

૫. પછી તે વડે શત્રુદળની વચ્ચે ધસી જાય છે:

૬. નિસંશય મનુષ્ય પોતાના પરવરદિગાર તરફ મહા કૃતઘ્ની છે.

૭. અને તે પંડે પણ એ વાત પર જરૂર શાક્ષી હોય છે.

૮. અને તે સંપતિનો અત્યંત પ્રેમ રાખે છે.

૯. તો તે શું નથી જાણતો કે જ્યારે કબરોમાંથી (જે કાંઇ તેમાં છે તે) કાઢી ઉભા કરવામાં આવશે?

૧૦. અને જે છાતીઓમાં છે તે ખુલ્લું કરી નાખવામાં આવશે:

૧૧. ત્યારે બેશક તે દિવસે તેમનો પરવરદિગાર તેમનાથી સંપુર્ણ વાકેફ હશે?

---

## પ્રકરણ ૧૦૧ મું.

## સુરતુલ કારેઆહ.

## હૈયાં હચમચાવનારી મુસીબત.

મક્કામાં ઉતરેલી જેની ૧૧ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કારેઆહ (હૈયાં હચમચાવનારો બનાવ).

૨. તે કારેઆહ શું છે?

૩. અને તું સમજ્યો કે કારેઆહ શું છે?

૪. તે તે દિવસ છે કે જે દિવસે માણસો એવા થઈ જશે જેવા કે વિખરાઈ ગએલા પતંગીઆ:

૫. અને પહાડ એવા થઈ જશે જેવી કે પીંજાએલી ઉન.

૬. પછી જેની (સદ્) કરણીનો તોલ ભારે ઉતરશે:

૭. તેઓ તો આનંદી જીવનમાં હશે.

૮. અને જેની (સદ્) કરણીનો તોલ હલકો ઉતરશે:

૯. તેનું ઠેકાણું હાવિયાહ હશે.

૧૦. અને તું શું સમજ્યો કે તે (હાવિયાહ) શું છે?

૧૧. તે (દોઝખની) ધગધગતી આગ છે.

---

## પ્રકરણ ૧૦૨ મું.

## સુરતુત્ તકાસુર.

### સંપતિ તથા સંતતિની હદ ઉપરાંતની ઇચ્છા.

મક્કામાં ઉતરેલી જેની ૮ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (સંતાન અને સંપતિના) વધારાની ઇચ્છા તમને (અલ્લાહની યાદથી) ગાફીલ બનાવી મૂકે છે:

૨. અહીં સુધી કે તમે કબરોની મુલાકાત કરો છો.

૩. ખબરદાર થઈ જાઓ! આગળ જતાં તમે જાણી લેશો:

૪. પછી પણ સાંભળી રાખો કે આગળ જતાં તમે જાણી લેશો.

૫. ખબરદાર! અગર તમે (તમારૂં પરિણામ) ખાત્રીપૂર્વક જાણતા હોત (તો હરગીઝ ગાફીલ રહેતે નહિ).

૬. ખચીતજ તમે જહન્નમ તો અવશ્ય નિહાળશો:

૭. પછી તમે તેને ખાત્રીની આંખે જરૂર નિહાળશો:

૮. પછી તે દિવસે તમારાથી (અલ્લાહે આપેલી) નેઅમતોની બાબત જરૂર સવાલ કરવામાં આવશે.

---

## પ્રકરણ ૧૦૩ મું.

## સુરતુલ અસ્ર.

### બપોર પછીનો સમય.

મક્કામાં ઉતરેલી જેની ૩ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. અસ્ર (ની નમાઝના સમય) ની કસમ :

૨. નિસંશય મનુષ્ય માત્ર નુકસાનમાં છે :

૩. સિવાય તે લોકોના કે જેઓ ઇમાન લાવ્યા તથા સત્કાર્યો કર્યાં, અને એક બીજાને સત્ય ધર્મના અનુકરણની તાકીદ કરતા રહ્યા, અને એક બીજાને સબરની વસીયત કરતા રહ્યા.

---

## પ્રકરણ ૧૦૪ મું.

## સુરતુલ હુમઝા.

### નિંદાખોર.

મક્કામાં ઉતરેલી જેની ૯ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. દરેક નિંદાખોર અને (વિના કારણે) તોહમત મૂકનાર (ની હાલત) પર અફસોસ છે:

૨. જે સંપતિનો સંગ્રહ કરે છે અને તેને (જાળવી રાખવા માટે) ગણતો રહે છે:

૩. તે એવું ગુમાન કરે છે કે ખરેજ તેનો માલ તેને અમર બનાવી દેશે.

૪. નહિ, નહિ, તે ખચીતજ હુતમા (ભસ્મ કરી નાખનારી આગ)માં હોમાવી દેવામાં આવશે.

૫. અને તું શું સમજ્યો કે હુતમા શું છે?

૬. તે અલ્લાહે ભડકાવેલી આગ છે:

૭. જે હૃદયોની ઉપર સુધી જઈ પહોંચશે.

૮. નિસંશય (તે આગ) તેમની દરેક બાજુ ફરી વળેલી હશે:

૯. મોટા લાંબા લાંબા થાંભલાના આકારમાં.

---

## પ્રકરણ ૧૦૫ મું.

## સુરતુલ ફીલ.

## હાથી.

મક્કામાં ઉતરેલી જેની ૫ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) શું તેં નહિ જોયું કે તારા પરવરદિગારે હાથીવાળાઓ[1] સાથે કેવું વર્તન ચલાવ્યું?

૨. શું તેણે તેમના (સઘળા) દાવપેચ નિરર્થક કરી દીધા નહિ?

૩. અને તેમના ઉપર અબાબીલ પક્ષીઓનાં ટોળેટોળાં મોકલ્યા:

૧ એબીસીનીયાંનો બાદશાહ અબ્રહા ખાનએ કાબાની જાહોજલાલી જોઇ ઈર્ષાની આગમાં બળી ગયો. યમન પર કબ્જો મેળવ્યા પછી ખાનએ કાબાને તોડી નાખવાના ઇરાદાથી મોટું લશ્કર અને અનેક હાથીઓ લઇને ચઢાઇ કરી. તેનું લશ્કર જ્યારે મક્કાની નજદીક ખાનએ કાબા પાસે આવી પહોંચ્યું ત્યારે અલ્લાહે અબાબીલ નામના પક્ષીઓનું એક ટોળું મોકલ્યું કે જેમાંના દરેકની ચાંચમાં તેમજ દરેક પગમાં એકેક કાંકરી હતી અને તે કાંકરીઓ અબ્રહાના લશ્કર અને હાથીઓ ઉપર નાખી, અને અલ્લાહના હુકમથી એ કાંકરીઓ તેમના ઉપર પડવાથી તેઓ ત્યાંજ હલાક થઇ ગયા.

૪. જે તેમના પર પાકેલી માટીના પત્થરની કાંકરીઓ ફેંકતા હતા:

૫. (અહીં સુધી કે) તેમને ઢોરાએ ચાવી નાખેલા સુકા ઘાસના જેવા કરી નાખ્યા.

---

## પ્રકરણ ૧૦૬ મું.

## સુરતુલ કુરૈશ.

### અરબ કબીલાનું નામ.

#### મક્કામાં ઉતરેલી જેની ૪ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. કુરૈશની કોમમાં શોખ પેદા થવાના કારણે:

૨. એટલે શિઆળા તથા ઉનાળામાં પોતાના (વેપારી) કાફલા પરદેશ મોકલવાનો શોખ પેદા થયો.

૩. માટે તેમને જોઇએ કે આ ઘરના પરવરદિગારની ઇબાદત કરતા રહે:

૪. જે ભૂખથી બચવા માટે તેમને ખાવાનું આપે છે, અને (લૂટફાટના) ભયથી તેમને સુરક્ષિત રાખે છે.

---

## પ્રકરણ ૧૦૭ મું.

### સુરતુલ માઉન.

### દરરોજ કામમાં આવતી અગત્યની વસ્તુઓ.

મક્કામાં ઉતરેલી જેની ૭ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. શું તેં તે શખસને નિહાળ્યો કે જે ન્યાયના દિવસને જુઠલાવે છે?

૨. એજ તે છે જે યતીમને તિરસ્કારી કાઢી મૂકે છે:

૩. અને નિરાધારોને ખાવાનું ખવડાવવા માટે ઉત્તેજન આપતો નથી.

૪. માટે અફ્સોસ છે તે નમાઝ પઢનારાઓ માટે:

૫. કે જેઓ પોતાની નમાઝથી બેદરકાર રહે છે:

૬. (અને) જેઓ (લોકોને) દેખાડવા માટે (નમાઝ) પઢે છે:

૭. અને જીવનની જરૂરી વસ્તુઓ (આપવા)ની ના પાડે છે.

---

## પ્રકરણ ૧૦૮ મું.

### સુરતુલ કૌસર.

### દરેક વસ્તુની વિપુલતા.

મક્કામાં ઉતરેલી જેની ૩ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) ખચીતજ અમોએ તને કૌસર[1] અર્પણ કર્યું છે.

૨. માટે તું તારા પરવરદિગાર માટે નમાઝ પઢ અને કુરબાની આપ.

૩. નિસંશય જે તારો દુશ્મન છે તેજ સંતાન રહીત રહેશે.

---

[1] કૌસરનો અર્થ દરેક વસ્તુની વિપુલતા એવો થાય છે, અને જન્નતમાં એક નદીનું નામ પણ કૌસર છે, જે અલ્લાહે નબી સાહેબને અર્પણ કરી છે.

## પ્રકરણ ૧૦૯ મું.

### સુરતુલ કાફેરૂન.

### નાસ્તિકો.

મક્કામાં ઉતરેલી જેની ૬ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) કહે કે હે નાસ્તિકો!

૨. જેની તમે ઈબાદત કરો છો તેની ઈબાદત હું નથી કરતો:

૩. અને ન તમે તેની ઈબાદત કરનારા છો કે જેની હું ઇબાદત કરૂં છું:

૪. અને ન હું તેની ઈબાદત કરનારો છું કે જેની તમોએ ઈબાદત કરી છે:

૫. અને ન તમે તેની ઈબાદત કરનારા છો કે જેની ઈબાદત હું કરૂં છું:

૬. તમારો ધર્મ તમારા માટે અને મારો ધર્મ મારા માટે.

---

## પ્રકરણ ૧૧૦ મું.

### સુરતુલ નસ્ર.

### મદદ.

મક્કામાં ઉતરેલી જેની ૩ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. જ્યારે અલ્લાહની મદદ અને વિજય આવી પહોંચે:

૨. અને લોકોના ટોળેટોળાં અલ્લાહના ધર્મમાં દાખલ થતાં જુએ:

૩. ત્યારે તું તારા પરવરદિગારની સ્તુતિ સાથે પવિત્રતાઈથી (તેની) યાદ કર, અને તેનાથી ક્ષમા માગ; બેશક તે મહાન તોબા સ્વિકારનાર છે.

---

## પ્રકરણ ૧૧૧ મું.

### સુરતુલ લહબ.

### જ્વાળા.

મક્કામાં ઉતરેલી જેની ૫ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. ભાંગી જાય બન્ને હાથ અબુ લહબના અને નાશ પામે તે પડે.[૧]

૨. તેનો માલ તથા તેણે જે કાંઇ કમાવ્યું છે તેના કાંઈ કામમાં નહિ આવે.

૩. નજીકમાં તે જ્વાળાવાળી આગમાં ચાલ્યો જશે:

૪. અને તેની સ્ત્રી પણ, જે (જહન્નમના) બળતણનો બોજો ઉપાડતી (ફર્યા કરશે):

૫. જેના ગળામાં ખજુરીનાં રેશાનું વળ દીધેલું દોરડું હશે.

---

## પ્રકરણ ૧૧૨ મું.

### સુરતુલ ઇખલાસ.

### એકત્વ.

મક્કામાં ઉતરેલી જેની ૪ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) કહે કે તે અલ્લાહ એકજ છે.

૨. અલ્લાહ બેનિયાઝ (સ્વતંત્ર) છે.

૩. ન તે કોઇને જન્મ આપે છે, અને ન તેને કોઇએ જન્મ આપ્યો છે.

૪. અને ન કોઈ એક તેના જેવો છે.

---

૧ હઝરત મોહમ્મદ સ. અ. વ. એ પોતાના સંબંધીઓને હિદાયત કરવા માટે એકઠા કર્યા હતા, અને તેમને આપ જહન્નમના અઝાબથી ડરાવતા હતા, ત્યારે અબુ લહબે (મઆઝ અલ્લાહ) આપની તરફ બન્ને હાથ ઉગામીને કહ્યું કે હે મોહમ્મદ! શું તેં આટલા માટે અમને અહિં બોલાવ્યા છે? તે વખતે આ સુરહ નાઝીલ થઈ.

## પ્રકરણ ૧૧૩ મું.

## સુરતુલ ફલક.

### પરોઢીયું.

મક્કામાં ઉતરેલી જેની ૫ આયતો છે.

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) કહે કે હું પ્રભાતના પરવરદિગારની પનાહ માગું છું:
૨. દરેક તે વસ્તુની બદીથી કે જે તેણે પેદા કરી છે:
૩. અને અંધારી રાતની બદીથી જ્યારે કે તે પથરાઈ જાય છે:
૪. અને ગાંઠો પર (જાદુની) ફૂંક મારનારીઓની બૂરાઇથી:
૫. અને દરેક ઇર્ષા કરનારાની બદીથી કે જ્યારે તે ઇર્ષા કરે છે.

---

## પ્રકરણ ૧૧૪ મું.

## સુરતુલ નાસ.

### મનુષ્ય.

મક્કામાં ઉતરેલી જેની ૬ આયતો છે

અલ્લાહના નામથી (જે) મહાન દયાળુ (અને) દયા કરનાર છે.

૧. (હે રસુલ!) કહે કે હું માણસોના પરવરદિગારની પનાહ માગું છું:
૨. માણસોના બાદશાહની:
૩. માણસોના માઅબુદની:
૪. તે શેતાનના વસવસાની બદીથી (બચવા માટે):
૫. કે જે લોકોના મનમાં વસવસા નાખ્યા કરે છે:
૬. (પછી તે) જીન્નાતો માંહેનો હોય અથવા ઈન્સાનો માંહેનો.

---

## કુરઆને શરીફના આ ભાષાંતરમાં વપરાયેલા પરભાષી અને અઘરા શબ્દોની સમજણ અને અર્થ.

---

અચળ : ડગે નહિ તેવું.

અઝાબ : સખત શિક્ષા.

અપેક્ષા રહિત : ઇચ્છા વિનાનું, કોઈપણ જાતની હાજત ન હોય તેવું.

અરફાત : મક્કાથી આશરે દશ માઈલ દૂર આવેલો એક ડુંગર છે, જ્યાં હાજીઓ ઇબાદત કરવા જાય છે.

અભિલાષી : આશાવંત.

અહેવાલ : વૃતાંત.

અદ્રષ્ય : છુપું, જોઇ ન શકાય તેવું.

આ'માલનામું : કરણીના લેખ.

આખેરત : પરલોક.

આખેરૂઝઝમાન : ક્રમમાં છેલ્લો.

આઝાદ : સ્વતંત્ર.

આબાદી : વસ્તી.

આયત : મહાન વાકય, નિશાની, મોઅજીઝો.

ઇબાદત : બંદગી.

ઇબાદતગાહ : બંદગી કરવાની જગા.

ઇમામ : ધર્મનેતા, આગેવાન.

ઇમાન : શ્રદ્ધા.

ઉપમા : સરખામણી.

ઉમરો : હજ્જના જેવીજ ક્રિયા, પણ આ ક્રિયા ગમે ત્યારે થઈ શકે છે.

ઉમ્મત : અનુયાયીઓ.

ઉદ્ધતાઇ : હઠીલાઇ.

ઉલ્લંઘન : અનાદર કરવો તે, વિરૂદ્ધ જવું.

એહરામ : હજ્જમાં પ્રદક્ષિણા કરતી વખતે પહેરવાનો પોશાક.

એકરાર : કબૂલાત.

ઓલાદ : સંતતિ, બાલબચ્ચાં.

અંદાજ : અડસટ્ટો.

કર્ઝે હસના : પાછું મેળવવાની આશા રાખ્યા વિના ધીરવું તે.

કદમ : પગલું.

કુફ્ર : નાસ્તિકપણું.

કલેમએ તૌહીદ : અલ્લાહની ઐકયતાના શબ્દો.

કલમો : શબ્દ.

કાબા : મકકામાં હ. ઇબ્રાહીમ અને હ. ઇસમાઇલે બાંધેલું અલ્લાહનું ઘર.

કાર્યસાધક : કામ પાર પાડનાર, કાર્ય સિદ્ધ કરનાર.

કિબ્લો : મુસલમાનો જે બાજુએ મોઢું રાખી નમાઝ પઢે છે તે, અર્થાત કાબા.

કુચો : સ્તન, આંચળ.

કુરબાની : ધાર્મિક ભોગ,

કુરૈશ : અરબ કબીલાનું નામ.

કૃતઘ્ન : નગુણો, અનુપકારી.

ખાહેશ : ઇચ્છા.

ખીજર (ખીજ્ર) : અલ્લાહ તરફથી આવેલા પયગમ્બરો માંહેના એકનું નામ.

ખુશ્કી : જમીન.

ખેરાત : દાન.

ગનીમત : લડાઇમાં હાથ લાગેલો લૂંટનો માલ.

ગાફીલ : બેદરકાર, અજાણ.

ગુનાહ : પાપકર્મ.

ગુમરાહ : માર્ગ ભૂલેલો, સન્માર્ગથી ભટકેલો.

ગુમાન : તર્ક, અનુમાન.

ઘૃણા : ધિક્કાર, તિરસ્કાર.

જલપ્રલય : પાણીનું મોટું પૂર.

જાઇઝ : હલાલ, કાયદેસર, અબાધિત.

જાતિસમુહ : કોમ, ટોળું.

જાહીલ : અજ્ઞાન.

જેહાદ : ધર્મયુદ્ધ, ધર્મના માર્ગે ખરા દિલથી પ્રયત્ન કરવો તે.

ઝબેહ કરવું : હલાલ કરવું, વધેરવું.

ઝીકર (ઝીક્ર): રટણ.
તરી: દરીયો, સમુદ્ર.
તરીકત: પદ્ધતિ, રીતરીવાજ.
તયમ્મુમ: પાણી ન મળી શકે ત્યારે પવિત્ર માટી ઉપર હાથ મારી મોઢાં ઉપર તેમજ હાથના કાંડા ઉપર ફેરવવો તે, (વઝુને બદલે).
તલાક: સ્ત્રી પુરૂષ વચ્ચે છુટા છેડા.
તવાફ: પ્રદક્ષિણા.
તહજ્જુદ: નમાઝેશબ, મધ્ય રાત્રીથી લઇને પહો ફાટવા પહેલાં પઢવાની નમાઝોને તહજ્જુદની નમાઝ કહે છે.
તંગદસ્ત: મુફલીસ, લાચાર, ગરીબ.
તાબીર: સ્વપ્નફળ
તૌક: કેદીઓને ગળામાં પહેરાવવાની બેડી.
તૌફીક (તોફીક): પ્રેરણાં.
તૌબા (તોબા): પશ્ચાતાપ.
તૌહીદ: અલ્લાહની ઐકયતા
દરગાહ: દરબાર.
દુઆ: અલ્લાહ પાસે આજીજીપૂર્વક માગવું તે, યાચના.
દુત (દુતો): ફરિશ્તા.
ધોકો: ભુલાવો.
નફસ: વ્યકિત, જીવ, અંતઃકરણ.
નબુવ્વત: અલ્લાહ તરફની ખબરો પહોંચાડવાનું કામ.
નબી: અલ્લાહ તરફની ખબરો પહોંચાડનાર.
નાસ્તિકપણું: ઇશ્વરની હસ્તીમાં ન માનવું તે
નિખાલસ: ચોકખું, નિર્મળ.
નિસાસા: નિશ્વાસ.
નેઅમત: બક્ષીસ, કૃપા, મહેરબાની.
પડદાપોશી: પડદામાં રહેવું તે.
પનાહ: આશ્રય.

પયગમ્બર : અલ્લાહનો સંદેશવાહક.

પરહેઝ : બૂરાઈથી બચવું તે.

પરહેઝગાર : અલ્લાહથી ડરીને ચાલનાર.

પરીસીમા : હદ.

પ્રત : મુળ લખાણુ, મુળ નકલ.

પ્રણાલીકા : રીતરીવાજ.

પુનરાવર્તન : ફરી સર્જવું તે.

ફત્વો : ધાર્મિક ચુકાદો.

ફના : નાશ.

ફરમાબરદાર : આજ્ઞાધીન.

ફિરદોસ : સ્વર્ગ.

ફીતુર : ઢોંગ, બળવો, દંગો.

બદકાર : વ્યભિચારી; બદકારી: વ્યભિચાર.

બદદાનત : ખરાબ નિષ્ઠા.

બદ્દુ : અરબસ્તાનના જંગલોમાં વસતી એક કોમ.

બની ઈસરાઈલ : યહુદી.

બયતુલ મુકદ્દસ : જેરૂસ્સલમની એક મસજીદનું નામ.

બન્દો : (બંદો) દાસ, સેવક.

બયતુલ્લાહ : અલ્લાહનું ઘર, ખાનએ કાઅબાનું એક નામ.

બરહક : સત્ય.

બારગાહ : દરબાર.

બિરાજમાન થવું : બેસવું.

બુઝુર્ગી : મોટાઈ.

બુત (બુતો): મૂર્તિઓ.

બેહયાઇ (બેહયાયી): બેશરમી.

મઝહબ : ધર્મ.

મવલા : વાલી.

મશઅરૂલ હરામ : મુજદલફા : } મકકા અને અરફાત વચ્ચે આવેલું પવિત્ર સ્થળ; જ્યાં હાજીઓ એક દિવસ રોકાઇને બંદગી કરે છે.

મસજીદુલ હરામ : પવિત્ર મસજીદ, ખાનએ કાઅબાનું એક નામ.

મસજીદે અકસા : જેરૂસ્સલમની એક મસજીદનું નામ.

માઅબુદ : પૂજ્ય.

માનતા : બાધા.

માસુમ : ગુનાહોથી પર એવા સ્ત્રી કે પુરૂષ.

મિજલસ : સભા.

મિના : મકકાથી આશરે ચાર માઇલ દુર આવેલું પવિત્ર સ્થળ આ જગ્યાએ હાજીઓ બંદગી કરવા રોકાય છે.

મિસ્કીન : લાચાર. ગરીબ, ઘરબાર વિનાનું, નિરાધાર.

મુન્કર : ફરી જનાર.

મુનાફીક : દાંભિક.

મુશ્રિક : અલ્લાહના બરોબરીયા જોડીદાર ઠરાવનાર.

મેહેર : મુસલમાનોમાં નિકાહ (પરણતી) વખતે પુરૂષ તરફથી સ્ત્રીને અપાતી રીતની રકમ.

મોમીન : ઇમાનદાર.

મોરચો : મોકાની જગા.

મોહતાજ : લાચાર.

મૌન : ચુપકીદી.

યતીમ : અનાથ, માબાપ વિહોણું.

રજશ્વલા : માસીક અટકાવવાળી (સ્ત્રી).

રસુલ : અલ્લાહ તરફથી મોકલવામાં આવેલી વ્યકિત.

રહેમ : દયા.

રહેમત : દયા.

રહીમ : દયા કરનાર.

રહેમાન : દયાવંત.

રાજમાર્ગ : ધોરી રસ્તો, સરળ રસ્તો.

રાહ : રસ્તો.

રાહેરાસ્ત : સરળ માર્ગ, ખરો રસ્તો.

રૂકુઅ : નમાઝમાં નમવું તે.

રૂહ : આત્મા.

રોજા : અપવાસ.

લાજીમ : છાજે એવું, ઘટીત.

લાનત : ફિટકાર.

લોંડી : સ્ત્રી ગુલામ.

વસવસા : વ્હેમ.

વાજીબ : અનિવાર્ય.

વિદીત : જાણમાં આવેલું.

શફાઅત : ભલામણ, વચ્ચે પડવું તે.

શબ : મુડદું.

શરારત : લુચ્ચાઈ.

શરારતી : લુચ્ચો.

શરીઅત : ધર્મ નિયમ.

શરીક : જોડીદાર, ભાગીયો.

શહાદત : ધર્માર્થે અથવા અલ્લાહની રાહમાં જાન આપવી તે.

શહીદ : ધર્માર્થે અથવા અલ્લાહની રાહમાં માર્યા જનાર.

શિર્ક : અલ્લાહના બરોબરીયા ઠરાવવા તે.

શિથીલ : નિર્બળ.

શિલા : પત્થર.

શુક્રગુઝાર : પાડ માનનાર.

શુમાર : ગણત્રી.

શ્રવણશક્તિ : સાંભળવાની શક્તિ.

સદકા : દાન.

સવાબ : પુણ્ય.

સવિસ્તર : વિગતવાર.

સહીફા : આકાશી કિતાબ, તૌરેત, ઝબુર, ઈન્જીલ, કુરઆન, એ ચાર સિવાય બીજી આકાશી કિતાબોને સહીફા કહે છે.

સંભાવિત : પ્રતિષ્ઠીત, આબરૂદાર.

સાક્ષાત : નજરો નજર.

સાંઢીયો : નરઉંટ.

સિજદા : દંડવત્, મુસલમાનો નમાઝમાં કપાળ જમીન પર આડાડે છે તે ક્રિયા.

હજ્જે અકબર : મોટી હજ્જ, અર્થાત ઝીલહજ્જ મહિનાની ૯ મી તારીખ શુક્રવારે પડે તો તે દિવસે હજ્જનો દિવસ છે તે હજ્જે અકબર કહેવાય છે.

હિકમત : સદ્ બુદ્ધિ, સારૂં નરસું પારખવાનું જ્ઞાન.

હિજરત : સ્વદેશ ત્યાગ.

હિદાયત : સન્માર્ગ દેખાડવો.

હિમાયત : મદદ.

હુરમત : પવિત્રતા, આદર.

ક્ષણભંગુર : નાશવંત.

---